

**કુમારી ત્રીપુરી નીયોગી**
જેમને
સંસ્કૃત અને ગણીત માટે સરકારી
સ્કોલરશીપ મળી છે.



**મીસ બીલકીસ જમાલ**
જેઓને નાગપુર યુનીવર્સીટીની બી. એ.ની પરીક્ષામાં પ્રથમ નંબરે આવવા માટે રોબર્ટસન ગોલ્ડ મેડલ તથા ઉર્દુ ભાષામાં માન સાથે પાસ થવા માટે સરઆર્થર બ્લેનેર હેસેટ મેમોરીઅલ સીલ્વર મેડલ મળ્યા છે.



**શ્રી આપ્પા સાહેબ પંત**
ઔંધ નરેશના પૌત્રો યુરોપમાં
અભ્યાસ કરે સારૂ
આવ્યાં છે.



પુસ્તક ૩૩મું સપ્ટેમ્બર : ૧૯૩૯ અંક ૧ લો

# ગુણસુન્દરી

ગુણસુન્દરી જે ગૃહ વાસ વસે,
નર નારી જ્યાં નવલાં હાસ્યે હસે;
મનુ જાતી વિકાસે ત્યાં વિકસે,
જગતાયક એ ગૃહ અવતરશે.

ગુણસુન્દરી રસ પગલી પડતી,
ખરી શાન્તિ સદાયે ત્યાં મળતી;
રસશાસ્ત્ર ઋચાઓ જ્યાં જડતી,
બની લક્ષ્મી જો ગૃહિણી સાંપડતી.

ગુણસુન્દરી ગૃહિણી ભાગ્યે ભળે,
તપ પૂર્વજન્મનાં તો જ ફળે:
નહિ માર્ગ કંટકો ક્યાંય નડે,
જગ કેરી સુવાસ સદાય જડે.

ગુણસુન્દરી માતા ભગિની રૂપે,
વળી આવે એ પુત્રી પત્નિ રૂપે:
સહજીવન સહચરી સખ્ય રૂપે,
ભલે સાંપડે એ ગૃહદેવી રૂપે.

શા. ગોકુળદાસ દ્વા. રાયચુરા
તંત્રી : "શારદા"



# મેહુલો ન રીઝે

[ " ભોળી ભરવાડણ "—નો રાગ ]

આવ્યો રે ! અધિક ! ગાઢ વાદળાં છવાયાં,
વાદળીને વિજલડી આભ ચીરી ચાલ્યાં

આભે ગાજે ઘનરાજ મેઘલી રાતે,
વીજળી ઓકળીઓ પાડે ભુરા રંગ સાથે  ૧

સજીને સોનેરી સાળુ સન્ધ્યા ઉતરતી,
અધીરાં જન ઉર હેલે આશા ન મ્હાતી.  ૨

નભમાં તારલીયા ચાંદલીયો છૂપાયે,
રજનિ અંજન આજે મેહુલો ન રીઝે.  ૩

તરસ્યાં ચાતક કમ્પે ધરતી સુકાતી,
મેઘરાજ કાજ ઝંખે પશુ-પંખી જનતા.  ૪

સૌ. સવિતાલક્ષ્મી હ. બુચ



# અખિલ હિન્દ મહિલા પરિષદ

## અર્ધ વાર્ષિક અધિવેશન

### સાંગલી, તા. ૨૯-૩૦-૩૧ જુલાઈ ૧૯૩૯

લેખિકા : સૌ. શારદાબ્હેન મહેતા

અખિલ હિન્દ મહિલા પરિષદનું અર્ધ વાર્ષિક અધિવેશન આ વર્ષે સાંગલી મુકામે પરિષદનાં પ્રમુખ શ્રી. રાણી લક્ષ્મીબાઈ રાજવાડેના પ્રમુખપણા નીચે ગયા મહિનામાં કરવામાં આવ્યું હતું.

સાંગલી સંસ્થાન પૂનાની દક્ષિણે આવેલું છે. બાલાજી પેશ્વાના વખતમાં પટવર્ધન કુટુંબે સારી કામગીરી કરી હતી તેની કદર કરીને ઇનામમાં આ જાગીર તેમને મળેલી છે. પટવર્ધન કુટુંબની પ્રતિષ્ઠા મહારાષ્ટ્રમાં ખૂબ જામેલી છે. હાલના રાજા શ્રી. સર ચિંતામણરાવ દુન્ડીરાજ અને શ્રી. રાણી સાહેબ પોતાના સંસ્થાનનાં સાર્વજનિક કાર્યમાં ઘણો રસ લે છે. શ્રી. રાણી સાહેબ સર મોરોપંત જોષીનાં સુસંસ્કૃત કુટુંબમાં પુત્રી છે. અને પોતાનાં સંસ્કારની છાપ રાજ્યની બી સંસ્થાઓમાં સારી રીતે માલમ પડે છે તેઓ અખિલ હિન્દ મહિલા પરિષદના પ્રથમ અધિવેશન વખતે પૂનામાં સ્વાગતાધ્યક્ષ હતાં. ત્યારથી જ તેના કાર્યમાં તેઓ સક્રિય રસ લે છે. અને સાંગલીમાં પરિ-



સૌ. શારદાબ્હેન, મહેતા

પદનું કાર્ય પૂરવેગથી ચલાવી રહ્યાં છે. એક મધ્યસ્થ શાખા સાંગલી તાબામાં છે. અને આસપાસના પોતાના મુલકમાં ન્હાની શાખાઓ અને ઉપશાખાઓ છે. બધી વચ્ચે આંતરિક સંબંધ સારો છે. દરેક શાખાઓ-માંથી પ્રતિનિધિ આ અધિવેશનમાં ભાગ લેવા માટે આવ્યાં હતાં.

પૂનાથી સાંગલીની મુસાફરી ઘણી આનંદ-જનક છે. સુંદર ભવ્ય ઘાટમાં થઇને આગગાડી માર્ગ કાપતી જાય છે. આસપાસના પહાડ ઉપરથી અનેક ધોધ પડતા દેખાય છે. લીલા પહાડ અને ખીણો, અર્ધવર્તુલ ઘાટ અને ગુફાઓનો માર્ગ એ સઘળું જોવામાં જ લાંબી મુસાફરીનો કંટાળો દૂર થાય છે.

પરિષદના પ્રતિનિધિને રહેવા માટે શ્રી. રાણીસાહેબે પોતાનો હમેશનો રહેવાનો આવાસ સોંપી દીધો હતો. અને પોતે ગેસ્ટ હાઉસમાં રહેવા ગયાં હતાં. સ્વાગતમાં કોઇ જાતની કમીના નહોતી સ્વયંસેવિકા બહેનો, અને સ્વયંસેવક ભાઇઓ તેમજ અન્ય અધિકારી વર્ગ રાતદિવસ અતિથિની કાળજી કર્યા કરતાં હતાં. રાણી સાહેબ પોતે બન્ને વખત અમારી સાથે જ ભોજન લેતાં હતાં અને અમારા કાર્યક્રમમાં પણ વખતોવખત હાજરી આપતાં હતાં. એટલે એમનો પરીચય ખૂબ થયો. એમના સ્વભાવનો અને સાદી સરળ રીતભાતનો પૂરો ખ્યાલ આવ્યો.

પરિષદમાં જે જે મુખ્ય મુદ્દા હાથમાં લેવામાં આવ્યા હતા તેનો નિર્દેશ આ સ્થળે કરી લઇશ.

મુંબઇની ધારાસભાનાં સભ્ય, અને મુંબઇની અનેક સ્ત્રી સંસ્થાઓ સાથે સંકળાએલાં જાણીતાં સ્ત્રી કાર્યકર્તા—બહેન શ્રી. સલીમા બહેન તૈયબજીના દુઃખદ અવસાન બદલ શોક પ્રદર્શિત કરવામાં આવ્યો હતો.

શ્રીમતી શરીફા બહેન હમીદઅલી આ વર્ષે ભરાનાર અ. હિં. મ. પ. નાં સંમેલનનાં પ્રમુખ ચુંટાયાં છે તે બદલ તેમને અભિનંદન આપવાનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો. પરિષદ ડીસેમ્બર મહિનામાં અલ્હાબાદ, લખનૌ, કે કાનપુરમાં ભરાશે.

પરિષદના ધારાધોરણમાં મહત્વના ફેરફાર કરવાનો પ્રશ્ન લગભગ દોઢ વર્ષથી હાથમાં લેવાતો હતો તેના ઉપર સંપૂર્ણ ચર્ચા થઇ, અને પ્રમુખ શ્રી. રાણી રાજવાડેએ જે ખરડો તૈયાર કર્યો હતો તેમાં થોડા ઘણા ફેરફાર સાથે તે પસાર કરવામાં આવ્યો. પરિષદની શાખાઓ, ઉપશાખાઓ, પ્રાથમિક સભ્યો ઇત્યાદિ મુદ્દા ચોકકસ કરવામાં આવ્યા, અને એ રીતે પરિષદનું કાર્ય મોટાં શહેરો, ગામો અને ન્હાનાં ગામડામાં વિસ્તાર પામે એવી રચના હવે કરવામાં આવી છે.

ધારા ધોરણના પ્રશ્નનો નિકાલ હંમેશ બહુજ વખત લે છે; તે પ્રમાણે ઘણી ઘણી ચર્ચાઓ પછી સર્વાનુમતે એનો ખરડો પસાર થયો હતો.

બીજો પ્રશ્ન દરીઆપાર વસતા હિન્દ-વાસીઓ સંબંધી હતો. આફ્રિકા, સીલોન બર્મા, બ્રિટિશ ગીએના ઇત્યાદિ સ્થળે હિન્દ-વાસીઓને જે હાડમારી અને અપમાન ભોગવવાં પડે છે, અને તેમનાં સંબંધી હાલમાં જે અનિચ્છનીય કાયદા ઘડી કહાડવામાં આવ્યા છે તેને માટે સખ્ત અણગમો દર્શાવતો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

આ પ્રશ્નને અંગે સમસ્ત એશિઆની સ્ત્રીઓના સંગઠ્ઠનનો પ્રશ્ન ચર્ચવામાં આવ્યો હતો અખિલ એશિયા સ્ત્રી પરિષદ થોડાં વર્ષ ઉપર બોલાવવામાં આવી હતી. પરંતુ પાછળથી તેને અંગે કાંઇ કાર્ય થયું નથી. તેથી આ વર્ષની અખિલ હિન્દ મહિલા પરિષદની બેઠક વખતે એશિઆના ભિન્ન ભિન્ન દેશોમાં કાર્ય કરતી બ્હેનોને આમંત્રણ આપવું, અને તે પ્રસંગનો લાભ લઇને અખિલ એશિઆની સ્ત્રીકાર્યકરોનું સંગઠ્ઠન સાધવાના પ્રશ્નની

અમારાં પ્રમુખ દેશ ભરમાનાં એક અગ્ર-કાર્યકર્તા છે એટલું જ નહિ પણ દેશની નારી જનતાના પ્રથમ પંક્તિનાં પ્રતિનિધિ છે તે રીતે એમનું સ્વાગત સાહજિક થાય. તેમાંએ સાંગલીનાં રાણી સાહેબ તો તેમનાં બહેન થાય એટલે રાજ્ય કુટુંબ તેમજ પ્રજા તો આ પ્રસગે આનંદ-ઘેલાં થયાં હતાં, અને એટલો સદ્દભાવ એમના પ્રત્યે દેખાડવામાં આવ્યો કે અમને સહુને પણ એમ લાગ્યુ કે આવા એક નેતા સાથે સહકારનો લાભ મળે એ પણ એક લ્હાવો જ છે.

સાંગલીનાં રાજા, રાણી, અધિકારીવર્ગ અને પ્રજાવર્ગે અમારાં પ્રમુખ અને બધાં પ્રતિનિધિઓનું સુંદર સ્વાગત કર્યું; જે સભામાં આ સ્વાગત થયું તે સભામંડપ રાજ્યનો અસલ રાજવાડો હતો. અસલના શણગારથી શોભીતો દરબાર હૉલ સ્રી પુરુષોથી ચીકાર ભરાઇ ગયો હતો. રાણી સાહેબે અમારાં પ્રમુખ માટે—એટલે પોતાનાં બહેન માટે તદ્દન તટસ્થ રહીને સ્વાગતના જે ઉદ્દગારો કહાડ્યા તે સદા સ્મરણમાં રહે એવા છે. તેની સાથે આ ઉદ્દગારનો જે પ્રત્યુત્તર શ્રી. રાણી રાજ-વડેએ આપ્યો તે એથી પણ વધારે સુંદર હતો.

સ્રીઓમાં સ્વમાનની જે જાગૃતિ આજે આવી છે તે સ્વમાન અને સ્વાશ્રયની ઘોષણા તે સ્થળે તેમણે બહુ સુંદર રીતે કરી હતી.

કોલેજના પ્રોફેસરો અને વિદ્યાર્થી વર્ગ તરફથી પણ એક સભા થઇ હતી.

જુદા જુદા પ્રાન્તના કાર્યકર્તાઓના સંસર્ગમાં આવવા માટે આ પ્રસંગ બહુજ અનુકુળ થઇ પડે છે.

દિલ્હી, કરાંચી હૈદ્રાબાદ, મુંબઇ, પૂના, ઇન્દોર, વડોદરા, બેલગામ, ગુજરાત ઇત્યાદિ સ્થળેથી પ્રતિનિધિ બહેનો આવ્યાં હતાં એક બહેન તો પોતાનાં ત્રણ બાળકોને લઇને આવ્યાં હતાં.

મહારાષ્ટ્રના બહેનોએ આ વર્ષે પરિષદને અંગે સુંદર કામ કર્યું :છે.

આ પ્રકારનાં સમ્મેલનનો એક મોટો લાભ તો એ થાય છે કે એક પ્રકારનો ભગિની ભાવ જાગૃત થાય છે, પ્રાન્તીય ભેદ, કોમી ભેદ, ભાષા ભેદ વગેરે અનેક પ્રકારના ભેદભાવનું સદંતર વિસ્મરણ થાય છે, અને માત્ર હિન્દી હોવાનું ભાન સચોટ થાય છે. સમસ્ત સ્રી જાતિનું ઐકય અને સન્માન સાધ્ય કરવું. એજ અખિલ હિન્દ મહિલા પરિષદનો આશય છે, અને તેજ માર્ગે તે પ્રયાણ કરી રહી છે. તેમાં વધારે વેગ લાવીને કામ કરવા માટે આવાં અધિવેશનો પ્રેરણા આપે છે.

---

## મારે ઉડવું છે

( ઢાળ : હું તો શેરી વળાવીને સજ કરૂં )

મને ચેતનની પાંખો પ્રમટાવો
હો રાજ ! મારે ઉડવું છે
મારે જાવું છે દૂર દૂર ધામ
રાજ ! મારે ઉડવું છે

મને દુનિયાના ભેદો દેખાડો
હો રાજ ! મારે ઉડવું છે
મારે ગાવું છે મુક્તિનું માન
રાજ ! મારે ઉડવું છે

અને નવલાં તે તેજો બતાડો
હો રાજ ! મારે ઉડવું છે
મારે જોવા છે જીવન વિરામ
રાજ ! મારે ઉડવું છે

મને જ્યોતિની પાંખો પ્રમટાવો
હો રાજ ! મારે ઉડવું છે
મારે જાવું છે દૂર બ્રહ્મધામ
રાજ ! મારે ઉડવું છે.

મનુ દવે કાવ્યતીર્થ

# બંધન — મુક્તિ

લેખિકા :
શ્રી. હેમલતા મહેતા

પ્રાચીન કાળથી મનુષ્યના ઇતિહાસમાં સ્ત્રીઓનો વિષય કરૂણતાથી ભરપૂર છે. દરેક પુરુષવર્ગે સ્ત્રીઓને અબળા માની, જુની રૂઢિ અને રિવાજના ઓથા નીચે, તેમને હંમેશ પોતાના કબજામાં રાખી છે આ ઘણું જ અજુગતું અને પુરુષવર્ગને શરમાવે એવું કાર્ય છે. આમાં સ્ત્રીવર્ગ પ્રત્યે અપમાન અને અન્યાય રહેલો છે. સ્ત્રીઓના અજ્ઞાનનો લાભ લઇ પુરુષે પોતાની સત્તા જમાવી છે પરંતુ પશ્ચિમની સ્ત્રીઓ આજે એવા બંધનમાંથી મુક્ત થવા પામી છે, જ્યારે આપણી પૂર્વની સ્ત્રીઓ હજી પણ જુના રીતરિવાજની ઘરેડમાં ઘસડાઇ રહ્યા છીએ, અને રૂઢિને નામે, કોઇને કોઇ કારણસર, એવી નકામી પ્રથાને આધીન રહ્યાં છીએ. આપણું મન અને વિચાર હજી જોઇએ એટલા વિસ્તૃત થયા નથી એથી આપણે પોતે સંપૂર્ણ રીતે એવા ખોટા ખ્યાલમાંથી બંધનમુક્ત થયા નથી, અને આપણી જીંદગી એ ગેરવ્યાજબી ખ્યાલોના આધારે દોરાઇ રહી છે.

દુનિયા અને જીવન વિષે અજ્ઞાનના અંધકારમાં ડુબેલી, ઘરની ચાર દિવાલમાં ઉછરેલી હિન્દુ કન્યા, આજસુધી પ્રથમ એના પિતાની માલિકીની વસ્તુ હતી, ત્યારબાદ લગ્ન પછી પિતાએ હાથ ઉઠાવી લીધો અને એ પતિની મિલ્કત બની. હિન્દુ ધર્મ અને હિન્દુ રિવાજ મુજબ પતિને પરમેશ્વર માની એની આખી જીંદગી નમ્ર સેવા અને સમર્પણમાં જતી. ગૃહસેવા અને પતિ સેવા એ જ એના જીવનનું ધ્યેય હતું અને એમાં જ એનું સાફલ્ય એ સમજતી. ધર્મ એની રક્ષા હતી. દુર્દૈવવશાત્ જો તે વિધવા બનતી તો તેને પોતાના પુત્રોને શરણે જવાની ફરજ પડતી. સ્ત્રીના સંરક્ષણ ખાતર અને એના પતિના કુટુંબના સુખ અને આબાદી ખાતર ધર્મ, ન્યાત અને સમાજે રચી રાખેલા કેટલાએક ચોક્કસ નિયમો સ્ત્રીને પાળવા પડતા. આ વાતની આડે જો સ્ત્રી જતી અને ભુલેચુકે પણ બાંધી મુકેલા નિયમોના વર્તુળ બ્હાર પગલાં ભરતી તો તે ભયંકર ગુન્હેગાર ઠરતી અને ન્યાત બહાર મુકાતી. સમાજે અને ન્યાતે ઠરાવેલી હદની બહાર સ્ત્રીથી જઇ શકાતું નહિ. આવી દુઃખદ, તિરસ્કારભરી પરતંત્રતા તે જમાનામાં સ્ત્રીને ભોગવવી પડતી.

દરેક બાબતમાં સ્ત્રીને ફરજ અને બંધન હતાં. પુરુષ ફક્ત હુકમ ફરમાવી દૂર રહેતો અને એ રીતે પોતાનો સ્વામીપણાનો અધિકાર દર્શાવતો, પરંતુ તે જમાનાની બાજરમાન, વૃદ્ધ સ્ત્રીઓ એટલેથી જ ન્હોતી અટકતી. જેમણે પોતાની જીંદગી ગુલામી દશામાં, પરતંત્રતામાં ગાળી હોય એમને સ્વતંત્રતાનો અનુભવ શો હોઇ શકે ? જેણે કશું જોયું નથી, અનુભવ્યું નથી અને જેનું આખું જીવતર બીજાના આધાર ઉપર જ વ્યતિત થયેલું છે એમનાથી આજના જમનાની છૂટ, સ્વતંત્રતા શી રીતે સહન થાય ? તેઓને આવી છૂટ અસહ્ય લાગે એમાં અજુગતું નથી, પરંતુ તે આવકારદાયક લાગે તો વધારે આશ્ચર્યકારક છે. આવી ઉદારતા ભાગ્યે જ કોઇનામાં હશે. કુટુંબની અને ન્યાતની વૃદ્ધ અગ્રેસર સ્ત્રીઓ સ્વતંત્રતાની વિરૂદ્ધ હતી અને

તેથી પોતાની વહુ દીકરીઓને સ્વતંત્રતાનાં વ્હેણુમાં જવા દેવા બિલકુલ ઇચ્છતી ન્હોતી. પોતાના આચાર અને વિચાર બીજાની પાસે પળાવવાની ફરજ પાડવામાં વપરાતી, તેમની ક્રૂરતા સ્ત્રી સ્વાતંત્ર્યનો તેમનો કટ્ટો વિરોધ સ્પષ્ટ કરતી. આજ પ્રમાણે ન્યાતજાત અને કુટુંબની શિષ્ટતા સ્ત્રીઓની ગુલામીમાં જળવાઈ રહેતી. આવું નિરાધારપણું અને વંશ પરંપરાની આવી અજ્ઞાન સંકુચિત ભાવનાની છાપ આજ પણ આપણે ઘણી સ્ત્રીઓના મન ઉપર જોઇ શકીએ છીએ. ખીલતા મનની દાબી દીધેલી ભાવનાઓને લીધે, બુદ્ધિ હોવા છતાં સ્ત્રીઓ શક્તિહીન રહી છે અને તેથી જ બીજાના ઉપર આધાર રાખતાં તેમને સંકોચ થતો નથી.

આ પ્રથામાં ઉછરેલી હિન્દુ સ્ત્રી, પુરૂષે ધાર્યા પ્રમાણે, પોતાના પતિની આછી છાયા રૂપેજ બની રહી. તે એક સ્વતંત્ર વ્યક્તિ તરીકે સ્વતંત્ર વિચારો ધરાવી શકતી ન્હોતી પરંતુ સહધર્મચારિણી તરીકે પોતાના સ્વામિની સેવામાં જ તેના જીવનનું સાફલ્ય રહેલું મનાતું.

પરંતુ જમાનો બદલાય છે અને સ્ત્રીના ધર્મ વિષેના વિચારોમાં ક્રાંતિ થઇ છે. લોકો કહે છે કે અર્વાચીન સ્ત્રી ઉગ્ર–Aggressive બની ગઇ છે. શાંત રહી સહન કરી લેવામાં તે હીણપત સમજે છે. આથી આશ્ચર્ય થવાનું કારણ નથી કેમકે આ જાતની વૃત્તિ અને સ્વભાવ પેઢીદર દાબી દીધેલા મૂળનું કુદરતી પરિણામ છે. સંકુચિત મનને જ્યારે અનુકુળ સંજોગ પ્રાપ્ત થાય છે ત્યારે આપોઆપ બમણા વેગથી તે આગળ ધસે છે. સ્વતંત્રતાની પહેલી લ્હેજત કેફ સમાન છે. મનુષ્યના ઇતિહાસમાં સૌથી પહેલીવાર, સ્ત્રીઓ આ અનુભવનો લ્હાવો લઇ આનંદ પામે છે. જો તેણે સ્હેજ, એક પળભર 'પોતાનું' સમતોલપણું ગુમાવ્યું હશે તો ટુંક સમયમાંજ તે પાછું મેળવી, પહેલાંના કરતાં વધારે મક્કમતાથી પોતાનું જીવન ઘડશે. આજની સ્ત્રીમાં આર્થિક, નૈતિક અને સામાજીક જવાબદારીનું ઘણું ભાન આવ્યું છે અને તે અદા કરવામાં પોતાની ફરજ સમજે છે. સામાજીક કાર્યો ઉપરાંત અન્ય બાહ્ય પ્રવૃત્તિઓમાં રસ લઇ, જુદા જુદા કાર્યક્ષેત્રોમાં આગળ પડતો ભાગ લે છે.

સંસ્કૃતિના આ યુગમાં પણ પુરૂષો પ્રાધાન્ય પદ ભોગવે છે, અને ઘણા દાખલાઓમાં તો સ્ત્રીઓ રસોઇ ઘરમાંથી મુક્તિ મેળવી ફક્ત સમાજના શોભાના અંગ તરીકે આવકાર પામી છે. પરંતુ આવી સ્થિતી લાંબો વખત ભાગ્યેજ ટકી શકે; કારણ દેશની ઉન્નતિ અને કેળવણી માટે જેટલી પુરૂષની જરૂર છે એટલી જ સ્ત્રીની પણ જરૂર છે.

સ્ત્રી ફકત પુરૂષના જીવનનિર્વાહના સાધનોના ઇજારા વિરૂદ્ધજ આ લડતી નથી પરંતુ આખી સંસ્કૃતિને પોતાનાજ હાથમાં રાખવાના પુરૂષના હકક વિરૂદ્ધ જેહાદ ઉઠાવી રહી છે. પુરૂષ સાથે સમાન હકક મેળવી તેની સાથે કામ કરવા તે શકિતમાન છે. સ્ત્રી અને પુરૂષના સહકાર વિના સંસ્કૃતિની સપ્રમાણ ખીલવણી શકય નથી. બંને તેના ભાગીદાર છે. સ્ત્રી અને પુરૂષના સહકાર્ય વિના સાચું રાષ્ટ્ર ન સરજાય; બેઉએ મળી ઘડેલી યોજના વિના એકયતા ન સ્થપાય; સ્ત્રી અને પુરૂષ સાથે કદમ ભરતાં ન થાય ત્યાં સુધી સાચી સ્વતંત્રતા પણ પ્રાપ્ત ન જ થાય. *

* શ્રી. વિજયાલક્ષ્મી પંડિતના અંગ્રેજી લેખના આધારે

શકીશું. મ્હારાં વ્હાલાં ભાંડુઓ! આપણે એકજ અવિનાશી માતાપિતાનાં સંતાન છીએ અને તેમની સર્વ શક્તિઓનાં પૂરાં વારસ છીએ. આપણે સ્વત્વને ખિલવી, સહશિક્ષણના ધર્મને દિપાવી, આપણી કોલેજને આદર્શરૂપ બનાવવા દરેક પ્રતિજ્ઞા લ્યો."

દરેક શબ્દને વધાવી લેતી તાળીઓના અવાજ સાથે તે બેસી ગઇ.

તેના ફળરૂપે બીજે દિવસે પ્રોફેસર સાહેબના આગમનની રાહ જોવાતી હતી. જેવા તેઓ પોતાના આસને ગોઠવાયા, કે તરત જ અજિતા ઉભી થઇ નમ્રતાપૂર્વક બોલી "માનવંત સાહેબ, અમારી કોલેજના વિદ્યાર્થીઓમાં અમને સંપૂર્ણ વિશ્વાસ છે, અને અમારી બેઠકો જે જુદી રાખવામાં આવે છે. તેનું સ્થાન તેમની સાથે જ અમે માગીએ છીએ.

આટલું કહી તે બેસી ગઈ.

અવિનાશે ઉભા થતાં કહ્યું. "પ્રો. સાહેબ, જો અજિતા બ્હેનની માગણીનો આપ સ્વીકાર કરતા હો તો આગળની બેન્ચો હમે સર્વે બ્હેનોને માટે ખાલી કરી આપીએ છીએ.

પ્રોફેસરના મુખ પર ઉત્સાહ છવાઇ ગયો. તેમણે માનપૂર્વક ઉભા થતાં જવાબ વાળ્યો. "આજના બનાવથી મ્હારો અંતરાત્મા બહુ જ પ્રસન્ન થયો છે. અને તેના કારણભૂત કુ. અજિતા તથા મી. અવિનાશને અને સર્વ વિદ્યાર્થીઓને મ્હારાં અભિનંદન છે. તમારાં જીવનમાં તમારો પરસ્પરનો વિશ્વાસ અચલ રહો, તેજ મ્હારી આશિષ છે.

આ પછી સૌ. આનંદથી યથાસ્થાને ગોઠવાયાં, ને રોજનો નિત્યક્રમ ચાલુ થયો.

## ૨

વનશ્રી આજે પ્રસન્ન હતી. કુદરતના ક્રીડાધામ સરખું વિશાળ વન પોતાની સર્વ સમૃદ્ધિથી ઉભરાતું હતું. ડાળીએ ડાળીએ અને વેલોએ પુષ્પો તથા ફળો લચી પડતાં હતાં. પક્ષીઓ પોતાના મધુર કલરવે, તે આનંદને સજીવન કરતાં હતાં, મીઠાં ફળથી ધરાઇ, જીવનની તૃપ્તિ અનુભવતાં હતાં. વિશાળ તટ બાંધી ચાલી જતી નર્મદા સાથે અવિરત લાડથી લહરીઓ દોડાવતો હતો. દૂરથી ક્ષિતિજમાં એક નાવડું ચાલ્યું આવતું હતું. જેને નિહાળવા સૂર્યદેવે પૂર્વમાં ડોકીયું કર્યું. અને આકાશમાં ઉષાદેવીની લાલિમા પ્રસરી, પૃથ્વી પર સુવર્ણમય પ્રભાત ઉગ્યું. "આપણી મોટર દેખાય છે કે?" નાવ હવે સ્પષ્ટ દેખાતું હતું. તેમાં બેઠેલા યુગલમાંથી તરૂણી બોલી. "હા, પણ ત્યાં બીજુ પણ નજરે પડે છે." અવિનાશ હલેસાં મારતાં બોલ્યો. અજિતાની નજરે સમય માપી લીધો. તેણે પોતાની રાઇફલ તૈયાર કરી, જે નિશાનથી તે ડબ્બા પાડતી, ફુલકા ફોડતી તે સંભાર્યું. કિનારો પાસે આવતો ગયો તેઓની મોટર જ્યાં હતી, ત્યાંથી થોડે દૂર એક ચિત્તો ટહેલતો હતો. "જોજે હો! નિશાન ખાલી જશે તો તે ઉશ્કેરાશે" અવિનાશે કહ્યું, ને શાંત સમિરમાં હલેસાં મારવા રહેવા દઇ, તેણે પણ પોતાની બંદૂક તૈયાર કરી, જેથી અજિતાને વખતસર મદદ આપી શકાય.

એક મોટો અવાજ થયો. પક્ષીઓએ એક સાથે ચીચીઆરી કરી વનને ગજાવી મૂક્યું. ચિત્તો જબરો હતો. તેનો પગ ઘવાયો. પણ તેણે પોતાના કાળને પ્રત્યક્ષ જોઇ, એક કુદકે નાવડીમાં છલંગ મારી, "કુદી પડ" કહેતો અવિનાશ કુદી પડયો. પાછળ અજિતાએ પણ ચિત્તાને આવતો દેખી ભુસ્કો માર્યો. કામ જીવ સટોસટનું હતું. એક હાથમાં રાઇફલ રાખી થોડે દૂરથી બીજી બાજુ નિશાન માર્યું. "શાબાસ, શાબાસ, ખૂબ કરી અજિતા!!! અવિનાશ કિનારે ચડતો ધન્યવાદ આપી રહ્યો. ચિત્તો એક ભયંકર ત્રાડ નાંખી નાવડીમાંથી

નીચે ગબડી પડયો. બંને મોટર પાસે આવી પહોંચ્યાં. ઘણી વખત તેઓ વ્હેલાં ઉઠી, મોટરમાં ફરવા નીકળી પડતાં. આજે પાછલી રાતની ચાંદનીમાં નદીની સ્હેલ ઠરાવી હતી. સાંજે અજિતાનું પરિણામ જણાવાનું હતું. અભ્યાસ પૂરો કરી આગળ શું કરવું ત્હેના વિચાર ચાલતા હતા. "હેં તરતાં શિખ્યું. તે આજે કામ આવ્યું." અવિનાશ !! અજિતા બોલી. "અરે આજે તો હેં ત્હારું નામ સાર્થક કર્યું છે એક ઘાત ગઇ છે. ઘેર જઇ માતાપિતાને શું મ્હોં દેખાડત." અવિનાશે મોટરમાં બેસતાં કહ્યું. "અરે જા, જા, જેની જોડે અવિનાશ હોય, તે તે નાશ પામતું હશે ? અજિતાએ સાથે ગોઠવાતાં કહ્યું. "પણ ફરીને બીજાને ઉપાધિરૂપ તો થઇ પડેને ! હેં મ્હને રમણલાલની નવલકથાનાં સ્ત્રીપાત્ર જેવી ગણી ! કે જે ઘરમાં જ હુંફ આપે !" એમ કહેવાય કે ! તું તો ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ ! બન્ને હસતાં હસતાં મોટરને ફૂલ વેગે દોડાવી મુકી. પક્ષીઓ પાછાં કલરવ-કરી આનંદવા લાગ્યાં.

નીલા આજે ઉંડા વિચારમાં હતી. ત્હેના પતિ અખિલબાબુ ન્યાયખાતાના વડા અમલદાર હતા. અને સરકારી કામને અંગે બ્હારગામ ગયા હતા. પોતાનાં બન્ને બાળકો પણ ફરવા ગયાં હતાં. તે હંમેશાં વ્હેલી ઉઠતી ને અખિલ વિશ્વના પાલક ઉદ્ભવ સ્થાન પ્રભુની પ્રાર્થના કરતી. હિંદુ ધર્મનો ત્હેનો અભ્યાસ ઉંડો હતો. અને તેમાંથી ત્હેણે પોતાના જીવનના સિદ્ધાંતો ઘડયા હતા. એક, અનંત, સચ્ચિદાનંદ સર્વવ્યાપક ઇશ્વરને તે માનતી. વિશ્વને ત્હેનું મૂર્તિમંત વિરાટ સ્વરૂપ ગણતી. અને ભાવનાસિદ્ધિ, પુનર્જન્મ તથા કર્મફળના સિદ્ધાંતને તે સૂર્યસમાન સત્ય ગણતી. વિશ્વબંધુત્વ, સર્વ ધર્મની એકતા, અને મનુષ્યમાત્રની સેવામાં તેની મૂર્તિપૂજા આવી જતી. પોતાનાં બાળકોમાં ત્હેણે આ સંસ્કાર પૂરેપૂરા ભર્યાં હતા. આધુનિક કેળવણીથી તે વધુ દિપી નીકળ્યા હતા. જ્યારે તે ઇંગ્લંડથી ડૉકટરની પરીક્ષા પાસ કરીને આવતી હતી, ત્યારથી આજ સુધીનું ભૂત-જીવન ત્હેની દ્દષ્ટિ સમિપ તરી રહ્યું. ભરદરીઆમાં ત્હેમની સ્ટીમર સરસરાટ ચાલી જતી હતી; તે પોતાની રૂમમાં ભાવી સ્વપ્નાં ઘડી રહી હતી. તેજ વખતે બારણે ટકોરા પડયા. અને રૂમ ખોલતાં, અખિલબાબુનું ગભરાયલું મ્હોં નજરે પડયું. "મીસ નીલા કૃપા કરી મ્હારી રૂમમાં આવશો ?" હું તરત જ મ્હારાં ઓજારો લઇ તૈયાર થઇ, અમે બંને જલદીથી ત્યાંજઇ પહોંચ્યાં. તો મીસીસ ફ્લોરાની હાલત ઘણી ગંભિર હતી. કોમળ કુસુમ કરમાયું હતું. તેની પાસે બેસી આશ્વાસન આપતાં, દવાઓ તૈયાર કરી પાઇ, જ્યારે તેણે બોલવા જેટલી સ્વસ્થતા ધારણ કરી, ત્યારનાં વાક્યો હજી બાવીસ વર્ષે પણ નીલાના સ્મરણપટ પરથી ખસ્યા નહોતા. અત્યારે પણ તે સાંભરતાં. ત્હેનાં સુંદર નયનોમાંથી અશ્રુધારા વહેવા લાગી, ને તે વાક્યો ગોખવા લાગી. ફ્લોરા એક યુરોપિઅન બાઇ હતી. પણ સ્વામી વિવેકાનંદ ને પૂ. ગાંધીજીના હિંદને તે દૂર રહી પોતાનું ગણી તે સેવતી હતી. હિંદુધર્મ-વેદાંત પર ત્હેને ખાસ પક્ષપાત હતો. અને પૃથ્વીના નંદનવન સમા હિંદુસ્તાનમાં દર્શન કરવા તે તલપી રહી હતી.

જ્યારે અખિલબાબુ અભ્યાસ કરવા ઇગ્લાંડ ગયા ત્યારે તેમનો પરિચય ફ્લોરાને થયો. બંને આદર્શવાદી-મનુષ્ય પ્રેમી હતાં અને એક બીજાની સંમતિથી લગ્નગાંઠથી જોડાયાં. જે હિંદુસ્તાનની સેવાની ધગશ ફ્લોરાને હતી તે ત્હેણે લગ્નથી પૂરી પડશે ધારી, અભ્યાસ પૂર્ણ થતાં, હિંદુસ્તાન આવવા નિકળ્યાં પણ ઇશ્વરની ઇચ્છા જુદી જ હતી. પોતાનું સંતાન હિંદુસ્તાનનું ગણાય

એ ખાસ ઇચ્છાથી સગર્ભાવસ્થામાં, પણ તે જોડે આવવા નીકળી. પણ સ્ટીમરની હવા ત્હેને માફક ન આવી ને તાવની બિમારીમાંથી અચાનક તે પ્રસવ વેદનાથી પીડાવા લાગી. ત્હેને હવે પોતાની આશા રહી નહોતી. જે સ્વપ્નાં તેણે ઘડયાં હતાં તે છોડીને જવું પડશે, તેમ લાગ્યું. અને એક બાળકીનો ત્હેણે જન્મ આપ્યો. ફ્લોરાએ નીલાને પોતાના બાળકની સોંપણી કરી, ત્હેણે ત્હેને આત્મ-શ્રદ્ધાયુક્ત, નિડર ને હિંદુસ્તાનને આદર્શરૂપ બનાવવા વિનંતી કરી. અને વિશ્વમાં ત્હેની માતાને સ્થાને રહી, પોતાના પરમ રત્નરૂપ અખિલબાબુની પણ સંભાળ લેવા સૂચના કરી. તેઓ ઇંગ્લાંડમાં કોકવાર મળતાં. પણ આ હૃદયદ્રાવક પ્રસંગે નીલાના હૃદયનો પલટો કરી નાંખ્યો. પ્રભુના દરબારમાં ગોળા–કાળા–નાના–મોટા સર્વ સરખાં જ છે. પ્રેમ–વાત્સલ્ય–પશુતા દરેક પ્રાણીમાં પોતાના ભાવ ભજવે છે. ત્હેના બ્હારના અભ્યાસ ઉપરાંત હેના આત્માનાં પડળ પણ ઉઘડી ગયાં. તેણે લોરાને વચન આપ્યું. કે તમારી બાળકીને માતા નથી, એમ જાણવા નહિ દઉં અને મ્હારા પ્રાણ સમાન ગણી, એનું નામ અજીતા રાખી અમારા આદર્શ પ્રમાણે કેળવવા મ્હારૂં જીવન સમર્પિશ. જો અખિલબાબુની ઇચ્છા હશે, તો અમે લગ્નથી જોડાઈશું. નહિ તો આ જન્મ કુંવારી રહી, અજીતાને સંભાળીશ. ફ્લોરાને ત્હેનામાં વિશ્વાસ બેઠો. પ્રભુ સ્મરણ કરતાં, ત્હેનો આત્મા શાંતી પામ્યો ત્યાર પછી તેઓ હિંદુસ્તાન આવ્યાં, પરણ્યાં ને બે વર્ષે અવિનાશી જન્મ્યો અજિતા નીલાનેજ પોતાની મા જાણતી હતી. પોતે હિન્દુસ્તાનની છે. તેનો ધર્મ–ત્હેની સેવા, ત્હેના આદર્શો જીવનમાં ઉતારી, બીજાને તે પ્રમાણે ઘડવા જન્મી છે. એમ જાણતી, પોતાના લાડકડા નાનાભાઇની ત્હેને ઘણી ઓથ હતી. કોણ કોના બળથી આગળ આવવું. તે તેઓ સમજી શકતાં નહિ. પણ તે બન્નેનો સ્નેહ જોઈ નીલા–ને અખિલ બન્ને પોતાના જીવનને ધન્ય માનતાં, અવિનાશને વિલાયત મોકલવા વિચાર ચાલતો હતો. તે અજિતાને પણ સાથે આવવા આગ્રહ કરતો આજે ત્હેનું પરિણામ જણાવાનું હતું. પણ અજિતાને એક બીજી બાબતનો નાદ લાગ્યો હતો. અને તે હિન્દુસ્તાનની બ્હેનોમાં મનોબળ જાગ્રત કરી, ઇચ્છા પ્રમાણે સંતાન ઉત્પન્ન કરવાં, પ્હેલાંની સ્ત્રીઓની માફક તૈયાર કરવાનો આ ક્ષેત્રમાં ત્હેને પોતાનું જીવન અર્પવા ખાસ જરૂર જણાઇ હતી. જે બીજાંકુર ત્હેણે કોલેજ જીવનમાં વાવ્યાં હતાં. તે હવે વૃક્ષરૂપ બન્યાં હતાં. તે દરેક છોકરીઓમાં આ વિચારોનું સમર્થન કરતી. લગ્ન એ આત્મ વિનિમય છે. પાર્થિવ વાસનાઓને જીતી, જગતને ઉચ્ચ સંસ્કારી, બલવાન સંતાનોનું દાન કરવાનું સાધન છે. હિન્દુ ધર્મમાં પોતાની ઇચ્છા પ્રમાણે સંતાનો મેળવનાર ઘણા સ્ત્રી–પુરૂષોનાં દષ્ટાંતો ત્હેણે વાંચ્યાં હતાં. હિન્દુસ્તાનનાં બાળ મરણના આંકડા, સ્ત્રીઓની સુવાવડમાં મરણ ને વિષયભોગમાં પરાધીન દશા, વ્યક્તિગત સ્વાતંત્ર્યનો વિનાશ અને મનની નિર્બળતાઓ ત્હેને સાલતી હતી. સાચી કેળવણી તેજ છે કે, જે મનુષ્યનું ચારિત્ર્ય, બ્હારની ટાપટીપ–ખોટી સફાઇમાં નહિ, પણ સુઘડતા, મનની નિર્મળતા ને આત્માનાં ઓજસમાં સમાતી હતી. ત્હેને મન પૂર્વની સતીઓ એટલે નિશ્ચલતા, પ્રમાણિકતા પ્રેમને મૂક બલિદાનોની મૂર્તિઓ હતી. એ ફનાગીરીનું આત્મબળ તે બ્હેનોમાં કેળવવા ચ્હાતી હતી. સંયોગો–સ્થિતિ પ્રમાણે મદદ કરી, ગામેગામ ફરી આ વસ્તુ સ્ત્રીઓના જીવનની રગેરગમાં ઉતારવા માગતી હતી. આથી વધુ કેળવણી માટે તેણે વિલાયત જવા કરતાં એમ. એ. સુધીની લીધેલી કેળવણીનો ઉપયોગ કરી, જીવનને સફળ બનાવવા

તે પોતાના મતનું સમર્થન કરતી. નીલા જોડે આ વિષે અનેકવાર ત્હેણે ચર્ચા કરી હતી. આથી નીલા જોડે પોતાના જીવનને ધન્ય માનતી કે સ્વ. ફલોરાનો આત્મા આ સુંદર બાળકીને ત્હેના આદર્શ ફળીભૂત કરતો જોઇ, સ્વર્ગમાં વિહરતો હશે અને સંતોષ પામતો હશે. ફરીથી મોટરનો-અવાજ આવ્યો. નીલાએ ઝટપટ આંસુ લોહી નાંખ્યાં. બંને બાળકો દોડતાં આવી ત્હેની પાસે બેસી ગયાં. "બા, બા, આજે તો ત્હારૂં મ્હોં જોઇને અમે ગયાં હતાં, તેથી જ પાછાં આવ્યાં. નહિ તો અમે આવત જ નહિ. કહી, બધી બીના કહી સંભળાવી. આવાં નિડર આત્મશ્રદ્ધાયુક્ત બાળકોને નિરખી આંખમાં હર્ષાશ્રુ આવ્યાં. તેણે બંનેને વાંસે પ્રેમથી હાથ ફેરવ્યો. એટલામાં જ પાસના સમાચાર લઇ અખિલ-બાબુ આવી પહોંચ્યાં. ને કુટુંબ કલ્લોલ કરવા લાગ્યું.

ગામડે ગામડે ફરી અજિતા સંતતિ-નિયમનનું જ્ઞાન આપી રહી છે. અને સાથે પોતાનાં દેશબાંધવોનો ભૂખમરો, દારિદ્ર, અજ્ઞાન દશાનું જ્ઞાન લેતી રહી છે. જે મધ્યમ વર્ગમાં તેણે પરાણે આબરૂ સાચવી જીવનના ઢસરડા ખેંચાતા નજરે જોયા ત્યાંથી આ ગામડાંની અજ્ઞાન પ્રજાનાં દુઃખ અનુભવ્યાં. અને તેને પ્રભુની એક અગાધ શક્તિમાં પોતે કેટલો નાનો ભાગ ભજવનાર છે ત્હેનું ભાન થવા લાગ્યું. મોજમઝાહ, રહેલો, પાર્ટીઓ, રોજીજીવન સીનેમાપટની માફક દૃષ્ટિપથપર પસાર થતા લાગ્યાં. સેવાનો આડંબર-હુંપદ પણ ઓસરી ગયાં. ત્હેનું જીવન સેવામય બની ગયું. અખૂટ કાર્યપ્રદેશ, ત્હેની સમિપ "નર્મદાની લહેરો માફક ઉછળવા લાગ્યો. પોતાના જીવનના સાનુકુળ સંયોગોમાં જે સ્વાભાવિક સંસ્કારી આત્મશ્રદ્ધાની સિદ્ધિ ત્હેને વરી હતી તે આ લોકોની હાજરીમાં તેઓના કઠણ સંયોગોમાં તેમને માટે પોતાને અસહ્ય લાગી. તે દરેકને પોતાના દૃષ્ટિબિંદુથી નહિ, સામાની સ્થિતિ-સંયોગોના દૃષ્ટિબિંદુથી જોવા લાગી. અને તેથી જ ત્હેની સેવા સર્વેના હૃદયને વધુ અસર કરનારી થઇ પડી. વિષય નવો હતો. સ્ત્રીઓએ અને પુરૂષોએ સુદ્ધાં ત્હેને અપનાવી લીધો. ભાવી ભૂખમરો, રોગ, દુઃખને અટકાવવાનાં, અને આનંદિ, રસમય, પવિત્ર, શ્રદ્ધાભર્યાં જીવન જીવવામાં પરસ્પર સહકારની આવશ્યકતા જણાઇ ને તે જનતાએ ઝીલી લીધી.

શહેરો અને ગામડાઓમાં અજિતાનાં વખાણ-વાતો થવા લાગ્યાં, અને ગવાવા લાગ્યું કે

"બ્રહ્મચર્યથી ભિષ્મ અને હનુમાન સમા નર નિપજાવો" સાથે 'સાથે અજિતાનાં સમાધાન વાક્યો. "આજીવન બ્રહ્મચર્ય નહિ, પણ સંસારમાં જરૂરનો સંયમ, ભાવિ સંતાનોનું ને તે થકી પોતાની જાતનું શ્રેય-આરોગ્યને સુખ પ્રગટે તો ધ્યેયને પરિશ્રમયુક્ત જીવનજ ખરા સંયમની રસદેહની ચાવી છે. એ અજિતાનાં સૂત્રો અજિત બન્યાં.

વિલાયતનાં પેપરોએ સાભાર ત્હેની નોંધ લીધી ને જ્યારે અજિતાનું જીવનચરિત્ર બહાર આવ્યું ત્યારે પુર્વ "પશ્ચિમનાં સ્નેહ સૂત્રોનો મેળ મળી ગયો.

# પગલાં પનોતાં મારી બેનડી !

[ પોઢોરે પોપટ રાજા રામના—એ રાગ. ]

પોઢોરે લાડકવાયા બેનડી ! તમને માતાજી પોઢાડે. ( ટેક. )

પિતાજી તમારા બેની આળસુ, મુંબઇ રળવા ન જાતા;
ભીખી કે ધૂતીને પૂરે રોટલા, ખૂણે બેસીને ખાતાં. પોઢોરે૦

પગલાં પનોતાં મારી બેનડી ! મળશે ઘી, દૂધ, પોળી;
બનીશું બેનીજી જ્યારે બોખલાં, પીશું ખીરખાંડ ઘોળી ! પોઢોરે૦

ઘર તો બન્યા છે બેની ઘોલકાં, ભીંતો દોદીશ વાંકી;
ચૂવે છે ચોમાસે ઘરનું છાપરૂં, નાણું કહાડેય કયાંથી ? પોઢોરે૦

પગલાં પનોતાં મારી બેનડી ! ચણીશું મેડીઓ મજાની;
બાપુજી બેસીને સામી બારીએ, છણુશે ચોવટો બધાની ! પોઢોરે૦

વાંઢા તો તમારા બેની વીર છે, માતા વેઢ ગણાવે;
વધીને બન્યા છે મોટા એરઠા, ભુંડી ! કેમ પરણાવે ? પોઢોરે૦

પગલાં પનોતાં મારી બેનડી ! સૌનાં ઘર બંધાશે;
ખોળીને માતાજી વહુનો ખોડને, પાડોશણુ પાસ ગાશે ! પોઢોરે૦

પિતાજી તમારા બેની આકરા, નાણાં વિણુ છે નકામા;
લડશે રિપુની સાથે કોરટે, આજથી કરતા ઉધામા ! પોઢોરે૦

જાજો રે જોષીડા આઘા દેશમાં, બુઢ્ઢો લાવજો રે શોધી;
બેનીને બેની તે કોરેં બાંધશું, લક્ષ્મી લઇશું ન ઓછી ! પોઢોરે૦

ઉંવાં તે ઉંવાં રે બેની કાં કરો ? રડવું જીવન આખું !
અમને રળાવી, બેની છો રડો ! હળવે હીંચકા નાખું ! પોઢોરે૦

દેવકૃષ્ણ પીતાંબર જોશી

થોડીવાર વિશ્રામ લીધો હતો. અહિઆં શ્રી કૃષ્ણના મુગટની અને એમની બંસીની પૂજા થાય છે. અનેક ભક્તોએ, એ ઓવારા ઉપર, પોતાના નામના આરસનાં પથ્થરો જડાવ્યાં છે; એ આશાથી કે ભાવિક ભક્ત યાત્રાળુઓનાં ચરણરજથી અમારાં નામ પાવન થશે ! આ સ્થળે અનેક રાજાઓએ, સુવર્ણની તુળાઓ કરાવીને દાન કરેલાં છે. છેલ્લી તુળા છત્રપતિ શીવાજી મહારાજે કરાવી હતી. અને ' ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ 'નું પદ પ્રાપ્ત કર્યું હતું. શ્રી કેશવનું મોટું મંદીર બરાબર જમના કિનારે હતું. ત્યાં જે દીવો થતો તે છેક આગ્રા સુધી દેખાતો હતો. અને એજ કેશવનું મંદીર ઔરંગઝેબે તોડી ત્યાં મસ્જીદ કરી છે ? એ છેલ્લો પ્રહાર મથુરા ઉપર થઇ ગયો, પરંતુ હિન્દુધર્મમાં જીવતા રહેવાની તાકાત હતી, તે એ પ્રહાર છતાં પણ જીવ્યો અને કવિ ભૂખણે ' શિરદાવલી ' કરી કે

" કાશી કી તો કલા ગઇ,
મથુરા મસ્જીદ ભઇ;
શિવાજી ન હોતે તો સુન્નત હોત સબકી ! "

બુદ્ધ ધર્મનું પણ મથુરા મોટું ધામ હતું. એના સંગ્રહસ્થાનમાં પુતળું પણ ઉભું છે ! જૈન ધર્મનો પણ ત્યાં સોનાનો સ્તૂપ હતો અને એના ઉપર નીલમ લગાડેલાં હતાં. અનેક આચાર્યોનું એ ધામ હતું. દરેક આચાર્યે પોતપોતાનાં ધર્મનો પ્રચાર મથુરામાં કર્યો હતો. વલ્લભાચાર્યે, અને શ્રી ચૈતન્ય મહાપ્રભુએ, મથુરાની, ગોકુળની, વૃંદાવનની અને આખા વ્રજ મંડળની તસુએ તસુ જમીન, યાદગાર બનાવી દીધી છે ! મીરાંબાઇએ આ સ્થળેથી ખૂબ પ્રેરણા મેળવી છે અને ગુજરાતના અમર કવિ દયારામે પણ અહીં ગાયું છે કે,

" વૃંદાવનમાંરે, બંસી બટ ને ચોક,
મનના માન્યા રાજ, મ્હને મન્યા ! "

આજે પણ દરરોજ સેંકડો યાત્રાળુઓ, ગદ્‌ગદિત હૃદયે, આ વ્રજ ભૂમિમાં ફરે છે અને પોતપોતાના પાત્ર પ્રમાણે ભક્તિનાં જળ ભરી જાય છે.

ઉચ્ચ અધિકારીઓ અને જ્ઞાનીઓ પણ અહિં આવે છે. એ લોકો કહે છે કે મનુષ્ય જીવનમાં આત્મા પરમાત્માની શોધમાં નીકળે છે. પરમાત્મા મેળવ્યા સિવાય એને ચેન પડતું નથી; અને આ મથુરા અને આ વ્રજમંડળ, આત્માની એ લાંબી શોધનું સુંદર સ્મરણ કરાવે છે.

કુદરત એ રાધા છે અને શ્રીકૃષ્ણ એ ભગવાન છે. સૃષ્ટિ સૌન્દર્યમાં ભગવાનનું દર્શન થાય છે ! આપણા અંતઃકરણમાં ઉંડા ઉતરીને સાંભળીએ તો શ્રીકૃષ્ણની અમર બંસીનાં મીઠા સુર ઘણીવાર હૃદયના અવાજ રૂપે સંભળાય છે. ને આ તીરથ, એ જ્ઞાનરૂપી શ્રવણેન્દ્રિયને, વધારે તેજ કરવા માટે છે. "

સન્ધ્યા કાળે જે વખતે " ઘનશ્યામ " વાદળની બાજુમાં, રંગોની ભભક જાગે છે, અને એ રંગોનાં પ્રતિબિંબ યમુનામાં પડે છે તે વખતે, જમનાજીની આરતી થાય છે. આરતીનો પ્રકાશ પણ જમનાજીનાં તરંગે તરંગને ચકચકીત કરી નાખે છે. એ સમયે આપણે પણ કોઇ અલૌકિક સૃષ્ટિમાં વિહાર કરતાં હોઇએ તેવું લાગે છે.

ગોકુળ, મથુરાની સામી બાજુએ, નદીને તીરે તીરે ઉતર તરફ પાંચેક માઇલને છેટે છે. માટીનાં ઘરો છે ને એ છેક નાનું ગામડું છે. એવા એક ઘરમાં જસોદાજી અને નંદરાયની બે મોટી મૂર્તિઓ છે. અને એમની પાસે પારણામાં શ્રીકૃષ્ણજીની એક મૂર્તિ છે. એને દરેક યાત્રાળુ ઝુલાવે છે અને પછી ભજનો થાય છે.

મથુરાના કોઇ કેદખાનામાં દેવકીને પેટે,

શ્રીકૃષ્ણનો જન્મ થયો કે તરત, વાસુદેવજી એમને સુપડામાં મુકીને ચારે કાંઠે નદીમાં પૂર આવ્યાં હતાં તે વખતે, નદી ઓળંગીને નંદજીને ઘેર આપી ગયા હતા. અને વીજળીને લઇ ગયા હતા, આ વીજળીની મૂર્તિ પણ અહિં છે. પરંતુ આ બધી મૂર્તિઓ, બહુ જડ છે. આપણા શિલ્પશાસ્ત્રદ્વારા જે ઉત્તમ મૂર્તિઓ ઘડાતી હતી એમાંનો કોઇ ઉત્તમતા, આ મૂર્તિમાં નથી. નથી એમાં, શારીરિક સૌન્દર્ય કે નથી આધ્યાત્મિકતા ! યાત્રાળુઓને બીચારાઓને એની કોઇ પડી નથી, એમને તો આ સ્થળે શ્રીકૃષ્ણનું રસિક બાળજીવન સાંભરે છે., બાળપણથી એમણે કૃષ્ણ જીવનનાં સેંકડો ગીતો ગાયાં હતાં. એનાં અગણિત કોમળ ભાવો આ સ્થળે પ્રત્યક્ષ જોઇને એમનામાં ફરી જાગ્રત થાય છે. એમને લાગે છે કે "અહિંઆં માટીનાં ઘરો અને ગલીઓમાંથી શ્રીકૃષ્ણ ખુદ ગાયો લઇને ફર્યા હશે ! અહિં ગોવાળો સાથે રમ્યા હશે ! અહિં સુરખીઓ તાણ્યા હશે ! અહિં ગોવાલણોનાં દહિં ચોરીને ખાધાં હશે ! " એમ ધારી ધારીને, સ્થળે સ્થળે યાત્રાળુઓ આળોટે છે. ધૂળ માથે ચઢાવે છે. ને આંખમાં હર્ષનાં આંસુ લાવે છે ! ગોકુળ બધું ભાગી ગએલું ને ધૂળવાળું, ગરીબ ગામડું છે ! કહે છે કે કોઇ મુંબાઇના ભાટીયાએ આ સ્થળે શ્રીકૃષ્ણનાં સ્મરણમાં લાખો રૂપીયા ખર્ચીને ભવ્ય મંદીર બાંધવા ધાર્યું હતું પણ એને શ્રીકૃષ્ણે સ્વપ્નું આવ્યું; સ્વપ્નામાં શ્રીકૃષ્ણજીએ પોતે એને કહ્યું કે "મ્હારૂં ગોકુળ તો ગરીબજ રહેવા દેજો ! મ્હારે તો એજ માટીનું ઘર સારૂં છે ! હવેલીઓ અને મંદીરો ત્હમારે જેટલાં બાંધવાં હોય તેટલાં વૃંદાવનમાં બાંધો; ત્હમે પૈસાવાળા લોકો મારૂં સારૂં ગોકુળ બગાડશો નહિ; " તે દિવસથી કોઇ આ ગોકુળને મોટાં મંદીરો બાંધી બગાડવાની હિંમત કરતું નહિ. એની નૈસર્ગિક શોભામાં, હજારો વર્ષો થયાં એ હતું એવું ને એવું બિરાજે છે. પરંતુ દુઃખની વાત છે કે શ્રી કૃષ્ણની પ્રિય ગાયો, ત્યાં નથી ! ગૌશાળાઓ તો રાખવાની કોઇને શ્રી કૃષ્ણે મના કરી નથી, પણ હાલનાં એમનાં ભક્તોને નથી ...રી રોજનાત્મક કલ્પના કે

## મુરલી વાગે હો !

[ રાગ—કાહેંક મહીને ફરવું ફૂપાળા ]

મથુરા જાતી મહીયારીએ,
મહીની મટુકી લીધી, હૈયું વીંધી રે;
મુરલી વાગે હો ! ૧
નવરંગ સુંદરીએ મદમાતી,
મધુરે મુખડું મલકે, પાંપણ પલકે રે;
મુરલી વાગે હો ! ૨
કામણ ભરેલી કિકિઓ નાચે,
મધુરાં મહીડાં છલકે, હૈયાં હલકે રે !
મુરલી વાગે હો ! ૩
નાકે નવસેર મોતી ઝુલે,
હૈયાં હારે હલકે, ઝાંઝર ઝણકે રે;
મુરલી વાગે હો ! ૪
વૃન્દાવન વાટે મહીયારીએ,
ધીમે ધીમે ગુંજે, કોકિલ કુંજે રે;
મુરલી વાગે હો ! ૫
ગૌ ચારંતા ગિરિધારીએ,
પાલવ લીધો પકડી, છેદન જકડી રે;
મુરલી વાગે હો ! ૬
મારગ માંહે ગોરસ લુંટી,
અમી ભરેલા આંખે, પ્રેમના પાંખે રે;
મુરલી વાગે હો ! ૭

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

નથી સુગની જરૂરીઆતોની પરીક્ષા ! હાલના વૈષ્ણવો. જો સ્નાનમાંથી ને પ્રસાદોમાંથી, જડ થઈ ગએલી પૂજા વિધિઓમાંથી અને દર્શનોમાંથી જરા ઉંચા આવે તો ગોકુળને સ્વચ્છ અને રળીઆમણું તો બનાવી શકે. અહીં બાળમંદિરો કરે, અને અખાડા કરે; ગૌશાળાઓનાં દૂધથી ઉછરતી હિન્દુ પ્રજા દૃષ્ટપુષ્ટ થાવ; સ્થળે સ્થળે, વાડીઓ અને વૃક્ષો હોય અને શ્રી કૃષ્ણને પ્રિય હતાં તેવાં ફુલો હોય ! પરંતુ ગોકુળમાં આમાંનું કાંઈ નથી હૃદયનો સાચો ભાવ માત્ર ત્યાં રહ્યો છે ખરો, અને આપણે આશા રાખીએ કે જો એ ભાવ સજીવન છે તો ભવિષ્યમાં કોઈ વખત જીવનમાં ફળદ્રુપતા આવશે. '

જમના કિનારે ગોકુળમાં એક બીજું સુંદર સ્થળ છે અને તે ' બ્રહ્માંડ ઘાટ ', ત્યાં ઓવારો, સરસ છે, મોટાં મોટાં વૃક્ષોની છાયા છે. અને એક મંદીર છે, પાસે ટોપલીમાં માટીની તીકડીઓ પડી છે. કહે છે કે અહિંઆ કૃષ્ણે માટી ખાધી હતી. બળદેવજીએ ચાડી ખાધી અને જસોદાજીએ અહીંઆ જ એમને મારી, મોં ઉઘડાવ્યું હતું, એ મોંમાં માટીને ઠેકાણે જસોદાજીએ આકાશ, ગ્રહો, ઉપગ્રહો નક્ષત્રો અને આખું બ્રહ્માંડ જોએલું । ભક્તજનોએ તેથી આ સ્થળે બ્રહ્માંડ ઘાટ બનાવ્યો છે અને આ ઘાટ ઉપર બેસીને અમે પણ શ્રી કૃષ્ણનાં સ્મરણમાં અને ધ્યાનમાં થોડો વખત ગાળ્યો.

ઘાટ ઉપર અને રસ્તે પછી અમે ભજનો ગાયાં:

સાંવરીયા પ્રેમકી બંસી સુનાય
પતલી પતલી જરાસી બનસી
બડે બડે ગુન ગાય,
આતુરોંકે ફેર બદલસે દર રાગ બજાય. સાંવરીયા
નિરમોહિકો રૂપ દિખાકે કોહીકો તરસાયે
મુંપર ડાલકે કાલી કમરીયા
દિનકો રાત બનાય. સાંવરીયા.

મનકે ધ્યાસે રાધા ગ્વાલી લંબી દોડ લગાય
મથુરાસે ગોકુલ તક જાય
દર્શન કર લૌટ આય
લૌટ આય ફીર જાય (૨)*
બનસી સુનાય (૩)

મથુરાથી ગોકુળ જવાનાં બન્ને રસ્તા બહુ સુંદર છે. ગોકુળ પાસેથી જમના નદી પણ વધારે સ્વચ્છ અને નિર્મળ છે. યાત્રાળુઓ ઘણે ભાગે મથુરાંનું સંગ્રહસ્થાન જોતાં નથી એ મોટી ભૂલ કરે છે. કારણ કે મથુરાંનું સંગ્રહસ્થાન આપણા દેશનાં કળા, મૂર્તિવિધાન, ઇતિહાસ અને ધર્મનો બહુજ ઉત્તમ ખ્યાલ આપે છે.

વૃંદાવન મથુરાંથી પાંચેક માઈલ ઉત્તર દિશાએ છે. વૃંદાવનમાં પેસતાં જ પહેલું ધ્યાન સુવર્ણ સ્તંભવાળા એક મોટા દક્ષિણની ઢબનાં રંગનાથના ભવ્ય મંદીર તરફ જાય છે. દરવાજા પાસેનો ભાગ મથુરાની સુંદર કોતરણીથી શોભે છે. પણ ત્યાંજે જ દરવાજેથી દ્રાવિડિયન ઢબનું મોટું ઉંચું ગોપુરમ (દરવાજો) આવે છે. આ મંદીર મોટા ગામ જેવું છે. અંદર મોટો કુંડ છે. મોટા સુંદર મંડપો છે. ને અંદરની બાજુએ આગળ જતાં વિશાળ મુખ્ય મંદીર છે. મંદીરમાં પેસતાં નાનો સરખો બગીચો છે. અને લાયબ્રેરી છે. આ મંદીરની અંદર પુજારીઓ બધા મદ્રાસી છે અને તેઓ રામાનુજાચાર્યનાં અનુયાયીઓ છે. પૂજા પણ રામાનુજાચાર્યની પદ્ધતિ પ્રમાણે થાય છે. અને ઉત્સવો, સરઘસો, અને આરતી વિગેરે બધુંજ મદુરા કે કાંજીવરમની ઢબે થાય છે. આ મંદીરની સામે જયપુરના માનસિંહે બંધાવેલું ઉત્કૃષ્ટ કોતરણીથી ભરપૂર એવું બહુજ સુપ્રમાણ બાંધણીનું સુંદર મંદીર છે. એનો રંગમંડપ બહુજ ઉત્તમ પ્રકારનો છે. ત્યાં રાસધારીઓ દરરોજ કૃષ્ણલીલા ભજવે છે.

---

*ગ્રામોફોન રેકર્ડમાંથી.

આ મંદીર જોઇને આપણને આપણા દેશની શુદ્ધ હિન્દુ શિલ્પકળા માટે બહુજ માન ઉત્પન્ન થાય છે. માનસિંહ ઔરંગઝેબનો સેનાધીપતિ હતો. છેક કાબુલ સુધી એણે હિન્દની ફોજં સાથે લડાઇઓ કરી હતી. અને જીતો મેળવી હતી.

" સબહી ભૂમિ ગોપાલકી
યામેં અટક કહાં ?
જાકે મનમેં અટક રહી
સોહી અટક રહા " '

એ વચન રાજા માનસિંહનું છે. આ ગોવિંદજીનું મંદીર જોઇને આપણી ખાત્રી થાય છે કે રાજા માનસિંહનું હ્રદય હિન્દુ ધર્મ તરફના અભિમાનથી કેવું બધું ઉભરાતું હશે. અને મથુરા અને વ્રજભૂમિના અનેક મંદીરો તોડનાર ઔરંગઝેબની નજર સમક્ષ માનસિંહે આ મંદીર બાંધીને પોતાના ધર્મ તરફનું કેટલું અભિમાન એ જ સતત રાખી રહ્યાં હશે તે દર્શાવી આપ્યું છે. આગળ ચાલતાં બંસીવટ આવે છે. રાસ મંડળનો ચોક આવે છે અને રાધાજીનું મંદીર આવે છે. રાસમંડળના ચોકની સામે એક નાની સરખી દહેરી છે. અહિંઆં લોકો રાધાજીની આંખોની પૂજા કરે છે, કારણ એ કહે છે કે આ સ્થળે રાધાજીનાં નેત્રોએ, શ્રીકૃષ્ણનાં, પેટ ભરીને દર્શન કર્યાં હતાં !

'ધન્ય એ નેત્રોને' એમ બોલી ભક્તજનો એ ચક્ષુઓની પૂજા કરે છે. આગળ કાલીયા મર્દનનો ઘાટ આવે છે. વસ્ત્રાહરણનો ઘાટ આવે છે અને એક અંગ્રેજી ઢબનું શાહ બિહારીલાલજીનું મંદીર આવે છે. આ એક નવા જમાનાના ધનવાને બંધાવેલું મંદીર છે. તેનો બગીચો અને ઉંચા થાંભલીઓ સારાં છે. પરંતુ એ બિચારાએ, નવું નવું કરવાની હોંશમાં કળાને વર્ણશંકર કરી નાંખી છે ! સુંદર ઓવારા અને માનસિંહના મંદીરની શુદ્ધ સંસ્કારી કારીગરી મૂકીને, એણે જંગલી, જડ, એવી યુરોપી કારીગરીનું અનુકરણ કર્યું છે ! રાધાજીનું જ ખાસ મંદીર એ વૃંદાવનની એક બીજી આધ્યાત્મિક શોભા છે ! એ સેવાકુંજ, ચૈતન્ય ભગવાનના અનુયાયીઓએ બાંધેલું સ્થળ છે. ત્યાં આરસનું એક નાનું સરખું સુંદર મંદીર છે. એમાં રાધા અને લલિતાની નાની નાની મૂર્તિઓ છે. મંદીરના રંગમંડપમાં રજપુત કલમથી ચીતરાતી હતી એવી ભીંત ઉપર સુંદર છબીઓ ચીતરેલી છે, ત્યાં બંગાળી બાવાઓ મીઠાં ગીતો ગવાયા કરે છે અને શ્રીમદ્ ભાગવતની કથા થાય છે. લોકો કહે છે કે શ્રીકૃષ્ણ દરરોજ રાધાને અહીં મળવા આવે છે.

અહિંની કુંજ ગલીઓમાં અને વાડીઓમાં નાનાં સુંદર વૃક્ષોમાં બધે હજારો જાતનાં મીઠાં ફુલોની મહકીઓની સુગંધ આવે છે. આ મંદીરની આસપાસ કેટલાએ ધનવાન બંગાળી સ્ત્રી પુરુષો વાનપ્રસ્થ આશ્રમ ગાળી રહ્યાં છે ! અને વૃંદાવનના ભૂમિમાંજ પોતાનું મૃત્યુ થાય એવી વાસના સેવી રહ્યાં છે. અહિંની તમામ ધૂળ, ભક્તજનો શરીરે ચોળે છે. માથે ચઢાવે છે અને એક ભક્ત તો એવો થઇ ગયો છે કે જેને પોતાના વિલમાં લખ્યું હતું કે હું મરી જઉં પછી મારૂં શરીર હાંપીમાં બાંધીને લઇ ના જશો પણ આ વૃંદાવન ! ધૂળમાં ઘસડતું ઘસડતું લઇ જજો અને પછી એમજ પ્રમાણે લઇ જવામાં આવેલું. આ સ્થળે ભજનો, કીર્તનો, ભગવાનના જીવનની લીલાનાં નાટ્ય પ્રયોગો હંમેશાં થયાજ કરે છે ! દેશદેશથી, દરરોજ હજારો યાત્રાળુઓ આ સ્થળનાં દર્શન કરવા આવે છે અને પુણ્ય હાંસલ કરે છે. અહિંથી લગભગ ૮૦ માઇલના ઘેરાવામાં લીલાં અને સૂકાં વનની યાત્રા થાય છે, અને હજારો સ્ત્રી પુરુષો આવી યાત્રામાં ભાગ લે છે. આખા વ્રજમાં પાંચ હજાર

કરતાં વધારે મંદીરો છે પણ એમાંથી કેટલામાં ભગવાન હશે ને કેટલામાં નહિ હોય એની કલ્પના કરવી મુશ્કેલ છે ! બધે ભિખારીઓનાં ટોળેટોળાં આપણી પાછળ ભમ્યા કરે છે. સાધુઓ અને જાડા પંડાઓ દક્ષિણા માગ્યાજ કરે છે. અને યાત્રાળુઓને કાયર કાયર કરે છે ! બીજી તરફથી માંકડાં સતાવે છે અને કોઇ ઠેકાણે બેસીને બે ઘડી શાન્તી મેળવતાં પણ મુશ્કેલી નડે છે ! સ્વચ્છતા પણ જોઇએ એવી બધે નથી. અને પંડયાઓ પોતે કહે છે કે ખૂદ અમારાં અને યાત્રીઓનાં પાપે, આ જમના નદી પણ અહિંથી ભાગતી જાય છે ! લાખો રૂપીઆ ઉધરાવીને જમનાજીનો પ્રવાહ વૃંદાવન તરફ આણ્યો હતો, તે પાછો હમણાંનો ખસી ગયો છે; પરંતુ મને લાગે છે કે ભાંગ્યું ભાંગ્યું તોયે ભરૂચ છે ! એ કહેવતને અનુસરીને હું પણ કહી શકું એમ છું કે હિન્દુ ધર્મ હજી અસ્તવ્યસ્ત થઇ ગએલી સ્થિતિમાં પણ જીવે છે. એના ભક્તિ રસની કવિતાનું ઝરણ, હજી સજીવન છે, ભાવ ખુબ છે. અને ભાવ સજીવન છે તો આપણે આશા રાખી શકીએ કે પ્રજા પણ સજીવન થશે.

---

## દિવ્યગૂર્જરી

[ બાગેશ્રી ]

પુણ્ય–ધુતિ ઓધવન્ત માત દિવ્યગૂર્જરી !
કીર્તિનો સુહાગી હેમચંદ્ર ભાલે ગૂર્જરી !

શીત સુમધુર મંદ ગુંજતા અનિલ સંગ;
સ્નેહ–તાલ દેતી ડોલન્ત સુકુમાર સ્નિગ્ધ–
કેશની લટો સુગંધપૂર્ણ, માત ગૂર્જરી !

પૂર્ણ–ચંદ્ર શું લસંત, શ્વેત કાન્ત રાજહંસ,–
વિકસેલ પદ્મ–ગુચ્છ શું રૂપાળું મુખ–બિમ્બ;
આત્મમાં પ્રકાશ પ્રેર, તેજ–મૂર્તિ ગૂર્જરી !

ઊરના મૃદુ પ્રદેશપે મૂકી વીણા સૂસુર,
વંધ સુસ્વરા તું માત ! મંજુ ગાનમાં વહન્ત;
સીંચ ગીત–શીકરો તું ગાન–મૂર્તિ ગૂર્જરી !

તેજ–ગીત–ગુણવન્ત, દિવ્યધામ તું અગમ્ય,
જો ! મધુરતા વિશુદ્ધ અંગઅંગથી ઝરન્ત;
ગૌરવે અનંત જ્ઞાનમૂર્તિ તું ચિરંજિવી !

તેજકિર્ણપીચ્છધરી શિરધાન હેમવર્ણ,
મુગટે દીપન્ત કૈંક રત્ન–મૌક્તિકો અનર્ધ્ય;
આશિષે શિંચાવ બાલવૃંદ તુજ ગૂર્જરી !

'હસિતમ્'

# ચીનમાં વસતા પરદેશીઓ

[ એક વાર્તા ]

અનુવાદક : શ્રી. શશિકાંત દલાલ ( લંડન )

ચીનમાં ગયા પછી મને ચીનની સામાજીક અને રાજકીય પરિસ્થિતિ વિષે કેમ માહિતી મેળવવી તેનો મુંઝવણ થઇ. મને થયું કે ચીનમાં વર્ષોથી વસતા મારા દેશભાઇઓ પાસે જઇશ તો મને જોઇએ છે તે માહિતી એમની પાસેથી મળશે. ચીનમાં મારા દેશભાઇઓ-અમેરીકનો અને યુરોપીઅનોની મોટી વસ્તી છે અને ઘણાએ પોતાની આખી જીંદગી ત્યાં ગાળી છે. સ્વાભાવિક રીતે મને થયું કે ચીનના આ મોંઘેરા મ્હેમાનોએ દેશમાં ચાલી રહેલી રાજકીય ચળવળનો બારિક અભ્યાસ કર્યો હશે. ચીનમાં સર્વત્ર વ્યાપી રહેલી નવજીવનની ઘડતરક્રિયા રસપૂર્વક નિહાળી હશે. મેં એમના પર મોટી મદાર બાંધી હતી. મેં ધાર્યું હતું કે એમની મદદથી ચાઇનીઝ સમાજના સ્થંભરૂપ મોટી મોટી ચાઇનીઝ વ્યક્તિઓ સાથે ઓળખાણ થશે, એઓ મને ચીનની જાણીતી સંસ્કારિક અને સામાજીક સંસ્થાઓ બતાવશે અને ચીનના શાંત બાહ્યસ્વરૂપ નીચે ખળભળી રહેલી પ્રગતિકારક અને પ્રગતિનાશક પ્રવૃત્તિઓ વિષે ઉંડી સમજ આપશે.

ટીએન્ટસીનમાં હું એક યુરોપીઅન રમણીને મળી એની સાથે મેં ટીએન્ટસીનનો લીગેશન ક્વાર્ટર જ્યાં પરદેશીઓ વસે છે તે જોયો. એ જોવાઇ રહ્યા પછી જાણે શહેરની મશહૂર શેરીઓ બતાવવા લઇ જતી હોય તેમ આ બાઇ મને "નેટીવસીટી"માં લઇ ગઇ. મને આનંદ થયો કારણ કે "નેટીવસીટી"થી થોડે દૂર નાનકાઇ યુનીવર્સીટી હતી. મેં આ ચીનનું પુનરુત્થાન કરવા મથતી યુનીવર્સીટી વિષે અમેરીકામાં ઘણું સાંભળ્યું હતું.

" મને નાનકાઇ યુનીવર્સીટી આગળ ઉતારી પાડજો " મેં મારી એનપણીને કહ્યું.

" નાનકાઇ યુનીવર્સીટી ? " એના આશ્ચર્યનો પાર ન રહ્યો.

" હા કેમ તમને ખબર નથી ? "

પહેલ વહેલીવાર શહેરમાં ફરવા નીકળેલા બાળકના મૂરખ સવાલો સાંભળીને જેમ લાડમાં બાળ હસે તેમ હસીને એણે મને કહ્યું " નાનકીંગ યુનીવર્સીટી હશે. પણ તે તો બ્હેન, શાંગહાઇ બાજુ પર આવી અહીં નહિ. "

" નહિ એનું નામ નાનકાઇ છે અને અહીં ટીએન્ટસીનમાં જ છે મને ખાત્રી છે " મેં કહ્યું.

" હોય નહિ કંઇ ભુલ થતી હશે. "

પછી તો અમારા બે વચ્ચે જબરી હોંસાતોંસી ચાલી. મેં કહ્યું કે અહીં છે ને એણે કહ્યા કર્યું કે અહીં નથી અને મારી દુષ્ટતાને ઉદારતાથી માફ કરતી હોય તેવી અદાથી મને યાદ દેવડાવ્યું " બેન, તું અહીં હજુ નવી છે. " એમના બીજરા જ્ઞાનની અજ્ઞાનતામાં ચીનમાં વસતા લગભગ બધા જ પરદેશીઓ નવા આવેલાઓને બાળક ગણી કાઢે છે.

મારી પુરેપુરી ખાત્રી હતી કે નાનકાઇ યુનીવર્સીટી નામની યુનીવર્સીટી છે અને ટીએન્ટસીનમાં જ છે એટલે હું તો જક્કી થેંઢું જ રહી. કંટાળીને એણે ' એમ ન

બોલાવ્યો. ' બોયે ' કહ્યું કે એણે એવી યુનીવર્સીટી વિષે સાંભળ્યું હતું ખરૂં; જો કે એને બરાબર ખાત્રી ન્હોતી. શહેરમાં કલાક સુધી અથડાયા પછી અમે યુનીવર્સીટી આગળ આવી પ્હોંચ્યાં. મારી બેનપણીએ મને ત્યાં ઉતારીને મોટરને પાછી શહેરભણી લેવડાવતા કહ્યું " દૂરથી એકાદ વાર આ મકાન મેં જોયું હતું ખરૂં પણ મને ખ્યાલ ન્હોતો કે એ નાનકાઇ યુનીવર્સીટીનું મકાન છે. "

યુનીવર્સીટીના પુસ્તકાલયમાં મારી નજર " નેશન " નામના અમેરીકન સામયિક પર પડી. આ સામયિક હું આખા ટીએન્ટસીનમાં શોધી વળી હતી. જે જે છાપાવાળાને પુછતી તે બધા મને ના કહેતા. એક બુકસેલરે મને એમ પણ કહ્યું કે " અમે એવું " બોલ્શેવીક " ચોપાનીઉં નથી રાખતા. " મેં જવાબ આપ્યો " ભાઇ, અહીં એ " બોલ્શેવીક " ગણાતું હોય તો ભલે પણ અમેરીકામાં તો લોકો એને પાણીચોએ પોચું ગણે છે. " મારા એક બે યુરોપીઅન ઓળખીતાઓએ ચેતવણી આપી કે જો હું ટીએન્ટસીનના યુરોપીઅનોના દેખતાં " નેશન " માંગીશ તો એ લોકો બોલ્શેવીક ગણીને મારો બહિષ્કાર કરશે.

મને ફેરવતે યુનીવર્સીટી બતાવનાર નાનકાઇ યુનીવર્સીટીના એક પ્રોફેસરને મેં મારા આ અનુભવો કહ્યા. ' માફ કરજો " એણે કહ્યું " તમે પરદેશી છો ને હું તમારી લાગણી દુઃખવવા નથી માંગતો પણ ટીએન્ટસીનના પરદેશીઓને કોઇ પણ જાતની બુદ્ધિગમ્ય બાબતોમાં ખાસ રસ નથી પડતો. "

અમેરીકાથી હું પીપીંગ ( પેકીંગ )ના ગ્રેકર્ઝર ઇન્સ્ટીટ્યુટમાં કામ કરતા એક અમેરીકન પ્રોફેસર પર ઓળખાણપત્ર લાવી હતી. પ્રોફેસર સાહેબ દસ વર્ષથી ચીનમાં હતા એટલે એમની પાસેથી તો જરૂર ચીન વિષે ખરેખરૂં, જાણવા જેવું, જાણવાનું મળશે એ આશાએ ઉત્સાહથી એમને મળવા ગઇ. ખુલ્લે દીલે મેં એમને મારે શું જાણવું હતું તે કહ્યું. પણ મારે કમનશીબે પ્રોફેસર સાહેબ પણ બીજા પરદેશીઓ જેવાજ નીકળ્યા. મેં કહ્યું તેમાં એમને રાજદ્રોહની ગંધ આવી, બીજા મારા હિતેચ્છુઓની માફક એમણે પણ મને આ હલકા પંથેથી પાછી વાળવાના પ્રયત્નો કરવા માંડયા. મારી વિકૃત થયેલી મનોદશા સુધારવા બરાબર બે કલાક મને ભાષણ આપ્યું.

જેમાં ચીનતો આખી યુરોપીઅન અને અમેરીકન વર્ગ ચીપચી રહી છે એવું અમુલ્ય જ્ઞાન મને પ્રોફેસર સાહેબના ભાષણ પરથી લાધ્યું. મારે કોઇ પણ ચાઇની અભ્યાસીના કહેવા પર ભરોસો નહિ રાખવો. અલબત્ત જે ચાઇનીઓ અમેરીકામાં કેળવાયલા છે તેમની વાત જુદી છે. એમણે મારા મગજમાં બરાબર ઠસાવ્યું કે ચીનના લોકોના મગજમાં જબરો ઘમંડ છે. એનું કારણ એટલું જ કે એઓ એમની સદીઓ જુની ફીલસુફીને લીધે પૈસા કરતાં વિદ્યાને વધારે માન આપે છે. આજકાલના ચાઇનીઝ જેવો અપ્રામાણિક અને હાડકાનો આળસુ માણસ જગતમાં મળવો મુશ્કેલ છે. એમના શબ્દોમાં કહીએ તો રશીઆથી બોલ્શેવીકો આવ્યા અને ચીનના ભલાભોળા કુલીઓને ચગાવી દીધા. એમના વર્ણનપરથી તો મને એમજ લાગ્યું કે રશીઆથી આવેલા પાંચસાત રાક્ષસ જેવા બોલ્શેવીકોએ એવું તો જાદુમંતર કર્યું, એવું તો વશીકરણ કર્યું કે આખું ચીન, આંખ ઉઘાડીને મીંચીએ એટલી વારમાં એમના હાથમાં આવી ગયું ને ચીનની ગરીબ ગાય જેવી, મોટેરાનું માન રાખનારી પ્રજા એકદમ ઉદ્ધત અને આખા બોલી થઇ ગઇ. એમના આવ્યા પછી, પ્રોફેસર સાહેબ

બધા,. આજકાલના ચાઇનીઝોના જીવનમાં એક જ મહત્વાકાંક્ષા ઉત્પન્ન થઈ છે–ગોરી સ્ત્રીઓ પર થુંકવાની, ગોરી સ્ત્રીઓની વાત નીકળી એટલે એમણે મને "નાનકીંગ અત્યાચાર"ની કથાઓ કહેવા માંડી. એ સાંભળીને મને "જર્મનો તો અઘોરીની માફક પોતાના બાળકોનો આહાર કરે છે" એવી, જર્મની વિરોધી રાષ્ટ્રોએ ઉડાવેલી અફવાઓ યાદ આવી. છેવટે હું ગોરી સ્ત્રી છું અને અમેરીકન પણ છું તે વાત ધ્યાનમાં રાખી મારા હૃદયના તંતુઓ હલાવી મૂકવાને પ્રોફેસર સાહેબે છેલ્લો દુચકો અજમાવ્યો "આપણે અમેરીકનો બહુ સહન કરીએ પણ આપણી સ્ત્રીઓ પર હલ્લો થાય તે તો હરગીઝ આપણાથી સહન નહિ થાય...જ્યારે હું નાનકીંગનો વિચાર કરૂં છું ત્યારે મારૂં લોહી ઉકળી ઉઠે છે."

પણ મારા જડ હૃદયના તંતુઓ ન હાલ્યા એમનું લોહી ઉકળતું રહેવા દઈને હું ઉઠી અને શહેરના બીજા ભાગમાં કોઇ બીજા અમેરીકનોને મળવા નીકળી પડી. આ મંડળી પોતાને "ચીનના મિત્રો" કહેવડાવતી હતી. પાશ્ચાત્ય દેશોમાં, હદપાર થયેલા યાહુદીઓની વાત કરતા જેમ કેટલાક "યાહુદીઓના મિત્રો" શરૂ કરે છે તેમ આ મહાશયોએ પણ કહેવા માંડયું "જો જો, રખે ધારતા કે મને ચાઇનીઝો માટે તિરસ્કાર છે. ઉલટું મારા ઘણા સારા દોસ્તો ચાઇનીઝ છે. પણ ભાઇ, એટલું તો કહેવું પડશે કે એમને ચીનનો વહિવટ કેમ કરવો તે આવડતું નથી અને એમનું માનસ બહુ વિચિત્ર છે. કુટીલ થાય છે ત્યારે કાળા નાગથી ભુંડા છે અને નહિ તો બાળક જેવા ભોળા બદાક છે."

ચીનભરના પરદેશીઓની ફરીયાદોનો સાર એક જ હતો કે અસંસ્કૃત ચાઇનીઝ લોકો સમજતા નથી કે એમની પહેલી ફરજ તો પરદેશીઓના જાનમાલનું રક્ષણ કરવાની છે. મેં સેંકડો પરદેશીઓ સાથે વાત કરી પણ ચાઇનીઝોના પોતાના જાનમાલ અને કલ્યાણને માટે એમના તરફથી એક અક્ષર પણ મારા સાંભળવામાં નહિ આવ્યો. એક અપવાદ સિવાય એ અપવાદ તે "ચીનના મિત્રો" એમણે ચીનના ભલા માટે એક ડોમ્પ્લેનના આધારે યોજના ઘડી કાઢી છે. એ યોજના પ્રમાણે અમેરીકાએ ચીનને એકાદ બે અબજની રકમ ધીરવી ને બદલામાં ચાઇનીઝે જીવનની દરેકે દરેક પ્રવૃત્તિઓ પર દેખરેખ રાખવાને "ચબરાક" અમેરીકન શરાફોને બેસાડી દેવા. આ ધીરવાની રકમ પર કેટલું વ્યાજ લેવું તેના પર હજુ એમનામાં મતભેદ છે. પણ એમની વાતો પરથી લાગ્યું કે વ્યાજને મુદ્દલ બન્ને ભરપાઈ કર્યા પછી ચાઇનીઝોના શરીર પર માંડ એમના પહેરવાના વસ્ત્રો રહે તો ચાઇનીઝોનું ભાગ્ય.

ઉદારમતવાદી બે ત્રણ પત્રકારો સાથે મને જમવાનો પ્રસંગ સાંપડયો. ચીનની લડતો તરફ એમને સહાનુભૂતિ હતી, પણ એમને પણ કોઇ જાણીતા ચાઇનીઝો સાથે ઓળખાણ હોતી. ચાઇનીઝ અને અંગ્રેજી છાપાઓમાંથી તારવી તારવીને મેળવેલી ખબરો એઓ પોતાને દેશ મોકલતા હતા. કોઇકવાર એકાદ બે ચાઇનીઝ અમલદારો પાસે પ્હોંચી જતા અને એઓ જે ખબર આપે તે ભેગી કરતા. પણ મારા ઓળખીતા ચાઇનીઝોએ મને કહ્યું હતું કે પરદેશી પત્રકારોની મોટા ભાગની ખબરો જુદા જુદા એલચી ખાતાઓના જાસુસી વિભાગો તરફથી મળે છે, એ વાતને આ મારા ઉદાર મતવાદી મિત્રો પાસેથી પણ પુષ્ટી મળી.

"ખબર મેળવવાની બાબતમાં જાપાની જાસુસી વિભાગને કોઇ ન પ્હોંચે." ત્રણમાંના એકે મને કહ્યું. "પણ ફકત ઉત્તરમાંજ. નીચે

દક્ષિણમાં તો બ્રીટીશ જાસુસીખાતું સૌથી સરસ છે. દક્ષિણમાં તમે ગમે ત્યાં જાવ તેની બ્રીટીશ એલચીખાતાને ખબર પડશે. અરે એટલે સુધી કે દિવસમાં તમે કપડાં કેટલીવાર બદલો છો તેની પણ એમને ત્યાં નોંધ હશે."

વાતવાતમાં બીજાએ મને કહ્યું " અહીં પરદેશીઓ સામે લખવામાં ફાયદો નથી. એમનું જોર ભારે છે. ધારે તો તમને બે દિવસમાં ચીનમાંથી ભગાડશે અને કલબમાંથી તમારો બહિષ્કાર કરાવશે. "

" અરરર એને કેમ સહેવાય ? " કટાક્ષમાં મેં કહ્યું.

" ખરેખર નહિ સહેવાય " એણે સખ્તાઈથી જવાબ આપ્યો.

' પરદેશમાં માણસ પોતાના દેશભાઈઓનો સહવાસ ન શોધે તો કોનો શોધે. ચાઈનીઝોનો સહવાસનો નહિ શોધે ને ? "

" કેમ ચાઈનીઝોનો સહવાસ તો ન શોધે?"

" કારણ કે ચાઈનીઝોને પરદેશીઓ માટે તિરસ્કાર છે. "

" તિરસ્કાર શા માટે ? "

" શા માટે "માંથી ગરમાગરમ ચર્ચા ઉભી થઈ અને આખરે હારીને એમણે કહ્યું " કંઈ નહિ. હમણાં નવા છો એટલે આ બધા વિચારો તમારા મગજમાં રહ્યા છે પણ વખત જતા તમારા " જાતભાઈઓ "નો " ભાઈચારો " શોધવા તમારી મેળે જ તમે આવશો. " " જાતભાઈઓ " એટલે ચોકખી ભાષામાં, યુરોપ ને અમેરીકાના દુકાનદાર અને નોકરીઆત વર્ગમાંથી આવેલા પણ ચીનમાં નવાબોની માફક રોફ મારતા પરદેશી વેપારીઓ, ધંધાદારીઓ અને લશ્કરી આદમીઓનું નાનું ને સાંકડું મંડળ. મારા ભવિષ્યવેત્તાના કહેવા પ્રમાણે હું પણ આ સાંકડા મંડળમાં " ભાઈચારો " કેળવવા જઈશ એટલે એને મારૂં જીવન માની લઈશ અને આ અર્થહીન " સોસાયટી "માં અર્થહીન મોભો મેળવવા અને જાળવવાની ચડસાચડસીમાં પડી જઈશ.

એક દિવસ હું એક જર્મનને મળી. એ ચીનમાં વર્ષોથી રહેતો હતો. ઉત્તર ચીનમાં અને મંચુરીઆમાં હું એના જેવા ઘણા જર્મનોને મળી હતી. બધા જ એના જેવા હતા. આર્થિક દૃષ્ટિએ ઘણા થોડા એનાથી સ્થિતિએ સારા હશે. એની એક મોટી ફરીયાદ હતી કે જર્મનોએ પોતાના (extra torritarial) હક્કો જવા દીધા તે ઘણું ખોટું કર્યું. મેં એને પૂછ્યું કે જર્મનીને એનાથી રાજકીય અને આર્થિક દૃષ્ટિએ શું નુકશાન વેઠવું પડ્યું. " ખાસ નુકસાન કંઈ નથી વેઠવું પડ્યું પણ અમારૂં સામાજીક સ્થાન નીચું થઈ ગયું. "

" સામાજીક સ્થાન એટલે ? "

" એટલે "સોસાયટી" માં અમારી ગણતરી નથી થતી. "

" 'સોસાઈટી' એટલે ચીનમાં વસતા પરદેશીઓની જ 'સોસાયટી' ને ? "

" હા. અમને હવે બીજા પરદેશીઓ નીચા ગણે છે-લગભગ ચાઈનીઝો જેવા અને ચાઈનીઝો પણ અમારૂં માન નથી જાળવતા. "

એની હૃદય વિદારી નાખે એવી દુઃખકથા પરથી મને આખી વસ્તુસ્થિતિ સમજાઈ. ચીનના મુઠ્ઠીભર પરદેશીઓમાં "સોસાયટી" છે. એ ' સોસાયટી 'ના શીખરે બ્રીટીશ એલચી બિરાજે છે. અને એની બે બાજુએ દરબારીઓની માફક એમના લશ્કરી અને દરીઆઈ બળો પ્રમાણે બીજા દેશો સ્થાન લે છે. બ્રિટીશ એલચીની જરા નીચે અમેરીકન એલચીને સ્થાન છે. અને તે પછી ફ્રેંચ, ઇટાલીઅન વગેરે લોકો ક્રમવાર આવે છે. જાપાનીઝોનો વર્ણ પીળચટો અને જાતી હલકી એટલે એમનું સ્થાન એકદમ તળીએ છે. આ વર્ગમાં જર્મનો, રશીઅનો, ચાઈનીઝો

અને બીજી "નીચ વરણો"નો સમાવેશ થાય છે. સમાજમાં જેવું એમના 'નાથોનું' સ્થાન તે પ્રમાણે પત્નીઓ પણ વટ મારે છે, સોસાયટીમાં બધી ફેશનો બ્રીટીશ પત્નીઓ શરૂ કરે છે અને 'સોસાયટી'ના રીતરિવાજો બ્રીટીશ રીતરિવાજોને અનુસરે છે. એમના મોભાદાર સ્થાન પરથી પત્નીઓ નવા આવેલાઓને નિહાળે છે અને યોગ્ય લાગે તો જ એમને ત્હા પર બોલાવે છે.

આ મોભાદારીની ઘેલી હરીફાઇથી અલગ રહેલો મને ફકત એકજ માણસ અત્યાર સુધીમાં મળ્યો. એ અમેરીકન હતો. હું મળી ત્યારે એ કલાર્ક તરીકે કામ કરતો હતો. તે પહેલાં એ સોલ્જર હતો. ઘુમટા સુકવવાની દોરી પર ઝુલાઇ ગએલા ચીંથરાની માફક એ શહેરના એક ખુણામાં દુકાન સાચવીને પડી રહેલો હતો. હું જઇ પ્હોંચી ત્યારે એ દુકાનના અધખુલ્લા બારણામાંથી, નીરસતાથી "પૂર્વના આ એક શબવત" શહેરનું ગોકળગાય જેવું ધીરૂં જીવન નીરખી રહ્યો હતો. મેં એની સાથે વાત કરવા માંડી. એણે એના "ઉચ્ચ" ઓની ખૂબ ટીકા કરી, અને કહ્યું કે ટીએન્ટસીનની "સોસાયટી"નું જીવન તદ્દન નીરસ છે. ફકત જ્યારે "અકસ્માત"ના મથાળા નીચે "સોસાયટી"માં કોઇ ગેરકાયદેસર રીતે જન્મેલા બાળકનો હેવાલ આવે છે ત્યારે પરદેશીઓમાં કંઇક સળવળાટ થાય છે. ઘણીવાર એ આ એકધારા જીવનથી કંટાળી જાય છે ને ત્યારે એ ખૂબ દારૂ ઢીંચીને ગટરમાં પડે છે.

"પણ તમને જીવન આટલું નીરસ નહિ લાગતું જોઇએ. મોટી જબરજસ્ત રાજકીય ચળવળ ચાલી રહી છે તેમાં તમને કંઇ રસ નથી પડતો ?"

"કયાં ?" એણે અત્યંત આશ્ચર્યમાં પૂછ્યું.

"અહીં ચીનમાં–આ શહેરમાં, કુઓમિન્ટાંગના જનરલો અને મુત્સદીઓ સામે આખા ચીનની જનતા ઉકળી રહી છે. છાપામાં તમે છુટાછેડાના કીસ્સાઓ વાંચતા હો તો તમને ખબર પડશે કે ચીનની જુવાનણી સ્ત્રીઓ હવે કેવી આગળ આવી રહી છે અને જુની ચાઇનીઝ કુટુંબ સંસ્થાને કેવી હચમચાવી રહી છે."

એના મુંઝવાતા મગજમાં આખરે સમજણનો ચમકારો થયો હોય તેમ એણે કહ્યું, "હં...ચાઇનીઝોની તમે વાત કરો છો. પણ અમે ચાઇનીઝ લોકો સાથે નથી ભળતા. એ લોકો તો અમારા હાથ નીચે કારકુન તરીકે કામ કરે છે. એમની સાથે ઓફીસમાં વાત કરીએ એટલું જ. કોઇ કોઇવાર "નેટીવ" બૈરાંઓ સાથે વધુ સહવાસમાં આવવા માટે અમારા બૈરાંઓ ટીપાર્ટી કે એવું કંઇ ગોઠવે છે. પણ મરદોનો સંબંધ તો એથી પણ થોડો છે. કોઇ કોઇ વાર સોલ્જરો માટે રાખેલા વેશ્યાવાડામાં "નેટીવ" બૈરાંઓ મળે એજ."

મેં એક અંગ્રેજ વેપારીને ચાઇનીઝો વિષે એનો અભિપ્રાય પૂછ્યો. કોઇ જગતશેઠ એના ગુલામોની વાત કરતો હોય એમ એણે કહ્યું, "સાધારણ રીતે ચીનો એ ખરાબ માણસ નથી. પણ એને દાબની–ધાકની જરૂર છે, આ ઉદ્ધતાઇ કયાંથી આવી એનામાં ? પહેલાં હતી ? નહિ. ચેલો બોરોડીન આવ્યો પછી આ બધું શરૂ થયું. પણ એટલું તો કહેવું પડશે કે એ માણસ જબ્બર. એનો કડપ બહુ જબરો. ચીનાઓને તો એ મગતરા જેવા ગણતો હતો. એમના હીતને માટે આવ્યો એ બધું કહેવાનું. એની રાજશેતરંજમાં એ ચીનાઓને ભમાવી દીધા. પહેલાં... ચીનાને ચોટલી પકડીને ફટકાર્યો હોય તો એ

4

હું કે ચાં કરવાની એની તાકાત ન્હોતી. અને હવે ? બધા એ ઓરોડીનના પ્રતાપ. ”

પીંપીંગમાં એક અમેરીકન બાઇએ ચ્હાપાર્ટી આપી. ચ્હા પીતા પીતા, નાકમાંથી આવતા સુરત અને લહેકાતા અવાજે એણે ડહાપણ વચન ઉચ્ચાર્યું “આપણે ચાઇનીઝો ને બાળકો જેવા નથી ગણતા એજ આપણી ભૂલ છે. એમની પાસેથી તો નાના છોકરાઓની માફક સમજાવીને ભલમનસાઇથી. પણ દ્દતાથી કામ લેવું જોઇએ.” એ સાંભળીને મને અમેરીકામાં તરતનું પ્રસિદ્ધ થયેલું એક પુસ્તક યાદ આવ્યું. ચીનમાં દવા વેચનાર કોઇ અમેરીકન ફેરીઆના મગજમાં એકદમ ભૂત ભરાયું એટલે એણે ચાઇનીઝો અર્ધ-જંગલી છે અને એમના મગજ બાળકોના જેવા અર્ધવિકસીત છે એવી મતલબની એક ચોપડી લખી કાઢી. આ વિદુષીના વિચારો ચોકખેચોકખા એ ચોપડીમાંથી આવેલા મને લાગ્યા.

પણ મને શોધતા શોધતા એક હરીનો લાલ મળ્યો ખરો. એને કંઇ નહિ તો એક ચાઇનીઝ સાથે તો બહુ ગાઢી દોસ્તી હતી. એના બોલવા પરથી લાગ્યું કે બન્ને બાળ-લંગોટીઆ દોસ્તોજ હતા. મકડનની એક હોટેલના જમણખંડમાં બરાબર મારી સામે બે અમેરીકન રૂંવાટીના વેપારીઓ બેઠેલા હતા. જમણ તરતનું જ પુરૂં થયું હતું. ગોળમટોળ પેટને લીધે સીધા ટટાર બેસવામાં બહુ અડચણ પડતી હતી એટલે એક મહાશયનું શરીર તો અરધું ટેબલ નીચે ઘુસી ગયું હતું. એમનો ડાબો હાથ પેટ પંપાળતો હતો અને જમણો હાથ દાંત ખોતરવામાં મશગુલ હતો. સામેથી એટલી વારમાં એક લશ્કરી યુની-ફોર્મમાં આધેડ વયનો ચાઇનીઝ એના બે અફસર જેવા લાગતા માણસો સાથે આવતો દેખાયો. એની લંબોદર મહાશયના શરીરના બીજા ભાગ પર તો કંઇ અસર ન થઇ પણ એનો જમણો હાથ દાંત ખોતરતો બંધ થયો અને એમની જીભ હાલી ઉઠી.

“ હલ્લો જેન. ” એણે ખુલ્લે ધાંટે લલકાર્યું.

જનરલ ચમકયો. એના મ્હોં પર આછું સ્મિત ફરકયું. ને પછી જરાક નમ્યો ને ચાલતો થયો.

થોડા દિવસમાં તો મને પરદેશીઓની લાગવગ વાપરવાનું કારણ જ ન રહ્યું કારણ કે આંધળાનીએ નજરે પડે એવા ચાઇનીઝ રાજકીય, સામાજીક અને સાંસ્કૃતિક તરંગોમાં મેં સીધું જ ઝંપલાવ્યું. કુદીબંધ ચાઇનીઝોને હું મળી. ઉત્તરચીનમાં હ'તાળની શકયતા ચર્ચતા રેલ્વે કામદારોની એક છુપી પરીષદમાં હું જઇ પ્હોંચી. વરસાઇ પરીષદ સામેના વિરોધદર્શનોમાં મુએલાનો યાદગીરીદીન ઉજ-વવાની યોજના ધડતા વિદ્યાર્થીઓ મેં જોયા. રખાતપદ્ધતિ અને જુનવાણી કુટુંબપ્રથા સામે પોકાર ઉઠાવતી વીરાંગનાઓ સાથે મેં વાત કરી. કુઓ મિન્ટાન્ગના ઉદ્દાત પક્ષ સામે ઝઝુમતા ઉદ્દામ મતવાદીઓની મેં મુલાકાત લીધી. એમના જુના સુંદર ભિવનોમાંથી પાશ્ચાત્ય જગતના નવામાં નવા વિચારો ગ્રહણ કરવાને નીકળી પડેલી લેખીકાઓને મળી. ચાઇનીઝ જીવનની અંધાધુંધીમાં કંઇ રસ્તો નહિ સુઝવાથી હતાશ થઇ ગયલા કવિઓ અને સાક્ષરોનો મેળાપ થયો. અને સામુદાયિક અક્ષરજ્ઞાનનો પ્રચાર કરતા વિદ્યા-ર્થીઓ સાથે પણ ઓળખાણ કરી.

ભરતીએ ચડેલી જનશિક્ષાના એ દિવ-સોમાં ડો. સુન-યાત-સેન અને અરાઢમી માર્ચે શહીદ થએલા વિદ્યાર્થીઓની યાદગીરીમાં એક વિરાટ સભા ભરાઇ હતી. કામદારો ને વિદ્યાર્થીઓ હજારોની સંખ્યામાં ત્યાં ઉલટયા હતા.

પ્રલયકાળના પૂર જેવી આ માનવ મેદની-માં મેં ફક્ત એક પરદેશી જોયો. એક જર્મન મુસાફર આ ઘુઘવતા મહાસાગરની છોળોમાં અટવાઈ ગયો હતો. પણ પ્રચંડ જનશક્તિનું આ પ્રદર્શન જોઈને તરત જ આનંદાશ્રુમાં ફોટા ખેંચવા મંડી પડ્યો.

તેજ રાત્રે હું બીજી એવી જ એક વિરાટ ચાઈનીઝ સભામાંથી પાછો ફરતો હતો. સાથે પીપીંગ યુનીવર્સીટીનો એક ચાઈનીઝ પ્રોફેસર હતો. અને પરદેશી 'લીગેશન" સતા આગળ આવ્યા એટલે એ બોલ્યો "આ સત્તા પાસે આવતા મને તિરસ્કાર..." પાસેની વાડીમાંથી પાંચ સાત માણસની ચીચીઆરી પડી અને એનું વાક્ય અધુરું રહ્યું. ઉતાવળે પગલે પસાર થતા અમારી નજર પડી. વાડીમાં મુક્કાબાજીની મેચ પૂરજોશમાં ચાલી રહી હતી ને આજુબાજુ પરદેશીઓનું એક મોટું ટોળું ચીચીઆરીઓ પાડી રહ્યું હતું.×

× ( Agnes Smedleyની The Foreigner in China નામની વાતનો અનુવાદ )

---

સાસુઓનું સરઘસ:

અમેરિકામાં સાસુઓની એક કલબ છે. એક છાપાના તંત્રીની સાસુ ઉપર કોઈએ હુમલો કર્યો એટલે તેણે સાસુઓ ઉપર થતી ખોટી ચર્ચા અટકાવવા આખું એક મંડળ સ્થાપવાની સ્થાનિક સ્ત્રી મંડળોને સલાહ આપી. પરિણામે પાંચમી માર્ચનો દિવસ સાસુઓના દિવસ તરીકે તેઓએ નક્કી કર્યો છે, અને તે દિવસે જે સાસુઓને પોતાની પુત્રવધૂ કે પુત્રી-વર તરફથી ' ભલા 'નું' પ્રમાણપત્ર મળ્યું હોય તે ઇનામ જીતી ગણાય છે. ગયે વરસે તો આ બધી સાસુજીઓનું એક સરઘસ નીકળેલું, જેમાં ભાવી સાસુજી ( Most Mother in Law ) પોતાનાં ૧૭ ફરજંદોના પરિવાર સહિત મોખરે હતાં. સસરાઓ પણ એ સરઘસમાં હતા અને આમંત્રિત મહેમાનોમાં આસપાસના પ્રાંતોના ગવર્નરો ઉપરાંત મિસિસ રૂઝવેલ્ટ પણ હતાં.

( " કુમાર " ઑગસ્ટ '૩૯ માંથી )

---

## શિક્ષણ અને સાહિત્ય

જ્યારે ' નવજીવન ' અઠવાડિક હતું ત્યારે, કેટલોક સમય, ' નવજીવન 'ની પૂર્તિ તરીકે ' શિક્ષણ અને સાહિત્ય ' દર મહિને પ્રસિદ્ધ કરવામાં આવતું. તે ' શિક્ષણ અને સાહિત્ય ' પત્રિકા રૂપે હવેથી સ્વતંત્ર માસિક તરીકે ફરી શરૂ કરવાનો ઠરાવ થયો છે તેનો પ્રથમ અંક રેંટિયાબારસને દિવસે નવજીવન કાર્યાલય તરફથી બહાર પડે.

# " સરસ્વતી " અને " નારદ "

( એક ખંડ કાવ્ય )

૧

ઝૂલે, જો ! વિશ્વ–હિંડોળે, માનસના સરોવરે,
ડોલે, નૃત્યે, વીણા–ગાને, સુકુમારી સરસ્વતી !

૨

વિચિત્ર લેખા, પ્રતિભા, કપાલમાંઃ
ભ્રૂભંગ રેખા, સળકે, પ્રભાવમાંઃ
ત્યાં, નેત્રની પલ્લવી, વીજળી, અરેઃ
ચિત્તપ્રસાદે, વદન, સ્મિતે, લસેઃ

૩

રસ–કંઠે, બજે વેણુ, રચે, વાણી, ચમત્કૃતિઃ
હૃદય–ગુંજને, લ્હેરે, કાવ્યસંગીત માધુરી !

૪

બુદ્ધિવિવેક, રસમાર્મિક, આર્દ્રભાવેઃ
સૌન્દર્ય, ચિંતનદ્યુતિ–કિરણો પ્રસારેઃ
લાવણ્ય, સર્જન શું, સ્હાય, રસાક્ષરીમાંઃ
માનુષી, કે, સહૃદયા, પ્રગટે મનીષા !

૫

નર્મહાસ્યે, ઘૂમે, ગાતા, પ્રભુભક્ત, જગત્સખા—
નૈષ્ઠિક બ્રહ્મચારી, એ, વિનોદવીર નારદ !

૬

વાગ્દેવીને રસનિમજ્જન, ભક્ત ફુલ્યાઃ
ત્યારે, શિખા પકડી, નારદને ઉગાર્યાઃ
કૌમારમૂર્તિ, ઉજાયે, રીઝી, અટ્ટહાસ્યે,
એ સૂર–ગર્જનથી, કોયલ મોર નાચે !

૭

સચ્ચિદાનન્દ, કૂટસ્થ, વિલસે, સત્સ્વરૂપ, એઃ
ભૂત, તત્ત્વો, ધરા, વ્યોમ, પ્રાણીઃ એના વિવર્ત્ત છે !

૮

એકસ્થ મર્મે, મનના સરોવરે,
હિમાદ્રિશાં ગુંજન, શારદા ભરેઃ
આનન્દના ઓધ વળે સુહાસ્યથી
શી, પૂર્ણિમા, નારદ છાય, સંગીતે !

૯

માનવાત્માં, અનામી, ત્યાં, નરનારી વિભેદ શા ?
ચિંતન શાંતિ હિમાળે, રેલાતાં જો ! રસાલયો !

૧૦

ઉલ્લાસથી, પ્રણય–સિંચન વાય વીણાઃ
બ્રહ્માંડ–સંગીત, સરસ્વતીઝીલતાં ત્યાં,
ને મુક્તહાસ્ય થકી, નારદ દમ્ભ, તોડેઃ
એકસ્થ માનવ, વિનોદ, ધરે, નિરાળા !

૧૧

સખા હસમુખા નાચેઃ ગુંજે આનન્દિની સખી !
માનવ દિવ્યતા ઝીલેઃ સુકુમાર ! કુમારિકા !

૧૨

કૌમાર સાર ખીલજો, ઉર–યોગ મર્મેઃ
સંજીવને, ઉછળજો, જગ હાસ્ય નર્મેઃ
સંસાર, નારદ સરસ્વતીથી, સુહાજોઃ
દિવ્યોત્સવે, પ્રણય–માનવતા મ્હલાજો !

લલિત



# સમાજની દૃષ્ટિએ મોટું કોણ ? શિક્ષક કે ગુરૂ

તા. ૧૮-૮-૩૯

પ્રિય બ્હેન

મ્હારી કોલેજમાં દરેક અઠવાડીયે જુદા જુદા અગત્યના વિષય ઉપર ચર્ચાઓ થાય છે. ગયે વખતે શિક્ષક અને ખેડુત વિષેની ચર્ચા હતી તે સેજ તને જાણવા માટે લખું છું. તેનો ઠરાવ એ છે કે "સમાજની દૃષ્ટિએ મોટું કોણ ? શિક્ષક કે ખેડુત."

શિક્ષક એટલે માત્ર શાળાના માસ્તર નહિ, પરંતુ શિક્ષક એટલે ગુરૂ અથવા આચાર્ય. તેજ ગુરૂ કે જે આપણને આદર્શ જીવન કેવી રીતે જીવવું તે સમજાવે. અને આપણા આત્માને ઉન્નત બનાવે.

સદ્‌ભાગ્યે આપણા દેશમાં આવા ગુરૂઓ યુગે યુગે થયા છે. વેદના કાળમાં ઋષિઓ ગુરૂકુળમાં વિદ્યાર્થીઓને જ્ઞાન આપતા. અને એવા મહર્ષિઓ પાસેથી જ્ઞાન પામેલા કેટલાએ મહાન પુરૂષોનાં દૃષ્ટાન્તો આપણી સમક્ષ મોજુદ છે.

આ આચાર્યો બહુજ સાદા, ઉચ્ચ વિચારોવાળા, સંપૂર્ણ ચારિત્રવાળા અને અગાધ જ્ઞાન ધરાવતા હતા. આવા સાચા ગુરૂઓ તો આપણા આત્માનો વિકાસ કરાવે છે. અને જીંદગીની અંદર આત્માનો વિકાસ એજ અગત્યનું છે. આદર્શ ગુરૂ વિનાનું જ્ઞાન તે સુકાન વિનાના વ્હાણ જેવું છે.

પ્રો. આનંદશંકર ધ્રુવે આપણા ધર્મમાં જે શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોક્તિ ધર્મ સમજાવ્યો છે તેમાં ચોથુ અંગ તેમને ઉમેર્યું છે તે 'સંતવાણી' એ વાત બરાબર છે. બુદ્ધ, મહાવીર, અને મહાન આચાર્યો જેવા કે શંકરાચાર્ય, રામાનુજાચાર્ય ચૈતન્ય અને વલ્લભાચાર્ય વગર અત્યારે આપણે ક્યાં હોત ? મારી દૃષ્ટિએ તો મોટા સાહિત્યકારો અને ભકતો પણ ગુરૂને સ્થાનેજ છે, કારણ સાહિત્યકારો તેમનાં પુસ્તકો વડે, અને ભકતો તેમના જીવનદ્વારા આપણું જીવન સત્‌માર્ગે વાળવા પ્રયત્ન કરે છે, જે દેશનું સાહિત્ય ઉન્નત હશે તે દેશનો સમાજ પણ એટલોજ ઉચ્ચ દશાએ પ્હોંચેલો હશે. માટેજ આ બધા વગર સમાજ અસંસ્કૃત રહેત. આપણી સમાજનો સુધારો પણ તેમના ઉપરજ અવલંબે છે. આ આચાર્યોજ સમાજના સાચા શિક્ષક છે, અરે પ્રાથમિક સ્કુલનો માસ્તર પણ એક ખેડુત કરતાં તેના વર્ગની અંદર મહાન છે, તે આપણને લખતાં, વાંચતા, અને હિસાબ કરતાં શિખવે છે. અને આ પ્રાથમિક કેળવણીના પાયા ઉપર આપણું જ્ઞાન અનેક દિશામાં વિકસાવી શકીએ છીએ આ શિક્ષકોનો પણ સમાજ ઋણી છે, હું તો એ બધાને અંતઃકરણપૂર્વક પ્રણામ કરું છું.

આપણા ધર્મગ્રંથોની અંદર ગુરૂને ઇશ્વરથીજ બીજે નંબરે મુકવામાં આવે છે. તેને માટે હવે કોઇને આશ્ચર્ય થશે નહિ.

ગુરૂ આત્માને પોષે છે. જ્યારે ખેડુત દેહને પોષે છે. પણ આત્માનો પોષનાર ખરેખર દેહનાં પોષનાર કરતાં વધારે મહાન છે.

બ્હેન ? ઉપર પ્રમાણે મેં શિક્ષક વધારે મહાન છે એમ સિદ્ધ કરવા પ્રયત્ન કરેલો. પરંતુ મત લેતાં અમારી જીત થઇ છે. ત્રણ મીનીટમાં મેં ઇંગ્લીશમાં આ ચર્ચા કરી હતી. પણ હું તો તને નમ્ર વિનંતી કરૂં છું કે તું ભવિષ્યમાં ખેડુત ન થતાં ગુરૂ થવું.

લ્હારી બ્હેન,

વનબાળા હરિપ્રસાદ દેસાઇ.




રશિયામાં ઝારના પાશવી અત્યાચારો-માંથી, કારખાનાદારો, જમીનદારો, ધનપતિઓ અને અમલદારોના હત્યારા હુમલાઓમાંથી દેશને મુક્ત બનાવી સ્વતંત્રતા, સમાનતા તથા સુખનો સોનેરી સૂર્ય ઉગાડનાર–નવી દુનિયા જન્માવનાર ક્રાંતિકારી લેનિન દુનિયા-ભરનો મહાન પુરૂષ થઈ ગયો–તેના જીવનનું એક સંસ્મરણ અહીં ટાંક્યું છે.

**જ્યા**રે લેનિન જીવતો હતો, ત્યારની વાત, અમે હંમેશ એમ ઇચ્છતા–વિચારતા કે એક દિવસ લેનિન જરૂર અમને જોવા આવશે. અમારા-માંના ઘણા થોડાએ એને જોયો હતો, પણ દરેક જણ એને જોવા અને સાંભળવાની આશા રાખી રહ્યું હતું.

પણ એ આશા કદીય ફળી નહિ. લેનિન હવે આ દુનિયા પર નથી, અને હવે કદી અમને મળવા આવી શકશે નહિ!

આજની સંધ્યાએ એક સુખદ ઘડીની અમે રાહ જોઈ રહ્યાં હતાં. થોડાક કલાકો જ વચમાં હતા. 'સમય જાણે લાંબો ને લાંબો થતો જાય છે!

એ ઘડી આવી પહોંચી. એ સાંજે અમે એક વ્યક્તિને જોઈ, જે એની સાથે જીવી હતી–જ્યારે એ નાનો હતો ત્યારથી એની સાથે રમીને જે મોટી થઈ હતી–જેણે એના જ જીવન કાર્યને અપનાવ્યું હતું–ને એની સાથે ને સાથે રહી ક્રાન્તિકારી ચળવળમાં ભાગ લીધો હતો.

એ એની બેન હતી, ખૂબ જ ધ્યાન-પૂર્વક મીટ માંડીને અમે એના મોં સામે તાકી રહ્યાં. અમે શોધી રહ્યાં, કે એ મોં ઉપર એવું કોઈ ચિન્હ હતું જેથી એ બંનેનો સંબંધ જોઈ શકાય! હા, હતું, એની આંખો આગળની કરચલીઓમાં–એના હોઠમાં–એના આખા મોં ઉપરનાં ચિન્હોમાં લેનિનની તસ્વીરનું સાથે સામ્ય હતું. અમે એની બ્હેનના મોં સામે તાકી રહ્યા, ને એમાં જ લેનિનને શોધી રહ્યા.

એણે એના ભાઈ વિષે–એક ક્રાન્તિકારી નેતા વિષે ઘણું ઘણું કહ્યું!

એ નાની હતી, ત્યારે 'વોલોડ્યા' (લેનિનનું લાડકું નામ) સાથે રમતી.

"આ શું? ઝાડ પરનાં પાંદડાંની જેમ તમે બધાં ખડખડાટ કેમ કરો છો!" અમને કાગળ ને પેન્સિલ કાઢવા, ઉતાવળ કરતાં જોઈ, તેણે સ્મિત કરતાં, અ-મારી સામે જોઈ કહ્યું.

એનો એક પણ શબ્દ ગુમાવવા અમે તૈયાર નહોતાં, ખૂબ ધ્યાનપૂર્વક સાંભળી અમે બધું લખી લેતાં.

સરળતાપૂર્વક, જરાય ઉતાવળ કર્યા વિના એણે અમને એના ભાઈ 'વોલોડ્યા' વિષે બધું કહ્યું.

એ કેટલો આનંદી હતો! જ્યારે દસ વર્ષનો હતો, ત્યારે એ ખૂબ જ રમતિયાળ અને મસ્તીખોર હતો.

જ્યારે એનાથી મોટા ભાઈ બેનો તેઓનું લેસન કરવા બેસતાં, ત્યારે એ એમને ખૂબ સતાવતો. બાપા પાસે ફરિયાદ જતી. બાપા એને પોતાના અભ્યાસ ખંડમાં બોલાવી પૂછતા, "તું કેમ તારું લેશન કરવા બેસતો નથી?"

" મને બધું આવડે છે. " વોલોડયા ગર્વપૂર્વક ડોક ટટાર રાખી જવાબ આપતો.

બાપા ઉપરાઉપરી પ્રશ્નો પૂછતા, ને વોલોડયા સહેજ પણ ગુંચવાયા વિના એના જવાબ આપતો. એને સહેજવાર વધારે રોકવા માટે, બાપા એના જૂના પાઠોમાંથી પ્રશ્નો પૂછવા શરૂ કરતા. પણ એ તો બધા એને સારી રીતે આવડતા હતા !

વોલોડયા હોંશિયાર અને શક્તિશાળી છોકરો હતો. સ્કૂલમાં ભણતી વખતે એ ખૂબ ધ્યાનપૂર્વક ભણતો, ને જલદી પાઠ શીખી લેતો.

એને ઘણીવાર પોતાની નાની બેન ઓલીયાની મહેનત કરવાની શકિત પર અદેખાઇ આવતી. એ પિયાનો સરસ વગાડતી હતી. એને સંગીત વિષે કંઇ અસાધારણ જ્ઞાન તો નહોતું, પણ પુષ્કળ મહેનતથી તે કળા તેણે હાથ કરી હતી. ઘણીવાર વોલોડયા બહેન પિયાનો વગાડતી હોય, ત્યારે પાસે બેસી રહી ક્યાંય સુધી તે જોયા કરતો.

" ખરેખર, તારી પરિશ્રમ કરવાની શક્તિની મને અદેખાઇ આવે છે, " તે કહેતો.

એનામાં એક સુંદર લક્ષણ હતું, પ્રામાણિકતા-સચ્ચાઇ. જો એ કોઈ રમકડું અથવા કોઇ પણ ચીજ ભાંગી નાખતો, ( એને એ ભાંગવાનું ગમતું હતું. કારણ કે એને જાણવાનું મન થતું કે ' એની અંદર શું હશે ? ' ) તો જઇને કહી દેતો કે, " મેં એ ભાંગ્યું છે. "

દસ વરસનો થતાં, એણે માધ્યમિક શાળામાં પ્રવેશ કર્યો. જ્યારે એણે શાળા છોડી ત્યારે એણે એક સોનાનો ચંદ્રક મેળવ્યો હતો. જ્યારે એ સત્તર વર્ષનો થયો, ત્યારે તો એ બધાથી મોખરે હતો, અને એણે પોતાના એક શિક્ષકને યુનિવર્સિટી માટે તૈયાર કર્યો, કે જેને પોતાના મોટા કુટુંબને લઇને, અભ્યાસ કરવાની તક બહુ ઓછી મળતી.

વોલોડયા યુનિવર્સિટીમાં દાખલ થયો, પણ થોડા જ વખતમાં તેના વિચારોને લીધે તેને બરતરફ કરવામાં આવ્યો. બીજી કોઇ યુનિવર્સિટીએ પણ તેને લીધો નહિ. એણે એકલા જ અભ્યાસ કરવા માંડયો, ને ૧૮૯૧માં યુનિવર્સિટીનો અભ્યાસક્રમ પૂરો પણ કર્યો.

સમાજવાદી ફીલોસોફી ઉપર કાર્લ માર્કસનાં પુસ્તકોનો અભ્યાસ કરી તેમાં તેણે પ્રભુત્વ મેળવ્યું. કાર્લ માર્કસનાં પુસ્તકોમાંના ઘણાં તે લાંબા વખત સુધી વાંચતો હતો. એકવીસ વર્ષની વયે તેણે સ્વતંત્ર રીતે લખવું શરૂ કર્યું.

વોલોડયા એના મોટાભાઇ એલેકઝાન્ડરને ખૂબ ચાહતો હતો. તમે ઘણું કરીને જાણતાં જ હશો, કે એલેકઝાન્ડરને તો તેની ક્રાન્તિકારી ચળવળને લીધે ફાંસી આપવામાં આવી હતી. એલેકઝાન્ડર-સાસા ( લાડનું નામ ) એ તો વોલોડયાની નજરમાં એક મહાન વ્યક્તિ હતી. જ્યારે એ બાળક હતો ત્યારે કંઇ પણ કરતાં પહેલાં તે સાશાને એના વિશે પૂછતો, અને " સાશાની જેમ ", તે કરતો.

૧૮૯૫માં લાડીમીર ઇલીચની ( લેનિન ) ધરપકડ થઇ. એને જેલમાં પૂરવામાં આવ્યો. જેલમાં પણ એણે માર્કસ અને બીજાં સમાજવાદી પુસ્તકોનો અભ્યાસ કરવાનું ચાલુ રાખ્યું. એ અભ્યાસમાં એટલો હત થઇ ગયો હતો કે એક વખત તેની બેને જેલમાં તેની મુલાકાત લેતાં ખબર આપ્યા, કે " હવે અમે તને જલદી છોડાવી દઇશું. " ત્યારે એણે હસતાં હસતાં કહ્યું, " ઓહ ! એવી તે શી ઉતાવળ છે ? હું તો હજી તૈયાર પણ થયો નથી. હજી મેં મારી બધી હકીકતો ભેગી નથી કરી લીધી. "

અને ઇલીચ બધું ભેગું કરતો જ ગયો—

એણે એક પાર્ટી ભેગી કરી અને કામદારોને વ્યવસ્થિત કર્યાં. જીંદગીભર આજ એનું કામ હતું. આજ એનું જીવન હતું—એણે એની બુદ્ધિ શક્તિને નકામી કયાંય–કદીય વેડફાવા દીધી નથી.

એ પોતાની પાછળ મૂકી ગયો છે–કામદાર અને કિસાનોનું–આમ જનતાનું એક વ્યવસ્થિત–લોખંડી મંડળ.

સાકલાતવાલા ખૂબ મહેનતુ હતો. પરિશ્રમ કરવાની એની શક્તિ આશ્ચર્યકારક હતી. એ અમુલ્ય શક્તિનો એક કણ પણ એણે નકામો વેડફ્યો નથી. પણ પોતે પોતાનું માનેલા સખતમાં સખત કામમાંથી પણ એણે કદી પોતાની જાતને અળગી રાખી નથી. પોતાની આજુબાજુની દરેક વસ્તુ–વિચારને ફેલાવી દઈ તેણે સખત મજુરી પણ કરી છે.

પણ આ વધતા જતા કામે–ને અત્યંત પરિશ્રમે એની શક્તિ હણી નાખી.

આજે સાકલાતવાલા આપણી સાથે નથી. એક મહાન અભ્યાસી, વિચારક, દોસ્ત-સાથી, નેતા આજે આપણી પાસેથી ચાલ્યો ગયો છે, પણ એનો શ્રમ નકામો નથી ગયો. એનું બાળક રશિયાની કોમ્યુનિષ્ટ પાર્ટી, એણે અધૂરું મૂકેલું કાર્ય ઉપાડી લઈ, એને સફળતા પુર્વક પાર પાડશે.

---

# રિસામણી

[ પૃથ્વી ]

" મને કનડશો નહિ; અડકશોય ના કૃપયા.
ભલે કર હશે રસાળ પણ શેપરશો ના હિવે.
કુમાર દિલ, કુમળી કુસુમ તંતુની નાજુકી
અરે ન અડતાં મહીં તરત પૂછતાં વાર શી ?
દિલે દિલ મળ્યાં વળી કંઈ પ્રગાન્ત હૂંફી બન્યાં
પછી સ્પરશવું કયમે ? નહિ કદી સુપક્ષ્મેયથી.
વળી રૂપ નિહાળવા, નહિ કદા રમ્યું સ્પરશંવા.
સખા ! ચરણ પામવા, હૃદય પાવલે પાથરું. "

વિદાય સૂચવી મને શયનખંડના દ્વાર દે
ઉઘાડી નિજ ભેગને સુજ છબી લઈ સોહિણી,
કહે રસદ એકલી મધુરતા ભરી ગુંજનો.
નહીં ! નહિ !! નહીં !!! વદે, કદીય ધમ્યુ સાંનિધ્યતા.
–રિસામણી વિલાપ છે અડકતાં હતા ! હાદંની
ખીલી સરવ પાંદડી તરફ મૌગ્ધ્ય કૌમાર્યની.

ચંપકકુમાર તલસાણીયા

# સાસરીયું

( સાસરીયામાં કુળવધુએ ગાવાનો રાસ )

[ રાગઃ—વંદન તને હો માત ભારતી ]

સ્નેહ ભર્યાં સાસુને સસરાજી મારાં,
નેહ ભર્યાં નણંદલ નિહાળતી હો,
સ્નેહભર્યું સાસરૂં સુહાવતી. [ ટેક ]૧

ભાવ ભર્યાં જેઠને જેઠાણીજી મારાં;
લાડઘેલા દિયર મનાવતી હો, સ્નેહ૦ ૨

પ્રેમ ભર્યાં પ્રાણરૂપ પ્રિયતમજી પ્યારા,
ઉરના ઉલ્લાસે આરાધતી હો, સ્નેહ૦ ૩

નીલી વાડી સોહે મધુ બાલક ટહુકારથી,
હાસ્ય તણે ફુલડે વધાવતી હો, સ્નેહ૦ ૪

ધન ધાન્ય ભર્યાં મારે ઓરડે અનંતા,
ગોરી ગાવડીના ગોરસ ગળાવતી હો. સ્નેહ૦ ૫

આંગણીએ પુરૂં નિત્ય મોતીના સાથીયા,
રિદ્ધિ સિદ્ધિને છલકાવતી હો, સ્નેહ૦ ૬

સરખી સાહેલી ગણું પાડોશણ બ્હેનને,
રાસ ખેલી હૃદય રીઝાવતી હો. સ્નેહ૦ ૭

ધૈર્યચન્દ્ર ર. બુદ્ધ

# ધરતી જાગે રે

[ અન્ધારી રાતના ડુંગર ડોલે રે ]

ધરતી શું મોહનિંદ ત્યાગી જાગે રે;
અંતરમાં ઉર્મિઓ વિરાજે :
સોહાગીરાજ !
ધરતી જાગે ને સ્નેહ ભરતી જાગે રે.

ઘેરી શી નિંદથી ધરતી જાગે રે;
મોહનની મોરલી વાગે :
સોહાગીરાજ !
ધરતી જાગે ને સ્નેહ ભરતી જાગે રે.

જુગ જુગના મોહથી ધરતી જાગે રે;
નવલાં કો ભાગ્ય આજ રાજે :
સોહાગીરાજ !
ધરતી જાગે ને સ્નેહ ભરતી જાગે રે.

પાષાણી મૂર્તિ સમી ધરતી જાગે રે;
મીંઠા આલાપ મંત્ર ગાજે :
સોહાગીરાજ !
ધરતી જાગે ને સ્નેહ ભરતી જાગે રે.

મનુ દવે કાવ્યતીર્થ

# મુલાકાત

લેખક :
શ્રી. નારાયણલાલ પુ. સુખડીઆ

એક વ્યક્તિ બીજી વ્યક્તિ પાસે ઇન્ટરવ્યુ માટે જાય છે અને થએલા ઇન્ટરવ્યુને છાપામાં પ્રગટ કરે છે. રાજનૈતિક નેતાઓ સાથે ઘણા લોકો તથા પ્રેસ-પ્રતિનીધિ ઇન્ટરવ્યુ લયે છે. હાલ ફિલ્મ-સ્ટારો સાથે પણ ઇન્ટરવ્યુ લેવાય છે. જ્યાં પ્રશ્ન છે ત્યાં ઉત્તર અવશ્ય હોયજ.

ઇન્ટરવ્યુ લેવાથી લોકો જાણશે કે તમારી લાગવગ મોટા માણસો સાથે છે. બીજું માણસના પેટની વાત બ્હાર કાઢવામાં અને તેની શી હકીકત છે, એ કઢાવવા માટે કેવા પ્રશ્નો કરવા જોઇએ તે શીખવા મળે. બે ચાર ઇન્ટરવ્યુ છાપામાં છપાય ત્યારે બીજા માણસો પણ ઇચ્છા રાખશે કે તેમનો પણ ઇન્ટરવ્યુ લેવાય. ઇન્ટરવ્યુ લેવો એ સરસ કળા છે. આ કળામાં નિપુણ છે તેની સારી કદર થાય છે. મોટા મોટા સમાચાર-પત્રોમાં ઇન્ટરવ્યુ લેનારાઓને ઘણું સારું ઇનામ મળે છે. તથા પગાર પણ મળે છે. દરેક માણસ કંઇ ઇન્ટરવ્યુ લેનાર બની શકતો નથી.

ઇન્ટરવ્યુ લેવા માટે પ્રથમ ઇન્ટરવ્યુ લેવા જનારે એક પોસ્ટકાર્ડ લખવું કે હું તમારી સાથે ઇન્ટરવ્યુ લેવા માગું છું તો ટાઇમ નક્કી કરી જણાવો. પ્રથમ કાર્ડમાં "મહાનુભાવ હું આપની સાથે ઇન્ટરવ્યુ લેવા માગું છું કૃપા કરીને યોગ્ય દિવસ તથા વખત જણાવશો એટલે આપની સેવામાં ઉપસ્થિત થઈ શકું. આશા છે કે આપ મને નિરાશ નહિ કરો. તસદી માટે ક્ષમા." પછી પોતાનું નામ લખવું. અને સરનામું લખવું. પછી પોષ્ટમાં રવાના કરવું.

ઇન્ટરવ્યુ લેવા ઘણા માણસો આવે છે તેથી ઇન્ટરવ્યુ આપનાર હેરાન પરેશાન બની જાય છે, નકામા સવાલો લોકો કરે છે. ઇન્ટરવ્યુ લેવા જનારે પોતાની પાસે ફાઉન્ટેન પેન તથા કોરો કાગળ રાખવો, અને પ્રથમ પુછવું-નામ સંબંધે અને પછી શરીરના દેખાવ સંબંધે લખવું. અને પછી પ્રશ્નો પુછવા. જેવા કે ગુજરાતી સાહિત્યની ક્યારથી સેવા કરો છો? ગુજરાતી સાહિત્યની પ્રગતિ બાબત આપનું શું કહેવું છે? લીગ એન્ડ નેશન્સ બાબત આપ શું કહેવા માગો છો? ચીન જાપાન યુદ્ધમાં કોણ જીતશે?-કળા શું છે? સૃષ્ટિમાં પુરૂષ શ્રેષ્ટ છે કે સ્ત્રી? ગુજરાતીમાં સર્વથી સારો લેખક કોણ છે? ભારતને સ્વરાજ્ય ક્યારે મળશે? એશિયાનું ભવિષ્ય શાના પર નિર્ભય છે? ફીલ્મ સ્ટારોમાં કયી સ્ટાર સુંદર છે? અને કોણ સારું કામ કરી શકે છે? વીગેરે પ્રશ્નો જેવી વ્યક્તિ સાથે ઇન્ટરવ્યુ લેવાનો હોય તે પ્રમાણે કરવો અને તુરત નોટ કરી લેવી અને પછી નમસ્તે કરીને છાપામાં પ્રગટ કરવા મોકલવા.

# કુદરત અને માણસ

લેખક: શ્રી. પ્રીતમરાય મજરાય દેસાઇ, બી. એ., એસ. ટી. સી. ડી.

આકાશમાં લાખો પૃથ્વીઓ ઉડે છે. તેમાંની એક પૃથ્વી ઉપર આપણે રહીએ છીએ, આકાશમાં લાખો તારા ઝગઝગે છે અને બધા તારા સૂર્યો છે.

તમે આ લેખ વાંચો છો તે લાખો ઉડતી પૃથ્વીમાંની એક પૃથ્વીમાંના લાખો જીવતા પદાર્થોમાંના એક છો. આ બધાની પાછળ શું છે ? આપણે જેને જગ્યા કહીએ છીએ તેની પાછળ શું છે ? આપણે જેને વખત કહીએ છીએ તેની શરૂઆત પહેલાં શું હતું ? આ મહાન સૂર્ય આખી પૃથ્વીને ગરમી આપે છે અને દરેક માણસને ગરમી આપે છે તેટલો ગરમીનો ભંડાર તેની પાસે છે છતાં પણ તે તો બ્રહ્માંડમાં જેટલા સૂર્યો છે તેમાં સૌથી નાનો છે. સૂર્યનું કામ પણ નાનું ગણાય એવી તે કયી મોટી કરામત છે ? આ બીજી દુનીઆનો આપણી સાથે શો સંબંધ છે અને આપણે તેમની સાથે શો સંબંધ છે ? તે દુનીઆમાં જીવન છે ? તેઓ મરેલી હોઇ શકે ?

આપણે બળની વાત કરીએ છીએ પણ જે બળ આ બધી દુનીઆઓને આકાશમાં ઝુલાવતું હશે તેનું શું ? કેટલીક દુનીઆઓ દેખતા ઉપર છે, કેટલીક એટલી દૂર છે કે તેના છેટાનો ખ્યાલ માણસને ન આવે, કેટલીકમાં તપેલા લાલચોળ લોઢાથી દરીઆ ભરેલા છે. બીજી પૃથ્વીઓમાંની ઘણી તો આપણી પૃથ્વી કરતાં મોટી છે. આપણી પૃથ્વીથી આપણે તાજુબ થઇએ એટલી મોટી છે પણ વિશાળ બ્રહ્માંડમાં તે રેતીના દાણા જેવી છે. આ બધાંની શરૂઆત કેવી રીતે થઈ ! અંત શો આવશે.

બધી બાજુએથી લાખો પૃથ્વીઓ આવી, આપણે જે પૃથ્વી ઉપર રહીએ છીએ તે આગના વાદળામાંથી બની. લાલચોળ ગરમ પૃથ્વી ઠંડી થઇ, તેનો ઘાટ ઘડીયો; હાલ ચંદ્ર કહીએ છીએ તે ટુકડો તેમાંથી છૂટો પડયો, અને એક બાજુથી બીજી બાજુ ૮૦૦૦ માઇલ અને ૨૫૦૦૦ માઇલ ગોળ એવો મોટો દડો થયો તે પહેલાં આકાશમાં આગના વાદળાંએ અમાપ અંતરમાં મુસાફરી કરી.

પૃથ્વી એટલો મોટો પદાર્થ છે કે આપણે મનથી તેની અટકળ પણ ન કરી શકીએ. પણ આકાશમાં બીજી પૃથ્વીઓ ઘુમે છે. એની જોડે સરખાવીએ તો તે ટપકા જેવી છે. અને આ ટપકું કે બ્રહ્માંડમાંનું કણ જે પૃથ્વી છે તેના ઉપર મહાસાગરો ઘુઘવે છે. માણસ જે જે શક્તિઓ ઉપર સત્તા ભોગવે છે તે બધા એ ટપકામાંથી ઉત્પન્ન થયા છે. ઇતિહાસમાં જે કહેવાય છે તે બધું આ ટપકા ઉપર બન્યું.

આ નાના ગોળામાંથી આપણી બધી આગગાડીના પાટા બાંધવામાં જે લોખંડ વપરાય છે તે આવે છે. આપણે બાંધકામમાં વાપરીએ છીએ તે પથ્થર અને ચુનો તેમાંથી આવે છે અને સોનું મેળવવાની આપણે ઝંખના કરીએ છીએ તે બધું સોનું પણ તેમાંથી નીકળે છે.

આ ગોળાની આસપાસ, ઉપર, નીચે અને બધી બાજુએ ન દેખાય એવા હવાના મહાસાગર વહે છે તે આપણને જીવન આપે છે, ત્યાં બળ છે તે આપણાં ચક્ર ફેરવે છે, ત્યાં મોજાં છે તે શબ્દો તમારી પાસે જાણે કે પાંખ ઉપર બેસાડીને લાવતાં હોય તેની રીતે લઇ જાય છે.

પૃથ્વી બનવાની તેનો ઘાટ નક્કી થયાની અને તેમાંના પાણીની, પૃથ્વીમાંથી અનેક બળોની અને પૃથ્વી જે ચીજોની બની છે તે ચીજોની આ વાત છે. આ આપણા ઘરની વાત છે કે જેને સાધારણ રીતે આપણે કુદરત એ શબ્દથી સમજીએ છીએ. આ કુદરતના ઉપર તેનો હુકમ પાળતાં શીખીને સત્તા ધારણ કરવાનું માણસ થોડાં વર્ષોથીજ શીખ્યો છે.

કેટલાએ જમાના સુધી આપણી લાલચોળ ગરમ પૃથ્વી આકાશમાં ગોળ ગોળ ફરી તેનો અગ્નિ ઠંડો પડયો. દરીઆ બન્યા. ત્યાર પછી એક દીવસ પોતાની મેળે હાલે ચાલે એવું કંઈક આ બધી પૃથ્વીઓમાં એક દીવસ આવ્યું. પાણીમાં જીવ પેદા થયો. પછી કિનારે આવ્યો અને જમીન ઉપર જીવવાળા પદાર્થો એટલા બધા બળવાન થયા કે તેમણે પૃથ્વીનો કબજો લીધો. લાખો વર્ષ સુધી સજીવ પદાર્થોએ પોતાને માટે સેંકડો દેહરૂપી ઘર બાંધ્યાં–વનસ્પતિનાં ઘર જે જગ્યાએ બાંધ્યા તે જ જગ્યાએ રહે તેવાં અને પ્રાણીનાં ઘર એક જગ્યાએથી બીજી જગ્યાએ ફરે તેવાં. લાખો વર્ષ સુધી જીવન બધા પ્રકાર અને બધાં ઘાટની વસ્તુઓમાં દાખલ થયું. કદરૂપા, સુંદર, મોટા, નાના, પેટે ચાલતા, ઉડતા, ઘસડાતા, ચાલતા, તરતા, વડની માફક જમીનમાંથી નીકળતા, પતંગીઆની માફક હવામાં નાચતા, જંગલ કચડી નાખીને ધસતા હાથી જેવા, સાપની માફક ઘાસમાં પેટે ચાલતા, ગુલાબની માફક કળીમાંથી ફુટતા ચંડોળની માફક આકાશમાં ચડતા, કોયલની માફક ગાતા, સિંહની માફક ગર્જના કરતા, અનેક જીવો ઉત્પન્ન થયા.

એક મોજાની માફક પૃથ્વીમાં જીવન ફરી વળ્યું અને આકાશ, દરીઓ, પર્વત, ખીણ અને મેદાન નખાવી શકાય તેવાં જન્મ લેતા, મરતા અને પોતાની જાતના જેવાં બીજાના નવી જીંદગી બનાવતાં લાખો દેહોનાં ઘર બન્યાં. પછી એક પ્રાણી એવું આવ્યું કે જે બોલતું હતું અને વિચાર કરતું હતું, કામ કરતું હતું અને પોતાની જાતને ઓળખતું હતું.

આખરે પૃથ્વી ઉપર માણસ આવ્યો તેની આસપાસ તેનાથી કદમાં અને બળમાં અનેક ઘણાં વધારે જંગલી પ્રાણીથી ઘેરાએલો માણસ એક ક્ષુદ્ર પ્રાણી છે.

સામાન્ય સંજોગો પ્રમાણે તો આ નાનો માણસ વાઘથી ચવાઈ ગયો હોત કે હાથીથી કચડાઈ ગયો હોત અને પૃથ્વી ઉપર તેનું નામનિશાન નહોત. પણ માણસે હાથીને હરાવ્યો અને પૃથ્વીની માલિકી લેવા બહાર પડયો. તેણે દેવતા અને ગરમી શોધ્યાં. તેણે હોડી બનાવી અને મુસાફરી કરવા માંડી. તેણે જમીનમાંથી ઉગતું કાંઇ જોયું અને ખેતી શરૂ કરી. તેણે સૂર્યની ગતિ ઉપરથી વખતનું માપ કર્યું અને ભાષા શોધી. તેણે જાતોમાં એકઠા રહેવા માંડયું અને પ્રજા અને રાષ્ટ્રનો પાયો નાખ્યો. ધીમે ધીમે તેનામાં એવી ભાવના થઇ શકે પૃથ્વી ફકત યાંત્રિક નથી પણ આપણી આસપાસ ન આવી શકીએ તેવી શક્તિઓ છે. તેણે આખી પૃથ્વીની શોધ કરી અને બીજી પૃથ્વીઓનો અભ્યાસ કર્યો. તે પૃથ્વીની અંદર ગયો છે હવામાં ઉંચે ગયો છે અને દરીઆને તળીએ ફર્યો છે. તે વાદળોથી ઉંચે ચડયો છે અને ત્યાં શું છે તે જોયું છે. પ્રાણીઓના રાજા માણસે આ બધું કર્યું છે. બીજાં પ્રાણીઓમાં જે નથી તે તેનામાં છે તેથી આ બધું કર્યું છે તે શું છે તે તમે જાણો છો ? તે મન છે. માણસ પૃથ્વીનો માલિક છે અને મન માણસનું માલિક છે.

# પ્રેમ -- પંથ – પથિકા

[ મંદા કાન્તા ]

શું મનુષ્યો પરણિત બની, પ્રેમ ખંડિત કરે છે?
પ્રેમી વચ્ચે તિણી કંટક, પ્રેમોર્મિએ રચે છે?
શું એ હોશે કંઇક જ ભાવો, પ્રેમના એ અનંત?
શું એ હોશે રૂપ પ્રેમે, પ્રેમ અનંત બ્રહ્મ??

× × ×

નહિં છેદાયે, નહિં ભેદાયે, ભાવના પ્રેમની એ!
ધીમે ધીમે ખલિત બનશે, ભાવના પ્રેમની એ!
પ્રેમ-પંથનો પથિક માત્ર, પ્રેમ પ્રિયા તણો એ!
અંતે બનીને પ્રેમમય એ, લિન્ન બહોજ થા એ!!

છોટમ અ. કવિ

卐

# ભૂલેલાને ભૂલાવું છું

ધરી આકાશ પર આંખો, વખત જ્યારે વિતાવું છું,
વધે છે યાદ દિલથી જ્યાં, ભૂલેલાને ભૂલાવું છું.
શરીરની સર્વ શક્તિને વધુ જ્યારે સતાવું છું,
ખબરે પડતી નથી ત્યારે, શું પાસેથી ગુમાવું છું.
નિરાશામાં ન પલટાએ, અમારી આશ એ માટે,
રચું છું સ્વપ્નમાં દુનીયા, અને મનને મનાવું છું.
પ્રણય અમૃત પીવાડીને, તરસ તારી છીપાવું છું,
છતાં તૃપ્તિ નથી થાતી, ઉલા'રા લોહિ લાવું છું.
ખબર પૂછે અમારી કોઈ, તો શરમાઇ તેને પણ,
બતાવી દેહના દર્દો, અને દિલના છુપાવું છું.
મૂકિ મેં વાટ જોવી જ્યાં અને ત્યાગી થયો ત્યારે,
કુહે છે કોઇ દીલમાંથી " હું આવું છું, હું આવું છું "

નંદકેલાલા




લેખક : શ. 'પ્રમોદ', બી. એ.

## પ્રકરણ પહેલું

### જરાક જ ચૂક !

એક છાટેખાની મકાનના આંગણામાં મૂંઢા નાખી બે ઓળખીતાં બેઠાં હતાં–ત્રિવેણી અને વિશ્વનાથ. ઉનાળાની રજા ભોગવી આજે જ એ મળ્યાં.

"કાંઇ નહિં ?" ત્રિવેણીએ પુછ્યું: ત્રિવેણી નિવૃત્ત થયેલ રેવન્યુ અધિકારી પ્રભુલાલની દીકરી હતી.

"કાંઇ નહિ ?" વિશ્વનાથે જવાબ દીધો–વિશ્વનાથ પ્રભુલાલના એક આશ્રિત રામશંકર મુખીયાનો દીકરો હતો.

"તું કાંઇક તો લાવ્યો હઇશ જ. મેં મંગાવેલ એ પણ નહિ."

"ખરૂં કહું છું. કંઇ નથી લાવ્યો."

"ઠીક ત્યારે, ગામડામાંથી પણ જો, શોધી શોધીને હું શું લઇ આવી છું એ ?"

ત્રિવેણી ઉઠી ઘરમાં ગઇ. વિશ્વનાથે ખીસામાંથી એક પાકીટ કાઢી ટ્રીપાઇ ઉપર મૂક્યું. પાછા આવતા ત્રિવેણીએ એ જોયું અને પોતાના હાથમાંનું બંડલ ટ્રીપાઇ નીચે મૂકી દઇ ખોલવા માટે ઉઠાવ્યું. પાકીટમાં હિંદના નેતાઓનાં ચિત્રો હતાં.

"એમાંએ રમત ! પહેલાં શા માટે ન બોલ્યો ! ઉભોરે, ઘરમાંથી ફાનસ લાવું."

ફાનસ આવ્યું ત્યાં તો વિશ્વનાથે નીચેથી બંડલ ઉપાડી ખોલી નાખ્યું હતું. એમાં એક ચોખંડી રકાબીમાં જડેલ ચોરસ ખડીયા સાથેનું જુનું કલમદાન હતું.

"ત્રિવેણી, તું ખરેખર બહુ સરસ વસ્તુ લાવી. મને કાંઇ યાદ ન આવ્યું."

"તેં યાદ જ નહિ રાખ્યું હોય. ચાલતી વખતે લેવા ખાતર જે કાંઇ પહેલું દેખાયું એ લઇ લીધું હશે."

વિશ્વનાથ ગંભવાણો થયો: "કેમ ! તને આ સેટ કેમ લાગે છે ?"

"સરસ સેટ છે, હું તો તને કાંઇ બીજું યાદ ન કેમ આવ્યું તેનો ખુલાસો આપું છું."

"એમ નથી ! હું તો જ્યારે જ્યારે બજારમાં નીકળું ત્યારે યાદ કરૂં પણ કાંઇ વસ્તુ લેવા જેવી દેખાય જ નહિ."

"તું લઇ આવ્યો એ સરસ ચિત્રો છે. આ વાર કાલે એક નવું આલ્બમ ધારવું

પડશે–આટલા ચિત્રોનું જ. કેટલાં છે આ ? શું એહું ? ”

“ બધાં સાથે રાખવાં એ નકામું છે–કેટલાક તો માત્ર પ્રાન્તીક અને સામાજીક કામ કરનારા જ છે. આપણે નામ પણ ન જાણ્યાં હોય. મેં તો જેટલાં દીઠાં એની એક એક નકલ લઇ લીધી. ”

“ જે હોય એ ! મ્હોટું આલ્બમ લેશું. અને વચ્ચે જગ્યા રાખી એવી રીતે ગોઠવશું કે આમાં જે કાંઇ આવ્યાં હોય એને લગતાં બીજાં મળે ત્યારે ઉમેરી દેવાય. ”

“ તું બીજું શું લાવી ? ”

“ મામાને ત્યાં પડ્યો હતો એક ‘બીબીઝ એન્સુંઅલ’નો અંક એ માગી આવી.”

“ સારાં ચિત્રો છે એમાં ? ”

“ મને ગમ્યો. ”

“ બતાવને ? ”

“ પછી વાત. જોતો છે. કદાચ તને ન પણ ગમે. ”

“ તું વાતની વાતમાં બહુ ટગાવ્યા કરે ! ” ત્રિવેણીને આ કાંઇક વધુ પડતી છૂટ લાગી.

“ બતાવીશ. એની શું ઉતાવળ આવી છે.? પહેલાં ચાલ મેં રજા કેમ ગાળી એ કહું. મામાને ત્યાં બહુ મજા આવી. ન્હાનકડા સ્ટેશન પાસે સરકારી ખાતાઓવાળાઓ ઓછામાં ઓછા માપવાળાં મકાનો કરે છે એવું મકાન. ફરતી જુની સીલેપાટની દિવાલ. ન્હાનકડું ફળીઃ એમાં એકકાદી વેલ અને એક બે ફળ ઝાડ. બાજુમાં સીલેપાટ અને નળીએર પતરાનું કોઠીયું. આસપાસ સાંધાવાળાનાં બકરાં ફર્યાં કરતાં હોય. એક ફેલાઇ ગયેલ વોકળો તદ્દન નજીકમાં ચાલ્યો જાય છેઃ એને કાંઠે છેક અમારા ઘર સુધી ધાટી વનરાઇ–ખાખરા, બાવળ, ખજુરીઓ અને એક સારી રીતે પ્રસરેલો વડલો છે. અમે તો બહુ રખડતાં. ગામ જરાં દૂર છે. પણ સ્ટેશન પાસે એક વૈદરાજ રહે છે. આપણા જુના સંબંધી છે. વૃદ્ધ છે છતાં જમાનો જાણનારાં. વિદ્વાન છે. એને ત્યાં પણ બહુ મજા પડતી ! ”

વિશ્વનાથ ત્રિવેણી સામે એકીટસે જોઇ રહ્યો હતો. અંધારૂં વધતું જતું હતું. ત્રિવેણી વાત કરતી હતી એમાં એને રસ હતો કે નહિ એ સમજી શકાતું નહોતું.

એકાએક એણે જાણ્યું કે ત્રિવેણી બોલતી બંધ થઈ ગઇ છે, પોતાને કાંઇક બોલવાનો વારો આવ્યો છે. એમ જાણી એ બોલ્યોઃ

“ તારી તબીયત સરસ થઇ ગઇ છે હો ! જો તો ! ત્હારૂં મ્હોં તો લાલ સુરખ લાગેછે.”

ત્રિવેણી શરમાઇ ગઈ. એણે ફાનસ ઉપાડી જરા છેટું મૂક્યું, એને એવી રીતે ઓળાઈ જતું સાંભળવા ટેવ ન્હોતી.

ઠંડો પવન આવ્યે જતો હતો. રાત્રિની આંધી ફરી વળવા માંડી હતી.

“ વૈદરાજ બહુ ભલા, બે ચાર ગાયો રાખે અને ગાયો પણ અલમસ્ત. સવાર ન થાય ત્યાં તો આજુબાજુનાં ગામડાંમાંથી એક બે ગાડાં આવ્યાં હોય ! કોઇને કાંઇ દરદ અને કોઇને કાંઈ; હું પણ સવારમાં ત્યાં પહોંચી જાઉં. અરધી પરધી તો હું વૈદ થઇ ગઇ છું. વિશ્વનાથ ! વૈદરાજે મને એક પુસ્તક આપ્યું છે. એમાં કેટલાયે સરસ પ્રયોગો લખ્યા છે. સાચા ખોટા તો ઇશ્વર જાણે. લખ્યા મુજબ તો અજબ શક્તિવાળાં ગણાય. ક્યારેક ક્યારેક મને એ ચાટણ આપતાં બહુ મજાનું લાગતું. ”

“ તેં એમાં જ તબીયત જમાવી છે ત્યારે તો !” ત્રિવેણીના છેલ્લા શબ્દો સાંભળી

વિશ્વનાથ બોલવા ખાતર બોલ્યો અને પોતાનો મુદ્દો ત્રિવેણીની પાસે લઇ આવ્યો.

"સાચું કહે છે તું! મ્હારી તબીયત ખરેખર સારી થઇ ગઇ છે ?" ત્રિવેણીએ બેદરકારીથી પૂછ્યું.

"સાચો સાચ નહિ તો !"

"કાકાએ તો એમ ન કહ્યું."

"ખાત્રી કરવી છે ? જો ફેરી આવું." એટલું કહી વિશ્વનાથે બૂમ મારી. "કાકો"

"કાકા"!."

ત્રિવેણીએ સાથે સાથ જ બૂમ મારી.

ઘરમાંથી પ્રભુલાલે, અને અચલબાએ એકી સાથે જવાબ આપ્યો "શું છે ?" અને બન્ને બહાર દોડી આવ્યાં.

વિશ્વનાથ અને ત્રિવેણી હસી પડ્યાં.

"કાકા, તમે એમ માન્યું કે અમે લડ્યાં છીએ !"

"ના, એમ નહિ. મને લાગ્યું કે કોઇક જનાવર હશે !"

"કાકી, હું કહેતો હતો કે ત્રિવેણીની તબીયત બહુ સારી થઇ ગઇ આ રજામાં."

"ઠીક થઇ આવી છે."

"કાકા, ત્યારે તમે તો ન બોલ્યા." ત્રિવેણીએ પૂછ્યું.

"એમાં શું કહેવું 'તું !".

પ્રભુલાલે આજુબાજુ જોયું પણ બેસવાનું હતું નહિ.



"કાકા, મુદ્દો લઇ આવું !" ત્રિવેણીએ ફરી પૂછ્યું.

"ના ના. હું ઘરમાં જ જઇશ. ઠંડો પવન છે. ચાલોને તમે પણ ઘરમાં."

"અહિં મજાનું છે. કાકા, અમને પવન એવો બધો નથી લાગતો." વિશ્વનાથે જવાબ દીધો.

"તો કંઇ નહિં. હું એકલો જ ઘરમાં બેઠો છું તે તમે હો તો હું પણ સાથે વાતચીતમાં ભળું ને !"

"ચાલો આવીએ."

"આવો આવતાં હો તો."

બન્ને જણાં એટલું કહી વળ્યાં. વળતાં વળતાં પ્રભુલાલે પાછા વળી બન્ને તરફ જોયું. ફાનસ દૂર પડ્યું હતું તે ઉપાડ્યું અને ટ્રીપાઇ ઉપર મૂકી એ ઘરમાં ચાલ્યા ગયા.



એટલામાં પવનનો એક સપાટો આવ્યો અને ફાનસ હરી ગયું.

સારી રીતે અંધકાર જામ્યો હતો. આજુબાજુમાં નિરવ શાંતિ પ્રસરી હતી.

પોતાની બાજુમાં બેસી રાખેલી દિવાસળીની પેટી કાઢવા ત્રિવેણીએ હાથ લંબાવ્યો. વિશ્વનાથે પણ જાણ્યે કે અજાણ્યે હાથ લંબાવ્યો અને ઉભાં થવા કર્યું. બન્નેના પગ એમ થતાં અડકી ગયા અને પેટી કાઢતો ત્રિવેણીનો હાથ વિશ્વનાથના હાથમાં આવી ગયો.

" વિશ્વનાથ ! " ત્રિવેણીએ પોતાનો હાથ ખેચી લઇ જરા બૂમ મારી અને ઉભી થઇ ગઇ.

" શું થયું ? " વિશ્વનાથનો ગળી ગયેલો અવાજ નીકળ્યો.

" મને આ પસંદ નથી ! "

" શું ? "

" કશું યે નહિ " ત્રિવેણીએ ફાનસ કરતાં કરતાં ટુકામાં પતાવ્યુ

" કાંઈક ગેરસમજ થાય છે... "

" ગમે તેમ હોય ! મને એ ન ગમ્યુ. ચાલો, ઘરમાં જઇએ. કાકા રાહ જોતા હશે."

" વિશ્વનાથને અનેક વિચારો આવ્યા ! વિશ્વનાથને કાંઇ બોલવાનુ ન સૂઝ્યુ. એને એમ લાગ્યુ કે પોતાનુ શરીર ધ્રુજે છે, એને એક વિચાર પજવી રહ્યો, કાકાએ સાંભળ્યું હશે તો !

ત્રિવેણીએ ફાનસ લીધુ અને ઘર તરફ વળી

વિશ્વનાથ ઘરનાં પગથીયાં સુધી પાછળ પાછળ ચાલ્યો, પણ એટલેથી અટકી એણે રજા લીધી

ત્રિવેણીએ ટુકામાં જ જવાબ દીધો " આવજો "

વિશ્વનાથને છેવટમા બોલાતા ' હો 'નો અભાવ દેખાઇ આવ્યો. ત્રિવેણીને આવી શુષ્ક એણે આજ સુધી કેમ ન્હોતી જોઇ ? પોતે એનો શુ ગુન્હો કરી નાખ્યો ? ત્રિવેણી હવે આ ભૂલશે કે નહિં ? આવા વિચારો કરતો કરતો એ નીચે મ્હોએ તદ્દન તાકાત વગર ઘેર પહોચ્યો, ચિત્રાનો સેટ, અને ખડીયો બન્ને ફળીયામાં જ પડ્યાં રહ્યાં એને તો એની યાદી જ ન આવી

ત્રિવેણી ઘરમાં ગઇ ત્યારે કાકીએ પૂછ્યુ, " વિશ્વનાથ ચાલ્યો ગયો. "

" ।

પ્રભુલાલે મંદક સાંભળ્યું હતું એણે થોડીવાર પછી ત્રિવેણીને બોલાવી.

ત્રિવેણી આવી એટલે એને બાજુના ઓરડામાં તેડી જઇ પોતાની પાસે બેસાડી માથે હાથ ફેરવી, વાતનો આદર કર્યો

" શું થયુ ? બેટા ? " અવાજમાં આર્દ્રતા હતી.

" કાંઇ નહિ, કાકા "

" તે કાંઈક કહ્યું ને ! વિશ્વનાથે ગયો ત્યારે ? "

" એ તો સ્હેજ ! "

" પણ મેં એમ સાંભળ્યું ને કે ' મને એ પસંદ નથી ' "

" એ તો હું ફાનસ કરવા જતી હતી ત્યા વિશ્વનાથના હાથમાં મારો હાથ આવી ગયો "

" એજ જાણવુ હતુ મારે. " એટલું કહી પ્રભુલાલ મૂગા થઇ ગયા.

" એનું શું છે પણ ? " ત્રિવેણીથી આ શાંતિ સહન ન થઇ.

" ઘણું છે, બ્હેન કે દહાડાનુ એમ થાય છે કે એક દિવસ તને મારા દીલમાં થાય છે એ કહુ પણ જીભ ન ઉપડતી "

" કહોને જે કહેવુ હોય તે ! મેં કોઇ દિવસ સાંભળવાની કે માનવાની ના પાડી છે કાકા, કે આજ તમે આમ કરો છો ? "

" તે ના નથી પાડી પણ કદી તને ખોટુ લાગી જાય તો ! વિશ્વનાથ તો ઘરના છોકરાં જેવો અને વળી રોજ આવે ! "

" તમે કહો એમા મને ખોટુ લાગે એ એ કેમ બને ? "

" બાળકપણુ છે—એમાં માણસને રીસ

થતાં વાર ન લાગે, એટલું જાણીને હું તો ડરું છું." પ્રભુલાલનો અવાજ. ગળગળો થયો માંડ્યો હતો.

" કાકા, આમ કરશો એ કેમ ચાલશે? તમને શું થાય છે? તમે શું બોલો છો!"

પ્રભુલાલ મૂંગા જ રહ્યા.

"વાત કરોને? કાકીને બોલાવું?"

"બ્હેન, એને ન બોલાવાય. એના દેખતાં વાત ન કરાય. એને તો, વળી તારા કરતાં વધારે ખોટું લાગવાનો સંભવ. એ તો ઉલટો કૈંક ઉત્પાત કરવા માંડે. જે કહેવું છે એ તનેજ કહેવું છે અને કહીશ.

"કાકા, પણ એવું શું છે!"

"કહીશ ને! મને તો આજે ખાત્રી થઇ કે તને ખોટું નહિ લાગે જ."

પાછા પ્રભુલાલ મૂંગા થઇ ગયા. અને ત્રિવેણી કાંઇ બોલે કરે તે પહેલાં તો તેને લઇ રસોડા તરફ ચાલ્યા.

"શું વાર છે હવે? ત્રિવેણીને ભૂખ લાગી દેખાય છે!"

"આ થાળીઓ કરૂં છું ને! બહુ ભૂખ લાગી છે, બ્હેન!"

"ના, બા મને નહિ, કાકાને ભૂખ લાગી છે."

"જેને લાગી હોય તેને, બેસો ચાલો."

બાપદીકરી લગભગ મૂંગા મૂંગાજ જમ્યાં અને અગાસીમાં જઇને બેઠાં ત્યારે તેઓએ એકાંત શોધ્યું.

"ત્રિવેણી, જમાનો બદલાઇ ગયો છે. કેળવણી હવે તો બહુ વધી છે. અને નવા સંસ્કારો રેડાયે જાય છે, છતાં આ સંક્રાંતિ કાળ છે. આવા કાળમાં માણસે એવું વર્તન ન કરવું ઘટે કે જે જાતને કે સમાજની હાનીકર્તા હોય!"

કાકા, મને આ ઠપકો આપો છો!" ત્રિવેણીએ વગર વિચાર્યેજ કહી નાખ્યું.

"બ્હેન, તને હું ઠપકો નથી આપતો! ઉલટો તારા વર્તનને પુષ્ટિ આપું છું. હું તને નથી ઓળખતો એમ નથી." પ્રભુલાલના અવાજમાં આર્દ્રતા, વધતી જતી હતી. એ બોલતાં અટક્યા, અને ત્રિવેણીના માથા ઉપર હાથ ફેરવવા લાગ્યા.

ત્રિવેણી પણ મુંગળાવા માંડી.

"બ્હેન, માણસ નબળો છે. નબળાઇનું આક્રમણ થયે એ આગળું પાછળું વિસરી જાય છે. એવે વખતે ચેતવું એ તો પોતાના દૃઢ અને મક્કમ સંસ્કારો હોય તોજ થાય."

"કાકા, હું હજુ સુધી આ ભૂલી નથી! અને ક્યારેય નહિ ભૂલું."

"બેટા, મને એટલો જ સંતોષ. હું તવંગર નથી. પણ તું મારી લક્ષ્મી છો. કુટુંબની સામે થઇ, એની ગાળો ખાઇ હું તને ભણાવું છું એ તું તો સમજે છે. જે કંઇ મારી પાસે છે તેનો નાશ માનવતા વધારવામાં થાય એનો મને શોક નથી: બ્રાહ્મણ કુળને લાંછન ન લાગે એટલે હું જીતી ગયો. હું તને આ કહું છું એનો ભૂલે ચૂકે પણ એવો અર્થ ન કરતી કે મેં તને ક્યારેય ઠપકો આપ્યો છે."

"કાકા......" ત્રિવેણી આગળ ન બોલી શકી.

બન્ને મૂંગાં મૂંગાં ઘણીવાર સુધી બેસી રહ્યાં.

અંતે આ શાંતિ ત્રિવેણીને અસહ્ય લાગી અને એ ફળીયામાં પડી રહેલા મૂઢા વગેરે ઉઠાવી આવવા ચાલી ગઇ.

ત્રિવેણી પાછી ઓરડામાં આવી ત્યારે પ્રભુલાલ ત્યાં નહોતા, એનું ચિત્ત અને

ખડીયો ટેબલ ઉપર મૂક્યા અને એની સામે જોઇ રહી. પછી સામે ખૂરશી ઉપર બેસી ગઇઃ થોડી વાર સુધી એના મગજમાં વિચારોનો અવ્યવસ્થિત ધસારો ચાલુ રહ્યો.

અંતે એણે ઉઠી ખડીયો પાછો એક કાગળમાં લપેટી સુતરીથી બાંધ્યો. એક આલ્બમ કબાટમાંથી કાઢી એમાં ચિત્રો ચોડવા શરૂ કર્યાં

દશેક વાગ્યાને સુમારે પ્રભુલાલે આવી ઓરડામાં નજર કરી, ત્રિવેણી શું કરતી હતી એ જોયું. અને વગર બોલ્યે પાછા ચાલ્યા ગયા.

ચિત્રો ચોઢાઇ ગયાં પછી એ આલ્બમ ઉપર કંઇક નામ લખવા એ તૈયાર થઇ પણ ઘણીવાર વિચાર કરતાં છતાં ઘટતું નામ યાદ ન આવ્યું. એ થાકી, આલ્બમ કબાટમાં મૂકી દીધું, અને સૂતી

મોડી રાત્રે એને નિદ્રા આવી ત્યાંસુધી એ વિચાર જ કર્યા કરતી હતી કે તમામ પ્રકારની જોખમદારી શું સમજદારને જ હશે?

[ આ વાર્તાના વધુ રસિક પ્રકરણો આવતા અંકે ]

## મફત યૌગિક તથા કુદરતી ઉપચાર

શ્રી રામતીર્થ યોગાશ્રમ ( આર્ય પથિકાશ્રમ લોજની સામે, સેકરીયા બીલ્ડીંગ, સેન્ડહર્સ્ટ રોડ મુંબઈ ૪ )માં દર રવીવારે સવારે ૬।। થી ૧૦ ( સ્ટા. ટા. ) સુધી જુના અને અસાધ્ય રોગ નિવારણ માટે મફત નેતિ, ધોતિ બસ્તી, નૌલિ, ત્રાટક, આસન, પ્રાણાયામ, જલોપચાર, સૂર્યકિરણ ચિકિત્સા, મસાજ તથા માનસિક ઉપચાર આપવામાં આવે છે.



# સુંદર ત્વચાની મોહકતા.

જે સ્ત્રીની ત્વચા પાંદડી જેવી સુંવાળી તાજી અને સ્વચ્છ હોય છે, તેનું લાવણ્ય અદ્દભુત હોય છે. ગમે તેવા બહુમોલ રત્નો કિંવા રેશમી સાડીઓ તેના નરમ કુમાશ અને ભાવના ઉદ્દીપન કરનારા ત્વચા સૌંદર્યની બરાબરી કરશે નહિ. તડકા અને પવનમાં ખુલ્લા ફરવાથી ખરબચડી અને સુકી થયેલી ત્વચા અગર છીદ્રો પૂર્ણપણે સાફ ન થએલા હોવાથી ફીક્કી પડેલી ત્વચા કરતાં વધારે બદસુરત વસ્તુ તે કઇ!

પોતાની ત્વચા તાજી અને તેજસ્વી રાખવા માટે દરેક મહિલાએ તેની સંભાળ લેવી જોઇએ. પોન્ડ્ઝ ક્રીમની ડબ્બી લો. અને આંગળીઓ વડે ત્વચા ઉપર તે મસળો કે જેથી તે અંદર ભળી જાય, પછી તેને સુંવાળા કપડાથી સાફ કરો. પછી થોડું તાજું ક્રીમ ત્વચા ઉપર ચોપડો. આ સુંદર ક્રીમ આખી રાતભર રહેવા દો એ મુજબ પંદર દિવસ સુધી પોન્ડઝ ક્રીમ વાપરો, એટલે આપને આપની ત્વચા નરમ અને તેજસ્વી થતી દેખાશે

પોન્ડઝ વેનિશીંગ ક્રીમ ધુળ અને કચરાથી દિવસના ઉત્તમ રક્ષણ કરે છે.

પોન્ડઝ બધી મોટી દુકાનો પર મળે છે.

અથવા લખો:—

પોન્ડઝ પો. ઓ. બોક્ષ ૧૪૮
મુંબાઇ,




# પૉન્ડ્ઝ ક્રીમ

P 115



## [ ૧ ] યુરોપીય સ્ત્રીઓનું સાંકડું દૃષ્ટીબીંદુ

સરખામણી કરતાં યુરોપની સ્ત્રીઓની દુનીયાં અમને ઘણીજ સાંકડી લાગી છે. અને જુના પુર્વ પ્રહો હજુય તેઓ પર સ્વામીત્વ ધરાવી રહેલા છે. તેઓની સમક્ષ પડેલા મુળભુત પ્રશ્નોનું મહત્વ સમજવાનો તેઓએ પ્રયત્ન કર્યો નથી. અને તેથી પુર્વના દેશોની અગત્ય તેઓ સમજી શકતી નથી. પુર્વ એ તો જંગલી પ્રદેશ છે અને કોઇ પાશ્ચીમાત્ય સત્તાનાં રક્ષણની એને જરૂર છે, એ વીચાર હજી તેમના દીલમાંથી ગયો નથી. વ્યક્તીગત સ્વાતંત્ર્યની પવીત્રતા પર વારંવાર ભાર મુકવામાં આવતો હોવા છતાં પ્રજાઓને અને દેશો માટે એજ સીદ્ધાંત સ્વીકારવાની વાત ઉડાવી દેવામાં આવે છે. કોઈ ને કોઇ પાશ્ચીમાત્ય સત્તાનાં દમનમાંથી મુક્ત થયા પછીજ હીન્દ અને પુર્વના દેશોને આ વસ્તુ સમજાશે. પરંતુ દરમ્યાન, પુર્વના દેશોએ એવી રીતે સંગઠન જરૂર જમાવવું જોઇએ કે જેની અસર કોઇ પણ આંતરરાષ્ટ્રીય સંસ્થા ઉપર થયા વીના નહી રહે. આ બાબતમાં હીન્દે આગેવાની લેવી જોઇએ અને પરસ્પર સહાય કરવાની અને પ્રેરવાની દૃષ્ટીએ સંગઠન જમાવવુ જોઇએ ”

“ યુરોપીયન મહિલાઓ હજી પણ તેઓના પોતાના પ્રશ્નોમાજ વધુ પડતો રસ લઇ રહી છે અને પોતાના દેશની બહારની દુનિયા વીષે ભાગ્યેજ કાંઇ વીચારતી હોય એમ લાગે છે, એ ઘણુંજ ખેદજનક છે. પુર્વના દેશો વીષે તેમને ઘણુ જ ઓછું જ્ઞાન છે. પુર્વની મહિલાઓ, સ્વતંત્રતા માટેની મહાન લડતમા રોકાયલી હોવાથી તેઓમાં રાજકીય ભાન વધારે તીવ્ર છે અને દુનીયા તેમજ તેના પ્રશ્નો વીષે તેમની દૃષ્ટિ પણ વધારે વિશાળ છે ”

કમળાદેવી ચટ્ટોપાધ્યાય
[ જન્મભૂમિમાંથી ઉદ્ધૃત ]

## [ ૨ ] નારીદેહોની છબીઓ

તમે ગમે તે જાતની જાહેરાત જુઓ, માસીક, પખવાડીક, અઠવાડીક પત્રો, છાપાં જુઓ; દવા, મોજશોખ અને ઘરગથ્થુ ઉપયોગી ચીજોની જાહેરખબર જુઓ, વીમા કંપનીઓનાં કેલેન્ડર જુઓ,ત્યાં બધેજ સ્ત્રીઓની છબી, ચીત્ર અને છાયાથી કામ લેવાય છે.

સ્ત્રીઓની પ્રતિકૃતિ, છબી, દેહદૃષ્ટિથી બધાનું ધ્યાન ખેંચાશે અને જાહેરાત વધારે જીવતી થશે એ ધરાદે અને નારીદેહના આશરે એ બધા આગળ વધી રહ્યા છે

એ ગમે તે હો; મ્હારો પ્રશ્ન એ છે કે સ્ત્રી જાતી, શિક્ષિત સ્ત્રી સમાજ, આગળ વધતી સ્ત્રીશક્તિ, પોતાની જાતીનો, પોતાના સૌંદર્યનો, અને દેહછાયાનો આ રીતે થતો ખરો ખોટો વ્યવહાર અને બીભત્સ ઉપયોગ;

સાચેજ થયા કરે એમ ઇચ્છે છે ?

સ્ત્રીઓ આકર્ષણ ધરાવે છે. કોમળ છે તેથી ગમે ત્યાં, ગમે ત્યારે, ગમે તેવો ઉપયોગ પોતાની નારી જાતીના દેહ છાયા ચીત્રોનો થાય તે તરફ જરૂર સૌનું ધ્યાન ખેંચાવું જોઇએ.

બધી રીતે આગળ વધતી અને જીવન જગતના પ્રત્યેક ક્ષેત્રમાં પુરૂષ સમોવડી થવા મથતી આપણી સ્ત્રી જાતી, હીંદની જાગૃત સ્ત્રી શક્તિ આ મુદ્દા પર વીચાર કરશે ? અને એ ઉપર બધી બ્હેનોનું ગંભીર ધ્યાન ખેંચાય એમ ઇચ્છું છું. મુંબઇ, તા. ૧૭-૮-૩૮

મંગળા લક્ષ્મણલાલ મહેતા

[ જન્મભૂમિમાંથી ઉદ્ધૃત ]

## [ ૩ ] અનેક પત્નીનો રિવાજ

હીંદુ સમાજને કલંકીત કરી રહેલા અનેક સામાજીક અનિષ્ટોમાંનું એક અનેક પત્નીનો રીવાજ છે. એ અનીષ્ટને કારણે, આપણા દેશના જુદા જુદા ભાગોમાંથી અનેક બ્હેનોના નીસાસા આપણે સાંભળીએ છીએ. અનેક સંસ્થાઓએ અને સ્ત્રીઓના પ્રશ્નની જ ચર્ચા કરતાં સામયીકોએ વારંવાર એક સ્ત્રી હોવા છતાં બીજી સ્ત્રી કરવાના બનાવોનો નીશેધ કર્યો છે પણ તે વ્યર્થ ગયો છે.

હીન્દુ સમાજને કોરી રહેતા કેટલાય અનીષ્ટો દુર કરવા માટે લોકમત કેળવવાના ને પ્રચાર કરવાના અનેક પ્રયત્નો થયા છે પરંતુ તે પણ બધા કાંઇ સફળ નીવડયા નથી. સૌથી ખરાબમાં ખરાબ લેખાય એવા કેટલાય રીવાજો અને ખાસ કરીને એક પત્ની જીવતી હોવા છતાં બીજી પત્ની કરવાના બનાવો, આપણા શિક્ષિત અને સંસ્કારી કહેવાતાં વર્ગમાં થાય છે એ જ ઉપલું કથન સીદ્ધ કરે છે. એવા સંખ્યાબંધ દાખલાઓ મળી આવશે કે જ્યાં ઘણા જ શિક્ષિત લેખાનારા પુરૂષોએ અનેક પત્ની કરી હશે અને તે પણ એના ખરાબ પરીણામોનું જ્ઞાન હોવા છતાં. એ પરથી એટલું સ્પષ્ટ થાય છે આવાં સામાજીક અનિષ્ટ નાબુદી માટે પ્રચારકાર્ય કે સમજાવટ ભાગ્યેજ અસરકારક નીવડશે. એ નાબુદ કરવા માટે તો માત્ર કાયદાની જરૂર રહેશે. આજ કારણે હિન્દની વડી ધારાસભાએ બાળલગ્નોને સજાપાત્ર ઠરાવતો. બાળલગ્ન પ્રતિબંધક કાયદો પસાર કરવો પડયો.

### એ અનિષ્ટ ઘણું વહેલું નાબુદ થવું જોઇતું હતું

બાળલગ્ન પ્રતિબંધક કાયદાના જેટલીજ જરૂર અનેક પત્ની લગ્ન અટકાવવાની છે. આપણા સમાજમાંથી આ અનિષ્ટ તો ઘણું વહેલું નાબુદ થવું જોઇતું હતું. પરંતુ અનેક કારણોએ,—જે અહીં વિગતવાર ચર્ચા કરવાની જરૂર નથી—એવા કાયદાએ પ્રકાશ જોયો નથી. એનાં અનેક કારણો પૈકીનું એક અગત્યનું કારણ એ હતું કે, છેક અત્યાર સુધી હિન્દી ધારાસભામાં સ્ત્રીનો કોઇ અવાજ ન હતો અને તેથી સ્ત્રીઓની ફરીયાદો કે સ્ત્રીઓને ગેરલાભ કરતી વાતો દુર કરવાનું શકય બન્યું ન હતું. અને હવે પ્રાંતીક સ્વતંત્રતાને કારણે ધારાસભામાં સ્ત્રીઓને કાંઇક પ્રતિનિધિત્વ મળ્યું છે એટલે, તેની લાગણીઓ પણ દેશ સમક્ષ અવાજ કાઢવાને શક્તિમાન બની છે.

### હિન્દુ સમાજની હાલની પરિસ્થિતિ

હિંદુ સમાજમાં અત્યારે જે પરિસ્થિતિ પ્રવર્તી રહી છે તે અનુસાર, પતીને તેની પત્ની જીવતી હોય તો પણ ગમે તેટલી પરણવાની છુટ છે. ઉપર જણાવ્યું છે તેમ ઉંચી કેળવણી પામેલા લોકોમાં પણ કેટલાક લોકો એવા છે કે જેઓએ રિવાજે તેઓને આપેલી એક પત્ની જીવતી હોવા છતાં બીજી પત્ની કરવાની છુટનો લાભ લીધો છે અને તેઓની પ્રથમ પત્નીઓને કાંઇ કારણ વિના અથવા નજીવા કારણસર સજા કરી દીધી છે! અત્યારે પત્નીને માટે બધીય યાતનાઓ મુંગે મોઢે સહન કરી લેવા વિના અથવા તો આપઘાત કરવા વિના બીજો કોઇજ માર્ગ નથી. એથી એક પત્ની જીવતી હોવા છતાં, બીજીવાર લગ્ન કરનારને ભારે દંડ સહન કરવો પડે એવી રીતની વ્યવસ્થા કરવાનું અનિવાર્ય છે. આ અનિષ્ટ નાબુદ કરવાનો આજ એક માત્ર ઉપાય છે.

---



## સ્ત્રીજગત

—ઉમરેઠમાં " મીસીસ લૉ ગર્લ્સ સ્કુલનુ " ઉદ્ઘાટન મે. ઠકરાણી સાહેબના શુભહસ્તે તા. ૨૯ મી જુલાઇને દીવસે, થયું હતું. તેઓએ અક્ષરજ્ઞાનની ઉપયોગીતા, ઉપર, બોધક ભાષણ કર્યું હતું.

—મુંબઇમાં વનિતા વિશ્રામ હોલમાં સ્ત્રીઓની જાહેર સભા મળી હતી. સભાનો હેતુ શ્રી. લીલાવતી મુન્શીએ "એક પત્નિવ્રત"ના અને શ્રી લાનાએ "લગ્ન વિચ્છેદ"ના કાયદાઓ રજુ કર્યા છે તેનો વિચાર કરવાનો હતો. વિચારપૂર્ણ ચર્ચાને અન્તે આ કાયદાઓની આવશ્યકતા જણાઇ હતી. આ સભાએ આ બન્ને મુસદ્દાઓને ટેકો આપ્યો હતો

—લેડી લીન્લીથગોને " કૈસરે હીન્દનો " મેડલ એનાયત થયો છે.

—મદ્રાસ સરકારે મુસ્લીમ અને પછાતવર્ગોની વિદ્યાર્થીઓની ફીમાં કેટલીક માફીની જાહેરાત કરી છે.

—જાપાનમાં કાઇફેરે ડે ગામમાં મુસાફરી કરતી બે ખ્રીસ્તી મીશનરીઓને નગ્ન કરી હતી જડતી લેવા આમ કર્યું હતું એવુ કારણ બતાવે છે.

—મુંબઇના તંદુરસ્તી અને આબકારી ખાતાના પ્રધાન ડૉ. ગીલ્ડરનાં પુત્રી મીસ ગીલ્ડર ડૉક્ટરી અભ્યાસ પુરો કરી વિલાયતથી મુંબઇ આવ્યાં છે

—ભરતપૂરની સ્ત્રી સત્યાગ્રહી કેદીઓએ તેમના બાળકો ઝુંટવી લેવાથી ભુખમરો શરૂ કર્યો છે

—વીસનગરના શેઠ ડોસાભાઇ મગનલાલના ગ્રેજ્યુએટ પુત્રી કુસુમબેન બી એ. એ ત્યાંનાજ વતની બેરીસ્ટર શંકરભાઇ પ્રભુદાસ પટેલ સાથે આંતરજાતિય લગ્ન કર્યાં છે શંકરભાઇનાં પ્રથમ પાટીદાર પત્નિ હયાત છે.

—અમદાવાદમાં હીરાજ નામની ખ્રિસ્તી બાઇએ શુદ્ધિ કરાવી કમળાબાઇ નામ રાખી વાડીનાન નામના યુવક સાથે લગ્ન કર્યું છે

—શ્રી પ્રભાવતીબેન તેમજ સૌ. શાંતાબેન પરીખ પેટલાદ મ્યુનીસીપાલીટીમાં પ્રથમ સ્ત્રી સભાસદો નીમાયાં છે. તે બ્હેનોને અભિનંદન આપવા સ્ત્રીઓની મોટી સભા સૌ. રતનબેનના પ્રમુખપણા નીચે ભરાઇ હતી

—ચરોતરના પાટીદારોમા પી. એ. ની પદવી મેળવનાર બ્હેન શ્રી વિમળા ગોવિંદભાઇ દેસાઇને અમારાં અભિનંદન

—અમદાવાદની ગુજરાત કોલેજમાથી ગુજરાતીમા પ્રથમ નંબરે પાસ થનાર બ્હેન સુસ્મીતા મેઢને ત્યાંની કોલેજમાં ફેલો તરીકે નીમ્યા છે. આ ઉપરાંત બીજી અનેક સ્કોલરશીપો મળી છે.

—કોપનહેગનમાં તા. ૮ મીથી તા. ૧૩ જુલાઇ સુધી મળેલી આંતરરાષ્ટ્રિય મહિલા પરીષદમાં અનેક પ્રશ્નો ઉપર ઘણીજ તીવ્ર ચર્ચા થવા પામી હતી. એ પરીષદના આરંભ દીનનો સમારંભ ટાઉન હૉલમાં થવાનો હતો એને અંગે લોર્ડ મેયરે સાફ સાફ ચેતવણી આપી હતી કે જો ટાઉન હૉલ

પર ઝેકોસ્લોવેકીયાનો ધ્વજ દેખાશે તો આખીયે પરીષદને હાંકી કાઢવામાં આવશે. પરીણામે બધાએ દેશોના ધ્વજોમાંથી ઝેકોસ્લોવીકીયાનો ધ્વજ દુર કરવામાં આવ્યો હતો.

પરીષદની સમગ્ર કાર્યવાહી ઉપર જર્મની અને બ્રીટન, એ બે દેશોના શાહીવાદી હિતોનું, ખુબ ખુબ જોર હતું એ સ્પષ્ટ માલુમ પડી આવતું હતું. પરીષદના ઠરાવો અને કાર્યક્રમ ઉપર પણ એ બે દેશો ધારે તેજ થાય એવી પરીસ્થીતી પ્રવર્તી રહી હતી.

પરીષદના છેલ્લા દીવસે હદપારીઓનો પ્રશ્ન ચર્ચા માટે રજુ થયો હતો. મીસરના પ્રતિનીધીઓના આગ્રહને લીધે એ પ્રશ્ન આવ્યો હતો. પરંતુ એને માટે રચવામાં આવેલો ઠરાવ ઘણોજ ખરાબ હતો. એ ઠરાવ જાતી, ધર્મ કે સંસ્કૃતીના ભેદભાવને કારણે પોતાની પ્રજાના ચોક્કસ ભાગને હદપાર કરનારી સરકારનો વિરોધ કરીને માત્ર એટલું જ જણાવતો હતો કે હદપારીઓને બીજા દેશોમાં હાંકી કાઢવામાં જ એનો ઉકેલ થતો નથી. આમ બે ઘણીજ વાતો પ્રત્યે ભેદ બતાવવામાં આવ્યો હતો. એ બાબત તરફ મીસર અને હીંદ બન્ને દેશોના પ્રતીનીધીઓએ ધ્યાન ખેંચ્યું હતું. એ પ્રશ્ન ઉપર ઘણીજ સખત અને ગરમાગરમ ચર્ચા થઈ હતી. એક બાજુએ સ્વીડન, બ્રીટન અને ફ્રાન્સ, અને સ્કેન્ડીનેવીઆનાં પ્રતીનીધી બ્હેનો હતાં. બીજી બાજુએ હિન્દ અને મીસરનાં પ્રતીનીધી બ્હેનો હતાં. ઘણીજ ચર્ચા પછી આખરે ઠરાવ ખેંચી લેવામાં આવ્યો હતો. મીસર અને હિંદના પ્રતીનીધી બ્હેનોને આથી ઘણોજ અસંતોષ ઉપજ્યો હતો. મીસરનાં પ્રતીનીધી બ્હેનો તો વીરોધમાં પરીષદ છોડીને ચાલી ગયાં હતાં.

શ્રીમતી કમળાદેવીએ ઘણીજ સુંદર ચર્ચા કરી હતી. તેમણે આ પ્રશ્નને વિશાળ દ્રષ્ટિએ જોવાનો આગ્રહ કર્યો હતો. બ્રીટીશ સંસ્થાનોના હિંદી હદપારીઓની હાલત તરફ તેમણે ધ્યાન ખેંચ્યું હતું. અમેરીકામાં એશીઆવાસીની સ્થિતિ તરફ લક્ષ ખેંચ્યું હતું; અને પેલેસ્ટાઇનના પ્રશ્ન પર પણ વિચાર કરવાની ભલામણ કરી હતી. આમ પરીસ્થીતી સ્પષ્ટ થતી જતી હતી ત્યાંજ ચર્ચાએ જુદું સ્વરૂપ લીધું. ડેનમાર્કના પ્રતીનીધી બ્હેનોએ સાફ સાફ જણાવી દીધું કે કોઇપણ સરકારનાં વર્તન વીષે કોંગ્રેસે ટીકા કરવી નહીં. બીજાં બધાંએ દેશનો પ્રતિનીધીઓએ આને ટેકો આપ્યો. જર્મન સરકારના દબાણને લીધે આમ, થયું એમ જણાઇ આવે છે. છેવટે ઠરાવનો વિરોધ એટલા હદે પહોંચ્યો કે ઠરાવ ખેંચી લેવો પડયો.

—અખિલ ભારતીય મહિલા પરીષદની સ્ટેન્ડીંગ કમીટીની બેઠક પરિષદના પ્રમુખ રાણી લક્ષ્મીબાઇ રાજવાડેના પ્રમુખપદે સાંગલીમાં જુલાઇની આખર તારીખે મળી ગઇ. એમાં હાજરી આપવા માટે સ્ટેન્ડીંગ કમીટીના લગભગ પચ્ચીસેક જેટલા સભ્યો અને જુદી જુદી પેટા સમિતિનાં વીસેક જેટલાં સભ્ય બ્હેનોએ હાજરી આપી હતી.

—કુમારી માલીની દસ્તીદાર કલકત્તા યુનીવર્સીટીની બી. એ. ની પરીક્ષામાં બંગાળી ભાષા અને સાહિત્યના વિષયમાં પ્રથમ નંબરે આવ્યાં છે. એમને બંકીમચંદ્ર સુવર્ણ પદક આપવામાં આવ્યો છે.

—મુંબઇના જાણીતાં સ્ત્રી કાર્યકર શ્રીમતી સલીમા ફ્યઝ તૈયબજીનાં અવસાન માટે સમીતીએ શોક પ્રદર્શીત કર્યો હતો. તેમના અવસાનથી હીંદી સ્ત્રી પ્રવૃત્તિએ એક આગેવાન કાર્યકર ગુમાવી છે. એવી સમિતીએ પ્રશંસનીય નોંધ લીધી હતી.

—દરીયાપાર વસતા હિંદીઓ પ્રત્યે સહાનુ-

ભુતિ દર્શાવતાં સમિતિએ હિંદ, સીલોન, બર્મા અને બ્રીટીશ ગીયાનાની સરકારને પ્રજાજનોની ફરીઆદો દુર કરવાનો આગ્રહ કર્યો હતો.

—મુંબાઇ સરકારની દારૂબંધીની નીતીને સમિતિએ આવકાર આપ્યો હતો. પરંતુ સુસ્ત રીતે દાક્તરી કે ધાર્મિક કારણો વિના કોઇપણ વ્યક્તિને એમાંથી મુક્તિ ન આપવાનો આગ્રહ સમિતિએ કર્યો હતો.

સમિતિની દૃષ્ટિ હવે ગામડાઓ તરફ વળી છે. એટલે એનો વિસ્તાર કરવાના હેતુથી ધારા ધોરણોને લગતા ફેરફારો વિષે પણ સમિતિએ વિચારણા કરી હતી.

કોપનહેગનમાં મળેલી આંતરરાષ્ટ્રીય મહિલા પરીષદમાં ભારતીય મહિલા પરીષદનાં પ્રતીનીધીઓ તરીકે શ્રીમતી કમળાદેવી ચટોપાધ્યાય, ડો. મીસીસ માલિનીબાઇ સુખથનકર અને લેડી મહારાજસીંહ ગયાં હતાં. તેઓ તરફથી મળેલા હેવાલ પર વિચાર કર્યા બાદ સમિતિએ એવો નિર્ણય કર્યો હતો કે પૂર્વના અને એશીઆના દેશોને સ્પર્શતા પ્રશ્નો પ્રત્યે બેદરકારી રાખવામાં શા માટે આવી એ વિષે ખુલાસો માંગવો. તે સાથે બર્મા, સીલોન, સીઆમ ને મલાયા જેવા પૂર્વના દેશોની સ્ત્રીઓએ સહકાર કરીને આ બાબત ઉપાડી લેવાનો અપીલ એશીઆઇ મહિલા પરીષદને આગ્રહ કરવાની એ પ્રતીનીધીઓની સુચના સ્વીકારી લેવામાં આવી હતી.

આ સમિતિને અંગે સાંગલીની આસપાસ આવેલી સંસ્થાઓની મુલાકાત ઘણી બ્હેનોએ લીધી હતી. તેમજ તેઓના માનમાં સમારંભો પણ થયા હતા.

—મહિલા પરીષદની ડીસેમ્બર માસમાં મળનારી બેઠકના પ્રમુખ તરીકે સમિતિએ બેગમ હમીદઅલીની ચુંટણી કરી છે.

—બરહામપુરના પોલીસ ઇન્સ્પેક્ટર મી. સૈયદની પુત્રી કુ. ઝંદા ઓરીસાવાસીઓના મુસ્લીમોમાં પટના યુનીવર્સીટીમાં મેટ્રીકની પરીક્ષા પાસ કરનાર આ બ્હેન પહેલાં છે. કોલેજની ઉચ્ચ કેળવણી લેવા તેમને શીષ્યવૃત્તિ આપી છે.

—ઢાકા જીલ્લામાં આવેલા વિક્રમપુર નજીકના શોલાઘરના વતની બ્હેન લીલા ઘોષ ફેડરલ પબ્લીક સર્વીસ કમીશન તરફથી ન્યુ દિલ્હી ખાતેનાં શાહી સેક્રેટરીયટનાં સંરક્ષણ ખાતાની પરીક્ષા લેવાતાં પાસ થતાં આ તરૂણીની સેક્રેટરીએટમાં નીમણૂંક થઇ છે. આવી રીતે નીમાવવાનું પ્રથમ ભાગ્ય એમનુંજ છે.

—શ્રી લીલાવતી મુનશી ધારાસભામાં અનેક પત્ની પ્રતીબંધક બીલ લાવવાનાં છે.

—વિદેશમાં અભ્યાસ કરવામાં બંગાળ સરકારે નવ શીષ્યવૃત્તિઓ કાઢી છે તેમાંની બે વિદ્યાર્થીનીઓને ફાળે ગઇ છે: એક કુ. મનોરમા



આજ ચાર-ચાર મહિનાથી ફીનીક્સ મીલની હડતાળ ચાલી રહી છે. છતાં તેનો નીકાલ હજુ સુધી આવ્યો નથી. જેથી તા ૧૧ મીથી કામદારોએ મીલ આગળ સત્યાગ્રહ કરવાનો નિર્ણય કર્યો છે. ફીનીક્સ મીલની સ્ત્રીકામદારો સેક્રેટરીએટમાં શ્રી મુન્શીના ભાણા આગળ સત્યાગ્રહ કરતી ઉપરના ચિત્રમાં બેઠેલી માલમ પડે છે. આ સ્ત્રીકામદારો સત્તાવાળાઓ આગળ ધા નાખવા ગઈ હતી.

ઘોષ એમ. એ. ને ફાળે ગઈ છે. જ્યારે બીજી કુ. રઝીયા સુલતાન અહમદ એમ. એ. ને મળી છે. પહેલાં બ્હેન શીક્ષક કરીકે તાલીમ લેશે જ્યારે બીજાં પી. એચ. ડી. ની પદવી માટે અભ્યાસ કરશે.

—લખનૌ માટે ચાર સ્ત્રીઓની મેજીસ્ટ્રેટ તરીકે નીમણુંક કરવામાં આવી છે. મીસીસ બી. એમ. મુલ્લા અને મીસીસ ઝહીરને ૭ માસ માટે ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટનો અખત્યાર આપવામાં આવ્યો છે. આ બ્હેનોને લખનૌ જીલ્લાની હદમાં બનેલા ગુન્હાઓની તપાસ ચલાવવાની સત્તા આપવામાં આવી છે. લખનૌ મ્યુનીસીપાલીટીની હદમાં થએલા ગુન્હાઓની તપાસ માટે શ્રીમતી શીવરાજવતી નહેરૂને સત્તા આપવામાં આવી છે. શ્રીમતી વાસંતી મુકુંદ ઓનરરી મેજીસ્ટ્રેટ છે. તેમને થોડા વખત માટે ત્રીજા વર્ગના મેજીસ્ટ્રેટની સત્તા આપવામાં આવી છે.

—અમદાવાદમાં શ્રીમતી મહાલક્ષ્મીબ્હેન મ્હોટી વૃદ્ધ ઉંમરે અવસાન પામ્યા છે. તેમણે ૧૯૦ માં અમદાવાદમાં મહિલા મંડળની સ્થાપના કરી હતી. ત્યારથી તે આજ સુધી તેમણે મહિલા મંડળના સેક્રેટરી તરીકે કામ કર્યું છે.

—મુંબઈના જાણીતા સ્ત્રી કાર્યકર સકીના ફૈઝના મૃત્યુથી ગુજરાતે એક ગણ્ય કાર્યકર્તા બેન ગુમાવ્યા છે.




**ગુજરાતની અસ્મિતા:** લેખક: શ્રી. કનૈયાલાલ મુનશી, પ્રકાશક: શ્રી ગુજરાતી સાહિત્ય પરિષદ, મુંબાઇ મૂલ્ય: રૂ. ૦-૪-૦

શ્રી. મુનશી-કાઇના ધી ઓન. મી. મુનશી, મુંબાઇ 'સરકારના' ગૃહસચીવ-( એવી રીતે ઓળખાણ ન આપીએ તો રાજદ્રોહનો ગુન્હો મુંબાઇ પ્રાંતમાં લેખાય કે નહિ ? એમના મિત્રોમાં તો એ 'કનુભાઈ'ના વ્હાલસોયા નામે ઓળખાય છે )ના અર્ધ શતાબ્દિ ઉત્સવ નિમિત્તે આ પુસ્તિકા પરિષદે એ ઉત્સવનું સ્મરણ જાળવવા પ્રકટ કરી છે અને એ લોકપ્રિય થાય તેટલા માટે તેની કીમત પણ નામની-ફક્ત ચાર આના રાખી છે એ આવકનો ઉપયોગ પણ એવાંજ બીજાં પુસ્તકો પ્રકટ કરવા માટે થશે, એવી અમને આશા છે. શ્રી. મુનશીએ ગુજરાતના ગૌરવ-જેને તેમણે 'અસ્મિતા'નું નવું અભિધાન આપ્યું છે તેની ઝાંખી કરાવતા જે પ્રેરક લેખો લખ્યા છે તેનો આ સંગ્રહ ઘણાંઓને સુપરિચિત છે એ અસ્મિતાનું ભાન કરાવવા તે વર્ષોથી મથી રહ્યા છે. આજે ગુજરાતના આબાલવૃદ્ધમાં એ અસ્મિતાનો થનગનાટ પ્રસરી રહ્યો હોય તો તે એમને આભારી છે. પરિષદે એમના અર્ધશતાબ્દિ ઉત્સવને આ સ્વરૂપ આપી ગુજરાતની યથાર્થ સેવા બજાવી છે. સરસ્વતીના પરમ ઉપાસકના ઉત્સવ નિમિત્તે સરસ્વતીની પૂજા જ વાસ્તવિક ગણાય.

**ભારતનો ટંકાર:** લેખક: કવિશ્રી અરદેશર ફરામજી ખબરદાર, પ્રકાશક: શ્રી. ધનેશ શુક્લ, ૪૩, કલ્યાણ બીલ્ડીંગ, કાંદિવાડી, મુંબઇ ૪, મૂલ્ય રૂ. ૧-૦-૦.

ગુજરાતના આ અત્યંત લોકપ્રિય કવિવરે લગભગ ૨૦ વર્ષ પહેલાં દેશભક્તિની ભાવનાથી છલકાતાં આ કાવ્યો રચી પ્રકટ કર્યાં હતાં. મ. ગાંધીજીએ એમની અનોખી પદ્ધતિએ આઝાદી માટે ચળવળ આરંભી તે પહેલાંના સ્વરૂપમાં આ કાવ્યો કવિ શ્રીના હૃદયમાં ભરેલી દેશભક્તિની ભાવનાઓની ઝાંખી કરાવે છે. એ કાવ્યો રચાયાં પછી તો અનેક લેખકોએ એ દિશામાં ફાળો આપ્યો છે અને હજી આપે જાય છે. છતાં આજે પણ આ કાવ્યો એટલાં જ જોરદાર અને ઉપયોગી જણાય છે. આવા પુસ્તકની બીજી આવૃત્તિ માટે વીસ વીસ વર્ષનાં વ્હાણાં વાય એ ગુજરાતની સાહિત્યપ્રીતિ માટે એક કલંક સમાન જ ગણાય. ઈંગ્લાંડ જેવા કોઈ ભાગ્યશાળી દેશમાં આવો કોઈ રાષ્ટ્રીય શાયર હોય તો તેની રચનાઓનાં સંસ્કરણ દર મહિને પખવાડીએ થયાં હોય.

**મુક્તિના રાસ:** લેખક: શ્રી. જ્યોત્સ્ના શુક્લ મૂલ્ય: રૂ. ૦-૪-૦.

શ્રી. જ્યોત્સ્નાબ્હેન ગુજરાતની આંગળીને વેઢે ગણાય એટલી ગણીગાંઠી કવયિત્રિઓમાં મોખરે છે. એમના રચેલા આ રાસ આજે તો અનેક ગુણસુન્દરીઓને મોઢે ચઢી ગયા છે અને પ્રત્યેક રસોત્સવમાં એ રાસ અનોખા ઉત્સાહથી ગવાય છે, ઝીલાય છે અને સંભળાય છે. એ રાસની ભાવનાઓ તેમણે ફક્ત કાગળ

પર ઉતારી જાણી નથી, જીવી પણ જાણી છે. રાષ્ટ્ર-સંગ્રામમાં એમનો ફાળો નાનોસુનો નથી.

**રાસગંગા** : લેખક : શ્રી. ચન્દ્રકાન્ત મ. ઓઝા, પ્રકાશક : શ્રી ભરત ચન્દ્રકાન્ત ઓઝા રાજકોટ. મૂલ્ય : રૂ. ૦-૮-૦

શ્રી. ઓઝા રાસ-સાહિત્યના સિદ્ધહસ્ત લેખક છે. અત્યાર પ્હેલાં એમના ત્રણ રાસ-સંગ્રહ પ્રકટ થઇ ગયા છે, જે ગુણિયલ ગુજરાતણોએ હોંસે હોંસે સત્કાર્યા છે. આ સંગ્રહ પણ એટના જ ઉત્સાહથી એ બ્હેનો અપનાવી લેશે એમાં શંકા નથી. ગુજરાતણ બ્હેનોના કોકિલ કંઠમાં જે રાગ-ઢાળ રમી રહ્યા છે તે પ્રચલિત રાગ-ઢાળમાં જ અને તેમને સહજ ગમી જાય એવા વિષયો પર રસભરી વાનીમાં આ રાસ રચાયા છે. પરિણામે નવરાત્ર માટે એ બ્હેનો પાસે જે ભજનો છે, તેમાં બીજાં અનેક જવાહીરો આ સંગ્રહથી ઉમેરાય છે.

**કંકાવટી ( ભાગ પહેલો )** : સંપાદક : શ્રી ઝવેરચંદ મેઘાણી. પ્રકાશક : ગુર્જર ગ્રંથ-રત્ન કાર્યાલય. અમદાવાદ. મૂલ્ય : રૂ. ૦-૮-૦.

શ્રી. મેઘાણીને આજે ગુજરાતી સાહિત્ય-પ્રદેશમાં કોણ નથી ઓળખતું. 'રાષ્ટ્રીય-શાયર'નું બિરૂદ એમને મળ્યું ત્યાર પહેલાં એમનો ઇલ્કાબ " સાહિત્યના ધૂળધોયા "નો હતો. " સૌરાષ્ટ્રની રસધાર " અને " સોરઠી બ્હારવટિયા " વગેરે અનેક પુસ્તકો કંઠસ્થ સાહિત્ય પર ચઢેલાં વર્ષોનાં જાળાં અને ધૂળના થર સાફ કરી કરીને એમણે આપણી સમક્ષ મૂક્યાં. આ " કંકાવટી " પણ એમાંનું જ એક લોકપ્રિય અને ઉપયોગી પુસ્તક છે. પરદેશી સાહિત્યની પરિકથાઓને ટક્કર મારે એવી આ વ્રતકથાઓ આપણી જુની સંસ્કૃતિની ઝાંખી કરાવે છે. પણ બાર વર્ષે એની ચોથી આવૃત્તિ પ્રકટ થાય છે. શ્રી. મેઘાણી જાતે વણિક છે એટલે ગુજરાતી પ્રજાની વણિકવૃત્તિથી અજાણ્યા નથી એમને એથી ભાગ્યેજ આશ્ચર્ય થશે, છતાં એ વસ્તુસ્થિતિ ગુજરાત માટે કલંકરૂપ છે.

**શ્રી ધુમકેતુની " સસ્તી સાહિત્ય વાટિકા "** : શ્રી. ધુમકેતુની વાનીથી ગુજરાતના વાચકો સુપરિચિત છે. એમના ' તણખા 'એ ગુજરાતી વાચકોને વર્ષો પ્હેલાં સચેત કરી દીધા છે. એમણે આ સસ્તા પુસ્તકોની યોજના કરી છે તે અત્યંત આવકારદાયક છે. અંગ્રેજી-તેમજ બીજી યૂરોપીઅન ભાષામાં આનું કરવું છતાં શિષ્ટ સાહિત્ય દશલાખ્ય મળે છે ગુજરાતી ભાષામાં તો ' ગજરામારૂની ' અને ' સદેવંત સાવળીંગા 'ની વાર્તાઓ મળતી. હમણાં હમણાં જુગુપ્સા ઉત્પન્ન કરે એવું સાહિત્ય ઉકરડાની જેમ વધવા માંડયું છે. એ પરિસ્થિતિમાં એમની **" રજપૂતાણી અને બીજી વાતો "** તથા " પરશુરામ " જેવી પુસ્તિકાઓ નવી ભાત પાડશે અને વાચન-શોખીનોને એકી બેઠકે સમયનો વધુ ભોગ આપ્યા વિના પૂરી થાય એવી શિષ્ટ સાહિત્યની પુસ્તિકાઓ મળશે. એમનો પ્રયાસ અભિનંદન અને સત્કારને પાત્ર છે.

**આપણી બાળ ગ્રંથમાળા** : સંચાલકો: શ્રી. ભાઇલાલ પટેલ અને શ્રી. પદ્માવતી દેસાઇ, ભરૂચ મૂલ્યઃ દરેકનું રૂ. ૦-૩-૦.

" આપણું બાળ " કાર્ય મંદિર, ભરૂચ તરફથી પ્રકટ થતી આ બાળ ગ્રંથમાળાની બીજા વર્ષની ત્રણ પુસ્તિકાઓ બાળસાહિત્યમાં સુંદર અને ઉપયોગી ઉમેરો કરે છે. શ્રી. હ. દિ. પટેલની પુસ્તિકા **" કેમ અને શા માટે ? "** બાળકોના મંડળ માટે માર્ગદર્શક થશે અને ઉપયોગી બાબતો વિષે બોધપ્રદ બનશે. શ્રી. વૈકુંઠ મો. ઠાકોરની પુસ્તિકા **" આપણે ભજવીએ "** એ નાના સંવાદો આપે છે, જે બાળકોને ભજ-

વવા માટે ઉપયોગી થશે. શ્રી. શીવપ્રસાદ ભટ્ટની પુસ્તિકા "ભાઈ–બેન" નાનકડી વાર્તા તરીકે પ્રેરક વાચન પૂરું પાડે છે અને ભાઈ–બેનનું પરસ્પરનું વર્તન અને સ્નેહ કેવાં હોય તેનો અણમૂલો પાઠ શીખવે છે.

**મંગલ ગરબાવળી** : લેખક : શ્રી. ચન્દ્રકાન્ત મ. ઓઝા. પ્રકાશક : શ્રી. ભરત ચ. ઓઝા. મૂલ્ય : ૦–૨–૦.

શ્રી. ઓઝા રાસ–સાહિત્યના જુના જોગી છે. એમણે નાની બાળાઓ માટે રચેલાં આ રાસ શાળાઓમાં અત્યંત ઉપયોગી અને પ્રિય બનશે, એમાં શંકા નથી. સહેલી–સાદી ભાષા અને લોકપ્રિય ઢાળમાં રચયલાં એ રાસ નાની નાની કન્યકાઓ હોંસથી સત્કારશે.

**તુલસીદાસ** : સંપાદક : શ્રી. રમણલાલ ના. શાહ, પ્રકાશક : ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય : રૂ. ૦–૩–૦.

શ્રી. રમણલાલ બાલસાહિત્ય પ્રદેશમાં સારી રીતે જાણીતા છે તેમના અનેક પુસ્તકોએ બાળકોને આનંદ આપ્યો છે. ગુર્જર બાલગ્રંથાવલિની બીજા વર્ષની ૭ મી પુસ્તિકા તરીકે પ્રકટ થતી આ પુસ્તિકા મહાત્મા રામભક્ત તુલસીદાસની જીવનકથા બાળકો સમજી શકે એવી સાદી અને સરળ ભાષામાં રજુ કરે છે. ચિત્રોથી પુસ્તિકા આકર્ષક બની છે

**સુધાસચંદ્ર** : અનુવાદક: શ્રીમતી ઉષાદેવી દલાલ, પ્રકાશક: શ્રી. ચંદ્રકાન્ત જી. મહેતા, અમદાવાદ. મૂલ્ય રૂ. ૨–૮–૦.

સુપ્રસિદ્ધ બંગાળી નવલકથા–લેખક સ્વ. શરદબાબુની "વિપ્રદાસ" નવલકથાનો આ અનુવાદ અનુવાદિકા–બ્હેને સાદી અને સરળ ગુજરાતી ભાષામાં કર્યો છે. મૂલ્ય કંઈક વધારે ગણાય, પરંતુ તે તો પુસ્તક "ઓબોધ"ની ભેટ તરીકે અપાયું છે, એ કારણે હશે. નવલકથા–શોખીનોને પુસ્તક જરૂર આનંદ આપશે. ઉપરાંત એમાંથી બંગાળી સમાજનો–ખાસ કરીને હિન્દુ અને બ્રાહ્મોની વચ્ચેના ભેદનો સારો ખ્યાલ આવશે.

**શુભદા** : અનુવાદકો: શ્રી. શાન્તિલાલ શાહ અને શ્રી. હીમાંશુ ચક્રવર્તી. પ્રકાશક: મેસર્સ એમ. એમ. ઠક્કરની કંપની મુંબઈ ૨. મૂલ્ય રૂ. ૨–૮–૦.

આ નવલકથા પણ શરદ્‌બાબુની રચેલ છે, અને ગરીબ બંગાળી હિન્દુ સમાજની સુંદર ઝાંખી કરાવે છે. અનુવાદકોની ભાષા કંઈક સંસ્કૃતમય છતાં સરળ છે અને તરજુમાની ક્લિષ્ટતાથી દૂર છે. તેમણે વધારામાં શરદ્‌બાબુની વાર્તાકલાનો પરિચય આપી ગુજરાતી વાચકને શરદ્‌બાબુની વધારે નિકટ આણ્યો છે.

**દેવદાસ** : અનુવાદકો: શ્રી. જયભિખ્ખુ અને શ્રી. રતિલાલ દીપચંદ દેસાઈ. પ્રકાશક: શ્રી. કાન્તિલાલ દીપચંદ દેસાઈ. મૂલ્ય: રૂ. ૧–૦–૦.

સીનેમાના રૂપેરી પડદા ઉપર ઉતરી ગુજરાતના બહોળા જનસમુદાય સમક્ષ આ વાર્તા પ્રકટ થઈ ચૂકી છે અનુવાદકો તેને ગુજરાતી ભાષામાં ગુજરાતના વાચકો સમક્ષ રજુ કરે છે અને એ રીતે ગુજરાતી સાહિત્યમાં શરદ્‌બાબુની એક વધુ નવલકથા ઉમેરાય છે. કેટલાક–અનુવાદકો પણ–માને છે કે દેવદાસનું પાત્ર મોટે અંશે શરદ્‌બાબુની પોતાની આત્મકથારૂપ છે. શરદ્‌બાબુની સાચી કલા પોતાના પાત્રોને વાસ્તવિક–દુનિયામાં જીવનના દરેક ભાગમાં આપણને જોવા સામાન્ય (આદર્શ નહિ એવા) માનવીઓનો ધડીએ ને પળે ભેટો થાય છે, તેવા–મનુષ્યો અને પ્રસંગોનો પરિચય કરાવવામાં છે. એમના સ્ત્રી પાત્રોમાં મુનશીની મંજરી કે તનમન નહિ ગણાય; એમના પુરૂષ પાત્રોમાં કાક કે કીર્તિદેવનાં દર્શન નહિ થાય; છતાં એમની વાર્તાઓ વાંચવી ગમે તેવી છે. અનુવાદકોએ સાદી અને સરળ ભાષામાં અનુવાદ કરી આ વાર્તા

આપણી પાસે મૂકી છે. સાથે સાથે શરદ્‌બાબુના જીવનની ઝાંખી કરાવી, એ વાર્તાની ગુંથણી-સમજવામાં સહાયરૂપ થયા છે.

**ભીમો ચોટ્ટો** : લેખક : શ્રી. રમણલાલ સોની, પ્રકાશક : શ્રી શરદ કાર્યાલય, અમદાવાદ. મૂલ્ય રૂ ૨-૦-૦.

શ્રી સોનીએ અત્યાર પહેલાં અનેક મૌલિક તેમજ અનુવાદિત પુસ્તકોથી ગુજરાતી સાહિત્યની સેવા કરી છે. આ મૌલિક નવલકથા તેમની એ સેવામાં ઉમેરો કરે છે. જન્મથી 'ચોટ્ટા'નું ઉપનામ પામેલો કથાનાયક ભીમો વાસ્તવિક ચોટ્ટો નથી, છતાં સમાજના જે વરમાં એ જન્મ્યો છે, તે ઘરનાં સંજોગો તેની પાસે એ ઉપનામને અનુરૂપ કેટલાંક કામ કરાવે છે. માનસશાસ્ત્રના આ પ્રશ્ન ઉપર શ્રી સોનીએ પોતાની લાક્ષણિક શૈલિમાં આ નવલકથા રચી છે. અને તે જરૂર લોકપ્રિય થશે

**અમે પીંજરનાં પંખી** : લેખકઃ શ્રી. નીરૂ દેસાઇ, પ્રકાશકઃ નવી દુનિયા કાર્યાલય, અમદાવાદ, મૂલ્ય રૂ. ૧-૪-૦

શ્રી. દેસાઇની આ નવલકથા જેલ જીવનની સુંદર, સચોટ અને અસરકારક ઝાંખી કરાવે છે. જેલમાં એક વખત જઇ પડનાર મનુષ્યનું મનુષ્યત્વ કેમ નષ્ટ થાય છે, તેમના માનસમાં કેવી રીતે પલટો આવે છે, તે આ નવલકથા બતાવે છે. જેલમાંથી બહાર નીકળ્યા પછી પ્રામાણિક જીવન ગાળવા ઇચ્છનાર માણસના માર્ગમાં કેવા કેવા અંતરાયો નડે છે, કેદીઓને મદદ કરવાનો ડોળ કરતા સ્વાર્થ માણસો તેમનો કેવો ગેરલાભ લે છે અને પોતાના ગુન્હાના પરિણામ તેમને શિરે કેવી રીતે ઢોળે છે, તેની ઝાંખી આ પુસ્તકમાંથી વાચકને થશે. વાર્તા જરૂર ગમી જાય એવી છે.

**કલ્યાણયાત્રા** : લેખક : શ્રી. દર્શક, પ્રકાશક : વોરા એન્ડ કંપની, પબ્લીશર્સ લી. મુંબાઇ, ૨. મૂલ્ય રૂ. ૧-૮-૦.

શ્રી. દર્શકની આ નવલકથાને નવલકથા કહેવી કે નિબંધ યા ઇતિહાસ કહેવો તે સમજવું મુશ્કેલ છે. ગામડાની નિશાળમાં માસ્તરગીરી કરતા 'સુખલાલ'નો પુત્ર બ્હાગ-ગામ ભણવા જાય છે અને ત્યાં દેશમાં ચાલી રહેલા સ્વાતંત્ર્ય યજ્ઞની જ્વાલાઓ એને સ્પર્શે છે. પિતાની અને બીજા વડીલોની સલાહ અવગણી તે લડતમાં ઝંપલાવવાનો અને માતૃમુક્તિ માટે પોતાનું બલિદાન આપવાનો નિર્ણય કરે છે. નવલકથાની શરૂઆતનો આ ભાગ લેખકની પાત્રાલેખનની સુંદર કલાની ઝાંખી કરાવે છે. એ ભાગમાં પહેલાં ત્રણ પ્રકરણ-૯૧ પાનાં રોકાય છે. છેલ્લું પ્રકરણ લગભગ ૧૩૦ પાનાં રોકે છે. અને બંગાલની અરાજક ક્રાંતિના ઇતિહાસ રૂપ છે. એ ઇતિહાસ એક 'વ્યક્તિના જીવન' ચરિત્ર રૂપે છે, જે વ્યક્તિ બંગાળાથી નાશી ગુજરાતના વિદ્યાર્થીઓમાં ચળવળ ચલાવવા આવે છે અને પોલીસ પકડવા આવતાં આપઘાત કરે છે. આ નવલકથા-લેખનમાં લેખકનો ઉદ્દેશ સમજવાનું કામ મુશ્કેલ છે. હવે તો લગભગ દરેક કોન્ગ્રેસ નેતા સ્વીકારે છે કે શાળાઓમાં અભ્યાસ કરતા બાળકોની ફરજ અભ્યાસ કરવાની છે; અભ્યાસ અધુરો મૂકી દેશ મુક્તિના કાર્યમાં બલિદાન આપવાના નથી. ભૂતકાળમાં જેમણે એવા પ્રયત્નો કર્યા છે તેમણે 'દેશને' લાભને બદલે હાનિ જ કરી છે. 'જે યુવાન વિદ્યાર્થીઓ અભ્યાસ પૂરો કરી દેશના વધારે ઉપયોગી સેવકો બની શકત.' તેમનો અભ્યાસ અધૂરો છોડાવી, તેમને જીવનસંગ્રામની લાયકાત મેળવતાં અટકાવી; તેમનાં જીવન નષ્ટ કરવા એ કોઇ પણ રીતે ઇચ્છનિય નથી. આ નવલકથા એ અણમૂલો પાઠ વિદ્યાર્થીઓને શીખવશે કે કેમ એ શંકાસ્પદ છે.






ફ્રાંસમાં જન્મ પ્રમાણ વધારવા કુંવારા અને અપુત્ર સ્ત્રી પુરૂષો પર કર નાંખ્યો છે.

ઇટાલીમાં લગ્ન વય ઘટાડીને કન્યાની ૧૪ અને પુરૂષની ૧૬ ઠરાવી છે.

જર્મનીમાં વિશ્વ યુદ્ધ પછી સ્ત્રીઓની કેળવણી ઉપર અંકુશ મુકાયો છે.

ઉપરની ત્રણે પશ્ચિમના દેશોની બાબતો આપણું ધ્યાન ખેંચે છે. આપણામાં સાદી કહેવત છે કે " ઉંચે જઇને નીચે પડે " તે કહેવત આ ત્રણે દેશોની બાબતમાં સાચી પડે છે.

ફ્રાન્સની વસ્તી દીવસે દીવસે ઘટતી જાય છે અને સાંભળ્યા પ્રમાણે અનાથાશ્રમો વધતાં જાય છે. શા કારણે આપણને હજી સમજ નથી પડતી કે જો માબાપ છોકરાં ઉછેરી શકાય એવી શક્તીવાળાં હોય છતાં સંતતિ નહીં થવા દેતા હોય ? સંતતિ નિયમના પ્રચારને પણ હદ હોય છે. હિંદુસ્તાનમાં પણ આપણે એનો પ્રચાર કરવા માંડયો છે. તે અહુજ વિચાર કરવા જેવું છે. તેનું પાછળનું પરીણામ શું આવશે. અત્યારે તો શિક્ષીત વર્ગ સમજે છે એટલે એમ થાય છે કે કેળવાએલ થાય એવી પ્રજા ઓછી થશે, અને અજ્ઞાન પ્રજા તો વધેજ જશે. એટલે આપણે જે કરવું તે ખુબ વિચાર કરીને કરવું.

આપણે હાલમાં પુરૂષની લગ્નવય જો કે કાયદાથી ૧૮ની કરી છે. પરંતુ ઉચ્ચ કોમોમાં તો પચીસ ત્રીસ સીવાય લગ્ન કરતા નથી. કન્યાઓ પણ વીસ પચીસ વર્ષે પરણે છે. આ પ્રયોગોનું પરીણામ શું આવે છે તે જોવાનું. ઘણી મોટી લગ્ન વય વધાર્યાથી શું લાભ છે અને શું ગેરલાભ છે તે જોવાના છે. ઇટાલીએ શા માટે વય ઘટાડી તેની સંપૂર્ણ તપાસ કરવી જોઇએ. આપણે ઘણી બાબતોમાં આંધળું અનુકરણ કર્યું છે.

અતિશય લગ્નની મોટી ઉંમર એ પણ નુકશાન કરનાર છે. ( વૈદકીય દષ્ટિએ ) એટલે તંદુરસ્તીને માટે એ નિર્વિવાદ છે. તો આપણે ઉચ્ચ કોમોવાળાએ લગ્ન વય ખુબ વધારી છે ( શોખની ) તો તે ઉપર વિચાર કરી જોજો.

જર્મનીમાં ૧૯૧૮ પહેલાં સ્ત્રીઓને નાગરીકતાના જે હક્કો હતા ને મહાયુદ્ધ પછી જર્મન પ્રજાસત્તાકમાં સ્ત્રીઓ જે હક્કો ને સગવડો ભોગવતી હતી તે તમામ નાઝી સરકારે છીનવી લીધા છે. તેમને નોકરીઓ કરવામાંથી, ભણવામાંથી ને જીવનના કેટલાંયે ક્ષેત્રોમાંથી પાછી વાળી છે. એક સરકારી ફરમાનમાં નીચે મુજબ લખાયું છે. " સ્ત્રીઓએ જાણી લેવું જોઇએ કે વૈજ્ઞાનિક કાર્યક્ષેત્રો વિશેષે કરીને પુરૂષોને માટે નીમાયાં છે. સ્ત્રીઓએ કદી તાર્કીક પદ્ધતિએ વિચાર કરવાનો હોયજ

નહી. અમુર્ત કલ્પનાઓથી તેમનું ચીત્ત અલીપ્ત રહેવું જોઇએ.

જર્મન સરકારના આવા ફરમાનો સ્હામે અને આવી વર્તણુંક સામે વિશ્વની સ્ત્રીઓએ સ્ત્રીઓનું સામાન્ય કારણ ( Common cause ) ગણી વખોડી કાઢવું જોઇએ અને દરેકે દરેક સ્ત્રીએ જર્મનીને આ પતનમાંથી બચાવવું જોઇએ. એક વખતે સ્ત્રીઓને આટલે ઊન્નત અવસ્થામાં જોનાર જર્મની શું ત્યાંની સ્ત્રીઓની પીછેહઠ સહન કરશે !

* * *

આપઘાત :

રાજકોટમાં ઠક્કર દેવચંદ ગોવિંદજીની ૧૫ વર્ષની પુત્રવધુ સવિતા હાથે પગે ગંભીર દાઝતાં દવાખાને લઇ જતાં મરણ પામી છે. ધણી અને સાસુ સસરા સામે ગંભીર આક્ષેપ કરતાં નણેની ધરપકડ થઇ છે.

આપણે કબુલ કરીએ છીએ કે અસહ્ય દુઃખ પડ્યા શીવાય કોઇ આપઘાતનો વિચાર સુદ્ધાં તે કરે નહિ. અને એ દુઃખ નીવારવા માટે કંઇક કરવું જોઇએ. મને તો એમજ લાગે છે કે માબાપે ન્હાનપણથી જ પુત્રીઓને દુઃખ સહન કરવાની તાલીમ આપવી. કોઇ કહેશે કે કેમ ! તો આપણે કહી શકીએ-કે આપણા રીવાજ પ્રમાણે છોકરીને એક વાતાવરણમાંથી એકદમ બીજા વાતાવરણમાં જવું પડે છે, રીતરીવાજ રહેણી કરણી બધુંજ જુદા પ્રકારનું શીખવું પડે છે. અને તે પ્રમાણે વર્તવું પડે છે. એટલે હું તો એટલુંજ વીનવું કે ગમે તેવાં કઠણ સંજોગોમાં સહનશક્તિ રાખવી અને ડગલે ને પગલે આપઘાત ન કરવો. આપણે એક વિચાર રાખવો કે દુનીઆના ઘણા દુઃખીમાંના આપણે એક છીએ; અને દુઃખ સહન કરી કસોટીમાંથી પાર ઉતરે તે માણસ અમુલ્ય મનુષ્ય જન્મ મળ્યો તો તેને દીપાવવો જોઇએ. કદાચ દુઃખ દેનારને જગત ચાર દહાડા વખોડશે. નિંદા કરશે, બહિષ્કાર કરશે પણ આપઘાત કરનાર તો કાયમ માટે જાય છે. જો બલીદાન આપવું હોય તો કોઇ સારા માટે. જેમકે દેશ માટે-પણ કુટુંબ સગાથી કાયર થઇ મરવું નહિં.

* * *

ભીખારી :

ભીખારીઓની વધતી જતી સંખ્યા સામે આપણા સૌનું ધ્યાન ઘણા વર્ષોથી દોરાયું છે. કવિ દલપતરામે ગાયું છે કે " રોટલી આપી ભીખારી ન રાખો. " તે સૂત્રને આપણે જરાયે ગણકાર્યું નથી. કારણ કે આપણે દયા લાવી દાન આપતા ન હોઇએ તો જરૂર એ લોકોને કંઇ પણ ઉદ્યમ કરવોજ પડે. અમદાવાદમાં વિ. એ. શાખા છે તેમણે તો એ ઠરાવ ક્યારનોએ કર્યો છે. પરંતુ હજી અમલમાં મુકાયો નથી. વિ. એ. જો આ કામ ઉપાડે તો જરૂર ભીખારીઓનો ઉદ્ધાર કરી શકે શી રીતે કોઇ પૂછે તો આ નીચે કરાંચીમાં શરૂ કરી છે તેવી પ્રવૃત્તિ ઠેર ઠેર શરૂ કર્યાથી થઇ શકશે.

કરાંચીના મેયર શ્રી રૂસ્તમ કે. સીધવાએ કરાંચીઓના ભીખારીઓના ઉદ્ધાર માટે એક યોજના ઘડી છે. તેમાં તેમને ઉદ્યોગ વિગેરે શીખવી શહેરી બનાવવા લક્ષ અપાશે. ભીખારી માટે એક ' કોલોની ' જેમાં ૨૫૦૦ જેટલા વિદ્યાર્થીઓ રહી શકે એવું બાંધવાનું, તેઓને વણવાનું ગુંથવાનું તથા બીજા ઉદ્યોગો શીખવવામાં આવશે. આ યોજના અમલમાં મુકવા માટે શહેરના આગેવાનોની પરિષદ બોલાવવામાં આવી હતી.

ઓલ ઇંડીઆ વીમેન્સ કોન્ફરન્સ જો આવી જાતનું કામ ઉપાડી લે ને શ્રી રૂસ્તમભાઇની એ યોજનાને વધાવી લઇ ગામે ગામે

અમલમાં મુકશે તો હીંદુસ્તાનના ભીખારીઓનો ઉદ્ધાર થઇ દેશ પણ આદર્શ બનશે.

* * *

**શ્રી. ચીમનાબાઇ સ્ત્રી ઉદ્યોગાલય :**

વડોદરામાં આ સ્ત્રી ઉપયોગી સંસ્થા છેલ્લાં ચોવીસ વર્ષથી ચાલે છે. તેમાં મુખ્ય શીવણનો વર્ગ ચાલે છે. તેમાંથી સેંકડો બેનો કમાય છે. કેટલાં શીખે છે, અને સાંજ શીવે છે, ઘણો લાંબો વખત, મંચો વાપરવા નથી મળતો તેથી ઘેર સંચા વસાવી પગભર થઇ જાય છે. આ જમાનામાં જ્યારે સ્ત્રીઓનો કમાવવાની આવશ્યકતા છે તે જમાનામાં આ ઉદ્યમ, આશીર્વાદ સમાન છે.

આ ઉપરાંત હાથનું ભરતકામ, સંચા પરનું ભરતકામ, કાંઠો, આવાડી ભરતકામ વિ. અનેક જાતના ભરતકામો થાય છે.

બેનોને ટાઇપ રાઇટીંગ શીખવવામાં આવે છે. જેમ શીવણનો ઉદ્દેશ છે તેવો જ પુસ્તકો બાંધવાનો ઉદ્યોગ આ સંસ્થામાં વર્ષોથી ચાલી રહ્યો છે. તેમાં બરાડી ડોશીથી માંડીને જુવાન બેનો સુધી બધાં જ કામ કરે છે. તેમાં પણ ઘણી જ બેનો કામ કરે છે અને સાંજ પડે તેમના કરેલા કામ પ્રમાણે પૈસા મેળવે છે.

ઘરના શણગારરૂપ ગાલીચા આસનો, તોરણો પગલૂછણાં વિ. તૈયાર થાય છે એવી વસ્તુઓમાં સાધનો જુજ કીંમતના હોય છે એટલે સામન્ય વર્ગના બેનો પણ શીખીને ધારે તો ઘેર બેઠાં બનાવી વેચી શકે.

આ વર્ષે લુગડાં છાપવાનું કામ શરૂ કર્યું છે આમાં પણ બ્હેનો સારી સંખ્યામાં શીખે છે. આશા રાખીશું કે કામમાં ફતેહ મળો.

આ ઉપરાંત અથાણાં, પાપડ કુરસાઇ, મશાલેદાર સોપારી, તીલકુલ, પીપરમીંટ વિ. ઉદ્યોગાલયમાં આવતી બ્હેનો બનાવે છે અને ઉદ્યોગાલયદ્વારા વેચે છે. દીવાળીને પ્રસંગ બ્હેનોએ એક બે વખતે તો કોઇના મઠીઆં સુંવાળી પણ વણી આપ્યા હતાં.

સ્ત્રીઓની આવી આર્થિક દશા સુધારનાર



## આભાર :

'ગુણસુન્દરી' માસિકનું તંત્રીપદ 'સ્ત્રી'નાજ હાથમાં હોવું જોઇએ એ માન્યતાએ અમે ગયે વર્ષેથી તંત્રીપદમાં ફેરફાર કરી શ્રી. પ્રેમલીલાબહેન મહેતા બી. એસસી. તથા શ્રી. વિદ્યુતાબહેન દેસાઇ બી. એ.ને આ માસિકનું તંત્રીપદ સોંપ્યું હતું. ગુજરાતનાં સંસ્કારી અને શિષ્ટ કુટુંબનાં એ બન્ને વિદ્વાન બહેનોએ 'ગુણસુન્દરી'ની આખા વર્ષમાં જે સેવા કરી છે એ ખરેખર સ્તુત્ય અને નોંધવા જેવી છે. ગુજરાતને ઘરે ઘરે પહોંચતું આ માસિકપત્ર એ બન્ને બહેનોને તંત્રીપણા હેઠળ વિકાસ સાધી શક્યું છે એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી. શ્રી પ્રેમલીલાબહેનને મુંબાઇ જવાનું થવાથી તથા શ્રી. વિદ્યુતાબહેન રોકાયેલાં હોવાથી આ વર્ષે તંત્રમાં ફેરફાર કરવો પડ્યો છે અને 'ગુણસુન્દરી'નું તંત્રીપદ વડોદરાના જાહેરજીવનમાં ઉત્સાહભર્યો અને અગ્ર ભાગ લેનાર ભણેલાં બહેન શ્રી. જયવતીબહેન દેસાઇએ સ્વીકારી અમને આભારી કર્યાં છે. શ્રી. પ્રેમલીલાબહેન મહેતા તથા શ્રી. વિદ્યુતાબહેન દેસાઇએ એક વર્ષ સતત શ્રમ લઇ 'ગુણસુન્દરી' દ્વારા ગુજરાતી સ્ત્રીવર્ગની જે સેવા કરી છે એ માટે અમે એ બન્ને સંસ્કારી અને સેવાભાવી વિદ્વાન બહેનોનો આભાર માનીએ છીએ અને ઉમેદ રાખીએ છીએ કે પોતાની બીજી રોકાણોમાંથી સમય મેળવી વખતોવખત 'ગુણસુન્દરી' માટે લખતાં રહેશો જ.

માલિક અને પ્રકાશક



સંસ્થા પ્રત્યે દરેકની સહાનુભુતિ હોયજ. તે પ્રમાણે અહીંના દીવાન સાહેબની તેમજ તેમનાં ધર્મપત્નિની સહાનુભૂતિ છે. તેમની આ સંસ્થા તરફની લાગણીને લીધે આ સંસ્થા માટે આ વર્ષે એક સુંદર મકાન બંધાવી આપવામાં આવ્યું છે. આ મકાનની મુલાકાતે બ્હારગામનાં ઘણાં લોકો આવે છે. અને ગામનાં પણ ઘણાં લોકો આવે છે. પણ આ વખતે તો ગયા મહીનામાં વડોદરાના મહારાણી સાહેબ શાંતાદેવી આવ્યાં હતાં અને એમણે આ સંસ્થા જોઇ ખુબ સંતોષ બતવ્યો હતો. અને તેને વધુને વધુ ખીલવવા માટે મરજી બતાવી હતી.

***

**અખિલ હિંદ મહિલા પરિષદ :**

અખિલ હિંદ મહિલા પરિષદની અર્ધવાર્ષીક બેઠક આ વર્ષે સાંગલી મુકામે આ મહીનામાં ભરાઇ હતી, તે પ્રસગે ત્યાંના રાણીશ્રીએ ખુબ રસપૂર્વક ભાગ લીધો હતો આનો હેવાલ સૌ શારદાબ્હેનના પ્રગટ કરેલા લેખમાં છે. તે આ માસીકમાં અન્ય સ્થળે છાપ્યો છે. આ પરીષદને માથે હંમેશાનું તહોમત છે કે આમાં તો રાણીઓ મહારાણી અને મોટા ઘરના બ્હેનોજ ભાગ લે છે. પરંતુ એ વાત તદ્દન ખોટી છે.

આ સંસ્થા જરૂર એક એવી સંસ્થા છે કે જેમાં રાણીઓ મહારાણીઓ શેઠાણીઓ વિ. ભાગ લે છે. પણ એકલાં નહી મધ્યમ અને ગરીબ બ્હેનોની સાથે મળીને અલબત્ત શ્રીમંત વર્ગના બ્હેનો પ્રતિનિધિઓ તરીકે બધે જ્યાં જ્યાં બેઠક હોય છે ત્યાં જાય છે જ્યારે મધ્યમ અને ગરીબ વર્ગની બ્હેનોને પોતાના પ્રાંતમાં અને ગામમાં હોય છે ત્યારે લાભ મળે છે.

આથી કરીને ગરીબ તવંગરના ભેદ શીવાય વર્ષમાં બધી બહેનો એક વાર એકઠાં મળી પોતાના સુખ દુઃખનો વિચાર કરી શકે છે.

શ્રી શારદાબેન જણાવે છે તેમ સાંગલીમાં એક મોટો હોલ સ્ત્રીઓથી ભરાઇ ગયો હતો તેજ બતાવે છે કે બ્હેનો કેટલી છુટથી આવે છે.

મને તો લાગે છે કે જ્યારે હીંદુસ્તાનમાં નાનાથી મોટાં બધાં એક બીજાથી વાત કરતાં થશે ત્યારે હિંદનું ભાવિ અનેરૂં થશે. અને સ્ત્રીઓના આ સંસ્થા દ્વારાનો પ્રયત્ન સફળ થશે.

આનો વિગતવાર હેવાલ આ માસીકમાં અન્ય સ્થળે આપ્યો છે તે ઉપરથી ખાત્રી થશે કે ત્યાંની બ્હેનોએ સ્ત્રી ઉપયોગી કેવા ઠરાવો કર્યાં છે અને શું શું કાર્યો ઉપાડયાં છે.

***

**નવા વર્ષનું ભેટ પુસ્તક :**

'ગુણસુન્દરી'નું નવા વર્ષનું ભેટ પુસ્તક છપાય છે. જે જે ગ્રાહકોનાં લવાજમ મળી ગયાં હશે. તે તે ગ્રાહકોને ચાલુ માસમાંજ ભેટ પુસ્તક રવાના કરવામાં આવશે; ઉત્તમ ભેટમાં આપવા ઇચ્છનાર માટે આ ઉત્તમ સાધન છે. માટે પોતાની જાહેરખબર છેવટમાં છેવટ તા. ૧૫મી સપ્ટેમ્બર પહેલાં મોકલી આપવાની વ્યવસ્થા કરવી.

***

**વાંચક બ્હેનો તથા ભાઇઓ**

'ગુણસુન્દરી'નું તંત્રીપદ મને મળતાં આનંદ થાય છે. આ અંક પ્રગટ કરવામાં મને ઘણા જ થોડા દીવસો મળ્યા હોવાથી તેમાં જે ખામીઓ લાગે તે દરગુજર કરી બીજા અંકો આકર્ષક બનાવી પ્રસીદ્ધ કરવામાં આપ સર્વ મદદ કરશો એવી વિનંતી કરૂં છું.

બીજું અમારો આવતો અંક **નવરાત્ર** અંક તરીકે પ્રસિદ્ધ કરવામાં આવશે. તો લેખક લાઇ બ્હેનો પોતાના રાસ, ગરબા તા ૧૫ સપ્ટેમ્બર સુધીમાં નીચેના સરનામે મોકલી આપશો.

સૌ. જયવંતી દેસાઇ
તંત્રી : 'ગુણસુન્દરી'
વડોદરા.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૯ : અંક ૯ | પુસ્તક ૯ | સપ્ટેમ્બર : ૧૯૪૯

## રમતાં રઢ લીધી રામે

જોતાં ચાંદલિયા સામે
રમતાં રઢ લીધી રામે.
' મા ! મા ! ચાંદલિયો પેલો
રમવા આપને વહેલો. '

*

માતા મનમાં વિમાસે
ચાંદો ઉંચો આકાશે,
તે શી રીતે પકડાશે !
રડતા રામ ઉંચે સાદે.

*

રમકડાં માત નવાં આપે,
રડન્તા રામ બધે ફેંકે,
' આપો ચાંદલિયો રમવા
' નહિ તો નહિ આવું જમવા.

*

સુણી દિકરાની હઠ બાપે
વિચારીને અરિસો આપે,
બતાવી પ્રતિબિંબ તેમાં
કહે ચાંદો પૂર્યો એમાં.

*

જોતાં ચાંદલિયા સામે
મુખલડાં મરકાવ્યાં રામે.
મલકતાં રામ પછી નાચે,
નીરખતાં માત પિતા રાચે.

નાગરદાસ ઇ. પટેલ

# કુતુબ મિનાર

એક હતો રાજા.

એને એક કુંવરી.

કુંવરી રાજાને ઘણી વહાલી. એણે એને લાડકોડથી ઉછેરેલી ને સારી રીતે ભણાવેલી.

દિલ્હીનો એ રાજા હતો. એનું નામ પૃથ્વીરાજ.

*

કુંવરીએ એક નીમ લીધું હતું: 'રોજ જમનાજીના દર્શન કરવાં, પછી જમવું.'

જમના નદી દિલ્હીથી થોડેક દૂર છે.

કુંવરી રોજ નદીએ જાય, દર્શન કરે, ઘેર આવે ને જમે.

શિયાળો હોય, ઉનાળો હોય કે ચોમાસુ હોય, કુંવરી રોજ નદીએ જાય. એનું નીમ ન તૂટે.

એક વખત એ માંદી પડી અને માંદી માંદી પણ નદીએ ગઈ.

*

રાજાને એ વાતનો ખેદ થયો. એણે પ્રધાનને વાત કરી.

બેઉ જણે મળીને વીચાર કર્યો. એવું કંઇક કરવું કે જેથી કુંવરી જમનાજીનાં દર્શન કરી શકે અને એને મહેલમાંથી બહાર જવું ન પડે.

એમણે ઉંચો મિનારો કરવાનો નક્કી કર્યો.

*

બનતી ઉતાવળે રાજાજીએ મિનારો ચણાવવા માંડયો. એની પાછળ કરવામાં એમણે કચાશ ન રાખી.

મિનારો તઇયાર થયો.

કુંવરી એના ઉપર ચઢીને રોજ જમનાજીનાં દર્શન કરવા લાગી.

રાજાજીને સંતોષ થયો.

*

એ પછી દિલ્હી મુસલમાન સત્તા નીચે આવ્યું. મુસલમાનોએ અનેક હીંદુ મંદિરો, મકાનો અને મિનારાઓનો નાશ કર્યો. રાજાજીએ બંધાવેલો મિનારો પણ એમના સપાટામાંથી બચવા પામ્યો નહિ. એની ઘણી ભાંગફોડ થઇ. એ ખંડેર જેવો થઇ ગયો.

*

બારમી સદીના અંતમાં કુતૂબ-ઉદ્દ-દીન અઇબક દિલ્હીનો સુબો હતો. શાહબુદીન ઘોરીએ એને નીમ્યો હતો. અને પછી તો એ સર્વસત્તાધીશ થયો. પેલા મિનારામાં ફેરફાર કરી નવેસરથી બંધાવા માંડયો.

*

એના પહેલા ત્રણ માળ રાતા પથ્થરના છે, એના દરવાજા તથા આજુબાજુ ઉર્દુમાં સુંદર લખાણ છે. શાહબુદ્દીન તેમજ કુતુબદ્દીન અઈબકનાં નામ પણ એમાં નજરે ચઢે છે.

*

પહેલો માળ ખુબ ઉંચો છે. એની આજુબાજુ દરેક માળે ઝરૂખા છે અને તેમની નીચે પણ સુંદર કોતરકામ છે પહેલા માળનો ઝરૂખો જમીનથી ૯૫ ફુટ ઉંચો છે ને ત્યાંથી ચારે તરફનો સુંદર દેખાવ જોઇ શકાય છે.

*

કુતુબમિનારનો વ્યાસ છેક નીચે ૪૭ ફુટ ૩ ઈંચ છે અને છેક ઉપર આશરે ૯ ફૂટ છે, એ ઉપરથી સમજાશે કે એ નીચે જેટલો પહોળો છે તેટલો ઠેઠ સુધી નથી પણ જેમ જેમ ઉંચાઇમાં વધતો જાય છે તેમ તેમ સાંકડો થતો જાય છે.

એની એકંદર ઉંચાઇ ૨૩૮ ફૂટ છે. એના ઉપરના બે માળમાં સફેદ આરસ વપરાયો છે અને તે ફિરોજશાહ તઘલખે નવેસરથીજ બંધાવ્યા હતા. પાંચ માળ ઉપરાંત એના ઉપર એણે છત્રી બંધાવી હતી.

*

૧૮૦૩ના ઓગસ્ટની પહેલી તારીખે ધરતીકંપ થયો તેમાં આ મિનારાને ખુબ નુકશાન થયું. ઉપરની છત્રી તુટીને નીચે પડી ગઇ. પાછળથી એ છત્રી એક બાજુએ ગોઠવી છે કે જેથી તે કેવી હતી તેનો ખ્યાલ આવે.

*

કુતુબમિનાર દિલ્હીથી સાત માઇલ દુર છે. એ હિંદુસ્તાનનો ઉંચામાં ઉંચો મિનારો છે, એકવાર એ જોવા જેવો છે.

એની બાજુમાં ગુપ્તવંશના વખતનો લોહસ્થંભ છે તે પણ જોવા જેવો છે. એ આખો સ્થંભ એક વખતે ઢાળેલો છે. એનો વ્યાસ ૧૬ ઇંચ છે ને લંબાઇ ૨૩ ફૂટ ૮ ઈંચ છે, એ મહારાજા ચંદ્રે વંગ દેશ જીત્યો તેની યાદગીરીમાં વીષ્ણુપદ પર્વત ઉપર ઉભો કર્યો હતો એવું એના ઉપર લખાણ છે.

*

કેટલાક ઇતિહાસકાર કુતુબમિનાર જુના હિંદુ મિનારા ઉપર બંધાયો હોવાની ના પાડે છે, પણ એની નજીક બંધાવા માંડેલો ને અધુરો રહેલો અલાઇ મિનાર એ વાતની સાક્ષી પૂરે છે. એમાં અનેક હિંદુ તથા જઇન મંદીરો તોડીને પથ્થરો, થાંભલાઓ ને કમાનો વપરાયાં છે.

*

કુતુબમિનાર હિંદુસ્તાનનો ઉંચામાં ઉંચો મિનારો છે ને તે એક વખત જોવા જેવો છે.

નાગરદાસ ઇ. પટેલ

સંગીતની ધૂનમાં આનંદ મેળવ્યો. છેવટે ખુશી થઇ એ હજાર રૂપીઆની ભેટ પંડીતજીને આપી. આજે પણ જ્યારે તે થાકયો પાકયો હોય છે ત્યારે પોતાની મેળે ગાઇ વગાડીને થાક મટાડે છે.

તે અભ્યાસનો શોખીન છે. કંઇ ને કંઇ લખવાનું હજી પણ જારી રાખે છે. તેણે કેટલાંક નાટકો લખ્યા છે. આવા માણસોમાં તમામ પ્રકારની શક્તિઓ અને પ્રેમ જોઇ તમે આશ્ચર્ય પામશો. પણ તમારે વિચારવું જોઇએ કે એક મામુલી લુહારનો બાળક શ્રમ ને ખંતથી કેટલી ઉંચી પાયરી પર જઇ શકે છે!

હરિલાલ વ દોશી

## નાની બહેન

નાની બહેન રે! નાની બહેન!
રમો તમે કરતાં સુખ ચેન!
હસો તમે તો રાજી થાઉં
ઉંઘો તમે તો હાલો ગાઉં.
નાની બહેન રે! નાની બહેન!

ખિલખિલ સુંદર હસજો તમે,
ઘર તેજે ભરી દેજો તમે!
તમે હસો તે સૌને ગમે
હરખાતી બા તમને ચૂમે
નાની બહેન રે! નાની બહેન!

રમો રમકડાં આપું હજાર
તમ સાથે રમવા તૈયાર,
હસો રમો તે અમને ગમે
ઘર આખું અજવાળો તમે
નાની બહેન રે! નાની બહેન!

નાગરદાસ ઇ. પટેલ

# વિજ્ઞાન વિનોદ

## માણસનાં રૂવાં ભયને વખતે ખડાં કેમ થાય છે ?

માણસના રૂવાંના દરેક વાળનાં મુળ પાસે એક બહુ નાનો સ્નાયુ આવેલો છે. આ સ્નાયુ વાળનું હલન ચલન કરે છે. સાધારણ સંજોગોમાં આ સ્નાયુ વાળને સુતેલા-આડા પડેલા રાખે છે. પણ ભય જેવા વખતમાં આ સ્નાયુ ઉશ્કેરાય છે ત્યારે વાળ ઉપર દબાણ મુકે છે એટલે કે ખેંચે છે. તેથી વાળ સીધા ઉભા થાય છે. આ જાતનો ગુણ માણસે લાખો વરસો પહેલાં પ્રાપ્ત કર્યો હશે કારણ કે આ રીતે વાળ ઉભા કરીને તે પોતાના દુશ્મનને બ્હીવડાવી શકે.

*　　　*　　　*

## રબ્બર પેન્શીલના ડાઘ કેવી રીતે કહાડે છે ?

જ્યારે એક ચીજ બીજી ચીજ સાથે ઘસવામાં આવે ત્યારે એની વચ્ચે ઘર્ષણ થાય છે તેથી નરમ વસ્તુ ઘસાઇ જાય છે. જો એક ચીજ બીજા કરતાં ઘણી સખત ઘસે તો ઘસારાનું પ્રમાણ ઘણુ વધારે થશે અને જો બેઉ ચીજો લગભગ સરખી કઠણ નરમ હશે તો ઘસારાનું પ્રમાણ ઘણું જ થોડું હશે. એક ઈંટનો ટુકડો પણ કાગળ પરથી પેન્શીલનો ડાઘ કાઢી નાખે પણ તે કાગળને ઘણો ઘસી નાખે કારણ કે તે કાગળ કરતાં ઘણોજ કઠણ હોય છે. રબ્બર કાગળના ડાઘા સારી રીતે કાઢી નાખે છે કારણ કે રબ્બર કાગળ તથા પેન્શીલના ડાઘ કરતાં સહેજ જ કઠણ હોય છે. રબ્બર પેન્શીલનો ડાઘ તથા જરાક કાગળ ઘસી નાખે છે. અને તેમાં બીજો પણ એ ગુણ આવેલો છે કે જ્યારે તેને કાગળ પર ઘસવામાં આવે છે ત્યારે તે સરકી જતું નથી પણ ઘસાય છે.

*　　　*　　　*

## હલકું પાણી અને ભારે પાણી કેવી રીતે ઓળખાય ?

ભારે પાણીમાં ખનીજ પદાર્થો વધારે પ્રમાણમાં આવેલા હોય છે અને ખાસ કરીને ચુનો. જો કે ચુનો જોઇ શકાતો નથી, પણ તેનું અસ્તિત્વ બહુ જ સહેલાઇથી જાણી શકાય છે. ચુનાવાળા પાણીમાં સાબુનું ફીણુ બહુ જ ઓછું અથવા નહી જેવું ચઢે છે. હલકા પાણીમાં ખનીજ પદાર્થો બહુ થોડા પ્રમાણમાં હોય છે અને તેથી જો સાબુ તેમાં ઘસવામાં આવે તો એકદમ ખુબ પ્રમાણમાં ફીણુ વળશે.

**બાટલીમાંથી પાણી બહાર રેડીએ છીએ ત્યારે અવાજ કેમ આવે છે ?**

બાટલીઓના ગળાં સાંકડાં બનાવેલા હોય છે અને તેથી પાણીને બહાર નીકળવાને બહુ નાનો રસ્તો મળે છે. જેમ થોડુ પાણી બહાર નીકળે છે. તેમ બાટલીમાં જગા પડતી જાય છે આ ખાલી પડેલી જગા પુરવા બહારથી હવા અંદર ધસે છે. આવી રીતે પાણીને બહાર નીકળવા માટે અને હવાને અંદર જવા માટે લડાઇ ચાલતી હોય છે. બાટલીમાં જે હવા દાખલ થાય છે તે બહુજ થોડા પ્રમાણમાં હોય છે, ખરી રીતે તો તે નાના નાના પરપોટાજ હોય છે. આ હવાના પરપોટાની બાટલીમાં દાખલ થવાની લડાઇ એજ બુડબુડ અવાજ કરે છે.

* * *

**ઉંઘ સીવાય માણસ ક્યાં સુધી જીવે ?**

માણસ ઉંઘ સિવાય કેટલો વખત સુધી ચલાવી શકે તે દરેક માણસના ઉપર આધાર રાખે છે અને તે દરેક માણસમાં જુદો જુદો હોય છે પણ ઘણોખરા માણસો તો એક અઠવાડિયા પહેલાંજ ખલાસ થઇ જાય છે. ચીનમાં આવો એક દાખલો નોંધ ઉપર છે. તેમાં એક માણસની ઉંઘ બીલકુલ છીનવી લેવામાં આવી હતી. અને પછી તેને અતીશય પીડાને લઇને મારી નાંખવામાં આવ્યો હતો. આ માણસને ભોંયરામાં કેદ કરવામાં આવ્યો હતો અને તેને તેના વાલીઓએ તેને બીલકુલ ઉંઘવા ન દીધો. આઠમે દીવસે તો આ માણસની પીડા એટલી બધી વધી પડી કે તેણે પોતાને એકદમ મારી નાખવા માટે આજીજી કરી અને તે પ્રમાણે તેને મારી નાખવામાં આવ્યો હતો.

* * *

**ધુળ શું છે અને ક્યાંથી આવે છે તેની સ્પષ્ટ સમજણ.**

જ્યારે કોઈ પણ બે ચીજો ઘસાય ત્યારે અમુક પ્રમાણમાં તેમને ઘસારો લાગે છે જોઇએ તો આ ચીજોમાં ગાડાનું પૈડુ રસ્તા પર ઘસતું હોય, અથવા તો હીંચકો તેના કડાં પર ઝુલતો હોય વિગેરે વિગેરે. હમેશાં જે પોચી ચીજ હોય છે તે જલદી ઘસાય છે જ્યારે કઠણ ચીજ થોડી ઘસાય છે અને હંમેશાં કઠણ ચીજ પોચી ચીજને જલદી ઘસી નાખે છે. આ ઘસારાથી પોચી વસ્તુનાં જે બારીક રજકણો થાય છે તે હવામાં ઉડતાં ફરે છે. આ રજકણોને આપણે ધુળ કહીએ છીએ. હંમેશા આવી કેટલીએ ચીજો ઘસાતી હશે. આથી એ સ્પષ્ટ થાય છે કે ધુળ એ કોઇ પણ એક પદાર્થની બનેલી હોતી નથી. પણ તેમાં લગભગ દુનિયાપર જે જે ચીજો છે એ દરેક ચીજનાં રજકણો હોય છે.

પુરૂષોત્તમ છ. પટેલ, બી. એસ. સી.

નવરાત્ર અંક



પુસ્તક ૩૩મું | ઓક્ટોબર : ૧૯૩૯ | અંક ૨ જો

# સબહી તેરા

❀



સબહી તેરા, પ્યારે પ્રભુ, સબહી સબહી તેરા !
સબહી તેરા-એક હરિનામ મેરા !

માતા, પિતા, બંધુ, ભગિની, સબહી પ્રાણપ્યારે !
આજ દિસે, કાલ નાહીં-નાશવંત સારે......

બુદ્ધિ, ચિત્ત, અહંકાર, વાણી, કર્મ કાયા,
તેરી સત્તા કે અધીન, પ્યારે યદુરાયા !

ધન, ઐશ્વર્ય, માન, કીર્તિ-તેરી કૃપા સારી !
તૂ હી દેતા લેતા, મૈં તો તુચ્છ હૂં ભિખારી !

છાંડુ જગત, છાંડુ માયા, છાંડુ સબ સંસારા—
કહે રેહાન, અબ તો મોંકો બદામન હી પ્યારા !

એક બહેન

# નવરાત્ર

આવી આવી નવરાત,
જાગી જગદંબા માત,
ભારત ભૂમિની ભવ્ય ભામિની.

માર્યાં અસૂર માત અંબિકા ભવાની,
શક્તિસ્વરૂપ માત ચંડિકા ભવાની,
આજે પૂજે સહુ માત,
રમે રમણી રળિયાત,
ભારત ભૂમિની ભવ્ય ભામિની.

આસો અજવાળિયાં આંગણિયે ઓપતાં,
સુન્દરીનાં વૃંદ વૃંદ શેરીમાં શોભતાં,
જામે જામે જયમ રાત,
ઝીલે રમણી રસવાત,
ભારત ભૂમિની ભવ્ય ભામિની.

પ્રેમે પરાળાં પાદણનાં લાવતી,
ઓઢી કસુંબલ ચુંદડી કો આવતી;
જોવા જેવી એ ભાત,
જૂદી જૂદી એ જાત,
ભારત ભૂમિની ભવ્ય ભામિની.

ભૂલીને ભેદ રાય રંક સહુ રમંતાં,
ઝીલી રસતાલ એક સાથમાં હસંતાં,
એવી જોઇ નવરાત,
રાસ રસિયાંની જાત,
ભારત ભૂમિની ભવ્ય ભામિની.

વીરતાનો વારસો માનવ જગ તારે,
શકિત સ્વરૂપ નારી ગૃહે ગૃહે ઉતારે,
સાચી ચંડિકા માત,
સાચી શક્તિની જાત;
ભારત ભૂમિની ભવ્ય ભામિની.

શ્રી. ગોકુળદાસ રાયચુરા

# મેનાનું મનોરાજ્ય



જલભર ખાતલ તીરે એકલી,
વન ગજવું હું નાનકડી;
મધુર મધુર દિલ વહે લહરીઓ,
પાંખ ફૂટે હો લાડકડી:—જલભર૦

નાનકડું મન્દિર સજાવું,
હૈયાની શય્યા બિછાવું;
મનોહરી મૂર્તિ પધરાવું:

રસ-છલકાતી ફૂલવાડીની,
છોટીશી હું ગુલછડી:—જલભર૦

નાનકડી કુંકુમપગલી એ
ઘૂમું પેલી કુંજનગલીએ;
છાબ ભરૂં નાનકડી કળીએ:

તરવર-તરવર કર અંગુલિએ,
માલા ગૂંથું નાજુકડી:—જલભર૦

નાનેરૂં મન્દિર: નાનેરી માલા:
નાનકડી, ઝુલઝુલશી બાલા:
નાનકડે દિલ, દેવ રસાળા !

દિલના-દેવની ખનું આરતી,
ઝગમગ જ્યોતશી વિજળડી:—જલભર૦

કેશવ હ. શેઠ

# પુણ્યવન્ત  ધોબીડો

[ લેસ્ની ]

એના જીવન-ગોખમાંહિ જગે,
આશા ને સત્ય કેરો દીવડો;
હિંસા ને ઘોર પાપ બૂવે જગે,
ત્યાગી ને પુણ્યવન્ત ધોબીડો.

યોગી શા બુદ્ધ સમા સાધુજનો તણા
પાઠો ભૂલેલ વિશ્વને, એ પઢાવવા
આવ્યો એ પ્રેમ-સત્ય પોથી ધરી,
અંધારા હિન્દને ઉજાસવા. (૧)

કોટિકરોડ બંધુ-બ્હેનો ગુલામીમાં,
નીચાં ઝૂકી પડેલ સત્તાના પાશમાં;
"ઊઠો ! ઊરાડો ઊંઘ !" આવી કહે,
અંધારા હિન્દને ઉજાસવા. (૨)

રોટી વિના મરન્ત લાખ્ખો ગરીબ કાજ
કે'તો એ "ઘેર ઘેર રેંટિયો વસાવો આજ!"
ખાદી ને આત્મશુદ્ધિ મંત્રો દઇ,
અંધારા હિન્દને ઉજાસવા. (૩)

નેકી ને એકતા અખંડ તણો ચાહનાર,
આઝાદી-દીપ લઇ દેશે એ ઘૂમનાર;
'લાડકા અનેકના અનંત જીવજો.'
અંધારા હિન્દને ઉજાસવા. (૪)

'હસિતમ'




[ રાગ:—' પનઘટ ભરવાના કોડ. ' ]

મંગલ પ્રભાતે માત ! સ્થાપનની હોંસ મ્હને !
મંગલ પ્રભાતે માત ! પૂજનની હોંસ મ્હને !—૧

શ્રીફળ-ફોફળ-કુમકુમ અક્ષતે વધાવતી રે !
ધૂપ-દીપ, પુષ્પ-માળ હું ઉતારૂં આરતી રે !
મંગલ પ્રભાતે—૨

માથે હેમ-કળશ, ને જ્યોત ઝગમગતી રે !
નવખંડ ઘૂમે મૈયા અસુરો સંહારતી રે !
મંગલ પ્રભાતે—૩

ઓજસ-અંબાર ભરી દિવ્ય વિશ્વ-જનની રે !
બાલ-યુવા-વૃદ્ધ માંહે ચેતન તું પ્રેરતી રે !
મંગલ પ્રભાતે—૪

સંધ્યા રંગે સિંદૂરી શોભે શી ચુંદરડી રે !
સુંદરીઓ રાસ રમે, ફરતી કુંદરડી રે !
મંગલ પ્રભાતે—૫

હોમ ને હવન-પાઠ, ધૂન શી મચી રહી રે !
વરસાવો માત ! અમી-વૃષ્ટિ દયા-ભરીતી રે !
મંગલ પ્રભાતે—૬

સૌ. સવિતાલક્ષ્મી હં. શુક્લ



# શહેરને સલામ*

( ઢાળ : 'શ્યામ રંગ સમીપે જાઉં, મારે આજ થકી' )

શહેરમાં ન હું તો કદી જાઉં,
                    બ્હેની ! આજ થકી
                              શહેરમાં ન હું તો કદી જાઉં.

આવડીશી જાત વેચી સેવા કરૂં હું,
        ધાનના વનેખાંય મારૂં–બ્હેની ! આજ થકી૦

વ્હાણું વાયું ને જાઉં મિલની મજૂરીએ,
        બળતા બપોરે થોડું ખાવું–બ્હેની ! આજ થકી૦

અંધારી કોટડીમાં ધૂળ ધૂળ ખાવી,
        સાંજે ચુસાઇ ઘેર જાવું–બ્હેની ! આજ થકી૦

છોરાં ફરે છે કયાંય, જાણે શું માવડી,
        સાસુને ઢબરાં ખવાડું–બ્હેની ! આજ થકી૦

સીતા સમાણી થઇ આબરૂ શેં રાખવી ?
        રામજીનું જ્યાં ન રખેવાળું–બ્હેની ! આજ થકી૦

સાંચા ઘસાય ને ઘસાય દેહ દોહલી,
        રાતડિમાં છોરૂં ભેગાં થાવું–બ્હેની ! આજ થકી૦

રાતડી અધરી, નિંદ આવી ન આવી,
        આંધિળિયે વ્હાણે ઝટ જાવું–બ્હેની ! આજ થકી૦

થરથરતી કાયા ને કળકળતી આંત્રડી,
        મોત કહે ઝટ તને ખા-ઉંબ્હેની ! આજ થકી૦

સુંદરલાલ ઠા. પરીખ

---

* લેખકના 'સૂર્યમુખી' નામે ગીતસંગ્રહમાંથી.



# રાધાજીનો થાળ

આવાં રૂડાં શરદ સમે નવરાત કે નંદજીને આંગણે રે લોલ....
રાધાજી થાળ ભર્યો લઈ જાય ચલાણે ચૂરમા રે લોલ....
પ્રભુજી ક્યાં ઉતારું થાળ ? કે ક્યાં આરોગશો રે લોલ....
રાધાજી આસો રે પાલવને હેઠ કે ત્યાં બેસી જમશું રે લોલ....
પ્રભુજી કાગે બોટયાં અન્ન કે કેમ આરોગશો રે લોલ....
પ્રભુજીને ચટકે ચડી ગઈ રીસ રાધાજીને મારીઆં રે લોલ....
રાધાજી રોતાં આવ્યાં ઘેર અંધારે ઓરડે રે લોલ...
પ્રભુજી હસતા આવ્યા ઘેર ઉઘાડો રાધા બારણાં રે લોલ....
જાઓ જાઓ નહિ રે ઉઘાડું બાર કે જાઓ પાછા વળી રે લોલ....
રાધાજી ઝરમર વરસે મેઘ ભીંજાયે મ્હારાં મોળીયાં રે લોલ...
પ્રભુજી મોળીયાં ઉતારો નેવાં હેઠ કે જાઓ પાછા વળી રે લોલ....
જાણું જાણું માનેતીને મો'લ પછી થાશે ઓરતા રે લોલ....
પ્રભુજી એક મગની બે ફાડ કે ભાગી નહિ ભળે રે લોલ....
રાધાજી વિષે રે સિંચાવો દ્રાક્ષ કે મિઠ્ઠી નહિ મટે રે લોલ....
પ્રભુ દૂધે રે સિંચાવો લિમ્બ કે કડવો નહિ મટે રે લોલ...
આવાં રૂડા સરોવરિયાંની પાળ કે ત્યાં બે બગલડા રે લોલ....
બગલાં ઉડી રે ગયાં આકાશ અબોલડા લઈ ગયા રે લોલ....

સૌ. જસંતિકા બક્ષી




પનઘટ વાટે હું ગઇ'તી, સાહેલડી,
લટકે મટકે લઇ મટકી !
કૂવાને કાંઠડે કા'નો, સાહેલડી,
જોતાં જોતાં મટકી પટકી !

ભીંજી કંચુકી, ભીંજી ચુંદલડી,
ભીંજી અલકલટ લટકન્તી !
નેણાંશું નેણાં નાચ્યાં, સાહેલડી,
ભૂલી, અબોલ ઊભી અટકન્તી !

ચૌદે બ્રહ્માણ્ડ ત્યાં દીઠાં, સાહેલડી,
નેણ નટન્તાં નટવરની !
ઘટ–ઘુંઘટપટ ખોલી, સાહેલડી,
રશ્મિ રમન્તી રસવરની !

પનઘટ વાટે હું ગઇ'તી, સાહેલડી,
લટકે મટકે લઇ મટકી !

રસિક ચિ. ત્રિપાઠી.



# ગરબામાં ગુર્જરી અજોડ

[ રાગ: ડુંગરોમાં બોલે છે મોર ]

પૂર્ણિમાની પિયૂષ પાતી રાતડી રળિયામણી;
કોક રસિક કાળજે કરોડ:
ગરબામાં ગુર્જરી અજોડ.
ગોળ ગોળ ઘૂમતી ને ગાતી કૈં ગીતડાં;
જગમાં જડે ન એની જોડ:
ગરબામાં ગુર્જરી અજોડ.
ફેલાસરેલ ભાવમાં અભિનયે મનોહરી;
અલબેલો અંગનો મરોડ:
ગરબામાં ગુર્જરી અજોડ.
તાળીઓના તાલ લેતી ભાવથી સુહાગિની;
શોધી જડે ન ક્યાંય ખોડ:
ગરબામાં ગુર્જરી અજોડ.
ઉરભાન ભૂલતી ભુલાવતી અનેકને;
પુણ્યના પ્રકાશનું પરોઢ:
ગરબામાં ગુર્જરી અજોડ.
આથમે નિરાશ એ નિહાળતાં સુદૃશ્યને;
કરે કો ગુર્જરીશું હોડ ?
ગરબામાં ગુર્જરી અજોડ.
હૃદય હૃદય સંસ્કૃતિની ભાવના પ્રસારતી;
પ્રભુજી પૂરો એના કોડ:
ગરબામાં ગુર્જરી અજોડ.

મૂળજીભાઇ પી. શાહ



# ફૂલના હિંડોળા*

[ ઢાળ : ન્હાની ફંકાવીને ફૂલડાં એ થાડાં ]

કૃહાનાની મોરલી ને ફૂલના હિંડોળા,
મોરલીના શબ્દ મીઠા ઝીલજો રે લોલ:
—કૃહાનાની મોરલી૰

ચંદ્ર સમા ચળકંતા દીપકો મઝાના,
ચંપાનો ફૂલભર્યો હીંચકો રે લોલ:
—કૃહાનાની મોરલી૰

યમુનાને કાંઠડે વ્રજની ગોપાંગના,
મોરલી, મૃદંગ, છંદ ઝીલજો રે લોલ:
—કૃહાનાની મોરલી૰

દિવ્ય ઉર વાસનાના ધૂપ છે સુગન્ધી,
રાગ ને પરાગભર્યો વીંઝણો રે લોલ:
—કૃહાનાની મોરલી૰

પૃથ્વીથી દૂર દેવ અન્તરની આંખમાં,
પૂજન કરૂં છું પ્રભુ રીઝજો રે લોલ:
—કૃહાનાની મોરલી૰

શાંતિભાઇ સારાભાઇ ઓઝા, એમ એ.

* " વીણાના સૂર " નામે છપાતા લેખકના ગીતસંગ્રહમાંથી.

# માતૃચરણે

લેખિકા :
શ્રી. કોકીલાબ્હેન દુર્ગેશ્વર ત્રિવેદી

માતા તું સૃષ્ટિકાલે, અજ–ગૃહ–ગૃહિણી રાજસી રક્તવર્ણી,
રક્ષાકાલે તું અંબા હરિહૃદય રહી, સાત્વિકી શ્વેતરંગી;
ક્રોધી કાળી બનંતી પ્રલય સમયે, રુદ્રરાણી બનંતાં,
કાલીરૂપે જુદેરી મનુજ મન ગમી એક આદ્યા છતાં માં.

સૃષ્ટિના આરંભકાળમાં રાજસ ગુણયુક્ત થઈ, રક્ત વર્ણવાળી સાવિત્રી, (બ્રહ્માણી-રૂપે) બ્રહ્મપત્ની, અને સૃષ્ટિના રક્ષણકાળે વિષ્ણુના હૃદયમાં વાસ કરનારી, સાત્વિક ગુણયુક્ત શ્વેતવર્ણા તથા સંસારના પ્રલયસમયે ખૂબ ક્રોધયુક્ત બનનારી રુદ્રની પત્નીરૂપે વિચરનારી કાલી, એમ જુદા જુદા સ્વરૂપે મનુષ્યોના મનમાં ગમી ગયેલી, છતાં એક અને આદ્યશક્તિ-રૂપે જ તું છે.

નિધે નિત્ય સ્મરે, નિરવધિ ગુણે નીતિનિપુણે,
નિરાધાત જ્ઞાને, નિધનપર–ચિત્તૈક–નિલયે;
નિરાલી બંધોથી નિખિલ નિગમોથી સ્તુતપદે,
નિરાતંકે નિત્યે શ્રવણ કર મ્હારી સ્તુતિ શિવે.

નિધિસ્વરૂપ ! સદા સ્મરણયુક્ત, હે અનંત ગુણવાળી ! નીતિનિપુણ ! હે સર્વજ્ઞે ! હે આત્મના હૃદયમાં વાસ કરનારી ! હે બંધનથી મુક્ત ! (મુક્તિરૂપે) હે વેદાન્ત સ્તુતપદે ! હે નિર્ભયે ! હે નિત્યે ! જેવી રીતે વેદાદિ ત્હારી સ્તુતિ કરે છે અને તે તું સાંભળે છે, તેમ મ્હારી સ્તુતિને પણ સાંભળ !

પ્રદીપજ્વાલા એ દિનકર તણી આરતી ઉતરે,
સુધાસ્વામી કેરું શશિમણિ જલે અર્ઘ્યજલ છે.
લઈને અંભોધિ જલ અનિલ પાછો વરસતાં
નદીદ્વારા પૂજે, ત્યમ તુજ બને, આ સ્તુતિ શિવા !

હે જનનિ ! જેવી રીતે દીપતેજથી સૂર્યની આરતી થાય છે, ચંદ્રના કિરણોથી જ ઉત્પાદિત થતા ચંદ્રકાન્તમણિથી ચંદ્રનું અર્ઘ્યપૂજન થાય છે અને પોતાના જ પાણીથી વરસાદ વરસતાં નદીરૂપે સમુદ્રનું પૂજન થાય છે, તેમ તમારી જ વાણીથી આ તમારી સ્તુતિ થાય છે. અર્થાત્ હે શિવા ! હે કલ્યાણિ ! ત્હારું ત્હને જ અર્પણ થાય છે.

ધરન્તાં શીર્ષે જે મુકુટ સમજીને ઉપનિષદો,
દયાળી મારે ને શિર પર ધરો પાદયુગલો;
યતું જેનું પાદ સ્મરહર શિરસ્થા સુરધુની,
અને લાક્ષા લક્ષ્મી હરિશિરતણી છે મણિ રુચિ.

હે માતા! વેદના મસ્તિષ્કરૂપી ઉપનિષદો જેને મુકુટ તરીકે પોતાના શિર પર ધારણ કરે છે અને જેનું પાદ્ય મહાદેવજીની જટામાં વસેલી ગંગા છે, ' તથા 'જેનો અળતો ( પગે લગાડવાનો લાલ રંગ, મેંદી ) શ્રી વિષ્ણુના મુકુટમાંનો ચૂડામણિ છે એવાં આપનાં ચરણો મારા શિર પર દયા કરીને મૂકો.

થતા પાયારૂપે અજ હરિ તથા રુદ્ર, શિવ એ,
પ્રભાથી શર્વાણિ! તુજ પતિ થયા આદરપણે,
તમારી છાયાનું પ્રતિફલન થૈ લાલ દિસતાં
થતો સાક્ષાત દેહી, સમ રસપ આશ્ચર્ય ધરંતા

બ્રહ્મા, વિષ્ણુ, રૂદ્ર અને ઇશ્વર એ ચાર ( મહાપ્રેત ) દેવતાઓ તમારા પલંગના પાયારૂપે છે અને સદાશિવ પોતાની શ્વેત પ્રભાથી પલંગ ઉપરનું આસ્તરણ થાય છે, તે શ્વેત પ્રભામાં તમારા શરીરની લાલિતાનું પ્રતિબિંબ થવાથી જાણે સાક્ષાત્ શૃંગારરસ ન હોય તેમ નેત્રોને કુતૂહલ થાય છે.

શ્રીમદ્ ભગવાન શંકરાચાર્યની સૌંદર્યલહરિના ઉપરના 'શ્લોક' છે. શ્રી જગદંબા લલિતાદેવી–મહાત્રિપુરસુંદરીના સ્વરૂપ–શક્તિ વિષેનો ખ્યાલ આપે છે. "સકલ વિશ્વ શક્તિના આધારે જ પોતાની ગતિ કરી રહ્યું છે. અને વિશ્વમાં નજરે પડતી જે કંઇ પ્રતિભા, સંસ્કારિતા, ઉચ્ચતા કે પવિત્રતા છે, તે એજ એક આદ્યશક્તિ પર્વતમાંથી વહેતી નદીઓ રૂપે છે. વિશ્વમાં દરેક ગૃહમાં એ જ પરમ શક્તિ માતારૂપે, ભગિનિરૂપે, પત્નિરૂપે અને પુત્રીરૂપે વસી રહી છે. સ્ત્રીઓમાં પોતાની આદ્યશક્તિનું જોમ જાગ્રત થાય, પોતાનું પવિત્ર વાત્સલ્ય સ્થાન તેઓ દીપાવે અને વિશ્વને પોતાની અમર પ્રેરણાથી પાવન કરે એવા કંઇક હેતુઓથી આપણાં વ્રતો–ઉત્સવો યોજાયલાં દીસે છે. નવરાત્રિ એ આપણો એવો જ પવિત્ર (વ્રત) ઉત્સવ છે, નાગરોમાં તો ખાસ તે દરેક ગૃહમાં સ્થાપિત થયેલો છે, અને એનો આનંદ–ઉત્સાહ અનેરોજ હોય છે. માતાજી ગરબાથી બહુજ પ્રસન્ન થાય છે, અને નવરાત્રિમાં જે ગરબાની રમઝટો જામે છે, તે જાણે સારાયે વિશ્વને આનંદ–અનેરી મસ્તીથી હિંચોળે છે–જીવનને ઉલ્લાસથી ભરી દે છે. શક્તિપૂજા દરેક દેશમાં જુદે જુદે સ્વરૂપે પ્રચાર પામેલી છે. માને આંગણે–માની ગોદમાં સ્ત્રી–પુરુષનો ભેદભાવ રહેતો નથી. બંનેના ઉપર એકજ સરખી અમિમય દૃષ્ટિથી માનું વાત્સલ્ય વરસે છે. વિશ્વનાં વિષ ત્યાં પ્રવેશ્યાં નથી. ઉપરના શ્લોકથી સ્તુતિ કરનાર અને શક્તિમતનું ખંડન કરનાર સમર્થ જ્ઞાની શ્રીમદ્ આદ્ય શંકરાચાર્યે એક વખત કેવળ બ્રહ્મને જ માની તેની શક્તિની અવગણના કરી. અને શંકરના દેવાલયમાં કેવળ સદાશિવને જ પ્રણામ કર્યા. આથી તેમના અભિમાનનું ખંડન કરવા શ્રી જગદંબાએ હેમના શરીર–મન–બુદ્ધિ અને આત્માની દરેક શક્તિઓને પોતાના અંશરૂપે બોલાવી લીધી. આથી તેઓ જડવત્ કંઇપણ સ્ફૂર્તિ વિનાના સંજ્ઞાહીન થઇ પડયા. અને ત્વરિત હેમને સંપૂર્ણ જ્ઞાન થયું. અને ત્યાં પડયે પડયે જ હેમણે ક્ષમા અપરાધ સ્તોત્ર બનાવી શ્રી જગદંબાને પ્રસન્ન કર્યાં. આંધળી શ્રદ્ધાને ચીલે ચાલી અનેક કુતર્કોને પોષનાર

કરતાં આવા એક ટેકી સમર્થ પુત્ર માને વધુ પ્રિય હોય છે. અને તેઓએ પ્રસન્ન થઇ તેમને આશિષ આપી. ત્યાર પછી ઘણાં સ્તોત્ર જેમાં અનેક રસથી વાચકનું હૃદય, બુદ્ધિ ને આત્મા તરબોળ થઇ જાય, તેવાં ત્હેમણે રચી, શ્રી જગદંબાની ભક્તિ કરી તેમના જ્ઞાનનો પ્રચાર કર્યો. છેવટે તેમની જ વાણીમાં આપણે, માતાજીની સમીપ પહોંચીએ.

આરાધિતા ન વિધિથી વિવિધોપચારે
ના, ના, કરી સ્તુતિ કદી પછી શું સ્તવે યે !
સ્વામે કરે મુજ પરે જરી શી દયા રે !
તો તે ત્હને ઉચિત છે જગદંબિકે રે !

પડયે વિપત્તિ સ્મરતો ત્હને હું, શિવે ! દયાર્દ્રે ! જગદંબિ કે તું
ના ધારજે દુષ્ટ મ્હને જરાયે ! ક્ષુધાર્ત બાલો જનની સ્મરે છે.

જગદંબ વિચિત્ર અત્ર શું ! થઇ પૂરી કરુણા કદી બને,
અપરાધ પરંપરા ભર્યો, નહિ માતા કદી પુત્રને તજે
પાપી મ્હારા સમો નહિ, પાપહારી ન તું-સમી.
કહી, કોઇ, પછી લાગે ત્હને તે કર પાર્વતિ !

---

## ભીષણ નાદ

[ મ્હારી વીણા તણા તારો (એ રાગ) ]

ભીષણ નાદ ક્યાંથી આવે, આ સિંહ ગર્જાવે.
ભયભીત કેમ જણાય સહુ વિશ્વમાં
ચંદ્ર, સૂર્ય, ઇન્દ્ર, ડોલે કેમ સ્વર્ગમાં (૨) ભીષણ૦

(સાખી) ઘોર તપી તપને બન્યો, માત મહિષાસૂર;
રાજ્ય છિનવી સ્વર્ગનું, રહાલે માત અસૂર.

સહુ દેવતાઓ દીન બની, ઋષિ મુનિઓ લીન બની
માતને સ્તવે જઇ વનમાં (૨) ભીષણ૦

(સાખી) યજ્ઞ, સ્તોત્ર, જપને વળી, વ્રત ઉપવાસ અનેક,
પૂજન કરતાં માતનું, ધરીને હૃદયે ટેક.

પ્રકટી શક્તિ દિવ્ય ત્યાંહિ ! કરી સિંહ ઉપર સ્વારી
માર્યો મહિષાસુર ભારી, કરી ગર્જના (૨)
ચંદ્ર, સૂર્ય, ઇન્દ્ર, ડોલે કેમ સ્વર્ગમાં, ભીષણ૦

કીકીબ્હેન દુર્ગેશ્વર ત્રિવેદી

## બે સ્ત્રીઓનો સંવાદ

[ પદ—જાય છે, જાય છે; જાય છે રે; એ લય.]

કેમ કરૂં કેમ કરૂં કેમ કરૂં રે; હું તે મારો સુધારો શું કરૂં ?
બૈરાંની જાતને ઘરમાં કામોનું, વળગ્યું છે એક મોટું જોતરૂં રે;
સવારથી સાંજ સુધી, આંધળા ધંધામાં, કુટાઇ કુટાઇને હું મરૂં રે;
ચોપડી લઇ હાથમાં બેસવા વિચારું ત્યાં, ઘરમાં રડી ઊઠે છોકરૂં રે;
દહાડો એકાદ ગયો હોય નહિ ત્યાં તો, આવે મહેમાન અણુનોતર્યું રે;
માંદું સાજું કોઇ ને કોઇ હોય ત્યાં, નીકળે જનાક કરી વૈતરૂં રે;
બીજું નહિ તો ક્હીંથી રોવા કૂટવાનું, જાગ્યું જ છે નાતમાં લફરૂં રે;
એવા સંસારમાં શું શીખું, શું વાંચું, સીવું શું કે ભરતો ભરૂં રે;
શીખીશું, સુધરીશું પેલે અવતારે, મળશે જો ત્યાં બધું પાંશરૂં રે.

બીજી સ્રી:—

થાય છે સુધારો થાય છે રે, એવા સંસારમાં પણ થાય છે;
આગ્રહ જો આપણે મનથી ધરીએ તો, તેવામાં પણ સુધરાય છે રે;
પ્રતિકૂળતામાં રહેવા છતાં પણ, કંઇક સ્રીઓ સુધરતી જણાય છે રે;
મિથ્યા લખારા કરવાના છોડી, વાંચવા ધારો તો વંચાય છે રે;
આગલી પાછલી સંભારવી મૂકી, શીખવા માંડો તો શિખાય છે રે;
નકામા કામને હાથમાં ન લો તો, ઉપયોગી કામ કરી શકાય છે રે;
મિથ્યા વ્યવહારથી આપણે છૂટવા, ચહીશું તો સહેજે છુટાય છે રે;
કામો કરવા કરતાં તેના વિચારમાં, સમય નકામો બહુ જાય છે રે;
જોતાં વિવેકથી આપણને આપણી, ભૂલો સહજમાં સમજાય છે રે;
વ્યવહાર આપણા, ન આપણે સુધારતાં, તેથી મન આપણું મુંઝાય છે રે;
સારાં સારાં કામ કરવાનો ઉદ્દેશ, આપણાથી ફિર જો રખાય છે રે;
તો તો આ સંસારમાંહી રહ્યાં છતાં, ધાર્યો સુધારો કરાય છે રે.

શ્રી. જ. દેવી

# શક્તિપૂજા

લેખક:
ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ

ગરબા, એ ગૂજરાતની ખાસ કળા છે. કવિવર રવીન્દ્રનાથ ટાગોર એનાથી મુગ્ધ થાય છે અને ઉદયશંકર એના જુદા જુદા પ્રકારોનું પોતાનાં નવા નૃત્યમાં અનુકરણ કરવા ઝંખે છે. અમેરિકામાં જ્યારે એક ન્હાનકડા ગરબાનો પ્રસંગ એમણે પોતાના નૃત્યના કાર્યક્રમમાં ઉતાર્યો ત્યારે ત્યાંનાં રસિક પ્રેક્ષકો એટલાથી પણ ખુશ ખુશ થઈ ગયા હતા એમ એમના સંગીતાચાર્ય શ્રીયુત શીરાલી મ્હને કહેતા હતા.

શ્રયુત કનુ દેસાઇનું ગરબાનું ચિત્ર શ્રીયુત રામાનંદ ચેટરજીએ મોડર્નરિવ્યુના એક અંકમાં લીધું ત્યારે એની પિછાન કરાવતાં એમણે લખ્યું હતું કે "પ્રકાશ રંગ અને ગતિનાં અનેક રૂપોથી અને ગીત, તાલ અને લયનાં માધુર્યથી ગરબો અજબ આકર્ષણ કરે છે."

નૃત્યના મુખ્ય બે પ્રકાર છે: તાંડવ અને લાસ્ય-શિવે તાંડવ નૃત્યમાં પ્રવીણતા મેળવી હતી અને પાર્વતીએ લાસ્ય નૃત્યમાં. પછી પાર્વતીએ એ લાસ્ય નૃત્ય દ્વારકાની યાદવ સ્ત્રીઓને શીખવ્યું અને એમની પાસેથી સૌરાષ્ટ્ર અને ગૂજરાતમાં એ પ્રસર્યું છે, એમ પૌરાણિક દંતકથા છે.

ગરબા મૂળે તો માતાજીની પૂજારૂપે હતા. હજી નવરાત્રિમાં જ એનું ખાસ મહાત્મ્ય છે, પરન્તુ વર્તમાન નારીજીવનના વિકાસ સાથે સાથે, ગરબાએ પણ નાના પ્રકારનાં અસંખ્ય નવાં નવાં રૂપ લીધાં છે. આજકાલ ભાવ અને અભિનય નૃત્યનો નવો અવતાર ગુર્જર રમણીઓએ એને આપ્યો છે અને શિષ્ટ સાહિત્ય અને શાસ્ત્રીય સંગીત મેળવીને, ગરબાઓ દ્વારા એમણે એક ઉચ્ચ સૌન્દર્ય દર્શનથી પ્રજા સમસ્તને સંસ્કારી અને ઉન્નત બનાવવાનું શરૂ કર્યું છે. મહાન રશિયન ચિત્રકાર રોરીકનું વચન છે કે "સૌન્દર્ય જ જગતને બચાવશે અને દિવ્ય બનાવશે."

શક્તિ તો સર્વવ્યાપક છે. પ્રજાજનોનાં હૃદયમાં પણ એ બિરાજે છે. ગરબા, સાચે જ એ હૃદયબળને શુદ્ધ કરનારા; સાત્વિક તેજ આપનારા અને ભક્તિરસને વધારનારા નીવડો એવી નવરાત્રિના શુભ પ્રસંગે આપણે પ્રાર્થના કરીશું.

## જગદમ્બાનાં ઓવારણાં

( રાગ—' જમનાને કાંઠે કળાયેલ મોરલો ' )

જગદમ્બા કેરાં સખિ ! લ્યોને ઓવારણાં !
દીનદયાળી માનાં લ્યોને ઓવારણાં !

મૂર્તિ મધુરી આરાસુરમાં વિરાજતી;
આપતી રે રૂડાં દર્શનનો લ્હાવ-જગદમ્બા૦

સાત્વિક રૂપ ત્યજી ઉગ્ર સ્વરૂપ ધારિયાં;
સારિયાં રે સહુ દેવોનાં કાજ-જગદમ્બા૦

માત મંગલદાયિની તું વરદ હસ્ત ધારજે;
સ્થાપજે રે શાન્તિ કેરું સુ-રાજ્ય-જગદમ્બા૦

સૌ. દીપકબા દેસાઇ



# પ્રેમદેવી

[ રાગ—' સાળુડો ઉડતો સમારતી ' ]

પ્રેમના પ્રભાવને પ્રસારતી,
પ્રેમદેવી શોભન્તી વિશ્વમાં.
સુરભીશી પ્રેમની મ્હેકાવતી,
પ્રેમદેવી શોભન્તી વિશ્વમાં.

વિવિધ રંગી પ્રેમમાં એ મનુજોને ગૂંથતી;
દંપતિના પ્રેમ માંહી અમૃત એ સિંચતી;
સંસારે સ્વર્ગ ઉતરાવતી—પ્રેમદેવી૦

ભગિની, ભ્રાતૃપ્રેમમાં નિઃસ્વાર્થતા બતાવતી;
માતૃપ્રેમ, પિતૃપ્રેમ, યોગપ્રેમ દાખતી;
વાત્સલ્યપ્રેમને વધાવતી—પ્રેમદેવી૦

અલખમંત્ર પ્રેમનો એ વિશ્વે પોકારતી;
દેશપ્રેમના અમૂલા પાઠો શીખવાડતી;
કીર્તિદીપક બળકાવતી—પ્રેમદેવી૦

સૌ દીપકળા દેસાઇ




તડકો, પવન અને ગરદીમાં રોજ ખુલ્લા ફરવાથી તમારા મોંઢાની નાજુક ત્વચા ઉપર ડાઘ પડે છે. અને ન સમજાય એવી રીતે ધીમે ધીમે તમારી ત્વચા ખરબચડી થતી જાય છે, અને પછી એકાદ દિવસે તમારી ત્વચાને ફીકી અને બેડોળ જોઇ તમને આંચકો લાગે છે.

જે સ્ત્રીની ત્વચા ખુબસુરત છે તેના બધા વખાણ કરે છે. અને તેને બધા ચાહે છે. કોઇને પણ ત્વચાની તાજી ફુલ જેવી સુંવાળાશ ખોવાનો કંટાળો આવતો નથી.

સ્ત્રીએ પોતાની ત્વચાની સંભાળ લેવી જોઇએ સ્નાનની વેળાએ તે ફક્ત ધોવાથી ચાલશે નહિ પોન્ડ્ઝ ક્રીમ ત્વચાનો મેલ અને ચિકાશ બહાર કાઢી છોડી પરિપૂર્ણ સાફ અને સ્વચ્છ કરે છે.

પોન્ડ્ઝ ક્રીમની ડબ્બી લો અને આંગળી વડે ત્વચા ઉપર તે મસળો કે જેથી તે અંદર ઉતરી જાય. પછી તેને સુંવાળા કપડાથી સાફ કરો. પછી થોડું તાજું ક્રીમ ત્વચા ઉપર ચોપડો. આ સુંદર ક્રીમ આખી રાતભર રહેવા દો. એ મુજબ પંદર દિવસ સુધી પોન્ડ્ઝ ક્રીમ વાપરો. એટલે આપને આપની ત્વચા નરમ તાજી અને તેજસ્વી થતી દેખાશે

પોન્ડ્ઝ વેનેશિંગ ક્રીમ ધુળ અને કચરાથી દિવસના ઉત્તમ રક્ષણ કરે છે.

પોન્ડ્ઝ બધી મોટી દુકાનો પર મળે છે.

અથવા લખોઃ—
પોન્ડ્ઝ પો. ઓ. બોક્ષ ૧૪૮
મુંબાઇ




# પોન્ડ્ઝ ક્રીમ

P 116

# સ્ત્રીઓ અને વ્યાયામ

લેખિકા :
સૌ. કુમુદ ઠાકોર

તંદુરસ્ત શરીર તે ઇશ્વરની અમોલી બક્ષીસ છે. આપણે ઘણાને એમ કહેતાં સાંભળીએ છીએ કે મારા પેટમાં દુઃખે છે, મને અજીર્ણું થાય છે, બેચેની રહે છે, થાક બહુ લાગે છે. આ સ્ત્રીઓ મોટે ભાગે ફિક્કી દેખાય છે; અશક્ત દેખાય છે, અને મગરૂરીથી કહે છે કે મા તમે કરો છો તેથી અર્ધું પણ અમારાથી નથી બનવાનું.

કોઈ કહેશે આનું કારણ શું ? આજની યુવતીનો દૈનિક કાર્યક્રમ જોશો તો તેનું કારણ સહજે જણાઈ આવશે. ફેશન અને ખોટી સુંદરતાના ખ્યાલે આ પરિણામ આવ્યું છે, એ નિર્વિવાદ છે. સુંદર શરીર અને સુદૃઢ બાંધો એ અત્યારે આપણે જવલ્લેજ જોઈએ છીએ.

"અરે ! મારાથી તો આ કુવાનું પાણી નહિ ખેંચાય; બળ્યું એક લુગડું ઓછું પહેરીશું, પણ બાઈ રાખો એ વાસણ લૂગડાં કરી જશે, મને થાક લાગે છે. શરદી થાય છે."

જૂના વખતમાં કુવાનું પાણી ખેંચવું, દળવું, કપડાં ધોવાં વગેરે કામથી શરીરને પૂરતી કસરત મળતી. હાલનો જમાનો યંત્રવાદનો છે. કુવાનું સ્થાન નળે લીધું. ઘંટીનું સ્થાન મિલ–ચક્કીએ લીધું. કપડાં ધોવા માટે મોટે ભાગે નોકર અને ધોબી થયા. એટલે સ્ત્રીઓને મહેનતનું કામ કરવાનાં કેટલાંક ખાતાંઓ બંધ થયાં. પરિણામે સ્ત્રીસમાજ નબળો પડવા લાગ્યો અને ઉપર દર્દવાળી ફરિયાદો કરતો થયો છે.

શરીરને તંદુરસ્ત રાખવા માટે કસરતની ખાસ જરૂર છે. જો આપણે કોઈ પણ જાતનો વ્યાયામ ન કરીએ તો ખાવાનું પચે નહિં.

વ્યાયામ કરતાં શરૂઆત થોડાથી કરવી અને માફકસર કરવી. અનિયમિતતા અને શક્તિ કરતાં વધારે કસરત નુકશાનકર્તા છે.

યુનિવર્સિટીના સંચાલકોને પણ લાગ્યું કે માત્ર પુસ્તકિયા જ્ઞાન વિદ્યાર્થીનો શરીરવિકાસ થતો અટકાવે છે, એટલે તેમણે ફરજીઆત તાલીમવર્ગો કાઢ્યા, વ્યાયામશાળાઓ કાઢી.

આ શિક્ષણ માટે લોકોની–ખાસ કરીને સ્ત્રીઓની તકરાર છે કે એનાથી શું વધારે કસરત મળવાની હતી ! ઘરકામ અને ભણવામાં જ થાકી જવાય છે. વખત ક્યાં મળે છે ? પણ ઘરના કામથી પૂરતો વ્યાયામ મળતો નથી, ખુલ્લી હવા મળતી નથી. શરીરના પ્રત્યેક અંગને કસરત મળવી જોઈએ તે બનતું નથી. વખત નથી એ કેટલીક વખત ખોટાં બહાનાં છે. માણસ ધારે તો વખત કાઢી કામ કરી શકે છે.

કેટલીક સ્ત્રીઓ કહે છે કે લાઠી શીખીને શું કામ છે ? અરે ! આ છરાનો ઉપયોગ કરાવો છો ( છરા ફ્રીલ ) તે કોઈ દિવસ ઘરમાં તકરાર થશે તો વસમું પડશે. આ લાઠી કે છરાનો ઉપયોગ ઘરમાં ધણી કે ભાઈ ઉપર કરવાનો નથી, પણ જ્યારે જ્યારે તે વિપત્તિમાં આવી પડે ત્યારે ત્યારે સ્વરક્ષણ માટે કરવાનો છે.

રોજ કસરત કરી શરીરનો બાંધો સુદૃઢ કરી શકાય છે. ખરું સૌંદર્ય પ્રાપ્ત કરી શકાય છે. શરીરના અંગેઅંગ વિકાસ પામે છે અને આજની સશક્ત બાળાઓ ભવિષ્યની સશક્ત પ્રજાની માતા બની શકશે.

જો ભાવિ પ્રજા સારી તંદુરસ્ત કરવી હોય તો જરૂર બાળાઓને કસરત કરવાની આવશ્યકતા છે. તેના ઉપર સમસ્ત દેશનો આધાર છે.

કેટલીક વખતે દવા કંઇ અસર કરતી નથી ત્યારે જો માફકસર કસરત કરી હો તો અપચા કે કમજોરીની તકરાર આપો આપ જતી રહે છે.

વ્યાયામ એટલે લાઠી ફેરવવી કે લેઝીમ કરવા એજ નથી, પણ ખુલ્લી હવામાં ફરવું, દોડવું, કૂદવું વગેરે ઉપરાંત દીર્ઘશ્વસન, આસન અને સૂર્યનમસ્કાર. પણ વ્યાયામમાં આવે છે. દરેક બ્હેન પોતાની યથાશક્તિ આ પ્રમાણે ખુલ્લી હવામાં કરે તો જરૂર શરીર ઉપર તેની અસર લાગ્યા વગર રહેશે નહિ.



## મનનો સુધારો કરવા સુબોધ

પદ. ( જો જો સખી ! આ રહ્યો પેલો; એ લય. )

સાવધ થઇ મનને સુધારો, ઓ બ્હેની ! કાંઇ મનને સુધારો.
મનને સુધાર્યા વિણ વ્યર્થ બધું જાણજો, ધૂળ ઉપર લીંપણનો ગારો.
લૂગડાં ઘરેણાંની ટાપટીપ રાખે, મનનો ન વેરો સુધરનારો.
બિઝીક રમ્યાં, રીચ્યાં સોકટાં તેથી શું થતા મનના સારા ફેરફારો.
સુધરવાનું નથી મન કંઇ ગૂડવાથી, આનો ને તેનો લખારો.
કેવળ સભામાં કે 'કલબ'માં જવાથી શું, મનનો સુધારો થનારો.
ચાર મળ્યે ડાહી ડાહી સૌની વાતો કર્યે, સુધરે ન મનના સંસ્કારો.
વિકળતા છોડીને શાંતિને સેવજો, કરતાં બધા વ્યવહારો.
થાયે જ્યાં ક્રોધ ત્યારે બળથી તે રોકજો, આનંદનો કરી વધારો.
વિષયે જતું મન રોકજો સવેળા, મિથ્યા વાણી ન ઉચ્ચારો.
સારાનો સંગ કરો, સારા ગ્રંથો વાંચો, કરજો સારા આચારો.
સારી ક્રિયાઓ માંહી જોડજો એને, સારા વિચારો વિચારો.
હરતાં, ફરતાં, ઘરકામોમાં બહેનો ! પળ પળ પ્રભુને સંભારો.
મનનો સુધારો થયે સુધર્યું સહુ જાણજો, સાર્થક થયો જન્મારો.
નરહરિ ગુરુને ભજીને સુધારી મન, આપે તરી અન્ય તારો.

શ્રી. જ. દેવી

# નવરાત્ર

લેખિકા : કુ. નિપુણિકા કલ્યાણરાય દેસાઇ

**નવરાત્ર** એટલે આસો માસના પહેલા નવ દિવસો. નવરાત્ર એ શબ્દ જ જાણે આહ્લાદક અને રળિયામણો લાગે છે. આ તહેવારો શરદ ઋતુમાં આવે છે. વર્ષા ઋતુમાં વરસાદ પડી ગયો હોય છે અને અનાજ પાકે છે તેથી લોકોનાં મન ખૂબ આનંદમાં હોય છે. શરદ ઋતુ બેસતાં વરસાદ ઓછો થાય છે અને નદીઓ ધીમી ધીમી વહે છે. રસ્તાઓ સાફ થઇ જાય છે અને આકાશ પણ ચોખ્ખું થઇ જાય છે. થોડી ધોળી વાદળીઓ આમતેમ દોડતી જણાય છે.

અજવાળિયું હોય છે, ચાંદની રાત અને ચંદ્રમાનું અજવાળું પણ સરસ હોય છે તારાઓના તેજથી આકાશ હિરાકણીથી જડી દીધું હોય એવું લાગે છે. તળાવો અને સરોવરોમાં કમળ ખીલી રહ્યાં હોય છે. ખેતરો પાકથી લચી રહ્યાં હોય છે અને લીલોતરીને લીધે જાણે પૃથ્વીએ લીલી સાડી ઓઢી હોય એવું લાગે છે.

નવરાત્ર એ માતાના નવ તહેવારોના દિવસો છે. એ દિવસોમાં કેટલાક ઉપવાસ કરે છે. દેવીઓના મંદિરમાં આ દિવસોમાં ઉત્સવો થાય છે. ઘણાં સ્ત્રી-પુરુષો ત્યાં દર્શને જાય છે. દેવીઓના મંદિર આગળ આ દિવસોમાં મેળા ભરાય છે.

નવરાત્રના નવ દિવસોમાં રાત્રે શેરીએ શેરીએ અને મહોલ્લે મહોલ્લે ગરબા ગવાય છે. આ વખતે ગામડાનું દ્રશ્ય આનાથી વધારે સરસ લાગે છે. ત્યાં જોઇએ તો ગામડાની ગોરીઓનું હૃષ્ટપુષ્ટ શરીર એ જોઇને જ જાણે તેઓ કેવાં તંદુરસ્ત હોય છે તેનો ખ્યાલ આવે છે. તેઓના ઘેરદાર ઘાઘરા તેના ઉપર ચુંદડી ઓઢીને મીઠા સૂરે હલકથી ગરબા ગવાતા હોય, અને ગરબાની રમઝટમાં ભાન ભૂલી ગયા હોય એ દ્રશ્ય જાણે કેટલું આહ્લાદક લાગે છે. એ વખતે કોઇ ચિત્રકાર હોય તો એ દ્રશ્યને ચિત્રમાં જ આલેખી લે. શેરીઓમાં ગરબો ગવડાવીને ઘણા લોકો લહાણી કરે છે. આથી નાની છોકરીઓને ગરબા ગાવાનો ઉત્સાહ વધે છે.

ઘણાં તો શરદ પૂર્ણિમા સુધી નવરાત્રના તહેવાર ગણે છે અને ગરબા ગાય છે. નવરાત્ર પછીનો દિવસ તે દશેરા કહેવાય છે. આને

## જનની-સેવન

જનનીસેવનનો મધુ મધુરો અવસર ક્યાં મળે રે,  
અવસર ક્યાં મળે રે-જગ છોવ્યું ફળે રે.  
—જનની૦

નવનિધ લાડે નિસદિન ઝુલવે,  
ઉર ક્ષીર પાની હૈયે ફુલવે,  
અલ્પ સાટુ પણ અમિત ભારનું ક્યાં વળે રે  
—જનની૦

પ્રભુપુર ગૌરવ વદને મલકે,  
મંજુલ મોહક અંતર છલકે.  
નવ નવ કાજે શીખ દે સૌને પળે પળે રે.  
—જનની૦

ઉત્તમ સોહિત જનની કાજે,  
રેલાવે શું વધુ કહેવાશે,  
કિસ્મત ક્યાંથી ભારતિહિત કાયા ફળે રે.  
—જનની૦

વસન્તવિનોદી

વિજયાદશમી પણ કહે છે; કારણ, કેટલાક રાજાઓએ આ દિવસે વિજય મેળવેલો. આ દિવસે લોકો પારણાં કરે છે અને માતાજીને નૈવેદ્ય ધરાવે છે. દેશી રાજ્યોમાં રાજા મોટી સવારી કાઢે છે. લોકો પોતાના ઘોડાને શણુગારે છે, તેને અનાજ અને સાકર ખવડાવે છે અને શમી વૃક્ષની પૂજા કરવા જાય છે. પહેલાં રાજાઓ આ દિવસે દિગ્વિજય કરવા નીકળતા. બળેવને દિવસે બાંધેલી રાખડી ભાઇ આ દિવસે છોડી નાખે છે.

દશેરાથી પાંચમે દિવસે શરત્‌પૂર્ણિમા આવે છે. આ દિવસે ચંદ્ર સોળે કળાએ ખીલે છે. ઠેકાણે ઠેકાણે લોકો ચાંદનીમાં ચંદ્રને ધરાવેલા દૂધ-પૌંઆ ખાય છે. અજવાળી રાત હોવાથી શહેરની તેમ જ ગામડાની સ્ત્રીઓ પોતાના સુરીલા કંઠથી અને ગરબાની રમઝટથી ગામ તથા મહોલ્લો ગજવી મૂકે છે. એક ગરબામાં છે તેમ શરદપૂર્ણિમાનો દિવસ આહ્‌લાદક લાગે છે. જેમકે—

આસો માસે શરદ'પૂનમની રાત જો
ચાંદલીઓ ઊગ્યો રે સખી મારા ચોકમાં.

ચોકમાં ચાંદની હોય અને સ્ત્રીઓ ગરબા ગાતી હોય ત્યારે જાણે આપણે સ્વર્ગનું દર્શન કરતાં હોઇએ એવું લાગે છે. નવરાત્ર આવતા પહેલાં થોડા દિવસો અગાઉથી જાણે હવે નવરાત્ર આવશે એ વિચાર જ જાણે મનને આનંદ આપે છે. નવરાત્રના દિવસની મઝા જાણે બીજા કોઇ પ્રસંગે પડતી નથી એવું ભાસે છે.

---

## ચાંદની ચમકી રહી×

રાગ, ભીમપલાસી : તાલ, ખેમટો

[ લય—ઉંડા ઉંડા ગહાવન માંહ્ય રે મોરલી બોલે છે ]

ખીલી ખીલી શરદની રાત રે ચાંદની ચમકી રહી,
ખીલી ખીલી કુમુદ કરે વાત રે ચાંદની ચમકી રહી.

પંથી પંથ ખળી રહે, સમીરે શીતળતા વહે,
ભ્રંગ રસ ગૂંથી રહે, રસ સર્જન નવલાં લહે.

ખીલી ખીલી રૂપેરી રાત રે, ચાંદની ચમકી રહી,
ખીલી ખીલી રઢિયાળી રાત રે, ચાંદની ચમકી રહી.

મંદ કિરણ વ્યોમે ખગે, જગ ચોકે ચંદ્રી ઢળે,
મંદ સલીલ સરનાં ઢળે, જનને સુધામૃત જો મળે.

ઝીલી ઝીલી અમૃતરસ ધાર રે, ચાંદની ચમકી રહી,
ઝીલી ઝીલી નયણાં એ પળવાર રે, ચાંદની ચમકી રહી.

રંક રાય સૌ કો ચહે, વ્હેતી જ્યોત્સ્નિકા રહે,
પંકજ ઉર સરમાં રહે, ભૃંગપ્રીતિ બંધન સહે.

ઝીલી ઝીલી ચેતન ઝમકાર રે, ચાંદની ચમકી રહી,
ઝીલી ઝીલી એ જ્યોતપુંજ સાર રે, ચાંદની ચમકી રહી.

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઇ

---

× રાસસરિતા ભા. ૨.



# દાણલીલા ( Taxation Policy )

લેખિકા : સૌ. જયવતી દેસાઇ

શ્રીકૃષ્ણને, એક મહાન બળીઆ દુશ્મન—મામા કંસ, તેની જોડે મહાન યુદ્ધ કરવાનું હતું. કેદમાં પોઢેલાં પોતાનાં માબાપને છોડાવવાનાં હતાં. લડાઈ એટલે અઢળક ધનની વપરાશ. આખિરને પેર રહી ધન ક્યાંથી લાવવું ? સેના તો ગોવાળોની તૈયાર હતી. પૈસો કેવી રીતે દાણ લઇ એકઠો કર્યો હતો તેનો ચીતાર નીચેના ગરબા પરથી આવશેઃ

દાણ માગે રે દાણ માગે
હાં રે કા'ન ક્યા મુલકનો દાણી
હાં રે મારી નવરંગ ચુંદડી તાણી રે
દાણ માગે૦
હાં રે કા'ન ક્યા મુલકનો રસિયો
હાં રે મ્હારા મારગ વચ્ચે વસિયો રે
દાણ માગે૦

× × ×

હાં રે કાન નથી સાકર નથી મેવા,
હાં રે ખાટી છાશમાં તે શું આવ્યો લેવા રે
દાણ માગે૦

આ ઉપરથી લડાઇ વખતે કેવી કેવી વસ્તુઓ પર ટેક્સ નંખાતો હતો, તેનો ચિતાર આવે છે. ' નથી સાકર નથી મેવા ' ફક્ત ખાટી છાશ જ હતી. તેનું એ દાણ લેવાયું.

દાણલીલા એટલે કરનીતિ ( taxation policy ) અનિચ્છનીય રાજ્યપદ્ધતિ સામે શ્રીકૃષ્ણ ભગવાનનું બંડ હતું. આ બંડને આર્થિક મદદ આપવા માટે જુદી જુદી જાતના કરો લીધા હતા. તેમાં ખાદ્ય પદાર્થ દૂધ, દહીં, માખણ તો હોય પરંતુ ખાટી છાશ જેવી હલકી વસ્તુ પર પણ એમણે કર લીધો હતો. આ કર પણ ક્રૂર રાજ્યને દૂર કરવા ગોકુલવાસીઓએ—ગોકુલની સ્ત્રીઓએ પણ પ્રેમથી આનંદ માણતાં શ્રીકૃષ્ણ ભગવાનને ચરણે ધર્યો છે.

દારૂખાનામાં સપડાયેલાં ગરીબ ભાઇ-બહેનોને ઉગારવાના ધાર્મિક પ્રયોગ માટે શ્રીમંતો મિલ્કત વેરો આપે એમાં દિલગીર થવાનું હોય ?

ભાભી મોરાં રે !

ઘેલડીઆં શાં આદો

વીરાને વ્હાલી—રાજ પરોણુલી. (૭)

નણું'દ મોરાં રે,

પેલા જન્મનાં બ્હેન,

પાછી વાળો—રાજ પરોણુલી. (૮)

ભાભી મોરાં રે

તમે છો ઘરપ્રધાન,

એ થશે લૂંડી—રાજ પરોણુલી. (૯)

[ હાલમાં એક પત્નીવ્રત ઉપર જ્યારે પાર્લામેન્ટરી ડિબેટો યોજાય છે તેવા વખતમાં ઉપસો ગરબો સૌ. ચતુરલક્ષ્મીબેન દેસાઇએ મોકલ્યો છે. જૂના વખતનો ખાસ લેવા જેવો માની લીધો છે. પરોણુલી એટલે શોકય. કોઇ સુખિયલનો પતિ મોટા શહેરમાં ગયો અને ત્યાંથી કોઈ રૂપવંતીને પોતાની પત્ની તરીકે લાવ્યો તે સ્ત્રી એને ખૂબ જ વહાલી હશે. કારણ કે સાસુજીને જ્યારે વહુ શોકયને વિદાય કરવાની વીનંતિ કરે છે ત્યારે એને ઘેલામાં ગણે છે; કાં તો પુત્ર તરફ તેનું વહાલ હોય અથવા તો નવી સ્ત્રી તરફનો તેના પુત્રનો અડગ પ્રેમ હોય. તે પ્રમાણે દિયેર પણ ફરીઆદ ને દાદ દેતો નથી; તે તો ન જ દે. એની પાસે આશા રાખવી તે પણ ફોગટ. કારણ કે એક તો ભાઇ તરફનું આકર્ષણ અને બીજું પોતે પણ પુરુષજાત ! પરંતુ નણુંદ એટલે સ્ત્રીહૃદય. અને પહેલાંના જમાનામાં ગણો તો કુટુમ્બમાં નણુંદ એટલે કૌટુમ્બિક ઝઘડાના ન્યાયાધીશ !

નણુંદને લાગ્યું તો હશે જ કે જૂની સ્ત્રીને અપમાન થાય છે. એટલે સાસુ અને દિયેરની માફક ઘેલાં રે નથી કહેતાં. પરંતુ 'ભાભી મોરાં રે' કહે છે. અને જૂનાં ભાભીને ઘરના પ્રધાનનું સ્થાન આપે છે. જ્યારે નવાંને તો લુંડીનું જ સ્થાન આપે છે.

આ ઉપરથી એ જ જોવાનું કે હાલના જમાનામાં જે બ્હેનો શોકય પર જાય છે તેનું સ્થાન જૂનાં જમાનામાં કેવું હતું. તે જમાનો એવો હતો કે જ્યારે અનેક પત્નીઓ થતી છતાં નવી આવનારનું આવું હલકું સ્થાન ગણાતું ત્યારે અત્યારના સુધરેલા જમાનામાં એમના હક્કનું શું ? અને કયું સ્થાન ? તે આ લોકગીત વાંચી વાચક વિચારશે.

## આરાસુર-અંબિકાની યાત્રાના વર્ણનનો ગરબો

ચાલો આરાસુર ધામમાં રે,
દર્શન કરવા આજ, આઇ અંબિકા ચાલો. (ટેક)

સરસ્વતી સરિતા વહે રે,
નિર્મળ જેનું નીર, આઇ અંબિકા,
સ્નાનથી શુદ્ધ શરીર, આઇ અંબિકા. ચાલો૦ ૧
મુખે તે જળ પીધા થકી રે,
પાપનો થાયે નાશ, આઇ અંબિકા;
થાયે અંતરમાં ઉલ્લાસ, આઇ અંબિકા. ચાલો૦ ૨
ગબ્બર ડુંગર દીસતો રે,
માજી તણા ઉપવન, આઇ અંબિકા;
નીરખે સેવકજન, આઇ અંબિકા. ચાલો૦ ૩
કુંભારિયાં દહેરાં તહીં રે,
આરસના અગણિત, આઇ અંબિકા;
શોભી રહ્યાં જર્જરિત, આઇ અંબિકા. ચાલો૦ ૪
શંકરનાં દહેરાં તહીં રે,
નાને-કોટેશ્વર નામ, આઇ અંબિકા;
યાત્રિકનું રસધામ, આઇ અંબિકા. ચાલો૦ ૫
માનસરોવર મા તણું રે,
દીસે માજી દરબાર, આઇ અંબિકા;
શોભા તણો નહિ પાર, આઇ અંબિકા. ચાલો૦ ૬
માજીના મંડપ મધ્યમાં રે,
ચાચરતી સન્મુખ, આઇ અંબિકા;
ગાયે સેવક ગુણ સુખ, આઇ અંબિકા. ચાલો૦ ૭
માજીના ગરબા ગજાવતા રે,
મુખે કરી હર્ષનાદ, આઇ અંબિકા;
'અંબા, સુણો દિલદાર,' આઇ અંબિકા. ચાલો૦ ૮
માજી તણા પ્રતાપથી રે,
ઊની ન આવે આંચ, આઇ અંબિકા;
ત્યાંહી ઠરે છે સાચ, આઇ અંબિકા. ચાલો૦ ૯
ભક્તિ આપો ઉર ભાવથી રે,
યાચે છે કાંતિલાલ, આઇ અંબિકા;
રંક તમારો બાળ, આઇ અંબિકા. ચાલો૦ ૧૦

શ્રી. કાંતિલાલ લ. રાવલ.

જુદી મંડળી જમાવી તેમને આવડે તેવા ગરબા ગાવામાં ગૂંથાતી.

આ પ્રમાણે એક બાજુ સ્ત્રી-સમુદાય ગરબામાં ગૂંથાયો હોય ત્યારે બીજી બાજુ જુવાન છોકરાઓ અંગકસરતની રમતો-આટાપાટા અથવા ખોખોની રમતથી ખરી ખેલદિલની મોજ મેળવતા. અને એ બધા આનંદમાં શુક્લ પક્ષના ચંદ્રમાની ધવલ જ્યોત્સ્ના એમાં ઓર રંગ પૂરતી.

* * *

આજે એ દિવસો ચાલ્યા ગયા છે, તેલદિવેલ ઊઘરાવનારાં બાળકોનો એ ઉત્સાહ આજે લુપ્તપ્રાય થતો જાય છે, ચંદ્રતેજના એ અજવાળામાં ખેલદિલી કેળવતા જુવાનોની એ રમતોનો વળાંક બીજી દિશાએ વળી ગયો છે, માંડવડીઓનું સ્થાન વ્યક્તિગત ઉત્સાહીઓનો વિષય બની જતાં પોળોમાં કોઇ મંગલ પ્રસંગની બાધા-આખડીના આધારરૂપ રહી ગયો છે. આમ છતાં નવરાત્રની એક ખાસ વિશેષતા આજે પણ અસ્તિત્વમાં છે. અને તે પલટાયેલું-રૂપાંતર પામેલું-ગરબાનું નવીન સ્વરૂપ.

જેમ જેમ આપણી કળા અને સંસ્કારમાં નવીનતા આવતી ગઇ, તેમ તેમ આપણા ભિન્ન ભિન્ન કવિઓ વિવિધ ઢાળોમાં જુદી જુદી ઢબના ગરબાઓ રચવા લાગ્યા, અને રાસરસિક આપણી ગુજરાતણ બહેનો એ મધુર ગેય રાસોને કંઠાગ્ર કરતી ગઇ. આજે આપણે ત્યાં રાસ-

લેખકો ઠીક ઠીક પ્રમાણમાં છે, અને તેઓ સૌના રાસો ઓછા-વત્તા પ્રમાણમાં રસગરવી ગુજરાતણોએ સારી રીતે અપનાવ્યા છે. એ રાસ અને ગરબાનાં ખેલન અને ગાનની છટા ગુજરાતણોએ એવી સુંદર રીતે આગ્રહ કરી વિકસાવી છે કે એનો પ્રેક્ષક એ રાસ કે ગરબો સંપૂર્ણ ખેલાઇ રહ્યા કે ગવાઇ રહ્યા સિવાય ત્યાંથી ખસવાજ ઇચ્છતો નથી.

આના સુંદર નમૂનારૂપ ગુજરાતનાં મુખ્ય મુખ્ય શહેરો અમદાવાદ, વડોદરા કે સુરતના શિક્ષિત બહેનોના ગરબા ખાસ આકર્ષક હોય છે. રાત્રે નવ-દશ વાગે શરૂ થતા આ ગરબા નવરાત્રના દિવસોમાં કેટલીક વાર તો છેક સવાર સુધી ચાલ્યા હોવાનું જાણમાં છે. એ ગરબાઓની હલક અને સંગીતની ગેય તાલબદ્ધતા એના પ્રેક્ષકને ઘડીભર વિમુગ્ધ બનાવી દે છે.

અને આવા રાસો અને ગરબાઓની લોકપ્રિયતા છેલ્લાં થોડાંક વર્ષોમાં એટલી બધી વધી ગઇ છે કે રેકર્ડ ઉતારનારી કંપનીઓએ આપણી રાસપ્રવીણ બહેનોને આમંત્રી તેમના રાસ-ગરબાને ઘર ઘર ગુંજતા કર્યા છે; એટલું જ નહિ પરંતુ કેટલાંક સામાજિક ચિત્રપટોમાં તો ગરબાથી એ ચિત્રપટની મહત્તામાં પણ ઉમેરો થયેલો લેખાયો હતો.

આ પ્રમાણે આપણા નવરાત્ર ઉત્સવના રાસ-ગરબાએ, જૂની રૂઢ પ્રણાલીમાં જરૂરી પરિવર્તન કરી

## જશુમાનો માવજી

### આંતરદેશીય લગ્ન પર કટાક્ષકાવ્ય

( રાગ થાળનો )

જશુમા વૈષ્ણવ જન રે કે નિત મંદિર જાતાં.
ને થાળ પ્રભુનો રે કે ભાવ ધરી ગાતાં;
જશુમાનો માવો રે કે મુંબઇ જઇ આવ્યો,
રાધા ફીરંગણુ રે કે ત્યાંથી લઇ આવ્યો !
માવો છે ગોરો રે કે રાધા કાળાં છે;
પણ રાધાજીનાં નેણ કામણગારાં છે !
" જાગો રાધાજી રે કે જુગતે જગાડું;
મચ્છરદાની રે કે પડદો ઉઘાડું;
હોશો બોલે મોભર કે આ પો' ફાટયો,
નવ થઇ ગયા હમણાં નાર છે ટાવર વાગ્યો,
ટુથબ્રશ જર્મનનું એ છે સુંદર આણ્યું,
કોલીનોસનું પેસ્ટ, છે અહીં મુકાવ્યું.
બેશીન ને જગ તૈયાર ખૂણામાં ત્યાગો,
લાકડી નમણું મૂખ એમાં ખંખાળો.
છે હાજર ફેસટુવાલ લઇ મૂખડું લો'ળો,
આ ઇઝીચેર આપ જઇને સીટ લેજો.
ટીપૉય બિછાવી રે, ટી-સેટ મજાનો છે:
લો ચાને લાગે વાર સામે પીઆનો છે,
બટલર લીપ્ટનને કાજ ચાય ઉકાળે છે.
ને નોકર કરવા સ્લાઇસ પાંઉ મીકાવે છે.
બે હંટલીનાં બિસ્કીટ, કેક મજાનાં છે,
વળી જેમ બટર, કન્ડેન્સ્ડ દૂધ તો તાજું છે !
આમિષ નિરામિષ ભોજ્ય ભાવે તે ખાજો;
સાંજે બેસીને સૂટ રેઇસ પર જાજો,
કલબમાં પણ ગમશે રે કંપની સારી છે,
વળી ડાન્સ બોલની રે કે ખૂબ તૈયારી છે. "
રાધા કલબમાંથી રે કે બહુ મોડાં આવ્યાં,
મધરાતે માવે રે કે દ્વારો ખખડાવ્યાં.
જશુમાએ વહુને રે કે બહુ ગાળો દીધી,
રાધા ફરીઆદી રે અદાલતમાં કીધી.
" જશુમા છે મૂરખ કે કાન નહીં દેશો,
માવો વિનવે " ડાયવોર્સ રાધા ના લેશો ! "

દેવકૃષ્ણ પીતાંબર જોશી

## આરાસુર-અંબિકાની યાત્રાના વર્ણનનો ગરબો

ચાલો આરાસુર ધામમાં રે,
દર્શન કરવા આજ, આઇ અંબિકા ચાલો. (ટેક)

સરસ્વતી સરિતા વહે રે,
નિર્મળ જેનું નીર, આઇ અંબિકા,
સ્નાનથી શુદ્ધ શરીર, આઇ અંબિકા. ચાલો૦ ૧
મુખે તે જળ પીધા થકી રે,
પાપનો થાયે નાશ, આઇ અંબિકા;
થાયે અંતરમાં ઉલ્લાસ, આઇ અંબિકા. ચાલો૦ ૨
ગબ્બર ડુંગર દીસતો રે,
માજી તણા ઉપવન, આઇ અંબિકા;
નીરખે સેવકજન, આઇ અંબિકા. ચાલો૦ ૩
કુંભારિયાં દહેરાં તહીં રે,
આરસના અગણિત, આઇ અંબિકા;
શોભી રહ્યાં જર્જરિત, આઇ અંબિકા. ચાલો૦ ૪
શંકરનાં દહેરાં તહીં રે,
નામે-કોટેશ્વર નામ, આઇ અંબિકા;
પાવિત્રનું રસધામ, આઇ અંબિકા. ચાલો૦ ૫
માનસરોવર મા તણું રે,
દીસે માજી દરબાર, આઇ અંબિકા;
શોભા તણો નહિ પાર, આઇ અંબિકા. ચાલો૦ ૬
માજીના મંડપ મધ્યમાં રે,
ચાચરની સન્મુખ, આઇ અંબિકા;
ગાયે સેવક ગુણ મુખ, આઇ અંબિકા. ચાલો૦ ૭
માજીના ગરબા ગજાવતા રે,
મુખે કરી હર્ષનાદ, આઇ અંબિકા;
'અંબા, સુણો દિલદાર,' આઇ અંબિકા. ચાલો૦ ૮
માજી તણા પ્રતાપથી રે,
ઊની ન આવે આંચ, આઇ અંબિકા;
ત્યાંહી વરે છે સાચ, આઇ અંબિકા. ચાલો૦ ૯
ભક્તિ આપો ઉર ભાવથી રે,
યાચે છે કાંતિલાલ, આઇ અંબિકા;
રંક તમારો બાળ, આઇ અંબિકા. ચાલો૦ ૧૦

શ્રી. કાંતિલાલ લ. રાવલ.

જુદી મંડળી જમાવી તેમને આવડે તેવા ગરબા ગાવામાં ગૂંથાતી.

આ પ્રમાણે એક બાજુ સ્ત્રી-સમુદાય ગરબામાં ગૂંથાયો હોય ત્યારે બીજી બાજુ જુવાન છોકરાઓ અંગકસરતની રમતો-આટાપાટા અથવા ખોખોની રમતથી ખરી ખેલદિલની મોજ મેળવતા. અને એ બધા આનંદમાં શુક્લ પક્ષના ચંદ્રમાની ધવલ જ્યોત્સ્ના ઓર ઓર રંગ પૂરતી.

* * *

આજે એ દિવસો ચાલ્યા ગયા છે, તેલદિવેલ ઉઘરાવનારાં બાળકોનો એ ઉત્સાહ આજે લુપ્તપ્રાય થતો જાય છે, ચંદ્રતેજના એ અજવાળામાં ખેલદિલી કેળવતા જુવાનોની એ રમતોનો વળાંક બીજી દિશાએ વળી ગયો છે, માંડવડીઓનું સ્થાન વ્યક્તિગત ઉત્સાહીઓનો વિષય બની જતાં પોળોમાં કોઇ મંગલ પ્રસંગની બાધા-આખડીના આધારરૂપ રહી ગયો છે. આમ છતાં નવરાત્રની એક ખાસ વિશેષતા આજે પણ અસ્તિત્વમાં છે. અને તે પલટાયેલું-રૂપાંતર પામેલું-ગરબાનું નવીન સ્વરૂપ.

જેમ જેમ આપણી કળા અને સંસ્કારમાં નવીનતા આવતી ગઇ, તેમ તેમ આપણા ભિન્ન ભિન્ન કવિઓ વિવિધ ઢાળોમાં જુદી જુદી ઢબના ગરબાઓ રચવા લાગ્યા, અને રાસરસિક આપણી ગુજરાતણ બહેનો એ મધુર ગેય રાસોને કંઠાગ્ર કરતી ગઇ. આજે આપણે ત્યાં રાસ-

લેખકો ઠીક ઠીક પ્રમાણમાં છે, અને તેઓ સૌના રાસો ઓછા-વત્તા પ્રમાણમાં રસગરવી ગુજરાતણોએ સારી રીતે અપનાવ્યા છે. એ રાસ અને ગરબાનાં ખેલન અને ગાનની છટા ગુજરાતણોએ એવી સુંદર રીતે પ્રાપ્ત કરી વિકસાવી છે કે એનો પ્રેક્ષક એ રાસ કે ગરબો સંપૂર્ણ ખેલાઇ રહ્યા કે ગવાઇ રહ્યા સિવાય ત્યાંથી ખસવાજ ઇચ્છતો નથી.

આના સુંદર નમૂનારૂપ ગુજરાતનાં મુખ્ય મુખ્ય શહેરો અમદાવાદ, વડોદરા કે સુરતના શિક્ષિત બહેનોના ગરબા ખાસ આકર્ષક હોય છે. રાત્રે નવ-દશ વાગે શરૂ થતા આ ગરબા નવરાત્રના દિવસોમાં કેટલીક વાર તો છેક સવાર સુધી ચાલ્યા હોવાનું જાણમાં છે. એ ગરબાઓની હલક અને સંગીતની ગેય તાલબદ્ધતા એના પ્રેક્ષકને ઘડીભર વિમુગ્ધ બનાવી દે છે.

અને આવા રાસો અને ગરબાઓની લોકપ્રિયતા છેલ્લાં થોડાંક વર્ષોમાં એટલી બધી વધી ગઇ છે કે રેકર્ડ ઉતારનારી કંપનીઓએ આપણી રાસપ્રવીણ બહેનોને આમંત્રી તેમના રાસ-ગરબાને ઘર ઘર ગુંજતા કર્યા છે; એટલું જ નહિ પરંતુ કેટલાંક સામાજિક ચિત્રપટોમાં તો ગરબાથી એ ચિત્રપટની મહત્તામાં પણ ઉમેરો થયેલો લેખાયો હતો.

આ પ્રમાણે આપણા નવરાત્ર ઉત્સવના રાસ-ગરબાએ, જૂની રૂઢ પ્રણાલીમાં જરૂરી પરિવર્તન કરી

## જશુમાનો માવજી

### આંતરદેશીય લગ્ન પર કટાક્ષકાવ્ય

( રાગ થાળનો )

જશુમા વૈષ્ણવ જન રે કે નિત મંદિર જાતાં.
ને થાળ . પ્રભુનો રે કે ભાવ ધરી ગાતાં;
જશુમાનો માવો રે કે મુંબઇ જઇ આવ્યો,
રાધા ફીરંગણ રે કે ત્યાંથી લઇ આવ્યો !
માવો છે ગોરો રે કે રાધા કાળાં છે;
પણ રાધાજીનાં નેણ કામણગારાં છે !
" જાગો રાધાજી રે કે જાગતે જગાડું;
મચ્છરદાની રે કે પડદો ઉઘાડું;
હોલો બોલે બીબર કે આ પો' ફાટયો,
નવ થઇ ગયા હમણાં નાર છે ટાવર વાગ્યો,
ટૂથબ્રશ જર્મનનું એક છે સુંદર આવ્યું,
કોલીનોસનું પેકેટ, છે અહીં મુકાવ્યું.
બેઝીન ને જગ તૈયાર ખૂણામાં ન્યાળો,
લાકડી નમણું મૂખ એમા ખંખાળો.
છે હાજર ફેશટુવાલ લઇ મૂખડું લૂંછો,
આ ઇઝીચેર આપ જઇને સીટ લેજો.
ટીપૉય બિછાવી રે, ટી-સેટ મઝાનો છે;
લો ચાને લાગે વાર સામે પીયાનો છે,
બટલર લીપ્ટનને કાજ ચાય ઉકાળે છે.
ને નોકર કરવા સ્લાઇસ પાંઊ નીકાલે છે.
છે હંટલીનાં બિસ્કીટ, કેક મઝાનાં છે,
વળી જેમ બટર, કન્ડેન્સ્ડ દૂધ તો તાજાં છે !
આમિષ નિરામિષ ભોજ્ય ભાવે તે ખાજો;
સાંજે બદલીને સૂટ રેઇસ પર જાજો,
કલબમાં પણ ગમશે રે કંપની સારી છે,
વળી ડાન્સ બૉલની રે કે ખૂબ તૈયારી છે. "
રાધા કલબમાંથી રે કે બહુ મોડાં આવ્યાં,
મધરાતે માવે રે કે દ્વારે ખખડાવ્યાં.
જશુમાએ વહુને રે કે બહુ ગાળો દીધી,
રાધા ફરીઆદી રે અદાલતમાં કીધી.
" જશુમા છે મૂરખ કે કાન નહીં દેશો,
માવો વિનવે " ડાયવોર્સ રાધા ના લેશો ! "

દેવકૃષ્ણ પીતાંબર જોશી

એને નવું સ્વરૂપ આપ્યું છે, અને આ નવરાત્રના દિવસો પૂરા થતાં આપણે ત્યાં એક નવીન પ્રણાલિકાનો પ્રારંભ થયો, આપણે જોઇએ છીએ.

એ છે આપણા શરદુત્સવો.

આજથી દશેક વર્ષ પહેલાં આજે ઉજવાય છે તેવા શરદુત્સવો જવલ્લે જ ઉજવાતા. ત્યારે શરદુત્સવનો ખ્યાલ આપણામાંના ઘણા થોડાને હતો. પરંતુ વખત જતાં જેમ માંડવડીનું નવું રૂપ ગરબાને મળ્યું, તેમ નવરાત્રના ઉત્સવ સાથે શરદુત્સવો નવેસરથી ઉજવાવા શરૂ થયા.

આવા શરદુત્સવો આજે તો આપણી સાહિત્ય સંસ્થાઓ, સ્ત્રીસમાજો અને અન્ય પ્રાસંગિક મેળાવડા પ્રસંગે ઉજવાય છે. અને તે પ્રસંગે રાસ-ગરબાનું પ્રધાન સ્થાન હોય છે

આજે આપણા નવરાત્રનો ઉત્સવ એ પૂર્વપ્રણાલિકા મુજબ દેવીપૂજાનો ઉત્સવ નથી રહ્યો, પરંતુ એનું સ્થાન આજે રાસ-રસિયણ ગુજરાતણોના - રાસ-ગરબાઓએ લીધું છે.

એ રાસ-ગરબાના ઉત્સવોમાં કલા છે, સંગીત છે અને તેથીજ, રૂઢ એટલે શુષ્ક એવાં દેવી-સ્તવનોના ગરબાને બદલે એનું એ સ્થાન આજે નિર્માણ થયું છે.

ગુર્જરીના નવરાત્ર અને શરદુત્સવના એ રાસ-ગરબા ઉત્તરોત્તર વિવિધ પ્રકારે પ્રગતિ સાધતા રહી કલાના ક્ષેત્રમાં હજી પણ વધુ સાથ પૂરવાને શકિતશાળી નીવડો એ જ મહેચ્છા.

---

## ચાલો દર્શને*

ઉર હર્ષ ના સમાય:
નયન અશ્રુથી ભરાય:
ચાલો હો બેન આજ દર્શને.

વક્રતુંડ વદન સૌમ્ય સિન્દૂર શરીર સોહતાં
ચાર ભુજા: ચક્ર ગદા: પરશુ ત્રિશૂળ ઓપતાં:
દેવ યુદ્ધે સરદાર
નહિ વીરતાનો પાર
ચાલો હો બેન આજ દર્શને.

ગૌરીપુત્ર કાર્તિકેય, ભ્રાત કુશલે કૂહાવે;
શ્વેત દંત મૂષક વાહન મોદક કર ભાવે:
નમો તેજના અંબાર
નમો ભાવના ભંડાર
ચાલો હો બેન આજ દર્શને.

* સ્વ. સૌ. રસતબા બક્ષીના રાસકુસુમાંથી.



# નેહભાણ



[ ઢાળ : પેલી પેલી ઓરેલી ફૂલબાળા-ને મળતો ]

મ્હારે 'અંતરિયે નેહજ્યોતિ જાગી,
એકલતા ભાગી,
સુરમ્યતા સુહાગી,
રહ્યું દિવ્ય લાગી,
કે નેહભાણ ઝળકી રહ્યો... ... ૧

મ્હારે અંતરિયે દ્વન્દ્વ સૌ વિરામ્યાં,
વિષાદ ઘોર શામ્યાં,
નિરાશ શોક વામ્યાં,
અભેદ યોગ જામ્યા,
કે નેહ ભાણ ઝળકી રહ્યો... ... ૨

મ્હારે અંતરિયે ફૂટી નેહટશરો,
કલ્યાણભાવ પમર્યો,
વિરાટ વાયુ લહર્યો,
આનંદ ઓઘ છલક્યો,
કે નેહભાણ ઝબકી રહ્યો... ... ૩

મ્હારે અંતરે ઉમંગના ફુવારા,
આશાના મિનારા,
અનંતના કિનારા,
ચેતન દિવ્ય ક્યારા,
કે નેહભાણ ઝબકી રહ્યો... ... ૪

મ્હારે અંતરે પ્રકાશ પથરાયો,
અસીમ પંથ ભાળ્યો,
નવીન દેશ ન્યાળ્યો,
અલક્ષ્ય દૃષ્ટ આવ્યો,
કે નેહભાણ ઝબકી રહ્યો... ... ૫

વિવિત્સુ

## જળ–ઝીલણી

આજ આનન્દ જળ–ઝીલણી રે,
સહિયર આવો એ જલ ઝીલવા રે. ( ટેક )
ઉછળે અનંત રસરેલ રે, સહિયર ! આવો૦
સાજે સોહાગ સરિતા સુન્દરી રે, સહિયર ! આવો૦
ઉરમાં ન એક અલબેલ રે, સહિયર ! આવો૦

ચંદાને ચોક ચડી ચાંદની, સહિયર ! આવો૦
આશાભરી ઊભરાય રે, સહિયર ! આવો૦
શીળી શી શરદુ રાતડી રે, સહિયર ! આવો૦
મીટે મીટે મલકાય રે, સહિયર ! આવો૦

પ્રીતિને પૂર જળ–ઝીલણી રે, સહિયર ! આવો૦
સેરે સેરે નવાં નીર રે, સહિયર ! આવો૦
હૈયે તરંગ રૂડા હિંચતા રે, સહિયર ! આવો૦
તેજે ભર્યાં એનાં તીર રે, સહિયર ! આવો૦

વ્હાલમનાં વ્હાલ વહે વેગથી રે, સહિયર ! આવો૦
ભરતી શી ભાવની ભરાય રે, સહિયર ! આવો૦
અમૃત ઓઘભરી આંખડી રે, સહિયર ! આવો૦
મુખડે મીઠાશ નહિ માય રે, સહિયર ! આવો૦

એવો પ્રભુજીના પ્રેમનો રે, સહિયર ! આવો૦
સાગર શો છલકાય રે, સહિયર ! આવો૦
ઉરની રચાવી રૂડી અંજલિ રે, સહિયર ! આવો૦
ઝીલો ઝરણ વહ્યાં જાય રે, સહિયર ! આવો૦×

---

× સ્વ. બોટાદકરની રાસતરંગિણીમાંથી.

# લાગેલી રઢો

## રસગીત

: ૧ :

કોને કહું હું મારા મન કેરી વાત,
મન કેરી વાત જે મનમાં રહી ?
જોયું મેં જિંદગીનું પ્હેલું પ્રભાત
ત્યારની લાગેલ રઢો છે ત્યાં રહી.
બાજ બની મારે ન ઊડવું હતું—
ફક્ત માહરે પતંગિયું થવું હતું !

: ૨ :

મારે હતું ન થવું બાગબાન વા,
થવું બાગબાન વા;
પાનાર વૃક્ષ, રોપનાર છોડવા
એક એકથી સવાઃ
મારે ન કોઈ પુષ્પ ચૂંટવું હતું—
ભૃંગ બની કુંજ કુંજ ગુંજવું હતું !

: ૩ :

રાસ લઈ હાથમાં કે સાંગ સજીને
હાંકવા હતા ન પશુ તેમ માહરે;
સ્થાન લઈ આગળે, હોકાર કરીને,
એક વાર ઊતરી જવા જ આખરે !
બેસી મ્હેલમાં ન માહરે જવું હતું:
ચાલીને પગે મુકામ પ્હોંચવું હતું !

: ૪ :

થાવા કિસાન હોંશ ના હતી મને
હોંશ ના હતી મને·
લેવા ઉતારી તથા તેમ પાકને,
ફળો, શિંગ, શાખને !
લીલા પલાશ મહીં પેસવું હતું,
એકલું મ્હારે ત્યાંય બેસવું હતું !

: ૫ .

કોને કહું હું વાત મન કેરી ગૂઢ
મન કેરી વાત જેહ મનમાં રહી !
માને જણાવતા સહુય મને મૂઢ,
રાખી વિશ્વાસ કોઈ સાંભળે નહીં.
શિષ્ય કે ગુરુ ન કોઈના થવું હતું,
કામ એવું મારે સ્વીકારવું હતું !

. ૬

રાખીને પાંખ સાથ પ્રેયસીની પાંખ !
પ્રેયસીની પાંખ !
જોવા અહીંક કલ્પના પ્રદેશ લાખ,
રોપી આંખ મહીં આંખ;
કીકીઓમાં કલાન્ત નિત્ય નાચવું હતું,
પ્રેમ વિના ના કશુંય યાચવું હતું !

પતીલ

# રાસ

લેખિકા:
કુ॰ પ્રેમલતા દેસાઇ

" What a piece of work is man ! How noble in reason ! How infinite in faculty ! In action like an angel, in apprehension like a god. In form and moving expressive and admirabla, the beauty of the world and the paragon of animals. "

—*Shakespear*

આ પ્રમાણે સાહિત્યક્ષેત્રમાં રત્ન અને જગતનાં જાણીતા કવિ શ્રી શેક્સપીઅરે કહ્યું છે. મનુષ્ય ચમત્કારિક પ્રાણી છે, જગતનું સૌંદર્ય છે, પછી તે પોતાનું જીવન રસમય ન બનાવે ? એણે પોતાના જીવનને રસમય બનાવવાને ' કળા ' સરજી. એ ' કળા 'નું સર્જન એને માટે આનંદને પંથે પળ્યું. કળાના સાનિધ્યમાં તેણે જીવન રસમય બનાવ્યું.

જગતનો મહાન પુરુષ-હિંદનો પ્રભુ શ્રીકૃષ્ણ રાસોમાં ગોકુળને તન્મય બનાવી રહ્યો હતો. તેણે સારીયે વૃંદાવનની કુંજગલીઓ ગુંજાવી મૂકી. એ રાસનાં પ્રબળ વહેણમાં હિંદ વહેવા માંડ્યું, હજીએ વહી રહ્યું છે અને તેમાંએ ગુજરાતમાં તેનો પ્રચાર વધારે છે. આને માટે ગુજરાતના બહોળા પ્રમાણમાં પ્રસરેલો વૈષ્ણવ સંપ્રદાય, નૃસિંહ મહેતા અને ગુજરાતમાં આવી વસેલાં મીરાંબાઇ એ બધા સંજોગો કારણભૂત છે. આ પ્રમાણે ગુજરાત રાસોનું રસિયું બન્યું.

**રાસની ઉત્પત્તિ, અને ગુજરાતમાં તેનું અગ્રસ્થાન**

### કુરંગ

( રાગ—'રાજ કોઇ વસંત લ્યો, વસંત લ્યો' )

મારી લાવો કુરંગ એ કૃપાળો,
હો રાજ, મ્હારું મન મોહ્યું, મન મોહ્યું.
કાયા કનકની રત્ન છે જડેલાં,
ચરે એ તો ઠમરા કેરો ચારો-હો રાજ૦
નાભીમાં મ્હેક મ્હેક કસ્તૂરી મ્હેકતી,
ત્હેની સૌરભને ન જાણનારો-હો રાજ૦
નૌતમ હકે કેવો નાચતો રસીલો,
મ્હારે હૈયે વસ્યો એ રઢીઆળો-હો રાજ૦
વેલ બુટ્ટામાં મ્હારું મનડું લોભાણું;
શીવું કંચુકી એ હોંસ પૂરી પાડો-હો રાજ૦
નથી આદીજાયો બંધવો મ્હારે,
દૂર પડિયો મહિયર પક્ષ મ્હારો-હો રાજ૦
આટલું મન જો ન મ્હારૂં મનાવો;
તો તો એળે ગયો જન્મારો હો રાજ૦

સૌ. દીપકબા દેસાઇ

ગામડાંઓથી ઊભરાઇ જતા હિંદની કળા-રાસે-પણ ગામડાંમાં જ ઉત્પન્ન થઇ છે. ગ્રામ્યવાસીઓનાં નિખાલસ અને વિશાળ જગામાં રહેતાં વિશાળ માણસો વિશાળતા માગી લે છે, તેઓની એકેએક પ્રવૃત્તિમાં વિશાળતા છે-હૃદયની. આ રાસની કળામાં પણ તે ઘણાજ ઉત્સાહથી પોતાનો ફાળો એકેઅવાજે પૂરી રહ્યાં છે. રાત્રિનાં ચંદ્રતેજમાં ગ્રામ્યવાસીઓનાં જૂથેજૂથ એમાં તલ્લીન બની જાય છે. રાસ ઘણુંખરૂં પ્રભુભક્તિથી ભરપૂર હોય છે, અને તેમાંએ ખાસ કરીને પચોતેર ટકા કૃષ્ણની લીલાથી ભરપૂર હોય

**ખાસ કરીને ગામડાંમાં એને મોટા ઉત્સવ તરીકે વારંવાર રાખવામાં આવે છે.**

છે એ પ્રભુભક્તિની તલ્લીનતા–પ્રભુતાની તન્મયતા ઘણી જ નજદીક લાવે છે આમ્ય-જનતા ભલે વર્તમાન યુગના સુધારાની અટ-પટી ગલીકુચીમાં પ્રવેશતી ન હોય, તેને માટે પ્રયાસ પણ ન કરતી હોય, પરન્તુ એટલુ તો જગતે ન જ ભૂલવુ જોઇએ કે તેને જ માટે કોઇ આધ્યાત્મિક ધોરી માર્ગની શોધ થઇ રહી છે એ ધોરી માર્ગને ચીંધેથી જગત પ્રભુતાને કિનારે પહોંચે એમ પણ કદાચ હોય

**ગોળાકારમાં ફરવાનુ કારણ શું? અને રાસનો હેતુ**

મનુષ્યની દૃષ્ટિ સીધુ સીધું ચાલે એમા કળા જોવાને ટેવાયલી નથી, એ ટેવ પાડવા એ મથતોએ નથી, કારણ એમા એને બહુ ત્રાસ પડે એમ છે અને એ ત્રાસમા કદાચ તે કળાને વિસારે પણ પાડે. માટે એની એ ત્રાસ વેઠી લેવાની તૈયારી નથી સીધા ફરવાની કસરત તો બધાએ કરે, પણ ચક્રાકારમા એકલી કસરત નથી પણ શોભા છે, આનંદ છે અને કોઇ અવનવું જાદુ છે, જગાનુ ઓપ્રુ રોકાણ છે, આ નિર્વિવાદ સત્ય છે, કારણ, પ્રભુને પણ સૌંદર્ય એમા જ લાગે છે, અને કદાચ મા'રા ધારવા પ્રમાણે એણે એ જ કારણથી પૃથ્વીને ગોળ બનાવી હશે. ગોળ પૃથ્વીમા બધું જ ગોળાકાર છે, પછી મનુષ્ય એમા કળા જોવાને ટેવાય તો બહુ નવાઇભર્યું તો નથી જ.

**સ્ત્રી જ કેમ સારી રીતે રાસની કળાને શોભાવી રહી છે અને પુરુષ એમાં પાછો પડે છે?**

જગત વદી રહ્યુ છે કે "કાળા માથાનુ માનવી બધુ જ કરી શકે" પણ એટલુ જગતે ઠીક કર્યું છે કે દરેક સત્યમાં એણે અપવાદ રાખ્યા છે આજ અપવાદ અહી પુરુષની બાબતમાં પણ લાગુ પડે છે બધી જ કળામા પ્રવીણતાનો ધમંડ રાખતો પુરુષ આમા પોતાનો ધમંડ પૂરેપુરો બાજુએ મૂકે છે–એને મૂકવો પડે છે. પુરુષમા કળાને પોષતા તત્ત્વો નથી, તેમાંએ આ કળાને પોષતા તો 'જરૂર નથી જ જ્યારે સ્ત્રીમા એને પોષતા દરેક તત્ત્વો છે, મૃદુતા છે, લાવણ્ય છે, કોમળતા છે–બધુ જ છે. ટૂંકમા આ કળાને પોષતા અને શોભાવતાં સર્વ તત્ત્વો તેનામાં ભર્યા છે.

રાસ અને ગરબામાં હાવભાવમા સૂક્ષ્મ ભેદ બતાવવામા આવ્યો છે.

**ગરબા અને રાસનો તફાવત**

રાસ એટલે જૂનાં અને ઘણું કરીને પ્રભુભક્તિ-ભર્યાં ગીતો ગાવા તે, જ્યારે ગરબામાં એવુ નથી એમા ગમે તે ગીતો ગાઇ શકાય છે ગરબા એ રાસનુ વ્યવસ્થિત સ્વરૂપ છે રાસમા ભક્તિ પ્રાધાન્ય

## રણચંડી

હાંરે હુ તો રણચંડી જંગમાં ઘૂમનાર છુ<br>
જંગમા ઘુમનાર છુ પાર ઊતરનાર છુ<br>
જૂના ચીલા છોડી દઇને<br>
નૂતન યુગની દિશા લઇને<br>
વિધવિધ ક્ષેત્રે હું વિહરનાર છુ–હાંરે હુ તો

દુખિયા કેરા દુખ મીટાડુ<br>
મંગલજ્યોત જગાવું ઉરમાં<br>
નિદ્રાથી જાગિયે નવ ડરનાર છુ–હાંરે હુ તો

આર્ય ભૂમિ છે માતા મારી<br>
આર્ય વળી આદર્શો મ્હારા<br>
એમાં નવ પ્રાણ હુ પૂરનાર છુ–હાંરે હુ તો

નવયુગની છુ રસ પંખિણી<br>
ચેતન આભે ઊડવું મ્હારે<br>
પાંખોમાં જોમ છે ઊડનાર છુ–હાંરે હુ તો

વિબુધ મ્હેતા

ભોગવી રહી છે, જ્યારે ગરબામાં ખાસ નથી.

હાલમાં ગરબાઓમાં કેટલીક વાર નિસ્તેજ પણું અને કેટલીક વાર ઘણુંજ આગળ પડતું શૌર્ય જણાઇ આવતાં દેખાઇ આવે છે; ગુજરાત જો આમાં ' કળા 'નો દાવો કરતું હોય તો તેમાં તેને હારી જવાનો લગભગ પૂરો સંભવ છે. માટે એણે ચેતવાની જરૂર છે. વીસમી સદીમાં જેમ હિંદની સ્ત્રીઓમાં કોઇ અવનવી ધગશ અને કાંઇક અંશે શૌર્ય પણ આવી ગયાં છે, અને આનું પ્રતિબિંબ હાલના ગરબાઓમાં સંપૂર્ણ સ્પષ્ટતાથી પડી રહ્યું છે. દિલગીરી ફક્ત એ જ થાય છે કે આ સમરાંગણ જેવા જેવા અને અહિંસાના યુગમાં શૌર્યના સાનિધ્યમાં બિચારી કળાનો કાંકરો તો નહિ નીકળી જાય? કળાને કેન્દ્ર રાખી એની આજુબાજુ વીંટળાયેલા ગરબાના બહોળા પ્રચારમાં એ બિચારીનું કેન્દ્ર ખસી જાય તો કેવું લાગે? હશે, પણ જો હિંદ ક્રાન્તિને પંથે પળે તો આ પ્રકારનો અપાતો ગરબાનો મહાવરો અને શૌર્ય નકામાં તો નહિ જ જાય.



## ખીલતી ચંદ્રિકા

: રાસ :

[ રાગ—મન હરિ મલવાને ]

સખી, ચાલો આનંદે આજ, ગરબે રમવાને.
ગાઇશું, ગાઇશું, શેના હો રાસ, ગરબે રમવાને.
સખી, ગાઇશું નવરાત્રિના રાસડા,
લઇશું, લઇશું, ઠમકતો ચાલ, ગરબે રમવાને.
સખી, પૂર્ણ કળાએ ખીલી ચંદ્રિકા,
કિરણોની, જામી તારક તાર, ગરબે રમવાને.
સખી, ચમકતી તેજધારા શોભતી,
ચંદનીનાં પૂર ઉભરાય, ગરબે રમવાને.
સખી, શરદના ચોક મન મીઠડા,
રૂડા, રજનીના ટહુકાર, ગરબે રમવાને.
સખી, ગરબાની રસછોળો ઊડતી,
રાસે, રાસ સરજાય, ગરબે રમવાને
સખી, નવરાત્રિના ઉજવો પ્રેમથી,
ઉરે આનંદ શો ઉભરાય, ગરબે રમવાને.

છોટાલાલ દોશી

# વ્યસનીની સ્ત્રી

લેખિકા બાળાબેન ઠાકર

અમારી પડોશમા એક નાનું સરખુ કુટુંબ રહેતું હતુ. હરસુખરાય, એમની સ્ત્રી કમળા અને બે બાળકો, તેઓ સુખી હતા. હરસુખરાય માસિક રૂપિયા પચોતેર, એક ખાનગી ઓફિસમા કલાર્ક તરીકે નોકરી કરી પાડતા, અને કમળા સમજુ અને કરકસરવાળા હોવાથી એ પંચોતેર રૂપિયામાં તો સારૂં ઘર ચલાવતી, અને આમ એ કુટુંબ સુખી હતું.

પણ એક દિવસે હરસુખરાય ઓફિસમાંથી ઘેર આવતા હતા ત્યાં એમને કમનસીબે બે રખડેલ મિત્રો મળી ગયા. તેઓ એમને થોડી મઝા કરવા ખેંચી ગયા. શનિવાર હોવાથી સાંજના 'શો'માં સિનેમા જોયો, અને ત્યાંથી બહાર નીકળતા ' આ તો કાંઇ મઝા આવી નહિ ' એમ કહી હરસુખરાયને એના મિત્રો વધારે મઝા કરવા ખેંચી ગયા. હરસુખરાય યન્ત્રવત્ મિત્રોની પાછળ પાછળ ગયો. એને પૂરૂ ભાન હતું કે નહિ તે તો કોણ જાણે, ' પણ ચાલ, ચાલ આમ બાલાની માફક શું બેસી રહ્યો છે, લે આ ' એમ જ્યારે મિત્રોએ કહ્યુ ત્યારે એ ઝબકી ઉઠયો, અને આસપાસ જોયુ તો બધા દારૂડીઆ બેઠા હતા એના મિત્રો એને એક જ પ્યાલી પીવાનો આગ્રહ કરતા હતા. એ ગભરાઇ ઉઠયો, અને ના, ના, કહી ' પણ એમા વટલાઇ નહિ જવાય ' કહી મિત્રોએ એને એક જ પ્યાલાનો સ્વાદ ચખાડયો, અને પછી ' અરે આપણા ગજવામા તો કાંઇ નથી ' એમ કહી હરસુખરાય પાસે બે રૂપીઆ પડાવ્યા, અને ત્યાંથી મિત્રો છૂટા પડયા હરસુખરાય ખિન્ન હૃદયે ઘેર પહોંચ્યા પણ, બસ ખલાસ આજે કમળાના ઓજસભર્યાં સુખી કુટુંબમા કાલીમા પથરાઇ

બીજે દિવસે બપોરના જ્યારે હુ પરવારી મારી ગેલેરીમાં ઉભી હતી ત્યારે પાસેની ગેલેરીમાં કમળાને સૂજેલી આંખો અને શોકપૂર્ણ મુખ સાથે ઊભેલી જોઇ હુ ચોંકી, મે પૂછ્યુ, ' કેમ કમળાબેન, આજે કાંઇ દિલગીર છો ? શુ તબીઅત સારી નથી ? '

## શરદ સુહાગી જગમાં રાચે

### નૃત્યગીત

[ઢાળ "વસંત આવી ફૂલડાં લાવી" ને મળતો]

શરદ સુહાગી જગમાં રાચે
સ્નેહભીનાં હૈયાં સખી નાચે !
—શરદ સુહાગી૦

વાદળીઓ ઘેરી વર્ષાની
સિધ્ધ બીજળી દૂર દૂર ચાલી
નીલ ચમકારે હું અનુરાગી !
—શરદ સુહાગી૦

રંગ પ્રભાતે મધુર બપોરે
ઉર બાગે સ્વપ્નાં સખી મ્હોરે
ભમરી કોની ચિતને ચોરે ?
—શરદ સુહાગી૦

હસતી સરિતા, તરુઓ હસતાં,
ઊડે પંખી વ્યોમ ચમકતા
મંદ સમીર ઉરતાર જગવતાં !
—શરદ સુહાગી૦

ચંદ્રિકાનાં તેજ છવાયાં
પુષ્પસુવાસે ઉર મલકાયાં
રાસ કિશોરીએ લલકાર્યાં !
—શરદ સુહાગી૦

વિદ્યુત્ મહેતા

પણ આ પૂછતાં તો રોજની હસમુખી કમળાની આંખમાં આંસુ આવી ગયાં. એ બોલી, " ના, ના. એવું તો કાંઇ નથી. " એમ કહી એ દાદર ઊતરી મારી પાસે આવી ને દુઃખનો એક નિઃશ્વાસ નાખી બોલી, " બેન ! મારા ઉપર પ્રભુ કોપાયમાન થયા હોય એમ લાગે છે. રોજ તો એ ઓફિસમાંથી સીધા ઘેર આવતા. પણ કાલે રાત્રે મોડા આવ્યા. મેં એમને મોડા આવવાનું કારણ પૂછ્યું, પણ પૂછતાં તો એ ચીડવાઈ ગયા. અને ખાધા પીધા વગર ઉપર જઇ સૂઇ ગયા. જ્યારે હું ઉપર એમની પાસે ગઇ ત્યારે એમના મોઢામાંથી વાસ આવતી હતી. અરેરે ! આ વ્યસન એમને કયાંથી વળગ્યું !" એમ કહી એ રડી પડી. હું બીજું શું કરૂં. મેં એને દિલાસો દીધો, " પ્રભુ સૌ સારૂં કરશે. બેન કમળા, ગભરા નહિ. "

આ વાતને ૭ મહિના વીતી ગયા હતા. હવે તો કમળાની દુર્દશાનો પાર નહોતો. ઘરમાં ખાનાખરાબી શરૂ થઇ ગઇ હતી. રોજ રાત્રે હરસુખરાય મોડા આવતા, ઘરમાં ગાળો આપતા, અને કોઇ કોઇ વાર તો કમળાને ઝૂડતા પણ ખરા. દર પહેલી તારીખે પગાર આવતો તે પણ પૂરો ઘેર આવતો નહિ, અને તેને લઇને ઘર ચલાવવું પણ કમળાને ભારે થઇ પડ્યું. બિચારી ધીરજ રાખી સહન કર્યે જતી.

એક દિવસે સાંજે ચાર વાગે હું મારા ઘરમાં કાંઇક વાંચતી બેઠી હતી, ત્યારે કમળા મારી પાસે આવી રડી પડી. મેં ઘણોએ છાની રાખવા પ્રયત્ન કર્યો, પણ એ રડતી છાની રહી શકી જ નહિ. આખરે મહાપ્રયત્ને બોલીઃ " બહેન. બે દિવસથી છોકરાં ભૂખ્યાં છે. ઘરમાં અનાજનો દાણોએ નથી. હું તો જેમ તેમ કરી બેસી રહું, પણ છોકરાનું મોઢું મારાથી જોવાતું નથી. " મેં વિચાર કરી થોડું થોડું અનાજ, લોટ,

## મા ! ભુવનમોહિની

મા ! ભુવનમોહિની મૂરતી ત્હારી
તે પર જાઉં નિશ-દિન વારી
મા ! ભુવનમોહિની મૂરતી ત્હારી.

*

અણુ અણુમાં મા ! ચેતન ભરતી
કોટિક પાપ અમારાં હરતી
મા ! ભુવનમોહિની મૂરતી ત્હારી.

*

મા ! પ્રેમસુધા તું અમ પર ઢોળે
કરુણાસાગર તુજ છછળે છોળે
મા ! ભુવનમોહિની મૂરતી ત્હારી.

*

સચરાચરમાં વસતી તું માતા !
દીન-દુઃખીઓની તું છે ત્રાતા !
મા ! ભુવનમોહિની મૂરતી ત્હારી.

*

આવ્યાં તુજ શરણે માત ! દુલારી !
"મા ! મા !" કહીને હરનિશ પુકારી !
મા ! ભુવનમોહિની મૂરતી ત્હારી.

*

મા ! ભુવનમોહિની મૂરતી ત્હારી
તે પર જાઉં નિશ-દિન વારી
મા ! ભુવનમોહિની મૂરતી ત્હારી.

રમણિક કિશનલાલ મહેતા

વગેરે આપ્યું, અને આ એક કુલીન સ્ત્રીને વ્યસની પતિને લીધે ભિક્ષુકની માફક અના જની પોટલીઓ બાંધી લઇ જતી જોઇ આવા નિષ્ઠુર પતિને શાપ આપતી હું દયા પૂર્ણ નજરે જોઇ રહી.

*

આ બનાવ બની ગયા પછી અમારે ત્યાંથી જવાનું થયું, અને બાર મહિના સુધી કમળાની ખબર હું મેળવી શકી નહિ જ્યારે હું અમદાવાદ પાછી ફરી ત્યારે પહેલી જ ખબર કમળાની પૂછી કોણ જાણે કેમ, મને એના ઉપર સગી બહેન જેવો પ્રેમ હતો હવે એનાં બન્ને બાળકો મોટાં થયાં હતાં પણ કમળા ક્ષયનો ભોગ બની હતી—એ દિવસો ગણી રહી હતી હું એની પાસે ગઇ. મને જોઇ એના માંદગીથી કરમાએલા મોઢા ઉપર આનંદની રેખાઓ ચમકી ઊઠી એ મહાપ્રયત્ને બેઠી થઇ અને બોલી "બેન ! મારી તો હવે જવાની તૈયારી થઇ છે. દારૂના દૈત્યે મારો ભોગ લેવા ધાર્યો હતો તે લેશે, પણ હિંદના એ મહાન પુરુષને મારા હજારો વંદન હજો, અને મારી આ મૃત્યુની પળે કોન્ગ્રેસ સરકારને ધન્યવાદ આપું છું કે મારા જેવી હજારો બહેનોના એમણે આશીર્વાદ લીધા છે આજે થોડા મહિના થયાં અમારા ઘરમાંથી દારૂ ગયો છે. મારાં છોકરાં સુખી છે, અને પાછા આગળના સુખી દિવસ આવતા હોય એમ લાગે છે. જો કે હું તો હવે જઇશ, પણ મારાં છોકરાં અને પતિ સુખી થશે, એ વિચારે હું નિરાંતે મરીશ" એમ કહેતાં એ જીવન અને મરણ વચ્ચે ઝોલા ખાતી રહી પડી મે એને આશ્વાસન આપ્યું અને છાની રાખી, અને કહ્યું કે "ગભરાઇશ નહિ, આ સુખી દિવસો જોવા તું જરૂર સારી થશે" આ બનાવ પછી કહેવાની ભાગ્યેજ જરૂર છે કે બિચારી કમળા દારૂના દૈત્યનો ભોગ બની આઠ દિવસે સ્વર્ગે ગઇ

---

## હ્યો હ્યો ખાદી

[ હ્યો હ્યો કાલાં વેચાયા એવમા—એ ઢાળ ]

હ્યો હ્યો ખાદી વેચાયે હાટમા,
ખાદી ગાધીજીની અણીશુદ્ધ લો,
હ્યો હ્યો૦

ખાની સુંદર સુઘડ આંખ આંજતી,
એ છે વિદેશીની હારોહાર લો,
હ્યો હ્યો૦

રૂડા ખાદીના વસ્ત્ર બહુ શોભતા,
સાદી સ્વદેશી એ અણમૂલ લો,
હ્યો હ્યો૦

ધારો સ્વદેશી મત શુદ્ધ પાળવા,
ખાદી આપજ્યી, સત્ય પવિત્ર લો
હ્યો હ્યો૦

હિંદમાંહી બેહુ ગરીબ દુઃખ અપારા,
રેલ, હીમ, દુકાળ, કષ્ટ પ્રતિવર્ષ લો,
હ્યો હ્યો૦

દીન તણાં કષ્ટોને ખાદીથી ટાળવા,
જાગે દેશ-પ્રેમ દિલમાંહી શુદ્ધ લો,
હ્યો હ્યો૦

કોણ એવો હિંદી અભાગી માનવી,
નાહિ દેશાભિમાન દિલ માહ લો,
હ્યો હ્યો૦

હિંદી હિંદી ખાદી એ શુદ્ધ અપનાવશે,
ભારતીય રાષ્ટ્રતા દિપાવશે જરૂર લો,
હ્યો હ્યો૦

રણજિતરાય સાકરલાલ ઠાકોર

## અમર વણજારા રે

આ પૃથ્વીને પાલવ ફૂલડાં વણજારા રે,
ઘૂમે તારક નભ અવિરામ અમર વણજારા રે.
ચિત્ત ચુંદડી ફરતાં સોણલાં વણજારા રે,
સ્થળ કાળના આતમરામ અમર વણજારા રે.
આ પોઠની પોઠ ભરી વહે વણજારા રે,
કરો, આખરનાં કિયાં ધામ ? અમર વણજારા રે.
દગ સંકુલતા અમને દહે, વણજારા રે,
અમે ઝંખીએ વિશ્વંભર ધામ, અમર વણજારા રે.
ભમી આથડી આંધિ તુફાનમાં વણજારા રે,
અમે પ્રાર્થીએ જ્યોતિ સંગાથ; અમર વણજારા રે.
કેમ કાપીએ માર્ગ વેરાનમાં વણજારા રે,
લઇ જીવનદામ દિયો સાથ, અમર વણજારા રે.

સરોદ

❋

## કાલિન્દીના કાંઠડે

કાલિન્દીના કાંઠડે નંદનો નંદન ચઢયો હિલોળે.
રમે ભવ્ય ખેલ, કરે કંઇક ગેલ,
ઉડાવે રસ રેલ; નંદનો નંદન ચઢયો હિલોળે.
ઉડે રમ્ય પરાગ, પાડે જીવન આશ,
વહે રસિક રાગ; નંદનો નંદન ચઢયો હિલોળે.
સુણું બંસીનાદ, જીવનનો પમરાટ,
આનંદનો ગભરાટ; નંદનો નંદન ચઢયો હિલોળે.
રસિક રસનાથ, સદૈવ સૌન્દર્ય સાથ,
બાંધે પ્રકૃતિ પાસ; નંદનો નંદન ચઢયો હિલોળે.
થયો હૃદયયોગ, પામ્યો અનંત ભોગ,
પ્રેમ જીવનનો સોખ, નંદનો નંદન ચઢયો હિલોળે.
ચઢયો હિલોળે....ચઢયો હિલોળે,
નંદનો નંદન ચઢયો હિલોળે.

થી. દિવ્યેન્દ્ર

લોકપ્રિય

# ઓડીયન  રેકોર્ડસ

જરૂર તમારા ઘરમાં વસાવો.

મા. મોહન ઈનાવાલા

SB ૨૩૪૭ { હૃદય પલટો — કોમીક ભા. ૧ / " — " ૨

હરીભાઈ ઠાકર અને પાર્ટી

SB ૨૩૭૮ { બાપુના લખાવા — કોમીક ભા. ૧ / " — " ભા. ૨

પંડીત દેવેન્દ્રવિજય

SB ૨૩૦૭ { આવો ફરી કનૈયા — ગઝલ / જાઓ મથુરા કાન્હા — કેહરવા

મીસ મોતીબાઈ (ડંટરવાળી) (નાટક)

SB ૨૧૩૪ { મમતાની ઘેલી મુગલી, વેમનો ભોગ / હીરે વનરામાં બોલ્યો, કાદુમકરાણી

ગુજરાતી જનતામાં જેનું નામ ઘેરઘેર લોકપ્રિય થયેલું છે તે,

## કુ. ગુણીયલ દેસાઈ B. A.

પોતાની પાર્ટી સાથે ફરી વખત

## ઓડીયન રેકોર્ડ

ઉપર પોતાનો મધુરો કંઠ સંભળાવે છે તમો એકવાર જરૂર સાંભળો

## નં. SB ૨૩૮૫

એક બાજુ—મ્હારે જાવુ છે મહીડા વેચવાને આજ — ગરબો

બીજી બાજુ—સાથીઓ પુમોને મહી રંગ હું તો ભુલી — ગરબો

## મણીબાઈ ગરબા પાર્ટી

SB ૨૦૬૪ { વનમાં વાગે છે કૃષ્ણ તારી બંસરી, ગરબા / પ્રેમની પુજારણ બની — "

SB ૨૧૭૭ { આવો આવો નંદલાલ — ગરબા / મને દેખાડો વાટ — "

SB ૨૧૧૧ { આવો આવો સાહેલીઓ — ગરબા / ઘેલી ઘેલી થઈ છું — "

બીજા પ્રખ્યાત નીચેના ગાયકોની રેકોર્ડો જરૂર સાંભળો.

મરહુમ, ખાંસાહેબ અબદુલ કરીમખાં,

સૌ. હિરાબાઈ બડોદેકર,

બાઈ સુંદરાબાઈ, દુર્ગા ખોટે,

મારૂતીરાવ પહેલવાન,

મા. કાશીનાથ,

માસ્તર કૃષ્ણરાવ વિગેરે

સચીત્ર કેટલોગ માટે લખો

ડીસ્ટ્રીબ્યુટરો ઓડીયન. કોલંબીઆ અને રીગલ રેકોર્ડસ

**રૂબી રેકોર્ડ કંપની, કોટ, મુંબઈ ૧**

## શું મુખ માંહીં છુપાવો ?

( રાગ—'શાને બન્યો મસ્તાનો' )

શું મુખ માંહી છુપાવો,
કહાના ! હમે મુખ બતાવો.
દોરડીથી ઝકડી કર બાંધ્યા
થરથર ધ્રૂજવા લાગી કાયા;
શાને માડી ! સતાવો—કહાના૦
ના ના મૃત્તિકા મ્હેં નથી ખાધી,
રાવ મ્હારી કો રિપુએ આપી;
વાંક નથી કૈં મ્હારો—કહાના૦
મ્હોળું મુખ કરી બતલાવ્યું,
ચૌદ ભુવન મુખ માંહીય ભાળ્યું;
માતે ઉત્સંગ સુવાર્યો—કહાના૦
વિસ્મિત માત થયાં મન માંહીં,
ઝગમગ જ્યોતિ રૂપ નિહાળી;
વત્સલતાથી વધાવ્યો—કહાના૦
ધન્ય યશોદા નંદ હમોને,
યદુકુલદીપક પ્રકટ્યા ગેહે;
લાડ વિવિધ લડાવો—કહાના૦

**સૌ. દીપકબા દેસાઇ**

કથી અંકિત એવી કેટલીયે વસ્તુ નીકળી ત્યારે સ્વસ્તિકના ચિન્હ પ્રતિ વળી લક્ષ્ય ખેંચાયું. તે પછી દુનિયાના દરેક ભાગમાં પૌર્વાત્યો ને પ્રાચીન વિદ્યાશાસ્ત્રીઓને આ ચિન્હ તથા અનેક સાધનો તથા વસ્તુઓ પર અંકિત થયેલું જોવા મળ્યું છે. વિખ્યાત નવલકથાકાર વેલ્સે તેના દુનિયાના "ઇતિહાસની રૂપરેખા"માં લખ્યું છે કે કંઇ કાળથી આ ચિન્હ દુનિયામાં પરિભ્રમણ કરી રહેલ છે. આ વિચિત્ર ને રહસ્યભર્યા ચિન્હનો ભેદ ખોલવા ઘણા પ્રયત્નો થયા છે.

યુરોપમાં આજે જેને ટ્રાન્સીલ્વાનિયાનો પ્રદેશ કહે છે ત્યાં પહેલવહેલાં સ્વસ્તિકે દેખાવ દીધો હતો. તે પછી હજારો વર્ષે ટ્રોય નગરીમાં સ્વસ્તિકે પ્રવેશ કર્યો હતો ને ઇશુ ખ્રિસ્તના કાળ પહેલાં ગ્રીસના પ્રદેશમાં તથા તેની આસપાસ ધાર્મિક ચિન્હ તથા અલંકાર અર્થે સ્વસ્તિકનો ઉપયોગ પ્રચલિત બન્યો હતો.

ટ્રોયમાંથી સ્વસ્તિકે બેબીલોનની ઇરાનની રાજધાની સુસામાં પહોંચ્યો.

### ઇશુખ્રિસ્ત પહેલાં

ઈશુ ખ્રિસ્ત પહેલાંના પાંચસોમાં વર્ષે સ્વસ્તિકે હિંદમાં દેખાવ દીધો હતો. સ્વસ્તિક સંસ્કૃત શબ્દ છે. તેનો અર્થ શુભ થાય છે. મૂળ આ ચિન્હને તાવીજ તરીકે તથા અનિષ્ટના રોધક તરીકે વાપરવામાં આવતું હતું. હિંદુસ્તાનમાંના લગભગ દરેક હિંદુગૃહમાં સ્વસ્તિક દેખાય છે. ઉંબરા પર શ્રેયની સાધના ચિન્હ તરીકે સામાન્ય રીતે દોરવામાં આવેલ હોય છે. વેપારીઓ પણ તેને શુભ ચિન્હ ગણતા થયા છે ને લગ્નમાં તો તેનું મહત્ત્વ છે તો ઉપર જણાવવામાં આવ્યું છે.

બુદ્ધવાદનો પ્રચાર ચીન અને જાપાનમાં થયો તે સાથે સ્વસ્તિકનો પ્રચાર પણ ત્યાં થયો. જાપાન તથા ચીનમાં સ્વસ્તિક એટલું બધું લોકપ્રિય બન્યું કે આઠમી સદીમાં શાહી ફરમાનથી સ્વસ્તિકના ઉપયોગ પર મર્યાદાઓ મૂકવી પડી હતી. કારણ કે શાહી ફરમાનોનો પ્રારંભ પણ સ્વસ્તિકથી થતો હતો. સ્વસ્તીકનો ચીની શબ્દ 'વાત' છે જેનો અર્થ અનંત થાય છે. આ પછી સ્વસ્તિક અમેરિકા પહોંચ્યું. ૧૪૯૨ માં અમેરિકા શોધાયું તે પહેલાં પણ અમેરિકાનો સંસ્કારિક સંબંધ જૂની દુનિયા સાથે હતો એમ વૈજ્ઞાનિક શોધો કહે છે.

### શોધખોળ

જર્મનીના પ્રાચીન વિદ્યાશાસ્ત્રીઓએ

સ્વસ્તિક વિષે શોધખોળ કરી છે ને તેઓ માને છે કે સ્વસ્તિક પાચ હજાર કરતા વધારે વર્ષ પહેલાં અસ્તિત્વમા હતો ને મૂળ આર્યો તેનો ઉપયોગ કરતા અસલ આર્યોને બીજી જાતિઓથી ઓળખી શકવા માટે સ્વસ્તિકનો ઉપયોગ થતો એમ તેઓ માને છે.

## રોમ અને યુરોપમાં

રોમના તાબેદાર દેશો ગ્રીસ, સ્પેન અને બ્રિટનમાં તે પ્રચલિત હતો. રોમમાં આવેલા પ્રથમ ખ્રિસ્તીઓ સ્વસ્તિકને લાવ્યા હતા.

ઉત્તર યુરોપમા સ્વસ્તિક દેશદેશમા પ્રસર્યો હતો, ઘરગથ્થુ વાસણો પર તેને અંકિત કરવામા આવતો, તે ઉપરાંત રાજચિન્હ તથા દેવળોમાં પણ તેનો ઉપયોગ થતો

સ્વસ્તિક અદ્રશ્ય થયો માત્ર આઇસલેન્ડ જેવા પ્રદેશમાં તે વપરાવા લાગ્યો કે જ્યાં આજે પણ તે વપરાઈ રહેલ છે

સ્વસ્તિકના ગહન અર્થને શોધવાને ઘણા પ્રયત્નો થયા છે.

## સૂર્યપૂજાનું ચિન્હ

ઘણા ખરા વિજ્ઞાનવેત્તાઓ એમ માને છે કે સ્વસ્તિક મૂળ તો સૂર્યપૂજાનુ એક ચિન્હ હતું. પરંતુ તેમ હોય તો હિંદમા ચક્ર રહેવા ઉપયોગનેજ તે લાગુ પડે. ગ્રીસમા તેને 'ગામાદા' કહેતા, લેટીનમાં તેને 'ક્રેસ-ગામાદા' કહે છે તેના અગ્રેજી પર્યાય શબ્દ 'આરપગું' છે. કેટલાક પંડિતો એમ પણ માને છે કે મધ્યયુગમા ઉત્તર યુરોપના દેશમાં સ્વસ્તિકનો અર્થ પેગાનીઝમની સાથેનો ગુપ્ત સંબંધ લેખવામાં આવતો

સ્કેન્ડીનેવિયાના દેશોમા સ્વસ્તિકને "થોરનો હથોડો" કહેવાતો ઉત્તર યુરોપની પુરાણી કથામાં થોરને વાવાઝોડાનો દેવતા લેખવામાં આવે છે. ને વિચિત્ર તો એ છે કે સ્કેન્ડીનેવીઆના પ્રાચીન દેવળોના ઘરો પર સ્વસ્તિકનુ ચિન્હ કોતરેલુ જોવામા આવે છે.

## સુસ્વભાવ રાખવા સ્ત્રીઓને સાવધાનતાજનક ઉપદેશ

(પદ-કોઇ એક સમે મારા પ્રેમી પતિએ, એ લય)

પેલું ખડ્ગ જોઈ સૌને થાય ભીતિ,
જેને તુજમાં વાણી એવી તો નથી ?
પેલી જ્વાળા જોઇ સઉ કંપી ઊઠે,
ક્રોધજ્વાળા એવી તુમાં તો ન થતી ?
પેલું ઝેર જોઇ ભય પામે સઉ,
એવું દ્વેષનુ ઝેર તુમાં તો નથી ?
પેલા સર્પ ફુફાડાથી સર્વ બીએ,
એવા શબ્દ ફુફાડો તો ના કરતી ?
પેલી ધૂણીના ગોટથી આંખ ભરતી,
તુમાં કલેશ-ધૂણી એવી તો નથી ?
પેલા વીજ-કડાકાથી બીતા બધા,
એવા મર્મ-ધડાકા ન ઉચ્ચરતી ?
મારી વ્હાલી સખિ ! તુજમાં આવા,
દુર્ગુણ-દોષને લેશ ન સંઘરતી,
કરી સર્વ રીતે સુસ્વભાવ તારો,
ફર સર્વત્ર-સર્વનાં મન હરતી

શ્રી. જ. દેવી

## વેદના બારામાં

વેદકાળમા યજ્ઞની વેદી, જે ભૂમિતિની ચોકસતા મુજબ દોરવામા આવતી તેમાંથી હિંદી સ્વસ્તિકનો જન્મ થયો લાગે છે. યજ્ઞ માટેની વેદી નક્કી કરેલી ઝીણામા ઝીણી વિગત પ્રમાણે ૧૬ જુદા જુદા માપ અને સ્વરૂપ પ્રમાણે બંધાતી ને ચોખંડી ઈંટોથી બંધાવેલી 'ચતુરસ્ર' વેદી તે બધામાં

શ્રેષ્ઠ ગણાતી. આ સ્વરૂપ રૂપિઓને ખૂબ પસંદ હતુ ને પ્રાચીન સિક્કાઓમા પણ તેને સ્થાન મળ્યું હતું.

ચીનમા સ્વસ્તિક ને બુદ્ધવાદના ખાસ ચિન્હ તરીકે જ લેખવામા આવે છે

વીસમી સદીના પ્રારંભકાળમાં સ્વસ્તિકે યુરોપના અમીરવર્ગનું ખૂબ આકર્ષણ કર્યું હતુ. ઘડીઆળનો સોનાનો છેડો કે કિંમતી રત્નો સાથે આ ચિન્હને અમીરો એક જાતના તાવીજ તરીકે પહેરતા ઝારના સેંટ પીટર્સ-બર્ગના રાજદરબારમા આ આભૂષણ ખાસ ફેશનરૂપ થઈ પડયુ હતુ

સ્વસ્તિક મૂળ આર્યોનુ ચિન્હ છે એ માન્યતા ઉત્તર યુરોપ એટલે કે જર્મની આદિ દેશોમા ખૂબ પ્રસરેલી છે ને તે કારણે નાઝી લોકોએ તેને પોતાના ચિન્હ તરીકે સ્વીકાર્યો છે, કારણ કે નાઝીઓ માને છે કે અસલ આર્યોનુ લોહી તેમનામા વહે છે

( તા ૧૬-૧-૩૮ 'જન્મભૂમિ'માથી )

---

## ગુર્જરી વીરાંગના*

[ શ્યામરંગ સમીપે ન જાઉં—એ રાગ ]

કાયરની નારી શું ગણાઉં, ઊઠો ! સ્વામી મ્હારા
કાયરની નારી શુ ગણાઉં ?

સારી ગુજરાત આજ ખળભળી છે ઊઠી,
હુ જ બેસી હાલરડા શુ ગાઉં ?—ઊઠો૦

શોગી કેરી નાર બની છૂપી છૂપી ખારો,
ફરે અલી ! માગી તારો મ્યાઉં ?—ઊઠો૦

ગગડયા નિશાન વાગે શૂર રણતૂર આ,
હાક, બરે સુણી અકળાઉં ?—ઊઠો૦

કેસરી નાર હુ કે ઠેસ ખાતી શોકની,
વેશ આવો દેખી લજવાઉં—ઊઠો૦

હોય વીર શોણિત તે ઊનુ ઊનુ ઉછળે,
હુ તે શુ આ હિમમા થીજાઉં—ઊઠો૦

પાઘ બાંધુ કેસરી ને કમર બાંધુ કસકસી,
ધસમસી ઝુકાવો, હુ હુલાઉં ?—ઊઠો૦

અંગના ભલે હુ તોયે વીરની વીરાંગના,
વીરના જ વ્હાલમા શુ થાઉં ?—ઊઠો૦

વીરની ઘડી ખરી, ન કાયરની જીંદગી,
વધો સ્વામી જય ગીતો તો હુ ગાઉં—ઊઠો૦

* ( અરદેશર ખબરદારની રાસચંદ્રિકામાથી )




# આણાં

કાઢ્યા સોનલા બાજોઠ
કાઢ્યા રૂપલા બાજોઠ
સોળ સોનાના સોગઠા રે.

રમ્યા આજુની રાત્ય
રમ્યાં માજમ રાત્ય
તેડાં આવ્યા દીવાનના રે

તેડી જાશે દીવાન
તેડી જાશે દીવાન
પછી મોલુમા એકલા રે

એટલી એટલી સાહેલીઓમા
અમને કેમ ઓળખી રે

માથે ત્રાંબાળુ હેલ્ય
જાણે હનૂકની ઢેલ
આવે ઝબુકી વીજળી રે

એટલા એટલા સારથીઆમાં
અમને કેમ ઓળખ્યા રે

જાણે ચંપાનો છોડ
જાણે ગુલાબનુ ફૂલ
પાસે મશારકે કેવડા રે.

મેરૂણા

# નવરાત્રિ*

રાગ—ભીમ પલાસી, તાલ, હિંચ

[ લય—ગુણવંતી ગોરી ચંદા શી ગગન ગોખ ચમકે. ]

શીલવંતી શાણી સુંદરીઓ મધુર રાસ ખેલે,
દેવાગના શી અનુપમ સુહાસિની સોહાયે—શીલવંતી૦
રસ રાસ લલિતા ગાને સુરવૃંદ નભ વિરામે,
ખીલી રસિલી, ચંદા અમી વ્યોમથી વહાવે—શીલવંતી૦
નવરાત્રિ દિન આવે ઉરમાં ઉલ્લાસ લાવે,
શીળી સુહાવ રજનીમાં રસિક જન વિલાસે—શીલવંતી૦
[સાખી] અવનિ પટે નવ દિનમાં, લીલા દેવીની થાય;
નીલાંબર પટકુળ ધર્યાં, રાસ ખેલવા જાય.
લઇ યોગ માયા સંગે દેવી સકળ સુરંગે,
મીઠી વીણાના નાદે દઇ તાલ ઘૂમે ગરબે—શીલવંતી૦
જળ સરિત કેરાં થંભે કાંઇ દિવ્ય ગાન રેલે,
લહરિ અનિલ સુવાસિતથી ચેતના જગાવે—શીલવંતી૦

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઇ

卐

# નણદલના નેહ

(ઢાળ : સાળુડો ઉડતો સમારતી દોડતી જાતી વાદલડી)

જીવનનાં નૂરને ઉજાળતી મીઠડી મ્હારી નણદલડી.
સ્નેહીના સ્નેહને વધારતી મીઠડી ન્હાની નણદલડી.
'ભાભી'ના ભાવભર્યા ગુંજનો એ ગુંજતી
ભ્રાતાને સ્નેહ-અમી વર્ષણે ન્હવરાવતી
સંસારે સ્વર્ગને સર્જાવતી મીઠડી ન્હાની નણદલડી.
અન્તરને વેરઝેર સ્હેજ નહિં સ્પર્શતા
ઉપજે જો રોષ દૂર થાતો પલકમાં
ભાવભર્યું મલકી-મલકાવતી મીઠડી ન્હાની નણદલડી.
ઉરમાં તરંગ-રંગ કૈં કૈં ઉભરાય છે
નણદલના નેહ થકી હૈયું રંગાય છે
અણમૂલા ભાવથી ભીંજાવતી મીઠડી ન્હાની નણદલડી,
જીવનનાં નૂરને ઉજાળતી મીઠડી મ્હારી નણદલડી.

ચન્દ્રિકા

---

* રાસસરિતા ભાગ ૧ લો.

# નવરાત્રની આખ્યાયિકાનું રૂપક

## [ આસો સુદ ૧ થી ૧૦ ]

લેખક : કાકાસાહેબ કાલેલકર

મહિષાસુર સામ્રાજ્યવાદી હતો. સૂર્ય, ઇંદ્ર, અગ્નિ, પવન, ચંદ્ર, યમ વરુણ વગેરે બધા દેવોનો અધિકાર અને ખાતાં તે પોતે જ ચલાવતો હતો. સ્વર્ગના દેવોને તેણે ભૂલોકની પ્રજા બનાવ્યા હતા. કોઈને પોતાને સ્થાને સલામતી લાગતી ન હતી. દેવો પરમાત્મા પાસે ગયા. પરમાત્માએ સૃષ્ટિની જે વ્યવસ્થા કરી હતી તે મહિષાસુરે કેટલી બગાડી નાખી છે એ બધું કહી સંભળાવ્યું. બધું સાંભળી વિષ્ણુ, બ્રહ્મા, શંકર વગેરે સર્વ દેવોના શરીરમાંથી પુણ્યપ્રકોપ ઉછળ્યો, અને તેની એક દૈવી શક્તિમૂર્તિ નિર્માણ થઈ. સર્વ દેવોએ આ સર્વ દેવમયી શક્તિને પોતપોતાનાં આયુધની શક્તિથી મંડિત કરી અને પછી આ દૈવી શક્તિ અને મહિષાસુરની આસુરી શક્તિ વચ્ચે ભીષણ યુદ્ધ જામ્યું. કેટલાં વર્ષ સુધી ચાલ્યું તે કોણ કહી શકે? પણ આશ્વિન-માસની શુક્લ પ્રતિપદાથી દશમી સુધી એ યુદ્ધ ચાલ્યું એમ મનાય છે, અને તે પ્રમાણે દૈવી શક્તિના વિજયનો નવરાત્રિનો ઉત્સવ આપણે ઉજવીએ છીએ.

દૈવી શક્તિ એ પરમા વિદ્યા છે, બ્રહ્મ-વિદ્યા છે, આત્મતત્ત્વ, વિદ્યાતત્ત્વ અને શિવ-તત્ત્વનું શુદ્ધ સ્વરૂપ છે. આ શક્તિ 'शठं प्रति शुभंकरो' છે 'आहितेषु साध्वी' છે; વૈરી પ્રત્યે પણ તે દયા પ્રગટ કરે છે. દુષ્ટ લોકોનો ખરાબ સ્વભાવ શાન્ત પાડવો એ જ આ દૈવી શક્તિનું શીલ છે. दुर्वृत्तवृत्तशमनं तव देवी शीलम्।

અસુરો આ શક્તિને ન સમજી શક્યા. ભક્તો જ્યારે દૈવી શક્તિની જય બોલવા લાગ્યા ત્યારે અસુરો મુંઝાઈ જઈ 'અરે, આ શું ? આ શું ?' એવી ચીસો પાડવા લાગ્યા. આખરે અસુરોનો રાજા પોતે જ

---

### નવરાત્રિનો ગરબો

[ રાગ—આવ્યાં આસામય઼ાં રે. ]

ચાલો ઉત્સવ આજ માતનો<br>
ઉજવીએ તે હર્ષિત ઉર રે,<br>
ઉત્સવ માતનો રે.

આવો વ્હાલી બ્હેન સહુ મળી,<br>
લઈએ આનંદ સૌએ સાથ રે....ઉત્સ૦

વસ્ત્રાલંકારે જેમ શરીરને<br>
આત્માને દિપાવો ગ્રહી સાર રે....ઉત્સ૦

મહિમા વધે તો જ માતનો<br>
(જો)બને શક્તિશાળી સ્ત્રીજાત રે....ઉત્સ૦

માતૃ વ્હાલાં પાસ કરગરી<br>
દિવ્ય શક્તિ માગો ધરી ભાવ રે....ઉત્સ૦

મંજુલાગૌરી છગનલાલ મહેતા

લડવા લાગ્યો. તેણે અનેક જાતની નીતિ ચલાવી, અનેક રૂપો ધારણ કર્યાં: પણ આખરે निःशेषदेवगणशक्तिसमूहमूर्तिનો જ વિજય થયો. પવન અનુકૂળ વાવા લાગ્યો. વરસાદે ભૂમિને સુજલા, સુફલા કરી નાખી, દિશાઓ પ્રસન્ન થઇ અને ભક્તો દેવીનું મંગલ ગાવા લાગ્યા. દેવીએ ભક્તોને આશ્વાસન આપ્યું કે એવી જ રીતે ફરી જ્યારે જ્યારે આસુરી લોકોને લીધે ત્રાસ ફેલાશે ત્યારે હું પોતે અવતાર ધારણ કરી દુષ્ટતાનો નાશ કરીશ.

એ મહિષાસુર દરેક માણસના હૃદયમાં પોતાનું સામ્રાજ્ય સ્થાપન કરવા મથે છે અને તે તે વખતે દૈવી શક્તિને તેનાં બધાં સ્વરૂપો ઓળખી તેનો સમૂળો નાશ કરવો પડે છે. દરેક હૃદયમાં આ યુદ્ધ કેટલાં વર્ષ સુધી ચાલે છે તે દરેક જણ પોતાનું અંતર તપાસી જાણી શકે છે. નવરાત્રિના દિવસોમાં હૃદયમાં અખંડ દીપ પ્રજાળી આપણે એ દેવી શકિતની આરાધના કરવી જોઇએ, કેમકે જ્યારે તે પ્રસન્ન થાય છે ત્યારે તે દૈવી શક્તિ જ આપણને મોક્ષ આપી દે છે.

सैषा प्रसन्ना वरदा नृणां भवति मुक्तये।

---

## માતાજીનો ગરબો

[ હું તો જોઉં છું તમારી વાટડી રે શ્રી નંદજીના નંદલાલા—એ રાગ ]

જુઓ જુઓ નગરના વાસી રે અંબા આવે છે.
હવે દુઃખ સહુ જશે જ નાસી રે અંબા આવે છે.
જુઓ ઝાંઝરનો થાય ઝણકારો રે, અંબા૦
સુખ શાંતિનો આવિયો વારો રે, અંબા૦
આવે આવે ગરબા ગીત ગાતી રે, અંબા૦
બહુ જોગણીઓ સાથે સુહાતી રે, અંબા૦
સહુ કંકુને ઉછાળતી આવે રે, અંબા૦
કાંઇ આશિષે ગગનને ગજાવે રે, અંબા૦
શુભ પગલાં કંકુનાં સુહાએ રે, અંબા૦
પદ રજનો અકળ મહિમાએ રે, અંબા૦
આધિ વ્યાધિ ને ઉપાધિ સહુ ટાળે રે, અંબા૦
અતિ તેજ જગમાતનું પ્રતાપી રે, અંબા૦
ફરિ ફરિ મુજ માત પાયે લાગું રે, અંબા૦
ખમા ખમા અપરાધ એ જ માગું રે, અંબા૦
લીધો આશરો સદાય એક તારો રે, અંબા૦
વરદાયી હાથ મસ્તકે પ્રસારો રે, અંબા આવે છે.

સૌ વસુમતી દ્વિવેદીઆ



## [૧] રાસ-સૌરભ

સુન્દરીની દૃષ્ટિએ નિહાળતા આપણા સાહિત્યનો આ રાસયુગ છે.

*

રાસ એટલે ગુજરાતણની સર્વોત્તમ રમકલા.

*

રાસ એટલે ગુજરાતનું સ્વયંભૂ સંગીત.

*

રાસ એટલે અધ્યાય નહિ, આખ્યાન નહિ; પણ મુખનું મલકતું કે આંખડીનું પલકતું.

—મહાકવિ શ્રી ન્હાનાલાલ

*

ગુર્જર બ્હેનોનો રાસવિલાસ અને તેમનું રાસસૌભાગ્ય અખંડ રહો.

—કવિવર શ્રી. ખબરદાર

*

ગુર્જર બ્હેનોના રાસ તેમ જ ગરબા જોઈને જ નૃત્ય શીખવાની મ્હને પ્રેરણા મળી છે.

—શ્રી ઉદયશંકર

*

રસની પૂર્ણ નિષ્પત્તિ તે રાસ; રાસ એટલે રસસિંચન, રસસ્નાન, રસપાન, રસગાન, રસભર્યું વાદન, રસભેર્યું ક્રીડન, રસપૂર્ણ નૃત્ય, રસપ્રેર્યો અભિનય, રસઝરતું ઝીલન અને ઝૂલન, રસમધુર આન્દોલન અને ઉદ્દયન.

—શ્રી. રામમોહનરાય દેસાઈ

મતલ વાત તો એક જ છે, કે રાસ-ગરબો સંઘજીવનની સંપત્તિ છે.

—શ્રી. ઝવેરચન્દ મેઘાણી

*

ઘણે અંશે ગુજરાતનું વિશિષ્ટ કાવ્યસ્વરૂપ તે રાસ

—શ્રી. રમણલાલ દેસાઈ

*

ગોળકુંડાળે ફરતા મંડળની ગતિના તાલ સાથે એકતાન બનીને ગવાતું ગીત-તેમાંયે એક જણ ગાય અને બીજાં ઝીલે-એ પ્રકારનું ગીત-તે 'રાસ' એમ પ્રાકૃત વ્યાખ્યા આપી શકાય.

—શ્રી. મંજુલાલ મજમુંદાર

*

સ્ત્રીઓના જીવનમાં આનન્દ અને મસ્તીને કદાપિ અવકાશ હોય તો તે રાસોત્સવ વખતે.

—શ્રી. લીલાવતી મુનશી

*

ગુજરાતણોનું પરણેતરના પટોળા જેવું, પણ ન ફાટે એવું જે ઔધન તે રાસ.

—શ્રી. કેશવ હ. શેઠ

*

ગુજરાત ખરેખર ગીતોની ભૂમિકા છે. ગુજરાતના રાસ-ગરબાનું સ્થાન જગતભરના સાહિત્યમાં અનોખું છે. ગુજરાત અને ગુજ-

રાતીઓ પોતાના સાહિત્યના આ વિશિષ્ટ અંગ માટે જરૂર ગૌરવ લઇ શકે.

—શ્રી. મૂળજીભાઇ શાહ

*

## ગુજરાતનું સ્ત્રીસંગીત

ગરબા રાસડા અને ધોળ એ સ્ત્રીસંગીત-નો મુખ્ય ભાગ છે. ગુજરાતની સ્ત્રીઓનો જ એ વારસો છે. ગુર્જર સુન્દરીઓના ગરબાઓથી મુગ્ધ થતાં, કવિવર ટાગોર પણ ઘડીભર ગુજરાત કનેથી એ શીખી લેવા તૈયાર થયા હતા. ગુજરાતણોએ પોતાની આવી પ્રેમાળ વૃત્તિ અને રસિક અભિરુચિ એ બન્નેના મિલન વડે ગૃહસ્થાશ્રમને ખૂબ સુખમય બનાવ્યો છે. પુરાણોમાં જે રાસની વાતો વાંચીએ છીએ તે " રાસ " આજે પણ ગુજરાતમાં આપણને જોવા મળે છે.

—સ્વ. સૌ. ચૈતન્યબાળા મજમુદાર

*

## શક્તિનાં સ્તોત્રો

શકિતની આરાધના માનવજાતમાં શક્તિ પ્રગટાવવા માટે છે. શક્તિનું પ્રથમ લક્ષણ શૌર્ય એટલે નિર્ભયતા છે; અને એ ભાવ કુદરતી છે. શક્તિની આરાધનામાં 'ગરબા' એ ષોડશોપચારમાંની નૃત્યગીતનો સંયુક્ત પ્રકાર છે. જેમ બંગાળે દુર્ગાપૂજા, દક્ષિણે ગણેશોત્સવ અને ઉત્તરહિંદે રામલીલાના ઉત્સવો સ્થાપ્યા છે, તેમ પશ્ચિમહિંદના ગુજરાતને નવરાત્રના ગરબાનો ઉત્સવ સંસ્કૃતિના વારસામાં મળ્યો છે.

— સ્વ. સૌ. ચૈતન્યબાળા મજમુદાર

*

ગુર્જર સંગીતનું પ્રધાન અંગ ગુજરાતની ગરબી, તે સંગીતનાં સર્વ અંગો શુદ્ધ અને સાદા સ્વરૂપમાં ધરાવે છે. સંગીતમાં ભાવદર્શન વિષયે સંગીતધ્વનિ કાવ્યનું પદ ભોગવતી ગુજરાતની ગરબી એ ગુર્જર સંગીતના સૌભાગ્યનો ચાંદલો છે: એ ગુર્જર સુંદરીઓનું ઓધન છે, ગુજરાતના સ્ત્રીજીવનનો એ સાચો ઉલ્લાસ છે.

( સ્વ. ચૈતન્યબાળા મજમુદારના ગરબાનું સાહિત્ય એ લેખમાંથી )

*

## ગરબો : વિરાટ્ કલ્પના

નવરાત્રિના કલશનો, દીપનાં અખંડ અજવાળાં ઝરતો ' ગરબો '' થયો; એ ગરબો વચમાં રાખી, તેમાં કલ્પેલા શક્તિસ્વરૂપની પ્રદક્ષિણા સૌભાગ્યવતીઓએ કરી. સુંદરીઓના ફરતા ગોળની વચ્ચે મૂકેલો સ્થૂલ ગરબો–જાણે સ્ત્રીહૃદયનો અંતર્યામી પોતે જ ઘડામાં પુરાયેલા દીવાનું રૂપ લઇને આખા વૃન્દની વચ્ચે બેસતો ન હોય; અને સ્ત્રી હૃદયના ઉલ્લાસ કે આક્રંદનો અબોલ સાક્ષી ન હોય એવો દીપે છે.

મધ્યમાં રાખી પૂજેલો ગરબો ભક્તિનો આવેશ વધતાં માથે મૂકી ઘૂમવાની વૃત્તિ જાગી: પોતાની પૂજ્ય વસ્તુને આપણે માથે જ ચઢાવીએ છીએ ને ! એટલે પ્રત્યેક સુંદરી પોતાનો ગરબો માથે સ્થાપી ગોળ ગોળ ઘૂમવા મંડી પછી ભાવનો આવેશ વધતાં એ આવેશને પ્રગટ કરવાની સહજ વૃત્તિ થઇ આવી. એટલે આવેશને પ્રગટ કરવાને સુન્દરીના કંઠમાંથી સુર નીકળ્યો; એ સૂરને ભાષાએ મદદ કરી; પરંતુ તેટલેથી હૃદયનો આવેશ પૂરેપુરો વ્યક્ત થઇ શકયો નહિ. સંગીત ગાતાં ગાતાં અને ગરબો માથે લઇ ઘૂમતાં ઘૂમતાં હાથ, પગ, નેત્ર, વાણી–બધુંયે નાચવા માંડયું, એટલે એ નૃત્યનો–ગરબાના ગીતનો તાલ, ઘૂમવાની સાથે આપોઆપ ગોઠવાઇ ગયો; અને ગરબે રમવાની

આપણી ગુજરાતણોની પ્રિય રમત આમ શોધી કદાચ.

—સ્વ સૌ. ચૈતન્યબાલા મજમુદાર

*

## શક્તિના સ્તોત્રો

નવરાત્ર એટલે જગજ્જનનીનો ઉત્સવ, પરમાત્માનું સ્ત્રીતત્વ અથવા ઇશ્વરની દેહધારી સત્તાનું રૂપ ' મા ' તરીકે આપણે પૂજીએ છીએ કુદરતમા માતાની ભાવનાવાળો અંશ શક્તિના સ્વરૂપથી પૂરો પડે છે મનુષ્યે પોતાના સર્જન, પાલન અને પોષણ કરનારી શક્તિને પ્રભુના પિતૃભાવ કરતાં જગજ્જનનીના માતૃ ભાવનું આરોપણ કરવામાં વિશેષ સહજતા અનુભવી છે. જગતની જોગમાયાના રુદ્રસ્વરૂપે—અસુરોનો નાશ કરનાર ચંડિકા અને મહાકાલિને—બીજી સુકોમળ અને સૌમ્ય એવી અંબિકાની બાજુ પણ છે. રણચંડી અનેના જોગમાયાને ભીષણ અને સંહારક સ્વરૂપોનું આરોપણ થયાં છતાં, એનો નૈસર્ગિક માતૃભાવ કાયમ રહે છે, અને તેથી બાળક પ્રત્યેની માતાની કોમળ અને વત્સલ લાગણીઓનો વિચાર આવતાં એના સઘળા વિકરાળ સ્વરૂપ ભૂલી જવાય છે, અને તેના માયાળુ—વત્સલ સ્વભાવને પ્રાધાન્ય આપી, સ્તુતિ કરવામાં આવે છે, એ જ ' શક્તિનાં સ્તોત્રો '

જનની અને જન્મભૂમિની ગણના સરખી છે, તેથી પોતપોતાની જન્મભૂમિ જેવા કેવળ ભૌગોલિક પ્રદેશોને પણ " માતૃભૂમિ "નું સજીવારોપણ જડવાદીઓએ પણ કર્યું છે, ' વન્દે માતરમ્ 'નું ગીત એ માતૃભૂમિનું જ સ્તોત્ર છે

—સ્વ ચૈતન્યબાળા મજમુદાર

# [ ૨ ] મહિલા વિદ્યાલય

ભાવનગર મહિલા વિદ્યાલયમાં બહેનોએ સરદાર પટેલનો ભાવભીનો સત્કાર કર્યો હતો સત્કાર ઝીલતા સરદારે પ્રદર્શન તથા વિદ્યાલયની પ્રગતિ જોઇ સંતોષ જાહેર કર્યો હતો અને પંદરમા વર્ષની વર્ષગાંઠ નિમિત્તે આવવાનું બને છે તેથી સંતોષ વ્યક્ત કર્યો હતો

આ પછી તેમણે જણાવ્યું હતું કે હિંદુસ્તાનની સ્ત્રીઓની સ્થિતિ બીજા દેશોને હિસાબે પાછળ છે સ્ત્રી અને પુરુષનું ચોક્કસ સ્થાન આપણા દેશમાં વ્યક્ત થયું નથી સ્ત્રીઓમા રહેલી અજ્ઞાનતા નિવારવાનું અને એમનો દરજ્જો ઉંચો કરવાનું ભગીરથ કાર્ય પડેલું છે બહેનોના સાથ વિના દેશની પ્રગતિ અશક્ય છે

પરદેશમાં સ્ત્રીઓનું સ્થાન ઊંચુ છે એ બહેનોમાં હિમ્મત અને નીડરતા હોય છે. આપણી બહેનો એ રીતે બીકણ અને પામળી છે, એકલી જતા ડરે છે એ સ્થિતિ આપણને શરમાવનારી છે. યુરોપની નાની બાળાઓનું જોમ, જુસ્સો વગેરે જોઉં છું અને એને હિસાબે આપણા દેશમાં બહેનોની સ્થિતિ જોઇ દુખ થાય એવું છે વિદ્યાલય જેવી સંસ્થાઓનો ઉદ્દેશ બહેનોમાં હિમ્મત અને નિર્ભયતા ભરવાનો છે

ગામડાની બહેનોમાં ઘોર અજ્ઞાન રહેલું છે નિરક્ષરતા ટાળવાનું જબરૂ કામ તમારે શિરે પડેલું છે. તમે ભણીગણીને ગામડાની બહેનોને જ્ઞાન આપવા નીકળી પડો. તમારા કરતા ઘણી ખરાબ સ્થિતિમાં ગામડાની બહેનો છે, એ ન ભૂલશો. અને જ્યાં સુધી ગામડાનું એ અંગ વિકાસ પામ્યું નથી ત્યાં સુધી તમારી કે દેશની પ્રગતિ થવાની નથી. વિદ્યાલય

છોડયા પછી ગામડાની બહેનોમાં જ્ઞાન પ્રગટે અને ઓછામાં ઓછું તેની નિરક્ષરતા નાબુદ થાય એવું પણ તમે કરી શકો તો તમારૂં ભણ્યું સાર્થક થાય. દેશની આઝાદીનો આધાર તમારા પર રહેલો છે, તમે આ રીતે પણ ફાળો આપી શકો.

## [૩] ચણિયાની ભાત

વિ. આજકાલ આપણા સમાજમાં સ્ત્રીઓમાં ચણિયા ઉપર જાતજાતના વેલ-બુટ્ટા ભરીને પહેરવાની ફેશન ખૂબ વધી ગઇ છે. અગાઉના વખતમાં સ્ત્રીઓ ચણિયા બિલકુલ સાદા પહેરતી અને તે પણ એવી રીતે કે કોઇનું ધ્યાન તેના તરફ ખેંચાય નહિ. ઝીણાં લુગડાંમાંથી અશિષ્ટ રીતે શરીર દેખાય નહિ એટલા ખાતર એ પહેરાય છે. તેને બદલે હાલ તો બ્હેનો ચણીઆ પ્રત્યે લોકોનું ધ્યાન ખેંચાય એવી રીતે વર્તે છે. શરૂશરૂમાં તો માત્ર ચણિયાના નીચેના ભાગમાં સાંકડી ભાત લેવરાવાતી. પરંતુ હમણાં હમણાં તો બહેનો છેક ઉપરના ભાગ સુધી જાત-જાતના વેલબુટ્ટા ભરાવે છે. એનો શો અર્થ ? શું એમાં અશિષ્ટતા કે અમર્યાદ-પણું નથી ?

આપ આ બાબત કાંઇક લખશો અને એ વધતી જતી અશિષ્ટ ફેશનનો પ્રતીકાર કરશો ?

સુમતિ દવે

## [૪] ડૉ. દેશમુખનું હિન્દુ લગ્ન વિચ્છેદનું બિલ

ડૉ. શ્રી. દેશમુખે વડી ધારાસભામાં હિન્દુ સ્ત્રીઓને લગ્નવિચ્છેદનો હક્ક આપવા સંબંધી બિલ ઘણા વખત ઉપર રજુ કર્યું હતું. છેલ્લી બેઠક વખતે અનિવાર્ય કારણને લીધે ડૉ. દેશમુખ હાજર રહી શક્યા નહોતા. બિલના વિરોધીઓએ તેમ જ સરકારે આ તકનો લાભ લઇ લીધો અને બિલને કમિટિમાં ન મોકલતાં તદ્દન ઉરાડી દેવામાં આવ્યું છે. ડૉ. દેશમુખના કેટલાક મિત્રો, તેમ જ સ્ત્રીપ્રગતિવાચ્છુ સભ્યોએ ડૉ. દેશ-મુખની ગેરહાજરીમાં આ બિલ સંબંધી ચર્ચા મોકુફ રાખવા માટે સૂચના કરી, પણ તે સૂચનાને ટેકો મળ્યો નહિ. સામાજિક સુધારા પ્રત્યે સરકાર આ પ્રમાણે વિરોધી નીતિ હર-હમેશ દાખવે છે એ વસ્તુ શોકજનક છે, તટસ્થ વૃત્તિ ધારણ કરવાની નીતિ ગ્રહણ કરવાની રીતિ રખાતી નથી અને સ્ત્રીપ્રગ-તિના પ્રશ્નને મશ્કરીમાં અને હલકી નીતિ અખત્યાર કરીને ઉરાડી દેવામાં આવે છે.

દેશની સમસ્ત સ્ત્રીહિતેચ્છુ સંસ્થાઓએ આ બિલમાં સમાએલા મુદ્દાને ટેકો આપ્યો હતો. જે રીતે આ બિલ રજુ થયું હતું તેમાં કેટલાક સુધારાવધારા સૂચવ્યા હતા. તેથી જો સિલેક્ટ કમિટિને બિલ સોંપાયું હોત તો સ્ત્રીઓનું સન્માન સચવાત.

સરકાર પક્ષ તરફથી એક સધ્યારો આપ-વામાં આવ્યો છે કે જો એક સંપૂર્ણ રીતે ઘડાએલું સ્ત્રી-પુરુષ બન્નેના હકકનું રક્ષણ લગ્નવિચ્છેદનું બિલ ઘડી કાઢીને રજુ કરવામાં આવશે તો સરકાર તેનો સિદ્ધાન્તિક વિરોધ નહિ કરે.

હવે આપણું કર્ત્તવ્ય એ જ છે કે જે પ્રમાણે શ્રીયુત ભોગીલાલ લાલાએ મુંબઇ ધારાસભામાં એક પરિપૂર્ણ મુદ્દા ભરેલું બિલ રજુ કર્યું છે તે જ ધોરણસર એક બિલ વડી ધારાસભામાં રજુ કરાવવાનો પ્રયત્ન

કરવો અખિલ હિન્દ મહિલા પરિષદના સભ્યો દરેક પ્રાન્તમાં આ મુદ્દા પર વિચાર કરીને કોઇ સહાનુભૂતિ ધરાવનાર વડી ધારાસભાના સભ્ય મિત્ર મારફત ઉપર મુજબનું બિલ ઘડી કઢાવવા માટે પ્રયાસ કરશે એવી આશા છે.

હિન્દુ લગ્નવિચ્છેદનો પ્રશ્ન મધ્યસ્થ ધારાસભામાં વર્ષો થયાં ચર્ચાય છે. સર હરિસિંગ ગૌરે વર્ષો ઉપર લગ્નવિચ્છેદનો ખરડો રજુ કર્યો હતો. પણ રૂઢિચુસ્ત સભ્યો અને સરકારના વિરોધી મન્તવ્યને લઇને પસાર થયો નહોતો પણ એ ખરડાની અસર એટલી થઇ હતી કે લોકમત કેટલેક અંશે કેળવાયો હતો.

ત્યાર પછી સ્ત્રીઓની સંસ્થાઓએ આ પ્રશ્ન ઉપર ખૂબ ચર્ચા કરી હતી અને પોતાનું મન્તવ્ય દેશ સમક્ષ રજુ કર્યું હતું.

લગ્નવિચ્છેદનો પ્રશ્ન કાંઇ નવો નથી. અમુક પરિસ્થિતિમાં તો શાસ્ત્રીય ટેકો પણ છે. બ્રાહ્મણેતર વર્ગમાં ઘણે સ્થળે લગ્નવિચ્છેદની છૂટ છે. બ્રાહ્મણોને પણ છૂટ આપતો કાયદો વડોદરા રાજ્યે પસાર કરેલો છે. આ પ્રથાથી સમાજનું સત્યાનાશ વળી જશે એટલો બધો પછાત મત ધરાવનાર વર્ગને તેમનો મત ધરાવવા માટે મુબારક છે. પણ જગત એ લોકો માટે બેસી રહેવાનું નથી.

ડૉ. દેશમુખે રજુ કરેલા મુદ્દા બહુ સ્પષ્ટ છે માત્ર તેમાં પુરુષને એ હકક આપવા માટે કાંઇ સૂચન નથી; તેમજ ભરણપોષણ તથા બાળકની રક્ષા માટે કાંઇ વ્યવસ્થા સૂચવાએલી નથી.

એટલું ઠીક છે કે બિનઅધિકારી મુસ્લીમ સભ્યોએ બિલના મુદ્દાને ટેકો આપેલો છે. કારણ કે મુસ્લીમ ધર્મમાં તો લગ્નવિચ્છેદ છે જ અતિ સખત રૂઢિચુસ્તો તો હમેશ વિરોધ કરતા આવ્યા છે ને કરશે જ. પરંતુ સમાજનો સુધરેલો હિન્દુ વર્ગ આ સિદ્ધાન્તની તરફેણમાં છે.

પ્રાન્તિક ધારાસભાઓમાં આ પ્રકારના સુધારાઓ પસાર કરવામાં આવશે તો એથી ઘણે દરજ્જે સમાજનું હિત સધાશે છતાં મધ્યસ્થ ધારાસભામાં ફરી પ્રયાસ તો અવશ્ય થવો જ જોઇએ.

ડૉ દેશમુખ આશાવાદી છે. અને સ્ત્રીઓના હિતના પ્રશ્ન હમેશ હાથમાં લે છે એટલે નિરાશ થવાની જરૂર નથી

—શારદાબ્હેન મહેતા

## [ ૫ ] એકલે હાથે જાપાનની ટુકડીને મહાત કરનાર વીર બાળા

## મા–સુની પરાક્રમગાથા

ચિનના એક વેરાન પડેલા ગામમાંથી જાપાનીઓની એક લશ્કરી ટુકડી પસાર થઇ રહી હતી. ચીનનું ત્યાં કોઇ સૈન્ય નહોતું કે નહોતું એનું કોઇ જાતનું લશ્કરી મહત્વ. થોડાંક ઝૂંપડાંમાં નિર્દોષ ગ્રામ પ્રજાજનો રણમોખરાથી દૂર–શાશ્વત ભય નીચે નિર્જીવ જીવન ગાળતાં હતાં છતાં એકાએક એક દિવસે કેટલાક જાપાની સીપાઈઓ ત્યાં કર્યાંકથી ઉતરી આવ્યા અને બોમ્બની વર્ષા ચલાવી આ ગેબી આફતથી પ્રજા નાસીને ડુંગરામાં આશરો લેવા દોડી ગઇ. થોડી જ પળો પર થોડાંક કંગાલ ઝૂંપડાં માનવ વસવાટનાં ચિન્હોરૂપ હતાં તે હવે ભુતાવળના અવશેષો જેવાં થઇ પડ્યાં. રસ્તાઓ પર

દુશ્મન વીમાની દળના બોમ્બોએ ઊંડા ખાડા ખોદ્યા હતા. માત્ર રહ્યા સહ્યા થોડાક અવશેષો, આ ઊંડા ખાડાઓ અને ક્યાંક જાપાની સૈનિકોએ ચલાવેલી લૂંટને હિસાબે આમતેમ વેરવીખેર પડેલી થોડીક ઘરવખરી, ત્યાં કોઈક ગામ વસતું હશે એની મૂંગી સાક્ષી પૂરતાં હતાં.

## આખી ટુકડીને થંભાવી

આવાં ગામમાંથી આ જાપાની ટુકડી નિર્ભય બનીને ઉન્નત મસ્તકે ચાલી રહી હતી. આવા વેરાન અને નાના ગામમાં પણ સામનો થશે એવો સ્વપ્ને પણ તેને ખ્યાલ નહોતો. એટલે બેફામ બનીને સૈનિકો પોતાનો પંથ કાપી રહ્યા હતા.

અચાનક, એક ડુંગર પાછળથી ટટ,ટટ,ટટ, એવા મશીનગનના અવાજો આવતા સંભળાયા અને સૈનિકોની આગલી હરોળમાંથી થોડાક સૈનિકો જમીન પર પડ્યા. તરત જ આગળ વધતી ટુકડી અટકી પડી. ઘોડેસ્વાર ટુકડીને ફરમાન છૂટયું અને તીરની માફક તેઓ ડુંગર તરફ ધસ્યા, પણ તેને પણ થંભી જવું પડ્યું. સામી બાજુથી હાથેથી ફેંકવાના બોમ્બનો વરસાદ પડવા માંડ્યો; દરમિયાનમાં મશીનગને તો પોતાનું મોતગીત ચાલુ જ રાખ્યું હતું. આ એક જ મશીનગને જાપાની સૈનિકોની ટુકડીને આગળ વધતી અટકાવી હતી અને વાત તો એ હતી કે તેની પાછળ માત્ર ચાર જ ચીના નવજવાનો હતા.

દુશ્મન દળના હૂમલાએ આથી આ મશીનગનનું મોં બંધ કરી નાખ્યું. અને ચારે જુવાનોને કેદ પકડ્યા. તેમને દરેકને યાંગ્સે નદીના ઊંચા ચઢાણવાળા કિનારા તરફ દોરી જવામાં આવ્યા અને દુશ્મન સૈનિકોની ગોળીઓએ તેમને ' શહીદ ' બનાવ્યા. પણ આ ચારમાંથી એક જુવાન આબાદ નાસી છૂટયો. ગોળીબારનો હુકમ છૂટે તે અગાઉ ચપળતાથી તેણે યાંગ્સે નદીમાં પડતું મૂક્યું અને દુશ્મનોને હાથતાળી આપી એ ક્યાંક છટકી ગયો.

પણ આ નવજવાન પુરુષ નહોતો—તે હતી એક વીર બાળા. તેનું નામ મા–સુ. નાનકીંગની એ ચેમ્પિયન તરનારી હતી. તેનાં માબાપ અને ભાઈઓની જાપાની સૈનિકોના હાથે કતલ થતાં તે સૈન્યમાં જોડાઈ હતી. ત્રણ સાથીદારોની મદદ વડે દુશ્મનોની એક ટુકડીને હંફાવી તેને હાથતાળી આપી તે નાસી ગઈ અને તોફાની નદી તરીકે વિખ્યાત બનેલી યાંગ્સેનાં પાણી ચીરી તે નાન્ટસીન નગરમાં જઈ પહોંચી.

## વીર બાળાની હિંમત

નાન્ટસીનમાં એ વખતે ચીના સૈન્યની એક નાનકડી ટુકડી પડી હતી અને તેની સંખ્યા કરતાં પાંચગણું જાપાની સૈન્ય તેને સર કરવા પ્રલયનાં પ્રચંડ મોજાંઓની માફક ધસી આવતું હતું. ચીના ટુકડીના સરદાર ચાનને લાગ્યું કે જાપાનીઓને યુદ્ધ આપવું એ નાશને આમંત્રવા સમાન હતું, છતાં પીછેહઠ કરીને શહેરની પ્રજાને જાપાનીઓની નિર્દયતા પર છોડવાનું તેને રુચ્યું નહિ. પણ મા–સુએ આવીને આ નાહિંમત બનેલા સૈનિકોમાં નવા પ્રાણ રેડ્યા. સરદારોની એક નાનકડી પરિષદ મળી અને આખરે મા–સુએ દુશ્મન દળનો નાશ કરવાની પોતાની યોજના મંજુર કરાવી.

મુઠ્ઠીભર ચીના સૈનિકો પર અચાનક એક પછી એક હુકમો છૂટવા મંડ્યા અને બે સૈનિકોને નહેરના પુરતા પર ચોક્કસ સમયે જ આપમેળે ફૂટે એવી કરામતવાળા ' ટાઇમ ' બોમ્બ ગોઠવવાનું ફરમાન મળ્યું

એક કલાક પછીથી સુંદર પેશાકમાં સજ્જ થયેલી એક રૂપરમણી ડુંગર ઊતરીને ખીણમાં આવી. શહેરથી થોડા માઈલ દૂર આ સ્થળ આવ્યું હતું અને ત્યાં જાપાની સૈન્ય છાવણી નાખી પડ્યું હતું. તરત જ આ રૂપરમણીને જાપાની સૈનિકો ઘેરી વળ્યા પણ તેણે તો જાપાની ટુકડીના સરદારને જ મળવાનો આગ્રહ કર્યો આ રૂપરમણી મા-સુ જ હતી

તરત જ તેને સરદાર સમક્ષ ખડી કરવામાં આવી જાપાની સૈન્યને સહેલાઈથી વિજય અપાવવાની ખાતરી આપીને તેણે એક યોજના સરદાર સમક્ષ મૂકી જાપાની સૈન્યને એક અજાણ્યા અને નહેરના પુસ્તા પરના રસ્તા પર દોરી જઈને શહેર પર અચાનક છાપો મારવાની આ યોજના હતી અને સૈન્યના ભોમિયા તરીકે કામ કરવાનું પણ તેણે કબૂલ્યું બેધડક બનીને આ વીર બાળાએ એક જુઠાણું પણ ફેંક્યું તેણે જણાવ્યું કે તેના બાપ નાન્ટસીનના એક કારખાનેદાર હતા અને ચીના સૈનિકોએ એ કારખાનાને આગ લગાડવાથી તે વેર લેવાને તલપી રહી હતી

જાપાની સરદારને આ બાળાની કહાણી પર કંઈક વિશ્વાસ આવ્યો અને એ મા-સુએ પાથરેલી જાળમાં ફસાયો તરત જ સૈન્યના ડેરા ઊંચકાયા અને મા-સુની આગેવાની નીચે સૈન્યે આગેકૂચ શરૂ કરી

## નગરને બચાવી લીધું

નાનકડા કાંડાવાળા ઘડિયાળ પર નજર ફેરવીને મા-સુ આ સૈન્યને મોતના મુખ તરફ દોરવા માંડી કાંટા ફરતા ગયા તેમ તેમ તેની અધીરાઈ વધતી ગઈ, ક્યાંક એકાદ બોમ્બ વહેલો ફૂટે તો ? એ વિચાર પણ એને ગભરાવી ન શક્યો નિશ્ચિતપણે તે આગળ વધવા માંડી સામે જ પુસ્તો દેખાતો હતો અને હવે એક જ વળાંક બાકી હતો

અને જતાં દુશ્મનદળને આ કારસ્તાનની ગંધ પણ ન આવી કૂચકદમ કરતા તેઓ પુસ્તા પર પહોંચી ગયા ઘડિયાળના કાંટા તરફ નજર કરીને મા-સુ એકાએક જાપાની સૈન્ય તરફ ફરી અને એકાએક પોકાર કર્યો " મારા પિતા, મારા ભાઈઓ, અને અસંખ્ય નિર્દોષ પ્રજાજનોના ખૂનનો હું બદલો લઉં છું. મારી માતૃભૂમિ પરના અત્યાચારોનો જવાબ આપો "

હજુ તો આ શબ્દો તેના મોમાંથી સર્યા ન સર્યા ત્યાં તો અનેક બોમ્બના ધડાકા સંભળાયા નહેર પરના પુસ્તાના ફુરચા હવામાં ઠેરઠેર ઊડવા માંડ્યા અને જાપાની દળનો નાશ થયો મા-સુ પણ દુશ્મનોની વચ્ચે જ મરણ પામી

આમ આત્મબલિદાન આપી તેણે પોતાના મૃત્યુને વહોરી લીધું, પણ પરિણામે એક આખું શહેર તેણે ઉગારી લીધું

[ નવચેતનમાંથી ]



**કરજણના શ્રીમતી લીલાવતીબ્હેન પટેલઃ** કરજણ તાલુકામાં ગ્રામોદ્ધારના કાર્યનો સ્ત્રીઓમાં પ્રચાર કરવા માટે માનનીય પ્રચારક નિમાયાં છે. તેઓ ત્યાંના જાણીતા ડૉ. હીરાલાલ પટેલનાં પત્ની થાય.

**શ્રીમતી ખદીજા શફી તૈયબજીઃ** ૧૯૧૨માં મ્યુ. કોરપોરેશનની સ્કુલ્સ કમિટિનાં સભ્ય હતાં. બે વર્ષ પછી તેઓ તેનાં પ્રમુખ હતાં. તેઓ કોર્પોરેશનનાં સભ્ય છે. ઇન્ફન્ટ વેલ્ફેર સોસાયટી, ગવર્નર્સ હોસ્પિટલની કોરોનેશન બેબી એન્ડ હેલ્થ વીકના સભ્ય, કામા અને આલ્બલેસ હોસ્પિટલની સલાહકારી સમિતિનાં પ્રમુખ અને મહિલા સેવા મંડળનાં પ્રમુખ છે. તેમજ સેવાસદન કાઉન્સિલ અને મહિલા પરિષદ સાથે પણ તેમનો સંબંધ છે. તેઓ માનદ પ્રેસીડેન્સી મેજિસ્ટ્રેટ છે અને જે. પી. છે. હાલ તેઓ મુંબઇની ધારાસભામાં નિમાયાં છે.

**સ્ત્રી સંચાલિત સુંદર સંસ્થા :** અમદાવાદમાં વિદ્યાવિહાર નામની સંસ્થા ધ. સ. ૧૮૧૨ થી ચલાવે છે. આ સંસ્થાનાં ત્રણ અંગ છે.

(૧) બાલાલય, (૨) વિદ્યાલય, (૩) ઉદ્યોગાલય. બાલાલયમાં ૨૩૦ વિદ્યાર્થીઓ, વિદ્યાલયમાં ૪૫૦ અને ઉદ્યોગાલયમાં ૫૦ છે. સંસ્થાની મિલકત. આશરે રૂ. ચાર લાખની છે. વાર્ષિક ખર્ચ રૂ. ચાલીસ હજાર છે. ઉદ્યોગાલયમાં વીજળીથી ચાલતા સંચાઓ છે અને વિદ્યાર્થીઓ શિક્ષણ સાથે મિલના છૂટા દાગીનાઓ જેવા કે છરી, કાંટા, ચમચા, ટેબલ, ઘંટડીઓ, પલંગ, ખુરશી વગેરે તૈયાર કરે છે. અને એ વસ્તુઓને વિવિધ રૂપે પ્રચારમાં મૂકે છે.

સ્ત્રીસંચાલકનો આ સ્તુત્ય નમૂનો છે. આ બન્ને બ્હેનોની મૂકસેવાનો દાખલો લેવા ઘટે છે.

**ભાવનગરનું શ્રી 'મહિલા વિદ્યાલય'** ની પંદરમી વર્ષગાંઠ નિમિત્તે ત્રણ દિવસનો કાર્યક્રમ યોજાયો હતો. પહેલે દિવસે "સ્ત્રીજીવન અને કળા" એ વિષય ઉપર પ્રો. જોશીનું વ્યાખ્યાન રાખવામાં આવ્યું હતું. બીજે દિવસે 'પલટાતું સ્ત્રીજીવન' એ વિષય ઉપર બ્હેનોએ ચર્ચા ગોઠવી હતી. અને ત્રીજે દિવસે કળામય પ્રદર્શન ગોઠવી જાહેર સ્ત્રીઓને જોવા માટે ખુલ્લું મુક્યું હતું.

**શ્રી. તારામતી પી. પટેલની** અમદાવાદ જીલ્લાના સેકન્ડ કલાસ ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે નિમણુંક થઇ છે.

**વૃદ્ધ વયે પણ સેવાની ધગશઃ** સુરતના પ્રસિદ્ધ ડૉ. કરસનદાસ હેરાનાં માતુશ્રી અમુબ્હેન ઘણાં જ વૃદ્ધ છે. કમરમાંથી વળી ગયાં છે, અને લાકડીને ટેકે ચાલવું પડે છે. છતાં પણ એમને સ્ત્રીકેળવણીની એટલી ધગશ છે કે સુરતમાં ચાલતા મહિલા વિદ્યાલય માટે ઉઘરાણું કરવા ( એમના શબ્દોમાં કહીએ તો ભીખ માંગવા ) નીકળ્યાં હતાં. ધન્ય આ વૃદ્ધ બ્હેનને કે પોતાની ઉમરની જરા પણ દરકાર કર્યા વગર પોતે જે કામ ઉપાડયું છે તેની પાછળ ખંત પૂર્વક કામ કરે છે.

**શ્રીમતી શાંતાબેન ચીમનભાઇ અમીન** પૂનાની મહિલા વિદ્યાપીઠમાંથી જી. એ. થયા પછી વધુ અભ્યાસ માટે ઇંગ્લંડ ગયાં હતાં, તે લંડન યુનિવર્સિટીનો માઇકો-લૉજીનો ( માનસશાસ્ત્રનો ) ડીપ્લોમા લઇ સ્વદેશ આવી પહોંચ્યા છે. આ બેન વસોના વતની છે.

**ડૉ. દેશમુખનું લગ્નવિચ્છેદ બિલ :** ડૉ. દેશમુખ વડી ધારાસભામાં લગ્નવિચ્છેદ બીલ લાવ્યા હતા. કેટલાંક પરણેલાં દમ્પતી ન છુટકે જીવન વ્યતીત કરે છે. કેટલાંક કલેશમાં વ્યતિત કરે છે. તેવાઓ છુટાં થઇ સુખી થાય તેવા ઉદ્દેશે આ બિલ ધારાસભામાં લાવવામાં આવ્યું હતું. પણ તે આ વખતે પણ નામંજુર થયું છે.

**લંડનની બહેનો :** લડાઇના અંગે વોલંટીઅરો થઇ છે. તેઓ કોઇ પણ કામ કરતાં શરમાતા નથી. હાલમાં રેતીથી ગુણો ભરે છે જે ગુણો ખાઇઓમાં અને બીજે ઠેકાણે કિલ્લો કરવામાં વપરાય છે.

**શ્રીમતી સરોજીની નાયડુએ** વર્ધામાં ભરાયેલી કોંગ્રેસ આગેવાનોની મસલતમાં હાજરી આપી છે. આમાં તેઓ વર્કીંગ કમિટિમાં છે.

" યુદ્ધના પ્રસંગે સ્ત્રીઓ શું કરી શકે " તે વિષે મુંબઇના ગવર્નરના પત્ની લેડી લમલીએ રેડીઓ મથકેથી ભાષણ આપ્યું હતું.

**અમદાવાદના મહિલામંડળના મંત્રી** શ્રી મહાલક્ષ્મીબેનનું અવસાન થતાં તથા લેડી વિદ્યાગૌરી રીટાયર થતાં બંને મંત્રીઓની જગ્યાએ મંત્રી બહેનોની ચૂંટણી થઇ છે. એક તો શ્રી મહાલક્ષ્મી બહેનના પૌત્રી શ્રી જ્યોત્સ્નાબેન જોશીની અને બીજાં શ્રી ચંપકબેન યાજ્ઞિક છે. બન્ને બહેનો મંડળને ખુબ ખીલવશે એમ આશા રાખીએ.

વડોદરામાં શ્રી જમનાબાઇ હોસ્પીટલનો ' દાઇ વર્ગ ' બીજા પાંચ વર્ષ વધારે ચાલશે.

**શ્રી. જ્યોતિ વ્યાયામ મંડળ** વડોદરાના માજી સુધરાઇના પ્રમુખ શ્રી મોતીભાઇ દેસાઇના પત્ની શ્રી. નર્મદાબેનના પ્રમુખપદે વડોદરા મુકામે કુમુદજયંતિ ઉજવી હતી. આ મંડળ છેલ્લાં ૭ વર્ષોથી ચાલે છે. એમાં બહેનોને લાઠી, લેઝીમ વિ. શીખવવામાં આવે છે. આમાં બહેનોની અંગકસરત ઉપર ખાસ ધ્યાન અપાય છે. રોજ સાંજે કસરતનો કાર્યક્રમ હોય છે. આ સંસ્થા કુમુદબેન ઠાકોર ચલાવે છે.

**શ્રી. ચીમનાબાઇ બાળસંરક્ષણ** સંસ્થાની વાર્ષિક સભા થઇ હતી. આ સંસ્થા વડોદરામાં છેલ્લાં વીસેક વર્ષોથી ચાલે છે. આમાં બાળકોની તંદુરસ્તી ઉપર લક્ષ અપાય છે. તેને માટે સ્ત્રીઓ સગર્ભા હોય ત્યારથી જ તેની દાક્તરી માવજત લેવામાં આવે છે. આને માટે એક લેડી ડૉક્ટર પણ છે અને કેટલાંક ટ્રેઇન્ડ હેલ્થ વિઝીટરો (બહેનો) રાખ્યાં છે. આ હેલ્થ વિઝીટરો શહેરના જુદા જુદા ભાગોમાં ફરીને સગર્ભા બહેનોને મળીને તેમને આ સંસ્થા મારફતે લાભ લેવા વિનવે છે. આ ઉપરાંત, ગરીબ બહેનોને ઘી-દૂધ, ખોરાક ખાટલા વિ. જરૂર હોય તો આપે છે. બાળકોને જરૂર હોય તેને દૂધ પીવરાવવા માટે પૂરૂં પાડવામાં આવે છે.

**લાહોરની બહેનોએ** સરકાર તરફથી નાખવામાં આવનાર ધરવેરા તરફ વિરુદ્ધ સામનો કર્યો છે. આમાં દરેક જાતની બહેનો હતી. બુરખાવાળી બહેનો પણ હતી. આ સરઘસની આગેવાની બેગમ લતીફ બાઇજી, શ્રીમતી ફુલીચંદ અને બીબી રઘુવીર કુંવરની હતી. ટાઉન હોલમાં જવા માટે પોલીસે કોર્ડન કરી તેઓને અટકાવ્યા હતા. તે વખતે તેઓ

ગયાં રસ્તા પર બેસી ગયાં હતાં. બ્હેનોને જે જૂનો કસબ કરવાનો હજી તદ્દન ભુલાઇ ગયેલો નથી કહે છે કે આ વખતે 'રમુજ' ખાતર કેટલાંક બ્હેનોએ છાજીયાં લીધાં હતાં !

સભા મ્યુનિસિપાલિટીના બાગમાં ભરી હતી, બ્હેનોએ ધરવેશની લડત ચાલુ રાખવા માટે ઠરાવ કર્યો હતો અને હિંદુ મુસલમાનકી જય બોલાવી સભા વિખરાઇ ગઇ હતી.

**શ્રી વિજયાલક્ષ્મી પંડિતને** પાલીતાણાની મ્યુનીસીપાલીટી તરફથી અને બીજી કેટલીક સંસ્થાઓ તરફથી માનપત્ર આપવામાં આવ્યું હતું. તે વખતે એમણે હિંદુઓને અને મુસલમાનોને કોઇની ખોટી દોરવણીથી ન દોરવાવા વિનંતિ કરી હતી.

**યુક્તપ્રાંતોની શાળા-કોલેજોમાં પરિણીત છોકરાંઓ ઉપર પ્રતિબંધ** નિમાયેલી સમિતિએ મૂકયો છે. આ પ્રતિબંધ છોકરાઓ ઉપર તો ઠીક છે પરંતુ છોકરીઓ ઉપર ન મુકાય એવી શ્રી. હંસા મહેતા તથા બીજાં બહેનોનો અભિપ્રાય છે તે સાથે અમે સંમત છીએ.

**ફ્રેંચ હિંદની અદાલતોમાં** વકીલાત કરવાનો સ્ત્રીઓને હકક આપવામાં આવ્યો છે.

**દિલ્હીમાં ગુજરાતી મહિલા સમાજનો ચોથો વાર્ષિક ઉત્સવ** ઉજવાયો હતો. આ પ્રસંગે હુન્નરઉદ્યોગ, ગૂંથણ, શીવણ અને રંગોળી સાથીઆનું પ્રદર્શન શ્રીમતી પરકીસ દારા ખરોડીના હાથે ખુલ્લું મુકાયું હતું. દિલ્હીમાં વસતી ગુજરાતી બ્હેનોની હસ્તકલાકૌશલ્યનો ઉંચો ખ્યાલ આ વસ્તુઓ જોયાથી આવતો હતો.

મંડળના પ્રમુખ સૌ. ઇન્દુબ્હેન યાજ્ઞિક તથા મંત્રી સૌ. જ્યોતિંદ્રબાળા દેસાઇ અને કાર્યવાહક સમિતિના અન્ય સભાસદ બ્હેનોએ ઘણી જહેમત ઉઠાવી હતી.

---

## સ્ત્રીને જન્મટીપની સખ્ત કેદ

વડોદરા તાલુકાના સાંકરદા ગામની બાઇ ચતુરી ઉપર તે જ ગામના લાલા રૂપાએ બળાત્કાર ગુજારવાથી બાઇ ચતુરીએ રાતના વખતે લાલા રૂપાને ખાટલા સાથે બાંધી ગંડાસાના આડાથી માર મારી તેને મારી નાખેલો તે બાબત કેસ ચાલી મે. પ્રાંત ન્યાયાધીશ સાહેબજાદા સાહેબે બાઇ ચતુરીને ના. વરિષ્ઠ કોર્ટની મંજુરીની શરતે જન્મટીપની સજા ફરમાવી છે.

અમને આશા છે કે ના. વરિષ્ટ કોર્ટ આ બાબતની મંજુરી આપતા પહેલાં વધારે ઊંડો વિચાર કરશે.

એમ કહેવામાં આવે છે કે સ્ત્રીએ પોલીસ પાસે જવું જોઇતું હતું અને કાયદો પોતાના હાથમાં લેવો જોઇતો નહોતો.

વાત ખરી. પરંતુ જે વખતે અત્યાચાર થાય તે વખતે તત્કાળ એ સ્ત્રી પોલીસનું શરણ શોધવા જઇ શકે નહિં—આવાં આક્રમણને પ્રસંગે આવેશ આવે, અને પુણ્યપ્રકોપ પ્રગટી ઉઠે-એ સ્વાભાવિક છે. સ્ત્રીને ખ્યાલ પણ ન રહે કે શો ઉપાય લેવો. એ પુરુષને મારી નાખવાના ઇરાદાથી નહિ પણ એને યોગ્ય નસિયતે પહોંચાડવા ખાતર સખ્તમાં સખ્ત પગલાં લે તેને માટે તે શિક્ષાને પાત્ર ઠરવી ના જોઇએ. કમમાં કમ એ સ્ત્રીને જન્મટીપની સજા તો ના જ થવી જોઇએ. હરામખોરી કરીને પુરુષો સ્ત્રીઓની અસહાયતાનો લાભ લઇને અત્યાચાર કરે તેને માટે પુરુષોને જેટલી ભયંકર શિક્ષા કરી શકાય તેટલી કરવી જોઇએ, કારણ કે પ્રસંગ એવો હોય કે સ્ત્રી તત્કાળ કાંઇ બીજાં પગલાં લઇ શકે નહિં. આ અસહાય સ્થિતિનો વિચાર કરીને પ્રસ્તુત ગુન્હેગારની શિક્ષામાં જરૂર ખૂબ ઘટાડો થવો જોઇએ એમ સંસ્કૃત સ્ત્રીજનના મન્તવ્ય છે.

શારદાબહેન મહેતા (જ્યોતિર્ધરમાંથી)





## આ નવરાત્ર અંક

" ગુણસુન્દરી "નો નવરાત્ર અંક વાચક સમક્ષ મૂકતાં અમને ઘણો આનંદ થાય છે આ અંકની જાહેરાત કરતી વખતે મને જરા શંકા હતી કે અંક રસમય થશે કે કેમ ગરબા અને રાસ ગુજરાતના વિવિધ રુચિ ધરાવનાર વાચકોને આનંદ સાથે જ્ઞાન આપશે કે કેમ ? આનો ઉત્તર આ અંકની વસ્તુ જ પૂરી પાડશે વિવિધ પ્રકારનુ ગરબા રાસ અને એને લગતુ ગદ્યસાહિત્ય આપણી સાહિત્યસમૃદ્ધિ રજુ કરે છે તદ્દન આધુનિક એવા એકપત્નિવ્રત અને મિનકત વેરો જેવા વિષય પર પણ આપણી બહેનો વિવેચન કરતાં એટલું જ નહિ પણ તેને લોકસાહિત્યમાં ઉતારી ઘેર ઘેર પ્રસરાવતી આ વિચારમાત્રથી આપણે–આ સમાજ–ગૌરવ માણીએ

આ અંક ધાર્મિક, સામાજિક, રાજકીય અને સામાન્ય બોધક વિષયો કેટલા રસમય રીતે સ્ત્રીઓને જાણીતા હતા અને છે તેની સંપૂર્ણ સાબિતી આપે છે

***

## યુરોપનું યુદ્ધ

૧૯૧૪ થી ૧૯૧૮ સુધીના મહાન વિશ્વ યુદ્ધમાં અમેરિકાએ વચમાં પડી યુદ્ધ બંધ કરાવ્યું તેમાં જર્મનીના તાબાના ઘણા ભાગો યુરોપના જુદા જુદા રાજ્યોએ વહેંચી લીધા હતા અને જર્મનીનું નૌકાબળ ફ્લુલ કરી નાખ્યું હતું ઉપરાંત જર્મનીને દર વર્ષે લડાઇની ખોટ પૂરવા મોટી રકમ ભરવી પડતી હતી આ રકમ તો છેલ્લા કેટલાક વર્ષોથી હેર હીટલરે બંધ કરી હતી અને ધીમે ધીમે જર્મની તૈયાર થતુ હતું પોલાંડના ભાગમાં આવેલા ડેનઝીગ બંદર અને કોરીડોર પહેલા જર્મન તાબાના મુલકો હતા તે પાછા મેળવવા હેર હીટલરે પોલેંડ પાસે માગણી કરી પોલેંડે તે પાછા અપવા ના કહી આ કારણે જર્મનોએ પોલાન્ડ ઉપર ચઢાઇ કરી છે ડેનઝીગને કબજે બળાત્કાર પૂર્વક ત્યાંની જર્મન પ્રજાની માગણીથી કરી લઈ પોલાન્ડ ઉપર તેની ત્રણે બાજુથી જબરજસ્ત હલ્લો કર્યો છે પોલાન્ડને ઇંગ્લાંડ ફ્રાંસની મદદ છે પણ એની ભૌગોલિક રચના એવી છે કે આ બંને સીધી મદદ ન કરી શકે તે તકનો લાભ લઈ જર્મનોએ ડેનઝીગ અને કોરીડોરનો કબજો એકદમ લઇ લીધો છે જો આટલેથી રેલાઈ નમ્યું આપ્યું હોત તો હીટલરને લડવાનું કારણ ન્હોતું પરંતુ તેમ નથી તેથી જર્મનો હજી પોલાંડમાં આગળ ધપે છે હીટલરની સત્તાનો નાશ કરવાના ઉદ્દેશથી જ ઇંગ્લેંડ અને ફ્રાન્સ લડાઇમાં જોડાય છે

આ યુદ્ધ એવું ભયંકર છે કે દુનિયાના

તમામ દેશોને મોડા વહેલા એમાં ભાગ લેવો પડશે, એમ અત્યારે ધારણા થાય છે. હિંદુસ્તાનના દેશી રાજાઓએ પોતાની વગર માંગ્યે સેવા અર્પણ કરી છે, આ સેવા તન, મન, ધનની છે એમ તેઓ જાહેર કરે છે. કોઇપણ જાતનું તેઓના ઉપર દબાણ થયું નથી.

દેશી રાજાઓની મદદ એકલાથી આખા હિંદુસ્તાનની મદદ મળી ન ગણાય. તેને માટે બ્રિટિશ હિંદના લોકોની મદદની પણ જરૂર છે તેટલા માટે સરકારે મહાત્મા ગાંધીજીની અને કોંગ્રેસની મદદ માગી છે.

વર્ધામાં કોંગ્રેસના આગેવાનોએ એકઠા મળી મંત્રણા કરી હતી. અને નીચે મુજબનો નીર્ણય થયો હતો. પરંતુ ફેસીઝમ હીટલરીઝમ અને આપણે જેમ સમજીએ તેમ શાહીવાદ લગભગ સરખા જેવા છે. બ્રીટન અત્યારે શાહીવાદ જ પ્રથા વ્યવહારમાં મૂકે છે. ગઇ લડાઇ વખતે ફરીથી લડાઇ ન થાય, દરેક પ્રજા પોતાની મનગમતી રાજસંસ્થા સ્થાપે એ ઉદ્દેશથી જર્મનીને હરાવવા ઇંગ્લાંડે સૌને મદદ કરવા જણાવ્યું હતું. આવા ઉચ્ચ ઉદ્દેશ બર લાવવા સૌએ અને હિંદુસ્તાને પણ બધી જાતની મદદ આપી હતી. પરિણામે જર્મનીનો સખ્ત પરાજય થયો.

શરૂઆતનાં વર્ષોમાં સંગઠિત સલામતી માટે (Joint security) માટે League of nations નામની સંસ્થા ઉભી થઇ અને લીગની કાઉન્સિલમાં ચર્ચા થઇ. આ કાઉન્સિલમાં દુનિયાના સર્વ દેશોના પ્રતિનિધિઓ બેસતા પણ ઇંગ્લાંડની સ્વાર્થબુદ્ધિએ બીજી પ્રજાની સ્વતંત્રતા પર ત્રાપ મારી. પ્રજાની મરજી મુજબની રાજ્યસંસ્થાઓ ઉભી કરવાને બદલે છુપા કરારોથી ઓટોમન એમ્પાયર તોડી નાખ્યું.

જર્મનીના પણ ભાગલા પાડી નાખ્યા. યુદ્ધના ભણકારા ગયા યુદ્ધની સંધિ વખતે શરૂ થયા. આવી સ્થિતિમાં જ્યાં સુધી બ્રિટન પોતાની લોકશાસન નીતિ વ્યવહારમાં મૂકવાનું વચન ન આપે અને તેનાં વ્યવહારૂ પગલાં આજના સંજોગોમાં શક્ય હોય ત્યાં વ્યવહારમાં ન મૂકે ત્યાં સુધી કોંગ્રેસ તે લોકશાસનવૃત્તિને મોખરે મૂકે છે તેમાં મદદ ન થઇ શકે.

પરતંત્ર હિંદુસ્તાન બીજા દેશની સ્વતંત્રતા માટે પોતાની પરતંત્ર સ્થિતિ વિસરી જઇને ભોગ અગર મદદ ન આપી શકે. તેથી ઇંગ્લંડની સરકારે પોતાની નીતિ તદ્દન સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરી શક્યતા મુજબ અમલમાં મૂકવી જોઇએ. આ સમય દરમિયાન કોંગ્રેસનું પ્રધાનમંડળ અખિલ હિંદ મહાસભા સમિતિને બોલાવવા તજવીજ કરશે.

ઇંગ્લાંડને તો બીનશરતી સહકાર આપવા માટે તો ફક્ત મહાત્મા ગાંધીજી જ તૈયાર છે. બીજાઓ તો પાછલા કડવા અનુભવો યાદ કરી શરતી મદદો આપવી કે કેમ તે પણ નિર્ણય નથી કરી શકયા.

આને માટે નાની સમિતિ નીમી છે, જેમાં પંડિત જવાહર નહેરૂ પ્રમુખ છે અને મૌલાના આઝાદ અને સરદાર વલ્લભભાઇ સભ્યો નિમાયા છે.

અખિલ હિંદ મુસ્લીમ લીગની બેઠક આવાજ કારણે દિલ્હીમાં મળી ત્યાં પણ બ્રિટનને મદદ કરવાનો વિષય બહુ ચર્ચાસ્પદ બન્યો. સર સિકંદર હયાતખાન પંજાબના વડા પ્રધાન બ્રિટનને સંપૂર્ણ મદદ આપવા તૈયાર થઇ ગયા હતા, બીજા વિરૂદ્ધ હતા. છેવટે નિર્ણય પર આવ્યા કે જ્યાં સુધી બ્રિટન મુસ્લીમ લઘુમતિ કોમને સંપૂર્ણ ન્યાય ન આપે—જે પ્રાંતોમાં કોંગ્રેસ વધુમતી છે ત્યાં થતા અન્યાયને ન અટકાવે ત્યાં સુધી

મદદ ન કરવી દુનિયાના બીજા મુસલમાની રાજ્યોનુ વલણ જોવું, અને પછી યોગ્ય તે પગલાં લેવાં

આમ આપણા દેશની બે મહાન રાષ્ટ્રીય સંસ્થાઓએ ઠરાવ કર્યો છે. મુસ્લીમ લિગ બ્રિટનની વિરુદ્ધ ફરિયાદ ન કરતા હિંદની એક મોટી રાજ્યકીય સંસ્થા ઉપર આક્ષેપો કરે છે અતિ અગત્યના સમયે ઐક્યતા સાધવાનો પ્રસંગ પડતો મૂકી આક્ષેપો કરવાની પદ્ધતિ અખત્યાર કરવી એ શોચનીય છે

અત્યારે આપણે આપણું ધ્યેય જે સ્વતંત્રતા છે તે જ લક્ષ્યમા રાખી એકે અવાજે જ કામ કરવા તરફ વળવુ જોઇએ અમે આશા રાખીએ છીએ કે બન્ને સંસ્થાના નેતાઓ ઐક્યતા સાધશે

***

## ગાંધીજયંતિ ·

તા. ૨ ઓક્ટોબરે પૂજ્ય મહાત્મા ગાંધીજીની ૭૧ મી વર્ષગાંઠ છે. બ્હેનો તે દિવસે શુ કરશે ? તે દિવસે બીજુ કંઇ નહિ તો સ્વદેશી વ્રત તો લેશે જ.

***

## સ્રીપ્રતિનિધિની યુદ્ધ મંત્રણામાં ઉપેક્ષા :

યુરોપમાં યુદ્ધ જાગ્યુ છે તેમાં જર્મનીના સામા પક્ષમાં ઇંગ્લાંડ છે. હવે ઇંગ્લાંડ એક મહાન સંકટમાં આવી પડ્યુ છે. ઇંગ્લાંડને હવે ચોમરદમની મદદની જરૂર છે. જર્મનીને હરાવવા માટે એને હિંદુસ્તાનની મદદ સિવાય ચાલે તેમ છેજ નહિં, દેશી રાજાઓએ તો પોતાની સેવા આપોઆપ તેઓને ચરણે ધરી છે પરંતુ બાકીના બીજા ભાગોનું શું ? ઇંગ્લાંડથી બે અંગ્રેજ બાનુએના તાર મહાત્મા ગાંધીજી પર આવ્યા હતા કે " આપ વિશ્વના મહાન વિશ્વવંદનીય છો અને આપ યુરોપની આ પરિસ્થિતિ અટકાવવા વચ્ચે પડો " ત્રિ એવુ મજૂર સંદેશ કહે છે મહાત્માજી જરૂર વિશ્વ વંદનીય છે જ એ આવા વખતે પણ દુનિયના માનવીઓને મોઢે ચઢી કબુલ કરવુ પડે છે

આ મહિનામા વાઇસરોયે મહાત્માજીની મુલાકાત લીધી છે. મહાત્માજી સાથે બે કલાક વાટાઘાટ કરી છે. મહાત્માજીએ પોતાની દિલસોજી ઇગ્લાંડ તરફ દર્શાવી છે અને હિંદુસ્તાનના અને કોંગ્રેસના આગેવાનોની કોન્ફરન્સ બોલાવી છે આમા મુસ્લીમ લીગના પ્રમુખ છે, સુભાષબાબુ, જવહરલાલજી, હિંદુ મહાસભાના પ્રમુખ વિ છે જણાવતા ખેદ થાય છે કે કોઇ સ્રીને આમા આમંત્રણ નથી.

સ્રીઓની મદદ સિવાય ચાલવાનુ નથી, એ વાત નિર્વિવાદ સત્ય છે એ સત્યનુ પાલન ગયા વિશ્વયુદ્ધમાં યુરોપની સ્રીઓએ કરી બતાવ્યુ છે. એ સત્યનુ પાલન હિંદુસ્તાનની બ્હેનોએ ધરાસણા કૂચ વખતે મીઠા વેરાના ભંગ વખતે તેમ જ બ્રિટિશ રાજ્યોમા અને દેશી રાજ્યોમાં અનેક સત્યાગ્રહોના પ્રસંગોએ કરી બતાવ્યુ છે ખરી વખતે દેશના કામોમાં માથું કોરે મૂકી કામ કર્યું છે છતાં પણ આવા વિશ્વવિગ્રહની મહામંત્રણાઓ માટે પરિષદો ભરાતી હોય તેમા બ્હેનોને માટે આમંત્રિત એક પણ જગ્યા નથી અથવા તેમાં બ્હેનોનો બિલકુલ અવાજ નથી સ્રીપ્રતિનિધિ તરીકે કોઇ નથી એ દિલગીરીની વાત છે આ વાત ભૂલમા ગઇ છે ? ભૂલમાં તો ન જ જાય ! ત્યારે જાણીને તેમ કર્યું છે ? શુ બ્હેનોમાં લડાઇ સંબંધી વાટાઘાટ કરવાની બુદ્ધિ નથી એમ માની લીધુ છે શુ ? આશા છે કે બ્હેનોને આવી બાબતમાં સ્થાન જરૂર મળશે જો કે સરોજીની નાયડુ વર્કિંગ કમિટિના મેમ્બર તરીકે

હાજર હતાં, પણ સ્ત્રીઓના પ્રતિનિધિ તરીકે નહોતાં.

* * *

## સ્વ. દાદાભાઈ સંવત્સરી :

સ્વ. દાદાભાઇ નવરોજીને આપણી સમક્ષથી ગયે આજ  વર્ષો થઇ ગયાં છે. તા. ૫ મીને દિવસે તેમની સંવત્સરી હતી. સ્વ. દાદાભાઇએ દેશની સેવા સીઠી માની જીવન ધન્ય કર્યું હતું. હિંદુસ્તાનના ઉદ્ધારની ભલી લાગણીઓથી દોરાઇને તેઓએ ત્રણ વખત તો કોંગ્રેસનું પ્રમુખપદ લીધું હતું. તેઓ સ્ત્રીકેળવણીના જબરજસ્ત હિમાયતી હતા, ધારાશાસ્ત્રી હતા. ઇંગ્લાંડની પાર્લામેન્ટમાં પહેલા હિંદી સભ્ય તરીકે એમને સ્થાન મળ્યું હતું. એમનામાં કોમી ભેદભાવ બિલકુલ નહતો. પોતાની જાતને હિંદી તરીકે જ ઓળખાવતા. હિંદુસ્તાનમાં સ્વરાજ્યનો મંત્ર ફૂંકનાર સૌથી પહેલા એ હતા. એ મહાન પુરુષના જીવન મંત્રોમાંનો એકાદ પણ ઝીલીશું તો જીંદગી ઉજ્જવલ બનશે.

* * *

## બેકારી કેમ ટળે ?

આ પ્રશ્ન આખા હિંદને મૂંઝવી રહ્યો છે. આ ભયાનક બેકારીનો પ્રશ્ન એકે પ્રાન્તથી ઉકેલાય એમ લાગતું નથી, તેનું ગજું નથી. બેકારીનું મૂળ પરદેશી ચૂસણનીતિમાં છે. પરંતુ પ્રાંત સરકાર ધ્યાનમાં લે તો શિક્ષિતોની બેકારી થોડી ઘણી નિવારી શકે.

પંજાબ સરકારે એટલા માટે એક સમિતિ નીમી હતી અને તેની ભલામણો હવે પ્રગટ થઈ છે.

૧. સરકારી નોકરીમાં ભારે પગાર ઉપર કાપ.

૨. પંચાવન વર્ષની ઉપરના તમામને પેન્શન.

૩. કોલેજીઅનોની ખર્ચાળ પદ્ધતિ સામે નાપસંદગી.

આ ઉપરાંત થોડીક વિશેષ સૂચના પણ કરી હતીઃ

૧. પ્રાંતના પ્રત્યેક વિભાગમાં સરકારી માલિકીનો એક મોટો ઉદ્યોગ શરૂ કરી દેવો.

૨. શિક્ષિત યુવાનો માટે એક 'લેબર-કેમ્પ' સ્થાપવી.

૩. સંતતિનિયમન સાધવું.

પહેલાથી શિક્ષિત યુવકને કામ મળશે, બીજાથી શારીરિક શ્રમ વેઠવાની તાલીમ મળશે અને ત્રીજાથી બેકારી આંગળ વધતી અટકશે.

ગમે તેટલી સમિતિઓ નીમીશું, ગમે તેટલા નિયમો ઘડીશું, પગારો કાપીશું, ખર્ચો ઘટાડીશું, ઉદ્યોગો શરૂ કરીશું, કેમ્પો સ્થાપીશું અને ઓછી પ્રજા ઉત્પન્ન કરીશું તેથી શું !

* * *

## હિંદની આર્થિક દશા સુધરશે ?

મોટા અમલદારોના પગાર પર કાપ મૂકી નાનાને વધાર્યાથી વેંચણી થઇ, વધારો નહિ. પેન્શન આપ્યાથી એકને ઓછું આપી બીજાને વધારી શકાય તે પણ વેંચણી થઇ.

એક વાત જરૂર કબૂલ કરીશું કે, આવા બેકારીના કટોકટીના સમયમાં ખર્ચો જરૂર જ ઓછાં કરવાં જેથી કુટુમ્બનિર્વાહમાં અડચણ ન પડે. પરંતુ દિલગીરી સાથે કબૂલ કરવું પડે છે કે કોલેજીઅનો બહુ જ ખર્ચાળ જીંદગી જીવે છે. તે તો જરૂર અંકુશ મૂકવા જેવી છે.

ઉદ્યોગ શરૂ કરવાથી અને કેમ્પ સ્થાપવાથી કંઇક ફાયદો ખરો. સંતતિનિયમન માટે શી રીતે પ્રચાર કરી શકાય તે જોવાનું.

મને તો લાગે છે કે આ સમિતિ વિ. નીમી સૂચનાઓની સંખ્યા કરવી તેના કરતાં

તો પરદેશી ચૂસણનીતિનો નાશ કરવામાં પ્રત્યેક ભાઇબેન લાગ્યા રહે તો તો બેકારી જલદી નાશ થાય ગમે તેવુ હોય પણ સ્વદેશી જ લેવું એવા નિશ્ચય પર આવવુ જ જોઇએ પરદેશી સસ્તુ અને સારૂ હોય છે, એવી ભાવના પણ સ્વપ્નમાં ન લાવવી જોઇએ, આને માટે જો બહેનો ધારે તો જલદીથી ચૂસણનીતિનો નાશ કરી શકે. આને માટે સ્વદેશ વ્રત લેવુ અને લેવરાવવુ.

* * *

## લોહાણા જ્ઞાતિમાં સ્ત્રીઓના આપઘાત'

લોહાણા જ્ઞાતિમા સ્ત્રીઓના આપઘાતના કેસો મોટા પ્રમાણમા થાય છે તેને માટે રાજકોટ લોહાણા સેવા મડળે જ્ઞાતિનું ધ્યાન ખેચ્યુ છે. આ મડળનુ માનવું છે કે જ્ઞાતિના અગ્રેસરો, મહાજનો, યુવાનો, વકીલો અને ધર્મગુરુઓ જો આ તરફ દુર્લક્ષ્ય કરશે તો જ્ઞાતિની અધોગતિ થશે

આપઘાતને માટે જુદા જુદા કારણો આપે છે. (૧) ઘરકકાસ, (૨) બેકારી (૩) બાળલગ્ન, (૪) નિરક્ષરતા, (૫) આણુ, (૬) સતાન નથી થતાં તે, વ્હેમ

આ કામ મહાજને ઉપાડવુ જોઇએ, એવી આ મંડળની માન્યતા છે અને યોગ્ય તેન્યાય આપી આવા કિસ્સા અટકાવવા જોઇએ

આ સેવ મડળની આ સૂચનાઓ ઠીકઠીક આવકાનદાયક છે. જો દરેક જ્ઞાતિવાળા પોતાની બ્હેનો માટે આટલું કરશે તો જરૂર આવા દુખમય કમોતો બધ થશે અને પોલીસ કેસો થતા નહિ પામતાં ઘરમેળે પતાવટ થઇ ફરી એવા કિસ્સાઓ થતા અટકશે

શ્રીમતી સરોજની નાયડુએ વિદ્યાર્થીઓ સમક્ષ ભાષણ આપતા તેઓને આગળ ધપવા, હામ ભીડવા સલાહ આપી હતી ભાષણમાની કેટલીક બાબત અમલમાં મૂકવા જેવી છે.

જ્યારે યુવકો શિસ્ત અને મદદકાર શીખશે ત્યારે રાજકીય જીવન ચાર ભાગે

તેમણે વિદ્યાર્થીઓને હિંદીઓ સિવાય બીજી કશા તરીકે ન ઓળખાવવાની સલાહ આપી હતી.

* * *

## પ્રિયવદન બક્ષીનું અવસાન :

આ ઉગતા યુવાનનો દરિયાએ ભોગ લીધો છે તેથી ઘણાજ દિલગીર થયા છીએ. પ્રભુ એમના આત્માને શાંતિ આપો.

* * *

## ઘાસ માણસના ખોરાક તરીકે :

બ્રાન્સ નામના ગોરા અમલદાર છે તેઓ ખેતીમા પ્રવીણ છે. તેઓ લખે છે કે માણસ-થી ઘાસ ખાઇ શકાય છે. કુણા ઘાસમાં પોષણ આપનાર તત્વો હોય છે આયુર્વેદમાં દરો પુષ્ટિકારક વખાણ્યું મનાય છે આ ભાઇએ પોતે ઘાસ ખાવાનો પ્રયોગ કરેલો છે. તે ખાંડ ગાજર અને બટાકા સાથે ખાઇ શકાય છે. ડૉકટરો કલોરોફીનની ગોળીઓ ઘાસના તત્વમાંથી બનાવે છે.

આ વાત સાંભળીને આશ્ચર્ય થાય છે. પણ આ ભાઇએ પ્રયોગ કર્યો છે અને તબિયત સુધરી પણ છે.

નિરક્ષરતાનિવારણ માટે બિહાર પ્રાતની મહાસભાવાદી સરકારે પ્રગતિશાળી પગલા લીધા છે. આ કામમા સહાય આપનારને જુદા જુદા દેશના આગેવાનોના નામવાળા ચંદ્રકો એનાયત કરવામાં આવે છે.

* * *

**સ્ત્રીઓ યુદ્ધમાં શું શું મદદ આપી શકે :**

મુંબઇના ગવર્નરનાં પત્ની લેડી લમલીએ રેડીઓ મથકેથી લડાઇમાં સ્ત્રીઓ શુ કરી શકે તે વિષે વિવેચન કર્યું અને સાંભળ્યું. મને તો એમજ લાગે છે કે હિંદુસ્તાનની બહેનોને માટે આ વિષય તદ્દન બીનજરૂરી છે. હિંદુસ્તાનની બહેનોની યુદ્ધમાં સેવા જગપ્રસિદ્ધ છેજ. પરંતુ સેવા ઉપરાંત તેઓએ તો ભયંકર વિગ્રહોમાં જાતે ભાગ લીધા છે, શમશેર લઇ સાવધાન થએલી પણ છે. પોતાનાં માથાં કાપી આપી શરવીરોમાં શરાતનો પ્રેર્યાં છે. હાલમાં એ જ્યાં જ્યાં સ્ત્રીઓની જરૂર પડી છે ત્યાં ત્યાં તેઓએ પુરૂષોની સાથે રહીને દુઃખો સહન કર્યાં છે ને લડાઇઓમાં ભાગ લીધા છે. એટલે હિંદુસ્તાનની બ્હેનોને સ્ત્રીઓ યુદ્ધમાં શું શું કરી શકે એ સમજાવવું તે To carry coal to newcaset's જેવું છે.

***

**શ્રી. કનુ દેસાઇને અભિનંદન :**

ગુજરાત સાહિત્ય સભાએ શ્રી. કનુ દેસાઇને રણજિતરામ સુવર્ણ ચંદ્રક આપ્યાના સમાચાર જાણી અતિ આનંદ થાય છે. કોઇપણ કામમાં ઉત્તેજન મળે તો તો કામમાં આગળ વધવાની જિજ્ઞાસા વધારે થાય છે. આવી જાતના ચંદ્રકોનું અર્પણ તે એક જાતની કામની કદર છે. શ્રી. કનુ દેસાઇની કલા દિવસે દિવસે વધુ પ્રગતિમાન થાય એજ પ્રાર્થના અને ચંદ્રક મેળવવા બદલ અભિનંદન.

***

**લગ્ન અને મત આપવાનું કાર્ય બન્ને પ્રોક્સીથી :**

મત આપવા માટે કેટલીક સંસ્થાઓએ પ્રોક્સીની પદ્ધતિ દાખલ કરી છે.

પરંતુ નવાઈ પામવા જેવું વાંચવામાં આવ્યું કે ફ્રાન્સમાં લગ્ન પણ પ્રોક્સી થશે.

પ્રોક્સી એટલે એક માણસને બદલે બીજાને અધિકાર આપવો તે. કોઇ પણ ઠેકાણે મત આપવો હોય ત્યારે તો સમજ્યા કે આપણા મિત્રના અભિપ્રાય પ્રમાણે કામ થશે, પરંતુ લગ્નમાં તો આ પ્રથા પહેલી ફ્રાન્સમાં જ શરૂ થઇ છે.

આ પ્રથા હાલમાં તો ફ્રેન્ચ સોલ્જર માટે છે, પણ તેનો કેવો ઉપયોગ થાય છે તે જેવાનું.

પહેલાના વખતમાં હિન્દુસ્તાનના દેશી રાજાઓ કાં તો કામમાં ગુંથાયેલા હોય તેથી અથવા તો કન્યાના બાપના કુટુમ્બ કરતાં ઉચ્ચ કુળના હોય તો લગ્નમાં વરરાજા જાતે ન જતાં "ખાંડુ" મોકલતા. શું આપણા પ્રાચીન રિવાજ પરદેશમાં બીજા સ્વરૂપે પ્રવેશ કર્યો ?

મને તો લાગે છે કે આથી પ્રોક્સી લગ્ન એટલે અણુવર જોડે લગ્ન, તેના કરતાં તો ખાંડુ મોકલવું ઇચ્છનીય છે.

---

## ગ્રાહકોને

અમારી ચાલુ વાર્તા આ નવરાત્ર અંક હોવાથી આપી નથી—આવતા અંકમાં તે ચાલુ રહેશે.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી  નાગરદાસ ઈ પટેલ, મલાડ

વર્ષ ૯  અંક ૧૦  પુસ્તક ૯  ઑક્ટોબર : ૧૯૩૯

## ચક્કર ફુદડી ફરે

ચક્કર ભમ્મર ફરે
  ભમરડા ચક્કર ફુદડી ફરે !
સરરર સર સર સરે
  ભમરડા ચક્કર ફુદડી ફરે !

*

ધરતી ફરતી સરસર કરતી
  રજની દિન કણુ કરે,
એય ભમરડી ઠરે
  ભમરડા ચક્કર ફુદડી ફરે !

*

ચાંદો સૂરજ આગ ભમરડા
  ચક્કર ભમ્મર ફરે,
પોતાની ધરી પરે
  ભમરડા ચક્કર ફુદડી ફરે !

*

રંગીતફેરણુ મારો ભમરડો
  કેવો મઝાનો ફરે !
જોતાં આંખો ઠરે
  ભમરડા ચક્કર ફુદડી ફરે !

*

ફરતાં ચોપાં કરે
  ભમરડા ચક્કર ફુદડી ફરે
સરરર સર સર સરે
  ભમરડા ચક્કર ફુદડી ફરે.

નાગરદાસ ઈ પટેલ

## નદી

મોટા મોટા ડુંગર પરથી,
પાણા પથ્થર ધોતી ધોતી.
ઘેરી વૃક્ષ ઘટાને વીંધી,
નાનાં વેલા છુંદી છુંદી.

*

ધેરૂં ધેરૂં ગુંજન કરતી,
ખળખળ નીરે હસતી હસતી;
સૃષ્ટિ સકળને પાણી પાતી,
આશિષ સૌના લેતી જાતી.

*

ક્યાંક ઉંચેથી પડતી જ્યારે,
ફીણુ પરપોટા ઉડયે ત્યારે;
રંગ જુદા પરપોટે ધરતી,
મજા બહુ જોવાની પડતી.

*

દિવસે વ્હેતા, રાતે વ્હેતી,
નદી જરી ઉભી નવ રહેતી;
આવે જાય ઘણાં જન પ્રાણી,
સદાય વહેતાં નદીનાં પાણી.

હરિલાલ વ. દોશી

## મરઘીને કૂંડીમાં નવરાવી દો

થાંભલે થાંભલે રાતી કીડી
બીજે મજલે લાંબી સીડી
સીડી ઉપર મઘલો ચડે
ચડતાં ચડતાં લટકે કડે
કડું વાગ્યું મૂંડામાં
ને મરઘી ન્હાય કૂંડામાં

*

## છરીના તાર તોડી દો

વાંદરી વાંદરી દરિયે ચડ
દરિયા ઉપર ઉગ્યું ખડ
ખડ ખાય માછલાં
દોણીનાં બે કાચલાં
કાચલાંનો તો શીરો કરો
ઝાડ ઉગ્યાં થાળીમાં
ને તાર તૂટયા પાળીના ।

ગુલાબસિંહ બારહટ

# નવરાત્રિ

બધુંય શાન્ત હતું. શાન્તિ સાથે જાણે પવિત્રતા ન હોય એમ દીસતું. મંદિરના છેક છેલ્લા ભાગમાં દીપમાળ ટમમગતી હતી–ધૂપદાનીમાંથી ચારે કોરનું વાતાવરણ સ્વચ્છ કરતો ધૂપ આછી રેખાઓમાંથી થઇ ધીમે ધીમે આજુબાજુ પ્રસરી જતો. સુગંધી પુષ્પોનો ઢગ દીપમાળની તથા દેવીની મૂર્તિ તળે ગોળાકારમાં પથરાઈ ગયો હતો.

દીપમાળનું આછું પણ નયનને ઠારે એવું તેજ! ધૂપની આછી આછી લહેરિઓ અને પુષ્પોની મધમધતી સુવાસ, શ્રોતાઓના આત્માને અપાર શાન્તિ આપતી....!

પૂજારીએ સ્વચ્છ પીતામ્બર પહેરેલું હતું. એક હાથમાં દીવી ને બીજામાં ઘંટડી લઇ એ દેવીની ભવ્ય મૂર્તિ કને આવ્યો.

આજુબાજુનાં પુષ્પો કોરે કરી દેવીના લલાટે કંકુનો ચાંદલો કર્યો. કોરે કરેલા પુષ્પોમાંથી દેવીનાં દર્શન થયાં. પૂજારીએ ઘંટડી રણકાવી દેવીની આરતી ઉતારી. શ્રાતાજનો ધીમે પણ ચોખ્ખા સ્વરે 'જય મા! જય મા!'નો પવિત્ર મંત્ર ઉચ્ચારવા લાગ્યા.

આરતી સમાપ્ત થઇ.

સૌએ પુષ્પો વેર્યાં ને ચરણામૃત પીધું. માતાને ધરાવેલ થાળમાંનો પ્રસાદી શ્રોતાજનોએ શ્રદ્ધાપૂર્વક સ્વીકારી!!

આબાલ-યુવાન-વૃદ્ધ તથા સ્ત્રીઓનો આ શ્રોતાવર્ગમાં સમાવેશ હતો. બધાય પર હર્ષનું તથા ભક્તિભરી સ્તુતિનું સ્મિત ફરકતું હતું!

નવરાત્રિનો આ મંગળ તહેવાર. હજુ તો આમ એકધારા નવે દિવસ ચાલશે. સૌ માતાની પ્રેમભરી સ્તુતિ કરશે.

બ્હેનો મંગળ ગીતોના રાસ ઘૂમશે. ગરબીની આસપાસ ગરબા ગવાશે! 'માતા'ના ચોકમાં ગરબી ગવાશે.

પવિત્ર તહેવારોમાનો આ એક તહેવાર છે. આ નવે દિવસો શુભ-મંગળ લેખાય છે. મુખ્યત્વે કરીને આ દિવસોમાં માતાની આરાધના કરવામાં આવે છે. માતાનાં ગુણગાન તથા સ્તુતિના આ દિવસો છે!

નવરાત્રિના પર્વ નજદિક આવવાના હોય ત્યારે અમારા બાળમિત્રો! સારીયે શેરીનો ચોક ગજવી મૂકતો રાસ ગાયઃ—

'નોરતાના દિવસો આવ્યા રે લોલ
માતના રાસ અમ ખેલશું રે લોલ.'

—રસિક આચાર્ય

# ગૌરાભાઈ

ગૌરાભાઇનું સુદામા જેવું સુકલકડી શરીર; પોપટભાઇની ચાંચ જેવું સહેજ લાંબુ ને જરાક વળેલું નાક, માથે મુંડો ને મુંડા વચ્ચે લાંબી ચોટલી. ગૌરાભાઇનું મૂળ નામ તો ગૌરીશંકરભાઇ. પણ ગામ તેને ટુંકા ને ટચ નામથી બોલાવતું. ગૌરાભાઇ બ્રાહ્મણ હતા.

ગૌરાભાઇ નહિ જુવાન તેમ નહિ વૃદ્ધ; છતાંય જુવાન જેટલું જોર. શરીર સુકલકડી પણ કસાયેલું; ભલભલા હૃષ્ટપુષ્ટ જુવાન જોઇને ય કામ કરવામાં બે ઘડી વિસારી દે.

ગૌરાભાઇ ટચુકડું ખાદીનું ધોતિયું પહેરે. ચોતારી ખાદીનો ઝભ્ભો પહેરે ને માથે ખાદીની ટોપી ઘાલે. ઉનાળો હોય કે શિયાળો હોય પણ ગૌરાભાઇ તો ચોતારી ખાદીનોજ ઝભ્ભો પહેરવાના. ગૌરાભાઈ ખાખી ખાદીનો થેલો રાખે. તેમાં ઘરની બધીય ઘરવખરી રાખે. ગૌરાભાઇ જ્યાં વાસ કરે ત્યાં જ તેમનું ઘરઃ ગૌરાભાઇના રહેઠાણનું ઠેકાણું ન હતું.

ગૌરાભાઇને જોઇએ ત્યાં તો એમ જ લાગે કે આ ભાઇ તો મહાસભાનું કામ કરી કરી ઘસાઈ ગયેલ સૈનિક છે. થોડી વાતે ય સાચી. મહાસભા, પૂ. બાપુજી ને સરદાર તો તેમના આતમપ્રાણ. હાલતાં ને ચાલતાં પૂ. બાપુજીનુંજ રટણ. તે તો ગામડીઆને ઉપદેશ આલેઃ "ભાઇ ! બાપુજી તો મનસા, વાચા, કર્મણા અહિંસા કરતા નથી. ભઇલા ! તેમના જેવું કઠણ તપ કે'નાથી થાય ? તેમના જેવી અગ્નિપરીક્ષા કોણ આપી શકે ? એ તો સંત પુરુષ છે. એ તો જીવતો જાગતો નરસૈંયો છે. તેનામાં કોણ નથી ? તેના આતમ ખોળીઆમાં બધાય છે. ને તે બધુંય છે આપણી માડીનું."

ગૌરાભાઇ આમ પણ જબરા. સવાર સાંજ સંધ્યા કરે. ગાયત્રી કરે. અંગ્રેજી ઘણુંય ભણ્યા, છતાંય પ્રભુપ્રાર્થનાઓ ગાય, ગીતા વાંચે. તેમને જરાય અભિમાન નહીં.

ગૌરાભાઇએ નાનકડી મઢુલી બનાવી તેમાં દેવને પધરાવ્યા. ભારત માતાની સ્થાપના કરી. ને પૂ. બાપુજીને પણ સાથે જ બેસાડયા. સવાર–સાંજ પ્રેમે પૂજા કરે. ગામના ભોળા, અજ્ઞાન, માયાળુ ને ઉદાર ખેડતો મઢુલીએ આવે. ખેડૂતોને ગૌરાભાઇ અલકમલકની વાતો કહે. છાપાની તાજી વાતો કરે, ઘરડા ગામડીઆઓ મધની મીઠાશે વાતો સાંભળે. નાનકડાં, નાગડાપુગડાં, રડતાં ને હસતાં બાળકો ગૌરાભાઇ પાસે આવે ને બૂમો પાડેઃ "ગૌરાભાઇ, એ....ગૌરાભાઇ, સાચાબોલા ગાંધી બાપુની વાત કો."

બે–ચાર બાળકો ગૌરાભાઇના ગળે વળગે. બે–એક ખભે ચડી બેસે. તોય શાન્ત ચિત્તે બાળકોને ગાંધી બાપુની નાનપણની વાતો કહે વાતો પૂરી થાય ત્યારે બાળકોને પ્રસાદ આપે ને હસતાં હસતાં ગૌરાભાઇ બોલી ઉઠેઃ "બાળારાજા ! હવે કાલ; બધી વાતો આજ કહેવાય કંઇ ! જાવ, ગાડી રાહ જોઇ બારણે ઊભી છે." નાનકડા, તોફાની બાળુડા ગૌરાભાઇનું કહ્યું માની ચાલતા થાય.

હવે ગૌરાભાઇની મઢુલી મટી મંદિર થયું સૌ આવે, બ્રાહ્મણેય આવે ને વાણીઆય આવે, ધરતીનો જોદ્ધો ખેડૂય આવે ને છોકરાને વારતા કહેતી ઘરડી માડીએય આવે ગૌરાભાઈ તો સહુનેય વ્હાલા

ગૌરાભાઇને ખાવાની, પીવાની કે મોજશોખની જરાય આદત નહિ ખાવાનું મળે તોય ઠીક, ને ન મળે તોય ઠીક ગૌરાભાઇ ખાતા હોય ને ભૂખ્યો આવી ચઢે તો ભાણું આપી દઇ તે વાતું યે ચઢે આવા ગૌરાભાઇ પરદુઃખભંજન

તેમના મંદિરના દેવને નહિ રેશમી વાઘા, માત્ર ખાદીના ગોઠણ સુધીના ધોતિયા પહેરાવે ને ખભા પર ઉપવસ્ત્ર મૂકે ભારતમાની મૂર્તિના હાથમા ત્રિરંગી ધ્વજ આપે ને ગળામા ખાદીનો હાર પહેરાવે

રાત પડે સૌ વૃદ્ધ ને જુવાન ભોળા ને ગાંડાઘેલા ખેડૂતો આવે ગૌરાભાઇ હાથમા કરતાલ લે ભજનો ગાય "વૈષ્ણવજન તો તેને કહીએ ." એ ગાયા વગર તો ગૌરાભાઇને ન જ ચાલે ભજન ગાતી વખતે ગૌરાભાઇ મસ્ત દુનિયાનું નહિ ભાન આજુબાજુના વાતાવરણનું ય નહિ ભાન આ વખતે તો તેઓ નરસિંહ મહેતા લાગતા. ઘણા તેમને ભલાભાઈ કહેતા

ગામ નાનું ગામમા નિશાળ નહિ ખેડૂતોને અભણ રહેવુ પડતુ વેપારીથી દબાતુ ચાલવુ પડતુ ગૌરાભાઇને ખબર પડી શાળા કહાડી સૌને ભણાવે નાગડા પુગડાનેય ભણાવે, ધરતીના ખુંદનાર જુવાનનેય ભણાવે પાણીની હેલ લાવતી પનીહારીનેય ભણાવે, ગૌરાભાઇ તેમનો જ્ઞાનબગીચો આ રીતે હુલાવે

ગામમા મંદિર ફક્ત એ જ એક રામજીમંદિર ને બીજું ગૌરાભાઇનું આપણામા જેમ પ્રભુભક્ત હોય છે તેમ હરિજનમા પણ ચુસ્ત પ્રભુભકતો હોય છે ગામમા એક હરિજનનું ઘર હરિજનનું નામ જીવાભાભા ઘણાજ ઘરડા ગામના બધાય ઘરડા કહેતા "જીવાભાભા તો જૂના આદમી છે ભગવાનની મે'ર છે શરીરસંપત્તિ સારી છે" જીવાભાભાને પ્રભુનં દર્શન કર્યા પછીજ અન્ન ખપે આવી બાધા રામજીમંદિરવાળા જીવાભાભાને ન આવવા દીધા મંદિરમા ગૌરાભાઇ તો પ્રભુના ભકત, મહાસભાના ય ઉપાસક ને બાપુજીના તો શિષ્ય ગમે તે ભોગે હરિજનનો રસ્તો કાઢે જીવાભાભાને તેમના મંદિરમા દર્શન કરવા આવવા દે

ગામમા ગૌરાભાઇના એક કટ્ટર શત્રુ હતા તે ગૌરાભાઇની વિરુદ્ધ વાતો કરે ગંદો પ્રચાર કરે તેમા હરિજનની મંદિરપ્રવેશની વાત મળી પછી પૂછવુ શું? ભૂખ્યાને ભોજન મળ્યુ ને! ગૌરાભાઇ વિરુદ્ધ ટોળી ઊભી કરી ટોળી ગૌરાભાઇને હેરાનગતિ પહોંચાડવા લાગ્યા ગૌરાભાઇએ ગામ છોડ્યુ

ગૌરાભાઇ ગયા મંદિર રહ્યુ ગૌરાભાઇ નજર આગળથી ગયા, પણ હૃદયમાથી તો ન જ ગયા ગૌરાભાઇ ગયા પણ વાંકા વળી ગયેલ, હાથની છાજલી કરી જોવાને ટેવાયેલ વૃદ્ધોનું, ખભે ચઢી બેસતા નાગડા પુગડા બાળકોનું ને ધરણી જોદ્ધા ખેડૂતોનું વ્હાલ ઓછું ન જ થયુ પરંતુ વિરહે વ્હાલ વધાર્યું

ગૌરાભાઇ પ્રભુના, ભારતમાતાના, મહાસભાના ને નાનકડા ગામના મૂક સેવક હતા

મુકુંદ ચંદરવાકર

# છોડનો ખોરાક

વનસ્પતિમાં પ્રાણીની માફક જ જીવ છે. છોડ નાનેથી મોટો થાય છે, અને અમુક વખતે મરી જાય છે. અનુકૂળ સંજોગોમાં તેને ફૂલ-ફળ આવે છે. ફળમાં બી હોય છે, બીમાંથી નવો છોડ થાય છે. આ રીતે પ્રાણીની માફક છોડનો પણ વંશ વધે છે. પ્રાણીની માફક છોડને ખોરાકની જરૂર છે. જડ વસ્તુને ખોરાકની જરૂર પડતી નથી. પથ્થર જડ છે એને ખોરાક ન મળે તો પણ એવો ને એવો વર્ષો સુધી રહે. જો છોડને ખોરાક મળે અને તે ખોરાક બદલાઇને છોડનું એકાદ અંગ બને તો જ તે જીવતો રહે ખાતર વગરની જમીનમાં કે પાણી વગર છોડ વધતા નથી તે આપણો દરરોજનો અનુભવ છે. આપણે જાણીએ છીએ કે છોડ ઘણુંખરૂં નાના બીમાંથી ઉત્પન્ન થાય છે. બી તપાસીએ તો તેમાં રક્ષણ કરવા માટે છોડું અને બીજાંકુર એટલે છોડનો ગર્ભ હોય છે. પણ આ ઉપરાંત નાના બાળકને માટે જેવીરીતે દયાળુ ઇશ્વરે ધાવણ મૂકયું છે, તેવી જ રીતે બીની અંદર નાના છોડને માટે ખોરાક મૂકયો છે. મગફળી અગર એરંડાનું બી જોઇએ તો આ બધા ભાગ તરત જણાય. બીમાંથી મૂળ જમીનમાં જાય છે. અને થડનો ભાગ જમીન ઉપર વધે છે. જમીનમાંના ભેજને લીધે બીની અંદરના ખોરાકનું દ્રાવણ બને છે. અને તે થોડા વખત નાના છોડને પોષણ આપે છે

છોડ થોડો મોટો થાય છે ત્યારે પોતાનાં મૂળ મારફત જમીનમાંનો કસ ચૂસે છે. મૂળે ચૂસેલો રસ થડની મારફત ઉપર ચઢે છે. અને પાનમાં જાય છે, પાનના લીલોતરીવાળા ભાગમાં એવો ગુણ છે કે જ્યારે સૂર્યનો પ્રકાશ હોય ત્યારે આપણે ઉચ્છવાસમાં જે ઝેરી હવા બહાર કાઢીએ છીએ તે હવા લે છે. આ ઝેરી હવા આપણે શ્વાસમાં લઇએ છીએ તે પ્રાણવાયુ અને કોલસામાંના તત્ત્વ (કાર્બન) ની બનેલી છે. પાન ઝેરી વાયુની આ બે ચીજો છૂટી કરે છે. તેમાંથી કોલસાનું તત્ત્વ પોતાને માટે રાખે છે. અને પ્રાણવાયુ છૂટો મૂકી દે છે. તે આપણને કામ લાગે છે. કોલસાનું તત્ત્વ મૂળમાંથી આવેલા રસ જોડે ભળે છે અને છોડનો ખોરાક ઝીણી ઝીણી નસો મારફત આખા છોડને પહોંચે છે.

જમીનમાંથી છોડ પોતાને માટે કસ ખેંચે છે. તેથી જમીનમાંના કેટલાક ભાગ ઓછા થાય છે. આ ખોટ પૂરી પાડવા માટે જમીનમાં ખાતર નાખવું પડે છે. આપણા દેશનો ઘણો આધાર ખેતી ઉપર છે. કયા છોડને કેવો ખોરાક જોઇએ તે ખાસ અભ્યાસ કરવાની જરૂર છે. આવો અભ્યસ કરીને જ બીજા દેશો આપણા દેશ કરતાં વધારે પાક લઈ શકે છે.

પ્રો. મ. દેસાઇ



કલકત્તા નામ શાથી પડયું ?

એક વાર એક ગામની બાજુના ખેતરમાં થોડા મજૂરો લાકડાં કાપતા હતા. ત્યાં થોડાં યુરોપીઅનો આવ્યા. અને અંગ્રેજીમાં પૂછ્યું કે આ બાજુના ગામનું નામ શું છે ? ત્યારે મજૂરો સમજ્યા કે આ લાકડા કયારે કાપ્યા ? તેઓએ તે લાકડા કાલે કાપેલાં હોવાથી એમ કહ્યું કે કલ કટા—એટલે કે કાલે કાપ્યા. આ ઉપરથી એ ગામનું નામ કલકટા(ત્તા) પડયું.—ચંદ્રકાન્ત ઠાકોર

'બાબુ ! હવે તારા બાપુજીને કેમ છે ?' દાદીમાએ ઘરમાં આવતાંવેંત જ બાબુને પૂછ્યું.

દાદીમાનો મિજાજ ખૂબ ગરમ હતો ને જ્યારે આવતાં ત્યારે બાબુ ઉપર, તેના બાબુ ઉપર ને સૌના ઉપર રુવાબ કરતાં. બાબુના બાપુ માંદા હતા. તેની ખબર પૂછવા એ આવ્યાં હતાં.

'એમને સારૂં નથી કારણ કે એ કહેતા હતા કે જ્યારે ને ત્યારે તમે એમનું માથું પકાવો છો ને ત્રાસ ત્રાસ આપો છો !' બાબુએ જવાબ આપ્યો.

એ સાંભળીને દાદીમાનું મોઢું જોવા જેવું થઇ ગયું !

***

બધા કરતાં વધારેને

એક હતો વકીલ. એ કચેરીમાં એક સાક્ષીની ઊલટતપાસ કરતો હતો.

સાક્ષી ઘણો ચીડિયો હતો. એ સીધા જવાબ આપતો ન હતો.

'તમે એમ કહેવા માગો છો કે જ્યુરીના અર્ધા કરતા વધારે સભ્યોને તમે ઓળખો છો ?'

'જરૂર, અર્ધા કરતાં વધારેને હું ઓળખું છું.' સાક્ષીએ કહ્યું.

'તમે સોગંન ઉપર કહેવા તૈયાર છો કે જ્યુરીના અર્ધા કરતાં વધારે સભ્યોને તમે ઓળખો છો ?'

'એમ ! સોગનની વાત છે તો હું કહું છું કે જ્યુરીના બધા કરતાંય વધારે સભ્યોને હું ઓળખું છું ને તમને પણ સારી રીતે ઓળખું છું.'

***

કોને ખબર નથી ?

'જો છગન, તારા તબેલામાં વીસ ભેંસો હોય, અને દસ ભેંસો દસ દસ શેર દૂધ દેતી હોય અને દસ ભેંસો પાચ પાચ શેર દૂધ દેતી હોય તો એકંદર કેટલું દૂધ તારા બાપા બજારમાં વેચી શકશે ?' શિક્ષકે છગનને પૂછ્યું. છગનના બાપને ભેંસનો તબેલો હતો.

'આશરે પાચ મણ.' છગને જવાબ આપ્યો.

'શું કહ્યું ? તને સાધારણ ગુણાકાર પણ નથી આવડતું ?' શિક્ષકે પૂછ્યું.

ઉહું ! તમને દૂધના ધંધાની ખબર નથી ! તમે એમ માનતા હશો કે એ રીતે માત્ર પોણાચાર મણ દૂધ વેચી શકાય ખરૂં ને !'

દૂધમાં કેટલું પાણી છગનના બાપ રેડતા હતા તેની શિક્ષકને શી ખબર પડે !

***

### એની વાત ખરી હતી ?

એક હતો સંત્રી. એનું કામ પહેરો ભરવાનું હતું અને પહેરા ઉપર હોય ત્યારે એને બીડી કે ચુંગી પીવાની મનાઈ હતી; કારણ કે જગ્યા જોખમની હતી ને કયારે આગ લાગી જાય તે નક્કી ન હતું.

સંત્રીને ચુંગી પીવાની ટેવ હતી અને એ ઠંડે કલેજે ચુંગી પીતો હતો. દૂરથી એણે મેજરને આવતો જોયો ને ચુંગી ખિસ્સામાં મૂકી દીધી.

'સંત્રી,' મેજરે કહ્યું 'તું ચુંગી પીતો હતો ને ? મેં ધુમાડો નીકળતો જોયો.'

'મારી ચુંગીનો !' સંત્રી બોલ્યો 'ના રે સાહેબ, હોય જ નહિ.'

'તારી પાસે ચુંગી છે એ તું કબૂલ કરે છે ને ?' મેજરે રૂવાબથી પૂછયું.

'જરૂર.' સંત્રીએ કહ્યું 'જુઓને આ રહી.'

એમ કહીને સંત્રીએ મેજરને ચુંગી આપી. મેજરે તે જોઇ તો સાવ ઠંડી હતી ને તદ્દન ખાલી હતી.

'એમ !' એણે ચુંગી પાછી આપતાં કહ્યું 'વખતે મારી ભૂલ થતી હશે, બાકી મેં ધુમાડો જોયો ને મને લાગ્યું કે તું ચુંગી પીતો હોઇશ.'

એમ કહીને એ ગયો.

એ દેખાતો બંધ થયો એટલે સંત્રીએ બીજા ખિસ્સામાંથી ચુંગી કાઢીને પીવા માંડી.

'મને મારા સાથીદારે દરેક ચીજ બેવડી રાખવાની કહી હતી તે બરાબર હતું. એની વાત ખરી હતી ! ચુંગી બેવડી રાખી તો મેજર બની ગયો !'

***

### બીલની વિગત

એક હતું કારખાનું.

એનું મુખ્ય યંત્ર અટકી પડયું. એના ઈજનેરે તપાસ્યું, પણ શાથી અટકયું તે સમજાયું નહિ. એણે માલિકને ખબર આપી. એ પણ જોઇ ગયો. એનેય કંઇ સમજાયું નહિ. બેઉ જણે વિચાર કરીને યંત્રોના નિષ્ણાત-જાણકારને બોલાવ્યો.

એણે બે કલાક સુધી આમતેમ જોયું. પછી એક હથોડી મંગાવી અને યંત્રમાં એક ઠેકાણે હથોડીનો એક ફટકો માર્યો. જાદુની પેઠે યંત્ર ચાલતું થઇ ગયું.

પેલા નિષ્ણાતે પોતાનું બીલ મોકલાવ્યું. એ રૂા. ૫૦-૮-૦નું હતું. એ જોઇને કારખાનાના માલિકે બીલની વિગત બરાબર લખી મોકલો એમ જણાવીને બીલ પાછું મોકલ્યું.

નિષ્ણાતે નીચે મુજબ વિગત લખી મોકલી:

| | |
|---|---|
| યંત્રને હથોડીનો ફટકો મારવાના | ૦-૮-૦ |
| કઇ જગ્યાએ યંત્રને હથોડીનો ફટકો મારવાથી તે ચાલશે એ શોધી કાઢવાના | ૫૦-૦-૦ |
| એકંદર રૂા. | ૫૦-૮-૦ |

નાગરદાસ ઇ. પટેલ



પુસ્તક ૩૩મું  ડિસેમ્બર · ૧૯૩૯  અંક ૪ થો

# ગુણસુન્દરી



લેખક
મૂળજીભાઇ પી. શાહ

ગુણસુન્દરી રે ! તારાં મૂલ છે અમૂલ.
ગુણસુન્દરી રે ! તારૂં દેવતાઇ ફુલ

ફોરે ફૂલની સુવાસ
એવાં ઉરનાં સુહાસ
રમે પ્રેમભક્તિ રાસ

ગુણસુન્દરી રે ! તારું વ્હેતું જીવન
ગુણસુન્દરી રે ! તારાં નિર્મળાં નયન.

વહે ઉરતેજ ધાર
સોહે તે થકી સંસાર
ગુણ જ્યોતિના અપાર.

ગુણસુન્દરી રે ! જગે ગુણ જે પ્રસરાય
ગુણસુન્દરી રે ! જીવન ચેતના સ્ફુરાય

જેવી વાદળી સુધીર
વરસે વ્હાલ કેરાં નીર
એવી સેવના રૂચિર

ગુણસુન્દરી રે ! સેવા સૂત્ર શા શીખાય
ગુણસુન્દરી રે ! ધન્ય જિન્દગી રહી થાય

શરદપૂર્ણિમાની રાત.
જગે સોહે રહી રળિયાત
એવી ભાવનાની વાત

ગુણસુન્દરી રે ! અમૃત આંખથી ઝરાય
ગુણસુન્દરી રે ! પ્રીતિ પાંખથી ઊડાય

રૂહેતી માળથી પ્રફુલ્લ
ધર્મધારિણી અનૂપ
સિદ્ધિ કાર્યની અમૂલ

ગુણસુન્દરી રે ! તારાં ગીતડાં ગવાય
ગુણસુન્દરી રે ! તારી ભાવના ભવાય.



# ભૂલાઇ જતી લોક-કથાઓ



લેખક • શ્રી. માણુલાલ કીરપારામ દેસાઈ

(૧)

## સાત કુંચીઓનો ઝુમખો

હાલમાં જે શહેર ખંભાત એ નામથી ઓળખાય છે તે શહેર પ્રાચીન કાળમાં સ્તંભતીર્થના નામથી ઓળખાતું હતું. અનેક સામ્રાજ્યો અસ્તિત્વમાં આવ્યાં અને તેમનો નાશ થયો, અનેક રાજક્રાંતિઓ થઈ છતાં હિંદ દેશનાં કેટલાક નગરો પોતાનું અસ્તિત્વ તેમજ જાહોજલાલી ટકાવી રાખી શકયા છે. આવાં નગરો પૈકીમાંનું એક નગર સ્તંભતીર્થ કે ખંભાત છે એવી સ્તંભતીર્થ નગરીમાં પ્રાચીન સમયમાં અમરસિંહ નામનો એક રાજા રાજ કરતો હતો. એ રાજા જેવો શૂરો અને સાહસિક હતો તેવો જ તે ડાહ્યો અને ચતુર પણ હતો. પોતાની પ્રજા ઉપર તે એક પિતાના જેવું હેત રાખતો હતો અને પ્રજાને પોતાના બાળક સમ ગણી તેના સુખ દુઃખમાં ભાગ લેતો હતે. પ્રજા કેમ સુખી અને આબાદ રહે તેની તે નિરંતર કાળજી રાખ્યા કરતો હતો. તેની પ્રજા પણ અમરસિંહ રાજાને ખરા પ્રેમથી ચહાતી હતી અને તેને પૂજ્ય વડીલ સમ ગણી તેને માન આપતી હતી.

આ અમરસિંહ રાજા બધી રીતે સુખી હતો છતાં તેના સુખમાં એક ખામી રહી ગઇ હતી. તેને એક પણ પુત્ર નહોતો. આથી કરીને તે ઘણી વખતે ઉદાસ રહેતો. જેમ જેમ તેનું વય વધતું જતું હતું અને તેને પુત્ર થતો નહોતો તેમ તેમ તેની દીલગીરી વધતી ગઇ અને છેવટે એવી પણ સ્થિતિ આવી કે રાજાને આ દુનીઆમાં કોઇ પણ જાતનો રસ રહ્યો નહિ,

પરંતુ છેવટે દયાળુ પ્રભુએ તેના ઉપર પણ કૃપા કરી તેની ઉત્તરાવસ્થામાં તેને એક પુત્ર થયો. પુત્રજન્મથી રાજા અમરસિંહને તેમ સ્તંભતીર્થની સમસ્ત પ્રજાને ઘણો હર્ષ થયો શ્રી રામે પુત્ર આપ્યો તેથી પુત્રની સાથે રામનું નામ હંમેશા જોડાયલું રહે માટે તેનું નામ રામદાસ કે રામસિંહ રાખવામાં આવ્યું. આ દુનીઆના કામકાજમાં હવે રાજાએ પાછો રસ લેવા માડયો રામસિંહને ઉછેરવામાં, તેને રાજપુત્રને યોગ્ય કેળવણી આપવામાં તેમ તેને દરેક રીતે આનંદી અને સુખી રાખવામાં રાજા અમરસિંહે હવે ખાસ ધ્યાન આપવા માંડયું. રાજાની હવે એક જ ઇચ્છા હતી કે પુત્ર ઉમર લાયક થાય ત્યાં સુધી પરમાત્મા મને જીવતો રાખે એટલે મારૂં રાજપાટ તેમ માલ મીલકત તથા મારો અમૂલ્ય ખજાનો બધુંએ મારા આ પુત્રને હું મારે હાથે જ સોંપી દઇ હું નિરાંતે સ્વર્ગે સીધાવું પરંતુ તેની એ ઇચ્છા ફળીભૂત થાય એમ જણાયું નહિ. પુત્રની ઉમર પંદર વર્ષની થઇ એવામાં રાજાને જીવલેણ માંદગી આવી. રાજાને લાગ્યું કે મારા મૃત્યુનો સમય હવે આવી પહોંચ્યો છે, મારો પુત્ર હજી પુખ્ત વયનો થયો નથી

તેથી બધો રાજખજાનો એને અત્યારે ને અત્યારે બતાવી દેવો એ યોગ્ય કહેવાય નહિ તેથી તેણે પોતાના વિશ્વાસુ અને નિમકહલાલ પ્રધાન ચતુરસિંહને પોતાની પાસે એકાંતમાં બોલાવ્યો અને તેને સાત કુંચીઓનો એક ઝુમખો સોંપ્યો અને કહ્યું, " મારા રાજમહેલના અગ્નિ ખુણામાં સીસમના લાકડાની એક બારી છે. એ બારીની નીચેનો મોટો આરસપહાણનો પથરો છે તેને ખોદાવશો એટલે ભોંયરામાં જવાનો રસ્તો જડશે એ ભોંયરામાં સાત નાની નાની ઓરડીઓ છે. એ ઓરડીઓમાં મારો ખજાનો અને રત્ન ભંડાર છે. હું તમને જે સાત કુંચીઓનો ઝુમખો આપુ છું એ વડે ઓરડીઓનાં તાળાં ઉઘાડી શકાશે. મારા કુંવરને વીસ વર્ષ પુરાં થાય અને એકવીસમું વર્ષ બેસે તે દિવસે તમે એને એ ભોંયરા સંબંધી હકીકત કહેજો અને કુંચીઓનો ઝુમખો તેને સોંપી દેજો પરંતુ તેને આ ઝુમખાની માત્ર ૭ નાની કુંચીઓ જ તે વખતે સોંપજો. એ ૭ કુંચીઓ ભોંયરાની ડાબી બાજુએ આવેલી ૭ નાની ઓરડીઓની છે. આ ઝુમખામાં એ ૭ નાની કુંચીઓ ઉપરાંત એક સાતમી સહેજ મોટી કુંચી પણ છે. એ કુંચીથી ભોંયરાની જમણી બાજુએ આવેલી એક નાની ઓરડી ઉઘાડી શકાશે. એ કુંચી તમે તે વખતે કુંવરને સોંપશો નહિ. જમણી બાજુએ આવેલી ઓરડી સંબંધી તમે એને વાત પણ બીલકુલ કરશો નહિ પણ કુંવર જ્યારે પચ્ચીસ વર્ષનો થાય અને તમને લાગે કે એ ડાહ્યો અને ચતુર છે, તેમ શૂરો, સાહસિક અને હિંમતવાન છે, તો જ તેને તમે આ સાતમી કુંચી સોંપજો અને ભોંયરાની જમણી બાજુની ઓરડી સંબંધી વાત કરજો. જો કુંવર વીસ વર્ષનો થાય ત્યાર પહેલાં તમારું મૃત્યુ થાય એમ તમને લાગે તો તમારા કોઇ વિશ્વાસુ મિત્ર અને રાજ્યના વફાદાર અને નિમકહલાલ સેવકને તમારે આ કુંચીઓનો ઝુમખો સોંપવો અને મેં તમને અત્યારે જે સૂચનાઓ કરી છે તે સૂચનાઓ પ્રમાણે અમલ કરવાનું તમારે પણ તેને કહેવું.

રાજા અને તેના વિશ્વાસુ પ્રધાન વચ્ચે થયેલી આ વાતચીત પડદા પાછળ ઉભેલા રાજાના ખાસ હજુરીઆ મંગળસિંહ નામના એક ખવાસે અકસ્માતથી સાંભળી લીધી. આ મંગળસિંહ ખવાસની એવી માન્યતા હતી કે આખા રાજ્યમાં હું એકલો જ રાજાનો ખાસ વિશ્વાસુ માણસ છું. પણ હવે એ ખવાસની આંખો ઉઘડી ગઇ. તેને લાગ્યું કે રાજા મારા કરતાં પણ પ્રધાનનો વિશ્વાસ વધારે રાખે છે. રાજાએ પોતાની ખરી ખાનગી તેમ અગત્યની વાત મને ના કહેતાં પ્રધાનને કહી તેમ મરતી વખતે કુંચીઓનો ઝુમખો પણ તે મને ના સોંપતાં પ્રધાનને સોંપે છે. મંગળસિંહ ખવાસથી આ સહન થઇ શક્યું નહિ. તે જ પળેથી તેના હૃદયમાં પ્રધાનને માટે ઇર્ષાનો અગ્નિ પ્રગટી નીકળ્યો. પોતાના વિશ્વાસુ પ્રધાનને અમરસિંહ રાજાએ પોતાના હૃદયમાં દુભાયા કરતી વાત કહી અને તેને કુંચીઓનો ઝુમખો સોંપ્યો ત્યાર પછી થોડા સમયમાં આ લોક-પ્રિય રાજાનું મરણ થયું.

જોત જોતામાં પાંચ વર્ષ વીતી ગયાં. કુંવરની ઉમર વીસ વર્ષની થઇ ગઇ અને તેને એકવીસમું વર્ષ બેઠું. સુભાગ્યે આ વખતે રાજાનો વિશ્વાસુ પ્રધાન ચતુરસિંહ હયાત હતો એટલું જ નહિ પણ તે પ્રધાનપદ પર પણ હતો. યુવાન રાજાની વરસગાંઠને દિવસે રાત્રે પ્રધાન રાજાને એકાંતમાં મળ્યો અને તેને ૭ કુંચીઓનો ઝુમખો સોંપ્યો અને ભોંયરા સંબંધી સર્વ હકીકત પણ કહી. બીજે દિવસે સવારે રાજા અને વૃદ્ધ પ્રધાન બંનેએ ભોંયરામાં પ્રવેશ કર્યો અને એક પછી

એક ઓરડીઓ ઉઘાડવા માંડી. દરેક ઓરડીમાંથી પુષ્કળ સોનું, રૂપું, હીરા, મોતી, માણેક વગેરે કીંમતી ખજાનો નીકળ્યો. યુવાન રાજા તો એ ખજાનો જોઇ ગાંડો ગાંડો થઇ ગયો. તેનો આનંદ તો માય જ નહિ. તેને હર્ષનાં આંસુ આવ્યાં. તે પોતાના તેમ પોતાના સ્વર્ગસ્થ પિતાના વિશ્વાસુ પ્રધાનને પગે પડ્યો અને ખરા અંતઃકરણથી રાજાએ પ્રધાનનો ઉપકાર માન્યો. ભોંયરાની ઓરડીઓએ ફરી પાછાં તાળાં મારી, ભોંયરાનો પથ્થર પાછો બરોબર ગોઠવી બંને પાછા ફર્યાં. રાજાએ હવે પ્રધાનની ખાનદાની તથા તેની નિમકહલાલીનાં બધા આગળ પુષ્કળ વખાણ કરવા માંડ્યાં. પેલા અદેખા ખવાસ મંગળસિંહથી પ્રધાનનાં થતાં આ વખાણો સાંખી શકાયાં નહિ રાત્રે એકાંતમાં તે રાજાને મળવા આવ્યો અને રાજાના કાન ભંભેરવાનું કાર્ય તેણે શરૂ કર્યું. તેણે રાજાને કહ્યું, "આપના પિતાએ પ્રધાનને કુંચીઓનો ઝુમખો સોંપ્યો ત્યાર પછી મને પણ કેટલીક વાત તેમણે કહી હતી. મને બરોબર યાદ છે કે આપના પિતાએ પ્રધાનને ૭ કુંચીઓનો ઝુમખો નહિ પણ સાત કુંચીઓનો ઝુમખો આપેલો હતો. પ્રધાને તમને માત્ર ૭ કુંચીઓ આપી છે અને ભોંયરાની ૭ ઓરડીઓજ બતાવી છે. સાતમી કુંચી ચતુરસિંહ પ્રધાને તમને આપીએ નથી અને સાતમી ઓરડી એમણે તમને બતાવીએ નથી. એ કુંચી તો પોતાના અંગત સ્વાર્થ માટે પ્રધાને પોતાની પાસેજ રાખી મુકી છે. લાગ મળે એ સાતમી કુંચી વડે તે સાતમી ઓરડી ઉઘાડી એ ઓરડીનો ખજાનો પોતાને ઘેર ઉઠાવી જશે કોણ જાણે છે કે અત્યાર પહેલાં એ ઓરડીમાં જઇ એ ઓરડીનો ખજાનો તે ઉઠાવી પણ ના ગયો હોય ? ચતુરસિંહ પ્રધાન એમને એમ ભાઇ બાપા કહે તમને એ કુંચી સોંપે એવો નથી. તમારે એને ધમકાવી, દમદાટી આપી તેની સાથે સખ્ત હાથે કામ લઇ એ કુંચી કઢાવવી

## વાયદા

[ હો હો કાસાં વેરાયા ખેતમાં ]

વાયદા આપી દિવાળીના વેગળા
પ્રિયતમ જઇને વસ્યા પરદેશ જો
વ્હાલમા આવ્યા દિવાળીના વાયદા.

વેદના વસમી વિજોગની વેઠતાં
વિતાવ્યા આશામાં મેં દિન-રાત જો
વ્હાલમા આવ્યા દિવાળીના વાયદા.

[1]રોજ [2]રોજ ગણતી ને [3]રોજ એક કાપતી
દાં'ડા બાકી રહ્યા હવે ચાર જો
વ્હાલમા આવ્યા દિવાળીના વાયદા.

આજ ના આવ્યા જરૂર કાલ આવશે
રાહ રોજ ભાળું ને થાઉં નિરાશ જો
વ્હાલમા આવ્યા દિવાળીના વાયદા.

વ્હાલની નણદી હસી ભડકાવતી
ભાભજી ! જો ને આવ્યા મુજ ભ્રાત જો
વ્હાલમા આવ્યા દિવાળીના વાયદા.

વાટડી ન્યાળી રહી છુ નાથ નેહથી
વ્હાલમ વેગ પધારો આવાસ જો
વ્હાલમા આવ્યા દિવાળીના વાયદા

ગંગાશંકર લલ્લુરામ પંડ્યા

---

૧. હમેશાં ૨. દિવસો. ૩ એ દિવસ.

પડશે." કહેવત છે કે રાજાઓને કાન હોય છે સાન હોતી નથી. જે વિશ્વાસુ અને નિમકહલાલ પ્રધાનનાં થોડા કલાક અગાઉ રાજા પુષ્કળ વખાણ કરતો હતો અને જેનો તેણે ખરા હૃદયથી ઉપકાર માન્યો હતો તે જ પ્રધાનની વિરૂદ્ધની વાતો તેણે ખરી માની લીધી અને પ્રધાન ઉપર તેને અત્યંત ક્રોધ ચઢ્યો. રાત્રે ને રાત્રે તેણે ખાસ માણસ મોકલી પ્રધાનને પોતાની પાસે બોલાવી મંગાવ્યો અને રાજાએ પ્રધાન સાથેનો જૂનો સંબંધ, તેનો હોદ્દો, તેની વૃદ્ધ ઉંમર એ કશાની પણ બીલકુલ દરકાર ના કરતાં તેને ઉદ્ધતાઇ અને તોછડાઇથી પુછ્યું, " સાચું બોલો, મારા પિતાએ તમને કેટલી કુંચીઓ આપી હતી ? તમે મને બધી કુંચીઓ કેમ સોંપી દીધી નથી ? એકદમ બાકી રહેલી કુંચી મને સોંપી દો, નહિ તો કાલે સ્હવારે તમને મરદન મરાવીશ." યુવાન અને અણુસમજુ રાજાની તોછડાઇ અને ઉદ્ધતાઇથી પ્રધાનને એકદમ તો ખોટું લાગ્યું. પણ તે શાણો હતો તેથી વખત વિચારી ગયો; તેમ તેના હૃદયમાં વફાદારી અને નિમકહલાલીનો ઉભરો ચઢી આવ્યો. તેણે શાંતિથી બીલકુલ ગભરાયા વગર યુવાન રાજાને તેની અને સ્વર્ગસ્થ રાજા અમરસિંહ વચ્ચે થયેલી છેલ્લી વાત અથઇતિ કહી સંભળાવી. અને કહ્યું કે સ્વર્ગસ્થ રાજાની છેવટની ઇચ્છાને તમારે તેમ મારે માન આપવું જોઇએ. એ સાતમી કુંચી પાંચ વર્ષ પછી હું તમને સોંપી દઇશ. એ કુંચી બીજી કુંચીઓની જોડે અત્યારે તમને નહિ આપી દેવાની તમારા પિતાએ મને ખાસ સૂચના કરી હતી તેનું કાંઇ કારણ હોવું જોઇએ, માટે તમે નાહક ખોટી હઠ કરો નહિ." પરંતુ મંગળસિંહ ખવાસે રાજાના કાન એટલા બધા ભંભેરી મુકયા હતા કે તેને ઘરડા અને નિમકહલાલ પ્રધાનના શબ્દો ઉપર બીલકુલ વિશ્વાસ આવ્યો નહિ. વળી સાતમી ઓરડીમાં શું છે તે જોવા અને જાણવા તે અધીરો થઇ ગયો હતો તેથી તેણે પોતાની હઠ છોડી નહિ. અને સાતમી કુંચી એકદમ તેને સોંપી દેવાની તેણે પ્રધાનને આજ્ઞા કરી. રાજહઠ આગળ છેવટે પ્રધાનનું કાંઇ ચાલ્યું નહિ અને પોતાની ઘણી નામરજી છતાં તેણે સાતમી કુંચી પણ યુવાન રાજાને સોંપી દીધી. બીજે દિવસે સ્હવારે રાજા, પ્રધાન તથા મંગળસિંહ ખવાસ ભોંયરામાં ઉતર્યાં અને સાતમી કુંચી વડે જમણી બાજુએ આવેલી સાતમી ઓરડી તો તદ્દન ખાલી જ હતી. તેમાં કાંઇ પણ નહોતું. ખવાસે ફરી પાછા રાજાના કાન ભંભેરવાનું કાર્ય શરૂ કર્યું અને કહ્યું, " આ ઓરડીમાં આપના પિતાએ મુકેલો ખજાનો તો પ્રધાનજી કયારનાએ પોતાને ઘેર ઉપાડી ગયા હોય એમ લગે છે." પણ રાજાએ આંખ કાઢી એટલે ખવાસ વધારે બોલતો અટકી પડયો. ત્રણે જણે અત્યંત બારીકાઇથી ઓરડીમાં સંશોધન કરવા માંડયું. છેવટે એક ખુણામાં ભીંત ઉપર લટકાવેલી એક ખુબસુરત છોકરીનું ચિત્ર તેમની નજરે પડયું. એ ચિત્રની નીચે સ્વર્ગસ્થ રાજાએ પોતાના હસ્તાક્ષરે લખ્યું હતું કે મારા કુંવર રામદાસને યોગ્ય આ કન્યા છે. પચીસ વર્ષની વય વીતી ગયા પછી કુંવરે આ કન્યાની શોધ કરવી, તેને શોધી કાઢી તેનું હરણ કરવું. તેને સ્તંભતીર્થ લઇ આવી અહીંઆ જ તેની સાથે લગ્ન કરવું. જો કુંવર મારો ખરો કુંવર હોય તો તેણે અથવા તેના તરફથી બીજા કોઇએ આ કન્યાના પિતા પાસે કન્યાની ભિક્ષા માંગવી નહિ પણ તેનામાં સામર્થ્ય હોય તો એક ક્ષત્રિય રાજાને શોભે એવી રીતે આ કન્યાનું હરણ કરી તેની સાથે લગ્ન કરવું. યુવાન રાજાએ કેટલોક સમય સુધી આ ચિત્ર સામે ટગર ટગર જોયા જ

કર્યું. ચિત્રની રાજકુંવરીનું વય નાનું દેખાતું હતું છતાં તેનું સૌંદર્ય અલૌકિક હતું. એ પિતાની આજ્ઞા તેણે ફરી ફરી વાંચી. પાંચ વર્ષ સુધી શાહ જોઈ તેનાથી બેસી રહી શકાય એમ નહોતું. કુંવરીનું નામ ઠામ જાણ્યા વગર કયાં જઈ તેનું હરણ કરવું તેની રામસિંહને ગમ પડી નહિ; તેથી તે ભારે ચિંતામાં પડયો. તે એકદમ વૃદ્ધ પ્રધાનને પગે પડયો. પોતાની ઉદ્ધતાઈ માટે પ્રધાનની માફી માગી. અને આ બાબતમાં કાંઈ રસ્તો કાઢી આપવાની પ્રધાનને વિનંતિ કરી. પ્રધાને તેને સાંત્વન આપ્યું અને પોતાથી બનતું કરવાનું વચન પણ આપ્યું. પણ આથી રાજાને શાંતિ વળી નહિ. તે તો અધીરો થઈ ગયો હતો કે ક્યારે એ કન્યાનું હરણ કરી તેની સાથે લગ્ન કરી લઉં.

આમને આમ દિવસો વીતી ગયા. રાજાને ચિત્રની કન્યાએ ગાંડો બનાવી દીધો હતો. તેને કાંઈ કામ ધંધો સુઝે નહી. આખો દિવસ તે બેચેનીમા પડી રહે. ખાવા પીવામાં તેમ બીજા નિત્ય કાર્યોમાં પણ હવે તેને બીલકુલ રસ રહ્યો નહિ. દિન પર દિન તેનું શરીર પણ ગળાવા લાગ્યું. પોતે કરેલી મૂર્ખાઈ માટે મંગળસિંહ ખવાસને હવે ખરેખરો પસ્તાવો થવા લાગ્યો. ઘરડા નિમક-હલાલ, પ્રધાનને પણ પુષ્કળ દુઃખ થયું. સ્વર્ગસ્થ રાજાની આજ્ઞા તો હજી બીજા પાંચ વર્ષ થોભવાની હતી પણ રામસિંહ રાજાની સ્થિતિ આવી ને આવી રહ્યા કરે તો બીજા પાંચ વર્ષ તે કાઢે કે કેમ તે પણ શંકાભરેલું હતું. તેથી ચિત્રની કન્યાને શોધી કાઢવાનો વૃદ્ધ પ્રધાને નિશ્ચય કર્યો. તેણે યુવાન રાજાની સમક્ષ આવી જાહેર કર્યું, "પારકા દેશની રાજકુંવરીને તેને ઘેરથી પકડી અહીંઆં લાવવી એ કાંઈ જેવી તેવી વાત નથી. તમે બીલકુલ ખાતા પીતા નથી અને ચિંતામાં ને ચિંતામાં રહ્યા કરો છો તેથી શોક અને ચિંતાથી તમારું શરીર શક્તિહીન થઈ જશે. તમારામાં રાજકુંવરીનું હરણ કરવાને માટે જરૂરનું શૌર્ય રહેશે નહિ માટે ચિંતા છોડી દઈ ખાઓ પીઓ અને આનંદ કરો. હું એ ચિત્રની રાજકુંવરીને શોધવા નીકળી પડું છુ. પહેલાં તો આપણે એ રાજકુંવરીને શોધી કાઢવી પડશે. રાજકુંવરીને શોધી કાઢયા પછી હું તમને તેને દેશ લઈ જઈશ. ત્યાં ગયા પછી તમે તેનું હરણ કરજો." રાજાને ગળે આ ડાહ્યા પ્રધાનની વાત ઉતરી. તેથી તેણે ચિંતા છોડી ઉત્સાહ, આશા, અને આનંદમાં રહેવા માંડયું. પ્રધાને એક વહાણ તૈયાર કરાવ્યું અને રાજકુંવરીનું ચિત્ર પોતાની જોડે લઈ તે તેની શોધમાં વહાણમાં બેસી તે નીકળી પડયો. (અપૂર્ણ)

## ભગિનીના ભાવ

ભગિનીના ભાવ ના ભૂલાય રે,
ભગિની! પ્રતિમા માતૃપ્રેમની રે લોલ.—( ૧ )

કુસુમો કરમાય ઉદ્યાનનાં રે,
ભગિનીના ભાવ નીત નવિન રે લોલ.—( ૨ )

ભગિની અમૃતની વિરડી રે,
ભગિની! વાત્સલ્યની વેલ રે લોલ.—( ૩ )

ભગિની રક્ષા બાંધે પુણ્ય પ્રીતની રે,
ભગિની વીરાનો હેત-હિંડોળો રે લોલ—( ૪ )

ચન્દ્રની ચાલ કદી નહી ચૂકે રે,
ભગિનીના ભાવ કદી નહિ ફરે રે લોલ.—( ૫ )

ભગિનીનાં હેત ના વિસરાય રે,
ભગિનીના ભાવ ના ભૂલાય રે લોલ.—( ૬ )

શ્રી. મધુસૂદન એન. ત્રિવેદી

છે કે એમાં બધીજ સ્ત્રીઓને એક સરખું જ્ઞાન આપવાનો પ્રયત્ન થાય છે. સમાજના જુદા જુદા તબક્કા પ્રમાણે શિક્ષણની સામગ્રી અને પ્રથા દાખલ કરવામાં આવે તો વિશેષ ઉપયોગી અને વ્યવહારૂ થાય. ગામડામાં રહેનાર ખેડૂતોની કન્યાઓને શહેરની પદ્ધતિવાળું ભણતર નિરર્થક છે. એટલુંજ નહિ પણ હાનિકર્તા છે. મધ્યમવર્ગની છોકરીઓને રાજકુટુંબમાં અપાતું શિક્ષણ આપવામાં આવે તો તે એટલુંજ હાનિકર્તા છે. સમાજમાં જુદા જુદા સંસ્કારોના વિભાગ પ્રમાણેનું શિક્ષણ આપવામાં આવે તો જ તે ફાયદાકારક થઇ શકે. અક્ષરજ્ઞાનની તો સ્ત્રીપુરૂષ સૌને સરખી જરૂર છેજ એની કોઈથી ના કહેવાય એમ નથી. પરંતુ, તે ઉપરાંત કયા દૃષ્ટિ કયા વિષયો કેટકેટલા પ્રમાણમાં શિખવવા એ વ્યવહાર દૃષ્ટિએ નક્કી થવાની જરૂર છે અને તે ઉપરજ શિક્ષણની પ્રણાલીનો આધાર રહી શકે છે. ઇતિહાસ, ભુગોળ, ગણિત, વિજ્ઞાન અને ભાષા કે ભાષાઓનું સામાન્ય અને જરૂર પુરતું જ્ઞાન આપ્યા પછી સર્વ સ્ત્રીઓને સરખી રીતે ઉપયોગી એવા સ્વાસ્થ્ય સ્વચ્છતા અને કસરત, બાળઉછેર, બાળકેળવણી, ગૃહઉદ્યોગો, ગૃહવ્યવસ્થા, સંગીત, ધર્મનીતિ વગેરે વિષયોનું વિશેષ જ્ઞાન આપવામાં આવે તો તે વધારે ઉપયોગી થઇ પડશે. શાળા છોડયા પછી શિક્ષણ બંધ થાય છે એ ભાવના તદ્દન ખોટી છે. વસ્તુતઃ શાળામાં તો ભિન્ન ભિન્ન વિષયોનાં મૂળ તત્ત્વો જ મળી શકે છે અને ખરૂં શિક્ષણ તો સંસારમાં પડયા પછીજ શરૂ થઇ આમરણાન્ત ચાલુ રહે છે. અત્યારે વાંચનાલયો, પુસ્તકાલયો, વ્યાખ્યાનો, મૅજીક લૅન્ટર્ન, ગ્રામોફોન, રેડીઓ વગેરે ગમ્મત સાથે જ્ઞાન મેળવવાનાં એટલાં બધાં સાધનો થઇ ગયાં છે કે જિજ્ઞાસા-વૃત્તિવાળા કોઇપણ સ્ત્રી-પુરૂષ પોતાના જ્ઞાનનો ભંડોળ જેટલો વધારવો હોય તેટલો વધારી શકે છે. રાજ્ય તરફથી તેમજ ઉદાર ગૃહસ્થો તરફથી આ કાર્યમાં જેટલી મદદ થઇ શકે તેટલી ઓછી છે. સ્ત્રીઓ માટે શાળાઓ ઉપરાંત વાંચનાલયો, પુસ્તકાલયો, ઉદ્યોગાલયો ઠેર ઠેર સ્થાપવાની જરૂર છે, અને આ બધાં સાધનો શાળા છોડયા પછીના શિક્ષણમાં ખાસ ઉપયોગી છે. દેશમાં ચર્ચાતા વિષયો, સામાજિક ધાર્મિક અને રાજનૈતિક આંદોલનો, તેમજ દેશ પરદેશની પરિસ્થિતિથી સામાન્ય રીતે વાકેફ રહેવાની સૌને જરૂર છે, અને તે માટે જ્ઞાન મેળવવાનાં ઉપર જણાવેલાં સઘળાં સાધનોનો છૂટથી ઉપયોગ થઇ શકે એવી સગવડો થવાની ઘણીજ જરૂર છે.

ઉપરની ભાવના સ્ત્રીઓ માટે વ્યવહાર દૃષ્ટિએ રજુ કરેલી છે, અને તે સામાન્ય રીતે ઉપયોગી જણાશે. તેથી સારા સંસ્કારો પડી વહેમ, રોગ, ગંદકી, કુરૂઢિઓ વગેરે દૂર થશે અને સુખ-સંતોષની ભાવનાઓ ફેલાશે. તેજ પ્રમાણે ખોટી નકલો કરવાથી જે છાકટાપણું અને ઉદ્ધતાઈ ચોતરફ જોવામાં આવે છે તે પણ દૂર થશે. પરંતુ જેમને સાહિત્ય, અર્થશાસ્ત્ર, રાજનીતિ, ઇતિહાસ, ફીલસુફી, વૈદક, વકીલાત કે લલિતકલાઓ વગેરે ખાસ વિષયોમાં નિષ્ણાત થવું હોય અને જેમને તેવી જાતની અનુકૂળ પરિસ્થિતિ તેમજ બુદ્ધિ પ્રાપ્ત થયેલી હોય તેમને તે તે વિષયોનું વિશિષ્ટ જ્ઞાન મેળવવા માટે કોઇ જાતની હરકત નથી. પ્રાચીન હિંદુસ્તાનમાં મૈત્રેયી, ગાર્ગી અને લીલાવતીઓ ક્યાં નથી થઇ ?

ઘણાં એમ માને છે કે કલા અને નીતિ નિરાળાં છે. પરંતુ હું એ મંતવ્યને ટેકો આપતી નથી. કલાની વ્યાખ્યા જુદા જુદા તત્ત્વવેત્તાઓના મત પ્રમાણે જુદી જુદી છે. એક વ્યાખ્યા એવી છે કે "કલા માણસે અનુભવેલા મનોભાવનું રસ, રંગ, વાણી, શબ્દ, કે હાવભાવનુ પરિણમેલું બાહ્ય સ્વરૂપ છે." જ્યારે બીજો મત એમ ધારે છે કે "કલા એ સ્થાયી હેતુને લીધે ઉત્પન્ન કરવામાં આવેલી કૃતિ છે" આ તો જુદા જુદા તત્ત્વવેત્તાઓના વિચારો થયા.

કલાની અંદર નીતિ ન હોવી જોઈએ એમ ઘણાં માને છે. એ વિષય પર આપણે હવે આવીએ. હું એમ માનું છું કે કલા અને નીતિને સંબંધ ન હોય તો વસ્તુ બની શકેજ નહિ, અનીતિમય જીવન ગાળનાર શિક્ષકની છાપ તેનાં શિષ્યો પર અવશ્ય પડવાની, પછી ભલે તે શિક્ષણ આપવામાં સારી હોય, પરંતુ તેના કૃત્યો અનીતિમય હોય તો તેનાં શિક્ષણની છાપ શાશ્વત ટકી શકતી નથી. તેથી એમ સાબીત થાય છે કે તેને નીતિમય જીવન ગાળવું જોઈએ. જે કલા મનુષ્યને અનીતિમય બનાવે છે તે સાચી કલા નથી. આપણે આગળ ઉપર કહી ગયા છીએ કે કલા એતો જીવનની આરસી છે. સાચી કલા સૌંદર્યનું ભાન કરાવે છે, પ્રભુ તરફ વધારેને વધારે દોરે છે, મનુષ્યનાં જીવનને જીવવા જેવું બનાવે છે. ખરેખર કલાવગરનું જીવન ફૂલઝાડ વગરની વાટીકા જેવું નિરસ લાગે છે. તેથી દરેક મનુષ્યે કલા પિછાનવા માટે જીવનમાંથી સમય કાઢવો જોઈએ. સમયનો સદુપયોગ કરવો એતો આપણા હાથમાં છે, કલા મનુષ્યનાં બાહ્ય તેમજ અંતર જીવનનું પરિવર્તન અને નવસર્જન કરે છે.

આટલી ચર્ચા પછી આપણે જોઈ શકીશું કે કલા એ જીવનનો અગત્યનો ભાગ છે; તેમજ નીતિ સાથે તે સંકળાએલી છે. અને નીતિ એ જીવન સાથે જોડાએલી છે તેથી કલા એ જીવન અને નીતિને જોડનાર શૃંખલા છે. મનુષ્યના ખરા સ્વરૂપને પ્રગટ કરનાર પણ તેજ છે. માટે દરેક મનુષ્યે કલાને નીતિથી નોખી પાડવા વ્યર્થ પ્રયત્ન ન કરવો જોઈએ.

## શિખામણનાં વચનો

બાળો સાંભળી વાત આ ઉર ધરો
થાવા સુખી સદાય પ્રયત્ન કરો.
જે સ્નેહથી માને કહ્યું માબાપે ને ગુરુજી તણું
તેના ઉપર જગમાં સહુને વ્હાલ ઉપજે છે ઘણું
માટે આજ્ઞા વડીલની શિર ધરો. વિરો૦ ૧
દીન-જન અને પશુ પ્રાણી પર નિત્યે દયા દેખાડજો
અભિમાન ને કુસંપનાં મૂળ ઉરથી ઉખાડજો
થાવા સુશિલ ઉર સદ્‌ગુણ ભરો. વિરો૦ ૨
વિદ્યા વિનાનું વિશ્વમાં છે વ્યર્થ જીવન જાણજો
માટે સદાએ ખંત બે ઉમંગ ભણવે આણજો
જઈ દેશ-વિદેશ વિદ્યાને વરો. વિરો૦ ૩
વ્હાલી ગણો જનની સમી આ માતૃભૂમિને સદા
કરશો કલંકિત નહિ જીવન થઈ દેશના દ્રોહી કદા
દેશ-સેવા કરીને જન્મ સફળ કરો. વિરો૦ ૪

રતિલાલ ગૌરીશંકર ઓઝા

# તુર્કસ્તાનની સ્ત્રીઓ

લેખક :
શ્રી ચંપકલાલ શાહ

## ઇતિહાસની દૃષ્ટિએ હિંદની સ્ત્રીઓ સાથે સમાનતા

### દેશની ઉન્નતિ

કોઇ પણ દેશ પોતાની ઉન્નતિ, સ્ત્રીઓની ઉન્નતિ વગર કરી શકતો નથી પ્રત્યેક બાળકને સારો યા નરસો બનાવવાની શક્તિ સ્ત્રીમા છે. જ્યાં સુધી દેશની સ્ત્રીઓ સુશિક્ષિત ન હોય ત્યા સુધી વીર અને બુદ્ધિમાન બાળકોની આશા રાખવી એ રેતીમાંથી તેલ કાઢવા સમાન છે. કોઇ પણ ગૃહસ્થાશ્રમની સાધન સંપન્નતા ફક્ત પુરુષો ઉપરજ અવલંબી રહેતી નથી, પરંતુ તેને માટે પુરુષ અને સ્ત્રી બને જરૂરી છે. આપણા ઉપદેશકોએ કહેલું છે કે ગૃહસ્થાશ્રમ એક ગાડું છે, જેના પુરુષ અને સ્ત્રી બંને પૈડાં છે. જો એક પૈકી બગડી જાય તો ગાડી બરાબર ચાલી ન શકે.

થોડાજ સમયમા ઉન્નત થયેલા દેશોમા તુર્કસ્તાન પણ આવે છે. થોડાજ વર્ષોમા ત્યાંના મહિલા સમાજે જે અજબ પ્રગતિ કરી છે તે આશ્ચર્યજનક છે ત્યાંની સ્ત્રીઓને પડદાની બહાર નીકળે બહુ સમય થયો નથી. આજે યુરોપના બીજા દેશોની સ્ત્રીઓ માફક સ્વતંત્રતાથી હરીફરી શકે છે. પુરુષોની સમાન તેઓને રાજનૈતિક અને નાગરિક હક્કો મળેલા છે.

### તુર્કસ્તાન અને હિંદ

હિંદુસ્તાનની સ્ત્રીઓના ઇતિહાસ માફક તુર્કસ્તાનની સ્ત્રીઓનો ઇતિહાસ ત્રણ ભાગોમા વહેંચાયેલો છે. જે પ્રમાણે પ્રાચીન હિંદમાં સ્ત્રીપુરુષ સમાન માનવામાં આવતાં હતા તેજ પ્રમાણે તુર્કસ્તાનમા પણ પ્રાચીનકાળમાં હિંદની તેમજ તુર્કસ્તાનની સ્ત્રીઓ પડદો પાળતી ન હતી. કાળચક્રની ગતિઅનુસાર હિંદની સ્ત્રીઓની સ્થિતિમા પરિવર્તન થયું. તેઓને પુરુષોથી હલકી ગણવામાં આવી અને દેશના ઘણા ભાગોમા પડદા-પ્રથાનો પ્રચાર થયો. આ હિંદની સ્ત્રીઓના ઇતિહાસનો બીજો યુગ છે. તુર્કસ્તાનની સ્ત્રીઓના ઇતિહાસમા પણ બીજો યુગ એવો જ હતો. સ્ત્રીઓને દાસી સમજવામા આવી અને પડદાનો પ્રચાર સપ્તાઇથી થયો હિંદ અને તુર્કસ્તાનની સ્ત્રીઓનો ત્રીજો યુગ જાગૃતિ યુગ છે.

### પ્રાચીન સમયે સ્ત્રીનું સ્થાન—પહેલો યુગ

લગભગ વીસ વર્ષો પહેલા એક પ્રાચીન શિલાલેખ મળી આવ્યો છે. તેમા તુર્કસ્તાનની સ્ત્રીઓની સામાજીક અવસ્થા ઉપર કંઇક પ્રકાશ પડે છે.

એ શિલાલેખમાં જ્યા સમ્રાટનું નામ છે ત્યાં સામ્રાજ્ઞીનું નામ છે. જો કોઇ જાહેરાત ફક્ત સમ્રાટના નામથી કાઢવામા આવતી તો જનતા તેને ન માનતી જાહેરાત બંનેના નામથી નીકળતી હતી. વિદેશોમાથી આવતા રાજદૂતોને સમ્રાટ અને સામ્રાજ્ઞી બંને ભેટ સાથે કરતાં હતાં રાજદૂતને ભેટ કરતી

વખતે સમ્રાજ્ઞી ડાબી બાજુએ ઉભી રહેતી હતી. હિંદુસ્તાનમાં પણ સ્ત્રીનું સ્થાન ડાબી બાજુનું નક્કી થયેલું છે.

પ્રાચીન કાળમાં તુર્કસ્તાનના રાજ્યવહિવટમાં પુરૂષ અને સ્ત્રીને સમાન અધિકારો હતા. યુદ્ધના સમયે સભાઓમાં અને બીજાં સામાજીક કાર્યોમાં સ્ત્રીઓ પોતાના પતિ સાથે રહેતી હતી. કોઇ પણ પુરૂષનું મૃત્યુ થતાં તેની સ્ત્રી કાયદાથી તેના બાળકોની સંરક્ષિકા સમજાતી હતી. પડદા-પ્રથાનું તે સમયે નામનિશાન નહોતું.

પ્રસિદ્ધ અરબયાત્રી ઇબ્નબતૂતા ચૌદમી સદીમાં અનતોલિયા ગયો હતો. તે સમયે સ્ત્રી સમાજના વિષયમાં એણે કરેલી નોંધ જણાવે છે કે "તે સમયે સ્ત્રીનું સ્થાન ઘણું ઉંચું હતું. ઇબ્નબતૂતા લખે છેઃ "સ્ત્રીઓનું અત્રે થતું આદર જોઇ મને આશ્ચર્ય થાય છે. તેઓને પુરૂષોથી પણ વધુ ઉચ્ચ માનવામાં આવે છે." તુર્કસ્તાનના એક શહેરનું વર્ણન કરતાં તે લખે છેઃ "વ્યાપાર કરવાવાળી સ્ત્રીઓને પણ માન આપવામાં આવે છે. મેં એક વ્યાપારી સ્ત્રીને સુસજ્જિત વસ્ત્રોમાં ગાડીમાં બેઠેલી જોઈ. તેનું મોઢું ખુલ્લું હતું. એક સ્થળે બે સ્ત્રીઓને કંઇ ખરીદતી જોઈ. તે સ્ત્રીઓની સાથે તેમના પતિ પણ હતા, પરંતુ તેઓ નોકરો જેવા લાગતા હતા." બ્રેનર નામના બીજા એક મુસાફરે પ્રાચીન તુર્કસ્તાન વિષે લખેલું છેઃ "અહિંયા છોકરો અને છોકરી લગ્ન પહેલાં એક બીજાને જોઇ લે છે." હિંદુસ્તાનમાં લગ્ન પહેલાં ફકત જોવાની જ નહી પરંતુ સ્વયંવરની અનેક કથાઓ પ્રસિદ્ધ છે.

એ યાદ રાખવું જોઇએ કે જે સમયે ઇબ્નબતૂતા તુર્કસ્તાન ગયો હતો તે સમયે વિદેશીઓનો પ્રભાવ તે દેશ ઉપર પડવાની શરૂઆત થઇ હતી. તે વિદેશી પ્રભાવ એટલો વધી ગયો કે તેણે તુર્કસ્તાનના નારી સમાજને અવનતિની ભયંકર ખાઇમાં ધકેલી તેનો પીછો છોડયો. હિંદુસ્તાનમાં પણ મુસલમાનોના આગમન બાદ પડદા-પ્રથા ચાલુ થઇ.

**બીજો યુગ**

રાજનૈતિક પરિસ્થિતિઓનો પણ સમાજ ઉપર પ્રભાવ પડે છે દસમી સદીમાં તુર્કસ્તાનની જનતાએ ઇસ્લામ ધર્મનો સ્વિકાર કર્યો હતો. રાજનૈતિક કારણોથી ફારસીના સંપર્કમાં આવવાથી તુર્કસ્તાનની સભ્યતા ઉપર ફારસીની સભ્યતાનો ઘણો પ્રભાવ પડયો. ધીરે ધીરે પડદાપ્રથા સ્ત્રીઓમાં પૂર્ણ પથરાઇ ગઇ. ઘરની બહાર નીકળતાં સ્ત્રીઓને એક મોટા કપડાથી પોતાનો ચહેરો ઢાંકવો પડતો હતો. તેમની આંગળીઓ પણ પડદાની બહાર નહોતી રહેતી.

લગ્ન પહેલાં છોકરીઓ પોતાનાં પતિને જોઇ નહોતી શકતી. પોતાની પસંદગીનો પતિ મેળવવાની સ્વતંત્રતા તેમને નહોતી. બાળકીનો પિતા જેને 'યોગ્ય' ગણે તેને તે સોંપાતી હતી. સ્ત્રીને પોતાના પતિની આજ્ઞા માનવી પડતી હતી અને જીવનભર પોતાના પતિની 'સેવા' કરવી પડતી હતી. આ 'સેવા'ના બદલામાં પતિ પોતાની સ્ત્રીને ભોજન-વસ્ત્રો પૂરાં પાડતો હતો. પતિની ઇચ્છા થતાં તે પત્નીને છૂટાછેડા આપી શકતો હતો, અને બિચારી સ્ત્રીને ચૂપચાપ લગ્નવિચ્છેદનો સ્વિકાર કરવો પડતો હતો. આ સંબંધમાં તે કંઇ દલીલ કરી શકતી નહી. દરેક પુરૂષને ચાર સ્ત્રીઓ કરવાનો અધિકાર હતો. પુરૂષોના હક્કો સ્ત્રીઓના હક્કોથી જૂદા હતા.

કેટલીક વાર રાજ્ય તરફથી સ્ત્રીઓનાં કપડાંના રંગ અને લંબાઇ નક્કી કરવામાં આવતી હતી. સને ૧૯૦૭માં રાજ્યની આજ્ઞાઓનું પાલન થાય છે કે નહી તે જોવા માટે એક અમલદાર નીમવામાં આવ્યો હતો.

રાજ્યની આજ્ઞા કરતા, જુના કોઇ કપડા વેચતો જોવામા આવે તો તે દુકાન તુર્ત ત્યાંજ કાઢી આપવામા આવતી ! ।

શહેરોથી દૂર ગામડાઓમાં આજે પણ પ્રાચીન સભ્યતા કંઇક અંશે નજરે પડે છે ત્યાં સ્ત્રીઓ ખુલ્લા મોંઢે પોતાના પતિ સાથે ખેતરોમા કામ કરે છે બધા દેશોમા વિદેશી સભ્યતાનો પ્રભાવ ખાસ કરી શહેરોમાં જ પડે છે શહેરોથી દૂર આવેલાં ગામડાઓમાં તેનો પ્રભાવ જલદી પહોંચી શકતો નથી

**ત્રીજો યુગ જાગૃતિ યુગ**

વીસમી સદીના આગમન સાથેજ તુર્કસ્તાનની સ્ત્રીઓની દશામા ઘણો ફેરફાર થયા તેનુ મુખ્ય કારણ સ્ત્રી-શિક્ષા છે જેમ જેમ સ્ત્રીઓ શિક્ષિત બની તેમ તેમ મનુષ્યોના વિચાર બદલાવા અને તેઓ તેમને આદર આપવા લાગ્યા પરતુ આ પરિવર્તન પ્રથમ તો થોડાજ શહેરોમાં થયુ

તુર્કસ્તાનના સ્વાતંત્ર્ય યુદ્ધમાં અનાતોલિયાની સ્ત્રીઓ જાતેજ યુદ્ધમા ભાગ લેવા લાગી તેઓએ પુરુષોને ઘણી મદદ કરી, પરતુ હજી તેઓની સ્થિતિમા બહુ સુધારા થયા ન હતા તુર્કસ્તાનનો યુદ્ધમા સપૂર્ણ વિજય થતા, બીજા પ્રશ્નો સાથે સ્ત્રી-ઉન્નતિ ઉપર પણ વિચારણા થઇ

ઇ સ ૧૯૨૩મા કમાલ આતાતુર્કે દેશમાં પર્યટન કરી ભાષણો દ્વારા સ્ત્રીઓ પ્રત્યેના જનતાના વિચારોમાં અજબ પરિવર્તન કરાવ્યુ તે વારવાર કહેતો "સમાજ જો ફક્ત પુરુષોની ઉન્નતથીજ સતુષ્ટ થાય તો તે તેની ભયકર ભૂલ છે ફક્ત પુરુષોની ઉન્નતિથી અડધી ઉન્નતિ છે પૂર્ણ ઉન્નતિ માટે સ્ત્રીઓને સમાન અધિકાર મળવા જોઇએ

ત્યાર બાદ સ્ત્રીઓની સ્થિતિમાં જલદી ફેરફારો થવા લાગ્યા તુર્કસ્તાનના કાયદાઓમાં ફેરફાર થયા ઇ સ ૧૯૨૬માં નવ કાયદા પ્રમાણે સ્ત્રીઓને તેમના પ્રાચીન અધિકારો પાછા મળ્યા હવે પહેલાંની માફક કોઇ પુરુષો વધુ લગ્નો કરી શકે તેમ નથી પુરુષોને એકી સમયે એકથી વધુ સ્ત્રીઓ રાખવાનો અધિકાર જતો રહ્યો કાયદા દ્વારા એ પ્રમાણિત કરવામા આવ્યુ કે લગ્ન સમયે યુવક અને યુવતિએ અમલદાર પાસે ઇચ્છા પ્રગટ કરવી પડશે. 'છૂટાછેડા' હવે પહેલાંના જેવી સસ્તી ચીજ ન રહી હવે પુરુષો નાની નાની બાબતોમા સ્ત્રીઓને 'છૂટા છેડા' આપી શકે તેમ ન હતુ સ્ત્રીઓના અધિકાર પુરુષોના જેટલા જ રહ્યા

સુઅવસર મળતા સ્ત્રીઓએ જાહેર કર્યું કે સ્ત્રીઓ પણ પુરુષોની માફક દરેક કાર્ય સહજ પાર પાડી શકે છે. આજે તુર્કસ્તાનની સ્ત્રીઓ શારીરિક અને માનસિક બને પ્રકારના કામોમા મદદ આપે છે ગામડાઓમાં તેઓ પોતાના પતિઓ સાથે મજૂરી કરે છે અને શહેરોમા રાજનૈતિક અને સામાજીક કાર્યોમાં પુરુષોની સાથે સાથે ભાગ લે છે કલા-કૌશલ્ય, વિજ્ઞાન વિગેરે કોઇપણ કાર્યમાં સ્ત્રીઓ પુરુષોથી પાછળ નથી

ઇ સ ૧૯૩૦ મા તુર્કસ્તાનની ધારાસભાએ સ્ત્રીઓને સુધરાઇમાં પ્રતિનિધિ તરીકે ઉભા રહેલાને મત આપવાનો અને પોતે જાતે પણ ઉમેદવારી કરી શકવાનો હક્ક આપ્યો સુધરાઇના કાર્યોમા તેમની કામ કરવાની શક્તિ જોઇ ઇ સ ૧૯૩૫ માં સ્ત્રીઓ ધારાસભાના ઉમેદવારને મત આપી શકે અને પોતે જાતે પણ ઉમેદવાર થઇ શકે એમ જાહેર થયુ આજે તુર્કસ્તાનની રાષ્ટ્રિય ધારાસભામાં વીસ સ્ત્રીઓએ બેઠકો મેળવી છે પુરુષોની જવાબદારી જેટલી જ સ્ત્રીઓની જવાબદારી આજે છે

કમાલ આતાતુર્ક તો સ્ત્રીઓનુ સેનાદળ ઉભુ કરવાનો હિમાયતી હતો તેનુ કહેવુ હતુ

કેઃ 'તુર્કસ્તાનનો પ્રાચીન ઇતિહાસ કહે છે કે યુદ્ધોમાં સ્ત્રીઓએ વીરતાથી કામ કરેલું છે. તેમની શારીરિક અને માનસિક શક્તિઓ એટલી હીન નથી કે તેઓ કોઇ પણ કાર્ય ન કરી શકે. કોઇ પણ પ્રજાતંત્ર દેશમાં સ્ત્રી અને પુરૂષને સમાન રાખવા, એ જરૂરી છે કે સ્ત્રીઓને દરેક કાર્યોમાં ભાગ લેવા દેવો."

હિંદુસ્તાનની સ્ત્રીઓનો ત્રીજો યુગ પણ જાગૃતિ યુગ છે. પરંતુ હિંદની સ્ત્રીઓ તુર્કસ્તાનની સ્ત્રીઓના મુકાબલામાં બહુજ ધીમી ધીમી ઉન્નતિ કરે છે. આજે હિંદમાં પડદા પ્રથાની છૂટી કર્યાં છે ? આજે હિંદમાં કેટલી રાજનૈતિક અને સામાજીક ક્ષેત્રમાં સ્ત્રીઓ છૂટથી ભાગ લે છે ? દુનિયાનો ઇતિહાસ જણાવે છે કે 'સ્ત્રીઓની ઉન્નતિનો માર્ગ મોકળો કરો. તેથીજ સર્વની ઉન્નતિ છે. હિંદનો પ્રાચીન ઇતિહાસ જણાવે છે કે સ્ત્રીઓ અને પુરૂષો એકજ પગથીએ ચઢતા હતા. આજના પ્રગતિના જમાનામાં ભારતની સ્ત્રીઓ જલદી ઉન્નતિ કરશેજ અને બીજા દેશોની સ્ત્રીઓના સ્થાનમાં પોતાનું સ્થાન જરૂર મેળવશે. તુર્કસ્તાનની સ્ત્રીઓની ઉન્નતિના ચણતરને નીરખી પોતાની ડગમગતી સ્થિતિને નવું ચણતર આપી હિંદની સ્ત્રીઓ પોતાનું સ્થાન સ્થિર કરશે તો સીતા, દમયંતી અને દ્રૌપદીઓ હિંદુસ્તાનનો વિજયડંકો દુનિયાભરમાં વગાડશે.

---

## જય જય માતૃભૂમિ

જય જય માતૃભૂમિ ! મા, જય જય માતૃભૂમિ !
ધન્યભાગ્ય એ મ્હારાં, ભારત જન્મભૂમિ ! ..( ટેક )

કૃષ્ણ જ શ્યામ સ્વરૂપ, રામ થયા અહિંઆં મા, રામ૦
ભીમાર્જુન ભડવીરા, ભીષ્મ બહુ બળીઆ...જય જય૦

ધર્મનું યુદ્ધ અનુપ રામ વળી લડીઆ મા, રામ૦
નીતિ ધર્મે એવાં ના નિરખ્યાં-અડીઆ...જય જય૦

સીતા, દ્રૌપદી માત, દમયંતી, તારા મા, દમયંતી૦
ભારત ! તુજ સંતાનો ક્યાં જગને સારા ! . જય જય૦

ગિરિ હિમ ને તાજ ક્યાં થાવાં જગતે ! મા, ક્યાં૦
સરસ્વતી ને ગંગા, ક્યાં યમુના જડશે !...જય જય૦

તુજ દુઃખે બહુ દુઃખ, સુખે સહુ સુખી મા, સુખે૦
સુખમાં સહુ. તું સુખી, ભૂખ્યાં ને ભૂખી...જય જય૦

સેવા-ભક્તિ કરીએ, ડરીએ નહિ જરીએ મા, ડરીએ૦
ઇશ પિતા, તું માતા ! સ્વાતંત્ર્ય વરીએ !...જય જય૦

કાન્તિલાલ લ. રાવળ

# શૃંગારની કલા

લેખક
શ્રી જ્યોતિ

કેટલાયે લોક પૂછે છે કે કલા તે શું હશે? અને તેનો અર્થ સમજવામાં ગોથાં ખાય છે, બલ્કે કલાનું અને ખાસ કરીને લલિત કલાનું નામ સાંભળી મોં મચકોડે છે, કારણ કે સાંસારિક લાભની દૃષ્ટિએ તેની તેઓને કાંઈ કીંમત નથી

પણ વાસ્તવિક રીતે જોઈએ તો કોઈપણ હૃદય એવું નહિ હોય કે જેનામાં કલાનો ભાવ મોજુદ ન હોય! એવો કોણ શુષ્ક હૃદયનો હશે જે કુદરતી સૌન્દર્ય જોઈ નાચી ન ઉઠે! એક સુંદર પુષ્પ જોઈ મુગ્ધ ન થાય, અગર યૌવનનું સૌન્દર્ય જોઈ વિહ્વળ ન બની જાય! એજ કલાનો અર્થ છે. એજ ખુબી છે! જેમાં આનંદ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનું નામ કલા જે તે જોતાં આનંદ અનુભવે તે કલા પરીક્ષક આ આખું વિશ્વ પણ પ્રભુના અદ્ભુત કલાકૌશલ્યનો નમૂનો છે તે આનંદમાં તન્મય બની જઈ સૃષ્ટિ સરજે છે અને જે જીવમાં જેટલા પ્રમાણમાં તે અનંત વિશ્વકર્માનો અંશ રહે છે તે જીવ તેટલોજ અહીં રહી નવીન સૃષ્ટિ રચવામાં સફળ થાય છે

કલ્પનાની મદદથી કવિ શબ્દો વડે ચિત્રકાર રંગ અને પીંછી વડે, સ્વરકાર પોતાના મધુર સ્વર વડે અલૌકિક સુંદર વસ્તુઓનું સર્જન કરે છે તે પોતે તો આનંદ સાગરમાં પોતાની જાતને પણ ભૂલી જાય છે, પરંતુ જે તેનું સર્જન જુએ છે તેના હૃદયમાં પણ તેના ભાવનો ઓછે વધતે અંશે ઉદ્ભવ થાય છે

આમ તો સર્વ ગુણોની પરિભાષા મુશ્કેલ છે છતાં કલા અને આનંદમાં કાંઈ ભેદ નથી એમ કહીશું તો અતિશયોક્તિ નહિ કહેવાય કલા એજ આનંદ, આનંદ એજ કલા જેમ God is Love and Love is God રસો વૈ સઃ પ્રભુ એજ પ્રેમ છે, પ્રેમ એજ પ્રભુ છે! તેવું જ કલા અને આનંદનું પણ છે

આ દૃષ્ટિબિંદુએ આર્ય રમણીઓ કલાની પરાકાષ્ઠાએ પહોંચેલી છે. તેમની નૈસર્ગિક સૃષ્ટિને મને જોવા તેમના વસ્ત્રાભૂષણ, વાળ ગૂંથવાની રીત ઇત્યાદિ જોતાંજ કહી દેવું પડે કે તેઓ ભલેને કલાના નામ અને અર્થથી જાણીતી હોય કે ન હોય તો પણ કલામાં સ્વાભાવિક રીતે તેઓ કુશળ જ હોય છે એટલે તે માત્ર આનંદની ઉત્પાદક છે એટલું જ નહિ પણ આનંદની અને પ્રેમની તે સજીવન મૂર્તિ છે સ્ત્રી જાતિ જ એક રીતે સર્જનહારની સૌંદર્ય કલ્પનાનો અદ્ભુત ચમત્કાર છે પરંતુ આબોહવાના કારણે આર્ય રમણીઓ તો સૌન્દર્યની બાબતમાં બહુ જ ખીલી નીકળે છે

અલબત્ત એમ કહીએ કે બીજા દેશોની સ્ત્રીઓમાં રૂપ નથી મનોહરતા નથી માધુર્ય નથી કોમળતા નથી એ તો અસત્યની પરાકાષ્ટા જ કહેવાય પરંતુ એ લોકોની વસ્ત્રાભૂષણની સજાવટ એવી જાતની છે કે તેમના રૂપ લાવણ્યને ખીલાવવાને બદલે તેને ઢાંકી દે છે જો આપણે પાશ્ચાત્ય રમણીઓને અહીંના વસ્ત્રાભૂષણથી શણગારેલી જોઈએ તો ઉપલી બાબતનો આબાદ ખ્યાલ આવશે જેમણે મિસ નૅન્સી મિલરનું રેશમી સાડી ધારણ કરેલું ગૌર શરીર અને કુંકુમના ચાંદલાથી સુશોભિત કપાળ જોયું હશે તે કહી શકશે કે પાશ્ચાત્ય અને આર્ય રમણીઓનાં

વસ્ત્રાભૂષણની સજાવટમાં વધારે કલાવંત કોણ છે ?

આજ લંડન અને પેરિસના પહેરવેશ માટે એક જાતની હરીફાઇ ચાલી રહી છે કે કોણુ કોનાથી વધારે સરસ સ્ત્રીઓના વસ્ત્રાલંકાર બનાવી શકે છે? એનું પરિણામ એ આવ્યું છે કે એક વરસ પહેલાંની બાનુઓ સાથે આજની બાનુઓની તુલના થઇ શકતી નથી. એક વરસ તો શું પણ દર અઠવાડિએ તેમાં ફેરફારો થયા કરે છે. અને પેરિસના 'ફેશન' પર લખનારા ખબરપત્રીઓનું તો એટલે સુધી કહેવું છે કે સમય જે સૌથી વધારે ગતિમાન છે તેથી પણ વધારે ઝડપથી અહીંની સ્ત્રીઓમાં ફેશનનું સ્વરૂપ બદલાતું જાય છે! અહીંની શૃંગારપ્રિય લલનાઓ દરરોજ સવાર, બપોર, સાંજ અને મધરાત્રિનાં વસ્ત્રોમાં નવીનતા દર્શાવવા મથે છે. આથી જણાય છે કે ત્યાંની સ્ત્રીઓ આજે સૌન્દર્ય પર નહિ પણ નવીનતા પર આફરીન છે. એના પરિણામે જેમના લેબાસ જે ઘુંટણ સુધી પહોંચતા તે આજે અર્ધી જાંઘ સુધી આવી ગયા છે. છાતી પરનો અર્ધા કરતાં વધારે ભાગ બહુધા ખુલ્લો જ રહેવા લાગ્યો છે. તેમના બોનેટ્સ (Bonnets) કોઇક સુંદર નિયમિત સ્વરૂપના કાચાને બદલે કોઇ બહુ મોટો, કોઇ બીલકુલ નાનો, કોઇ અર્ધો અવળો કોઇ તદન અવળો એમ જુદા જુદા સ્વરૂપના દેખાય છે. નૃત્ય વખતનાં વસ્ત્રોમાં તો કોઇ શિષ્ટતા રહી જ નથી. એમના વાળ અગાઉ લાંબા રહેતા તે હવે કપાવી નાખતાં બીલકુલ નાના થવા લાગ્યા છે કોઇ જુલ્ફાં જેવા વાળ રાખે છે તો કોઇ તદન મરદશાઇ વાળ રાખવામાં જ આનંદ માને છે! આજ વાસ્તવિક રીતે સુંદર વસ્ત્રો કયાં છે અને એવી કયી ક્રિયા હશે કે જેના વડે શારીરિક સૌન્દર્યની બાબતમાં કુદરતને પણ પાછી વાળી દઇએ એ જાણવા તેઓ આકાશ પાતાળ એક કરી રહ્યાં છે. તેજ કારણથી આજે તેમને ત્યાં ફેસ ક્રીમ્સ (face creams) પેઇન્ટ્સ (Paints) રૂજ (Rouge), રિબન્સ (Ribbons), વગેરે સાધનોનો જેટલો ખર્ચ થાય છે તેટલો ભાગ્યે જ બીજે કયાંય થતો હશે! પણ એટલું યાદ રાખવાની જરૂર છે કે કુદરતને હરાવવા જતાં તે પોતે જ હારી જાય છે. આજ તેમનાં વસ્ત્રભૂષણ તેમના શરીરનું કુદરતી લાવણ્ય વધારવા માટે બનાવાતાં નથી પણ વસ્ત્રોની બનાવટ બનાવવાને ખાતર જ થાય છે. નહિ તો એમની છાતીનો સ્વાભાવિક ભરાવો અને પાતળી કમ્મર બ્લાઉઝના પહોળા ઘેરાવામાં ઢંકાઇ ન જાત! આજ એમના પેન્ટ્સ ગાલ, ગરદન, આંગળીઓ કે હોઠની સ્વાભાવિક શોભા દર્શાવવા કે પ્રફુલ્લિત કરવાને માટે નથી બનતા પણ સોના પર કલાઇ કરવા માટે બને છે!

હવે આપણે આર્ય રમણીઓની વસ્ત્રાભૂષણ પદ્ધતિ કેટલી કલામય છે તે જોઇએ, તો જણાશે કે કલાનો સંબંધ કેવળ શરીર સાથે જ નહિ પણ આત્મા અને ધર્મ સાથે પણ રહેલો છે.

સુશિક્ષિત અને સભ્ય સ્ત્રીઓની વાત બાજુએ મૂકીએ તો પણ સ્ત્રીઓનો સાધારણ વર્ગ જોતાં માલુમ પડે છે કે લલિતકલાની ભાવના એમને આંતરિક અને સ્વભાવસિદ્ધ જ છે. પ્રથમ તો એમનો રંગ પ્રત્યેનો પ્રેમ એજ એમની કોમળ રુચિ બતાવી આપે છે. પછી એમની વિવેચન શક્તિ કેટલી સૂક્ષ્મ છે એ પણ જોવામાં આવે છે. કયા રંગની ચોળી કયા રંગની સાડી પર સારી ખીલશે તે તેઓ બરાબર સમજે છે. કયા રંગનું ફુલ કયા રંગની કિનાર પર સરસ લાગશે. તે તેઓ જાણે છે. ખાસ કરીને લગ્ન પ્રસંગ વખતે તેમને જોઇશું તો સ્પષ્ટ દેખાઇ આવશે કે હલકી આછા આસમાની રંગની

ચોળી પર કપૂરી રંગની સાડી કેવી સરસ લાગે છે ! આમ જાત જાતના રંગની સજાવટ તેઓએ ગોઠવી જ રાખેલી હોય છે પણ આ તો કિશોરીઓ અને યુવતીઓની વાત થઇ

પ્રૌઢા સ્ત્રીઓ સાદા રંગો જ ખાસ પસંદ કરે છે અને વિધવા હોય તો (પ્રભુ બચાવે) માત્ર સફેદ વસ્ત્ર જ પહેરે છે ! અને આ સફેદ વસ્ત્ર માત્ર તેમના વૈધવ્યનું જ સૂચક નથી, પરંતુ તે તેમની સ્વચ્છતા, પવિત્રતા અને નિર્મળ ચારિત્ર્યનું પણ સૂચક ચિન્હ છે

આ રંગો સિવાય તેમની સાડી અને ચોળી પર ધ્યાન આપીએ તો ચોક્કસ જણાશે કે તેમના શરીરનો કુદરતી બાંધો તેનાથી કેટલો શોભી રહે છે, તેમની ચોળી તેમના ઉન્નત વક્ષસ્થળને છૂપાવતી હોવા છતાં તેની સ્વાભાવિક ચપળતા અને ઉલ્લાસ ને ઢાંકી શકતી નથી તેમની સાડીના પહેરવેશમાં પણ એવી જ અદ્ભુતતા છે તેનાથી તેમની પાતળી કમ્મર, નિતંબ અને જાંઘની પરિદૃષ્ટતા બલ્કે તેમના કોમળ સુઘટિત અંગ પ્રત્યંગની સ્વાભાવિક વક્રતા અને રેખા વિન્યાસ એવી ખુબીથી પ્રકટ થાય છે કે જાણે તેમના શરીરની છબી ચિત્રનાનું ઉલ્લંઘન કર્યાં વિના પણ અંદર ને અંદર સલજ્જ નયનોથી જોઇ રહી છે ! રમણીનું મુખકમળ કોઇ સરસ કોમળ વૃન્ત પર કોઈક અજબ ગૌરવથી સ્થિર થયેલું દેખાય છે

જગતના જેટલા પ્રવાસીઓ અહીં આવી ગયા છે તે સૌએ અહીંની સ્ત્રીઓની કલાના ઉચ્ચ અનુરાગની મુક્તકંઠે પ્રશંસા કરી છે

નિતંબ સુધી પહોંચતા જેમના ચોટલા જોઇએ તો જણાય છે કે જાણે કાલિન્દી વહી રહી છે ! અને જ્યારે તેઓ તેને ગુંથીને માથાના પાછલા ભાગે અંબોડો વાળે છે ત્યારે તો એમ જ લાગે છે કે કોઇ કલાવિદ કે કવિ પોતાના હૃદયના ઉદ્ગારોને રેશમી પાશ દ્વારા વ્યક્ત કરી રહ્યો છે ! તે તેમને ટોપી કે કશું પહેરી છૂપાવી દેતી નથી બલ્કે છેડાથી ઢાંકી તેની અલૌકિક કલાચાતુરીને ઓર મોહક બનાવે છે જ્યારે તે અર્ધા ખુલ્લા માથે અંબોડા પર સોનાના ચાક પહેરે છે ત્યારે તે ઘોર રાત્રિમાં ચમકતા ચંદ્રમાને પણ લજાવે છે

હવે તેમના મુખ્ય શૃંગાર અને દાગીના પર આવીએ ચૂડી, બંગડી અને કંકુ એ વસ્તુઓનો સંબંધ કેવળ બાહ્ય સૌંદર્ય સાથે નહિ પણ ધર્મની ભાવના સાથે પણ છે, અને એનો અભાવ એ તેના વૈધવ્યનું ચિહ્ન છે ગોરા હાથે બે ચાર અંસગાની ગુલાબી કે ઇન્દ્રધનુષના રંગની બંગડીઓ બહુ મનોહર લાગે છે તેનાથી એમની પાતળી કલાઇઓથી માંડીને કોણી સુધીની શોભા દીપી ઉઠે છે, પરંતુ કપાળે કંકુ કે સીંદુરના ચાંલ્લાની પ્રથા તો ચિત્તાકર્ષકતા ઉપરાંત માદકતાથીજ ભરેલી છે ઉત્તર હિંદમાં સિંદુરનો ઉપયોગ થાય છે ગુજરાત અને માળવાની સ્ત્રીઓ કંકુ વાપરે છે અને સંયુક્તપ્રાંતની સ્ત્રીઓ સિંદુરના ચાંલ્લાની સાથે માથે વાળના સેંથામાં પણ સિંદુર પૂરે છે કાળી કમાનદાર ભ્રમરોની વચ્ચેનો ચાંલ્લો અને માથાની વચ્ચેનો સેંથો મુખમુદ્રાને બે ભાગમાં વહેંચી નાખી તેની સુંદરતામાં સેંકડો ગણો વધારો કરે છે અને આખા ચહેરા પર કોઇ અજબ સજીવતા આવી જાય છે આ નાનો સરખો ચાંલ્લો તેના શરીરસૌન્દર્યના તૈલચિત્રમાં અંતિમ સ્પર્શ ( finishing touch )નું કામ કરે છે શરીરિક છબીને કલ્પનાની સૃષ્ટિમાં લઇને તે જાણે ઉડે છે એ દૃશ્ય જોતાં આંખ ધરાતી નથી !

પરંતુ તેમના સુવર્ણ અલંકારો જોઇએ છીએ ત્યારે તેમની અભિરુચિ વિશેષ રખાનુગા સાયક લાગતી નથી કેમકે ઘણી અશિક્ષિત કે અર્ધશિક્ષિત સ્ત્રીઓ પોતાની કોમળ આંગળીઓની શોભાને વીંટીઓ અને વેદના

ભારથી લાદી દે છે. કંકણ પહોંચી, લૉકેટ ઇત્યાદિ ઘણા દાગીના પહેરી હાથની કુદરતી સુરેખતા નષ્ટ કરી નાંખે છે. કાન અને નાક વિંધાવી તેમની કુદરતી શોભાનો પણ તેવો જ નાશ કરે છે. વાસ્તવિક રીતે તો સોનાના અલંકારોની ખાસ જરૂર નથી. છતાં જો પહેરવા જ હોય તો એક વીંટી, બેચાર હલકી બંગડી અને કાનમાં એકેક ઇયરિંગ અને ગળામાં એકાદ છેડો કે સાંકળી રાખવી બસ છે.

હિંદમાં શારીરિક શોભા વધારવાને કે બદલવાને માટે કોઈપણ કૉસ્મેટિક કે પેઇન્ટની જરૂર નથી. કેમકે અહીંની રમણીઓનું કુદરતી મુખકમળ અને ચંપકવર્ણી દેહકાંતિ ઉંચામાં ઉંચી અભિરૂચિવાળાને પણ પૂરતી રીતે સંતોષ આપે તેમ છે!

આ બાબતોથી સ્પષ્ટ થાય છે કે હિંદમાં પ્રચલિત વસ્ત્રાલંકાર, કે આભૂષણ, કુંકુમ ચાંલ્લો આદિ શૃંગાર પ્રથા કલાનાં તત્વોથી ભરેલી છે. એમનાં રમણીય શરીરની સાથે સાથે જુદાં જુદાં અંગોના રૂપલાવણ્યમાં તે વધારો કરે છે. અને મર્યાદાના ઉચ્ચ આદર્શને જરા પણ ઉણપ આવવા દેતાં નથી. તેમના લાંબા કાળા ચળકતા વાળ તેમના સૌન્દર્યનું મહત્વ વધારે છે. બલ્કે સેંથા વડે આખા શરીરને બે ભાગમાં વહેંચી નાખતાં શરીરના પ્રમાણ અને બંધારણને પણ વધારે રમણીય બનાવે છે. અને તે ગુંથવાની પદ્ધતિમાં તો કલાની હદ જ વળી જાય છે! લલાટના મધ્ય ભાગમાં લાલ કુંકુમનો ચાંલ્લો તો મુખચન્દ્રના જ્યોતિને વિશેષ દેદીપ્યમાન કરે છે.

આ બધાના પરિણામે નૈસર્ગિક રૂપવતી આર્ય રમણીઓ સૌન્દર્યની સજીવંત પ્રતિમાઓ જ બની જાય છે. કુદરતી અને કૃત્રિમ સજાવટનું આવું મધુર સંમેલન અન્યત્ર ભાગ્યે જ જોવામાં આવશે!

જો કે આપણે વિદેશીઓ પાસે બધી બાબતો શીખવાની છે. છતાં વાનર નકલ કરવાની પ્રથા તો સદંતર ધિક્કારી કાઢવી જ ઘટે છે. બાકી આપણી બહેનોની વસ્ત્રાભૂષણ ધારણ કરવાની કલા ઘણી ઉચ્ચ કોટીની છે અને તેની બરોબરી કોઈથી નહિ થઇ શકે. એમાં તો શંકા જ નથી!

માત્ર ખેદની વાત એ છે કે પાશ્ચાત્ય સંસ્કૃતિના રંગે રંગાવાથી આપણી રાષ્ટ્રીય અભિરુચિ પણ કંઇક વિકૃત થવા લાગી છે. તો પણ આર્ય રમણી, ગરવી ગુજરાતણ, ખાસ કરીને હિંદના આ નવીન જાગૃતિ કાળમાં એકવાર ફરીથી પ્રેમ, ઉત્થાન, સૌન્દર્ય અને ઉચ્ચ પ્રેરણાનું ધામ બની જશે અને આપણા ગૃહમંદિરોને કલાસંપન્ન બનાવી આ પૃથ્વીપર સ્વર્ગની સૃષ્ટિ રચશે એવી આશા રાખવી નિષ્ફળ નથી!

# મને ઓળખો છો કે?

લેખક :
શ્રી ભીખાલાલ ભાઈચંદ કપાસી
બી. એ.

એક વખતનો સુખ સમૃદ્ધિ અને શાંતિના કેન્દ્ર સમાન હું આજે જર્જરિત, નિર્માલ્ય કંગાલ હાલતમાં જીવન પસાર કરૂં છું.

મારી શાંતિ હણાઈ ગઈ છે. મારૂં સુખ ભાંગી ગયું છે. મારી સમૃદ્ધિ મને ત્યાગી ગઈ છે. જીવન આજે દુર્દશાથી ભરપુર છે. હું આજે દુઃખનું ધામ, અશાંતિનો અખાડો અને કંગાલિયતની મૂર્તિ સમાન છું.

મારી ધાન્ય ભરપુર કોઠીઓમાં આજે ધાન્યનો દાણો નથી. મારા બાળકોના શરીર પર પુરા વસ્ત્રો નથી. તેમને કેળવવા પુરતા સાધનો નથી. પાપી પેટ માટેની વેઠ મારા કંગાલ જીવનનો મહાન પ્રશ્ન બને છે.

આનંદ મારા જીવનમાંથી ઉડી ગયો છે. મોજશોખ અદૃશ્ય થઈ ગયાં છે. દુઃખ મારા જીવનનું સનાતન સત્ય બન્યું છે. ચિંતા, વિષાદ, બેકારી મારા હંમેશના સાથીદારો બન્યાં છે. અજ્ઞાન અને વહેમથી મારા જીવનમાં અંધકાર છવાયો છે.

દુઃખના ડુંગરો મારે માથે પટકાઈ ગયા છે. મુડીવાદીનો હું ભક્ષ્ય બન્યો છું. શાહીવાદીઓનો હું શિકાર બન્યો છું. દુઝણી ગાય સમાન હું સૌને દુધ દેવા છતાં સૌની લાતો ખાઉં છું.

માન ભરેલા શબ્દથી મને કોઈ બોલાવતું નથી. સતત કામ, સતત વૈતરૂં, સતત મજૂરી અને સતત વેઠ બાબત મને યાવત્ચંદ્ર દિવાકરૌ પરવાનો મળેલો છે.

ધોળે દિવસે લોકો મને ઠગે છે છતાં હું કાંઈ બોલી શકતો નથી. ખુલ્લી રીતે મને ચૂસે છે છતાં હું શું કે આ કરી શકતો નથી. મુંઝાવું, ઠગાવું, ચૂસાવું એ મારા જીવન સાથે જોડાયેલાં છે.

મારે નામે મોટી મોટી વાતો થાય છે. મારો ઉદ્ધાર કરવા લાંબાં ચોડાં ભાષણો થાય છે. મારી પ્રગતિની મોટી મોટી યોજનાઓ ઘડાય છે. મારે નામે લોકો મસ્તી કીર્તિ કમાય છે. પરંતુ સ્વાર્થ માધુઓ ઉદ્ધાર અને પ્રગતિને નામે વધારે વધારે મને શિકાર બનાવે છે.

મહાન રાજતંત્રો મારી પ્રગતિનાં સૂત્રો બનાવે છે. મહાન દેશનેતાઓ મારા ઉત્કર્ષની ભાવનાઓ રાખે છે. મહાન રાજનીતિજ્ઞો મને તેમના જેવો બનાવવા યત્ન કરે છે. પરંતુ મને અને મારી પ્રગતિને હજુ સો સો ગાઉનાં અંતર છે.

ગજા ઉપરાંત બોજો ઉપાડનાર પ્રાણી જેવી મારી સ્થિતિ છે. ન ઉંચકાય તેટલા ઋણનો બોજો, ન સહેવાય તેવો કુદરતનો માર, ન પલવાય તેટલો સંતતિનો બોજો, ન ઉઠાવાય તેવો સામાજીક ખર્ચાઓનો ભાર આજે મારી ગરદન પર ઉઠાવી મારી કમર ભાંગી ગઈ છે. મારી ડોક વળી ગઈ છે. મારો મરડો તૂટી ગયો છે. આ બોજા સાથે કોણ જાણે હું કઈ વખતે પૃથ્વીપર તૂટી પડીશ.

મારો તો ઋણ પણ ફાટ્યા છે. અતિવૃષ્ટિ કે અનાવૃષ્ટિ, હીમ કે રેલ, તીડ કે કાતરાની પ્રતિવર્ષ સુંદર ભેટ તે મોકલી આપે છે. તેની મહેરબાનીએ પણ હવે અવધી કરી છે. કદી તે ચૂકી જાય તો જગતના બજારોમાં મંદતા જણાય છે અને વ્યાપારીઓ ટાઢા પડી જાય છે. સહન કરવાને સર્જાયલો હું નિરંતર સહન કરવામાં જ જીવન વિતાવું છું.

મને લોકો જગતનો તાત કહે છે. મને લાગે છે કે તેમ કહેનારા મારી હાંસી કરે છે. માન વિનાનો, મન વિનાનો, પેટની આગથી ભડભડતો ચીંથરે હાલ મારા થવા કરતાં મારું કદિક જીવન ત્યાગ વધારે પ્યારો લાગે છે.

અંધકારોમાં અટવાયેલો, જંજીરીઓથી જકડાયેલો, સિતમોમાં સપડાયેલો દેવાઓના ડુબેલો, એવો હું આજે અજવાળું, સ્વતંત્રતા અને સમાનતા શોધી રહ્યો છું. હિંદના કર્મવીર મહાત્મા ગાંધીજીએ રાષ્ટ્ર સેવકોને હાકલ કરી મારા ઉદ્ધાર માટે, મારી પ્રગતિ માટે, મારા ઉત્કર્ષ માટે યત્નો આદર્યા છે.

દેશની તેજ અને સુખની છાંય વિનાના ભારરૂપ જીવન જીવનાર મને આપે ઓળખ્યો તે હશે જ. હું છું જગતનો તાત, ત્રણ અક્ષરનો ખેડુત.

# *ભારી

લેખક : શ્રી. રતિલાલ

રાજનગર જેવા ધમાલીઆ શહેરમાં વસ્યા પછી મોહનલાલ ઝવેરીએ ઠીક પુંજી એકઠી કરી હતી. જ્યારે તેઓ પોતાના કુટુંબ પરિવાર સાથે રાજનગરમાં આવ્યા ત્યારે પ્રથમ તો તેઓ બીડીઓ વાળવાનો ધંધો કરતા. પણ ' અગમ બુદ્ધિ વાણિયા ' જેવા મોહનલાલ હવે તો ' શેઠ ' બનીને વેપારી આલમમાં ખુબ માનપાન પામતા, જ્યારે તેમના કોઈ ગ્રાહકને તેમના વિષે કંઇ પૂછીએ તો તરતજ જવાબ મળતો કે ' મોહનલાલ મારવાડીથી તો તોબાહ. ફરીથી પ્રભુ તેમના પંજામાં ન ફસાવે તો સારૂં.'

શરાફીનો ધંધો ખીલવવો હોય તો લોકોના મન ઉપર સારી છાપ પાડવી જોઇએ. અને મોહનલાલે કરેલું પણ તેમજ. દરરોજ સવાર સાંજ દેવ દર્શન કર્યા વિના તો મોહનલાલને ચાલેજ નહિ; વળી જ્યારે જ્યારે તેમની પાસે કોઇ જાય ત્યારે રામ કે કૃષ્ણનીજ તેઓ વાતો કરતા. વધુમાં તેમનો સિદ્ધાંત સમજાવતા કે માણસે દરેક કાર્ય કરતી વખતે પ્રભુથી ડરીને ચાલવું પણ તેમના નિકટમાં આવનારને પછીથી સમજાતું કે આતો માત્ર બાહ્ય આડંબર જ હતો.

એક વખત એક બ્રાહ્મણને નવી વહુ લાવવી હતી. આથી તેણે મોહનલાલને ત્યાંથી ઘરેણાં ગીરો મૂકીને કેટલાક પૈસાનો ઉપાડ કર્યો નવી વહુને ઘરમાં લાવ્યો. પણ ક્યાંય નોકરી ન મળી. આથી તે મોહનલાલ શેઠનું દેવું ન ભરી શક્યો. શેઠે ઉઘરાણી પર ઉઘરાણી કરવા માંડી અને જેમ ફાવે તેમ ગાળો દેવામાં પણ કંઇ કમ ન રાખ્યું. આથી કંટાળીને તે બ્રાહ્મણે કહ્યું ' શેઠ, મારાં ઘરેણાંમાંથી તમારા પૈસા કાપી લો, અને જે બાકી રહે તે પાછા આપો.' શેઠ ગુસ્સાથી લાલચોળ થઇ ગયા અને બોલ્યા, ' સાલા, ભામટા, લઈ જા તારાં ઘરેણાં પાછાં, ને મૂકી દે તારા બાપના પૈસા. મને ડરાવે છે!' અને બીજેજ દિવસે બ્રાહ્મણને ત્યાં જપ્તી થઇ. બ્રાહ્મણનાં ઘરેણાં તો ગયાં પણ વધુમાં જપ્તીવાળા પણ બધું લઈ ગયા.

આવી રીતે તો મોહનલાલે કેટલાંએ કુટુંબોને પાયમાલ કર્યાં હતાં.

( ૨ )

સવારનો સમય હતો.

મોહનલાલ શેઠ સ્નાનથી પરવારી ખભે રૂમાલ વીંટી ' શ્રી હરિનો જાપ જપતા ઠાકોરજીનાં દર્શને જતા હતા. સામેથી એક ભારીવાળી ' ભારીઓ લ્યો. ભારીઓ ' ની મીઠી હલકથી શેરીને ગજવતી ચાલી આવતી હતી. તેને જોતાં જ મોહનલાલ તાડુક્યા, ' રાંડ, ચંડાલણી, આંખે અંધાપો આવ્યો છે? આ તારો બાપ સામેથી આવે છે છતાંએ ઉભી રહે છે!'

ભારીવાળી તો અવાક થઈ ગઇ.

શેઠ તેને ગાળો દેતા દેતા પાછા ફર્યા અને અપશુકન થયા જાણી ફરીથી સ્નાન કર્યું. દેવદર્શન કરી આવ્યા, પણ મનમાં સંતોષ ન વળ્યો. પેલી ભારીવાળીને ભૂલાવી નાંખવા તેઓ તૈયાર થયા.

---

*કેટલીક સત્ય હકીકત રૂપી તંતુમાળાથી વણાયેલી ભાત.

# વાળી

સાંકળચંદ નાયક

'હસન ! એ હસન ! ઉપર આવ જો.' મોહનલાલે પોતાના નોકર હસનને હાંક પાડી

'જી ! આ આવ્યો.' કહી હસન ઉપર આવ્યો.

'આ ગાદી નીચેથી કચરો વાળી નાખ '

હસન કચરો વાળવા લાગ્યો શેઠ મોટેથી બબડવા લાગ્યા, 'આજકાલ બારીવાળીઓ જોને કારી ગઈ છે. સવારના પહોરમા તે એમનો કયો બાપ લેવાનો છે તે સામે આવા અપશુકન કરાવતી હશે. જરૂર એકાદીની તો ખો ભૂલાવવી જ પડશે.'

( ૨ )

બીજા દિવસે તે બારીવાળી આવી. હસને તેને ઓળખી. તે કાલવાળી જ હતી

'અબે બારીવાલી ! ઇધર આ.'

'એ આ આવી શેઠ લાકડાં સુકાં છે.'

'ક્યા દેના હૈં ?'

'હું તો તેણ આના કહુ છુ પછી શેઠ આ઼ે એ '

'અચ્છા ! ઇધર આકે ઇસ ઓરડીમેં ડાલ દે.'

પેલી બારીવાળીએ ઓરડીમાં એક બાજુ નાખી નાખી જેવી ઉભી થવા જાય છે તેવો જ હસને તેનો પાલવ પકડ્યો અને તેના હાથમાં એક રૂપીઓ મૂકયો.

બારીવાળી હસનનો દુષ્ટ વિચાર કળી ગઈ તેણે રૂપીઆને ફગાવી દીધો અને ઝડપથી બહાર નીકળી ગઈ.

તેનું નામ રાધા હતુ. તે વિધવા હતી. નાનાં નાના ત્રણ બાળકોનું તેને પાલન કરવાનુ હતુ. આથી તે બારીઓ વેચી ગુજરાન ચલાવતી

તેણે પોતાના ગામ ભણી પ્રયાણ કર્યું. આજે ઘરમાં ખાવા અનાજ પણ નહોતું. તેથી તેણી ચિંતાતુર બની ગઈ. આરામ લેવા પાસેના વડના ઝાડ નીચે બેઠી

એટલામાં બે ઘોડેસ્વાર સિપાઇઓ ત્યાં આવી ઉભા રહ્યા તેમાંથી એક બોલ્યો, 'રાંડ કમજાત ! બારીવાળીનો વેષ ભજવી લોકોના ઘરમાં ચોરીઓ કરે છે ?' અને બે દંડા લગાવી દીધા.

રાધા આ આફતથી ગભરાઇ ગઇ. અને દંડાના મારથી તેનાથી ચીસ પડાઇ ગઇ

ત્યાં તો બીજો સિપાઇ આગળ આવ્યો, 'રાંડ ઢોંગી ! ઉપરથી અમને બનાવે છે ?' કહી બે ચાર લાતો લગાવી દીધી.

રાધા કંઇ ન સમજી શકી. પેલા બે યમદૂતો તેને લઇ આવ્યા

મોહનલાલે રાધાની ખો ભૂલાવવા સોનાની કંઠી ચોરાયાનો બનાવટી કેસ ઉભો કરી રાધાને પકડાવી.

બીજે દિવસે તેનો કેસ ચાલ્યો. ન્યાયાધીશે તેને દોષિત ઠરાવી ૭ માસની કેદની સજા ફરમાવી.

જેલના સળીઆ પાછળ જ શાપ વરસાવતી આ જગતમાથી ચાલી ગઇ.

જગતને તેની પરવા પણ કયાં હતી ?

[ સમાપ્ત ]

# દિનમાન

લેખક
પ્રબોધચંદ્ર ના. ચોકસી

નરોત્તમ શેઠની ઝવેરાતની દુકાન રાજકોટમાં જ નહિ પણ સારાયે કાઠીયાવાડમાં પ્રખ્યાત હતી એ દુકાનેથી રાજમહારાજાથી માંડીને એક સાધારણ સ્થિતિનો માણસ પણ ઝવેરાત ખરીદતો. વળી શેઠ તેમની પ્રામાણિકતા માટે પ્રખ્યાત હતા. તેમને ત્યાંથી કોઇ પણ કદી છેતરાતું નહિ.

નરોત્તમ શેઠ દસ વર્ષ પહેલાં આજ નગરમાં દોરી-લોટો લઇને આવ્યા હતા. સાધારણ નામુ તો તે વખતે કોઈ પણ વાણીયાના દીકરાને ન આવડે એવું તો બને જ નહિં. નરોત્તમ વાણીયાનો દીકરો હતો, ને એને નામું તો સારૂં આવડતું હતું. એટલે એક ઝવેરીની દુકાને સહજમાં નોકરી મળી ગઇ. ધીમે ધીમે શેઠને પોતાની ચતુરાઈથી ખુશ કરીને નરોત્તમ મુનીમની પદવીએ પહોંચી ગયો, ત્યાર પછી બે વર્ષે શેઠ દેવલોક પામ્યા. શેઠને એક છોકરો કે છોકરી કે વારસ ન હોવાથી દુકાન નરોતમના હાથમાં સોંપી. તે નરોત્તમ હવે નરોત્તમ શેઠ બન્યો.

જ્યારે નરોત્તમ શેઠે રાજકોટમાં પગ મૂક્યો ત્યારે તેમની સામું જોવાની પણ કોઇને ફુરસદ નહોતી, અને અત્યારે સારાયે કાઠીયાવાડમાં તેમનું નામ ગવાઇ રહ્યું હતું. આવ્યા ત્યારે ભાઇબંધ દોસ્તોનું નામ-પણ નહોતું ને અત્યારે તેમને ત્યાં ભાઇબંધોનાં ટોળે, ટોળાં ઉભરાતાં હતાં. છે ને નસીબની બલીહારી !

• • •

સમગ્ર કાઠીયાવાડમાં હાહાકાર વર્તાઇ રહ્યો હતો. જ્યાં પહેલાં પથિકોના આનંદદાયક સ્વરો સંભળાતા હતા ત્યાં અત્યારે સમડી ને શિયાળવાંના ચીસાટા સંભળાતા હતા. જ્યાં માત્ર એક વર્ષ પહેલાં તાલબદ્ધ રાસોની રમઝટ શ્રવણેંદ્રિયોને પરિતૃપ્ત કરતી હતી ત્યાં અત્યારે હૃદયભેદક રાંડીયાનાં રૂદનો સંભળાતાં હતાં. જે પ્રદેશ પહેલાં લીલીવાડી સરીખો જણાતો હતો તે અત્યારે મરૂભૂમિ સમાન દીસતો હતો. વાંચક ! ઉપલું વર્ણન કોઇ એક સમરભૂમિનું નથી પણ મહા- ભયાનક દુષ્કાળે ખુંદેલા પ્રદેશનું છે. જેમ ધરતીકંપ થતાં જળને ઠેકાણે સ્થળ ને સ્થળને ઠેકાણે જળ થઇ જાય છે, તેમ અહીં કેટલાયે ગર્ભશ્રીમંતો રસ્તાના રખડતા ભિખારી બની ગયા હતા. ફેર માત્ર એટલો જ કે ગરીબના શ્રીમંત નહોતા બની ગયા.

અને જાણે કાંઇ આ બધાંમાં બાકી હોય તે મહાભયંકર મહામારીનો રાક્ષસ દુષ્કાળના રાક્ષસને મળવા આવ્યો. અને અહા ! પછી તો આ બન્ને વિકરાળ રાક્ષસોએ આંકડા ભીડીને તાંડવનૃત્ય કરવા માંડ્યું. ને સંખ્યાબંધ માણસો ટપોટપ મરવા લાગ્યા. કોઇને કોઇની પડી ન હતી, બધાને જાતની પડી હતી. મા દીકરા પાસેથી રોટલાનો એક નાનો ટુકડો આંચકી લેતાં લજવાતી નહોતી કે દુઃખી નહોતી થતી, તો પછી કોઇને. દાન આપવાની તો વાત જ ક્યાં રહી !

ધનવાનો પૈસાના બદલામાં ધાન માગતા

ચંપા તેને ગમે તેમ કરીને સમજાવતી પણ એમ કયાં લગી ચાલે ?

એક દિવસ ઘરધણી ભાડું માગવા આવ્યો. આજે પણ ચંપાએ તેને એજ વચનો કહી શાંત પાડવા માંડયો પણ આજે એનો મિજાજ હાથથી ગયો. એણે મોઢામાં જેમ આવ્યું તેમ એલફેલ બોલવા માંડ્યું. આખરે પોલીસની ધમકી આપી. પણ ચંપા ઘરમાં શું હોય તે આપે ? આટલા દિવસ પાડોશનાં એઠાં અજવાળીને માંડ પેટપુરતું મળતું તો ભાડું તો કયાંથી કાઢે ?

ધમકી આપીને શેઠ ચાલ્યો ગયો. અને પોલીસને બોલાવી લાવ્યો. પોલીસની મદદથી તેણે બિચારી થથરતી ચંપાને ને તેના લાડકવાયા મદનને ઘરમાંથી બહાર કઢાવ્યાં. કોઇને દયા ન આવી. કયાંથી આવે ? એવા તો કેટલાય નિરાધારોનાં લોહિનાં પડળો તેમનાં મનચક્ષુઓ ઉપર છવાઇ ગયાં હતાં.

*   *   *

" બા...કોઇ ખાવાનું આપોને બા...બા "

એક પોળમાંથી એક ગરીબ ભિખારણનો સ્વર સંભળાતો હતો હા...અરે પણ આ અવાજ કાંઇક જાણીતો લાગે છે... અરે...હા...એ તો એજ...એક વખતની ચંપા શેઠાણીનો જ આ અવાજ. હા, અને સાથે પેલો ૬ વર્ષનો મદન પણ છે. પણ... બન્ને જાણે જીવતા હાડપિંજર જ છે. સાચે છે તો એજ પણ છેક આવી દશા ? કયાં એક વખતની ભિખારીઓને દાન આપતી શેઠાણી ને કયાં અત્યારે દાન લેતી ભિખારણ ?

માદીકરો ધીમે ધીમે જતાં હતાં ત્યાં ' ભોંપોંપપોં ' મોટરનો એક અવાજ સંભળાયો અને તે સાથે જ " ઓ...મા ! "ની એક કારમી ચીસ સંભળાઇ ને પેલી ભિખારણ ' ઓ મારી નાખ્યો મારા દીકરાને ' કરતાકને દોડી જઇ શબપર પછડાઇ પડી ને મોટર સડસડાટ ચાલી ગઇ. પાછળ ચિરનિંદ્રા ભોગવતાં બે દેહો પડયા હતા. ભગવાન સવિતા નારાયણે આ બે કરુણ મૃત્યુથી ખિન્ન થઈ અંધકારનો અંચળો ઓઢી લીધો. !

અને અકસ્માત કરનાર એ મોટર કોની હતી ? મોટાભાઇએ મૂકેલા વિશ્વાસનો દ્રોહ કરી નિરાધાર ભાઇ ભોજાઇ ને ગલારૂ ભત્રીજાને છેહ દઇ લાખોની મિલકત સાથે ભાગી છૂટેલા છોટાલાલની જ. ભાતૃદ્રોહી, વિશ્વાસઘાતી છોટાલાલે નવિજ મોટર વસાવી હતી ને તેને ચલાવવાનું શીખી લીધા બાદ આ તેની પહેલી જ સફર હતી. ખરે ! કેવું વિચિત્ર દિનમાન !

# વિશ્વપ્રદર્શન

લેખક.
ડૉ. મોહનલાલ જ. પાઠક

આજ સુધીમાં તમે ઘણાં નાનાં મોટાં પ્રદર્શનો જોયાં હશે. ગયા એપ્રિલમાં અમેરિકામાં આજ સુધી કદી પણ ન જોવામાં આવ્યું હોય એવું મોટું પ્રદર્શન ભરવામાં આવેલું છે.

આ પ્રદર્શન માટે ૧૨૧૬ એકર જગ્યા રોકવામાં આવેલી છે. જે જગ્યા ઉપર આ પ્રદર્શન ભરવામાં આવ્યું છે તે જગ્યા આજ છેલ્લા પચાસ વરસથી ન્યુયોર્ક શહેરનો કચરો નાંખવા માટે વપરાતી હતી. આ બધી જગ્યા સાફ કરવા માટે ૩૦ હજાર માણસોએ ૭ મહિના રાતદિવસ કામ કર્યું. આ જગ્યામાં બે બનાવટી સરોવર બાંધ્યાં છે. જુદાં જુદાં દશ હજાર ઝાડ રોપવામાં આવ્યાં. આ ઝાડો સેંકડો માઈલ દૂરથી લાવવામાં આવેલાં. આમાંનાં કેટલાંક ઝાડ તો ૫૦ થી ૬૦ ફૂટ ઉંચાઈનાં અને ૨૦ થી ૩૦ ટન વજનનાં છે. આટલાં મોટાં ઝાડો સેંકડો માઈલ દૂરથી ઉખેડી લાવીને રોપવાનો આ પહેલો જ દાખલો છે

આ વિશાળ જગ્યાની વચમાં એક સુંદર સફેદ "પૃથ્વીનો ગોળો" બનાવેલો છે. આ ગોળાનો ઘેરાવો ૨૦૧ ફૂટ છે। તેની બાજુમાં જ ૭૦૦ ફૂટ ત્રીકોણ આકારનો મીનારો ઉભો કરેલો છે। પૃથ્વીનો ગોળો એ આખી દુનીઆનાં પ્રતીક તરીકે, અને મીનારો એ માણસ માત્રની વધતી જતી આકાંક્ષાના પ્રતીક તરીકે ઉભો કરવામાં આવેલો છે. આ ગોળો એ એક ભવ્ય મકાન છે. આ મકાનમાં ગયા ૧૫૦ વરસમાં અમેરિકામાં બનેલા બનાવો, દુનીઆમાં થએલી ઉથલપાથલો, વિગેરે દેખાવો ગોઠવેલા છે.

પ્રદર્શન ચાર ભાગમાં વહેંચી નાખેલું છે. એક ભાગમાં દુનીઆના જુદા જુદા ૬૦ દેશોનું પ્રદર્શન છે. દરેક દેશ માટે સ્વતંત્ર મકાન છે. દરેક દેશે પોતાના વિભાગમાં પોતાના ઉદ્યોગ ધંધા, કળા કૌશલ્ય અને વેપાર રોજગારનું પ્રદર્શન કરેલું છે. આ ઉપરથી દુનીઆની પ્રગતિમાં દરેક દેશે કેવો અને કેટલો ભાગ ભજવ્યો છે, તે જણાઈ આવે છે. દરેક મકાન ઉપર તેમના દેશનો રાષ્ટ્રીય ધ્વજ છે. આ આખા પ્રદર્શનમાં હિંદ, ચીન અને જર્મનીએ ભાગ લીધેલો જણાતો નથી.

એક ભાગમાં હોલૅંડ તરફથી ૧૦ લાખ ફુલઝાડનાં કંદ મૂકવામાં આવેલા છે. ફુલોની તો ગણત્રીજ ન કરી શકાય! અહીંજ સ્વાતંત્ર્યવીર વૉશીંગ્ટનનું ૮૫ ફૂટ ઉંચું પૂતળું છે.

આ પ્રદર્શનમાં ૩૦૦ મકાન છે. આ મકાનો બાંધવાનો પાંચ કરોડ રૂપીઆ ખરચ થયો છે. ૮૦ સીનેમાગૃહો છે. ૮૦ ઉપહારગૃહો છે. આ પ્રદર્શન એટલે અમેરીકાના સ્વાતંત્ર્ય યુદ્ધનો મહોત્સવ. ઈ. સ. ૧૭૮૯ના એપ્રિલની ૩૦મીએ અમેરીકા સ્વતંત્ર થયું. તેને આજે ૧૫૦ વરસ થઈ ગયાં. તે પ્રસંગના યાદગીરીમાં આ પ્રદર્શન ગોઠવાયું છે.

હાલના પ્રમુખ રૂઝવેલ્ટે આ પ્રદર્શન ખુલ્લું મૂક્યું. આસરે ૫૦ હજાર માણસો ૩ વરસ સુધી આ પ્રદર્શન તૈયાર કરવા પાછળ કામે લાગ્યા હતાં. આખું પ્રદર્શન તૈયાર કરવાને ૪૮ કરોડ રૂપીઆ થયા છે.

# સગર્ભાવસ્થામાં સ્વાસ્થ્ય

લેખક : શ્રી. નરોત્તમ મીસ્ત્રી

ગર્ભધારણ અને પ્રજનન સ્ત્રીજીવનનાં નૈસર્ગિક કાર્યો છેઃ ગર્ભ રહેતાં જ સ્ત્રીશરીરમાં એટલા ફેરફાર થાય છે કે સ્વાસ્થ્ય અને અસ્વાસ્થ્ય વચ્ચે "લાઇનદોરી" આંકવી મુશ્કેલ થઇ પડે છેઃ આ સમયે શરીર સ્વાસ્થ્ય જાળવી રાખવા પૂરતી કાળજી નં રાખવામાં આવે તો—

૧. ભાવિ માતાની જીંદગી ભયમાં આવી પડે છે,

૨. અથવા બાળકની જીંદગી ભયમાં આવી પડે છે,

૩. અથવા—ભાવિમાતા અને બાળક—બન્નેની જીંદગી ભયમાં આવી પડે છે.

માટે આ સમય દરમ્યાન ભાવિમાતાએ શરીરનું આરોગ્ય સાચવવા તથા ભાવિબાળકના તંદુરસ્તી માટે ખૂબ કાળજી રાખવી જોઇએ.

સગર્ભાવસ્થામાં અપાતી સારવાર તરફ હાલમાં પ્રસૂતિશાસ્ત્રમાં ખૂબ ભાર દેવામાં આવે છે. કારણ કે આને કુદરતી પ્રસૂતિ થવાની અને સગર્ભાવસ્થામાં સ્ત્રીને તંદુરસ્ત અને સશક્ત રાખવાની ચાવી સમજવામાં આવે છે.

આ સારવારના મુખ્ય ચાર ફાયદાઓ છેઃ—

૧. સગર્ભા તંદુરસ્ત અને સશક્ત રહે છે.

૨. આ અવસ્થા દરમ્યાન કોઇપણ રોગ શરીરમાં દાખલ થતાં તેની જાણ થાય છે અને તેના ચાંપતા ઉપાયો તરત જ યોજી શકાય છે.

૩. સગર્ભા તંદુરસ્ત હોય છતાં કેટલીક વખત સુવાવડ સુખમય નીવડતી નથી. જેમકે શરીરમાં ખોડખાંપણ હોયઃ જેવાંકે કમરના હાડકાંની વક્રતા-જચ્યું આવવાનો ગર્ભ સાંકડો હોવો—ગર્ભાશય આગળ અથવા પાછળ ખસી ગયું હોયઃ આવે સમયે શરીર તંદુરસ્ત હોવા છતાં પ્રસૂતિ દુઃખરૂપ નીવડે છે. આવે સમયે આપત્તિ આવ્યા પહેલાં તેમાંથી તેણીને ઉગારી શકાય છે,

૪. સુવાવડ સુખમય નીવડવાને સલાહ સૂચનો આપી શકાય છે.

આ અવસ્થા દરમ્યાન નીચલી સૂચનાઓનું પાલન કરવાથી ભાવિમાતાઓ કંઇક અંશે દુઃખમાંથી ઉગરી જશેઃ

(૧) પ્રજનન-સુવાવડ એ પીડા નથી પણ કુદરતી ક્રિયા છેઃ સુવાવડને આપત્તિ માની ઘણી ભાવિ માતાઓ ડઘાઈ જાય છે—મુંઝાય છે. આ હાલની આપણી કૃત્રિમ રહેણી-કરણી દોષ પાત્ર છેઃ દિવસે દિવસે માતાઓનું મરણ પ્રમાણ વધતાં ભાવિ માતાઓની મુંઝવણ વધે છે.

પણ તેઓએ ખાસ લક્ષમાં રાખવું જોઇએ કે—ખાટલેથી પાટલે અને પાટલેથી ખાટલે એટલી જ શારીરિક મહેનત કરનારાં—સુધરેલાં ગણાતાં શહેરી વસવાટવાળાં સુધરેલાં કુટુંબોમાં આવા દાખલાઓ વધુ બને છે. જ્યારે ગ્રામ્ય વિસ્તારોમાં વસતા—સવારથી સાંજ સુધી મહેનત મજૂરી કરનાર મહેનતુ વર્ગમાં આવા દાખલાઓ જૂજ બને છે

સગર્ભાવસ્થા દરમ્યાન જીવનની રહેણી કૃત્રિમ ન બનાવી દેવી જોઇએ રહેણીમાં કૃત્રિમતા આવવાથી તંદુરસ્તી બગડવાનો ખૂબ ભય રહે છે.

(૨) મુખ એ રોગને શરીરમાં દાખલ થવાનો મોટો દરવાજો છેઃ માટે આ અવસ્થા દરમ્યાન સ્ત્રીએ એની ખાસ કાળજી રાખવી

જોઇએ દાંત ચોકખા રાખવા સવાર સાંજ જમ્યા પહેલાં અને પછી—ને સુતા વખતે મોઢું બરાબર સાફ કરવું અને તો સવાર સાંજ મીઠાના કોગળા કરવા દાંત સડેલો હોય, દર્દ કરતો હોય, પરૂવાળો હોય તો દાંતના દાક્તરને મળી કઢાવી નાખવો અથવા યોગ્ય સારવાર કરાવવી દાંતની પૂરી કાળજી રાખવામાં ન આવે તો ઝાડાની કબજીઆત, વારંવાર મોઢું આવી જવું, અપચો વિગેરે ઉપદ્રવો થાય છે અને શક્તિ ક્ષીણ થાય છે.

**(૩) આંતરડાંની સંભાળ**—આ અવસ્થામાં કબજીઆતની ફરીઆદ ખાસ રહે છે શહેરમાં શું કે ગામડામાં શું દરેક સ્ત્રીઓને ઝાડા પેશાબની હાજતો તરફ દુર્લક્ષ કરવાની ટેવ હોય છે કેટલીક સ્ત્રીઓનો નિયમિત ત્રીજે અગર ચોથે દિવસે ઝાડે જવાવાળી હોય છે આ બાબતે ત્યાં સુધારેલો સમાજ પણ જાજરૂ, મુતરડી, અને બાથરૂમની કદર શીખ્યો નથી! હાજત રોકવાની ટેવ આ અવસ્થામાં ભયંકર પરિણામ નિપજાવે છે અવગણેલી હાજતથી કબજીઆત થાય છે અને કબજીઆતથી ખાધેલા ખોરાકમાં વિક્રિયા થઇ દુષિતવિષ ઉત્પન્ન થાય છે તે શરીરમાં ચુસાય છે અને તેથી માથાનો દુખાવો ઉલ્ટી, મોળ આવવી વિગેરે ઉત્પન્ન થાય છે અને આવી પરિસ્થિતિમાં થનાર "એકલેમ્પશીઆ" નામના જીવલેણ વ્યાધિને ઉત્પન્ન કરે છે

કબજીઆત દૂર કરવાને માટે આકરા જુલાબો બીલકુલ ન યોજવા જોઇએ. ઇન્દ્રવારણા જેવા આકરા જુલાબો આંતરડામાં ક્ષોભ ઉત્પન્ન કરે છે અને મોટા આંતરડાં નજીકજ ગર્ભાશય આવેલું હોવાથી આંતરડાની ક્ષોભક અસર તથા ઉત્તેજના-ગર્ભાશયના સ્નાયુ પર અસર કરે છે અને ગર્ભપાત થઈ જાય છે.

કબજીઆત દૂર કરવા માટેના સામાન્ય ઉપાયો લાભદાયી નીવડશે —

૧ ખોરાકમાં અવારનવાર રેચવાળાં શાકોનો ઉપયોગ કરવો તાંદળજાની ભાજી, મેથીની ભાજી, કોબી વિગેરે.

૨ આર્થીક સ્થિતિ પહોંચતી હોય તો ફળોનો ઉપયોગ કરવો મોસંબી, દ્રાક્ષ કેળાં વિગેરે ફળોનો ઉપયોગ જમ્યા પછીજ કરવો

૩. સામાન્ય હલકી કસરતો કરવી અગર ફરવા જવું

૪ સુતી વખતે સહેજ ગરમ, અધોશેર, દૂધ લેવાથી ઝાડો સાફ આવે છે અને ઊંઘ પણ સારી આવે છે.

૫. કાળીદ્રાક્ષ, ગરમાળાનો ગોળ બબ્બે તોલા લઇ પાશેર પાણીમાં પલાળી સવારે ચોળી નીતારી, પીવાથી દસ્ત સાફ આવે છે.

૬ દિવસની ટેવ ન હોય તો અઠવાડિયે દિવસ કાળીદ્રાક્ષના ઉકાળામાં લેવું છેલ્લા દિવસોમાં કબજીઆત બહુ ત્રાસ આપે છે, તે વખત આનો ઉપયોગ કરવાથી સારો ફાયદો થાય છે

૭ ડુશનો ઉપયોગ બહુ હિતાવહ છે સહેજ નવસેકું પાણી સાબુનું સાધારણ ફીણ મેળવી ગુદામાં ચડાવવાથી જૂનો મળ સાફ થાય છે મોટા આંતરડાં બરાબર સાફ બને છે આંતરડાં સ્વચ્છ હશે તો સુવાવડમાં બહુ સહેલાઇથી પ્રસવ થશે કબજીઆતથી દૂર રહેવા સગર્ભાએ પ્રયત્નશીલ રહેવું જોઇએ.

**( ૪ ) ખોરાક**—प्राणिना पुनर्मूलमाहारो बलवर्णौजसाम् । આહાર એ પ્રાણિમાત્રના બળ, વર્ણ, ઓજસનું મૂળ છે ખોરાક પર જ જીંદગીનું ધારણ પોષણ અવલંબે છે.

ગર્ભિણીના ખોરાકને બે દૃષ્ટિએ વિચાર કરવાનો હોય છે —(૧) ગર્ભિણીનું સ્વાસ્થ્ય જળવાઈ રહે એવો (૨) ગર્ભિણીના પોષણ પર અવલંબ ગર્ભના પોષણનો આધાર હોય છે એટલે સગર્ભાને તેમજ ગર્ભને સંપૂર્ણ પોષણ મળે એવો ખોરાક હોવો જોઇએ

રોજનો સામાન્ય ખોરાક નિયમસર ને માફકસર લેવાથી કોઇ જાતની હરકત નથી. રોટલી, દાળ, ભાત, શાક, દૂધ વિગેરેનો સમાવેશ ખોરાકમાં થવો જોઇએ. રોજના અનુકૂળ ખોરાક કરતાં સગર્ભાવસ્થામાં વિશેષતાવાળા ખોરાકની અપેક્ષા હોતી નથી. આ અવસ્થામાં પાંડુ કે બીજો વ્યાધિ ઉત્પન્ન થતાં કુશળ ચિકિત્સક-વૈદ્ય-ડોક્ટરની સલાહ અનુસાર ખોરાકની યોજના કરવી.

દૂધ સંપૂર્ણ ખોરાક છે. શરીરના તેમજ ગર્ભના પોષણ માટે જરૂરી દરેક તત્ત્વોનો તેમાં સમાવેશ થાય છે; અને સહેલાઇથી પચી શકે છે.

દૂધ મધુર છે, સ્નિગ્ધ છે, શરીર, બુદ્ધિ, શક્તિ, વધારનાર છે, જીવનીય છે, ધાવણ વધારનાર છે, પ્રાણી માત્રનો મૂળ ખોરાક હોવાથી માફક આવે છે

આ અવસ્થામાં ખોરાક સાથે શેરથી દોઢ શેર દૂધ રોજ લેવાનું જોઇએ. ઉપરાંત શક્તિ અનુસાર સૂકો મેવો તેમજ તાજાં ફળો હિતાવહ છે.

કઠોળ,-તળેલી ચીજો ઓછી લેવાય તો સારું. કારણ કે આ ચીજો પચવામાં ભારે હોવાથી તેમજ સગર્ભાવસ્થામાં અગ્નિ મંદ હોવાથી આ ચીજો ઉપદ્રવ કરે છે માટી તીખી ચીજોનો વાપર પણ ઓછો કરવો જોઇએ. પાણી પૂરતા પ્રમાણમાં લેવાનું જોઇએ. જેથી શરીરમાંથી પીસાબ મારફત બીન ઉપયોગી ક્ષારો બહાર નીકળી જાય શરીર નિરોગી બને છે.

(૫) નિદ્રાઃ—આયુર્વેદમાં પ્રશાન્ત નિદ્રાને ભૂતધાત્રી કહી છે. ભૂતધાત્રી એટલે પ્રાણીઓની માતા. માતાના ખોળામાં બાળક પોતાનાં સર્વ દુઃખો ભૂલી ચેતનવંત બને છે; તેમ આખા દિવસના શ્રમથી કલાન્ત થયેલો મનુષ્ય નિદ્રાના ખોળે પોતાનું સર્વસ્વ અર્પણ કરી નિશ્ચિંત બની પુનર્જીવન મેળવે છે. આહારની જેટલી જ જીવનમાં નિદ્રાની ઉપયોગીતા છે. निद्रायत्तं सुखं दुःखं पुष्टि कार्श्यं बलाबलम् ।

દિવસના શ્રમને અંતે પ્રગાઢ નિદ્રા ગર્ભિણી અને ગર્ભના પોષણ માટે અત્યંત આવશ્યક છે. આમાં ખલેલ પહોંચતાં જ કુશળ ચિકિત્સકની સલાહ લેવી.

(૬) પીસાબ—કબજીઆત રહેતી હોય તો ધીમે ધીમે વિકૃત થયેલ ખોરાકનું ઝેર શરીરમાં પચવા લાગે છે., શરીરમાં વિક્રિયા થાય છે. આ વિક્રિયા શરીરના દરેક અવયવોને હાની પહોંચાડે છે. મૂત્રજનન અવયવોમાં પણ વિકૃતિ આવે છે.

આ વિકૃત થયેલા અવયવો બે પરિણામ નીપજાવે છેઃ—(૧) શરીરમાંથી ઉપયોગી તત્વો બહાર ફેંકે છે. (૨) બીન ઉપયોગી પદાર્થોને શરીરમાંથી બહાર ફેંકવા અસમર્થ નીવડે છે.

આ બન્ને વિક્રિયાની તપાસ માટે ગર્ભિણીનો પિસાબ બરાબર તપાસાવો જોઇએ. શરૂઆતના મહિના મેમાં દર માસે અને ૭ માસ પછી મહિનામાં બે વખત પીસાબની તપાસ આવશ્યક છે.

પીસાબમાં "આલ્બ્યુમીન" નામના પદાર્થનું દેખાવું.એ ભયનું સૂચક છે. પિસાબમાં આ પદાર્થ દેખાય કે તરત જ કુશળ ચિકિત્સકની સારવાર લેવી જોઇએ, નહિં તો આમાંથી "એક્લેમ્પશીઆ" નામનો વ્યાધિ ઉત્પન્ન થાય છે.

(૭) પોષાક—દિવસે દિવસે પોષાકનો મૂળ હેતુ ભૂલાતા જાય છે, દરેકમાં કલા નીરખવાની આપણને ટેવ પડી છે, કલાના બહાના હેઠળ થતાં નુકસાનો આપણી દૃષ્ટિ બહાર થતાં જાય છે. શરીરને ચપોચપ-તંગ-બંધ બેસતા કપડા પહેરવાની "ફેશન" દિવસે દિવસે વધતી

જાય છે. વધુ પડતાં તંગ કપડાં શરીરની નૈસર્ગિક હલન-ચલનની ક્રિયામાં ખલેલ પહોંચાડે છે. પરિણામે કેટલાક રોગોને સાથ મળે છે.

સગર્ભાએ તંગ ચોળીઓ તેમજ ચણીઆના બંધ પણ બહુ સખત ન બાંધવા જોઈએ. તંગ ચોળીઓ સ્તનની ખીલવણીને હરકત કરે છે, તેમજ સખત ચણીઆના બંધો મંદાગ્નિ કબજીઆત વિગેરેને સહાયક નીવડે છે.

સામાન્ય રીતે સગર્ભાનો પોષાક બંધબેસતો, ખુલતો, સુરેખ, સ્વચ્છ અને સ્વાસ્થ્ય પ્રદ હોવો જોઈએ.

જે સ્ત્રીઓના ઉદર સગર્ભાવસ્થા દરમ્યાન ઢીલી માંસપેશીઓને લીધે લચી પડતાં હોય તો તેમણે પહોળા કમર-બંધનો ઉપયોગ કરવો જોઈએ. આના ઉપયોગમાં પણ ઉપલી સૂચના વિસારવી ન જોઈએ

**(૮) સ્તનની સંભાળઃ**—પહેલીવાર જ માતૃપદને પ્રાપ્ત થતી સ્ત્રીઓએ આ વાત ખાસ લક્ષમાં રાખવી જોઈએ. જેમ જેમ માસ ચઢતા જાય છે તેમ તેમ સ્તનમાં ફેરફારો થતા જાય છે. દિવસે દિવસે સ્તનો દૃઢ, ઉન્નત વિકસિત બને છે. કોઈક વાર ઉપર મળ પણ આવે છે અંતચોળી બહુ તંગ હોય તો સ્તનની ડીંટડી અંદર ખૂંપી ગયેલી હોય છે. આવી સ્થિતિમાં સ્તનની ખાસ કાળજી રાખવી જોઈએ. નહિં તો ડીંટડી પર ખરજ આવે છે. તરાડો પડે છે અને તે તરાડો મારફત આપણાં હાથનો મેલ અંદર દાખલ થઈ સ્તનનો સોજો ઉપજાવે છે અને તેથી સ્તન પાકે પણ છે આમાંથી બચવા દરરોજ સવારે સ્નાન વખતે બન્ને સ્તનોને સ્વચ્છ પાણીએ સાફ કરવાં અગર સ્પીરીટથી સાફ રાખવાં અને હાથની સ્વચ્છ આંગળીઓ વડે ડીંટડીને ઉપરની બાજુએ રોજ સ્હેજ તાણી-મસળી ઉન્નત બનાવવા પ્રયાસ કરવો. જેથી ભાવિ બાળકને ધાવવાની સરળતા થાય. ડીંટડી વધુ રુક્ષ-બરછટ-હોય તો સવાર, સાંજ કોકમનું તેલ, ઓલીવ ઓઈલ અગર ચોકખા દીવેલથી સ્હેજ મસળવી; જેથી ડીંટડી સુંવાળી અને કોમળ બને છે.

**(૯) સમાગમ**—આપણાં શાસ્ત્રો સ્ત્રી સગર્ભા થયા પછી સમાગમ સાધવામાં પાપ સમજે છે. પશુઓ પણ આ અવસ્થામાં સમાગમ સાધતાં નથી. આ અવસ્થા દરમ્યાન સ્ત્રીની કામશક્તિ પણ મંદ હોય છે.

આજના પ્રસૂતિશાસ્ત્ર વિશારદો માને છે કે દંપતિ સર્વરીતે તંદુરસ્ત હોય તો આખર માસ સુધી સમાગમ સાધવામાં કશી હરકત નથી. સિવાય કે:—

૧. સગર્ભાને અગાઉ ગર્ભપાત થયો હોય.

૨. દંપતિમાંથી કોઈએક જનન અવયવના દરદથી પીડાતાં હોય.

૩. કોઈ ચેપી રોગને દાખલ થવાને તક મળતી હોય.

સગર્ભાવસ્થામાં સમાગમ સાધવો એ પાશવવૃત્તિથી પણ નપાવટ છે. દૃઢ સંકલ્પવાળી સ્ત્રીઓએ પતિની આવી પાશવવૃત્તિને જરાએ પોષવા દેવી ન જોઈએ. પતિઓએ પણ ગૃહસ્થાશ્રમનો આદર્શ ન વિસરવો જોઈએ.

ઇન્દ્રિયોને પાણીની જેમ નિમ્નાભિમુખ કરવા કરતાં ઉર્ધ્વગામી બનાવવામાં જ સાચો પુરૂષાર્થ છે.

**(૧૦) વ્યાયામ.**—જીવનમાંથી શ્રમનું મહત્ત્વ ભુલાતું જાય છે. પોતાના ઘરનું કામ કરવામાં પણ આજની સ્ત્રીઓને નાનમ લાગવા માંડી છે.

સવાર-સાંજ, સાસુની કરડી નજરમાંથી છટકેલી, સ્વતંત્ર બનેલી, સાહેલીઓ સાથે છુટથી ઠઠ્ઠામશ્કરીઓ કરતી, છલકાતું બેડું માથે લઈ, મદમાતી ગામ તરફ વળતી, નવ

જુવાન પનીહારીઓ જેણે નીરખી હોય તેઓ એ દશ્ય ભૂલી શકે એમ નથી. આવાં ગ્રામ્ય જીવનનાં દશ્યો પણ કવિની કલ્પના-સમ બનવાં લાગ્યાં છે.

પ્રાતઃકાળમાં પ્રભાતીઆ સાથે સૂર પૂરતા ઘંટીના મધુર નાદો પણ અદશ્ય થવા લાગ્યા છે. ગામડે ગામડે ઘંટી-ખાંડણીઓ ઓછાં થતાં મળતી નવરાસે સાસુ-વહુના દેરાણી-જેઠાણીના, ઘરેઘર કજીઆ વધાર્યા છે. ગ્રામ્ય જીવનમાંથી સુવાસ ઉડી જવા લાગી છે.

સગર્ભાવસ્થામાં ચાલુ ગૃહકાર્યો કરવામાં કોઇ જાતની અડચણ નથી. દળવું, ખાંડવું, પાણી ખેંચવુ, કપડાં ધોવાં, વિગેરે કાર્યો માફકસર કરવાં જોઇએ.

કસુવાવડના જેટલા કેસો શહેર વિસ્તારોમાં બને છે તેટલા ગ્રામ્ય વિસ્તારોમાં બનતા નથી. જનનક્રિયા માંસપેશીઓ પર અવલંબે છે. સગર્ભાવસ્થા દરમ્યાન યોગ્ય કસરતથી તેને એ ક્રિયાક્ષમ બનાવવી જોઇએ. ગ્રામ્ય વાતાવરણમાં ઉછરેલી સ્ત્રીઓ, સુવાવડમાં શહેરી સ્ત્રીઓને પૂરતાં સાધન સગવડો મળતાં હોવા છતાં-તેમનાં કરતાં સુખમય, તંદુરસ્ત સ્થિતિમાં વટાવે છે

વધુ પડતો શારીરિક તેમજ માનસિક શ્રમ આ અવસ્થા દરમ્યાન હિતાવહ નથી.

જે દિવસો દરમ્યાન ઋતુ કાળ થતો હોય. તે દિવસો દરમ્યાન શ્રમ કરવામાં સાવચેતી રાખવી જોઇએ. નહિં તો એ સમય દરમિયાન ગર્ભપાત થવાનો સંભવ રહે છે.

છેલ્લા દિવસોમાં લાંબી રેલ્વેની મુસાફરી ગાડાની મુસાફરી, માથે ભાર લેવાનો શ્રમ વિગેરે ન કરવાં જોઇએ

પરકામ ન હોય એવી સ્ત્રીઓએ સવાર-સાંજ ખુલ્લી હવામાં ફરવા જવાની ટેવ રાખવી જોઇએ

ખુલ્લી હવા, સૂર્યનો પ્રકાશ, પ્રકૃતિ માતાનો સહચાર આ અવસ્થામાં માનસિક તેમજ શારીરિક આરોગ્યતા માટે આવશ્યક છે.

સગર્ભાવસ્થામાં નીચેના ચિન્હો ભયસૂચક છેઃ—.

૧. પિશાબની છુટ ઓછી થવી.

૨. માથું આખો દિવસ ભારેખમ રહેવું.

૩ આંખોની શક્તિમાં ખામી આવવી (આંખ આગળ જાળાં દેખાવાં, લીલાં પીળા રંગ દેખાવા, બરાબર ન દેખાવું.)

૪. મુખ અને પગની પાની પર સોજાનું દેખાવું.

૫. શરીરના કોઇ ભાગમાંથી લોહી પડવું

૬. વારંવાર કબજીઆત થવી.

૭. પેટના ઉપલા ભાગમાં દુઃખાવો જણાવો.

૮. પાંડુ અથવા કમળાની અસર જણાવી. આમાનું એક પણ ચિન્હ નજરે પડતાં કુશળ ચિકિત્સકની સલાહ, સૂચના, અને દવાનો તાત્કાળીક ઉપયોગ કરવો.

સગર્ભાવસ્થામાં દવા થાય જ નહિં એ માન્યતા બીન પાયાદાર છે. આ રાક્ષસી માન્યતાએ માતમંદિરમાં પગ મૂકતી અસંખ્ય નવજુવાન સ્ત્રીઓનો અમૂલો બલિ લીધો છે.

સગર્ભાએ માનસ પણ બહુ સ્વચ્છ રાખવું જોઇએ. માનસિક ચિંતા ક્રોધ, શોક ભય ઇત્યાદિથી પોતાની જાતને બચાવવી જોઇએ. હમેશાં આનંદિત, ખુશમીજાજી અને હસમુખા રહેવું જોઇએ.

આગલી સામાન્ય સુચનાઓનો બરાબર અમલ કરવામાં આવશે તો મૃત્યુના મુખમાં પડતી કુમળી માતાઓની પણીએ જીંદગી બચી જશે.

# ડાહીબા

લેખિકા :
કુ. રમા દેસાઇ

વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી આ વર્ષે કારેલી મુકામે તા. ૧૮-૧૯ નવેમ્બરે પુસ્તકાલય પરિષદ ભરાઇ. અમે કારેલી ગયાં ત્યારે અમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે કારેલીની આવી સ્ત્રી શક્તિનાં અમને દર્શન થશે.

તા. ૧૯મીએ સવારે કાંઇ પણ કાર્યક્રમ નહિ હોવાથી અમે કારેલી ગામમાં ફરવા ગયાં હતાં, એટલામાં જ એક ભાઇ ( પરિષદના સ્વાગત મંત્રી શ્રી. શંકરભાઈ પટેલ ), અમને પોતાને ઘેર જવાનું આમંત્રણ આપવા આવ્યા; અમે એમને ઘેર ગયાં. ખુણામાં બેઠેલાં એક વયોવૃદ્ધ ડોશીમા હસતાં હસતા મહર્ષ અમને આવકાર આપવા આવ્યાં. અમે બેઠાં અને વાતોએ ચડ્યાં. એ જ આપણાં સ્ત્રી રત્ન ડાહીબા.

ગ્રામ્યજનતા મ્હેમાનોને જોઇને ગાંડી બને છે, એ વાત અજાણી નથી. મ્હેમાનોને જોઇને એ લોકો ઘેલાં બને છે, અને શકય તેટલું અર્પવા આતુર બને છે. ડાહીબા પણ અમને જોઇને ઘેલાં બન્યાં.

આ બ્હેન જાતિએ પાટીદાર છે. તેઓ કારેલીનાં જ વતની છે. હાલ તેઓને ત્રણ પુત્રો છે. તેમના કુટુંબમાં તેમના પતિ શ્રી. ગોવિંદભાઇ વિઠ્ઠલભાઇ પટેલ, તેમના પુત્રો, પુત્રવધૂઓ અને પૌત્રો છે. આ બ્હેન હાલ ૭૦ વર્ષની ઉમરનાં છે.

૧૯૩૦ની સાલમાં ગાંધીજીની સત્યાગ્રહની લડત વખતે શ્રી. ડાહીબા રામ નામના ગામડામાંથી પત્રિકાઓ વહેંચતા અને પાક લુંટતાં પકડાયાં. ૬૦ વર્ષની ઉમરે ડોશીમા સરકારની જેલમહેલના કેદી બન્યાં

પહેલાં તેઓને બોરસદ જેલમાં ત્રણ દિવસ રાખ્યા. પછી અમદાવાદની સાબરમતી જેલમાં તેઓ પંદર દિવસ રહ્યાં અને પછીથી તેઓને થાણા જેલમાં દોઢ વર્ષની સજા થઇ. ડાહીબાએ જેલ જીવનને ખૂબ હર્ષથી અપનાવી લીધું.

થાણા જેલમાં તેઓને પ્રથમ રેંટીયો કાંતવાનું કામ સોંપ્યું. પાછળથી તેઓને સુતર ઉકેલવાનું, કચરો કાઢવાનું વગેરે કામ સોંપાયાં. અને છેવટે તેઓને દાણા વિણવાનું કામ સોંપાયું. આ કામની માંગણી ડાહીબાએ પોતેજ કરેલી. ગામડામાં ગાળેલાં ઉદ્યમી જીવને ડાહીબાને આળસુ જીવન ગાળવાની મનાઇ કરી.

વખત જતાં એક બહેન માંદાં પડ્યાં. ડાહીબાની પાસે દવાઓનો ભંડાર. અનેક અનેક રોગોની ઘરગથ્થુ દવાઓ એ જાણે છે. એ વાતની ડૉકટરોને ખબર પડી. ડૉકટરો ના મટાડી શકયા એવા દરદીઓને ડાહીબાએ જેલમાં સાજા કર્યાં, અંતમાં ડાહીબાજ જેલમાં ડૉકટર બની ગયા! જેલના ડૉકટરના છોકરાને પણ એમણેજ સાજો કર્યો! ડોશીનાં માન હવે જેલમાં વધી પડ્યા!

જેલ સુપરીટેન્ડેન્ટ પાછળથી તેઓને સારો ખોરાક અને શેર શેર દુધ મોકલતા, પરંતુ ડોશીમાને ઘરડે ઘડપણે એવો ખોરાક લેવાનું ના ગમ્યું. એ બધું તેઓ નાની નાની બહેનોને આપી દેતાં. અને તેઓ માત્ર પોતાના હકનો રોટલો ખાઇ સુખ અને શાન્તિથી જેલ જીવન પસાર કરતાં અને અનેક અનેક રોગીઓના ભયંકર રોગો મટાડી દુઃખીઓની આશિષ લેતાં.

ડાહીબા સત્યવાદી પણ એટલાં જ છે.




લેખક : શ્રી. 'પ્રમોદ', બી. એ.

[ નવેમ્બર અંકના પાન ૧૮૪થી ચાલુ ]

## પ્રકરણ ત્રીજું

### વિશેષ છૂટ !

એ દહાડા પછી કૉલેજ ખુલી, અને ત્રિવેણી, યશોમતી, વિશ્વનાથ સૌ કૉલેજમાં જવા માંડ્યાં. યશોમતિ નિયમ પ્રમાણે બેચાર દહાડે વિશ્વનાથને ત્યાં જતી. વિશ્વનાથ હંમેશ યશોમતીને ત્યાં જતો, ત્રિવેણીને ત્યાં આવતો નહિ ત્રિવેણીએ પણ 'સાહેબજી સલામ' સિવાય વધુ પરિચય રાખ્યો નહોતો. વિશ્વનાથનો એ કારણે દિનપ્રતિદિન જાણ્યે અજાણ્યે પણ ત્રિવેણીથી અળગા અને અળગા જ રહેવાનું થયું.

આલ્બમ અને ખડીયો બન્ને ત્રિવેણીને ત્યાં હતાં. એને એ ખૂંચતાં હતાં. એક વાર એમ વિચાર આવ્યો કે આલ્બમ વિશ્વનાથને આપવું. પછી વિચાર આવ્યો કે આલ્બમને અને એને નિમિત્તે લેવાએલ ખડીયો બન્ને વિશ્વનાથને આપવાં. વળી એમ પણ થયું કે ખડીયો આપી દેવો અને આલ્બમનો નાશ કરવો. ઉંવરે એણે એમ નક્કી કર્યું કે ખડીયો જ આપવો અને આલ્બમ રાખવું.

એક દહાડો એણે વિશ્વનાથને કૉલેજમાંથી છૂટતાં પૂછ્યું કે એ કેમ નથી આવતો.

વિશ્વનાથને જરાવાર તો એમ લાગ્યું કે ત્રિવેણીનો ગુસ્સો ઉતરી ગયો છે. પછી એમ લાગ્યું કે ગુસ્સો હતો જ નહિં પણ કંઇક ઓલાઇ ગયું એથી એની જીભ ઉપડતી નહોતી, અને જવાબ દીધો કે નવા અભ્યાસમાં રોકાઇ ગએલ તેથી નહિં અવાયેલ. પણ હવે જરૂર આવશે.

સાંજે જ એ ત્રિવેણીને ત્યાં ગયો.

પહેલાં જ એને પ્રભુલાલ મળ્યા.

" બહુ દિવસે, વિશ્વનાથ ! "

" કાકા, નવો ક્લાસ શરૂ થયો. નવી ચોપડીઓ આવી એટલે થોડા દહાડા એમાં મન પરોવાઇ ગયું હતું. "

પ્રભુલાલને જૂઠો પાડવા મન ન થયું. એણે એટલું જ કહ્યું કે ત્રિવેણી ઘરમાં જ છે.

વિશ્વનાથ આવ્યા ભેળો જ ત્રિવેણી બોલીઃ " આવ્યોને ! કેટલા દહાડાથી ત્હારો ખડીયો અહિં પડ્યો છે તે લેવા જ ન આવ્યો ! "

" એમાં શું ? મેં જાણ્યું કે તું તારે માટે લઇ આવી છો તે મને બતાવ્યો. "

" હું તો એક દહાડો ત્હારે ત્યાં મોકલાવી દેતી હતી પણ મને એમ થયું કે તને ખોટું લાગશે. "

ખડીઓ મોકલાવી દેવાની હતીઃ પોતે તો આવવાની ન્હોતી જ. શું હજી એનો રોષ નથી શમ્યો ? વિશ્વનાથે વિચાર્યું; અને એ બોલ્યોઃ "ખોટું જરૂર લાગત !"

"પણ મને એથી વધુ લાગ્યું છે."

"એમાં ત્હારી ગેરસમજ થાય છે ત્રિવેણી !"

"ના. હું એમ નથી માનતીઃ અને નથી માનવાની !"

"જો એમ જ હોય તો પછી ખડીઓ હું શા માટે લઇ જાઉં ?"

"તો મ્હારે ત્હારાં ચિત્રોને શું કરવાં મેં આ વિચાર કર્યો અને એમ મન વાળ્યું છે કે આ બન્ને વસ્તુઓ તો કાંઇ ને કાંઇ પણ લાગી આવ્યા પહેલાં લેવાયેલી છે અને અપાયેલી છે. એમાં નકામી ધાંધલ હવે ન કરવી જોઇએ. જો, મેં તો તારાં ચિત્રો એક આલ્બમમાં ચોંટી કાઢ્યાં છે અને એ હું રાખવાની છું." ત્રિવેણીએ કબાટમાંથી આલ્બમ કાઢી બતાવતાં કહ્યું.

"એટલે ત્હારી માન્યતા તો નહિ જ હટે ?"

"એ તો નહિ જ જાય; મારી માન્યતા ફરતઃ હું મ્હારી ગેરસમજ માનત. પણ હું જોઉં છું કે હવે નવા જમાનાનો પવન વાયો છેઃ અને તેં એ પવનમાં દઢ રહીને એ વખતે ચાહીને તોફાન કર્યું છે"

"ત્રિવેણી, તું........"

"હું, બહુ વિચાર કરીને-ખાત્રી કરીને કહું છું. હું કશી છૂટ છાટમાં માનતી નથીઃ એટલે જે દહાડાથી હું ત્હારું માનસ સમજી તે દહાડાથી મેં તારો સબંધ તજી દીધો છે."

"તો મ્હારું આલ્બમ શા માટે રાખે છે ?"

"તું મ્હારે નિમિત્તે ચિત્રો લઇ આવેલ માટે !"

"પણ એ મારાં આપેલાં છે એ યાદ તો આવશેઃ એ કરતાં મારાં ચિત્રો પાછાં આપી દે !"

"ખૂશીથીઃ બન્ને વસ્તુઓ લઇ જા "

"ખડીઓ તો હું નહિં લઇ જાઉં."

"તો પણ તારી ઇચ્છા. લે, આ આલ્બમ !"

"તારું આલ્બમ !"

"ચિત્રો ફાડી લે !"

વિશ્વનાથ ચિત્રો ફાડવા તૈયાર થયો.

"ઉભો રહે ! હું તો ફરીથી કહું છું કે કાંઇ કરવું રહેવા દે ! ખડીઓ લઇ જા ! આલ્બમ ભલે રહ્યું. માણસની જીંદગીમાં જે જે પરિચયો થયા એ કાંઇ ભૂંસાતા નથીઃ અને પરિચય દરમ્યાન કેટલીએ વાતો થઈ હોય, કેટલાએ પ્રસંગ આવ્યા હોય, કેટલીએ ચીજ-વસ્તુઓ અપાણી-લેવાણી હોય એનો કાંઇ નાશ નથી થતો. કહે બહુ બહુ તો આ બે વસ્તુઓની તું ગણત્રી રાખીશ ! તારી કોઇ ચોપડીમાં મારા અક્ષર હશેઃ મારી પાસે તારી કોઇ ચોપડી હશે; ઘરમાં કોઇ નવા વર્ષનું પાનું પડ્યું હશે-આ બધાં થોડાં વીણવાનાં હતાં ?"

"હું આ ખડીઓ તો લઇ જાઉં, પણ તે મ્હારા..."

"બસ છે. આટલેથી આપણે બંધ કરીએ" ત્રિવેણીએ ખડીઓ વિશ્વનાથના હાથમાં કાગળ અને સુતળી બાંધેલ જેવો એણે રાખી મૂકયો હતો તેવો મૂકયોઃ આલ્બમ કબાટમાં પાછું મૂકયું.

વિશ્વનાથ બોલતો બંધ થઇ ગયો. એ થઇ ગયો જ. ત્રિવેણીની સાથે ચર્ચામાં ઉતરી શકે એવો સ્વતન્ત્ર રીતે બંધાયેલ એનો પરિ-ચય હતો નહિ. ત્રિવેણી પણ મૂંગી જ બેઠી. અને અંતે વગર બોલ્યે જ વિશ્વનાથ ઉઠ્યો.

ઘર બહાર નીકળી એણે એકવાર પાછું જોયું. ત્રિવેણી બારણા સુધી આવી હતી ! એણે નમસ્કાર કર્યાં. વિશ્વનાથે સામે કર્યાઃ અને ફરી આવવાનું રિવાજ મુજબનું આમં-

ત્રણ પણ સાંભળ્યા વગર એ ચાલતો થયો. એને માટે આ ઘર હંમેશને માટે બંધ થયું દેખાયું.

ત્રિવેણી પણ ઘરમાં આવી બેસી ગઈ. અને ઘણીવાર સુધી બેઠી રહીઃ એને એક જ વિચાર આવી રહ્યો હતોઃ યશોમતીએ 'આ માણસનું અડપલું કેમ સહ્યું? અને જો એક વાર સહેવાયું–કશા પણ ડંખ વગર–તો એ કેટલાં અને કોનાં ન સહી શકે?'

એની વિચાર નિદ્રા અંતે યશોમતીની નોકરડીએ તોડી. એ એની દીકરીને તેડીને ત્રિવેણી પાસે જ આવી હતી.

"ત્રિવેણીબ્હેન, હું તમારી પાસે એક કામે આવી છું. મારા પર ઉપકાર કરશો?"

"શું છે?"

"બાપા બિમાર રહે છે. એટલે અચલબા એક વાર કહેતાં હતાં કે તમારે માણસ રાખવું છે."

"પણ તમે તો સુંદરલાલ શેઠને ત્યાં છો ને?"

"હું તો છું; પણ આ મારી દીકરી તમારે ત્યાં રહેશે જો રાખશો તો. બાને કહ્યું તો કહે કે બ્હેનને પૂછી જુઓ."

"બા એમ કહે છે? જો કાંઈ પુખ્ત ઉમરનું હોત તો ઠીક પણ આ હીરા રહી ન્હાની ઉમરની એટલે પછી બાને રાજી રાખે કે કેમ એ વિચારવા જેવું! એટલે જ કદાચ એણે એમ કહ્યું હશે!"

'બ્હેન, મારા કરતાં તો હીરા વધુ સારૂં જાળવશે. હું તો હમણાં મહિના બે મહિનાથી દિન દિહાનું ભાનેય ભૂલી ગઈ છું. અમારે ત્યાં મોટી બ્હેન આવ્યાં ત્યારથી!"

"કેમ, બહુ કામ રહે છે?"

"કામનો આરોચારો તો નહિં પણ બહુ આભડછેટ. વાંઝીયા બ્રાહ્મણનો આપણો અવતાર, પણ શું કરીએ, પેટ ભરવું છે એમાં કાંઈ ચાલે?"

"હોય, વસ્તારી ઘરમાં ક્યાંથી પળાય બધું."

"બધું વસ્તારી ઘર. મારે તો આ જુવાન દીકરી–એની એક બાજુ ઉપાધિ અને એક બાજુ એને કામમાં જોડ્યા વગર પૂરૂં ન થાય."

"મને હરકત નથી, જો હીરા અહિં રહે તો, પણ એણે બધું બાની તબીયત પ્રમાણે કરવું પડશે. કરીશ તું હીરા?"

"કાં નહિં કરૂં બ્હેન, મારે પણ કાંઇ છૂટકો છે! મા એકલી કેટલા દહાડા કરશે!"

"તે તું અહિં કેટલોક વખત રહેવાની છો?"

"હીરાએ જવાબ ન આપ્યો. એની આંખમાં તો પાણી ચાલતાં થયાં હતાં.

"શું છે? હીરા! રડે છે, શું કરવા?"

એની મા પણ આંખો લૂંછતી હતી. કોઇએ જવાબ ન દીધો.

"શું છે તમને બેયને! રડો કાં તમે! તમને કોઇએ કાંઇ કહ્યું? કોઇએ કોચવ્યાં? શું થયું?"

"બ્હેન કરમ અમારાં. હું તો કેટલાંય વરસથી સુંદરલાલ શેઠ ભેળી છું–આ હીરા ચારેક વરસની હતી અને એના બાપા ગુજરી ગયા ત્યારથી ભેળાં રહેવા માંડયા. હીરા મ્હોટી થઇ યશોમતીબ્હેન ભેળીઃ મુક્તાબ્હેન પરણ્યાઃ પછી એને પરણાવી. એમાં પાડ ન હુબાણ્ટો. પણ હીરાને મુક્તાબ્હેને પરણ્યા પછી એને ઘેર તેડાવી, એટલે અહિંથી મોકલી. પછી એનો વર ત્યાં ગયેલ. કોણ જાણે ગયો હતો તો શું કામે પણ એણે ત્યાંનાં હાલ હેવાલ જોઇ મને કાગળ લખ્યો કે તમારી દીકરીને તમારે ત્યાં રાખોઃ મારે એની વહેલ બાપડી

ન જોઈએ, હવે નથી તેડતો. " આણું જ ન વાળ્યું ને ?"

" તમે એને સમજાવોને ? "

" શું સમજાવું બ્હેન ! સમજ્યો સમજે એમ નથી ! આંહી આવી ગયો ચાર પાંચ વાર કામકાજે પણ એના ઓળખીતાને ત્યાં ઉતરે અને અમારે ત્યાં આવી તપાસ કરી જાય. અમારે ત્યાં તો આઠેય પહોર ઠીઠીયા ઠેળી ચાલતી હોય ! આ છોકરી પણ એમાં કયાંક કામ કરતી હોય કે ફરતી હોય. એટલે પાછો ભાગે. ને વળી કાગળ લખે ! "

" ભલે અહિં રાખો હમણાં. પણ બા સાથે ઠરઠરાવ કરી લેજો પ્રથમ ! "

" મારે તો કાંઇ ઠર નથી કરવો ને ઠરાવેય નથી કરવો. જો એનો વર તપાસ કરે અને આંહિ દેખે તો તેડી જાયઃ અને કદી ન તેડી જાય તોય અમારા માથેથી ચિંતા કેટલી ઓછી થઇ જાય. અમે ગમે તે હોઇએ પણ અત્યારે તો નોકરને ! અમારૂં નોકર માણસનું ઓઢણું ખરાબ છે બ્હેન. "

" તે તમને કોઇ હેરાન કરે છે ? "

" કરે જ ને. હીરા, તુ બા પાસે જા. હું હમણાં આવું છું. "

હીરા ઉઠી અચલબા પાસે ચાલી ગઇ

" બ્હેન કોને વાત કરીએ ! અમારૂં તો હવે ઘર વંઠી ગયું છેઃ મ્હોટી બ્હેન ભણતાં તે દિવસનાં મારા હાથમાં આ મોટાં થયાં છે. તે દહાડે તો કાંઈ ન્હોતું. પરણ્યાને ફાટ આવી ભણતાં ત્યારે છૂટથી હરે ફરે તે અમે જાણીએ કે ભણે એ તો એમ ફરે ભણતરમાં કાંઇ વિકાર હોય ? પણ હવે તો તોબા બ્હેન ! છોકરીનો વરેય કોણ જાણે શું દેખી આવ્યો તે છોકરીની પનોતી બેસી ગઈ હમણાં અહિં આવ્યાં છે પણ હું તો વિચાર કરૂં કે સુંદરલાલભાઇ અને નંદુભાઇ કેમ દેખી શકે ? નોકરચાકર, આવ્યું ગયું, જે હોય તેની સાથે હાથચાલાકી જ. ન્હાનાં બ્હેન છે એ પણ શીખી ગયાં ! રામશંકર મુખીયાનો વિસુ અને મોટા દાકતરનો કાન્તી-પાપ બાંધીએ છીએ, બ્હેન, એ ભગવાન માફ કરે-બેય બારે પહોર આ બ્હેનું ભેળાને ભેળાઃ એમાંય વિસુ ! કાન્તિભાઇ તો બિચારા ચાલ્યા જાય, પણ તોબા વિસુથી. એમાં ભોગ અમારી હીરાના; રહેવાયેય નહિ ને સહેવાયેય નહિ. પરમ દિવસે સાંજે, કોણ જાણે કામ તો શું હશે, પણ વિસુ મારી ઓરડીમાં આવ્યો હીરાને બોલાવવા; એમાં કોણ જાણે શું કરવા પણ છોકરીએ વિસુને દીઠા ભેળું ખીંટીએ ઝોળણામાં વેલણો હતાં એમાંથી એક તાણીને એવું સરોટી લીધું કે જાય ભાગ્યો. ન કોઇ બોલે ને કોઈ ચાલે; છોકરી જાણે જાણતી જ નથી. ઘરમાંય કાંઇક સળસળાટ થયો નહિ. પણ એવા વંઠેલ માણસનો શું ભરોસો, બ્હેન ? બે જણાં ઉભાં રહી આપણી આબરૂમાં પગ નાખે તો શું વાર ? મને થયું કે હીરાને આંહી રાખું. બાપા છે તે મરદ માણસ, ચામડું ચીરી નાખે. કોઇ ગ્રાહિતનું પણ જો ઉંચી આંખે જોવાઇ જાય તો ! આમ છે. હવે જો તમે ઉપકાર કરો અને બચાવો તો થાય. "

" ભલે, પણ તમે આ બાને નથી કીધું તે ? "

" અરે માડી ! હું બોલી નાખું તો પછી ઉભવાય ધે ! બાપાને તમારે કહેવું હોય તો કહેજો. "

" ભલે. પણ ઠરઠેરાવ તો કરી આવો. ચાલો હું ભેળી આવું. "

બન્ને અચલબા પાસે ગયાં, અને હીરાને સાથે રહેવા નક્કી થયું.

રાત્રે ત્રિવેણીએ પ્રભુલાલને બધી વાત

કહી; ને હીરાને રાખી લીધી એમાં પ્રભુલાલે અનુમતિ આપી.

થોડીવારે એણે મનમાં ને મનમાં સવાલ જવાબ કર્યા: "દુનિયા આવી જ હશે ?–હશે તો આવી જ."

"શું કહ્યું, કાકા !"

"દુનિયાં આવી જ હશે ?"

"કેવી ?"

"નાલાયક !"

"કાકા, આ ક્યાં નાલાયકી ઠરી: લાયક અને નાલાયક બેય દેખાણાંને ?"

"નાલાયકને નાલાયક મળી રહેતાં હશે ત્યારેજ એઓ ધંધામાં આગળ આવતા હશે ને !"

"તેમ લાયકે લાયકનો સારો મેળ ખાતો હશે ત્યારે લાયક રહેવાનું ય માણસને સૂઝે ને ?"

"તારી વાત સારી છે. પણ લાયક રહેવું બહુ મુશ્કેલ છે !"

"એતો જેવા સંસ્કાર !"

"વાંધો જ સંસ્કારનો છે ને ? સૈકાઓ થયાં એવા સ્વાર્થી, દ્વેષી, નબળા સંસ્કાર પડયા આવે છે કે હવે તો લાયકીનું ધોરણ જ બદલી જવા માંડ્યું."

"પરાજીત પ્રજા ઉપર જે ન થાય એ ઓછું !"

"ના ત્રિવેણી, પરાજીત પ્રજા ઉપર આ પાપ છે એમ માનવામાં મોટી ભૂલ થાય છે. પ્રજા પરાજીત જ ત્યારે બને છે કે જ્યારે એ પોતાનું ધોરણ હળવું પાડી સ્વાર્થમાં, દ્રવ્યમાં, શારીરિક તૃપ્તિમા રાચવા માંડે ?"

"એ તો ખરૂં !"

"અને એકવાર એ ધોરણ દાખલ થયું પછી ઉન્નત ધોરણ લઇ આવવું એ તો પડયા પછી ઉઠવું એવું જ મુશ્કેલ. નબળા માણસને તો સબળા થવાનો–એટલે સબળા દેખાવનો–એટલો મોહ રહે છે કે એમ દેખાવા એ નહિ એવાં આચરણ કરે ! એને કશું આડે ન આવે ! દ્રવ્ય, દેહ, દેશ, કુળ, ધર્મ, કશુંયે વેચતાં એને શરમ નથી લાગતી; અને કદી એમ કરવા એકાદ વાર સબળાઈ દેખાયાનો ભ્રમ થયો તો પછી એ હીણતાભર્યાં કાર્યોમાં એ માન લેવા માંડે !

ત્રિવેણી સાંભળી જ રહી.

"ચારે બાજુ આ વિષભર્યું વાતાવરણ પ્રસરી રહ્યું હોય એમાં તો ક્યાંથી ટકાય ! બહેન, આ વખતે તો ઇશ્વર લાજ રાખે તો રહે !"

ત્રિવેણીએ જવાબ ન આપ્યો. એકાએક પ્રભુલાલને બીજો વિચાર આવ્યો; "બહેન, તું હીરાને તો સારી રીતે ઓળખે છે ને ?"

"હા."

"ઠીક."

"કેમ પૂછ્યું એ ?"

'હું વહેમી છું. એમ થયું કે હીરા સુંદરલાલના ઘરનાંની ઓઠ્ઠી તો ન આવી હોય !"

"એમ શું કરવા કરે ?"

"મ્હારે અને વિશ્વનાથને હવે નથી બનતું એ તને યાદ છે ને ?"

"એ કેમ ભૂલું !"

"શું કરવા નથી બનતું એ તો નહિ ભૂલી હો !"

"એ પણ કેમ ભૂલાય !"

"અને વિશ્વનાથ પડયો પાથર્યો સુંદરલાલને ત્યાં રહે છે !"

"એથી શું ?"

"કાંસો તું હજી ભોળી છે !"

"કાકા તમે પણ વહેમાશો ! હું તમને પણ પેટમાં વાત રાખા કરૂં ?" ત્રિવેણી ગળગળી થઇ ગઇ.

"બહેન, તું ભોળી હો તો એ ભોળપણ કાઢી નાખવા યત્ન કર. એ લોકો તને

ફસાવવા, અગર આપણા ઘરની આબરૂ ધૂળ કરવા કદાચ ન મોકલતા હોય એ જોઈ લેવું જોઈએ. "

" કાકા, હું હજી બીજી વાતમાં નથી સમજતી ! "

" કિન્નાખોર હલકાં માણસોને એ ગણત્રી નથી રહેતી કે એ શું પગલાં લે છે અને ક્યાં ઘા કરે છે; કદાચ એ આપણી કોઈની કોઈ અફવા ફેલાવે. હીરાને આપણે ત્યાં આવી હેરાન કરી જાય, અને આપણું નામ બદનામ થાય. "

ત્રિવેણી સમજી શકી કે કાકા માત્ર અનેક સંભવિત રસ્તાઓની જ વાત કરે છે.

" કાકા, એક વાત કરું ? મારો વિચાર થોડા દહાડા પછી હીરાના વરને બોલાવાનો છે. "

" એમાં શું હરકત ! જો બને તો સારૂં, હું પણ બે શબ્દ કહેવા લાગીશ. કેવી છોકરી નમણી દેખાય છે ! બિચારીને એનું રૂપ નડ્યું. રૂપને લીધે એના વરને શંકા થઈ, રૂપને લીધે બીજાઓને મોહ થયો. ગમે એમ પણ આપણે તો હવે એને બરાબર જાળવવાનું જ રહ્યું ! મોનાને તેં કહ્યું છે ને કે લડી ન પડે ! "

" હું પોતે મ્હારી બ્હેન જેવી રાખું પછી શું ? મોનો એમ થોડો લડી પડવાનો છે !"

હીરાએ તે દહાડેથી પ્રભુલાલના ન્હાના કુટુંબમાં પોતાને ઉમેરી.

[ આ વાર્તાનાં વધુ રસિક પ્રકરણો આવતા અંકે ]



## [ ૧ ] જો હિંદ અહિંસા છોડશે તો

હિંદુસ્તાન એ એકજ એવો દેશ છે જે અહિંસાની કળા શીખી શકે એમ છે અને આ ઘડીએ પણ જો કસોટી કરવામાં આવે તો કદાચ હજારો સ્ત્રીપુરુષો એવા મળી આવે જેઓ જુલમગારની સામે મનમાં દ્વેષ સેવ્યા વગર હસતે મોઢે મોતની ભેટ કરવાને તૈયાર થાય એ વિશાળ જનસમુદાયો આગળ ભાખણું આપ્યા છે અને એમને ફરી ફરીને કહ્યું છે કે એમને પારાવાર કષ્ટો સહેવા પડશે કદાચ ગોળીએ વિંધાવું પણ પડશે સરહદના સૈનિકોને જેવી હાડમારીઓ વેઠવી પડે છે તેવી જ હાડમારીઓ ને યાતનાઓ મીઠાના સત્યાગ્રહ વખતે હજારો સ્ત્રીપુરુષોએ સહન નહોતી કરી શું ? હિંદુસ્તાનને જો એ રીતે ચડાઈ લાવનારની સામે લડવું હોય તો જે શક્તિનું પ્રદર્શન અત્યાર સુધી થયું છે એથી જુદા પ્રકારની શક્તિની જરૂર પડવાની નથી, માત્ર તેનો પ્રયોગ ઘણા વધારે વિશાળ પાયા પર કરવો

મહાત્મા ગાંધીજી

યુગપ્રવર્તક મહાત્મા ગાંધી ! એક રાષ્ટ્ર તરીકે અને સર્વ દ્રષ્ટિબિંદુઓ નજર સમક્ષ રાખતા 'હિંદ' નું નામ બોલતા જ તરત જ આપના એક પલકારામાં મહાત્મા ગાંધીજીની મુઠીભર હાડકાંના માળખા અને હાડપીંજરસમી છતાંયે વિરાટ માન વમૂર્તિ દ્રષ્ટિસમીપ ખડી થશે સુકલકડી, દાંત વિનાના, પવનના સપાટે ખેંચાઈ જનારા આ આધુનિક યુગપ્રધાન મહાત્મા ગાંધી આ દેશના કરોડો માનવીઓના આત્મિનો અજબ પડઘો છે સૌંદર્યવાન ભલે એ કદરૂપતા પર હસે, મુડીવાદીઓ ભલે એના દારિદ્ર્ય પર મલકે કટાક્ષમય દ્રષ્ટિ ફેંકે વજ્રદેહધારીઓ ભલે એના માયકાંગલા દેહને ક્ષુદ્રક દ્રષ્ટિથી જુએ, પણ મહાત્માજીમાં એવું તે શું છે જેનાથી એના નામ માત્ર આગળ શહેનશાહો અને સરમુખત્યારોના નામ ઝાંખા પડી જાય છે ? એનું કારણજ વિશ્વપ્રેમ

સરોજીની નાયડુ

ગાંધીજી વિશ્વવિભૂતિઓ સબંધના તમામ ખ્યાલોથી અનોખા છે તેઓ સરમુખત્યારોમાં અલગ તરી આવે છે તેઓ નિરાશ ને બરહિનજ ફરે છે એમનું શ્રેષ્ઠ રક્ષણ પ્રેમ જ મુત્સદ્દીગીરી ને કારોબારના આજના તરંગોને તેઓ પડકારે છે તેમણે હિંદ સમક્ષ નવીન તાકાતના સર્જન કર્યા છે. મશીનગનો રાઈફલોની એ તાકાત નથી પણ એ તાકાત મનુષ્યમાં રહેલી છે જેને કોઈ કચડી શકે એમ નથી હું તેમની ૭૧મી જન્મ જયંતી પ્રસંગે બોલું છું એજ સિદ્ધ કરે છે કે એમના પ્રયાસો નિષ્ફળ ગયા નથી આ અંધકાર સાથે પણ એમની હાકલ માનવ હૃદયમાં વેદના જગાવે છે ને વિશ્વ માટે નવો માર્ગ ખોલે છે.

કમળાદેવી ચટ્ટોપાધ્યાય

( લંડન રેડીઓ પરથી મહાત્માજીની ૭૧ મી જયંતિ નિમિત્તે સંદેશ )

## [ ૨ ] માતાનું કરારનામું

હાલમાં જાગૃત પ્રજા પોતપોતાના કરારનામા જુદા જુદા દ્રષ્ટિબિન્દુથી કરે છે સમસ્ત રાષ્ટ્રનું કરારનામું હોય કે કિસાનોના કરારનામા, કામદારના કરારનામા, વિદ્યાર્થી વર્ગના કરારનામા થયા છે આનો અર્થ એટલો છે કે સહુને પોતપોતાના હકનું ભાન થવા માંડ્યું છે અને તે હક જાહેર કરવા માટે કરારનામા નક્કી કરવામાં આવે છે. સમાજની પુનર્રચના થતી હોય ત્યારે આ વસ્તુની આવશ્યકતા છે

હાલમાં નેશનલ પ્લૅનીંગની વાત ચર્ચાય છે, અને સ્ત્રીઓના પ્રશ્ન માટે ઇલ્હાબાદી સમિતિ આ બાબતની નીમવામાં આવી છે તે પ્રસંગે માતાએનું કરારનામું—જે થોડા વર્ષ ઉપર આતરૂ-

રાષ્ટ્રીય વીમેન્સ કાઉન્સીલ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું હતું તેનો પુનરૂદ્ગાર અપ્રસ્તુત નહિ ગણાય એમ ધારી નીચે આપ્યું છે:

જગતના ૪૦ દેશની ચાર કરોડ સ્ત્રીઓનું પ્રતિનિધિત્વ ધરાવતી -' ઇન્ટરનેશનલ કાઉન્સીલ ઑફ વીમેન ' પ્રથમ પોતાનું સૈદ્ધાન્તિક મન્તવ્ય રજુ કરે છે કે સમાજનો મુખ્ય પાયો તે કુટુંબનું મહત્ત્વ છે. સ્ત્રીઓ માતૃત્વ સ્વીકારે તેને અંગે અમુક કર્તવ્ય અને જવાબદારીઓ તેમના ઉપર રહે છે તે કારણને લઇને તેમના કેટલાક નિર્વિવાદિત હક્ક પ્રાપ્ત થાય છે.

૧. દરેક માતાનું અને તેનાં સંતાનોનું આરોગ્ય સુરક્ષિત રહે એવી પરિસ્થિતિ હોવી જોઇએ. માતાને પ્રસુતિ પહેલાં તેને લગતી સુચનાઓ મળવી જોઇએ. પ્રસૂતિ સમયે તેને શકય તેટલી સરળતા મળવી જોઇએ, તેમજ નિવારી શકાય તેટલી પીડા દૂર કરવી જોઇએ. આને પરિણામે તંદુરસ્ત સંતતિ ઉત્પન્ન થઇ શકશે.

૨. પોતાના જીવનની રહેણીકહેણીનું ધોરણ કોઇપણ પ્રકારે હોય તેના કરતાં ઊતરતા પ્રકારનું ન થાય એ રીતે દરેક માતા સંતતિનું પોષણ કરી શકે અને સંભાળ લઇ શકે એટલી સવડ એને મળવી જ જોઇએ

૩. પોતાની સંતતિની કેળવણી અને ભરણ-પોષણ મેળવવાનો દરેક માતાને હક હોવો જોઇએ.

(ક) પરિણીત સ્ત્રીનો એટલો હક હોવો જોઇએ કે પતિની આવકમાંથી કુટુંબના ભરણપોષણ માટે પૂરતો, અને ચોક્કસ હિસ્સો તેને મળવો જ જોઇએ.

માતા કુમારિકા હોય, ત્યકતા હોય, કે તેણે છુટાછેડા મેળવેલા હોય તો પણ બાળકના પિતાએ સંતતિની જવાબદારીનો સ્વીકાર કરવો જ જોઇએ. અને તેની કેળવણી ને ભરણપોષણનો ખર્ચ આપવો જ જોઇએ.

(ગ) જો પિતા ના આપે, તો સમાજે બાળકની કેળવણી અને પોષણ માટે માતાને યોગ્ય મદદ આપવાની બાંહધરી આપવી જોઇએ અને છતાં તેના નાગરિક તરીકેના હકમાં કોઇ પણ પ્રકારે હ્રાસ આવવો ના જોઇએ.

૪. કાયદા પ્રમાણે બાળક ઉપર જેટલો પિતાનો હક હોય છે તેટલો જ માતાનો હક હોવો જોઇએ.

૫ પોતાના દેશની પરિસ્થિતિ અને જીવન સુધારવા અને પોતાની સાહજિક અસર કરવાનો દરેક માતાને હક હોવો જોઇએ. કારણ કે પોતાની સંતતિનું હિત તેમાં સમાએલું છે.

પુરૂષની માફક જ સ્ત્રીઓને મતાધિકાર, અને જાહેર જીવનમાં ભાગ લેવાની તક મળે તો ઉપરની વસ્તુ શકય બને.

શારદાબહેન મહેતા

---

યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે રમન્તે તત્ર દેવતાઃ ।
એ ભગવાન મનુનું સૂત્ર છે. એથી ઉલટું જ્યાં સ્ત્રીઓનો અનાદર થાય છે ત્યાં સર્વ કાર્યમાં નિષ્ફળતા સિવાય બીજું કંઇજ અનુભવાતું નથી.

સૌ. ડાહીબેન દેસાઇ

સંયુક્ત કુટુમ્બની ભાવનાનો મહામંત્ર આત્મભોગ છે. એ આત્મભોગની ભાવના યથાશકિત એકત્ર કુટુમ્બમાં ખીલી શકે છે. વ્યકિતગત દુઃખના સમયમાં બહોળા કુટુમ્બમાં હોવાથી પૂરતું આશ્વાસન મળે છે. પરસ્પર મદદ પણ મળે છે. આર્થિક, સામાજીક અને ધાર્મિક ઉન્નતિ પણ કરી શકાય છે. તેમજ સદાચારતા અને સહકારતા, સહનશીલતા અને સહિષ્ણુતા તથા ક્ષમા અને શાંતિ જેવા ઉચ્ચ ગુણો પણ સંયુક્ત કુટુમ્બોમાં રહેવાથી વધારે કેળવાય છે.

સૌ. ડાહીબેન દેસાઇ

અવિભક્ત કુટુમ્બ ભાવના આળસ અને નિરુદ્યોગની પોષક હોય તો વિભક્ત કુટુમ્બ ભાવના પણ સ્વાર્થ અને દ્રોહની પોષક છે: અને આશ્રયને અભાવે ઘણી અમુલ્ય શક્તિ બીજરૂપેજ રહી જાય છે; ઘણી સુંદર અને અમૃત સરખી વેલ્યો જમીન ઉપર વગર પાંગર્યે નષ્ટ થઇ જાય છે.

આચાર્ય આનંદશંકર ધ્રુવ

આપણા જુના વખતમાં સંયુક્ત કુટુમ્બની સંસ્થા સમાજમાં હતી. તેમાં જીવનની હાડમારી ન્હોતી. આવવા જવાનાં સાધનોના અભાવે કાર્યક્ષેત્ર નાના હતાં. આનું પરિણામ એ આવ્યું કે એકજ કુટુમ્બમાં સગાં, સંબંધીઓ, વિધવાઓ, ગરીબો, અને અનાથનું પોષણ થઇ શકતું વિદ્યાર્થીઓને મદદ આપી શકાતી અને જીવન બહુ પ્રવૃત્તિમય ન હોવાથી એકબીજાને સારે માઠે પ્રસંગે મદદ પણ થઇ શકતી.

હવે જમાનો એવો આવતો જાય છે કે આપણી પ્રાચીન કુટુમ્બની વ્યવસ્થા તુટતી જાય છે. તેમાં જે સાચવવાનું છે તે એજ કે આપણી પ્રાચીન આર્ય ભાવનાના સારા સંસ્કાર ન જાય.

—પ્રાથમિક કેળવણી લેવાને કન્યાએ સંયુક્ત કુટુમ્બમાં પરોવાવું જરૂરનું છે. કુટુમ્બમાં રહેવાથી સ્વાર્થત્યાગ, આત્મભોગ, સહનશીલતા અને સેવાધર્મ આપોઆપ શીખાય છે.

સ્વ. ચૈતન્યબાળા



**શ્રી વિઠ્ઠલ કન્યા કેળવણી મંડળ :** તા ૨-૧૦-૩૯ થી તા ૧૦-૧૦-૩૯ સુધીના દિવસોમા ગાંધી જયંતિ ઊજવી હતી ગ્રામ ઉદ્યોગોનુ અને સ્વદેશી સાધનોથી ગાંધીજીના જીવન પ્રસંગોનુ તથા સૂત્રોનુ એક પ્રદર્શન ગોઠવ્યુ હતુ રેંટીઆ બારસે બાર કલાક અખંડ રેંટીઓ તેમજ પીંજણ ચલાવ્યા હતા

જયંતિ નિમિત્તે વિદ્યાલયમા ૬૫૦,૦૦૦ તાર સુતર કંતાયુ હતુ

જુદા જુદા વિદ્વાન વક્તાઓએ જુદા જુદા વિષયો પર ભાષણો આપ્યા હતા

આ કાર્ય પાર પાડવામા શ્રી શારદાબેન મજમુદારનો અથાગ શ્રમ હતો

**લગ્નમાં જુલમ.** ગુજરાતી ૭ ચોપડીનો અભ્યાસ કરેલી બેન દયાગૌરીને તેની મરજી વિરુદ્ધ એનાથી ઓછુ ભણેલા માણસ ભવાનીશંકર સાથે પરણાવી. આ માણસને ભીંડાઈની દુકાન હતી.

વિદ્યાનુ કલંક કેમ સહ્યુ જાય એવા વિચારે બાઈને ઘીની કરી મુકી હતી અને પોતે પોતાના માબાપોને જણાવ્યુ પણ હતુ કે જો એની મરજી નથી છતા જો એને પરણાવશો તો માઠુ પરિણામ આવશે. આ ધમકીને ન ગણકારતા તેનુ લગ્ન તેના માબાપે કર્યું

લગ્ન પછી થોડા મહીને તે પતિગૃહે આવી પણ આઠ દિવસ રહેતા તેને બીલકુલ ચેન ન પડ્યુ તે પીએર ગઈ પણ ત્યા માબાપે તેને પાછી ત્યા ધકેલી

ત્યા ગયા પછી ગાસલેટ છાંટી આ બાઈએ આપઘાત કર્યો છે.

આશા છે કે માબાપો બળજોરીથી દીકરીઓને પરણાવશે નહિ

**શાંતાબાઈ** નામની સુશીલ સ્ત્રી કોટા સ્ટેશનની રહેવાસી બાઈ એના પતિનુ મરણ એના લગ્ન પછી બે વર્ષે થયુ નિરાધાર અવસ્થામા બીમારીને કશો ઉપાય ન સુઝ્યો તેથી એણે મુંબઈ તરફ જવાનુ પસંદ કર્યું અને ત્યા મરદનો વેશ ધારણ કરી રસોઈઆ તરીકે જીંદગી શરૂ કરી થોડા વખતમા તે નોકરી છુટી ગઈ પછી એને રહેવા ખાવાના સાંસા પડવા લાગ્યા નોકરીની શોધમા ફરવા લાગી મુંબઈમા કંઈ પત્તો ન લાગતા બીજે ગામ જવા નિશ્ચય કર્યો પૈસા ન હોવાને કારણે વગર ટીકીટે મુસાફરી કરવા બેઠી પરંતુ તે પકડાઈ ગઈ અને મેજીસ્ટ્રેટ સમક્ષ કેસ ચાલ્યો તેને વગર ટીકીટે મુસાફરી કર્યાના ગુનાબદલ એક અઠવાડીયાની જેલ મળી

જેલમા તેને પુરુષનો પોષાક આપતા રડીપડી ત્યા તેણે જણાવ્યુ કે તે સ્ત્રી છે. ડોકટરી તપાસ કરાવતા તે ખોજ નીકળી. બીચારી, સ્ત્રી જાત !

**ધી નેશનલ પ્લાનીંગ કમીટી** અર્થાત રાષ્ટ્રનિયોજન સમિતિ, આ સમિતિના પ્રમુખ પંડીત જવાહરલાલ નહેરૂ છે આ સમિતિએ એક નાની સમિતિ સ્ત્રીઓની નીમી છે આ સ્ત્રીઓની સમિતિનુ કામ ' સંયોજિત અર્થકારણમા સ્ત્રીઓનુ સ્થાન તપાસી યોજના ઘડવાનુ છે આ સ્ત્રીઓની સમિતિના પ્રમુખ શ્રી લક્ષ્મીબાઈ રાજવાડે છે ગુજરાતની માહિતી મેળવવા ગુજરાતના કેટલાક બહેનોનુ કાર્યકર્તા મંડળ સ્થાપ્યુ છે

ગુજરાતના આ મંડળના પ્રમુખ લેડી વિદ્યાગૌરી નીલકંઠ છે મંત્રી કુ મૃદુલાબેન સારાભાઈ છે અન્ય સભાસદોમા શ્રી ઇન્દુમતીબેન શેઠ શ્રી મંદાકીની ત્રિલોકકર, શ્રી તુરિમતા મેઢ, શ્રી ચિત્ત શાંતિ દીવાનજી, અને શ્રી મંજરાબેન દેસાઈ છે.

ગુજરાત માટે પ્રશ્નાવલી કાઢી છે તેમા નીચેની સાત બાબતોના ખુલાસા માગ્યા છે

૧ સામાન્ય સ્ત્રીઓનુ સામાજિક આર્થિક અને કાયદામા સ્થાન

૨ કુટુંબજીવન અને સંબંધો

૩ માતૃત્વ, વારસો અને લગ્ન.

૪ ઔદ્યોગિક ક્ષેત્રમા રોકાયેલી સ્ત્રીઓના કામની નોકરીમા શરતો

૫ સ્ત્રી અસર કરતા સામાજીક રીતરીવાજો અને રૂઢિઓ

૬. યોગ્ય તાલીમના પ્રકારો અને રીતો.

૭. સ્ત્રીઓને લગતા પ્રકીર્ણ પ્રશ્નો.

**કુ. એરીઠ વોરીસ :** આમસ્ટરડામમાં યુવક પરિષદ મળી હતી. એરીઠ વોરીસને લાહોરથી પ્રતિનિધિ તરીકે મોકલ્યાં હતાં ત્યાં હાજરી આપી તેઓ પાછાં ફર્યાં છે

**ડૉના રેશેલ :** એ ઇટાલીના શાસક મુસોલીનીનાં પત્નિ છે. તેમનો સ્વભાવ, આવડત અને રહેણી કરણીની સાદાઇ એ બધાંથી મુસોલીની એટલો બધો અંજાઇ ગયેલો છે કે તેની આગળ બીલાડી જેવો થઇને રહે છે અને ડૅાન રેશેલ તેના ઉપર શાસન કરે છે.

**કુ. સ્વેટલીનાન :** એ રશીયાના પ્રમુખ સ્ટેલીન–જેને લોખંડી હૃદયનો માનીએ છીએ. જે હીટલરને હતાશ બનાવે છે. જેનાથી યુરૂપ ડરે છે. એવા મહાન મુત્સદ્દીની દીકરી છે ઉ. બાર વર્ષની છે.

આ બાળા સામાન્ય લોકોની માફક નિશાળમાં ભણે છે. સોવીયટ રશીઆની સેવિકા છે પોતાના પિતાને ખુબ ચાહે છે. એવી ચકોર છે કે સ્ટેલીનને બીજી છે કે તે મોટી થવા પામશેજ નહિં. જો મોટી થશે તો રશિઆની કાબેલ સેવિકા થશે એવું મનાય છે.

આ બાળાના મધુર આકર્ષણને લીધે તે સ્ટેલીન પર પ્રભુત્વ ધરાવે છે અને જ્યારે પીયાનો વગાડે છે ત્યારે સ્ટેલીન સર્વ ચિંતાઓ ઘડીવાર માટે ભૂલી જાય છે.

જીંદગીનું સુખ આ બાળાના સમાગમ હોય છે ત્યારે અનુભવે છે. સરમુખત્યાર સ્ટેલીન ઉપર સ્વેટલીનાનું સામ્રાજ્ય છે.

**બાલિકાઓની અને બાળકોની કેળવણી સરખીજ હોવી જોઇએ :** મધ્યપ્રાંતના કેળવણી પ્રધાન શ્રી. એસ. વી. ગોખલેએ નાગપુર સેવાસદનના વાર્ષિક સંમેલનના પ્રમુખસ્થાનેથી બોલતા જણાવ્યું હતું કે બાળકોને અને બાલિકાઓને લગભગ સરખીજ કેળવણી આપવી જોઇએ.

સૌ. હંસાબેન મ્હેતા હાલમાં ખુબ પ્રવૃત્તિમાં છે; કાલોલમાં ભરાયેલા ખાદી પ્રદર્શનની ઉદ્‌ઘાટન ક્રીયા સૌ. હંસાબેન મ્હેતાને હાથે થઇ હતી.

ભાવનગરમાં શ્રી. હંસાબેન મ્હેતાની હાજરીમાં સ્ત્રીઓની સભા થઇ હતી.

અમરેલીમાં પ્રદર્શન હંસાબેનને હાથે ખુલ્લું મુકાયું હતું.

અમદાવાદમાં હંસાબેન મ્હેતાના પ્રમુખપણા નીચે એ. ઈ. વિ. કોન્ફરન્સની વાર્ષિક સભા થઇ હતી.

**શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય :** અમેરિકા પહોંચતાં અમેરિકા વાસીઓએ તેનું સુંદર સ્વાગત કર્યું છે.

**કુ. મૃદુલાબેન સારાભાઇના પ્રમુખપણાં** નીચે બાદરણ મુકામે સ્ત્રીઓની સુંદર સભા થઇ હતી. પછી તેઓ બોચાસણ મુકામે ગયાં હતાં. ત્યાં પણ તેમના માનમાં ગામ લોકોએ સભા ગોઠવી હતી. સાથે શ્રી. મોરારજીભાઇ દેસાઇ (માજી. મહેસુલ પ્રધાન) હતા.

અમદાવાદમાં ઘણાં વર્ષોથી ગુજરાત ક્લબ ચાલે છે. એમાં મેમ્બરો તથા તેઓનાં છોકરાં માટે દીવાળીમાં રંજનનો કાર્યક્રમ યોજાય છે. છોકરાં માટે રમતો, પાર્ટીઓ, દારૂખાનું વિ. પહેલાં કરતાં. પણ હાલ કેટલાં વર્ષોથી છોકરીઓના ગરબા સંવાદો વિ. રખાય છે. આ વર્ષે પ્રોગ્રામ ઘણો જ આકર્ષક થયો હતો. તેનું માન તે પ્રોગ્રામ પાર પાડનાર બ્હેન કનકબ્હેન હર્ષદરાય શુકલને આભારી છે. આ બ્હેને આ કાર્યક્રમ ફત્તેહમંદ બનાવવામાં ઘણી જ મહેનત લીધી છે.

**મહિલા ક્રીડામંડળ :** વડોદરામાં ઉપરોક્ત મંડળ ચાલે છે તેમાં મોટે ભાગે દક્ષણી બ્હેનો ભાગ લે છે. આ મંડળમાં બ્હેનો નિયમિત રોજ સાંજે રમે છે. આ બ્હેનો ગયે મહિને ડભ્ભા મુકામે આનંદ માટે ગયા હતાં.

**કર્વે કોલેજ–વડોદરા :** આ કોલેજની બ્હેનો પણ ડભ્ભા મુકામે વિહાર કરવા માટે ગયાં હતાં. ડભ્ભા એ પાદરા પાસે શિકારનું સ્થાન છે અને ત્યાં મોટી ખાડી છે વડોદરાના મહારાજાનું શિકાર સ્થાન છે

ભરૂચના સ્ત્રી મંડળે શરદુત્સવ ઉજવ્યો હતો. આ પ્રસંગે સૌ. હીરમતીબ્હેન મણીલાલ કુરણારાયે ઉત્સવને ફત્તેહમંદ બનાવવા ઘણી જ મહેનત લીધી હતી.




**ગોદાન :** લેખક: સ્વ. પ્રેમચંદજી, અનુવાદક; શ્રી માણેકલાલ ગોવિંદજી જોશી. પ્રકાશક: ગુર્જર-ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ, મૂલ્ય : રૂ. ૨-૮-૦

હિંદી નવલકથા સાહિત્યના ક્ષેત્રમાં સ્વ. પ્રેમચંદજી ઉંચુ સ્થાન ધરાવે છે. અત્યાર સુધીમાં એમની અનેક નવલકથાઓના અનુવાદ ગુજરાતી ભાષામાં થયા છે. આ માસિકદ્વારા વાચકોને એવી એક નવલકથા "ગરીબની ગૃહલક્ષ્મી"નો લાભ ચાલુ વાર્તા તરીકે મળ્યો હતો. સામાન્યતઃ સ્વ પ્રેમચંદજીનું પાત્રાલેખન અને પ્રસંગવર્ણનો ઉચ્ચ કોટિનાં હોય છે, છતાં અમને એટલું તો જરૂર લાગે છે કે આ જમાનામાં એવાં લાંબા વર્ણનો વાચકોને ઘણીવાર કંટાળો ઉપજાવે છે. આ કારણેજ શ્રી. મુનશીની શૈલી વધારે લોકપ્રિય બની છે. અનુવાદ સરળ ભાષામાં થયો છે.

**વીર શાર્દૂલ અને બીજી વાર્તાઓ :** લેખક અને પ્રકાશક: શ્રી. ગુલાબચંદ વલ્લભજી શેઠ. મૂલ્ય રૂ. ૨-૮-૦

આઠ લોકવાર્તાઓનો આ સંગ્રહ આકર્ષક અને રસભરી વાર્તામાં લખાયો હોઇ ગુજરાતના વાર્તા-શોખીન વાચકોમાં જરૂર લોકપ્રિય થાય એવો છે. વાર્તા જમાવવાની કલા શ્રી શેઠને સાંપડી છે એમાં જરાય શક નથી. વીર, શૃંગાર, કરૂણ અને હાસ્ય-રસના આસ્વાદ આપતી આ વાર્તાઓ જરૂર સત્કારાશે. વાર્તાને અનુરૂપ શ્રી ત્રિવેદીનાં ચિત્રો પુસ્તકને વધુ આકર્ષક બનાવે છે.

**સંવાદો :** લેખક: સ્વ. વ્યોમેશચન્દ્ર જ. પાઠકજી. પ્રકાશક : શ્રી. જયમનગૌરી વ્યો. પાઠકજી. મૂલ્ય : રૂ ૧-૦-૦.

સ્વ. વ્યોમેશચન્દ્ર પાઠકજી ગુજરાતી સાહિત્યના એક સિદ્ધહસ્ત લેખક હતા. એમના અકાળ અવસાનથી સાહિત્યને મોટી ખોટ ગઇ છે. એમાં શંકા નથી. એમના અનુગામીને હાથે એમનાં પત્નીએ પ્રકટ કરી ... યોગ્ય રીતે ... શાળાઓમાં ભજવવા માટે એને સર્વથા લાયક ઠેરવે છે.

**યુગદર્શન : (ત્રિઅંકી નાટક) :** લેખક અને પ્રકાશક: શ્રી મૂલજીભાઇ પીતામ્બરદાસ શાહ, વડોદરા મૂલ્ય રૂ. ૧-૦-૦

શ્રી. શાહ ગુજરાતી સાહિત્યના પ્રદેશમાં જાણીતા છે. એમના રાસ "ગુણસુન્દરી"ની વાંચક બ્હેનોને જાણીતા છે. ૧૯૩૧માં આ નાટક લખાયું. કેટલાક મિત્રોએ એક નાટક ભજવવાની ઇચ્છા બતાવવાને પરિણામે એ ભજવાયું. પરન્તુ એ પ્રયત્ન નિષ્ફળ ગયો. ૧૯૩૬ માં એને રંગભૂમિ પર લાવવાનો બીજો પ્રયત્ન પણ સફળ ન થયો. છેવટે આ વર્ષના જાન્યુઆરી માસમાં એ ભજવાયું અને તે પ્રસંગે વાંચક જનતાએ એનાં પુસ્તક-સ્વરૂપે પણ દર્શન કર્યાં. નાટક હેતુ પુરઃસર લખાયું છે; ગુજરાતી જનસમાજના કેટલાક ચાલુ પ્રશ્નો અને પ્રસંગો એમાં ગુંથી લેવાયા છે. સામાન્ય ગુજરાતી રંગભૂમિ ઉપર જે કોટિનાં નાટકો રજુ થાય છે, તેવી જ કોટિનું આ નાટક પણ છે. શ્રી. શાહ જેવા શિષ્ટ લેખક પાસે અમે વધારે સારી કૃતિની આશા રાખી હતી, પણ એમાં અમને નિરાશા મળી છે.

**શિકાર:** લેખક: શ્રી. શ્રીરામ સર્મા. અનુવાદક અને પ્રકાશક: શ્રી. કિસનસિંહ ચાવડા. મૂલ્ય: રૂ ૧-૮-૦.

જન્મે બ્રાહ્મણ છતાં ક્ષત્રિય ગુણો ધરાવતા લેખકે જાતે અનુભવેલા પ્રસંગો અને કરેલા શિકારોનું આ પુસ્તકમાં રસભરી બાનીમાં વર્ણન કર્યું છે. એ બાનીમાં ક્વચિત તત્વજ્ઞાનમાં ઉતરી પડી એમણે બ્રાહ્મણ-ગુણોનું-ખાસ કરીને શિક્ષક તરીકેના પોતાના વ્યવસાય-સિદ્ધ ગુણોનું દર્શન પણ કરાવ્યુ છે. આખું પુસ્તક એક સુંદર અને આકર્ષક નવલ-કથાની ગરજ સારે છે. ભાઇ કિસનસિંહે એનો શુદ્ધ અને સરળ ગુજરાતીમાં અનુવાદ કર્યો છે. જૈનોના સંપર્કમાં આવી સમજ વિનાની અહિંસાનું પાલન કરી કેટલેક અંશે નિસ્તેજ અને ...ય બનેલા ગુજરાતી હિન્દુ સમાજના ઉપલા

પરને પંડિત શ્રીરામ શર્માના જીવનની આ ક્ષાત્ર તેજ-ભરેલી બાજુ કંઇક નવીન પાઠ શીખવશે

**જાતિય વિજ્ઞાન** પ્રકાશક પરમાણંદદાસ પીતામ્બરદાસ, માલીક ધી જનરલ બુક ડેપો મુંબઇ, ૨ મૂલ્ય રૂ ૨ ૮ ૦

જાતિય વિજ્ઞાન-સ્ત્રી-પુરૂષના જનન-અવયવો સંબંધી જ્ઞાન આપવાનો અને દંપતી જીવનના માર્ગદર્શક બનવાનો આ પુસ્તકનો દાવો છે એ દાવો સાચો છે એમ કહેવું મુશ્કેલ છે પુખ્ત ઉમ્મરના સ્ત્રી-પુરૂષો સ્વાનુભવે નહિ જાણતા હોય એવી ભાગ્યેજ કંઇક માહીતિ આ પુસ્તકમાંથી મળશે કાચી ઉમ્મરના સ્ત્રી-પુરૂષોને પુસ્તકનું નામ તે ખરીદવા કદાચ આકર્ષશે અને તેનું વાચન જુગુપ્સા ઉત્પન્ન કરશે આ પુસ્તકના લેખક કોણ છે તે જણાતું નથી. કદાચ પ્રકાશકે તે કોઇની પાસે આમથી તેમથી જરૂરી સાધનો ભેગા કરી તૈયાર કરાવ્યું હશે

**સ્ત્રીઓનો પહેરવેશ** લેખિકા સૌ ઇન્દિરા હીરાલાલ કાપડીઆ મૂલ્ય ૧ ૦-૦

લેખિકા કહે છે " સ્ત્રી-શક્તિ અને પ્રતાપ મા આ વિષય પરત્વે કેટલાક લેખો લખ્યા હતા એ લેખોમા સુધારો વધારો કરી તેમજ કેટલાક નવા વિષયો ઉમેરી આ પુસ્તક પ્રકટ કર્યું " મોટે ભાગે આ પુસ્તક ગુજરાતી સ્ત્રીઓના પહેરવેશને ઉદ્દેશી લખાયુ છે, જો કે ગૌણ અંશે પારસી મહારાષ્ટ્રી વગેરે સ્ત્રીઓના પહેરવેશનો પણ ઉલ્લેખ થયો છે પુસ્તકની ભાષા સરળ અને શુદ્ધ અંક ધારી છે સ્ત્રી વર્ગને પુસ્તક ઉપયોગી થશે

**સામાન્ય ધર્મ યા સાચું કર્તવ્ય** (પુસ્તક ૧ લુ) લેખક શ્રી ચુનીલાલ સા ગાંધી, મોડાસા, મૂલ્ય રૂા ૦ ૧-૦

જનસમાજ સાચો ધર્મ અને કર્તવ્ય શું છે તે ન સમજી શકવાને કારણે ઘણીવાર કામી ઠગ હિંસક થતા પામે છે એવા મનુષ્યોને સાચો ધર્મ સમજાવવા આ પુસ્તિકા લખાઇ છે સર્વ ધર્મોમા સામાન્ય છે એવા નીતિ-વિષયો ઉપરાંત બાળ કેળવણી તેમજ હિન્દુ ધર્મના વર્ણાશ્રમ સંબંધી ગુરૂ-શિષ્યાની કથા-સંવાદ રૂપે ચર્ચા એમણે કરી છે, આ પદ્ધતિ લોકપ્રિય થશે કે કેમ એ શંકાસ્પદ છે સીધો બોધ પાઠ ભાગ્યેજ મનુષ્ય સ્વભાવને રૂચે છે

**રાતુ રૂસ** (ભાગ ૩) લેખક ચંદ્રભાઇ ભટ્ટ પ્રકાશક નવી દુનિયા કાર્યાલય, અમદાવાદ, મૂલ્ય રૂ ૦-૧૨-૦

પુસ્તકનો આ ત્રીજો ભાગ છે એમા રાતા રૂસની વિજયકુચ આલેખાઇ છે ઝારના પતન પછી ધનિકો અને જમીનદારોએ સ્થાપેલા રાજ્યતંત્રના લેનિને કેવી રીતે ભુરચા ઉડાડયા અને તેને સ્થળે કામદારોનું સોવિયેટ રાજ્યતંત્ર સ્થાપ્યું તેની કથા આ ભાગમા આપી છે આ પ્રકારનું સાહિત્ય હિન્દના માનસને, હિન્દની સંસ્કૃતિને અનુકૂળ છે કે નહિ તે શંકાસ્પદ વાત છે અમારો નમ્ર મત એવો છે કે આવા સાહિત્યમા લોહી રેડવાની વાતો જ જેમા ડગલે ને પગલે થાય છે, લોહી રેડયા વિના મુક્તિ મેળવવી અશક્ય છે, એવી માન્યતા જે સાહિત્ય ફેલાવે છે તેવા હિંસક સાહિત્યના વાચનથી હિન્દને અને ખાસ કરીને યુવાન વર્ગને લાભને બદલે હાનિ વધારે થઇ છે

**માર્ટીન લ્યુથર** પ્રયોજક શ્રી વિદ્યારામ વસનજી ત્રિવેદી મૂલ્ય રૂ ૦ ૧૦-૦

ખ્રિસ્તી ધર્મના કેથોલીક પંથમા પેઠેલો સડો દૂર કરનાર માર્ટીન લ્યુથર યૂરોપના સ્વામી દયાનંદની આ સંક્ષિપ્ત જીવનકથા છે આ પુસ્તક જુની પદ્ધતિએ લખાયું છે અને છપાયું છે એમ ન હોત તો ગુજરાતી સાહિત્યમા જે ગણ્યાગાંઠયા જીવનચરિત્રો છે તેમા એને જરૂર સ્થાન મળી શકત કીંમત પણ છપાઇ વગેરે જોતા વધારે લાગે છે.

**શ્રી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી ( અમદાવાદ )ના પ્રકાશનો**

સોસાયટી દર વર્ષે સંખ્યાબંધ ઉપયોગી પુસ્તકો પ્રકટ કરી ગુજરાતી સાહિત્યમા સંગીન ઉમેરો કર્યે જાય છે અનુવાદિત કે મૌલિક એવા પુસ્તકોનો લાભ સોસાયટીના સભ્યોને તેમજ સામાન્ય જનતાને મળે છે સોસાયટીના છેલ્લા પ્રકાશનો પણ અગાઉના પ્રકાશનો જેવા જ વિવિધ રસભરિત અને જુદી જુદી રૂચિને પોષે એવા ઉપયોગી અને સંગીન છે. (૧) દાર્શનિક કોશ ( દ્વિતીય ખંડ ) સંપાદક સ્વ છોટાલાલ નરભેરામ ભટ્ટ મૂલ્ય રૂ ૧-૦ ૦ (૨) ભૌગોલિક કોશ (પ્રાચીન અને મધ્યકાલિન-દ્વિતીય ખંડ) લેખક સ્વ ડાહ્યાભાઇ પી દેરાસરી મૂલ્ય રૂ ૧-૦ ૦ આ બન્ને પુસ્તકો અભ્યાસીઓની દૃષ્ટિએ અત્યંત ઉપયોગી છે (૩) જંતુશાસ્ત્ર પ્રવેશિકા લેખક ડૉ. બાલકૃષ્ણ અમરજી પાઠક મૂલ્ય રૂા ૧-૦ ૦ ડૉ પાઠકનું આ પુસ્તક સાદી

ભાષામાં મનુષ્ય શરીર સાથે સંબંધ ધરાવતા જંતુઓ વિષે ઉપયોગી માહિતી આપે છે. (૪) **મનોમુકુર : ( ગ્રંથ ૪થો ):** લેખક, સ્વ. નરસિંહરાવ ભો. દિવેટિયા મૂલ્ય રૂા. ૧-૦-૦. સ્વ. નરસિંહરાવના વિવેચન, રસ ચર્ચા આદિ લેખોનો સંગ્રહ ચાર પુસ્તકોમાં સંગ્રહિત કરી સોસાયટીએ સાહિત્ય રસિકોની સારી સેવા કરી છે. આ ૪થા ગ્રંથમાં એમના ગદ્ય લખાણોનો છેલ્લો સંગ્રહ પ્રકટ થાય છે. (૫) **પ્લેટોનું આદર્શ નગર : ( પુસ્તક ૨જું પરિચ્છેદ ૬ થી ૧૦ );** અનુવાદક શ્રી. પ્રાણજીવન વિશ્વનાથ પાઠક મૂલ્ય રૂા. ૧-૦-૦ ગ્રીક ફીલસુફ પ્લેટોનું યૂરોપીઆ યૂરોપીઅન સાહિત્યમાં મશહુર છે. એ ઉપયોગી પુસ્તકનો સરલ અનુવાદ એ પુસ્તકોમાં આપી ફક્ત ગુજરાતી વાંચી શકે તેવા વાચકોની જરૂરિયાત પૂરી પાડવામાં આવી છે. (૬) **ઓખાહરણ : ( પ્રેમાનંદ, નાકર અને ભાલણનાં ) સંપાદક** શ્રી. ગજેન્દ્રશંકર લા. પંડયા, એમ. એ., બી. ટી. મૂલ્ય રૂા. ૧-૦-૦. શ્રી. પંડયાએ ત્રણે કવિઓનાં ઓખાહરણ આ પુસ્તકમાં સટિક આપી અભ્યાસીઓની જરૂરી માંગ પૂરી કરી છે. (૭) **પ્રશ્નોપનિષદ્ :** લેખક : શ્રી. સદાશિવ શાસ્ત્રી ભીડે. અનુવાદક: શ્રી. મણિલાલ છબારામ ભટ્ટ, મૂલ્યઃ આઠ આના. હિન્દુ તત્વજ્ઞાનના આ અનુપમ પુસ્તકનું ભાષાંતર ધાર્મિક વૃત્તિના જીજ્ઞાસુ વાચકોને અત્યંત ઉપયોગી થશે. (૮) **દાંત અને તેની સંભાળ:** લેખક: શ્રી રણછોડભાઇ મોહનલાલ પટેલ અને ડૉ. કેખશરૂ દોરાબજી ધાલા. મૂલ્ય: ૭ આના. મનુષ્યના જીવનમાં જો કોઇ હાડકું વધારે દુઃખ દેતું હોય તો તે દાંત છે. આવતાં ને જતાં બન્ને વખત તે તકલીફ આપે છે. ઘણાં બાળકો એના ત્રાસથી પીડાઇ પ્રભુનું શરણ શોધે છે. લેખકોએ એ ત્રાસદાયક છતાં અનિવાર્ય વસ્તુનો ત્રાસ ઓછો કરવા તેની સંભાળ કેવા પ્રકારે લેવી તે વિગતવાર બતાવી જનતા ઉપર ઉપકાર કર્યો છે. (૯) **માનવધર્મ** લેખક : શ્રી. રવિન્દ્રનાથ ઠાકુર, અનુવાદક : શ્રી. જયન્તિલાલ આચાર્ય મૂલ્યઃ ૭ આના. કવિવરનાં ઉપયોગી પુસ્તકો. આ અનુવાદ સરળ ભાષામાં થયો છે. (૧૦) **રીપોર્ટ:** સન ૧૯૩૩ની સાલનો, સોસાયટીના કાર્યની ઝાંખી કરાવે છે.

**અર્વાચીન કાવ્ય-સાહિત્યનાં વહેણો :** વ્યાખ્યાતાઃ અધ્યાપક રામનારાયણ વિશ્વનાથ પાઠક પ્રકાશકઃ મુંબઇ યુનીવર્સીટી. મૂલ્ય રૂા. ૧-૪-૦

ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનમાળાને અંગે મુંબઇ યુનીવરસીટીના આશ્રયે અધ્યાપક રામનારાયણભાઇએ આપેલાં પાંચ વ્યાખ્યાનોનો આ સંગ્રહ માત્ર અભ્યાસકની જ નહિ પરન્તુ સામાન્ય સાહિત્ય-પ્રેમી જનતાની દૃષ્ટિએ પણ ઘણો ઉપયોગી થશે. ગુજરાતી કાવ્ય-સાહિત્યના અભ્યાસીઓને તો આ વ્યાખ્યાન સંગ્રહ અણમૂલો થઇ પડશે. અર્વાચીન યુગની કવિતા ઉપર અસર કરનારાં ઐતિહાસિક બળોની એમની સમીક્ષા આપણા યુવાન કવિઓની કૃતિઓ અને કૃતિઓમાં જણાતી તેમની વિચારસરણી સમજવામાં જરૂર માર્ગદર્શક થશે. એક વખત એવો હતો જ્યારે આપણું બધું ય સાહિત્ય પદ્યમાં લખાતું હતું. માત્ર ધાર્મિક વિષયનાં આખ્યાનો જ નહિ, પરંતુ શામળ ભટ્ટની વાર્તાઓ પણ પદ્યમાં જ જનતાને મળતી હતી અને જનતા તેનો છૂટથી ઉપયોગ કરતી હતી. આજે કોણ જાણે કેમ શામળની જેમ " સાદી ભાષા, સાદી કહી "માં આપણા કવિઓ લખી જ શકતા નથી; પરિણામે તેમના કાવ્યોનાં પુસ્તકોથી સામાન્ય જનતા ભડકીને દૂર ભાગે છે. છતાં એટલી વાત ચોક્કસ છે કે અર્વાચીન કવિઓનાં કાવ્યો લોકભોગ્ય ભાષામાં રચાયાં હોય છે તો લોકપ્રિય પણ એટલાં જ થાય છે.

**રાસ સરિતા ( ભાગ ૨જો ) :** લેખિકા અને પ્રકાશક: સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઇ સુરત, મૂલ્ય દસ આના.

ગુજરાતમાં લેખિકાઓ બહુ નાની સંખ્યામાં છે; તેમાં ય કવયિત્રી બ્હેનો તો આંગળીને વેઢે ગણાય એટલી જ નીકળશે. એ બ્હેનોમાં રાસ-લેખિકા બ્હેનોની સંખ્યા વળી એથી ય ઓછી છે. સામાન્યતઃ ગુજરાતણ એટલે રાસનો જીવતો જાગતો ભંડાર. પરંતુ મોટે ભાગે એ બ્હેનો બીજાના લખેલા રાસ મોઢે કરી કોકિલ કંઠે ગાઇ ને ગવડાવી જાણે છે. નવાં રાસ સર્જવાની શક્તિ બહુ ઓછી બ્હેનોમાં દેખાય છે. પહેલાના જમાનામાં આપણી દાદીમાઓ પોતાના પ્રિય સુરમાં અનેક નવા રાસ-ગરબા ઉપજાવી કાઢતાં. લોકજીભે કંઠસ્થ રાસગીતો એનાં સાક્ષીરૂપ છે. અર્વાચીન સમયમાં એ સર્જક શક્તિ ઓછી થઇ ગઇ છે. એ પરિસ્થિતિમાં સૌ. હસુમતિ બ્હેન જેવાં બ્હેનો ગુજરાતી સ્ત્રી-સમાજના ગૌરવને ટકાવી રાખે છે તે અત્યંત અભિનંદનીય છે. સંગીતનો એમને સારો પરિચય છે અને રાસ લખવાની હથોટી એમણે મેળવી લીધી

છે એમણે વહેવડાવેલી રાસ સરિતાનો પ્રથમ ભાગ બે વર્ષ પહેલાં પ્રકટ થયો હતો આ બીજા ભાગમાં એ સરિતાનાં નીર વધારે ઊંડાં અને વધારે નિર્મળ અને શીતલ બન્યાં છે એમના અનેક રાસ નવરાત્રમાં અને મેળાવડાઓમાં શિક્ષિત સમાજની સ્ત્રીઓના કંઠે ગવાતા અમે સાંભળ્યા છે સરિતાના આ બીજા ભાગના રાસ-ખાસ કરીને કેટલાક રાસ-એટલા જ, કદાચ એથી ય વધારે લોકપ્રિય બનશે. લેખિકા બ્હેન એમના આ સર્જનકાર્યમાં મંડયાં રહે અને એમની સરિતાને નિરંકુશ વહેવડાવ્યા કરે એમ અમે ઇચ્છીએ છીએ

**અરુણ પુસ્તકમાળા** પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ અમદાવાદ સ્વ શ્રી ગિજુભાઈના બાલશિક્ષણ સંબંધી નવા સિદ્ધાંતોએ તેમજ એમના પ્રેરક બળોએ ગુજરાતી સાહિત્યના ક્ષેત્રમાં બાલ-સાહિત્યનો મોટો જુવાળ આણ્યો છે અનેક લેખકો અને પ્રકાશકો બાલ-સાહિત્યના સર્જનની અને પ્રકાશનની પ્રવૃત્તિમાં લાગી ગયા છે આ માળાના પ્રકાશક સંઘે પોતાની બીજી સાહિત્ય પ્રવૃત્તિ ઉપરાંત આ માળાના પ્રકાશનું કામ હાથ ધર્યું છે સદ્ભાગ્યે આ કાર્યમાં તેમને શ્રી સોમાભાઈ ભાવસાર અને શ્રી દિનેશ ઠાકોર જેવા બે બાલમાનસ સમજનારા અનુભવી લેખકોનો સહકાર પણ મળ્યો છે આ માળાની પહેલી પુસ્તિકા 'દયાનંદ સ્વામી' (લેખક શ્રી. હરજીવનદાસ સોમૈયા મૂલ્ય: અઢી આના) ટૂંકમાં બાલભોગ્ય ભાષામાં હિંદના એ મહાન ધર્મસુધારકનું જીવનચરિત્ર આપે છે, વેદ ધર્મના એ ઉદ્ધારકનું ચરિત્ર બાલકોને જરૂર પ્રેરક બનશે બીજી પુસ્તિકા "રંગ રંગ વાદળીઓ" (મૂલ્ય બે આના) આપણા જાણીતા કવિ 'સુન્દરમ્'ની લખેલી બાલકવિતાઓનો સંગ્રહ છે બાળકોની બુદ્ધિ શક્તિ દૃષ્ટિ સમીપ રાખી લખાયેલી એ કવિતાઓ બાળકો હોંસથી ગાયા કરશે. ત્રીજી પુસ્તિકા 'નાનાં છોકરાં' (લેખક ચારુદત્ત મૂલ્ય દોઢ આનો) ત્રણ નાની વાર્તાઓ બાલકોની વાત-ભૂખ સંતોષવા માટે આપે છે, બહુ નાના બાલકોની એ ભૂખ સંતોષવા માતપિતાને પણ પુસ્તિકા ઉપયોગી થશે.

**મુસ્તુફા કમાલ** લેખક શ્રી. કાન્તિલાલ શાહ, પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ મૂલ્ય રૂ. ૧-૪-૦

"નવરચના"ના ત્રીજા ભેટ-પુસ્તક તરીકે પ્રગટ થતું અર્વાચીન તુર્કસ્તાનના ઘડનારનું આ જીવન-ચરિત્ર સાહિત્યમાં નવી ભાત પાડે છે સામાન્યત જીવન ચરિત્રોના લેખકો પોતાના ચરિત્ર નાયકને દેવ-કોટિમાં મૂકી દે છે, તેના ગુણનું જ વાચકોને દર્શન કરાવે છે અને દોષ ઢાંકી દે છે શ્રી શાહે તેમ કરવાને બદલે મુસ્તુફા કમાલના ચારિત્ર્યની ત્રુટિઓ, તેની નબળાઈઓ પણ યથાર્થ સ્વરૂપમાં દર્શાવી છે કમાલ એક પ્રખર યોદ્ધો હતો, કાબેલ સેનાપતિ હતો, સાથે સાથે રાષ્ટ્રભાવના તેની રગેરગમાં ભરી હતી પરંતુ મનુષ્ય તરીકેનું તેનું જીવન અનેક નબળાઈઓથી નૈતિક અધ:પતનથી ભરેલું હતું આ ત્રુટિઓ છતાં તેની ઉત્કટ રાષ્ટ્રભાવનાએ તેને તુર્કીનો તારણહાર બનાવ્યો; નવા તુર્કીનું ઘડતર એના હાથે થયું આખું પુસ્તક સાદી અને સરળ છતાં આકર્ષક બાનીમાં લખાયું છે એક નવલકથા વાંચતા હોઈએ એવો ભાસ એ પુસ્તક વાંચતાં થાય છે સરમુખત્યારી પણ દેશના ઉદ્ધાર માટે ઉપયોગી થઈ શકે છે તે પાઠ આ ચરિત્રમાંથી શીખી શકાય

**મંજરીમાલા** લેખક શ્રી ભાઈલાલ વ બક્ષી મૂલ્ય બાર આના

શ્રી બક્ષીએ લખેલી અને જુદા જુદા સામયિકોમાં પ્રકટ થઈ ગયેલી (એક સિવાય) તેમની ૧૨ ટૂંકી વાર્તાઓ અને એક રેખાચિત્રનો આ સંગ્રહ છે શ્રી બક્ષી પોતે એને યથાર્થ નામ આપે છે અલબત્ત કેટલીક વાર્તાઓને 'મંજરી' નામ ન આપી શકાય પરંતુ તે ગણી ગાંઠી છે મોટા ભાગની વાર્તાઓ 'મંજરી' નામને જરૂર સાર્થક કરે એવી છે. ટૂંકી વાર્તા લખવાની એમની કલા હજી 'મંજરી' દશામાં જ છે પરંતુ એમાંની મંજરીઓ અર્ધી યા પૂરેપૂરી ખિલી છે, તે જરૂર વાચકોના દિલને સૌરભ આપશે અમે ઇચ્છીએ છીએ કે શ્રી. બક્ષી હવે પછી પૂર્ણ વિકાસી સુગંધી ફૂલો પણ જ આપે

**પ્રવાસ** લેખક 'કાન્ત' પ્રકાશક શ્રી. જયમન મહારાણી મૂલ્ય રૂ ૧ ૮-૦

રેલ્વે કંપનીએ યાત્રા-સ્પેશીઅલોની યા સ્પેશીઅલ ડબ્બાઓની ગોઠવણ કરવા માંડયા પછી આખા હિંદના-ચારે દિશાઓના પવિત્ર ગણાતા સ્થળોનો પ્રવાસ કરવાની આબાલ વૃદ્ધ સૌને સુગમતા થઈ છે આ 'પ્રવાસ'ના લેખક એવી જ રીતે "સ્વામી નારાયણ સ્પેશીઅલ ડબ્બા"માં અનેક સ્થળોની સફર કરી આવ્યા છે. જે જે સ્થળ એમણે જોયાં તે તે સ્થળનું અને

ત્યાંના માણસોનું વર્ણન તેમણે ટુંકમાં કર્યું છે. સાથે સાથે હાસ્ય ઉપજાવવા યા પોતે કહેવાતા ધાર્મિક ધતીંગોમાં માનતા નથી એ બતાવવા વચમાં ટોળ પણ કરી છે. આવી યાત્રા કરનારાઓને પુસ્તક જરૂર થોડું ઘણું માર્ગદર્શક થશે.

**કુમારનાં કાવ્યો:** લેખક: શ્રી મહેન્દ્રકુમાર મો. દેસાઇ, બી. એ., પ્રકાશક: શ્રી. જે. એમ. દેસાઇ, વડોદરા. મૂલ્ય: એક રૂપિયો.

વિદ્યાર્થીજીવન દરમ્યાન શ્રી. દેસાઇએ રચેલાં કાવ્યોનો આ સંગ્રહ લેખકની પ્રતિભાની ઝાંખી કરાવે છે. અર્વાચીન યુગની કવિતામાં ચિંતનતત્વ પ્રધાનપદે છે, ઊર્મિલતા ધીરે ધીરે ઓછી થતી જાય છે. શ્રી. દેસાઇની કાવ્યનૌકા પણ એજ ચિંતનની સરિતામાં મુખ્યત્વે વહેતી જણાય છે, છતાં ઊર્મિની સમિરલહરી એને વારંવાર ઉલાળે છે; છંદરચના ઉપર તેમનો સારો કાબુ જણાય છે; શબ્દ સામર્થ્ય અને શબ્દ માધુર્ય પણ સારા પ્રમાણમાં દ્રષ્ટિએ પડે છે. એટલું છતાં એક વસ્તુ અમને ઘણી ખુંચે છે. સંસ્કૃત શબ્દો એમના કાવ્યોમાં ભારોભાર ભર્યા છે, તેને બદલે સાદા સમજી શકાય એવા ગુજરાતી શબ્દોનું પ્રમાણ વધુ હોત તો એમનાં કાવ્યો એમને પોતાને જેટલો આનંદ આપતાં હશે, તેટલોજ સામાન્ય જનતાને આપી શકત અને કાવ્યો લોકપ્રિય બનત. છાપભૂલો પણ પાર વિનાની છે, હવે પછીની આવૃત્તિમાં એ ભૂલો ન રહે, એમ ઇચ્છીએ.

**ચિકિત્સાદર્શન :** લેખક: મહોપાધ્યાય શ્રી. કાશીવિશ્વનાથ પ્રહ્લાદજી વ્યાસ. પ્રકાશક: શ્રી. શા. ભોગીલાલ નગીનદાસ, ઉંઝા ફાર્મસી, ઉંઝા. મૂલ્ય: આઠ આના.

આ ઉપયોગી પુસ્તકના લેખક વિદ્વાન વૈદ છે. એમણે શાસ્ત્રોની અઘરી ભાષા બાજુએ મૂકી સાદી, સ્હેલી અને સરળ ભાષામાં આ પુસ્તકમાં જુદાં જુદાં દરદો થવાનાં કારણો, એ દરદોનાં લક્ષણો અને તે માટેના સ્હેલાં ઉપાયો લેખકે બતાવ્યા છે. જેમને હજી આયુર્વેદ ઉપર શ્રદ્ધા છે-( અને ગુજરાતમાં એવી શ્રદ્ધા ધરાવનારની સંખ્યા હજી મોટી છે ) તેનને ઘેરબેઠાં અનેક દરદો સંબંધી જરૂર પુરતું વ્યાવહારિક જ્ઞાન તે માટેનાં ઉપાયો સાથે આ પુસ્તકમાં ી બહુજ સસ્તામાં મળી રહેશે. અમે ઇચ્છીએ છીએ કે આ પુસ્તક માત્ર વાંચી કોઇ ઊંઘણ વૈદ ન બની બેસે.

**શ્રવણ નારદ :** મૂળ હિન્દી લેખક નાથુરામ પ્રેમી. અનુવાદિકા પદ્માવતી દેસાઇ, પ્રકાશક શ્રી. રામકૃષ્ણ સેવા સમિતિ અમદાવાદ કીં. ૦-૧-૦

આ ન્હાની આખ્યાયિકા લોકસેવા વ્રતની એક હૃદયદ્રાવક કથા છે કીંમત ૦-૧-૦ રાખી છે છતાં તે પ્રચારાર્થે વિના મૂલ્યે વ્હેંચાય પણ છે.

" આપણે જાતે જ મોટાં કામ કરીએ છીએ અને જાતે જ એનાં ફળ ભોગવીએ છીએ તેથી આપણે એ બુરાઇને આપણી જાતે જ દૂર કરી જાતે જ શુદ્ધ થવું જોઇએ. " એ પ્રધાન સૂર છે ઘરગથ્થુ ભાષામાં ઉત્તમ બોધ આપે છે. બ્હેન પદ્માવતી દેસાઇ આવી ઘણી આખ્યાયિકા ગુજરાતને આપે એમ ઇચ્છીશું.

**શાન્તિદાસ :** લેખક સ્વ. દિ. બા. અંબાલાલ સાકરલાલ. પ્રકાશક શ્રી. રામકૃષ્ણ સેવા સમિતિ અમદાવાદ કીં. ૦-૨-૦.

સ્વ. દિ. બા. અંબાલાલે ઘણા વર્ષો પહેલાં આ લેખ લખેલો તે રા. સે. સમિતિએ ફરી છપાવી પ્રસિદ્ધ કર્યો છે. ગામડામાં રહેતા એક યુવાન વિદ્યાભ્યાસ સારૂ મુંબઇ જાય છે ત્યાં શરૂઆતમાં સરલ સાદું જીવન ગાળે છે. ટુંક સમય પછી ચળકતા સુંવાળા ચામડાના બુટ લેવાનું મન થાય છે. પહેલાં મન મારે છે પણ મનુષ્ય સ્વભાવ આખરે જીત પામે છે. ગામઠી વજનદાર બુટને તિલાંજલી મળે છે અને ચળકતા સુંવાળા ચામડાના બુટ ખરીદે છે. વતનમાં જાય છે ત્યાં બધા ચળકતા બુટ જોયા કરે છે. યુવક શરમાય છે પણ બીજા યુવાનોને તેવા બુટ લાવવાનું મન થાય છે.

વખત વીતતાં તે ગામના સઘળા યુવનો પરદેશી ચળકતા બુટ પહેરતા થાય છે. ગામના મોચી લોકોનો ધંધો પડી ભાંગે છે. જેના મોચી લોકો ઘરાક હોય છે તેવા દરજી, કુમાર વિગેરે સર્વની રોજી પડી ભાંગે છે. ગામ લોક એકઠા થાય છે અને યુવકના પિતા પાસે ફરીયાદ કરે છે કે " બાપુ, ભાઇના પરદેશી બુટે તો હમારો દાટ વાળ્યો. મોચી કહે હમારી રોજી પડી ભાંગી, દરજી કહે આ મોચી હમારા કપડાના શીલાઇના પૈસા આપતા નથી અને નવું શીવડાવતા નથી. " કુમારે બન્ને સાથે ફરીયાદ કરી. આમ આખા ગામનું આર્થિક જીવન છિન્નભિન્ન થયેલું સામે ખડું થયું. યુવકે ચળકતા બુટો એકઠા કરી હોળી કરી ગામઠી બુટ શીવડાવ્યા. બે ચાર દિવસમાં જ ગામ પગભર થવા માંડયું.

સ્વદેશીનું આબેહુબ દર્શન કરાવતી આ ટુંકી વાર્તા આજથી આશરે ત્રીસ વર્ષ ઉપર પ્રસિદ્ધ થઇ હતી. આજે પણ એ બોધદાયક છે.

# નોંધ



**પ્રધાન મંડળનાં રાજીનામાં :**

આઠે ઇલાકાના કોંગ્રેસના પ્રધાનોએ એકસામટાં રાજીનામાં આ મહીનામાં આપી દીધાં છે. આ પગલાથી હિંદની રાજ્યકીય પુનરુત્થાનની ગતિ ઝડપી બનશે એમાં શક નથી.

પ્રજાની માગણીનો અસ્વીકાર થતાજ આ પગલું યોગ્ય લેવાયું છે. આપણા રાષ્ટ્રનું ભાવિ ઘડવાનું કેવા પ્રકારનું છે તેટલુંજ જાણવાની આપણી ઇચ્છાનો અસ્વીકાર થયો છે. તેનાજ જવાબમાં રાજીનામાં છે. અને તેમ કરવામાં તેઓને જરાયે દુઃખ થયું નથી.

શરૂઆતમાં પ્રધાનો આ ઓદ્ધાનો સ્વીકાર કરવાની વિરૂદ્ધમાં હતા. કેવળ બ્રીટીશ પ્રજાની નિખાલસપણાની કસોટી કરવા અને જનતાની સેવા માટે આ ઓદ્ધા સ્વીકાર્યાં હતા.

આ ઓદ્ધાનો સ્વીકાર કરવામાં પ્રધાનોની ખરેખર કસોટી હતી. પહેલાંના પ્રધાનોને આજ કામો માટે હજારોના પગારો અપાતા જ્યારે આપણા કોંગ્રેસના પ્રધાનોએ આ ઓદ્ધાને માટે તુજ પગાર લઇ આત્મભોગ આપ્યો હતો.

આપણા પ્રધાનોને ઘણા ઘણા સુધારા કરવાના હતા એટલે તેમ કરવાથી ઘણાને દીલગીર કરવા પડયા હતા.

દારૂખાંધાથી પારસીઓ નારાજ થયા હતા. પરંતુ દારૂ દુર્વ્યસન છે તે જાણીને તેને કાયદાથી બંધ ન કરે તો સેવાને બદલે કુસેવા ગણાય.

ખેડુતોના કરજનું નિવારણ કરવાના શુભ હેતુથી કાયદો કરવો પડયો. જમીનદારો આ પગલાથી દીલગીર થતા હતા

મજુર આગેવાનોની વિરૂદ્ધ કામદાર કલહ નિવારણનું બીલ આવવાનું હતું તેથી તેઓ નાખુશ હતા. વૈદોનું મન આયુર્વેદ બીલથી નારાજ હતું. લાંચ રૂશ્વતો અટકાવતા હતા એટલે સરકારી નોકરો હમેશાં ગુસ્સે રહેતા હતા

આવા આવા કારણ સંજોગોમાં ફક્ત ગરીબનો ઉદ્ધાર એજ કેવળ લક્ષ્યમાં લઇ કામ કરનાર પ્રધાન મંડળને પોતાની સેવાનો ઓદ્ધો છોડતા હર્ષ અને શોક બન્ને થાય એ સ્વાભાવિક છે.

હર્ષ એટલા માટે કે પોતાના કામનો બીજો પણ સેવા અને સ્વતંત્રતા માટે જ હતાથી છે. અને શોક એટલા માટે કે પ્રજાની સેવા જો તેઓનું મંડળ રહ્યુ હોત તો ઉત્તમ પ્રકારની કરત એ નિર્વિવાદ છે.

એમના સ્વાર્થ ત્યાગ બદલ જેટલા અભિનંદન આપીએ તેટલા ઓછા છે.

* * *

**બે શિક્ષિત બહાદુર બ્હેનો :**

અમારા આ અંકમાં "ગારોળાના ડાહીમા" નો લેખ છે. આ ડાહીબા ગામ સ્ત્રીશક્તિનો ઉત્તમ નમુનો છે ગામડામાં આવા સ્ત્રી રત્નો છે એટલે આપણા ગામડાને માટે નિરાશ થવાનું નથી. આવા તો કેટલાંયે બ્હેનો હશે.

ગયા અંકમાં ગાગથી નામનો લેખ હતો. તે પણ ગામડાની બહાદુર બાળા ગંગાનો હતો. તેનાથી પણ ગામડાંનો બહાદુર બ્હેનોનો ખ્યાલ આવી શકે છે.

ઉપલા બન્ને દાખલાથી નિશાળની કેળવણી વગર પણ આપણે ત્યાં કેવા નમુના છે તે જણાય છે.

* * *

**પુસ્તકાલય પરિષદ :**

આ મહીનામાં વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળનું સાતમું અધિવેશન ભાદરણ તાલુકાના ગારોળા ગામે મળ્યું હતું.

પ્રમુખ શ્રી. નરહરી દ્વારકાંદાસ પરીખ હતા. આ પરિષદ એવી છે કે જેમાં વડોદરા રાજ્યના અમલદારો તથા આમવર્ગના માણસો નિકટના સંબંધમાં આવે છે, જોડે બેસે છે અને એકબીજાના વિચારોની આપ લે કરે છે.

પરિષદ ગામડાંઓમાં ભરવાથી ગામડાં અને શહેરની પ્રજાને સરખી જાતની તાલીમ મળે છે. તે ઉપરાંત ગામડાંની મુશ્કેલીઓ શહેરીઓને સમજાય છે.

આ પરિષદમાં હજારો માણસોએ ભાગ લીધો હતો. બ્હેનો પણ ખુબ મ્હોટા પ્રમાણમાં હાજર હતાં. શરૂઆતમાં પ્રથમ ગરબો બ્હેનોનો જ હતો એટલે ગામડાંમાં પણ સ્ત્રીઓ બીજી રીતે પાછળ નથી.

પુસ્તકાલયો ખીલવવા માટે અને જ્યાં જ્યાં બાકી રહ્યાં છે ત્યાં ત્યાં જલદીથી શરૂ કરવા માટે તજવીજ કરવાના ઠરાવો થયા હતા.

મહિલા પુસ્તકાલયો હજી ઘણે ગામે બાકી છે તેને માટે અને તેનાં મકાનો માટે પણ માંગણીઓ થઇ હતી.

પરિષદ ફત્તેહમંદ થઇ હતી. એટલુંજ નહિં પરંતુ એનો ઉત્સાહ જોઇને ભવિષ્ય ઉજળું જણાતું હતું.

* * *

નૃત્ય :

દીવાળીમાં ઠેર ઠેર શરદુત્સવો ઉજવાયા છે. બધેજ ગરબા, નૃત્ય, સંવાદો વિ. થયા છે. નવરાત્રી ઉત્સવ ફક્ત સ્ત્રીઓ માટેજ હોય. એમ સ્ત્રીઓજ મોટા પ્રમાણમાં અનેક પ્રકારના ઉત્સવો કરે છે.

પણ એક વાત ગમે છે કે છોકરીઓની માફક છોકરાઓએ પણ અનેક જાતના આ ઋતુમાં થોડા ઘણા ઉત્સવો તો કરવા જોઇએ.

આવા ઉત્સવોથી આપણા લોકોને ખરેખર ઘણોજ આનંદ મળે છે. પોતાનાં છોકરાં કેમ આગળ પડે કેમ હુશીઆર થાય એમ બધાંજ વિચારે છે એટલુંજ નહીં પરંતુ તેમ કરવા કોશીષ કરે છે.

મા બાપ, સ્નેહીઓ વિગેરેનું સંમેલન ભરાય છે અને ઉત્સવો થાય છે. આ એક જાતનો મેળોજ છે. આ મેળો દરેક કોમના અને વર્ગના લોકોનું એકઠાં મળવાનું સ્થાન બને છે. આ ઉત્સવો હવે તો એટલા બધા આકર્ષક થાય છે કે જોઇને ઉઠનાર સુંદર' છે એમ બોલ્યા વિના રહેતા નથી.

પરંતુ એમાંએ આપણને જે વસ્તુને બહુ ઉત્તેજન આપવા જેવું ન લાગે તેની જરૂર સુચના કરવી જરૂરી છે. આમાં બહુજ ઉત્તેજન ન આપવા જેવી ચીજ તે 'નૃત્ય' છે.

'નૃત્યકલા' માટે જરાએ વિરોધ નથી. કેટલેક અંશે આનંદ આપે છે. નૃત્ય કર્ણપ્રિય નયનપ્રિય અનેક રીતે આવકારદાયક છે. તેમાં જ્યારે ન્હાની બાળાઓના લટકા જોઇએ છીએ ત્યારે તો કંઇ અજબ આનંદ થાય છે. આનંદ ઉપરાંત કસરત પણ આપે છે.

પણ વિચારવાનું છે કે આપણા અત્યારના દેશોન્નતિના જમાનામાં આ વસ્તુ બહુ વિકસાવવાની જરૂર છે ? એક તો આપણો ગરીબ દેશ તેમાં નૃત્યની પાછળના ખુબ ખર્ચ અને બીજું આપણે એટલાં બધાં કામો કરવાનાં છે તેમાં નૃત્ય માટે અવકાશ મળશે ? એ પ્રશ્નોનો સંપૂર્ણ વિચાર કરીને આપણે નૃત્યને ખુબ આગળ વધારીએ તો ઠીક. ખુબ સુંદર વસ્તુ હોય તો પણ જરૂરીના પ્રમાણમાં જ વિકાસ કરવો તે ઉચિત છે. વળી સામાન્ય મનુષ્યની જીંદગીમાં તેનું ઉપયોગી પણું કેટલે અંશે છે તે પણ જોવું જોઇએ.

ઉપલી બધી બાબતનો વિચાર કરતાં નૃત્ય તરફ બેદરકાર ન રહેતાં એને ખુબ એના બહોળા વિકાસની પાછળ પણ બહુ શ્રમ લેવાની જરૂર નથી.

બધી વસ્તુને મર્યાદા જોઇએ છે.

"ગુણસુન્દરી"
બાલવિભાગ
તન્ત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ
વર્ષ ૯ : અંક ૧૨ | પુસ્તક ૯ | ડિસેમ્બર : ૧૯૪૫

## *દમડી પાછી દે

દમડી લઈને હું તો ગાંધી હાટે ગઈ'તી
મીયાં કો મરી બીબી કુ ધાણા
છોકરે કુ ટોપરા દે
નહિ તો મારી દમડી પાછી દે.

દમડી લઈને હું તો કાછિયા હાટે ગઈ'તી
મીયાં કો મોગરી બીબી કુ વતાક
છોકરે કુ જામફળ દે
નહિ તો મારી દમડી પાછી દે.

દમડી લઈને હું તો મોચી હાટે ગઈ'તી
મીયાં કો મોજડી બીબી કુ સપાટ
છોકરે કુ ચંપલ દે
નહિ તો મારી દમડી પાછી દે.

દમડી લઈને હું તો હલવાઈ હાટે ગઈ'તી
મીયાં કો મેસૂર બીબી કુ બરફી
છોકરે કુ જલેબી દે
નહિ તો મારી દમડી પાછી દે.

રસુલભાઈ ન. વહોરા

---
* આવાજ એક સંવાદગીતની આગળની કંડિકાઓ.

# વીર શિવાજી

હતો શિવાજી જગમશહૂર,
 હિંદ વીરોમાં સાચું નૂર.
રામદાસે મૂકયો હાથ,
 સૌ શૂરાએ પૂર્યો સાથ.

જૂલ્મે વ્યાપ્યો'તો અંધકાર,
 ત્યારે કીધો છે ટંકાર.
મોગલથી હિંદુને ત્રાસ,
 આલમગીરનો જેમાં હાથ.

ચોખાજુથી મારે માર,
 નાખ્યો જજીઆવેરે ભાર.
ઓરંગજેબે માંડયો કેર,
 હિંદુ એની આંખે ઝેર.

જાગ્યો દક્ષિણમાંથી વીર,
 ઉતર્યાં ત્યાં મોગલનાં નીર.
સાહિસ્તખાને ભીડી હામ,
 સાથે લશ્કરના દમામ.

કિલ્લા માંહી ભેટયો વીર,
 નાસી જતાં બચ્યું શીર.
અફજલખાને કર્યું પ્રયાણ,
 શિવાજીને થઇ છે જાણ.

વાઘનહોરથી કીધો ઠાર,
 ફોજ નાસી ખાતાં માર.
જીત્યો આખો દક્ષિણ દેશ,
 દિલમાં છે સેવાનો વેશ.

કાપ્યાં રૈયત કેરાં દુઃખ,
 આઝાદીથી કીધાં સુખ.
આવ્યો દિલ્હીથી સંદેશ,
 આવો છોડી યુદ્ધનો વેશ.

જયાં છે કિલ્લો એક અભેદ,
 કાધા પિતાપુત્ર ત્યાં કેદ.
ટોપલેથી છટકયા ભડવીર,
 દેશને આવી આપી ધીર.

કિલ્લા જીત્યા એકોએક,
 કાઢયા દુશ્મનને તો છેક.
સ્વાધિનતાના શિખવો પાઠ,
 સ્વર્ગે સંચર્યો શાંતિ સાથ.

રાજકોટ

વ્રજલાલ છ. જોશી

## ચંપલ

મેં ચંપલ એક વસાવી છે
તે સુંદર ને વળી સારી છે;
તે પગમાં જલદી આવે છે
ને સૌને દિલથી ભાવે છે.

એ ચમચમ કેવી બોલે છે
ને પગમાં રમતી ડોલે છે;
એ પ્હેરીને જઉં ચોપાટી
જ્યાં ચળકે છે સુંદર રેતી.

એની પટીઓ નાજુક નાની છે
ને ઉપરથી સુંવાળી છે;
એ મારા પગની રાણી છે
ને અંતરમાં બહુ શાણી છે.

નટુભાઇ

❋

## ગોળ ગોળ દડો

ગોળ ગોળ દડો
કે પાણી ભર્યો ઘડો
કે કોણ તારો વડો?
કે ઝાડે જઇને ચડો.

ગિજુભાઇ

## લાડવા!



લાડવા રે!
ગોળ ગોળ લાડવા!

કે લાડવા રે!
તને કોણ કોણ ખાશે?
કે ગિજુભાઇ ખાશે
કે બચુભાઇ ખાશે
કે સોમાભાઇ ખાશે
કે કોણ કોણ ખાશે?

લાડવા રે!
ગોળ ગોળ લાડવા!

લાડવા રે!
તારે કોણ કોણ સાથી?
કે શાક મારે સાથી
કે દાળ મારે સાથી
કે ચટણી મારે સાથી
કે કોણ કોણ સાથી?

લાડવા રે!
ગોળ ગોળ લાડવા!

નલિન પંડિત

# સૌને

સૌને ભૂખ લાગે, સૌને તરશ લાગે.
બાપુ સૌને માટે કૂવો છે, સૌને માટે પાણી છે.
સૌને ટાઢ વાય, સૌને તડકો લાગે.
બાપુ સૌને માટે તડકો છે, સૌને માટે છાંયો છે.
સૌને ગાન ગમે, સૌને રંગ ગમે.
બાપુ સૌને માટે પક્ષી છે, સૌને માટે સંધ્યા છે.
સૌને ફુલ ગમે, સૌને સ્નાન ગમે.
બાપુ સૌને માટે બાગ છે, સૌને માટે નદી છે.
સૌને રમવું ગમે, સૌને ભમવું ગમે
બાપુ સૌને માટે ધરતી છે, સૌને માટે વન છે.
સૌને ભણવું ગમે, સૌને ગણવું ગમે.
બાપુ સૌને માટે શાળા છે, સૌને માટે નિશાળ છે.
સૌને મોજ ગમે, સૌને ખોજ ગમે.
બાપુ સૌને માટે મજા છે, સૌને માટે રજા છે.

ગિજુભાઇ

✠

# વસન્ત

[ ભાભીના ભાવ મને ભિંજવે રે લોલ—એ ઢાળ ]

સખીરી વસન્ત વહી જાય છે રે લોલ,
આનંદ ઉર નવ માય જો.—સખીરી૦
વ્હાણું વસન્તનું સોહામણું રે લોલ,
રંગો દેખાય ભાત ભાત જો.—સખીરી૦
ચંપા ચંપેલી ખીલી રહ્યાં રે લોલ,
ફાલે ફૂલી છે ફૂલ્ય વેલ્ય જો.—સખીરી.
ટહુકે કોકીલ કુંજ વાડીએ રે લોલ,
ઉર્મી અનંત ઉભરાય જો.—સખીરી૦
મધુકર ગુંજે છે પુષ્પ ડાળીએ રે લોલ,
પ્રસરે સુવાસ ચોપાસ જો.—સખીરી૦
ઉડે ફુવારા અમી તણા રે લોલ,
ઝીલતાં બાળે બાળ જો.—સખીરી૦

રંગુન મધુબાળા કરસનદાસ મજીઠીઆ

ગોર કહે " હા તો વળી ઝુટાવી શાનો લે ? ખરોબર છે. "

માનસિંગ કહે " પછી તો હું વેચવા બજારમાં ગયો "

ગોર કહે " જવું જ પડે બાકી રહ્યાં એટલે જવું જ પડે. "

માનસિંગ કહે " ત્રણ આના જ આવ્યા. "

ગોર કહે " ત્રણ આના જ આવેને ? પેલાએ લઈ લીધા એટલે થોડા જ પૈસા આવેને ? "

" હવે તો આ ગલકી ઉખેટી જ નાખું. બસ મારે ઉખેડી જ નાખવી છે. આ તો બધા લઇ લે. "

ગોર કહે " ઉખેડી જ નાખવી પડે, કારણ કે બધા લઇ લે એટલે ઉખેડવીજ પડે. " એમ કરી માનસિંગ ભાઇએ તો ગલકીનો વેલો કાઢી બહાર ફેંકી દીધો અને ગોર મહારાજે એની પીઠ થાબડી.

નટવરલાલ પાં. શુકલ



## અમે

અમે સંતાકુકડી રમતાં'તાં,
અમે ફેરકુદરડી ફરતાં'તાં,
અમે પીપળા ઉપર ચઢતાં'તાં,
અમે નાટક નાટક કરતાં'તાં,

અમ ભેગાં બેસી જમતાં'તાં,
અમે ભેગાં બેસી ભણતાં'તાં,
અમે ગમત કરીને હસતાં'તાં,
અમે થોડા માટે વઢતાં'તાં,

અમે હળીમળીને રહેતાં'તાં,
અમે ફક્કડ થઇને ફરતાં'તાં.

નવિનચંદ્ર પંડયા

# ઘીના કુડલા

દેરાણી ને જેઠાણીનાં પાસે પાસે ઘર હતાં. દેરાણી જેઠાણી બેઉ સુખી હતાં. બન્નેને ઘેર ખેડ હતી, વાંકડાં શીંગડાંવાળી નવચંદ્રી ચાર ચાર ભેંસો હતી. બન્નેના કુટુંબની લીલી વાડી હતી. બેઉને ઘેર પાણીદાર કાંકરેજી બળદો હતા. કોઈને કશી મણા ન હતી.

મળસ્કુ થાય ત્યાં બેઉ ઘરમાં ઘમ્મર વલોણાં શરૂ થાય. નાનું છોકરૂં ડુબી જાય એવડી મોટી તો ગોળી હતી. ચાર જણાં છાશ તાણતાં. બેઠાને પાંચશેર માખણ ના પીંડા ઉતરતા.

જેઠાણી માખણ કોઠલામાં મૂકી કોડલે તાળું દેતી પણ દેરાણી કોઈ દિ' તાળું દેતી જ નહિ. દેરાણીએ ઉનાઉના રોટલા ને શાક કર્યાં, પટેલને શિરામણી આપી, સાથે જુવાન દીકરાઓને પણ બેસાર્યા. રોટલા ઉપર લચકો લચકો માખણ આપ્યું ને રાખેલ દહીંમાંથી વાટકા ભરી દીધા. છેવટે તાંસળી ભરી દહીં જેવી છાશ પી સૌ ઉભા થયા. હળ જોડી ખેતરે ઉપડયા.

જેઠાણી રોટલો ને શાક આપતી. ટીપું ટીપું ઘી આપતી ને તાંસળી ભરી છાશ આપતી. જેઠાણી કોઇ દિવસ ગોરસ ભાંગે નહિ. દહીં કોઈને આપે નહિં. માખણ તો સગા ભાઈનેય ન આપે માખણનું ઘી કરે; ને ઘીના પૈસા ઉપજાવે. પૈસામાંથી શાચ રચીલું વસાવે ને દાગીના ઘડાવે.

દેરાણી બિચારી ભોળી. એ તો પટેલ ને તેના છોકરાને ખૂબ ખૂબ ખવરાવે ને વધે તો જ વેચે.

એને પૈસાનો લોભ નહિ; દાગીનાનો શોખ નહિ.

જેઠાણીના ઘરમાં ઘીના કુડલા ભર્યા રહેતા; પણ દેરાણીને તો ખવરાવતાં વધે તો હોય.

દેરાણી ખેતરે ભાતમાં સારૂં સારૂં ખાવાનું મોકલે. બધા વાર પરબો સંભારીને કરે. જેઠાણી કહેશે " મોળી છાશ હોય તો દૂધનું શું કામ ? " અન્ન પવિત્ર છાંટો ઘી આપે ને છોકરાને કહેશે " ધરાઇને ધાન ખાઓ. દૂધ જેવી છાશ છે, ઘરની વાડીનું શાક છે, ઘરના તલનું તેલ છે; પછી બીજું શું જોઇએ ? " છોકરાને સારૂં સારૂં ખાવાનું ઘણું મન થાય પણ કાંઈ કરી ન દે. વાર પરબો જેવા તેવા કરે. છોકરાને કહેશે " આપણે જે હોય ઇ ખવાય. તારી કાકીની જેમ કુતન દિવાળીયા નથી થવું; ખાધે પીધે દિવાળી ને ઉગાયે ઉચાટ નથી કરવું ! રીતનું ખવાય. "

દેરાણી તો છોકરાઓ ખેતરેથી કામ કરીને સાંજે ઘેર આવે ત્યારે અઢીશેર દૂધની તાંસળીઓ ભરી દેતી. દેરાણી કહેશે " છોકરા માટે જ બધું છેને ! છોકરાનું ખાધું કામ આવશે, નાહક હાય વોય શી ? "

જેઠાણી મહિને ઘીના પાંચ કુડલાં ભરતી! દેરાણીને તો પૂરો એકેય ન ભરાતો જેઠાણીના છોકરા દુબળા પાતળા હતા. જેઠાણી ઘરેણાં પહેરાવી રાજી થતી.

દેરાણીના છોકરા અલમસ્ત હતા. ઘી-દૂધથી હાડ પૂરેલા એટલે તાકાત વાળા ને જબરા હતાં સાંજ પડયે બે ત્રણ ખેતર ખેડી નાંખે, કાપણી કરવી હોય તોય કરી નાખે. ધાર્યું કામ પાર પાડે એવા હતા.

જેઠાણીના છોકરાને સોનાના સટ્ટ હતા. કાનમાં ફૂલ ને હાથમાં વીંટી હતી. રેશમી પાઘડીઓ પહેરી ફૂલ ફટાક થઈને ફરતા. દેરાણીના છોકરાને ઘરેણું જ ન મળે. લોકો કહેતા "જોને આ મોટી વહુને કેવું સાચવતાં આવડે છે? આ નાની તો ખવરાવી જ જાણે છે?"

પણ દેરાણી કહેતી કે "મારી જેઠાણી તો ચામડાના કુંડલામાં ઘી ભરે છે ને હું તો મારા બોલતા ચાલતા કુંડલામાં ઘી ભરૂં છું. જેઠાણીના કુડલા તો કોઠલામાં પડયા રહે છે; ને મારા કુડલા તો કામકાજ કરે છે."

એકવાર મધરાતે જેઠાણીના ઘરમાં આગ લાગી. ઘરમાં બધાં સૂતાં હતાં. થોડાંક બીજે માળે પણ હતાં. પાસેના ઘરમાં સૂકું ઘાસ માથો માથ ભર્યું હતું તેથી હડ્હડાટ્ આગ લાગી. ભડ્ભડ્ કરતો અગ્નિ મોભારે અડયો. સૌ ઝબકીને જાગ્યાં ઘર આખું ધુમાડે ભરાઈ ગયું. બધાં મુંઝાઇ ગયાં. કોઇને રસ્તો સૂઝયો નહિ. કોઇમાં બારણાં ઉઘાડવાની શક્તિ કે હિંમત નો'તી. બધાં થરથર ધ્રુજવા માંડયાં. હોહોને બૂમરાણ કરી મૂક્યું. ઉપરથી વાંસડા ને વળીઓ સળગીને નીચે પડવા માંડયાં. ઘરના બેય કોઠલા સળગ્યા. ઘીના ભરેલા કુડલા ફડોફડ ફાટયા. પાંચ મણ ઘી હોમાઇ ગયું. એટલે આગ બમણી વધી. રાચરસીલું, ઘરબાર ને દાગીના બધું બળીને ખાખ થઇ ગયું.

દેરાણીનું ઘર જોડેજ હતું. તેને પણ આગ લાગેલી. દેરાણીના દૂધમલીઆ જુવાન કૂદીને બહાર નીકળ્યા. ધડ ધડ પાટુ મારી કમાડ તોડી નાખ્યાં. પોતાનાં મા બાપને બહાર કાઢયાં. ઢોરને છોડી મૂકયાં ને ફેરવવા જેવું ઝપાટા બંધ ફેરવી નાખ્યું. દોડા દોડી કરી સળગતું તોડી પાડી પાણીથી આગ ઓલવી નાખી. પોતાનું પતાવી જેઠાણીના બારણાં તોડી નાખી બે ત્રણ ને બચાવ્યાં. બીજા બધાં બે ભાન થઇને ઢળી પડયાં હતાં.

રેશમી લુગડાં એ બળી ગયાંને સોનાના દાગીના એ બળી ગયા. દહીં દૂધે બળી ગયાં ને ઘીના કુડલા એ ઉલટી આગ વધારી. જેઠાણીના ઘીના કુડલા સળગી ગયા ને દેરાણીના ઘીના કુડલા કૂદી પડયા. જીવતા જાગતા કુડલામાં ભરેલું ઘી બચી ગયું એ કુડલા સલામત રહ્યા. પોતે બચ્યા ને બીજાને બચાવ્યા. જેઠાણીના કુડલા ખોટા નીવડયા ને દેરાણીના કુડલા સાચા નિવડયા.

"દેવુભાઈ"



શ્રી શારદા બ્હેન મ્હેતા, બી એ
વડોદરાના શ્રી ચીમનાબાઈ સ્ત્રી સમાજના મુખ્ય સ્થાપક
અને
તેના રજત મહોત્સવના પ્રમુખ



**શ્રી ચીમનાબાઈ સ્ત્રી સમાજ વડોદરાનું વ્યવસ્થાપક મંડળ.**

સમાજના રજત મહોત્સવ પ્રસંગે લેવાયેલો ગ્રુપ-ફોટો.



પુસ્તક ૩૩મું | જાન્યુઆરી : ૧૯૪૦ | અંક ૫ મો

# માત્ર જરૂરીઆતમાં જ ધ્યાન ન આપો !

" હું બ્રાહ્મણ છું અને હું તમારી પાસે ભિક્ષા માંગુ છું-તમારા દેશને તમારી જીંદગી અર્પણ કરવાની ભીક્ષા માંગુ છું. હું પદવી મેળવનારાને રોટીના પ્રશ્ન પર વિચાર કરવા જણાવું છું, અને દેશની આગ્રહ ભરી માંગણી ધ્યાનમાં રાખવી જોઇએ; પરંતુ આપણા દેશની જરૂરીયાતમાં જ આપણું બધુ ધ્યાન રોકાવું ન જોઇએ. હું સ્વપ્નદૃષ્ટા છું; હું વિશ્વ ઐક્યનું સ્વપ્ન જોઉં છું; હિંદને આઝાદ સશક્ત અને સાધનસંપન્ન દેશ તરીકે અને અન્ય રાષ્ટ્રો સાથે સમાન દરજ્જે ઉભેલું જોઉં છું.

સ્વતંત્ર દેશની પ્રથમ ફરજ તમને જે માતાએ ખાવાનું આપ્યું તેને ખવડાવવાની છે. માનવી જીવનની સર્વોત્તમ પવિત્ર ફરજ જ્ઞાનનો સદુપયોગ કરવાની છે. યુરોપમાં સરહદો બદલવાની ભૂખને લીધે વિજ્ઞાન જીવનનું સાથી બન્યું નથી પરંતુ વિનાશ સાધન બન્યું છે; તેમજ માનવજાતની સેવા માટે તેનો ઉપયોગ થતો નથી. તમારે દરેકે સમજવું જોઇએ કે તમારામાંથી દરેક નવીન હિંદના પ્રતિકરૂપ છો અને પોતાના દેશની જીવંત આત્મકથા છો. જીવનમાં ચારિત્ર અખંડિત અને મોભો મહત્ત્વનો છે.

શ્રીમતી સરોજીની નાયડુ

# અમો અબલા....???

" યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે " કથતો,
" તું આદ્યશક્તિ ! જનેતા ! " વદન્તો,
" અબલા તમે " તેજ અંતે રહન્તો,
શું માનવી અમ નથી હ્રાસ કરતો ?

લખ્યું " પારણું હસ્ત જે કો' ઝૂલાવે
ખરે, જગપરે તેજ શાસન જમાવે, "
અમોને ગુલામીતણી હા ! બેડીએ
જકડી કહે ' બુદ્ધિ તવ પદ-પા'નીએ. '

કૈં પ્રેરણા પ્રકૃતિથીજ પામી,
દૃષ્ટિ કવિ રાખતો ઉર્ધ્વગામી;
તે અમ વિષે બહુ કથ્યો; ના, લખ્યો કૈં,
' અબલા તમે ' તે છતાં ના ભૂલ્યો કૈં.

પયપાન જે પ્રકૃતિએજ દીધાં,
રસદાન જે પ્રકૃતિએજ દીધાં,
બલિદાન જે પ્રકૃતિએજ દીધાં,
અપમાન તે પ્રકૃતિનાંજ કીધાં !

ભલેને કહો કે લખો, શબ્દ જાળે
હવે છેતરી નહિ શકો કોઈ કાળે
સમપદ તણો જંગ જીતી રાચશું
નહિ તો નવિન સૃષ્ટિ રચી રાચશું.

ત્રિલોક દેસાઇ

# શ્રી સમુદાય સમક્ષ કાર્ય

લેખિકા
શ્રી શારદાબ્હેન મહેતા

વીસમી સદીના આરંભમાં આપણા પ્રાન્તની અને વિશેષ કરીને વડોદરાના સ્ત્રી સમાજની પરિસ્થિતિ સાથે આજની પરિસ્થિતિની તુલના કરીશું તો સીનેમા ફિલ્મની માફક ઝડપી પ્રગતિ કરતી ઘટના દેખાશે

મ્હારા જેવી વૃદ્ધ વ્યક્તિને તો આગળના વર્ષોની સ્થિતિ સ્વપ્ના જેવી લાગે છે

એ સમયે સ્ત્રીઓને અત્યન્ત સંકુચિત વાતાવરણમાં રહેવું પડતું હતું ન્યાતજાતના સંગઠ્ઠન શિવાય સ્ત્રીઓ માટે સંયોજીત મંડળ જેવી વસ્તુ જ નહોતી એનો ખ્યાલ સારા ગુજરાતમાં નહોતો અમદાવાદમાં એક પર દેશી ઢબે ચાલતી લેડીઝ કલબ હતી તેમાં એ હિન્દુ સ્ત્રીઓ તો આંગળીને વેઢે ગણાય એટલી જ હતી અને તે માત્ર રમત ગમત માટે જ હતી

આ સમયે એટલે ૧૯૦૨–૩ ના વર્ષમાં વડોદરામાં શ્રી કેરશાસ્પજી દાદાચાનજી દીવાન હતા હું તરતની જ અમદાવાદથી આવીને અહીં વસેલી હતી એક દિવસ વાતમાં ને વાતમાં શ્રી કેરશાસ્પજીએ મ્હને પૂછ્યું—કેમ શારદાબાઈ વડોદરામાં તો ત્હમને શું ગમતું નહિ હોય? અહીં કાંઈ લેડીઝ કલબ છે? અમદાવાદ જેવી પબ્લીક લાઇફ છે?' અલબત્ત અમદાવાદ જેવું જીવન તો મ્હને નહોતું જ લાગતું એટલે મ્હેં જવાબ આપ્યો કાંઈક એવું હોય તો સારૂં તો ખરૂં જ—

આ વાત એમણે ઉપાડી લીધી અને શિષ્ટ ગણાતા વર્ગોની સ્ત્રીઓ માટે એક કલબ કહાડવાનો નિશ્ચય કર્યો

સરકારી કામની માફક બધી વ્યવસ્થા થઈ ગઈ અને અધિકારી વર્ગ તથા સરદારની સ્ત્રીઓ માટે રમત ગમતનું સાધન થયું પડદાનો રીવાજ તે વખતે તો બહુ સખત એટલે શરૂઆતમાં તો આખો કમાટી બાગ સ્ત્રીઓ માટે રોકી લેવામાં આવતો ધીમે ધીમે બગીચાનો આગળ કનાતો બાંધીને કમ્પાઉન્ડમાં મેળાવડા થતા એમ શ્રીમંત લોકોને અરસપરસ ઓળખાણ પીછાણ માટે સ્થાન થયું પણ મધ્યમ વર્ગની સ્ત્રીઓ, સામાન્ય વર્ગ માટે, અથવા સ્વતંત્ર વિચારવાળાને માટે આ સ્થાન નહોતું, બધું જ રોફ અને દમામવાળું અને તેની સાથે ગુલામી વાતાવરણ હતું આ કલબનું મંત્રિપદ મ્હેં લીધું હતું—અને તેમાં ઘટતા સુધારા કરવા માંડ્યા હતા

પરંતુ વખત જતા એવો ખ્યાલ આવવા માંડ્યો કે શ્રીમંત ગણાતા અને અને અધિકારી વર્ગના સમાજમાં રહીને જીવન વિકાસ અધૂરો રહે છે સામાન્ય જનતા સાથે ભળ્યા વગર, તેમની સાથે ઓતપ્રોત થયા વગર, તેમના પ્રશ્નોનો ખ્યાલ આવી શકે નહિ, તેમજ સમાજના અનિષ્ટ રીવાજો, રૂઢિઓ હોય તે દૂર કરવાની ઇચ્છા ગમે તેટલી હોય પણ તે બરાબર સમજીને લોકોની મુશ્કેલીઓ જાણીને તે દૂર કરવાનો પ્રયત્ન થવો જોઇએ, એમ લાગવાથી મધ્યમ વર્ગ સાથે સંબંધ વધારવાની અમને ઇચ્છા થઈ લોકોમાં ભળી હળી શકવા માટે ઊંચે આસને બેસીને શાસન કરવું એ માર્ગ બરોબર નથી અને તેમ કરવાથી તેમનો વિશ્વાસ કે પ્રીતિ મેળવી શકાય નહિ આ પ્રકારના અનેક વિચારો કરીને મુદ્દામ હેતુસર અમે વડોદરા શહેર વચ્ચે ફતેપુરા જેવા અતિ ગરીબ લત્તામાં મકાન રાખ્યું શહેરમાં રહેવાથી લોકો સાથે મળવા કરવાનું સ્હેલું પડ્યું સમાગમ થવાથી–પરિચય વધારવાથી વિચારની આપલે

કરવામાં સરળતા થઇ, તેમજ અમુક પ્રકારનું કૃત્રિમ અંતર હતું તે જતું રહ્યું. બહુ જન-સમાજ કરતાં આપણે કાંઈ પર છીએ; જૂદાં છીએ. એ ખોટો અહંકાર ઓછો થયો.એ સમાજની વચ્ચે રહીને સમાજનાં અનિષ્ટો દૂર કરવામાં કાંઇક મદદરૂપ થવાય તો કાંઇક ઉપયોગી કાર્ય થાય, તેમજ આપણો પોતાનો પણ વિકાસ થાય એમ લાગ્યું. આ કાર્યસિદ્ધિ માટે માર્ગ ખોળવાનું કામ બહુ મુસ્કેલ લાગ્યું. સ્ત્રીઓ, અને બાળકોના પ્રશ્નો દરેક સમાજમાં ગુંચવાડા ભરેલા હોય છે, અને તે પ્રશ્નો હોય છે પણ એટલા બધા કે જો બધામાં માથું મારીએ તો ઊકેલ આવે નહિ. છતાં પ્રશ્નો દરેક એટલા મહત્ત્વના હોય કે દરેકે દરેક પોતાનો ઊકેલ માગી લે છે. દરેક ક્ષેત્ર માટે કાર્ય કરનાર માણસ મળવાં મુસ્કેલ એટલે થોડાં માણસોએ ઝાઝાં કામ કરવાનાં રહે છે.

શહેરની સ્ત્રીઓને એકત્રિત કરીને તેમની વચ્ચે અરસપરસ સમાગમ વધારવા, વિચારની આપલે કરવા, સ્ત્રીઓનાં જીવન, ગૃહકામ તેમજ ઘરની ઉપાધિમાંથી બહાર નીકળીને વિશાળ જગતમાં ચંચુપાત કરે તે માટે તેમને આનંદમાં વધારો કરી શકાય, તેમજ કાંઇક લોકોપયોગી કાર્ય કરવા તરફ વૃત્તિ થાય તે માટે સ્ત્રીઓનું એક મંડળ કહાડવાનો નિશ્ચય કર્યો. લેડીઝ કલબ હતી તો ખરી પણ તેનો લાભ સામાન્ય જનસમૂહને મળતો નહિ; એક તો ગામથી ઘણે દૂર એ કલબનું સ્થાન હતું. તેથી ગાડી ઘોડા હોય, પૈસા ટકા હોય તેજ તેનો લાભ લઇ શકે. બીજું અધિકારી અને શ્રીમંત વર્ગ સાથે સામાન્ય જનતા છૂટથી હળી મળી શકે નહિ; માત્ર આનંદના સ્થાન માટે મળવાની ઇચ્છા પણ કામકાજવાળાં કુટુંબકબીલાવાળા મધ્યમ વર્ગનાં કુટુંબનાં બહેનોને થાય નહિ; આ ત્રણે કારણોને લઇને જૂદા મંડળની આવશ્યક્તા જણાઇ.

જ્ઞાન સાથે ગમ્મત મળે, નિખાલસ દીલથી, એકજ શ્રેણિ પર રહીને બધાં વિચાર કરે, વિનિમય કરે, અને નવું જાણે, અને જીવન લ્હાવો લે એ હેતુથી આ મંડળ બહુજ થોડી ફી ( માત્ર ચાર આના ) રાખીને કહા-ડવાનો વિચાર કર્યો. કેટલીક બહેનોની ખાનગી મુલાકાત લઇને બધું નક્કી કર્યું. કન્યાશાળાનું સુંદર મકાન શહેર વચ્ચેનું જ સદ્‌ભાગ્યે ઉપ-યોગ માટે મળ્યું. લાઇબ્રેરી ખાતાએ પણ બહુ સારી મદદ કરી. ગામની બહેનોએ આ પ્રયત્નને ખુબ વધાવી લીધો. એમના જીવ-નમાં તો એક નવોજ આનંદ આવ્યો. પુરૂષ વર્ગને પણ આ વસ્તુ ગમી ગઇ. સ્ત્રીઓને જ્ઞાન મળે, ગમત મળે, ઉપયોગી કામ કરવા તરફ વૃત્તિ થાય, સારા સમાગમનો લાભ મળે, વાંચવાનાં પુસ્તક મળે, બાળકોને રમવાનાં સાધન મળે, એ બધું જ થોડે પૈસે થઈ શકે તે કોને ના ગમે ? આ પ્રમાણે શહેરમાં ચીમનાબાઈ સ્ત્રી સમાજની સ્થાપના ૧૯૧૫માં થઇ. મધ્યમ વર્ગની સ્ત્રીઓએ તેનો ખુબ લાભ લેવા માંડયો.

વખત જતાં ચીમનાબાઈ સ્ત્રી સમાજનાં સભ્યો એટલે જીવતું જાગતું સંસ્કૃત સેવાદળ એવી માન્યતા થઇ. દરેક બહેનમાં એ ભાવના પ્રથમથી જ આવી કે પોતે આનંદ મેળવવો, અને બીજાને આનંદ આપવો, પોતે શિક્ષણ લેવું અને બીજાને આપવું. પોતે સેવા કરવા અને બીજા પાસે કરાવવી.

આ સમાજમાં જે સ્નેહ, જે નિખા-લસપણું અને ભગિની ભાવનો પ્રસાર થયો તેનાથી કેટલાંએ કુટુંબોનાં જીવન પલટાઇ ગયાં. દૃષ્ટિબિન્દુ બદલાઇ ગયાં. સ્ત્રીઓને કેટલેક અંશે જવાબદારીનું ભાન થયું. પોતાનામાં ઉણપ હોય તે સુધારી લેવાની આકાંક્ષા જાગૃત થઇ. જૂઠો દંભ, મોટાઇ, snobbishness ઓછાં થયાં.

શરૂઆતમા રમતગમત, ભાષણો, શિક્ષણ વર્ગો, પુસ્તક વાચન વિગેરેનો ક્રમ રાખીને શારીરિક અને માનસિક ઉન્નતિ કરવાનો પ્રયાસ થયો આનદની સાથે કના પ્રદર્શનો યોજવામા આવ્યા હતા બ્રીઓની સેનાની જરૂર પડે તે વખતે સમાજના બ્હેને હાથ મીનાવીને તૈયાર થતા રેનસ કટના પ્રસગે સભ્યોએ ઉઠાવેલી જહેમત એ તેનો પ્રત્યક્ષ પુરાવો છે શહેરની બીજી સસ્થાઓની અનેક પ્રકારની કાર્યવાહીમા સભ્યો પોતાનો ફાળો આપ્યા કરે છે મધ્યમવર્ગની સ્ત્રીઓની સર્વદેશીય કાર્ય માટેની આ પ્રથમ સસ્થા ગુજરાતમા જામી ગઈ અ। સ્ત્રીઓના જીવનમા નવી જ્યોત જાગી

રાજ્ય અને પ્રજાએ બહુ સુદર સહકાર આ સસ્થાને આપીને સારૂ પોષણ કર્યુ છે આપણા માતુશ્રી મહારાણી સાહેબે આરભમા જ ઘણી સારી નાણાની મદદ કરીને સપૂર્ણ સહાનુભૂતિ આપી હતી બહારનુ પ્રોત્સાહન અને આતરિક શુભ નિષ્ઠાથી સસ્થાની પ્રતિષ્ઠા સારી જામી. સ્ત્રીઓએ જ શરૂ કરેલી, ઉછેરેલી આ સસ્થા અનેક મુશ્કેલીઓ વેઠીને અત્યારે સારી રીતે પગભર થઇ છે તે પ્રસગ જોવાને ભાગ્યશાળી થવુ તે મારા જીવનનો એક મોટો લ્હાવો માનુ છુ આ સમાજ તે મારૂ પોતાનુ બાળક છે રાજ્યની આ એક trust ( થાપણ ) છે, પ્રજાએ તેને સાચવી રાખવાની છે, તેમજ એના વિકાસમા મદદ કરવાની છે

અત્યાર સુધીની જે એની કામગીરી છે તેમા હવે જમાનાને આવશ્યક જુદે માર્ગે પ્રસ્થાન કરવાનુ છે જેમ શ્રીમત વર્ગમાથી પનટાઇને મધ્યમવર્ગની સસ્થા કરવામા આવી છે તેમ હવે એથી પણ નીચના થરમા જઇને કામ કરવાની જરૂર ઉપસ્થિત થઈ છે

આપણા સમાજનુ ભયકર અજ્ઞાન, અનારોગ્ય અને દારિદ્ર એટલુ વધી ગયુ છે કે એની સામે આખ આડા કાન કરી રાખે નહીં જ પરવડે સ્ત્રીઓની અજ્ઞાન અને અસહાય દશાને લઇને સ્ત્રીઓ પ્રત્યે જે અઘોર અમાનુષી વર્તાવ થઈ રહ્યો છે તેની અનેક વિતક કથાઓ આપણે દરરોજ સાભળીએ છીએ, જોઇએ છીએ અને અનુભવીએ છીએ કયાઓ અને સ્ત્રીઓનુ જે શોષણ થાય છે એનો વાસ્તવિક ખ્યાન આપવો મુશ્કેલ છે સ્ત્રીઓના અને પુત્રિઓના વેચાણ, સાગ વિગેરે થાય છે તે માની શકાય તેવા નથી છાપા વાચતી બ્હેનોને ખ્યાન હશે કે આ ભયકર પરિસ્થિતિ કેટલી વધી ગઈ છે ગાય બેસને માટે માલિકને કાઇક દયા હોય પણ આ ગરિબડી સ્ત્રીઓ તો એકને નહીં પણ અનેક માલિકને વેચાય છે તેમની પાસે તેટનાજ વૈતરા કરાવાય છે તેમનુ આરોગ્ય છિન્ન ભિન્ન થઇ જાય છે બ્હાગ્ગે કામ ધધો કરીને આવે પછી ઘરની ઘસરપટ્ટી તો હોય જ થાકી પાકી મરવાની બ્હીકે જીવતી જેવી ઓઓ ઉપરા ઉપરી એક પછી એક બાળકની માતા ઇચ્છા વિરૂદ્ધ પણ થયા કરે છ જીવનનો આનદ તો બાજુએ રહ્યા પણ પશુથી પણ હનકુ જીવન ગાળવાનુ તેમને માટે રહે છે એમાથી છુટવાનો આરો પણ નહીં

મિલો, કારખાના, વગેરેમા કામ કરતી બ્હેનોના રહેઠાણ નજરે જોયા છે ? આ વાસોમા નથી હોતી પૂરતી રહેવાની જગ્યા, નથી હોતા હવા ઉજાસ, નથી હોતી ન્હાવા ધોવાની જાજરૂ વગેરેની સવડ અને નથી હોતી મર્યાદા સાચવવાની વ્યવસ્થા આવા વસવાટોથી શી સ્થિતિ થાય છે ? વેશ્યાવૃત્તિને ઉત્તેજક આ વાસો બને છે, નર્યાં કુટણખાના બની રહે છે, બીજુ શુ થાય છે ?

આવા ભયકર વસવાટમા બાળકો ઉછ

પ્રમાણ, સ્ત્રીઓનાં મરણ, સ્ત્રીઓને થતા અનેક રોગો, આ પ્રશ્ન ગામડામાં કેટલો બધો મોટો થતો જાય છે ? દાકતરી મદદના અભાવે ખાસ કરી સ્ત્રી દાકતરો, અને દાયણની મદદના અભાવે અને ઉપરા ઉપરી સુવાવડો આવવાને લીધે સ્ત્રીઓ હેરાન થાય છે, બાળકો મરી જાય છે, અથવા નિર્માલ્ય પ્રજા થાય છે. સુવાવડ માટે નિયમન, ઉપરા ઉપરી છોકરાં ના થાય, સંતતિ નિયમનનો પ્રચાર ગામડાંમાં અને મજુર વર્ગમાં કરવાની કેટલી બધી જરૂર છે ? એનાં ક્લીનીકસ–સસ્તાં સાધનો આપવાની વ્યવસ્થા ગરીબ મહોલ્લાઓમાં શરૂ થવી જોઇએ.

હજારોની સંખ્યામાં સ્ત્રીઓને કામ કરવા નીકળવાનું છે. જો વ્યવસ્થિત પગલાં અને શિસ્તબંધ કામ થાય તો સ્ત્રી સંસ્થાઓ આવાં કાર્યો કરી શકે.

સ્ત્રીઓના સઘળા પ્રશ્નો શિક્ષિત અને તાલીમ લીધેલી બહેનોએ ઉપાડી લેવાના છે. આપણી કલબો, અને સમાજોએ રંગ-રાગ, નૃત્ય ગરબા ઓછા કરીને આવાં ગંભીર કાર્યો હાથમાં લેવાનાં છે. ચીમનાબાઈ સ્ત્રી સમાજ હવે બાળક મટીને પ્રૌઢ વયમાં આવી છે. તો એ પ્રૌઢ વયને યોગ્ય જવાબદારી અદા કરવી જ જોઇએ. જૂદાં જૂદાં જૂથ પાડીને પ્રશ્નો વહેંચી લઇને કાર્ય કરવું. એકની એક વ્યકિત ઉપર જવાબદારી આવવી ના જોઇએ. દરેકે દરેક સભ્યે પોતાની જવાબદારી અદા કરવાની તૈયારી કરવી જોઇએ. વ્યવસ્થાની જવાબદારી સમાજનાં સભ્યોએ લેવી જોઇએ. અને કામ કરવા માટે પગારદાર વ્યકિતઓને રાખવી. એ કામ કરનારને થોડા થોડા વખતની તાલીમ આપીને બહારગામ અથવા શહેરમાં જ્યાં જ્યાં કાર્યક્ષેત્ર ખોલવામાં આવે ત્યાં મોકલી આપવાં. ગામડાંનાં લોક આવાં તાલીમ પામેલાં બહેનોને પાળવાને, રાખવાને તૈયાર હોય છે. તેમને તૈયાર થએલી શિક્ષિકા બહેનો ઉદ્યોગ, શિક્ષણ, આરોગ્ય વિગેરેના પ્રચાર માટે જોઇએ છીએ. વિજાપુર, કલોલ, વીસનગર, વિગેરે આપણાજ રાજ્યનાં ગામોની મને તો ચોક્કસ માહીતી છે. એ ગામોએ વારંવાર મ્હારી પાસે આ પ્રકારની શિક્ષિકાઓની માંગણી કરી છે. બીજી બધી આર્થિક જવાબદારી લેવા માટે એ ગામો તૈયાર છે.

ચીમનાબાઈ સ્ત્રી સમાજે જે પ્રતિષ્ઠા પાડી છે, તેને શોભાવવા માટે, અને દેશની પરિસ્થિતિ સુધારવા માટે આ પ્રકારનાં કામનો આરંભ કરી દેવો ઘટે છે. આ પ્રકારના કાર્યથી સ્ત્રી જાતિની સેવા કરવાથી મનને સંતોષ મળશે, આનંદ મળશે, અને શાન્તિ મળશે. કજીઆ ઝગડાથી પર રહીને કીર્તિ મેળવવાની દરકાર રાખ્યા વગર, જૂઠું મમત્વ દૂર કરીને, અહંતા કાઢી નાંખીને, શુદ્ધ નિષ્ઠાથીઅને સંપથી સ્ત્રીઓના કોયડા ઉકેલીને સ્ત્રી સન્માનની ભાવના જાગૃત કરીને આ સંસ્થા ગુજરાતમાં અનેરૂં સ્થાન મેળવો એજ આશીર્વાદ છે.×

× શ્રી. ચીમનાબાઇ સ્ત્રી સમાજ વડોદરાના રજત મહોત્સવ પ્રસંગે તા, ૧૩-૧૨-૩૯ના રોજ પ્રમુખસ્થાનેથી શ્રી. શારદાબ્હેન મહેતાએ આપેલું ભાષણ.



શ્રી ભાવનગર મહિલા મંડળની સમિતિના સભ્યો—પ્રમુખ : સૌ. યશોમતીબહેન પટ્ટણી

# શ્રી ભાવનગર મહિલા મંડળ

## શરદુત્સવ : ૧૯૯૫

### ( શુક્ર તા. ૨૦ : ૧૦ : ૧૯૩૯ )

( એક ખબરપત્રી તરફથી )

શ્રી ભાવનગર મહિલા મંડળનો આ વર્ષનો શરદુત્સવ પહેલીજ વાર આવી સુન્દર ને ભવ્ય રીતે શ્રી દરબાર હૉલમાં નામદાર મહારાણીશ્રી તથા ભાવનગરની પ્રતિષ્ઠિત મહિલા મંડળ સમક્ષ ભજવાયો હતો. શ્રી દરબારી ઇજનેર ખાતાના તથા રાજખર્ચના સહકારથી તથા કોલેજના નાટ્યકલા મંડળના આધારપદ શ્રી દેવેન્દ્ર દેસાઇ જેવા વિદ્યાર્થીઓના બુદ્ધિ-ચાતુર્યથી રંગવિધાન ઘણુંજ આકર્ષક નીવડ્યું હતું. કાર્યક્રમ નીચે મુજબ હતો—

કાર્યક્રમ—

૧ પૂજાનૃત્ય. ( સુકન્યા, સરોજ, ઉર્મિલા, મર્મલતા ) ૨ સ્વાગતગીત. ૩ દાંડીઆરાસ ( દેવયાની, તરલિકા ). ૪ નિવેદન ( મંત્રી, શ્રી વિનોદિની યાજ્ઞિક તરફથી ). ૫ 'પૂર્ણિમા'-દર્શન પહેલું. ૬ બુલબુલ-તરંગ (બાલ-વાડી) ૭ 'પૂર્ણિમા'-દર્શન બીજું. ૮. સંગીત ( શકુન્તલા ) ૯ 'પૂર્ણિમા'-દર્શન ત્રીજું. ૧૦ વાદ્યસંગીત ( જયસુમતીબ્હેન ). ૧૧ રાસ (હાંડીનો) ( જયેશ્વરી, શર્મિષ્ઠા ) ૧૨ સંગીત ( બાલ-વાડી ). ૧૩ પતંગ-નૃત્ય (દિવ્યલતા). ૧૪ સંગીત ( તારાબ્હેન પારેખ ). ૧૫ રાસ ( વીણા, વિમલા ). ૧૬ ભજન-શ્રી. કમળા-બહેન ઠક્કર ૧૭ રાસ ( નાની બાળાઓ ) ( જયન્તિકા, હેમન્તિકા, હસમુખ ). ૧૮ સંધ્યા-નૃત્ય ( સુકન્યા, સરોજ ). ૧૯ સંગીત ( વિમળ, સરયુ ). ૨૦ વૃન્દવાદન, ૨૧

અભિનય-ગીત ( કૃષ્ણ, ગોપી, યશોદા ). ૨૨ રાસ (મહાકાલી) ( મનોરમા, દિવ્યલતા ). ૨૩ ફેન્સી ડ્રેસ ( બાળકો ). ૨૪ ના. અ સૌ. મહારાણીશ્રીના વરદ હસ્તે લ્હાણી. ૨૫ પુષ્પહાર.

× × ×

આ કાર્યક્રમમાં શ્રી. વનલીલાનું બંગાલી નૃત્ય ઉમેરવામાં આવ્યું હતું. આ શાંતિ-નિકેતન શૈલીનું નૃત્ય અત્યંત પ્રશંસા પામ્યું હતું. ઉપરાંત દિવ્યલતા મોતીભાઇ ઓઝાનું " પતંગ નૃત્ય " એટલું સ્વાભાવિક સરલતા ને કોમળતાથી રજુ કરવામાં આવ્યું હતું કે જોનાર મુગ્ધ બને. કુ. સુકન્યા તથા સરોજનું " સંધ્યાનૃત્ય " પણ સારૂં હતું, છતાં જે કૃષ્ણ-ગોપીને યશોદાનું અભિનય ગીત મન-હરદીને રજુ કરવામાં આવ્યું તે ચિરજીવ માનસિક છાપ પાડે તેવું ઘણાંને લાગ્યું હતું

છૂટક વાદ્ય તથા શ્રી તારાબેન પારેખે અગાધી ગોઠવેલું સહવાદન તથા શ્રી કમળાબેન ઠક્કરનું ભજન તથા બીજા સંગીતના પ્રયોગો એકંદરે સફળ ગણી શકાય; જો કે જે પાંચ રાસ વિવિધ અભિનયથી રંગબેરંગી પ્રકાશમાં તથા રમણીય વેશ પરિધાન તથા ઉપસ્કર સહિત રજુ થયા તે અવનવી ભાત પાડી પ્રેક્ષકને મોહ પમાડે તેવા હતા; નાની બાળા-ઓએ પણ પોતાનો ભાગ સુન્દર રીતે ભજવ્યો હતો.

આમ સંગીત, નૃત્ય, રાસ ત્રણે આકર્ષક કરે તેવા હોવા છતાં સૌથી વધારે મનહર કલાકૃતિ તો શ્રી. ઇન્દુલાલ ગાંધી રચિત પૂર્ણિમા નાટિકા-ત્રણ પ્રવેશમાં-રજુ કરી તે હતી. સૌ. અક્ષયકુમારી વૈદ્યે નાયિકા પૂર્ણિમા તરીકે પહેલેથી છેવટ સુધી અજબ સ્વાભાવિ-કતાથી પાત્રને ન્યાય આપ્યો હતો જે રીતે હિન્દુસંસારમાં પ્રેમલીલાના લગ્નમાં એક ઝેક શિક્ષિત, સંસ્કારી આર્યબાળા એક નિશ્ચયથી સહકાર કરી ઉચ્ચ પ્રકારના શૌર્ય તથા શાંતિથી પોતાનું બલિદાન આપે તે રીતે અસર પ્રેક્ષક વર્ગમાં-ઘણું સફળ રંગવિધાન હોવાથી-થઈ હતી. યશોદા કાકી જમાનાના ખાધેલાં જે આપણા વ્યવહારમાં ધમાલ મચાવી કાર્ય પાર ઉતારવાનાં ફાંફાં મારે છે તે પાત્રને સૌ. મંદાકિની દેસાઇએ પણ આબેહૂબ અભિનય યુકત ન્યાય આપ્યો હતો. ઉપરાંત કુ. તારા દોષી, ઇન્દુમતી ગાંધી, ઉષા શાહ, ઇન્દુમતી ભટ્ટ, તથા જયા શાહે સુન્દર સહયોગ સાધ્યો હતો.

આ રીતે આ સુન્દર કાર્યક્રમને જે ભાવનગર મહિલા મંડળે રજુ કર્યો તેવો કલાત્મક ને મનહર કાર્યક્રમ ૧૯૩૩માં ભાવનગર મહિલા મંડળની બેનોએ રજુ કર્યો હતો, ૭ વર્ષ પછી આટલો વિવિધ અને સરસ રીતે કાર્યક્રમ બેનોએ ફરી રજુ કર્યો એમ કહી શકાય

× × ×

પરંતુ આ કાર્યક્રમ કરતાં પણ વધારે સંગીન ને લોકોપયોગી કાર્ય તો આ સંસ્થા જે છેલ્લાં લગભગ બે વર્ષથી નિરંતર કર્યા કરે છે, તે છે. કાર્ય શું શું થાય છે ? તે કોણ કામ કરે છે ને કોણ કોણ લાભ લે છે તેનો ખ્યાલ નીચેના મહિલા મંડળના મંત્રી-ઓના વિગતવાર નિવેદન ઉપરથી આવી શકશેઃ-

પછી વિશેષ લખવાનું રહેતું નથી.

ત્રણ મંત્રીઓ—શ્રી વિનોદિની યાજ્ઞિક, શ્રી જયાકુમારી દોશી ને શ્રી સુમનબ્હેન મ્હેતા તરફથી શ્રી વિનોદિની યાજ્ઞિકે રજુ કરેલું નિવેદનઃ—

ના. અ. સૌ. મહારાણીસાહેબ તથા અન્ય સર્વ બ્હેનો,

આજે આપ સહુએ અહીં પધારી અમારી તરફ જે માન તથા પ્રેમ દર્શાવ્યાં છે તે માટે

મંડળ તરફથી અમ્હે આપ સહુનો આભાર માનીએ છીએ. તા. ૩-૧-૩૯ થી આ મંડળ શરૂ થયું છે. આગલા વખતમાં આ પ્રકારનો ઉત્સવ નામ. મોં. મહારાણીસાહેબના પ્રમુખ પદ પહેલી જ વાર ઉજવે છે.

આ મંડળનો મુખ્ય ઉદ્દેશ સ્ત્રી જીવનમાં સેવા ભાવના સંસ્કાર, આનંદ, ઉલ્લાસ, જ્ઞાન તથા એકતા પ્રેરવા અને પોષવાનો છે. આને માટે મંડળ તરફથી વ્યાખ્યાનો, ક્રિયાઓ, ઉત્સવો પ્રદર્શનો વગેરે યોજનના પ્રયત્નો કરવામાં આવે છે.

હુન્નર ઉદ્યોગના વર્ગો તથા શિક્ષણવર્ગો ચાલુ થયા છે. પ્રથમ વિભાગમાં શિવણ ભરત તથા ગુંથણ આવે છે. બીજામાં અંગ્રેજી, ગુજરાતી સંગીત, હિંદી સંસ્કૃત ચિત્રકામ તથા નર્સીંગ આવે છે. અને જણાવતાં આનંદ થાય છે કે બન્ને વિભાગોમાં બ્હેનો ખૂબ રસથી કામ કરી રહ્યાં છે અને બ્હેનોની સંખ્યા વધતી જાય છે. ત્રણ પગારદાર શિક્ષિકાઓ રાખવામાં આવ્યાં છે, જે મંત્રીઓની દેખરેખ અને સૂચના નીચે સારૂં કામ કરે છે. કેટલાંક બીજા બ્હેનો શ્રીમતિબ્હેન તથા કુમુદબ્હેન દેસાઈ પણ યથાશક્તિ મદદ આપે છે. સંગીત સૌ. તારાબ્હેન પારેખ શીખવે છે. મંડળની શરૂઆતથી જ આ બ્હેન સમયને સારી સેવા આપે છે. આજના કાર્યક્રમમાં વૃન્દવાદનની વ્યવસ્થા તેમની જ છે. ઉદ્યોગ વિભાગમાં મંડળ તરફથી તેલ (માથામાં નાખવાનું) તથા સાબુ વગેરે બનાવવાનું રાખ્યું છે. તેની વ્યવસ્થા શ્રીમતિબ્હેન મ્હેતાને સોંપવામાં આવી છે. મંડળ દ્વારા આ વસ્તુઓનું વેચાણ સારૂં થાય છે.

દર શનિવારે 'બાલ-વાડી' ચાલે છે. નર્મદાબ્હેન રાવળ તથા તારાબ્હેન પંડિત તે ચલાવે છે, સરોજિનીબ્હેન ધોળકીઆ તથા બીજા કેટલાંક બ્હેનો મદદ કરે છે. મંડળના સભ્યોનાં બાળકોને (પાંચ થી દસ વર્ષના) દર શનિવારે બપોરે ચારથી ૭ રમત ગમત વાર્તાઓ પર્યટનો તથા સંગીત દ્વારા સંસ્કાર, જ્ઞાન અને આનંદ આપવામાં આવે છે. નેતર કામ પહેલાં શીખવવામાં આવતું હતું. હાલમાં તે ઉપરાંત સાબુના રમકડાં બનાવવાનું તથા કેટવર્ક શીખવવામાં આવે છે. નદની બ્હેનોને ભરત કામ પણ શીખવાય છે. ન્હાના બાળ



કુ. દિવ્યકાન્ત મેનીબાઈ આદેશું ... પનમનુભા

પુસ્તકોની લાયબ્રેરી પણ છે. આજના કાર્ય-ક્રમમાં 'બાલ–વાડી'નાં બાળકોનાં બે ત્રણ સંગીત છે.

અત્યાર સુધી સભ્યોની કુલ સંખ્યા ૩૧૫ છે. તેમાંના ૧ સહાયક (વાર્ષિક રૂ ૧૦) આપનારાં), ૨૯ શુભેચ્છક (વાર્ષિક રૂ. ૫ આપનારાં) અને બાકીનાં ૨૮૫ સામાન્ય (વાર્ષિક રૂ. ૧ આપનારાં) સભ્યો છે.

**મંડળના કાર્યની રૂપરેખાઃ—**

આ પાછલાં બે વર્ષોમાં મંડળે શું કામો કર્યાં તેની માહિતી આપ સહુને આપવી અસ્થાને નહિ ગણાય.

**ઉત્સવોઃ—**

ગયા વર્ષે તેમજ આ વર્ષે ગૌરીવ્રત ઉત્સવો ઉજવવામાં આવ્યા હતા.

રાસ, ગરબા, તેમજ કમળાબ્હેન ઠક્કરનાં આખ્યાનો ગોઠવ્યાં હતાં. ગયે વર્ષે શરદુત્સવ ઉજવવામાં આવ્યો હતો. દશેરાને દિવસે સંમેલન રાખવામાં આવ્યું હતું. ગરબા, નૃત્ય વગેરે કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો હતો અને સૌ. કુસુમબા સાહેબને હાથે લ્હાણી આપવામાં આવી હતી.

**આખ્યાનોઃ—**

કમળાબ્હેન ઠક્કર, શાન્તિભાઈ મ્હેતા તથા શાસ્ત્રીજી દત્તણુઆનું 'મીરાંબાઈ' નું આખ્યાન એમ ગોઠવવામાં આવ્યાં હતાં.

**વ્યાખ્યાનોઃ—**

કમળાબ્હેન પારેખ તથા ચંદનબ્હેન પારેખ અમેરીકાથી પાછાં ફર્યાં ત્યારે તેમના અનુભવોનો લાભ બ્હેનોને મળે એમ યોજના કરવામાં આવી હતી. ગયા 'શરદુત્સવ' માં સૌદામિની બ્હેન મહેતા 'સ્ત્રીઓના પ્રશ્ન' ઉપર બોલ્યાં હતાં. શારદાબ્હેન મ્હેતાએ 'સ્ત્રીઓનું સંગઠન' ઉપર વ્યાખ્યાન આપ્યું હતું. રાજકુમારી અમૃતકુંવર પણ પધાર્યાં હતાં અને સ્ત્રીઓની ઉન્નતિ વિષે કેટલાક વિચારો દર્શાવ્યા હતા તથા માર્ગો બતાવ્યા હતા. શાન્તિલાબ્હેન ત્રિવેદી 'સ્ત્રીઓ અને સમાજ સેવા' ઉપર બોલ્યાં હતાં. ગૌરીવ્રતોત્સવ વખતે 'આપણા ઉત્સવો' ઉપર વ્યાખ્યાન આપ્યું હતું. સુશિલાબ્હેન વ્યાસ જે સ્ત્રીઓની કોલેજ-માં ગ્વાલીઅરમાં પ્રોફેસર તરીકે કામ કરે છે, તે પણ મંડળમાં આવ્યાં હતાં અને સ્ત્રીઓ સમાજ સેવા કેવી રીતે કરી શકે તથા ઉપયોગી વધારે કેમ થઈ શકે તે સમજાવ્યું હતું. આમ સંસ્કારી અને કેળવાયલી બ્હેનોના આ સમૂહને લાભ મળે તેવી તકો લેવામાં આવે છે. 'ભક્તિની' સમાજના કાર્યકર્તા શ્રી ચિતલીઆ બે વખત મંડળની મુલાકાતે આવ્યા હતા. લાઠી મહિલા પરિષદ્ વખતે મંડળ તરફથી પ્રતિનિધિ તરીકે જયાબ્હેન દાણી તથા બીજાં બ્હેનો ગયાં હતાં. અને મંડળના કાર્યનો અહેવાલ ત્યાં વાંચવામાં આવ્યો હતો. સદ્ભાગ્યે આ વખતે 'સ્નેહરશ્મિ', રમણલાલ દેસાઈ તથા ઉમાશંકર જોશી જેવા ગુજરાતના પરિચિત લેખકો તથા કવિઓનો લાભ બધાને મળ્યો હતો. બ્રહ્મનિષ્ઠ શ્રી મોતીલાલભાઈ મ્હેતાના ધાર્મિક પ્રવચન તથા તત્ત્વજ્ઞાનની વાતોમાં બ્હેનોએ રસ સારો લીધો હતો.

દર અગીઆરશે મંડળમાં ભજનો, ધાર્મિક પ્રવચન કે હરિ કથા રાખવામાં આવે છે. દર રવિવારે 'નર્સીંગ' ના વર્ગો લેવાય છે. ગયા વર્ષે અજવાળી બ્હેન ભટ્ટ તથા લલિતાબ્હેન મ્હેતા આ વર્ગો લેતાં હતાં અને એ બ્હેનોની નિઃસ્વાર્થ સેવા માટે અમે આભાર માનીએ છીએ. આ વર્ષે હમણાં કેટલાક વખતથી ડૉ. કાણે સાહેબ આ વર્ગ લે છે અને સારી સંખ્યામાં બ્હેનો હાજરી આપે છે.

આ ઉપરાંત કોઈ કોઈવાર બ્હેનોને



૭ બ્હેનોએ રંગભૂમિ ઉપર ભાગ લીધો તે ૨૬

સીનેમાની સારી ફીલ્મો બતાવવામાં આવે છે. ગયા વર્ષે 'મુક્તિ' તથા 'જીવનપ્રભાત' અને આ વર્ષે 'મધર ઇન્ડીઆ' તથા 'સંત તુલસીદાસ' બતાવવામાં આવ્યાં હતાં. મંડળ તરફથી બ્હેનો સરકસનો ખેલ પણ જોવા ગયાં હતાં. કોલેજમાં 'વિજ્ઞાન-પ્રદર્શન' બ્હેનોને બતાવવામાં આવ્યું હતું.

પર્યટન તથા ઉજાણીની ગોઠવણ પણ એક બે વાર કરવામાં આવી હતી.

**રમતો :**

દિવાળીમાં ગયા વર્ષે રમતો ગોઠવવામાં આવી હતી અને લગભગ ૭૦ બ્હેનોએ ભાગ લીધો હતો. રમતો નીચે પ્રમાણે ગોઠવવામાં આવી હતી.

| | |
|---|---|
| ૧ દોડવાની | ૬ દડો અને બાલદી |
| ૨ લીંબુ ને ચમચો | ૭ બેડમિન્ટનની હરિફાઈ |
| ૩ પનીહારી | ૮ મ્યુઝીકલ ચેર |
| ૪ સોય દોરાની રમત | ૯ રંગોળીની હરિફાઈ |
| ૫ ટાબડી અને બરેટા | |

હવે મંડળ પગભર થતું જાય છે. આ પ્રમાણે વાર્ષિક ઉત્સવો ઉજવવાથી બ્હેનોમાં એકતા તેમ જ સાથે કામ કરવાની શક્તિ કેળવાય છે. હજુ મંડળનો વિકાસ પૂરો સાધવા માટે પૈસાની સાધન સગવડ અને ભાવનગરની શિક્ષિત બ્હેનોના પૂરા સહકારની આવશ્યકતા છે. ના. મહારાણીશ્રીએ શરૂઆતમાં જ મંડળને બહુ જ સારી રકમ આપીને બધાને પ્રોત્સાહન આપ્યું છે. તે માટે મંડળ તેમનો આભાર માને છે. રાજ્યની સહાનુભૂતિ તેમ જ આર્થિક સહાય ઉપરાંત સૌ. યશોમતીબ્હેન પટ્ટણીની સલાહથી જરૂર કાર્ય સારું થઈ શકશે તેવી આશા છે. બ્હેનોમાં સહકારવૃત્તિ કેળવાય તો 'પરિણામ' સારું આવશે અને મંડળનું નાવ સારી રીતે આગળ ધપશે, જતે દિવસે.' જ્યોતિસંઘ 'ની માફક આ સંસ્થા લોકોપયોગી થાય, બ્હેનો પોતે પોતાના પગ ઉપર ઉભાં રહેતાં શીખે તેમ જ પોતાનો નિર્વાહ શિક્ષણ ને સંસ્કારથી કરવાની

શક્તિ મેળવે, અને બ્હેનોને સાધન સગવડ મળી શકે તેને માટે પ્રયત્નો કરવા એવી મંડળની ભાવનાઓ છે. ઔદ્યોગિક શિક્ષણ ઉપરાંત બહેનોની નિરક્ષરતા દૂર કરી તેમને લખતાં વાંચતાં શિખવવું એ માટે પ્રયત્નો શરૂ કરી દીધા છે. રાષ્ટ્રીય ભાષા હિંદીનું શિક્ષણ બધી બ્હેનોને આપવા માટે પ્રયાસો કરવાની ઇચ્છા છે.

મકાનની અગવડતા દૂર કરવા મંડળના પ્રમુખશ્રી તરફથી એક સારો લાભ થોડા વખતમાં થવાનો છે. આ સંસ્થામાં પ્રમુખશ્રી મંડળની દરેક પ્રવૃત્તિમાં રસ લઇ બધાને પ્રેરણા આપે છે. આખા વર્ષ દરમિયાન જે જે બ્હેનોએ આ સંસ્થાને મદદ કરી છે તેમનો અમે આભાર માનીએ છીએ. મંડળની કાર્યવાહક સમિતિમાં નીચે પ્રમાણે બ્હેનો છેઃ–

પ્રમુખ :

૧ સૌ. યશોમતીબ્હેન પટણી

ઉપપ્રમુખો :

૨ સૌ. વસુમતીબ્હેન દેસાઇ અને
૩ સૌ. અન્નપૂર્ણાબ્હેન કાણે.

મંત્રીઓ :

૪ શ્રી. વિનોદિની યાજ્ઞિક
૫ ,, જયાકુમારી દાણી
૬ ,, સુમનગૌરી મ્હેતા

ખજાનચી :

૭ શ્રી. તારાબ્હેન પારેખ
૮ ,, શ્રીમતીબ્હેન મ્હેતા
૯ ,, સવિતાબ્હેન પટ્ટણી
૧૦ ,, દરઆગીબ્હેન ભટ્ટ
૧૧ ,, કુમુદબ્હેન દેસાઇ
૧૨ ,, કલ્યાવતીબ્હેન ઓઝા
૧૩ ,, કનકમતીબ્હેન દેસાઇ
૧૪ ,, તારાબ્હેન દિવેચા
૧૫ ,, ગોમતિબ્હેન પાઠક
૧૬ ,, વિરમતીબ્હેન ત્રિવેદી
૧૭ ,, કમળાબ્હેન ઠક્કર
૧૮ ,, ચન્દ્રકાન્તાબ્હેન ભટ્ટ
૧૯ શ્રી. નર્મદાબ્હેન રાવળ
૨૦ ,, તારાબ્હેન પંડિત
૨૧ ,, સરોજબ્હેન ધોળકીયા
૨૨ ,, શાન્તિલાબ્હેન ત્રિવેદી
૨૩ ,, કૃષ્ણાબ્હેન શેઠ
૨૪ ,, તારાબ્હેન ત્રિવેદી
૨૫ ,, અખિલેશ્વરીબ્હેન મ્હેતા
૨૬ ,, જસુબ્હેન બધેકા

આજના કાર્યક્રમ પરત્વે જે વિગતો છાપી નથી તે વિષે બે શબ્દો કહેવા ધારું છું. નાટિકામાં આપણા લગ્નજીવનનો ગંભીર પ્રશ્ન લેખકે ચર્ચ્યો છે. સાથે લગ્નનું વાતાવરણ ઉભું કરવાથી કલાના અંશો પણ જળવાયા છે.

સંધ્યાના નૃત્યમાં બાળાઓ અસ્ત થતા સૂર્યનો ભાવ અભિનયથી બતાવે છે. પછી સંધ્યા અને રજનિના ઉરમાં તેના વિયોગથી થતો વિલોપાત પ્રદર્શિત કરે છે અને સૂર્યદેવને ઉભા રહેવાની વિનંતી કરે છે. તોફાની સમુદ્રમાં ઉછળતા મોજા અને તેની વચ્ચે માનવની હોડી ( એ દર્શન ) અભિનયથી બતાવે છે. ચારે પાસ વાદળ પથરાયેલ છે. અને તેમાં કોઇ મહાન વિભૂતી ,પોતાના નષ્ટ થતા તેજથી અંતરમાં મહા વ્યથા અનુભવી કોઈ નિયંત્રિત કર્તાના યોજેલ તંત્રમાં ' ખામી નહિ કાઢતાં માનવને ' કે કોઇને એનાં કારણ નહિ આપતાં પોતાના માર્ગે જતો રહે છે– તેનું દર્શન થાય છે અને છતાં માનવ તેને તેની પ્રકાશધારા વહાવવા આજીજી કરે છે. છેલ્લા મહાકાળીના રાસમાં નવરાત્રિનો ઉત્સવ પાવાગઢના રાજ્ય મહેલમાં થઇ રહ્યો છે. મહારાણી સાથે બ્હેનપણાં હોવાથી મહાકાલી ગરબે રમવા આવ્યાં છે. રાસ પુરો થયા પછી મહાકાલી મહારાણી સાથે આનંદ–ઉત્સવ નૃત્ય કરે છે.

આજના ઉત્સવના કાર્યક્રમમાં જે બ્હેનો–એ ભાગ લીધો છે તેમ જ જે બ્હેનોએ સાધનો આપવામાં મદદ કરી છે તેમનો આભાર માનીએ છીએ.

અંતમાં ફરીથી ના. મહારાણીશ્રી તથા આપ સહુનો આભાર માનીએ છીએ.

---



# ભૂલાઇ જતી લોક-કથાઓ



લેખક શ્રી. પ્રાણુલાલ કીરપારામ દેસાઇ

## ( ૧ )

## સાત કુંચીઓનો ઝુમખો

[ ડિસેમ્બર અંકના પાન ૨૦૧ થી ચાલુ ]

સ્તંભતીર્થના રાજા રામસિંહનો વફાદાર પ્રધાન ચતુરસિંહ ચિત્રવાળી રાજકન્યાની શોધમાં વહાણમાં બેસી સ્તંભતીર્થથી નીકળી પડયો. એણે વેપારીનો વેશ ધારણ કર્યો હતો. અને પોતાના વહાણમાં સ્તંભતીર્થ તથા તેની આજુબાજુના પ્રદેશમાં ઉત્પન્ન થતી ખાસ વખાણવા યોગ્ય ચીજો ભરી હતી. પોતાની સાથે તેણે કેટલાક બુદ્ધિશાળી અને વિશ્વાસપાત્ર ખાસ માણસોજ લીધા હતા વહાણના ખલાસીઓને તેમ પોતાની સાથે લીધેલા માણસોને તેણે સૂચના કરી હતી કે પોતે કોણ છે અને શા હેતુથી તે આ સફરે નીકળેલો છે તે સબંધી એક પણ શબ્દ તેમણે કદી પણ ઉચ્ચારવો નહિ. અને પોતે વેપારીજ છે એવો દેખાવ તેમણે વહાણ ઉપર રાખવો અને બીજાઓના મનમાં પણ એવોજ ખ્યાલ આવે એવી જાતનું તેમણે બધાએ વર્તન રાખે જવું.

સ્તંભતીર્થથી વહાણે દક્ષિણ દિશાનો રસ્તો લીધો અને પહેલો તેમણે ભૃગુકચ્છ (હાલનું ભરૂચ) બંદરે મુકામ કર્યો ભૃગુકચ્છના આગેવાન વેપારીઓ સાથે તેમણે કેટલીક માલની લેવડદેવડ કરી તેમ ત્યાંથી પણ કેટલોક ખાસ વખાણવા લાયક માલ બીજા બંદરોએ વેચવાને માટે પોતાના વહાણમાં લીધો. વેપારીઓ સાથે વાતચીત દરમીઆન તેણે પોતાની સાથે લીધેલું રાજકુમારીનું ચિત્ર બતાવ્યું અને એ રાજકુમારી કોણ છે તેની માહિતી મેળવવનો પ્રયત્ન કરી જોયો. પણ તેને કોઇ પણ જાતની માહિતી મળી શકી નહિ આ રીતે સફર કરતાં કરતાં અને દરેક બંદરે પોતાની સાથે આણેલો કેટલોક માલ વેચી નવો માલ ખરીદતાં ખરીદતાં અને બંદરે બંદરે જાણીતા વેપારીઓને રાજકુંવરીનું ચિત્ર બતાવી તેના સબંધમાં પૂછપૂછ કરી માહિતી મેળવવાનો પ્રયત્ન કરતા કરતાં આખરે તેઓ સોપારા બંદરે આવી પહોંચ્યા. ચિત્રવાળી રાજકુંવરી સબંધી કોઇ પણ જાતની માહિતી અત્યાર સુધી ચતુરસિંહ પ્રધાન મેળવી શકયો નહોતો દરેક બંદરે તેના પ્રયત્નોમા તેને નિષ્ફળતાજ મળી હતી પણ સોપારા બંદરના વેપારીઓને ચતુરસિંહે એ ચિત્ર બતાવ્યું કે તરતજ તેઓ બોલી ઉઠયા કે, " આ ચિત્ર તો અમારા રાજાની કુંવરીનું હોય એમ અમને લાગે છે રાજકુંવરી ચિત્રમાં દેખાય છે તેના કરતાં હાલમાં તો ઘણી મોટી થઇ ગઇ છે તેથી એકદમ તો કહી શકાય નહિ કે આ ચિત્ર અમારી રાજકન્યાનું જ છે પણ આ ચિત્રની રાજકન્યાની મુખાકૃતિ અમારી રાજકુંવરીને આબાદ મળતી આવે છે કુંવરીની નાની વયમાં કોઇ ચિતારાએ આ ચિત્ર દોરેલું હોય એમ લાગે છે,

તમારી પાસે આ ચિત્ર ક્યાંથી આવ્યું ?" ચતુર ચતુરસિંહે આ પ્રશ્ન પુછનાર વેપારીઓને ઉડાઉ જવાબ આપી શાંત કરી દીધા. અને પોતાની પાસે સોપારાના રાજાની કુંવરીનું નાનપણનું ચિત્ર છે. એ વાત કોઈ જાણે નહિ તેમ જે વેપારીઓને તેણે એ ચિત્ર બતાવ્યું હતું તેઓ એ ચિત્ર સંબંધી વાત ફેલાવે નહિ તેને માટે તેણે હવે યુક્તિઓ કરવા માંડી. આ ચિત્રની વાત મૂળ તો તે એટલી બધી બેદરકારીથી કરતો હતો અને તેણે એવી ગોઠવણ કરેલી હતી કે વહાણ ઉપર તેની મુલાકાતે આવનારાઓ માત્ર અકસ્માતથી તે ચિત્ર જોવા પામતા હતા તેથી આ ચિત્રમાં ચતુરસિંહને કાંઇ ખાસ સ્વાર્થ હોય કે એ ચિત્ર પાછળ કાંઇ રહસ્ય હોય એવો ખ્યાલ ચિત્ર જોનારાઓને ભાગ્યેજ આવતો. પ્રધાનની આવા પ્રકારની યુક્તિને લીધે આ ચિત્ર સંબંધી વાત બીજાઓના મનમાંથી તે ઘણી સહેલાઇથી દુર કરી શક્યો પરંતુ આ ચિત્ર સોપારાની રાજકુંવરીનું જ છે કે કેમ તેની વધારે ખાત્રી કરવાની તેને હવે જરૂર લાગી; તેમ એ કુંવરી હજી સુધી કુંવારી રહેલી છે કે પરણી ગઇ છે કે પછી તેનાં વિધિસર લગ્ન હજી કાઈ સાથે ના થયાં હોય તો પણ અમુક રાજકુંવર સાથે તેના લગ્નની ગોઠવણ થઇ છે વગેરે બાબતની માહિતી પણ મેળવવાનું તેને જરૂરનું જણાયું.

ગામના લોકો સાથે વાતચીત કરીને તેણે એટલું તો જાણી લીધું કે સોપારાની રાજકુંવરીનાં લગ્ન હજી થયેલાં નથી. તેમ એની સગાઇ પણ થયેલી નથી. નજીકના ભવિષ્યમાં તેનાં લગ્ન થવાનો સંભવ પણ બીલકુલ જણાતો નહોતો. કુંવરીના લગ્નની બાબતમાં રાજકુંવરી પોતે તેમ તેનાં માતા પિતા બેદરકાર હતાં. એટલી ચોકકસ માહિતી તે મેળવી શક્યો. હવે રાજકુંવરીને પ્રત્યક્ષ જોઇ પોતાની પાસેનું ચિત્ર એનું જ છે તેની ખાત્રી કરી જોવાનું કાર્ય બાકી રહ્યું.

વેપારને બહાને તેણે સોપારા બંદરમાં લાંબો મુકામ કરવાનો વિચાર કર્યો. ગામમાં એક સારૂં મકાન ભાડે રાખી લીધું અને ત્યાં તેણે નિરાંતે રહેવા માંડ્યું અને માલ વેચવાનું અને ખરીદ કરવાનું કામ કરવા માંડ્યું. થોડા સમયમાં ચતુરસિંહ પ્રધાનને માહિતી મળી કે સોપારા નગરીથી દોઢ કોસને અંતરે મહાકાળી માતાનું મંદિર છે. નવરાત્રિના નવે દિવસોએ સંધ્યાકાળે રાજકુંવરી પોતાની કેટલીક સાહેલીઓ સાથે માતાજીનાં દર્શન કરવા જાય છે અને દર્શન કર્યા પછી થોડો સમય ત્યાં રોકાઈ મંદિરના ચોગાનમાં માતાજીના ગરબા ગાઈ આનંદ કરે છે અને પછી નગરમાં તેઓ પાછાં આવે છે. મહાકાળીના મંદિર પાસે એક ઓરડીમાં એક વૃદ્ધ પૂજારી રહે છે. રાજકુંવરી સંધ્યાકાળે મંદિરે માતાજીનાં દર્શન કરવા જાય તે સમયે મંદિરમાં તેમ તેની નજદીકની જગ્યાએ કોઇ પણ પુરૂષને આવવા દેતા નથી. ચતુરસિંહ પ્રધાનને તો ગમે તે ભોગે રાજકુંવરીને ધારી ધારીને જોવી હતી અને ખાત્રી કરવી હતી કે તેની પાસે જે ચિત્ર છે તે આજ રાજકુંવરીનું છે કે કોઇ બીજી એનું છે. તેથી રાજકુંવરીને ધારી ધારીને જોઇ શકાય એવી એક યુક્તિ તેણે લાંબો સમય વિચાર કરીને શોધી કાઢી. પોતે વૃદ્ધ તો હતો જ. તેની મુખમુદ્રા પણ એક પવિત્ર સાધુ પુરૂષના જેવી હતી. તેથી તેણે ભગવાં કપડાં પહેરી લીધાં અને સાધુનો વેશ ધારણ કર્યો. પોતાના હાથમાં એક તારવાળો તંબુરો લીધો. ખભે એક ઝોળી લટકાવી દીધી. ઝોળીમાં માત્ર એક તુમડી અને પાણી ખેંચવા માટે દોરી હતી અને બેચાર ભગવાં કપડાં હતાં. ભજનો ગાતો ગાતો તે નવરાત્રીને દિવસે બપોરે મહાકાળીના મંદિરે પહોંચી ગયો. મંદિરના ઉમરા આગળ ઉભા રહી તંબુરો તથા ઝોળી બાજુએ મુકી એક ભાવિક ભકતની માફક તેણે

આપી દીધી. મંદિરનો પૂજારી પોતાની ઓરડીએ જઈ સાધુને બોલાવી લાવ્યો મંદિરના ચોગાનમાં એક પાથરણું પાથરી બધાં બેઠાં. સાધુપુરુષે એક તારાથી એવાં તો સુંદર ભજનો લલકારવા માંડયાં અને પછી તેના સંબંધમાં એવી છટાથી પ્રવચન કરવા માંડયું કે ઘડીભર તો બધાં ભક્તિરસમાં તલ્લીન થઈ ગયાં. આ સમયે વૃદ્ધ સાધુએ પણ રાજકુંવરીને ધારી ધારીને જોઈ લીધી અને પોતાના મનથી ખાત્રી કરી લીધી કે મારી પાસે જે ચિત્ર છે તે જરૂર આજ રાજકુંવરીનું છે. કલાકેક સુધી ભજનો સાંભળી મોડું થઈ જાય એ બ્હીકે રાજકુંવરીએ મંદિરમાંથી વિદાયગીરી લીધી. પણ જતાં બે હાથ જોડી પ્રમાણ કરી સાધુને કહેતી ગઈ કે " તમે બે દિવસ જરૂર અહીંઆં રોકાઈ જજો. હું પિતાજીને કહી કાલે તમને રાજમહેલમાં પધારવાનું આમંત્રણ મોકલાવીશ આપ કાલે રાત્રે જરૂર રાજમહેલમાં પધારજો. આપના જેવા સંત પુરુષનાં ભજનો સાંભળી અમે બધા પવિત્ર થઈશું. "

બીજે દિવસે મંદિરના પૂજારી તથા તેના અતિથિને રાજાનું આમંત્રણ મળ્યું અને બંનેને રાજમહેલમાં લઈ જવા પાલખીઓ પણ આવી પહોંચી પાલખીમાં બેસી માનભેર બંને રાજમહેલમાં ગયા. રાત્રિ ભોજન પણ બંને એ રાજમહેલમાં જ કર્યું. રાત્રિ ભોજન પછી, રાજા, રાણી, રાજકુંવરી તથા બીજા કેટલાક ખાસ આમંત્રિત સ્ત્રી પુરુષો સમક્ષ કાશીથી પધારેલા સંત પુરુષે ભજનો ગાવા માંડયાં તેમનાં ભજનો તથા પ્રવચનોથી શ્રોતાજનો ખુબ પ્રસન્ન થયા, ભજનોને અંતે રાજાએ સાધુને નાણાની દક્ષિણા આપવા માંડી પણ સાધુએ અતિ નમ્રતાથી જવાબ દીધો, " હે રાજન, મારે તો અજાચક વ્રત છે તેથી હું દક્ષિણા લઈ શકતો નથી. વળી અમારા જેવા સાધુ પુરુષોને નાણાંની શી જરૂરત ? એ તો ખોટી માયા છે. ઉલટી એ અમને આપત્તિમાં નાખે. રાજાએ ઘણો આગ્રહ કર્યો પણ સાધુએ તો બીલકુલ દક્ષિણાનો સ્વીકાર જ ના કર્યો. સાધુએ આમ દાન લેવાની ના પાડી તેથી રાજાનો તેમ બીજાઓનો તેના પ્રત્યેનો પૂજ્યભાવમાં વધારો થયો અને તેની સાધુતા માટે કોઈને કશી શંકા રહી નહિ. મોડી રાતે મંદિરના પૂજારી સાથે આ બનાવટી સાધુ મહારાજ મહાકાળીને મંદિરે પાછા ફર્યા.

ચતુરસિંહ પ્રધાને રાજકુંવરીને જોવાય તેટલી જોઈ લીધી હતી. તેની તો હવે સોળે સોળ આની ખાત્રી થઈ ચુકી હતી કે પોતાની પાસેનું ચિત્ર આજ રાજકુંવરીનું ચિત્ર છે. બે ત્રણ દિવસ મંદિરના પૂજારીના આતિથ્યનો સ્વાદ ચાખી તે સોપારા નગરીમાં પાછો ફર્યો. સોપારા નગરીમાં રોકાવાનું તેને હવે કાંઈ ખાસ પ્રયોજન રહ્યું નહોતું તેથી બને તેટલી ઉતાવળ કરી પોતાની પાસે રહ્યો સહ્યો માલ વેચી દઈ બધું કામ તેણે ઝપાટાબંધ આટોપી લીધું અને રતંભતીર્થ તરફ પાછું પ્રયાણ શરૂ કર્યું.

આઠ દસ દિવસે તે પાછો રતંભતીર્થ પહોંચ્યો. પ્રધાને યુવાન રાજાને જણાવ્યું કે ચિત્રની રાજકન્યાની શોધમાં તેને સફળતા મળી છે અને તે સોપારા નગરની રાજકુંવરી છે. વધારામાં ખુશી થવા જેવું તો એ છે કે તે હજી સુધી કુંવારી છે અને નજદીકના ભવિષ્યમાં તેનાં લગ્ન થવાનો કાંઈ સંભવ પણ જણાતો નથી. " પ્રધાને પછી શી યુક્તિથી કુંવરીને ધારી ધારી જોઈ તેની પરીક્ષા કરી હતી તે બધું વિગતવાર રાજાને કહી સંભળાવ્યું. અને વધુમાં કહ્યું કે, " તેના સૌંદર્યમાં તો કાંઈ મણા નથી. તે માત્ર સુંદર છે એટલું જ નહિ પણ જેવી

તે સુંદર છે તેવી તે બુદ્ધિશાળી, વિદુષી અને રસિક છે. આપના પિતાશ્રીએ આપને માટે યોગ્ય જ પત્નીની પસંદગી કરી છે. પણ એ રાજકુંવરીને તેમણે ક્યાં જોઇ, ક્યારે જોઇ, કેવી રીતે જોઇ અને તેનું ચિત્ર પણ તેમણે કેવી રીતે પ્રાપ્ત કર્યું એ બધામાં મને એક મહાન ભેદ જેવું લાગે છે એ ભેદનું રહસ્ય મારા સમજવામાં આવતું નથી."

પ્રધાને સોપારાની રાજકુંવરીનાં કરેલાં વખાણ સાંભળી રામસિંહ રાજા તો એ રાજકુંવરીને પ્રત્યક્ષ જોવા તેમ તેનું હરણ કરી તેની સાથે લગ્ન કરવા અત્યંત અધીરો થઇ ગયો. પણ વૃદ્ધ પ્રધાને તરત જ તેના વ્યગ્ર ચિત્તને વ્યવહારિક મુશ્કેલીઓ તરફ દોર્યું અને તેની અધીરાઇને શાંત પાડી. તેણે કહ્યું "જો આપના પરમ પૂજ્ય પિતાજીએ એ કુંવરી સાથે લગ્ન કરવાની માત્ર આજ્ઞા કરી હોત તો તેની સાથે તમારાં લગ્ન કરી આપવાનું કાર્ય સહેલું હતું. હું પોતે જ તમારે માટે તેનું માગું કરત. મારી ભજનો સાંભળી સોપારા નગરનો રાજા, તેની રાણી તેમ ખુદ રાજકુંવરી પોતે પણ મારા ઉપર એટલા બધા પ્રસન્ન થયાં હતાં કે તેઓ મારું માંગું સ્વીકારત અને અહીંઆથી જાન કાઢી વાજતે ગાજતે આપણે સોપારા જાત અને ત્યાં ધામધુમથી આપનાં લગ્ન કરત અને એ કુંવરીને તમારી રાણી બનાવી અહીંઆં તેડી લાવત, પણ આપના પિતાશ્રીએ તો એનું માગું કરવાની તો તમને સાફ મના કરેલી છે. એનું હરણ કરીને જ એની સાથે તમારાં લગ્ન કરવાની એમની સ્પષ્ટ આજ્ઞા છે. એ આજ્ઞાનું તો આપણે પાલન કરવું જ જોઇએ, કારણ કે એમાં પણ કાંઈ ઉંડો ભેદ હોય એમ મને લાગે છે. વળી એક આજ્ઞાંકિત પુત્ર તરીકે સ્વર્ગસ્થ પિતાની આજ્ઞાનું સંપૂર્ણ પાલન કરવું એ પણ તમારો ધર્મ છે; માટે હવે એ રાજકુંવરીનું આપે કેવી રીતે હરણ કરવું તેની યુક્તિ આપણે વિચાર કરી ગોઠવવી જોઇએ.

લાંબા સમય સુધી વિચાર કર્યા પછી તેઓ કોઇ નિર્ણય ઉપર આવ્યા. ફરી પાછાં વહાણો તૈયાર કરવામાં આવ્યાં. એ વહાણોમાં રતંભતીર્થ તથા તેની આજુબાજુના પ્રદેશોમાં ઉત્પન્ન થતો માલ ભરવામાં આવ્યો પણ આ વખતે હાથ કારીગીરીના સુંદર નમુનાઓ, સુશોભિત રમકડાંઓ તથા કેટલીક મોતીની સુંદર માળાઓ પણ જોડે રાખવામાં આવી.

ચતુરસિંહ પ્રધાને પહેલાની માફક વેપારીનો વેશ લીધો. પોતાની જોડે આ વખતે તેણે યુવાન રાજાને પણ લીધો. યુવાન રાજા પાસે પણ વેપારીનો વેશ લેવડાવ્યો. આમ સંપૂર્ણ તૈયારી કરી રાજા તથા પ્રધાન નીકળી પડયા. આ વખતે તેમણે રસ્તામાં આવતાં જુદા જુદા બંદરોએ મુકામ કર્યો નહિ પણ પોતાનાં વહાણો સીધા સોપારા બંદર તરફ હંકારી ગયા.

( અપૂર્ણ )

[ ખમ્મા વીરાને જાઉં વારણે રે લોલ—એ રાહ ]

સાહેલી જગાવ સ્વાતંત્ર્ય ભાવના રે લોલ,
જેથી જામે તુમુલ ક્રાન્તિ યુદ્ધ જો—સાહેલી૦

બંકડા બનાવ સમરભેર ફૂંકતા રે લોલ,
જેના પડછંદ પડે દૂર દૂર જો—સાહેલી૦

યુગો થકી ઉરે વસ્યા રે લોલ,
ઉગ્ર જીવન મંથન થાય જો—સાહેલી૦

સુરમ્ય સર્જ નવ સંસ્કૃતિ રે લોલ,
નષ્ટ કરી અતિકૂડાભાવ જો—સાહેલી૦

તુજ હાર્દમાં ભરી અવનવી પ્રેરણા રે લોલ,
સર્જ ભાવિ અનેરું ધરી હામ જો—સાહેલી૦

અતિ પરિચયે અભાવ ઘણો રે લોલ,
એ છે જગમાં સનાતન સત્ય જો—સાહેલી૦

દેખ જગત ક્રાન્તિ વાંચ્છી રહ્યું રે લોલ,
પ્રિયા કલ્પના કહે નૂતન રચ જો—સાહેલી૦

ભલે વિશ્વ બને રુદ્ર નૃત્ય શું રે લોલ,
ભલે થાય સકળ લૂંટાલૂંટ જો—સાહેલી૦

આ જુલમ ત્યજી અન્ય સ્હેવો પડે રે લોલ,
છતાં અવનવું બનાવ ભયંકર વિશ્વ જો—સાહેલી૦

સર્વ મુખે સમરગાન સ્વાતંત્ર્યના રે લોલ,
એનો ધ્વનિ જગાવે સૂતા જગ જો—સાહેલી૦*

હરિપ્રસાદ ઠા. આચાર્ય

* 'ચારસંમેલન' તથા 'ક્રાન્તિ-ઝંખના'નાં પુષ્પો કાવ્ય અવલંબીત.

# -ઉ-૨-દ્વા-૨-

લેખક શ્રી હરિપ્રસાદ

ઉત્તર તરફના તીર્થોમાં સૌથી સરસ તીર્થ મને હરદ્વાર લાગ્યું છે હું ચાર વખત ત્યાં જઈ આવ્યો છું પરન્તુ હજી પ્રસંગ મળે તો જવાની ઇચ્છા કરું

ગંગાજી, હિમાદ્રિ વટાવીને અહીંથી સપાટ પ્રદેશમાં પ્રવેશ કરે છે કોઈ પણ દિવસે તમે જાવ, આખી હિન્દુ પ્રજાના પ્રતિનિધિઓ ગંગાજીનો સત્કાર કરવા પવિત્ર હરિદ્વાર કે હરદ્વાર આગળ એકઠા થયેલાં તમને મળશે સિન્ધુ, પંજાબ, સંયુકત પ્રાંત, ઉત્કલ બંગાળા ગૂજરાત અને દક્ષિણ તથા મદ્રાસ સુદ્ધાનાં સ્ત્રી પુરૂષો, ગંગાજીની આરતી ઉતરે છે તે વખતે દર્શનના ધ્યાનમાં નિમગ્ન થયેલાં તમે ગંગા તટે જોશો

કનખલ, કાંગ્રી, ઋષિકેશ અને લક્ષ્મણ ઝોલા અહીંથી જવાય છે બદ્રીકેદારની યાત્રા જવાનો બંદોબસ્ત પણ હરદ્વારથી જ કરવો પડે છે સ્થળ એટલું બધું પવિત્ર મનાય છે કે આ સ્થળે રહેનારને બ્રહ્મચર્ય પાળવાની આજ્ઞા છે અને તે એટલે સુધી કે અહીંના ગોરો પણ એ આજ્ઞાને માન આપી શકાય તે માટે દરરોજ અહીં આવે છે ખરા પણ રાત્રે જવાળાપુર જે અહીંથી બે ત્રણ માઇલ દક્ષિણે આવ્યું છે ત્યાં જતા રહે છે એમના રહેવાના ઘર જવાળાપુરમાં છે

યાત્રાનાં ઘણાં સ્થળો મેં જોયાં છે પણ હરદ્વારમાં જેવો હિન્દુ ધર્મ મને જીવતો લાગ્યો એવો બીજે ક્યાએ લાગ્યો નથી

આરતીનો સમય હતો સંધ્યાના રંગો એક પછી એક ખીલતા જતા અને વેગથી વ્હેતી મંગાનાં પાણીને રંગી દેતા હતા સેંકડો સ્ત્રી પુરૂષો આરતીના સમયે સ્નાનનું ખાસ પુણ્ય લેઇ રહ્યાં હતા 'જય ગંગે! જય ગંગે!' અવાજો સંભળાતા હતા. નોબત, ઝાલરો, ઘંટ શંખ, ડફ, મૃદંગ વગેરે વાગવા માંડયા સેંકડો દીવાઓથી રસિક રીતે ગોઠવાયલી બે આરતીઓ, ઉતરવા માંડી અને એ દીવાઓના પ્રતિબિંબ ગંગાજીમાં પડવા લગ્યાં ગુલાબના ફુલોથી અને દીવાઓથી શોભતા હજારો પડીઆ લોકોએ ગંગાજીમાં તરતા મૂકયા અને દૂર દૂર સુધી વ્હેતી આ ફુલો અને દીવાઓની હારો ને હારો ૧ માઈલ લાંબા ઓવારાને દે દિપ્યમાન કરી રહી! સામે જઈ મ્હેં આરતીઓ પ્રતિબિંબો, સ્નાન કરતા સ્ત્રી પુરૂષો અને આરતી પાસે ઉભેલા ચમ્મર ઢોળતાં, વાજીંત્રો વગાડતા અને તાળીઓ પાડતાં ભકતોને જોયાં

પાછો જ્યાં આરતી થતી હતી તે સ્થળે હુ ગયો અને સામી બાજુએ ઉભેલાં હજારો ઉત્સુક મુમુક્ષુ યાત્રીઓને જોવા લાગ્યો ભકતોનું સમગ્ર દર્શન અત્રે પ્રેરક અને પાવનકારી હતું મારી આખમાં આંસુ આવી ગયા ભગવાનની પ્રાર્થના કરતા કરતાં હું બોલ્યો કે "હે ભગવાન! આટલી બધી શ્રદ્ધા, આટલી બધી ભકિત અને આટલી બધી તને પામવાની તાલાવેલી છતાં, આદેશની પડતી કેમ થઇ છે તે તું મને કહે!'

x x x

આરતી લગભગ અડધો કલાક ચાલે છે પણ આરતીની પહેલાં અને પછી અનુક્રમે કુલ અડધો અને ૧૬ કલાક સુધી ગંગાકિનારે મેળો ભરાય છે તે જોવા લાયક છે

'તે વખતે સનાતનીયો હિંદુધર્મ અને

ઓને એ બહુ મદદરૂપ થાય. મ્હને તો આ ગ્રંથ અને એનાં ચિત્રો રસદષ્ટિએ પણ બહુ જ ઉત્તમ લાગ્યાં હતાં.

હરિની પીડીથી ઉત્તર તરફ થોડે દૂર જતાં ગંગાજીમાંથી કહાડેલી ન્હેરો જોવાય છે. એ કામ પણ એન્જીનિયરની દષ્ટિએ બહુ જ બુદ્ધિ ચાતુર્યવાળું કહી શકાય. સામે એક ચંડીની ટેકરી છે. એ ટેકરી પર હું ચ્હડયો નથી પણ ત્યાં જવાની હું વાંચકવર્ગને ભલામણ કરૂં છું, કારણ કે એ ટેકરી ઉપરથી ગંગાજીની અનેક લહેરોનું મનોહારી દૃશ્ય જરૂર જોવાલાયક હશે.

કાંગડી, સ્વ સ્વામી શ્રદ્ધાનંદના ગુરુકુળ જોવા માટે જવું જોઇએ. અને કનખળમાં માત્ર દક્ષ પ્રજાપતિનો યજ્ઞ થયેલો અને સતી ત્યાં મહાદેવજીને થયેલું અપમાન ન સહન થવાથી બળી મરેલાં એ સ્થાનના સ્મરણ માટે જવા લાયક છે. જો કે એમાં ઐતિહાસિક સત્ય કેટલું હશે તે તો કહેવું અશકય છે, પરન્તુ આપણી પૌરાણિક કથાઓના રોમાંચ ખાતર અને એની અદ્દભુતતાનાં સંવેદનોના અનુભવો લેવા ખાતર મ્હને આવાં સ્થાનો જોવાં ગમે છે.

પરન્તુ ઋષિકેશ, લછમન ઝોલા અને મસૂરી વિષે હજી મ્હારે ઘણું કહેવાનું છે તે આવતા અંકમાં.

---

## પનિહારી

[ રાગ—' રંગ રંગ વાદળીઓ ' ]

અમે ઉઠયાં પ્રભાતને પ્હોરે, કે
સૂર્ય કિરણુ ખીલે,
આ કુકડા બોલે: ઉમંગ રંગ ખીલી રહ્યાં !

અમે જતાં યમુનાને ઘાટે, કે
બેડું લઇ માથે,
સહીયર સહુ સાથે: ઉમંગ રંગ ખીલી રહ્યાં !

કાંઠે વાંસળી વગાડે સુધીર, કે
સુ ભ દ્રા ના વી ર,
ઉડાડે આછાં નીર: ઉમંગ રંગ ખીલી રહ્યાં !

ઉષા ઉતરી, જો ! પ્હેરી લાલ સાડી, કે
સૃ ષ્ટિ ને નિ હા ળી,
કુમ્કુમ્ વેરંતી ચાલી: ઉમંગ રંગ ખીલી રહ્યાં !

ભાવે પૂજન કરે સવિતા દહાડી, કે
પ્રગટયા હરિ-મોરારી,
સહીયર ઘેર ચાલી: ઉમંગ રંગ ખીલી રહ્યાં !

સૌ. સવિતાલક્ષ્મી ધ્રુવ

 

# મારા કરતાં બધાં સારાં



લેખિકા : મનોરમા ચિનુભાઈ

મને સવારે ફરવાની ટેવ છે. પ્રાતઃકાલની શુદ્ધ હવા મનુષ્યોને નવું જીવન આપે છે. જ્યારે જ્યારે હું ઘેર રહું છું ત્યારે ત્યારે સવારે ફરવા જવું એ મારે એક નિયમ જેવું થઈ ગયું છે. એક દિવસ સવારના ફરવા નિકળ્યો ત્યારે પવનની પરમાર્થ-વૃત્તિ ઉપર વિચાર આવવા લાગ્યો.

પશ્ચિમનો પવન વાતો હતો. મને વિચાર આવ્યો કે આ પવન કેટલી મહેનતને અંતે અહીં આવી પહોંચ્યો હશે ! ક્યાંથી ઉત્પન્ન થયો, અને કેટલા ઉપકાર કર્યા, એની કલ્પના કોણ કરી શકે ? હિન્દનો પશ્ચિમ-મહાસાગર અહીંયાથી આશરે છસો માઈલ દૂર હશે, એનાથી આગળ આફ્રિકા સુધી કેવળ નિર્જન સમુદ્ર જ છે. સંભવ છે કે તેની પશ્ચિમના અને તેનાથી પણ પશ્ચિમતરના પ્રદેશોમાંથી પર્વતો, નદીઓ, સમુદ્રો, મનુષ્યો અને જીવ-જંતુઓને જીવન અર્પતો આ વાયુ અહીં આવ્યો હશે, અને હવે અહીંઆના લોકોને સુખ આપતો, પોતાના કર્તવ્ય-પાલનને માટે શાંત ભાવથી પૂર્વ પ્રદેશો તરફ આગળ વધશે.

મ્હને થયું કે આ વાયુ આટલી બધી સેવા કરે છે તો પણ વર્તમાનપત્રોમાં એની ચર્ચા કેમ નથી આવતી ? વાયુને મ્હેં કહ્યું અરે વાયુ, દુનિયા ઉપર તું આટલો ઉપકાર કરે છે, તો પણ તારી સેવાની જાણ છાપામાં હું કદી વાંચતો નથી ! તું જે થોડું ઘણું કરે તેને ગાઈ વગાડી, મોટું રૂપ આપીને, તારે છાપામાં આપવું જોઈએ.

વાયુએ કહ્યું—કયું છાપું સારું છે ?

મ્હેં કહ્યું—હિન્દી, અંગ્રેજી ઘણાંએ છાપાં છે, બધામાં તારી પ્રશંસા છપાવ્યા કર.

પવને પુછ્યું—તમારાં છાપાં સૂર્યલોક અને ચંદ્રલોકમાં પણ જાય છે કે ?

મ્હેં કહ્યું—ત્યાં તો નથી જતાં.

વાયુએ મારી મૂર્ખતા ઉપર હસીને કહ્યું તમે પુરેપુરા કૂપમંડૂક ( કુવાના દેડકા ) છો તમારે મન તો થોડાક લોકો જ આખું બ્રહ્માંડ છે. મ્હેં તો પ્રાણીમાત્રની સેવા કરવાનું વ્રત લીધું છે, અને ઇશ્વરનું હૃદય એ મારું વર્તમાન પત્ર છે, ત્યાં બધી ખબરો એની મેળે પહોંચે છે. સારી ખોટી બધી વાતો ત્યાં છપાય છે. કોઈ પણ જાતનો ત્યાં પક્ષપાત નથી કોઈના કહેવાથી કોઈપણ ખબર ત્યાં છપાતી નથી, પરંતુ સત્ય હકીકત આપો-આપ ત્યાં છપાઈ જાય છે. હું તમારી પેઠે મૂર્ખ નથી કે જાહેરખબર રૂપી કીચડમાં ફસાઈ જાઉં. નિસ્વાર્થ ભાવથી ચુપચાપ પ્રાણી માત્રની સેવા કરવી એજ મારો ધર્મ છે, અને મારા સ્વામીને પણ એજ પ્રિય છે. ઠીક લાગતું હોય તો તમે પણ મારું અનુકરણ કરો

વાયુની આ સ્પષ્ટ વાતથી મને બહુ ખરાબ લાગ્યું. હું વાયુ જેવી વસ્તુનું અનુકરણ કરું ! મનમાં થયું કે એક ભાષણ ઠોકી પાડું. વર્તમાનપત્રોમાં તો એનું મનોરંજક વર્ણન આવશે જ. પરંતુ વાયુને તો, " लगन लगी पद पावन की "— એને મારું ભાષણ સાંભળવા જેટલી ફુરસદ ક્યાં હતી ? એ તો ' कामये दु:ख तप्तानां प्राणिनामार्ति नाशनम् " ગાતો

ઝડપથી ચાલ્યો ગયો. પછી મ્હેં મારો બધો ક્રોધ એક ઉંટ ઉપર કહાડયો. વાત એમ બની કે એક ઉંટ મહાશય એમનો થાક ઉતારવાને હાથપગ પછાડી પછાડીને ધૂળ ઉછાળી રહ્યા હતા. મ્હેં ધૂળથી કંટાળી ચીડાઇને કહ્યું કે તમે તદ્દન ગમાર છો. પશુ તો છોજ, પરંતુ તમારામાં બિલકુલ વિવેક નથી. અમે જે રસ્તે થઇને નિકળીએ છીએ ત્યાં ગરીબ માણસ પણ બાજુએ ઉભો રહી ઝુકીને નમસ્કાર કરે છે. અમે જ્યારે જ્યારે ફરવા જઇએ છીએ ત્યારે અમારા લાઠીધારી નોકરો રસ્તામાં આવનારનો દમ કહાડી નાંખે છે. ત્યારે અમને ઝુકીને નમસ્કાર કરવાનું તો દૂર રહ્યું પણ આ તો ઉલટું ધૂળ ઉરાડવા માંડી. આથી લાગે છે કે તું ગમાર તો છેજ અને ઉદ્ધત પણ છે.

આ ઉપરથી ઉંટે પોતાનો વ્યાયામ તો બંધ કર્યો પરંતુ મારી વાત સાંભળીને ખડખડાટ હસી પડયું. તેણે કહ્યું, તમે મૂર્ખ તો છોજ અને વળી સાથે અભિમાની પણ છોજ. હમણાંજ તમે વાયુને ઉપદેશ દેવાની ધૃષ્ટતા કરી રહ્યા હતા. વાયુ તો એક આદર્શ સેવક છે. એણે તમને કાંઇ કહ્યું નહિ ? પણ મ્હને ઉપદેશ દેવાની ધૃષ્ટતા ન કરતા. બસ, આટલુંજ સમજી લો કે મારા કરતાં તો તમે કયાંય નકામા છો. મ્હેં કહ્યું–અલ્યા ઉંટ, તું પશુ થઇને મનુષ્યને ઉપદેશ દેવા નિકળ્યો છે. મ્હને તારી બુદ્ધિ ઉપર દયા આવે છે. ઉંટનું મ્હોં ગંભિર થઇ ગયું. આંખોમાં તેજ ચમકવા લાગ્યું. પોતાનાં નસકોરાં ફુલાવીને એણે કહ્યું કે શું કેવળ મનુષ્ય દેહ મળવાથીજ મનુષ્ય પોતાને મનુષ્ય કહેવરાવવાનો અધિકારી થઇ જાય છે ? શું નાદિરશાહ, મહમૂદ ગજનવી, અને એવા એવા અનેક પાપી પોતાને મનુષ્ય કહેવાને અધિકારી થઇ શકે છે ? અને એમને મનુષ્ય દેહ મળ્યો એટલા ઉપરથી શું એ પોતાને અમ પશુઓથી ઉંચા સમજે છે ? જો તમે એવું માનતા હો તો તમારી બુદ્ધિને સો વાર ધિક્કાર છે.

હું કાંઇક ઠંડો પડયો. મેં કહ્યું—ભાઇ ઉંટ, એ પાપી માણસોની વાત ન કરો. એ તો નર રાક્ષસો હતા. પરંતુ હું તો એવો નથી. હું મારે માટે તો કહી શકું છું કે હું જાણું છું ત્યાં સુધી તો હું તમારા કરતાં તો કયાંય સારો છું.

ઉંટ ફરી હસીને કહેવા લાગ્યો–સારૂં, જરા બતાવો તો ખરા કે મારા કરતાં તમારામાં કઇ વાત સારી છે ?

હું વિચારવા લાગ્યો કે શું બતાવું ! છેવટે પૈસા સિવાય મારામાં કઇ વાત છે કે જેનો હું ગર્વ કરી શકું.

ખૂબ સાહસ કરીને મ્હેં ધીમે અવાજે કહ્યું—સારૂં જુવો, તમે જાણો છો, ત્યાગ મને કેટલો પ્રિય છે. સાદાઇથી રહું છું. ખાદી પહેરૂં છું. આ શું, કાંઇ થોડું છે ?

ઉંટે ગર્વપૂર્વક કહ્યું—એમાં ગર્વ કરવા જેવી શી વાત છે ? મ્હને જુઓ, હું તો કાંઇ પહેરતો નથી.

મ્હેં કહ્યું—વળી સાંભળો હું તદ્દન સાદું ભોજન કરૂં છું; મરચાં મસાલા પણ ખાતો નથી.

ઉંટે કહ્યું—સરસ ત્યાગ કર્યો ! મ્હને તો જુઓ, કેવળ સુકકાં પાંદડાં ચાવીને જ રહું છું !

મ્હેં કહ્યું—મ્હેં તો ગૃહસ્થાશ્રમનો પણ ત્યાગ કર્યો છે.

ઉંટે કહ્યું—આટલું અભિમાન કેમ કરો છો ? મ્હેં તો ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ પણ કર્યો નથી, એથી હું તો બાલબ્રહ્મચારી છું.

મ્હેં કહ્યું—મ્હારામાં ઇર્ષા, દ્વેષ વધારે

નથી. જુઠું બહુ થોડું બોલું છું. અને તે અજાણતાં. ગુસ્સો પણ થોડો જ આવે છે.

ઉંટે કહ્યું—એમાં તે શી મોટી વાત છે! મારામાં તો ધણીએ નથી, દ્વેષ નથી, અને ક્રોધ પણ નથી. મારી જીંદગીમાં જુઠું તો કદી બોલ્યોજ નથી.

મ્હેં કહ્યું—મારામાં સેવા વૃત્તિ છે.

ઉંટે કહ્યું—એના દાખલા તો હું દરરોજ જોઉં છું! કાલે એક પીળું વાછડું રડતું હતું, કારણ કે એની માતું દૂધ દરરોજ તમે પી જાવ છો. વાછડું તો બિચારૂં ઘાસ ખાઇને જીવન નિર્વાહ કરે છે. તે દિવસે સાંભળ્યું હતું કે તમે એક ઘોડાને પણ ખુબ દોડાવીને મારી નાખ્યો. શહેરના તમામ ઘોડાઓમાં આજ વાતની ચર્ચા હતી. એમની એક મોટી વિરાટ સભા થઇ હતી. એમાં મરનાર પ્રતિ સહાનુભૂતિ અને તમારા પ્રતિ તિરસ્કાર સૂચક ઠરાવ પણ પસાર કરવામાં આવ્યો હતો. કોણ જાણે કેટલાં ઉંટ, ઘોડા અને બળદોને તમે આ પ્રકારનું કષ્ટ આપ્યું છે! કેટલાં પશુઓને લંગડાં કર્યાં છે કેટલાંને તમારી મોટરના ધક્કાથી પાડ્યાં છે! સારૂં, સેવાના દમ મારો છો? મ્હને જુઓ, નથી કપડાં પહેરતો, જીભના સ્વાદ સાથે તો નામ માત્ર પણ સંબંધ રાખતો નથી. કેવળ સુકકાં પાંદડાં ખાઉં છું. તે છતાં નેતરની સોટી અને ચાબુકના ફટકા, અને ઠોકરો ખાતે ખાતે તમારા લોકોની નમ્રતા-પૂર્વક સેવા કરૂં છું. આને જ સેવા વ્રત કહે છે. તમારા લોકોથી સેવા કેવી રીતે થઇ શકે? તમારે પહેરવા કિમતી વસ્ત્ર જોઇએ, જમવા સ્વાદિષ્ટ ભોજન જોઇએ, તહેનાતમાં નોકર, રહેવાને મોટા મહેલ ફરવા માટે માગી ગાડી કે મોટર જોઇએ. મુસાફરી કરો છો ત્યારે બધી સામગ્રી સાથે હોય છે, અને તમારે લીધે એ બધો બોજો અમારે ઉપાડવો પડે છે. દુકાળ પડે તો અમે લોકો ભુખે મરીએ છીએ પીવાને પાણી નથી મળતું. પરંતુ તમારા બગીચાને લીલોછમ રાખવા માટે આખા ગામના બગદોની શાન્તિ નષ્ટ થઇ જાય છે. શરમની વાત છે કે આમ છતાં પણ તમે તમારી જાતને અમારા કરતાં શ્રેષ્ટ સ્હમજો છો.

ઉંટની વાત મારા હૃદયમાં ચોંટી ગઇ. મ્હને ગ્લાની થવા લાગી. અન્તરાત્મા કહેવા લાગ્યો-મૂર્ખ, તું ઉંટથી પણ ગયો? પાસે ઉભેલાં કેરાંના ઝાડે માથું હલાવીને કહ્યું કે ઉંટ સાચું કહે છે.

ત્યારે મેં કહ્યું—પ્રભુ, મ્હને ઉંટ જેટલું તો આત્મબળ આપો.

તેજ વખતે આકાશમાં વિજળી ચમકી, મેઘ ગરજ્યો, સાંભળનારે સાંભળ્યું, કહેનારે કહ્યું—

मो सम कौन कुटिल खल कामी,
जेहि तन दियो ताहि बिसरायो
ऐसो निमकहरामी—
मो सम कौन कुटिल खल कामी.

કોઇએ કહ્યું—કહેનાર અને સાંભળનાર બન્ને એક છે.

કોઇએ કહ્યું—આ અન્તર્નાદ છે!

મ્હેં બગડીને કહ્યું—મારા કરતા બધા સારાં *

---

* શ્રી ઘનશ્યામદાસ બિરલાના હિન્દી સુસમ સવ અર્કના લેખનો અનુવાદ.

ગર્ભવતિ સ્ત્રીઓ ખાસ ગંભીર રોગ સીવાય ડૉકટરો પાસે જતી પણ નથી. પ્રસુતિ અગાઉના નવ માસની અંદર જો ફકત દર બે બે માસને અંતરે પણ ડૉકટરની સલાહ લેવામાં આવે તો આપણા દેશમાં પ્રસુતિને લીધે જે મોટું મરણ પ્રમાણ છે તે ઘણું ઓછું થઇ જાય. વળી જે સ્ત્રીઓનાં કમરનાં હાડકાં કદમાં નાનાં હોઈ જેમનું બાળક પૂરા નવ માસ થયે કુદરતી રીતે બહાર નીકળી ન શકે તેમ હોય, તેવી સ્ત્રીઓ ઉપર શસ્ત્રક્રિયા કરવા માટે વેળાસર પગલાં લઇ શકાય.

પ્રસુતિના ભયંકર મરણ પ્રમાણનું બીજું અને વધારે અગત્યનું કારણ પ્રસુતિ સમયની યોગ્ય માવજત અને વૈદકીય મદદનો અભાવ છે. આપણા દેશમાં સુવાવડ સમયે સારવાર કરવાનો ઇજારો સૈકાઓથી દાયણોએ લીધો છે. પશ્ચિમના લોકોના સંસર્ગમાં આવ્યા પછી આપણે તેમનું કપડાં પહેરવામાં, વાળ ઓળવામાં ખાવાપીવામાં અને મોજમજાહનાં ક્ષેત્રોમાં ઘણું અનુકરણ કર્યું છે. પરંતુ જમાનાથી ચાલતી આવેલી સુવાવડ કરવાની પ્રથામાં હજુ બહુ ફેરફાર થયો નથી. મોટાં શહેરોમાં આ વિષયમાં થોડો ફેરફાર થયો છે પરંતુ તે ફક્ત સંયોગવશાત્ છે, મરજીયાત નહિ.

મુંબઇ જેવા આગળ વધેલા શહેરમાં હજુ ૪૦ ટકા જેટલી સુવાવડો ગંદી દાયણોની દેખરેખ નીચે અને તદ્દન જુની પુરાણી રીતે થાય છે.

સુરત શહેર કે જ્યાં હાલમાં જુદી જુદી કોમનાં તથા સાર્વજનિક એમ કુલ મળીને સાત પ્રસુતિગૃહો હોવા છતાં ફકત ત્રીસ ટકા જન્મ પ્રસુતિગૃહોમાં થાય છે; બાકીના ૭૦ ટકા દાયણોની દેખરેખ નીચે થાય છે. આ દાયણો જમાનાથી ચાલતી આવેલી રૂઢી અનુસાર સ્વચ્છતાના નિયમોનું જરા પણ પાલન કર્યા વગર બધું કામ કરે છે, જેને લીધે અનેક સ્ત્રીઓને સુવારોગ લાગુ પડે છે. અને બાળકો જન્મતાંજ અથવા જન્મ્યા પછી તરતજ મરણ પામે છે. વધારામાં આપણી સ્ત્રીજાતિના કમનસીબે આપણા દેશમાં હિંદુ કોમમાં એવી માન્યતા દઢ રીતે ફેલાયલી છે કે પ્રસુતિ તે એક અપવિત્ર પ્રસંગ ગણાય છે, અને આવી દશામાં સ્ત્રી અસ્પર્શ્ય મનાય છે, અને તે પણ થોડાને ઘણા ત્રીસ દિવસ સુધી! સારાં કુટુંબોમાં પણ ધર્મ ઘેલછાને લીધે આવા પ્રસંગને માટે ઘરનો અંધારાવાળો ઓરડો અને જુનાં ઉતરેલાં કપડાં અને વસ્તુઓનો ઉપયોગ થાય છે. આ બધાનું સીધું અને આડકતરૂં પરિણામ સુવાવડી સ્ત્રીઓનું અને બાળકોનું ભયંકર મરણ પ્રમાણ છે. આનો સચોટ પૂરાવો એ છે કે આપણા દેશમાં ૧૫ થી ૪૦ વર્ષની જીંદગીની અવસ્થાનું પુરૂષોનું જે મરણ છે તેના કરતાં સ્ત્રીનું મરણ પ્રમાણ લગભગ બમણું છે. એટલે કે ૧૫ થી ૪૦ વર્ષની અવસ્થામાં જેટલા પુરૂષો મરે છે તેના કરતાં તેજ અવસ્થામાં સ્ત્રીઓ બમણી મરણ પામે છે! આવી રીતે થતો સ્ત્રીજાતિનો ભયંકર હ્રાસ આ દેશમાં જ ચલાવી લેવામાં આવે છે. બાળકોના મરણ પ્રમાણના આંકડા આથી પણ વધારે કંપાવનારા છે.

આપણા દેશમાં દર એકહજાર બાળકો જન્મે છે તેમાંથી લગભગ ૧૬૫ જેટલાં બાળકો એક વર્ષની જીંદગીની અંદરજ મૃત્યુ પામે છે. આ તો સરેરાશ બાળમરણ પ્રમાણ છે. ગામડાંઓમાં મરણ પ્રમાણ દરહજાર બાળકોના જન્મે આશરે ૧૨૫ જેટલું છે, જ્યારે શહેરોનું બાળકોનું મરણ પ્રમાણ દર ૧૦૦૦ જન્મે આશરે ૨૦૦થી પણ વધારે છે. કેટલાક શહેરોમાં તો બાળકોનું મરણ પ્રમાણ ૩૦૦થી પણ ઉપર છે.

આપણા દેશમાં દરહજાર સુવાવડે ૧૫ સ્ત્રીઓનાં મરણ થાય છે. આમાંથી ૫૦ ટકા જેટલાં મરણ, સુવાવડને અંગે લાગુ પડેલા ઝેરી તાવથી થાય છે. આ દેશમાં જેટલી

દેશમાં થાય છે તેને લીધે આપણી પ્રજા નબળી બની છે. આપણને કરોડો રૂપીઆનું આર્થિક નુકસાન થાય છે. સારા નસીબે આ દીશામાં આપણે થોડા ઘણા જાગ્રત થયા છીએ, પરંતુ આપણી પ્રગતિ ઘણી જ શિથિલ છે. આપણાં થોડાં ઘણાં પ્રસુતિગૃહોએ હજુ બાળકોના અને માતાઓના મરણ પ્રમાણમાં સંતોષકારક ઘટાડો કર્યો નથી. પુરૂષો કરતાં સ્ત્રીઓ આ કાર્ય માટે વધારે લાયક અને અનુકૂળ છે. આપણી કેળવાયેલ બ્હેનો મેટ્રીક, બી. એ. અને એમ. એ બની, આ બેકારીના જમાનામાં નોકરી કરી પુરૂષો સાથે હરિફાઇ-માં ઉતરે તેના કરતાં પોતાને અનુકૂળ અને યોગ્ય અને વિશાળ કાર્યક્ષેત્ર કે જે તદ્દન હજુ ખાલી પડેલું છે તેમાં ઉત્સાહ અને લાગણી સહિત કામ કરે તો દેશનું ઘણું કલ્યાણ થાય. નર્સ, મીડવાઇફ અને સ્ત્રી ડોક્ટરોની આ દેશને અત્યારે ઘણી જ જરૂર છે. સ્ત્રી-ઓને માટે હજુ આ ધંધામાં બેકારી જેવું કશું નથી. ઉપરાંત આ ધંધામાં સ્વાર્થ સાથે પરમાર્થ પણ થઇ શકે છે. ઉંચી કેળવણી લીધેલ બ્હેનો, લલિતકળા અને સાહિત્યને થોડો સમય બાજુ પર મૂકી, મીડ-વાઇફ અને પરિચારિકાના ધંધાનો અભ્યાસ કરી તેમાં નિષ્ણાત બની, આ દેશની કરોડો ગરીબ અને અજ્ઞાન સ્ત્રીઓને પ્રસુતિ સમયે વૈદકીય મદદ કરવા માટે સ્વયંસેવિકાઓ બનશે ત્યારે તેઓ મનુષ્ય મટી જઇ દેવીઓ બનશે.

---

## બ્હેનને

### ( રાસ )

ઉજળી વીજળી શી જગ આંજતી, ઘડીએક આવજે હો બ્હેન !
ઉર અજવાળજે હો બ્હેન !
મારાં મેઘલી છાયાં અંતરીયાં, ઝળકાવજે હો બ્હેન,
મન મલકાવજે હો બ્હેન !

સાખી:— લાંબા દિન વૈશાખના લાંબા બ્હેનડ પંથ,
વરસ દિવસના વાયદા, અશ્રુ. દ્રષ્ટિ રૂંધંત.

ઝળહળતી વીજળી શી રૂમઝુમતી જરી આવજે હો બ્હેન !
ઉર અજવાળજે હો બ્હેન !
મારી અંધારી ઓરડીએ તેજલ વેરજે હો બ્હેન !
મન મલકાવજે હો બ્હેન !

સાખી:— તાપ તપે જગ જેઠના ઉરમાં અતિ ઉકળાટ,
અંધારાં રજની તણાં નવ દેખાયે વાટ.

મેઘલરાણી શી અમીધાર વરસતી આવજે હો બ્હેન !
અંતર ઠારજે હો બ્હેન !
ઉંડાં અંધારાં દૂર કરતી હસતી આવજે હો બ્હેન !
મન મલકાવજે હો બ્હેન !

વિજોગનાં વ્હાણાં ઉગે, સ્વપ્ને મીલન રચાય,
વિષાદો સૌ વિશ્વના, ઘડી મીલને દૂર થાય.

ઉજળી વીજળી શી ચમકંતી જરીએક આવજે હો બ્હેન !
ઉર ચમકાવજે હો બ્હેન !
મ્હારા અંધારા અંતરીએ દેવ હુલાવજે હો બ્હેન !
મન મલકાવજે હો બ્હેન !

શ્રી. દેવશંકર મહેતા

# મહિલા પુસ્તકાલયો અને બ્હેનો*

લેખિકા • સૌ. જયવતી દેસાઈ

આપણે બ્હેનો બધામાં જ પાછળ રહી ગયાં છીએ તેમ આમાં પણ ( મહિલા પુસ્તકાલયોમાં ) પાછળ છીએ દોષ કોઈનો નથી, જો દોષ ગણો તો જમાનાનો છે

જેમ વડોદરા રાજ્યમા ગામે ગામ પુસ્તકાલયો છે તેમ ગામે ગામ મહિલા પુસ્તકાલયો પણ જોઈએ જ. આવાં પુસ્તકાલયોમાં રોજે અમુક વખતે ગામની બ્હેનો જાય, ત્યાં વાંચે, વિચારે અને પોતાના જ્ઞાનનો વિકાસ કરે. જ્ઞાન ફક્ત નિશાળમાં ખુબ અભ્યાસ કર્યાથી મળે છે એવુ નથી. નિશાળમાં ભણીને બેસી રહેનાર કરતાં તો થોડું ભણેલાં પરંતુ વાંચનનો ખુબ અભ્યાસ રાખ્યો હોય એવાં ભાઈ બ્હેનો જ્ઞાનમા ખુબ આગળ વધેલાં જ્હે જોયાં છે માટે અમે બહુ ભણ્યાં નથી એવુ કહી બેસી ન રહેતાં વાંચવાનો અભ્યાસ રાખશો તો જરૂર જ્ઞાનમાં આગળ વધશો.

દેશની ઉન્નતિનો આધાર ત્યાંની પ્રજા ઉપર છે. પ્રજાની ઉન્નતિનો આધાર તેને અપાતી કેળવણી ઉપર છે કેળવણીનો મુખ્ય આધાર માતાઓ પર છે. પિતા તો રળી જાણશે પરંતુ કેળવણી આપવાનું કામ તો માતાને ફાળે જ જશે બ્હેનો ભાવિ પ્રજાના ઘડનાર છે અને તેથી જ જેટલું જ્ઞાન પુરૂષોએ મેળવવાનું છે તેટલુ જ અથવા તેથી પણ વધારે વિષયોનુ જ્ઞાન બ્હેનો માટે જરૂરી છે.

ઘણાં કહેશે કે વખત નથી મળતો એ વાત મનાય નહિ ગામડાંમાં અને શહેરોમાં બ્હેનો કાંઈ ચોવીસે કલાક ઘરકામમાં કે ઘરમાં રોકાઈ રહેતી નથી

કથાવાર્તા હોય કે બ્હાર કોઈ સાધુ સંત આવ્યો હોય તો પૈસાની માફક ટોળે ટોળાં બ્હેનો બ્હાર નીકળી પડે છે. આમાંના કેટલા સાધુ સંત તો કોણ જાણે કેવોએ ઉપદેશ આપતા હશે. પરંતુ લોકો આત્માની ઉન્નતિની ખોટી ભ્રમણામાં પતંગીઆની માફક આમાં પડે છે.

મંદિરોમાં જવાની ટેવ અથવા નિયમ ઘણાં બ્હેનોનો હોય છે. અમુક દિવસો તો મંદિરોમાં ઉત્સવો ખાતે રાખેલા હોય છે. ત્યારે પણ ઘણાં બ્હેનો નિયમસર ઘરનું કામ અધુરૂં રાખીને પણ જાય છે. તો આ પણ એવું ધાર્મિક બંધન માનીને અને નિત્યકર્મ માનીને રોજનો અડધો કલાક પુસ્તકાલયમાં મંદિર રૂપ માનીને જવા માંડશો તો જરૂર જ્ઞાનમાં ઘણો ફેર પડશે

મંદિરોમાં જવાથી તો માત્ર આપણા એકજ આત્માનું કલ્યાણ થશે પણ આ પુસ્તકાલયરૂપી જ્ઞાનમંદિરમાં જવાથી આપણું, આપણાં છોકરાંનુ, આપણી ભાવી પ્રજાનું અને તેથી કરીને આખા દેશનુ કલ્યાણ થશે.

પુસ્તકાલયમાં એક એક વિષયનું જ્ઞાન મેળવવા માટે પુરતાં પુસ્તકો હોય છે. ન હોય તો મેળવી શકાય છે. હાલના વખતમાં સાહિત્ય છુટે હાથે લખાયુ છે જેને જેનો શોખ હોય તે તે વિષય પર અભ્યાસ કરી શકે છે ઇતિહાસ ભૂગોળ, રાધકળા, શીવણ કામ ચિત્ર, ધાર્મિક, તમામ જે જે જોઈએ તેનાં પુસ્તકો બહોળા પ્રમાણમાં હોય છે,

---

* વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળના માનદ મંત્રી શ્રી જયવતીબેન દેસાઇએ ચારોળા પરિષદ વખતે મહિલા પુસ્તકાલયોના વિકાસ માટે મોઢેથી વિવેચન કર્યું હતુ તે વિવેચનનો ટુંક સાર

પુસ્તકાલયમાંથી પુસ્તકો ઘેર લઇ જવાની પ્રથા રાખી છે તો તે પણ ઉપયોગી થઇ પડશે નકામા ગપાટામાં કે પારકી નિંદામાં વખત ન બગાડતાં પુસ્તકોના વાંચનમાં વખત ગાળવો જોઇએ. પુસ્તકાલયોની આટલી જરૂરીઆત આપણે જોઇ શકયાં. જો માણસને ઘરમાં રસોડા વગર ચાલે તો ગામને પુસ્તકાલય વગર ચાલે. એટલે દરેક ગામને પુસ્તકાલય અને સ્ત્રીઓની અનુકૂળતાને માટે મહિલા પુસ્તકાલયોની જરૂરીઆત છેજ.

આપણે હવે આપણા પગ ઉપર ઉભા રહેવાનો જમાનો આવ્યો છે. આપણને જે સગવડ જોઇતી હોય તેને માટે આપણે જ કામ કરવું જોઇએ.

અમદાવાદમાં પહેલાં પાણીનો ખૂબ ત્રાસ હતો. મરદો અરજીઓ કરી કરીને થાકયા. આખરે બ્હેનોનું મ્હોટું ટોળું મ્યુનીસીપાલીટીમાં ગયું. સ્વ. રમણભાઈ તે વખતે પ્રમુખ. ઉપરાછાપરી બ્હેનોએ ખુબ દલીલો કરી. આખરે રમણભાઇ કંટાળ્યા ને કહયા કે "મ્હારૂં માથું દુખ્યું. હવે આપને કહેવાનું છે પાણી માટે. જલદી બંદોબસ્ત થશે." બ્હેનોએ જવાબ વાળ્યો કે આપનું માથું અમારૂં દુઃખ સાંભળીને દુખ્યું તો તે દુઃખથી અમારૂં કેટલું માથું દુખતું હશે. તે પછી આજની ઘડી સુધી અમદાવાદમાં પાણીનું સુખ છે.'

ઉપલા દાખલા પરથી એટલું ધોરણ લેવાનું છે કે આપણી જરૂરીઆત બરોબર પૂરી ન પડે તો આપણે તેને માટે તનતોડ મહેનત કરવી. જ્યાં સુધી જે જે ગામોમાં મહિલા પુસ્તકાલયો ન હોય ત્યાં સુધી ત્યાંનાં બ્હેનોએ નિરાંતે ન બેસવું. મહિલા પુસ્તકાલયો કઢાવવાં. તેમાં સારાં સારાં પુસ્તકો મંગાવવાં અને તેનો બરોબર વાંચીને ઉપયોગ કરવો.

આપણે જ્ઞાન મેળવી આપણી પ્રજાને જ્ઞાનવાન બનાવવી. જો આટલું જ કરીશું તોયે આપણે આ દેશના નવા ઘડતી કાર્યમાં કંઇક કર્યું છે એમ ગણાશે. અને અજ્ઞાન કાઢી જ્ઞાનરૂપી પ્રકાશમાં પ્રજાને દોરાશે.






લેખક: રા 'પ્રમોદ', બી એ

[ ડીસેમ્બર અંકના પાન ૨૩૬થી ચાલુ ]

## પ્રકરણ ચોથું

### ત્રિવેણી

પ્રફુલ્લાને રસોડા તરફના ભાગમાં જવાનુ બંધ કરી દીધુ હતું ઝાઝુ તો એ ત્રિવેણી પાસે આવીને આરામ ખુરશીમાં પડે એનુ શરીર દિનપ્રતિદિન નબળુ પડતુ હતુ, ડાકટરો કહેતા કે આમ હરતા ફરતા જ એ એક દહાડો રહી જશે

હીરાને રસોડાની અને કોઠારની કામગીરી સિવાય બીજી કાંઇ હતી નહિ એ પણ ઘરમાં હરતી ફરતી અને નવરી પડે ત્યારે એકલી કે અચલબા પાસે પુસ્તકો વાંચ્યા કરતી. ત્રિવેણી એની દરેક પ્રવૃત્તિમાં રસ લેતી પ્રભુલાલ અને અચલબા થોડા દહાડામાં એને બીજી દીકરીની જેમ રાખવા માંડયાં

યશોમતી નિયમ મુજબ આવતી એ પણ હીગમાં થતો આવતો ફેરફાર જોઇ શકતી હતી, એને એમ જ હતુ-એનુ આખુ ઘર એમ માનતુ-કે હીગ માત્ર વાચનથી કામ પૂરૂ ન થઇ શકે એટલે ત્યાં રહેતા ... કરી છે, અને વિચારી બહાર નીકળી શકે એમ નથી

વિશ્વનાથના ઉપર ગુજરેના બે પ્રસંગો એને હમેશ યાદ રહ્યા કરતા, છતાં ત્રિવેણીની અને હીરાની વાતમાં એ કયારેય ભાગ ન લેતો, આઓની વિરૂદ્ધ બોલવા જેવુ એનું જીગર હતુ નહિ

એક દહાડો કેટલાક છોકરા લોબીમાં રોકાયા હતા, કેટલાક વડામાં ઘેરાઇ ઊભા હતા

ડંકા થયા, અને વિદ્યાર્થીઓ બહાર પડયા ત્રિવેણી અને યશોમતી સાથે નીકળ્યાં

અર્ધે દાંડા સુધી પહોંચ્યા ત્યા તો ઘેરા માંથી એક છોકરો નીકળી એઓની બાજુએ ચડયો ઘડીયાળવાળો હાથ બાથ ચડાવવા ઝટકાતો હોય એમ જોરથી ઝાટકયો નીચેથી ચોપડીઓમા અને સ્હેજ ત્રિવેણીની કોણીમાં ભટકાયો અને ચોપડીઓ જઇ પડી

ટોળુ આખુ હસ્યુ, દૂરથી ... ખડ ખડ હસતો ... ત્રિવેણી કાતતરે સમજી ... ફરી.

" માફ કરજે ત્રિવેણી ! "

" કાંઇ હરકત નહિં ! હવે જરા ચોપડીઓ આપવા તો કૃપા કરો ! "

પટેલે નીચે પડેલી ચોપડીઓ ભેળી કરી ત્રિવેણીને આપી.

પટેલ જરા નીચા ઘાટનો હતો; એ પાસે આવ્યો, ત્રિવેણીએ એના ગાલ ઉપર લપડાક ચોડી કાઢી. અને બન્ને બ્હેનપણીઓ ચાલતી થઈ.

પટેલે બૂમ તો મારી પણ બધાએ એને સંઘરી લીધો.

યશોમતીએ નજર કરી પણ એ વખતે વિશ્વનાથ કે કાન્તિ દેખાયા નહિં.

ત્રિવેણી તો મનમાં પામી ગઇ હતી. એણે એક પીરિયડ પહેલાંજ એ બેને ચાલ્યા જતા જોયા હતા. એણે એમ ગણતરી કરી કે વિશ્વનાથે દુશ્મની શરૂ કરી છે.

ચાલતાં ચાલતાં એણે પૂછ્યું, " યશુ, આ કેમ થયું હશે ? "

" લાગ્યું તો બધું ગોઠવાયેલું, એ વિના આટલા બધા છોકરાઓ હોય નહિં ! અને જોને ! છોકરી એકે નહિં. "

" કોણે કર્યું હશે ? "

" એ ખબર નથી ! મેં તો પિરિયડ પહેલાં આ સળસળાટ જેવું જોઇ વિશ્વનાથને પૂછ્યું પણ એ બોલ્યો નહિં. "

" કાંઇ ન બોલ્યો ? અને અત્યારે એ છે પણ નહિં. "

" દેખાયો નહિં ! "

" તને કાંઇ ન કહ્યું ? એ જાણતો હોવો જોઇએ, એ આ પિરિયડ પહેલાંજ કાન્તિ સાથે ચાલ્યો ગયો. "

" એટલું બોલ્યો હતો: 'છોકરાઓનાં તોફાન હશે ! આપણે શું કામ એઓને પૂછવાનું ?.' જાણતો તો હશે ! "

" યશુ, એ જાણે અને આપણને કહે નહિં ! "

" હમણાં તારી સાથે તો એ બહુ બોલતો લાગતો નથી ! મ્હોટીબ્હેન આવ્યા પછી ઘણું ખરૂં એ મારે ત્યાંજ હોય છે. "

" તો તને પણ ન કહે ? "

" ખબર હોય તો કહેવું તો જોઇએ."

" યશુ, બાપાની સાથે એના બાપને સંબંધ. અમારે ત્યાં એ ઘરના જેવો ગણાય છે: હમણાં વળી તારી સાથે દોસ્તી વધી છે. પણ આજે મને કહ્યું એ કાલે કદાચ તને પણ નહિં કહે. "

" ત્રિવેણી, મને તો બહુ વિચાર થાય છે: રમતનો અર્થ આવો હોય તો પછી આમાં આપણું માન શું ? તારા સિવાય બીજી કોઇ ઉપર આવું તોફાન કર્યું હોય તો શું એ ચોઢી શકત ? હું હોત તો ખખડાટ હસી લેત: હરૂ હોત તો રડત; કાલિંદી હોત તો પ્રિન્સીપલ પાસે જાત, રજની હોત તો નીચું જોઇ ચાલી જાત અને થોડા દહાડા કોલેજમાં ન દેખાત. આ સામે આપણે વાંધો ઉઠાવવો જોઇએ. "

ત્રિવેણી જોઇ રહી કે યશોમતીએ ક્યાંય વિશ્વનાથનો ઉલ્લેખ ન કર્યો એને આ વાત આગળ ચલાવવા જેવું ન દેખાયું.

એઓ ઘેર નહિં પહોંચ્યા હોય ત્યાં તો પ્રિન્સીપલને આ વાતની ખબર પડી ગઇ. એણે તોફાન કરનારને બોલાવ્યો: અને એકજ ધમકીએ બાર ચૌદ જણા જે આ કામમાં સામેલ હતા તેનાં નામ આપ્યાં.

બીજે દહાડે ત્રિવેણીને પ્રિન્સીપલે બોલાવી હકીકત જણાવવા કહ્યું.

" મારે કંઈ કહેવાનું નથી ! "

" કેમ, નથી કહેવાનું ? "

" મેં પતાવી લીધું છે. "

" તને ફરીયાદ કરવામાં શું હરકત ? "

" હરકત નહિં તેમ ફાયદો પણ નહિં. "

" હું શિસ્તભંગ માટે જરૂર પગલાં લેવાનો છુ. મને બધી વાતની પૂરી હકીકત મળી ગઇ છે. "

" પણ મેં તો પગલાં લઇ લીધાં, હવે શું ફાયદો ! "

" તેં એ ઉતાવળું પગલું લીધું ગણાય. તમે એવો ફાયદો હાથમાં ન લઇ શકો. "

" ગુસ્સો આવ્યો અને લેવાયો. જો હું એમ ન કરત તો એઓ ક્યાં અટકત એ કેમ કહી શકાય ? અને સાહેબ, માફ કરજો. મને આજકાલ આવાં કામમાં જે દીર્ઘસૂત્રી તંત્ર અખત્યાર થાય છે એમાં શ્રદ્ધા નથી. "

" તો શું તને મારા ઉપર અશ્રદ્ધા છે ?"

" અશ્રદ્ધા ભલે ન હોય; પણ આપનેજ સારાં સારાં નામો આવ્યે વિચાર કરવાનું મન થાય, કોલેજનું ખરાબ ન દેખાવા દેવા માટે વાતને દબાવી દેવા મન થાય, કોઇની ચીઠી-પત્રી આવે અને આપને માન રાખવું પડે- એ કરતાં હું તો માનું છું કે મેં ભલે કાયદો હાથમાં લીધો પણ ઠીક કર્યું છે "

" જરૂર, હું બહુ ખુશી થયો કે તમે પોતાપણું બતાવી શક્યાં, અને એટલા માટે તમને-બ્હેનોને કાયદો હાથમાં લીધા છતાં હું દોષિત નથી ગણતો. હું એઓને ઠપકો આપીશ "

" એ તો હું માનતી જ હતી. આપને વિરોધ કરવું. સાહાય એમ નથી ! પણ એટલું ચે ઠીક છે. "

ત્રિવેણીના આખાબોલાપણા માટે પ્રિન્સીપાલને ગુસ્સો તો આવ્યો પણ એ કંઇ ન બોલ્યા અને ત્રિવેણીએ રજા લીધી. પ્રિન્સીપલે લાગતા વળગતાને કોલેજ છૂટયા બાદ પોતાની ઓરડીમાં બોલાવી ધમકાવ્યા. કોઇથી જવાબ દેવાયો નહિ કારણ કે તોફાન કરનાર પટેલ સામે જ ઉભો હતો, અને તમામ વાત પકડે જતો હતો. એકંદરે એમ દેખાયું કે તમામ દોરીસંચાર માત્ર વિશ્વનાથનો જ હતો.

મહીમનીએ આ તમામ હકીકત ત્રિવેણી પાસેથી પહેલવહેલી જાણી અને પછી એણે વિશ્વનાથ પાસેથી પણ વાત જાણી; છતાં એમાં ક્યાંય વિશ્વનાથનું ખાસ નામ ન

આણ્યું. વિશ્વનાથ પોતે તો બોલે જ નહિ, અને ગઈ કાલની વાતચીત પછી ત્રિવેણીએ પણ વિશ્વનાથનું નામ યશોમતી આગળ લેવું પડતું મૂકયું હતું.

છેવટે કાન્તિ પાસેથી પૂરી અને ખરી હકીકત મળી. એને વિશ્વનાથનો રંગ લાગ્યો જ ન હતો; તેમ પોતાપણું સાબીત કરાવવાની એને તક ન હતી.

યશોમતીને એકવાર તો વિશ્વનાથ ઉપર ગુસ્સો આવ્યો. એ ગમે તેટલો ફોરવર્ડ હોય, એનાં તોફાન, એની બોલી, એનો સહવાસ ગમે તેટલો ગમતો હોય–પણ આ તો એને ન જ ગમ્યું. જે ઘેરથી એને આજ સુધી આશ્રય મળ્યો છે, એ ઘર તજી દે એટલું તો નહિં પણ ત્રિવેણી ઉપર જ પોતાની ચાલાકી અજમાવે એ, એને ન રુચ્યું. ઘડીવારને માટે એનું આંતર-હૃદય ઉકળી ઉઠયું. એની સ્ત્રીજાતિ સારેની સહાનુભૂતિ જાગૃત થઇ.

એણે આખી વાત પોતાનાં માબાપને કરી; પોતાની મ્હોટી બ્હેનને કરી. એઓ પણ ઉકળી ઉઠયાં. પોતાને એમ લાગ્યું કે વિશ્વનાથની મૈત્રી છોડી દેવી જોઇએ.

એ ઘેરથી નીકળી સાંજે ત્રિવેણીને ત્યાં આવી. ત્રિવેણી અને પ્રભુલાલ બેઠા હતા.

" ત્રિવેણી, આખી વાતની મને ખબર પડી ગઇ. " એણે જાણે કોઇ વાઘ માર્યો હોય એવા હર્ષમાં એ ઓરડામાં આવતાં વેંત બોલી.

" ઠીક થયું, પણ એનું અત્યારે શું છે ! "

" હું તને કહેવા આવી છું, કે કેમ થયું. "

" મારે નથી સાંભળવું. " પ્રભુલાલ આ વાત જાણે નહિં તો ઠીક એમ ત્રિવેણીને લાગતું હતું.

" પણ મારે કહેવું છે. "

પ્રભુલાલ તો બન્ને સામે જોયા કરે. એ ન્હોતા સમજતા કે આ કઈ વાત છે. શું હીરા સંબંધે કાંઇ હશે ? કે કાંઇ બીજું હશે ?

એમનાથી ન રહેવાયું, " શું છે યસુ ? "

" તમને ખબર નથી કાકા, કાલે ત્રિવેણીએ એક ધડાકો કર્યો એ ? "

" ના ભાઇ, શું હતું ત્રિવેણી ? "

" એ તો કોલેજશાહી ! "

" ત્યારે મને કાં નથી કહેતી ? "

" તમને શું કહેવું હતું એમાં ? નમાલી વાત છે. "

" બ્હેન, યસુ, તું કહે જોઇએ. એ તો કોઇવાર કયાં કાંઈ બોલેજ છે ! "

યશોમતીએ બધી વાત કાન્તિએ તેને કહી હતી તે કહી.

" સરસ, ઠીક કર્યું, આ સાંભળી મને કેટલો સંતોષ થયો ! ત્રિવેણીજ જાણે મારો દીકરો. યસુ, તું એની ભેળા ભળીને ચાલતી હો તો ? "

" કાકા, ચાલું તો છું. અમે બેય ક્યાં જૂદાં પડીએ છીએ ? "

" તું બહુ ઉછાંછળી રહે છે. અને જ્યાં ત્યાં બહુ છૂટ લઇ લે છે. "

" કાકા, એમાં હું શું કરૂં ? મારો જોયો સ્વભાવ, ફક્ત એટલી બાબતમાં જ સાંસેથી જુદું પડી જવાય છે ? "

" પણ એ ન્હાની વાત નથી. અણઘટતી છૂટનું પરિણામ કોણ જાણે કયારે શું યે આવે ! "

યશોમતીને આ ન ગમ્યું. એ મુંગી જ રહી.

"તને આ ન ગમ્યું ને ?" પ્રભુલાલે પૂછ્યું.

"તમે કેમ જાણ્યું એ ?" બીજું કંઇ બોલવાનું ન સૂજતાં યશોમતીએ પ્રશ્ન કર્યો.

"તું કેવી ભારે મ્હોટી થઇ ગઇ ? પણ બ્હેન મારા કડવા શબ્દ માનીશ તો એનાં ફળ મીઠાં આવશે."

"હું હમણાં હમણાંજ કાંઇક એવી થઇ ગઇ, બ્હેનને ત્યાં જઇ આવ્યા પછી"

"બાપુ, જેવો હું તેવોજ સુંદરલાલ! તું એમાં જુદાઈ ન માનજે. પણ અત્યારે એય સારાં સગાંની વાત ન કરી શકે, એને ગમે તેવી પેટબળતરા હોય પણ કોને કહે? તું એમ માને છે કે નોકર ચાકર સાથે અતિ છૂટ લેવાય-કાન્તિ અને વિશ્વનાથ ગમે તેમ બથોડાં લે એ એને ગમતું હોય ? છતાં એ બેસી રહે, સમસમીને, મ્હોટી બ્હેનને, શું કહે ? એ રહી નોકરીવાળી-અને એના ઘરનો ચાલ જૂદો હશે. પણ, આપણે એ ન પોષાય હો."

-યશોમતીને એમ લાગ્યું કે એને એનો બાપજ જાણે દાઝતે દીલે શિખામણ દે છે. પ્રભુલાલનું હૃદય બળી ગયું હોય એવો એને ભાસ થયો.

ઘેર આવતી વખતે એણે લગભગ નિશ્ચય જ કર્યો કે હવે એ વિશ્વનાથ સાથેનો સંબંધ તોડી નાખવાની

આજે સાંજે વિશ્વનાથ ન આવ્યો. રાત ગઇ અને એનું કૃત્ય ઓછું ભયંકર દેખાયું. સવારે ચાહ પીને વિચાર કરવા બેઠી ત્યારે એમાં રમત-ટીખળ સિવાય કશું દેખાતું બંધ થયું. કોલેજમાં જ્યારે યશોમતીએ વિશ્વનાથને જોયો ત્યારે એનો બધો રોષ ઉતરી ગયો. છતાંએ જ્યારે જ્યારે એ ત્રિવેણી તરફ જુએ ત્યારે એને વિશ્વનાથ તરફ પાછો થોડો ઘણો અણગમો થાય.

એને પરિણામે એ કદાપિ વિશ્વનાથ સામે ચાર કલાકમાં હરતે મ્હોએ નજર ન કરી શકી.

વિશ્વનાથ તે દહાડે પણ યશોમતીને ત્યાં ન આવ્યો. અત્યાર સુધીમાં મુક્તાના પરિચય પછી ત્રણ પ્રસંગ ઉભા થયા અને ત્રણેમાં એ પાછો પડયો. મુક્તા અને યશોમતી સાથે એને સારું ચાલ્યું. એઓ તરફથી એને જોર પણ મળતું ગયું છતાં આ પ્રસંગો એને ખટકી રહ્યા. એ એની જુદી ગોઠવણમાં પડયો હતો. એકલા કાન્તિથીજ સંતોષ પામી બંને બહેનોને સાંજ પસાર કરવી પડી.

"રાત્રે તો મુક્તાથી ન રહેવાયું." "આ તે કાંઇ ઘર છે-નહિ બેઠક-નહિ મિત્રો-નહિ ક્યાંય ફરવા હરવાનું-આ મુંઝ વાતાવરણમાં તે કેમ જીવાય!"

યશોમતીએ સાંભળ્યા જ કર્યું. એ જુદો વિચાર કરતી હતી. વિશ્વનાથ કાલે ન આવ્યો -આજે ન આવ્યો. જરૂર એ પોતાનો ગુન્હો સમજી ગયો છે. એ ટીખળ નથી. ત્રિવેણીની હાંસી કરાવવાજ એણે કારસ્થાન યોજ્યું છે. એ માણસને તજી દેવો એજ એને યુક્ત દેખાવા માંડ્યું.

યશોમતી એમ માનવા લાગી કે એનો સંગાથ છોડતાં મુશ્કેલી આવશે. પણ કામ તો સરળ થઇ ગયું. વિશ્વનાથેજ આ ઘર તજ્યું. એટલે આપોઆપ એનો સંગાથ તજાયો.

પણ સાંજ એકલાં બે બ્હેનો અને કાંતિ કેમ પસાર કરે ? એઓએ ત્રિવેણીને ત્યાં જવાનું નક્કિ કર્યું અને ધીમે ધીમે તેમ કરવા પણ માંડયાં. પ્રભુલાલની હાજરી તો હોય જ પણ એ વાતોમાં પૂરા ભળતા અને સાંજના મુકતા, યશોમતી, કાન્તિ સૌને ત્રિવેણીને ત્યાંજ બેસવામાં હરકત ન આવતી. હીરાને પણ એ મંડળીમાં પછી તો ભેળવવામાં આવી.

પાંચેક દહાડા આમ વીત્યા પછી એકાદવાર ત્રિવેણીને મુક્તાએ પોતાને ત્યાં આવવા આમંત્રણ કર્યાં, પણ એ ન સ્વીકારાયું.

"બ્હેન, જુઓ છો ને ! કાકાની તબીયત હવે તો સાવ લથડવા માંડી છે. જમે છે પણ અહિં આરામ ખુરશીમાંથી નીકળાતું પણ નથી. એમાં આપણે અહિં એની પાસે હોઇએ એ સારૂં કે તમારે ત્યાં આવું એ સારૂં ?"

"એ તો સાચું, આપણે સાજાં સારાં સંગાથ વિના મરી જઇએ છીએ તો પછી એમને તો વધુ જરૂર, અહિં કંઇ હરકત નથી." મુક્તાને ખાસ હરકત ન આવતી; એને પહેલાં બીક હતી કે વૃદ્ધ પ્રભુલાલની હાજરીમાં વાતાવરણ ગમગીન થઇ જશે, પણ એમ ન થયું એ પણ લાભ. પૂરા ઉત્સાહથી વાતો કરતા, હસી મશ્કરી કરતા, ચર્ચા કરતા.

[ આ વાર્તાનાં વધુ રસિક પ્રકરણો આવતા અંકે ]



## [ ૧ ] શ્રીમતી સરોજિની નાયડુનો સ્ત્રીઓને સંદેશ

હું ઓરત છું. હીંદુ ઓરત છું. તમારા પૈકીની અને તમારા જેવી જ છું. વિશેષતા કંઇ નથી, ઓરતને હાલના જમાનામા જોઇએ તેવું શિક્ષણ લીધું છે અને ભેદભાવ વગર સેવાકાર્ય કરી રહી છું.

### હિંદ મહિલા પરિષદ

સ્ત્રીઓની સ્થિતિ સુધારવા અને તેમને માટે માનવતાના હકોને સમાન કક્ષાએ મેળવવાના હેતુથી અખિલ હિંદ મહિલા પરિષદ તેર વર્ષ ઉપર સ્થપાઇ છે. તેની સભા આવતા માસમા અલાહાબાદમાં મળનાર હોઇ તેમા વડોદરાના તમારા પ્રતિનિધિ બ્હેનો જશે. આ પરિષદ શરૂ થઇ ત્યારે નાનો સરખો થોડી સુશિક્ષિત બહેનોનો જલસો થતો પછી ધીમે ધીમે તેના કાર્ય તરફથી મોટા લોકોનું ધ્યાન ખેંચાયું અને તે ભાગ લેતા થયા. પુનામા પરિષદ મળી તેનુ પ્રમુખસ્થાન સ્વિકારી તમારાં શ્રી. મહારાણી ચીમનાબાઇ સાહેબે ગૌરવ અને તેજ આપ્યા. તે પછી આ વખતે પણ શ્રી. હમીદાબહેન અહીંનો વારસો લઇ વડોદરાના જ પુત્રી જનાર છે.

### ઓરતનું સ્થાન અને હિસ્સો

હિંદી સમાજમા ક્યાં છે ? જુના વખતમા ઘર સંસારમા હતો, તેવો હિસ્સો હવે રાજકારણમા જાહેર જીવનમાં પણ દેખાવા માંડયો છે. ભારતની પુત્રી બીચારી પોતાને અબલા, કમઅકલ, અને કમ-શક્તિવાળી માની જમાનાઓથી ઘરની ચાર દીવાલોમા ગોંધાઇ રહી હતી, અને તેમ કરવું તે પોતાની ફરજ સમજતી હતી.

### સ્ત્રી પુરૂષ વચ્ચે જુદાઇનાં પડથી

સ્ત્રીની સ્થિતિ સમાજથી અલગ થઇ ગઇ હવે સમજવા માડી છે કે આપણે પોતે નહીં જાગીએ કે નહીં માગીએ, તો કોણ હક આપવાનું છે ? પુરૂષો પણ નહીં આપે ને સરકાર પણ નહીં આપે.

### અવનતિ માટે જવાબદાર કોણ ?

પ્રાચીન સમયમા સ્ત્રીઓની સ્થિતિ ઉન્નત હતી. તે સ્થિતિ પલટાઇ જઇ આવી અવનતિ કેમ થઇ ? પુરૂષો એ જવાબદારી ઓરત પર ઢોળે છે, પણ ખરેખરી જવાબદારી તો પુરૂષોની જ છે. જેમણે તેમને ઘરનું પ્રાણી બનાવી, ઘરની દીવાલોમા રાખી જગત-સમાજ કે જીવનની ઝાંખી થવા દીધી નથી યુરોપની ઓરતો પ્રથમ જાગ્રત થઇ, જપાનની-ઇરાનની ઓરતો જાગી ને હક માટે લડત કરી.

મદ્રાસ-મુંબઇ વગેરે સ્થળોએ બહેનોએ પ્રથમ માગણી કરી ત્યારે

### સફેદ વાળના બુઢા યુવાઓ

સંશય બતાવી શિથિલ રહ્યા હતા અને કહેતા કે તમે ડાકટર, શિક્ષક, વકીલ થઇ શકો પણ અમુક મહેનતના કામ નહીં કરી શકો. હજુ એમ ઘણા માને છે પણ હું તેમ નથી માનતી. બધી પ્રવૃત્તિનાં દ્વાર ખુલ્લા જોઇએ તો અમે પણ દરેક ક્ષેત્રમાં તેવી જ શક્તિ અને ફરજદારીથી સુંદર કામ બતાવીએ.

### સ્વરાજ્ય-આઝાદી શા માટે ?

હિંદમા કેવી સ્થિતિ છે ? કહે છે કે પ્રાંતિક સ્વરાજ મળ્યું છે, પણ ખરેખર એમાનું કશું નથી મરદ માટે કે નથી ઓરત માટે. ગવર્મેન્ટ ઓફ ઇંડીયા એક્ટથી જે સ્વરાજ મળ્યું તેને અમે સાચુ સ્વરાજ કહેતા નથી. અમે આઝાદી ઇચ્છીએ છીએ. તે બીજા પર હુકમતી દોર ભોગવવા નહીં, પણ પોતાનું હિત અને ઉન્નતિ કરવા અને બીજાઓનું હિત અને પ્રગતિ કરી શકીએ એવા ક્ષેત્રમાં બધાની સાથે ઉભા રહી શકીએ ને કામ કરી શકીએ માટે

### કોમી કે પ્રાંતિક મતભેદ ન રાખો

અત્યારે આપણા સમાજોમાં હું એક ખામી બધે જોઉં છું. અમે દક્ષણી, અમે ગુજરાતી, અમે પારસી, અમે મુસ્લીમ એવું સાંભળું છું, ત્યારે મારૂં હૃદય કંપી જાય છે. અહીં પણ જુવો ગુજરાતી-દક્ષણી ઘણાં છે, પારસી તેથી થોડાં ને મુસ્લીમ બહેનો બે ત્રણ છે. પણ તેથી શું? સંખ્યાની મને પરવા નથી. મારૂં કહેવું છે કે બે હજાર હિંદુ સ્ત્રી હોય છતાં બે પારસી કે એક મુસ્લીમ બહેન સમજે કે આ પ્રવૃત્તિ મારી છે, આ ફરજ મારી છે, બધાનું હિત એક છે, તો આપણે આપણા વર્ગનું ને દેશ સમગ્રનું હિત કેમ ન કરી શકીએ? મને

### લઘુમતિ-બહુમતિનો પ્રશ્ન જ નથી.

ભારત દેશ હિંદુનો છે તેટલો જ મુસ્લીમોનો છે, પારસીનો છે, ઇસાઇનો છે. બધા જ અહીં જન્મ્યા છે. અને સાથે જ રહેવાનું ને જીવવાનું છે. અવનતિ થશે તો બધાની અને ઉન્નતિ થશે તો બધાની થશે. ભાઇચારો બધા વચ્ચે જોઇએ, તે માટેનો પ્રયત્ન પુરૂષો કરી રહ્યા છે, પણ સ્ત્રીઓ વધારે સારી રીતે પાર પાડી શકશે. એ કામ તમે માથે લઇ લો. ઔરતમાં બુદ્ધિ, શક્તિ, સમજ બધું છે ને તે પુરૂષોથી કમી નથી.

### હાથ જોડીને બેસીયે તો

કાંઇ ન કરી શકીએ. પંડિત વિજયાલક્ષ્મી પ્રધાન થયાં ને કામ કરી બતાવ્યું. પંજાબ અને મુંબાઇનાં પાર્લામેંટરી મંત્રીઓ સ્ત્રીઓ જ છે. **આગળ વધો અને કાર્ય કરો તો ઘરસેવા અને લોકસેવા બધું જ કરી શકશો. આપણી પૂર્વકાળની માતાઓ બધું કરતી તો આજની તેની પુત્રીઓ શા માટે ન કરી શકે? શું**

### ૫૦-૧૦૦ વર્ષમાં બહેનો નાલાયક થઇ?

હું તેમ નથી માનતી શક્તિ-લાયકાત તો છેજ-સંસ્કૃતિના વારસામાં મળી છે. પણ તેનો ઉપયોગ થવો જોઇએ અને થવા દેવો જોઇએ. અંગ્રેજ સ્ત્રીઓ હક માંગે ને લડે, પણ હિંદની બહેનોએ હક માગવા ત્યારે સરકારને પણ લાગ્યું કે આ શું? હિંદની સ્ત્રીઓ હક માગતી ક્યાંથી થઇ? આપણને મહાસભા અને બીજાં મંડળોમાં સહાનુભૂતિ-સહાય છે અને હવે તો સરકાર પણ સ્ત્રીઓના હક વિશે પૂછે છે. આપણી સ્થિતિમાં આજ તો હિંદનો બુઢો સંત મહાત્મા જાગૃતિ અને કાર્યનો મંત્ર આપે છે. તે સાંભળો અને તે મુજબ કાર્ય કરો. યાદ રાખજો કે ગમે તે કરશો પણ પુરૂષો એકલા કંઇજ કરી શકવાના નથી. ઘરકામ બહુ છે તેમાં.

### ચરખો ક્યાં ચલાવીએ?

એમ બહેનો કહે છે. પણ મહાત્માજીએ બતાવી આપ્યું છે કે એ વાત ગલત છે. ખાદી પહેરવી-સ્વદેશી વ્રત લેવું તે આપણો ધર્મ છે. ફરજ છે. કોમી કે પ્રાંતિક ભેદ હોય ત્યાં, સદંતર ત્યાગ કરી પુરૂષોએ તેમજ સ્ત્રીઓએ પ્રેમ અને ભાઇચારાથી પરસ્પર સહકાર કરી સામાન્ય હિત કરવા આગળ વધવું જોઇએ. તેમ નહી કરીએ ત્યાં સુધી નહી મળે સ્વરાજ્ય કે નહી મળે સ્વાતંત્ર્ય. સંશયવાદી પુરૂષો કે સત્તાવાળા ભલે હસે, હસવા દો, પણ તમે સેવાભાવથી કામ કરી બતાવશો તો તેઓ તમારા સહકારનો લાભ મેળવશે ને ખુશી થશે. આઝાદી માટે સ્ત્રી-પુરૂષના સહકારની જરૂર છે અને તે માટે બધાએ સમાનપણે તૈયાર થવું જોઇએ. સ્ત્રીઓનું બાળકોનું-સામાજીક સડા-કુરૂઢીઓ છોડી સુધારો કરવાનું કામ પુરૂષો કરી શકશે નહી, તે કામ તો આપણેજ કરવાનું છે, ત્યારેજ થઇ શકશે.

### સાચી રાણી તાજધારી નહીં.

તમે ગૃહરાણી કહેવાઓ છો, દેશરાણી બનો. તાજ પહેરીને બેસે તે સાચી રાણી નથી પણ સમાજની-ગરીબોની સેવા કરી ઉન્નતિ કરે તે સાચી રાણી છે અને તે ખરૂં માન મેળવી શકે.

[ જાણીતાં દેશસેવિકા અને આંતર્રાષ્ટ્રીય વિખ્યાતિ પામેલા સ્ત્રી સમાજનાં સાચાં હિતૈષી શ્રીમતી સરોજિની નાયડુએ વડોદરા ખાતે તા. ૨૪-૧૨-૩૯ ના રોજ વડોદરાના ન્યાયમંદિર હોલમાં આપેલું વ્યાખ્યાન. ]

---

## [ ૨ ] સેવાધર્મનો સાચો માર્ગ

સ્ત્રીજાતિએ તો સૃષ્ટિની ઉત્પત્તિથી સેવાધર્મને પોતાના ધ્યેય તરીકે સ્વીકાર્યો હતો. આથી વીસમી

સદીમાં પુરુષોની એક સંસ્થા સેવાધર્મ સ્વીકારે છે તે જાણી તેમને આનંદ થાય છે.

હિંદની જુદી જુદી રોટરી કલબો ક્ષયરોગ, રક્તપિત્ત તથા બીજા રોગો મીટાવવા નાણાં ભેગાં કરે છે અને ગરીબ બાળકો માટે શિક્ષણ તથા આનંદનાં કેન્દ્રો વિગેરે ચલાવે છે, તે માટે આનંદ પ્રદર્શિત કરી સ્વ. દેશભક્ત ગોખલેના સૂત્રનું સ્મરણ આપ્યું હતું કે જે પુરુષ, પાયા નીચેની કાંકરી બનવા અને મોટી ઇમારત બાંધવામાં પોતાનો અકિંચિત પણ ફાળો આપે છે, તે પણ મહાન સેવા કરે છે.

જો બંને સંસ્થાઓ હિંદના કોમી વૈમનસ્યનો અંત લાવવામાં પોતાની શક્તિ વાપરશે તો દેશની મોટામાં મોટી સેવા થશે. કોમી પ્રશ્ન એ ખરેખર આર્થિક પ્રશ્ન છે અને જ્યારે હિંદની સર્વ કોમો સ્વતંત્ર અને આર્થિક રીતે સુખી થશે, ત્યારે તેનો અંત હંમેશ આવશે અને સાચુ કોમી ( સામાજીક ) જીવન શરૂ થશે.

બાદ યુરોપમાં ચાલતા સંહારનો ઉલ્લેખ કરી જણાવ્યું હતું કે ત્યાં પણ વૈમનસ્ય છે હૈદ્રાબાદમાં પૂર્વે નહિં તેવું બે વરસ ઉપર કમનસીબ હિંદુ મુસ્લીમ વૈમનસ્ય થયું હતું પરંતુ થોડા સમય ઉપર દુકાળ પડતા હિંદુ અને મુસલમાન સ્ત્રી અને પુરુષો જેઓ આગળ જ બોલતા તેઓ એકઠા થયા હતાં અને એકબીજાને મદદ કરતા હતા. કુદરતી આફતે તેમનું વૈમનસ્ય આમ દુર કર્યું હતુ.

છેવટ તેમણે સર્વ ધર્મોનું તત્વ સેવા ધર્મમાં સમાય છે તેના શ્રી કૃષ્ણ ભગવાન બુદ્ધ, મહંમદ, અને ઇસુ ખ્રિસ્તીના જીવન અને તેમને આપેલા બોધમાંથી દાખલા આપી માનવ જાતિનું ધ્યેય સેવા છે અને તેથી જ માનવ સંહાર અને યુદ્ધો મટશે એમ જણાવ્યું હતું. છેવટે ક્રાઇસ્ટના Love thy neighbour as thyself અને શ્રી કૃષ્ણ पत्रंपुष्पं फलं तोयंના સેવાના નમ્ર સૂત્રોનો ઉલ્લેખ કરી રોટરી કલબને સફળતા ઇચ્છી હતી સરોજની દેવીનું અસ્ખલિત એકધારું વ્યાખ્યાન સર્વેએ તાળીઓથી વધાવી લીધુ હતું.

[ શ્રીમતી સરોજિની નાયડુએ વડોદરાની રોટરી કલબમાં આપેલા વ્યાખ્યાનનો સાર. ]

---

## [ ૩ ] પૂર્વ અને પશ્ચિમની કવિતાના લક્ષણ અને કવિઓનો સંદેશ સામાન્ય છે.

કવિતાને કેટલાક હૃદયના ભાવોનો પ્રવાહ કહે છે, કેટલાક આધ્યાત્મિક બક્ષિસ તરીકે કટાક્ષ કરે છે, પણ કવિતા મનુષ્ય હૃદયનાં ઉંડાણમાંથી નીકળી આવતી સાહજીક ઉર્મીઓનો પ્રવાહ છે. તે દ્વારા કવિઓ મનુષ્યની જરૂરીઆતો, લાગણીઓ, આનંદ, મનોવેદના વગેરે ભાવનાઓનું દર્શન કરાવે છે. જે તે સમયના માનવ જીવનનું પ્રતિબિંબ જે તે સમયની કવિતાઓમાં પડેલું દેખાય છે. જીવનની સમસ્યાઓ ખુલ્લી કરે તથા ઉકેલ-પ્રેરણા અને પ્રકાશ આપે તે કવિતા

### હું કવિ કેમ થઇ ?

એ પૂછશો, તો કહીશ કે મારાં માતા સ્વયં કવિ હતા. પિતા વૈજ્ઞાનિક હતા. પણ તેમનામાં પણ કવિતા હતી, એટલે મને કવિતા માતાપિતાના તરફથી વારસામાં મળી છે. નાની હતી ત્યારે બગીચામાં ફુલો જોઇ, સુર્યાસ્ત અને ચંદ્રોદય જોઇ અને કંઇક પ્રેરણા સ્ફુરેને ગાવા મંડું. શિક્ષણ, જ્ઞાન, અનુભવ જેમ વધ્યા તેમ વધુ કવિતા લખતી ગઇ ને કવિ થઇ. મને તે શોખ હતો અને હૃદયના પ્રવાહોને ઠાલવવાનું સાધન બન્યું.

### કવિઓનુ લક્ષણ બધે એકજ.

મે પૂર્વ પશ્ચિમમા મુસાફરીઓ કરી, સૃષ્ટિ સૌન્દર્ય અને માનવ સ્વભાવ લાગણીઓ અનુભવી. જ્યાં ગઇ ફરી ત્યાંના મોટા મોટા કવિઓને મળવાનું સદભાગ્ય પ્રાપ્ત થયું. મને જણાયું કે કોઇ પણ દેશમા જાઓ, કોઇ પણ સમાજમાં જાઓ, પણ મનુષ્યત્વના લક્ષણો—આંતરિક લાગણીઓ ભાવનાઓ બધામાં સમાન છે અને જે તે દેશના કવિઓ કવિતાદ્વારા તે વ્યક્ત કરે છે.

### હાલરડાં અને લોકગીતો.

હાલરડા એટલે માતાના બાળક પ્રત્યેના પ્રેમનું હૃદયમંથન તે દ્વારા માતા પોતાના બાળક પ્રત્યે પોતાના અંતરના પ્રેમ ઝરણાં ઠાલવે છે. હિંદમાં હાલરડા સાંભળ્યાં, ઇટાલી અને ફ્રાંસ જેવા ગરમ દેશો ને નોર્વે જેવાં બરફના શીત પ્રદેશોમાં પણ

માતાઓ પોતપોતાની રીતે હાલરડાં લલકારે છે, તેમાં અદ્ભુત કાવ્ય રહેલું છે. અને તે જગતમાં બધે સામાન્ય છે. એવી નૈસર્ગિક વ્હાલપની સંગીતા વડે તે કવિતા. બીજી જગતવ્યાપી કવિતા જે તે દેશનાં પ્રેમ શૌર્યની. ગાથાઓ દ્વારા મળે છે. રજપુતાનાના વીર રજપુતોના શૌર્યનાં કાવ્યો જુઓ, કે ઇંગ્લેંડના ભયંકર બીહામણા લાગતા વીરોની ગાથાઓ જુઓ, તો તેમાં પણ કવિતા દેખાશે અને પૂર્વ કે પશ્ચિમ બધી પ્રજાઓમાં એ માનવ હૃદયના ભાવો અને સ્વભાવનાં લક્ષણો સામાન્ય નજરે પડે છે, એટલે બધાની કવિતામાં એક પ્રકારનું અજબ આધ્યાત્મિક સામ્ય છે. તેમાં માનવ હૃદયની મૂળભૂત નૈસર્ગિક એકતા વિવિધતામાં દ્રષ્ટિગોચર થાય છે. મનુષ્ય હૃદયના ભાવોનું અને જીવનની પ્રવૃત્તિઓનું પ્રગટીકરણ અને દર્શન કવિને પ્રેરે છે, ગવડાવે છે, બહાર લાવે છે, ઘડે છે અને વિસ્તારે છે તથા મજબુત બનાવે છે. જગતના વિવિધ તાપથી બળતા હૃદયને શાંતિ આરામ અને આનંદનો સંદેશ કવિતા આપે છે અને માનવ સંસ્કૃતિના વિકાસનો પંથ ખુલ્લો કરે છે

### આપણી કવિ વિભૂતિઓ

કવિના ઉદેશ અને કાર્યને નથી સ્થળ સીમા કે નથી કાર્યનાં બંધન. તેનો ઉદેશ જો સાચી કવિતા દ્વારા હોય તો જગત પ્રેમથી ઝીલે છે સ્વીકારે છે ને તેને વંદે છે. કવિ શ્રી ટાગોરનાં કાવ્યો મેં ચીન–જાપાન–ઇંગ્લાંડ–જર્મની અને અમેરિકામાં જ નહીં પણ સ્કેન્ડીનેવીયા જેવા દૂર દૂરના પ્રદેશોમાં વંચાતાં–ગવાતાં જોયાં છે. મહમદ ઇકબાલ માટે કોણ કહેશે કે તે પંજાબના અને મુસ્લીમોના જ કવિ હતા? તેણે દરેક હિંદીને સંદેશ આપ્યો છે કે તમે–તમે અને તમે જ બળ–સામર્થ્ય મેળવો અને તમે અને તમારા દેશની આઝાદી મેળવી શકશો. બંકીમચંદ્રનું રાષ્ટ્રગીત પણ કવિતાનો સુંદર નમુનો છે. મ. ગાંધીજી કહે છે કે ગરીબને રોટી મળે અને દેશ આઝાદ થાય એવું ગાઓ. એવી પ્રેરણા આપે તે કવિતા. પૂર્વ કે પશ્ચિમ બધા માટે સાચી કવિતા એ છે કે પ્રજામાં જ્ઞાન ફેલાવે, વેરઝેર દૂર કરે, માનવતા–સંસ્કૃતિનો પ્રચાર કરે.

[ વડોદરા રાજ્ય તરફથી ચાલયેલું વ્યાયામ-દિરમાંનું જાહેર વ્યાખ્યાન ]

---

## [ ૪ ] અભ્યાસની તાલાવેલી

હું સંસારમાં પડયો ત્યારે સામાન્ય જ્ઞાન મેળવવા માટે મારે વાંચવું જોઇએ એમ મને લાગ્યું. પણ પ્રથમથીજ મારા જીવનમાં તોફાન અને સંકટ દેખા દીધાં. એટલે સાહિત્યમાં રસ લેવાનો બહુ સમય ન મળ્યો.. સને ૧૮૯૪ પછી ચાલુ વાચનનો મને સમય મળ્યો તે માત્ર દક્ષિણ આફ્રિકાની જેલોમાંજ. મને વાચનનો શોખ ઉત્પન્ન થયો એટલુંજ નહિ, પણ સંસ્કૃતનું મારૂં જ્ઞાન પૂર્ણ કરવાનું તથા તામિલ, હિંદી અને ઉર્દૂનો અભ્યાસ કરવાનું મને મન થયું. દક્ષિણ આફ્રિકાની જેલોમાં મારી વાચનની અભિરૂચિ તીક્ષ્ણ થઇ હતી. એટલે દક્ષિણ આફ્રિકાના મારા છેલ્લા કારાવાસ દરમિયાન મને વહેલો છોડી મૂકવામાં આવ્યો ત્યારે મને દુઃખ થયેલું.

એટલે હિંદુસ્તાનમાં એવો અવસર આવ્યો ત્યારે મેં તેને આનંદપૂર્વક વધાવી લીધો. મેં યરોડામાં કરવાના અભ્યાસનો નિયમિત ક્રમ ઘડી કાઢયો, જે પૂરો કરતા માટે છ વર્ષ બસ ન હતાં.

જર્જરિત શરીરવાળો, ચોપન વર્ષનો વૃદ્ધ હોવા છતાં ચોવીસ વર્ષના તરૂણ જેટલા ઉત્સાહપૂર્વક મેં અભ્યાસ માંડયો. મારા સમયની એક એક ક્ષણનો હિસાબ રાખતો અને છૂટત ત્યારે ઉર્દૂ અને તામિલનો ઠીક ઠીક અભ્યાસી થઇને અને સંસ્કૃતનું સારૂં જ્ઞાન લઇને હું નીકળત એવી વકી હતી; સંસ્કૃત મૂળગ્રંથ વાંચવાની મારી કામના પૂર્ણ થઇ હોત. પણ એમ બનવા કાળ ન હતો. દુર્ભાગ્યે મંદવાડ આવ્યો. એને પરિણામે હું છૂટયો, ને મારા અભ્યાસના રંગમાં ભંગ પડયો.

—ગાંધીજી





### શ્રી ચીમનાબાઇ સ્ત્રી સમાજ, વડોદરા

શ્રી ચીમનાબાઇ સ્ત્રી સમાજને સ્થપાયે ૨૫ વર્ષ પૂરા થયા તેની ખુશાલીમા તા. ૧૩-૧૨-૩૯ થી ૧૫-૧૨-૩૯ સુધી રજત મહોત્સવ ઉજવવામા આવ્યો હતો

સમાજ શુ કરે છે તે તેના પ્રમુખ શ્રી સૌ સમજુબા ગોવિંદભાઇ દેસાઇ તેમના રજત મહોત્સવ પ્રસંગે આપેલા ભાષણમા નીચે પ્રમાણે કહે છે —

" દર અઠવાડીએ બુધ અને રવિવારે સમાજના સભ્યોની બેઠક થાય છે, તેમા અરસપરસ વિચારની આપ લે થાય છે બેડ મીન્ટન, સાવતાલી, વિગેરે અંગ કસરતની તેમજ બીજી બેઠી રમતો રમવામા આવે છે, કોઇ કોઇ વાર ઉંચી કોટીના લેખકોના ગરબા ગરબીઓ ગવાય છે, માનસિક ખીલવણીને માટે સારા સ્ત્રી પુરૂષ વક્તાઓનાં ભાષણો, અને કીર્તનો ગોઠવવામા આવે છે. પોતાના બાળકોને લઇને આવવાની સભાસદોને છુટ રાખેલી છે, બાળકોના આનંદ માટે જુદી જુદી રમતો તથા ચિત્રાની ગોઠવણ કરેલી છે વડોદરા સેંટ્રલ લાયબ્રેરીના દીલસોજ ક્યુરેટર તરફથી બ્હેનો તથા બાળકો માટે પુસ્તકો, રમતના સાધનો વગેરે મોકલવામા આવે છે અને તેનો ઘણા આનંદથી લાભ લેવાય છે "

સંસ્થાના કાર્યના નિવેદનમા તેના માનદ મંત્રી સૌ અવંતિકા બ્હેન આચાર્ય જણાવે છે કે —

" છેલ્લા પચીસ વર્ષમા નીચેની બાબતોમા સંસ્થા પોતાનો સક્રિય ફાળો આપી રહી છે.

૧. ૧૯૨૭ના રેલસંકટ પ્રસંગે શહેરમા ફરીને નિરાધારો માટે અન્ન, વસ્ત્ર ઉઘરાવી ચાપવા ઉપ રાંત થોડા મકાનો બંધાવી આપેલા હતા

૨ વારસા હક, છુટા છેડા, બાળ સમિતિ વગેરે સામાજીક બાબતોમા લોકમત કેળવી રાજ્ય તરફથી નીમાએલી સમિતિઓમા ફાળો આપે છે.

૩. પછાત કોમની સ્ત્રીઓને, સ્વચ્છતા વિગેરેના નિયમો સમજાવી તેમને પ્રસુતિ વખતે સહાય અપાવે છે

૪ પ્રસંગોપાત શહેરમાં ભરાતા, હુન્નર ઉદ્યોગના પ્રદર્શનમા કળાના નમુનાઓ મોકલે છે તથા સમાજ પોતે પણ તેવા પ્રદર્શનો ભરે છે

૫. દિગ્વિજય જીમખાનાની સ્ત્રીઓ માટેની રમત ગમતોમા ભાગ લે છે. અને સમાજ પોતે પણ શ્રી ધનવંતા ઇનામી હરીફાઇઓ દર વર્ષે કરે છે.

૬ અખિલ હિંદની નામાંકિત વ્યક્તિઓ વડોદરામા પધારે ત્યારે તેમની વાણીનો લાભ લઇ તેમનો સત્કાર કરે છે.

માત્ર પંદર સભાસદોથી શરૂ થયેલી આ સંસ્થામા હાલમાં પેટ્રન ૩૦ આજીવન સભ્યો અને ૨૫૦ સભાસદો છે અમને આશા છે કે જ્યારે અમો સમાજનો સુવર્ણ મહોત્સવ ઉજવીશું ત્યારે સભાસદોની સંખ્યા ૫૦૦ ની થઇ હશે. સમાજની વધતી જતી પ્રગતિ, પ્રવૃત્તિ અને જવાબદારી ધ્યાનમા લઇને તેને લોકોપકારક મંડળના નિયમાનુસાર રાજ્યમા નોંધાવવામા આવી છે. હાલ સમાજ પાસે રૂપીઆ નવ હજારનુ કુલ ભંડોળ હોઇ તેના વ્યાજમાંથી ઉપરની પ્રવૃત્તિઓ ચલાવવામા આવે છે

### શ્રી દીલ્હી ગુજરાતી મહિલા સમાજ

શ્રી દીલ્હી ગુજરાતી મહિલા સમાજનુ વાર્ષિક ગરબા સંમેલન તા ૨૫ ૧૧-૩૯ શનિવારે સાંજરે ૪॥ વાગે શ્રીમાન હાઇસ્કુલના મકાનમા ભરવામાં આવ્યુ હતુ. ગુજરાતી સ્ત્રીઓ તેમજ પુરૂષોએ સારી સંખ્યામા હાજરી આપી હતી.

પ્રમુખ સૌ. ઇન્દુમતિ યાજ્ઞિક અને સેક્રેટરી સૌ. વિજયાલક્ષ્મી ત્રિવેદીએ સંમેલનનો પ્રોગ્રામ સારી રીતે યોજ્યો હતો અને વ્યવસ્થાસર પાર પાડવામા ઘણો ઉત્સાહ બતાવ્યો.

૧૨ ગરબાઓ ગવાયા હતા તેમાં ૨૦ થી ૨૨ મેમ્બર બેનોએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો.

હાવભાવથી, લોટા, દાંડીયા, ખંજરી, મટકા વિગેરે સાથે ગરબામાં સારી રમઝટ આવી હતી. આમાં ખંજરીનો ગરબો ગવરાવનાર સૌ. હરિપ્રિયા બેને ઘણી ઉત્તમ રીતે ગરબો ગવરાવ્યો હતો.

ઉપરાંત બે બાલિકાઓએ 'શંકર બિલડી 'નો સંવાદ કર્યો હતો ને પ્રેક્ષકોનું ધ્યાન એંચ્યું હતું.

અંતમાં નિમંત્રિત મ્હેમાનોનો પ્રમુખે આભાર માની મેમ્બરોને લાણી આપી, પાન સોપારી લીધા બાદ સંમેલન વિસર્જન થયું હતું.

### મહિલા મંડળ: અમરેલી

દર વરસની માફક આ વરસે પણ અહીંના મહિલા મંડળ તરફથી બ્હેનોએ ગાંધી જયંતી ઉત્સવ અને નવરાત્ર ઉત્સવ મહિલા વિદ્યાલયના મકાનમાં ઉત્સાહપૂર્વક ઉજવ્યો હતો. ગાંધી જયંતિના સાર્વજનિક કાર્યક્રમમાં હિસ્સો આપ્યા ઉપરાંત, બ્હેનોએ પોતે ખાસ એક દિવસ નક્કી કરી તે દિવસે સુત્રયજ્ઞ, ખાદી પ્રદર્શનની ખાદી વેચાણ, કાંતણ હરિફાઇ, તથા સાંજે શ્રી. ત્રિવેણીબ્હેન મહેતાના અધ્યક્ષપદે સભા કરી, મહાત્માજીને દીર્ઘાયુ ઇચ્છવા ઉપરાંત, રાષ્ટ્રિય ગરબાઓ, સંવાદોનો મહિલા વિદ્યાલયની બાળાઓનો કાર્યક્રમ ગોઠવ્યો હતો. આ મેળાવડાનું આકર્ષક અંગ તો મહાત્માજીની સુત્રહાર વિભૂષિત છબીની આસપાસ કલાત્મક રીતે રંગોળી પૂરી ૭૧ દીવાની કલામય, ઝળહળતી દીપમાળ, એ હતું. વિદ્યાલયના રાસનું રાષ્ટ્રિયત્વ ભાત પાડતું હતું, છેલ્લે દિવસે અખંડ રેંટીઓ ચલાવવાનો પણ ભાગ લીધો હતો.

નવરાત્ર ઉત્સવમાં પણ બ્હેનોએ, જુદી જુદી શાળાઓનો કાર્યક્રમ જુદે જુદે દિવસે યોજી સમારંભો કર્યા હતા. શરદ્ પૂર્ણિમાને દિવસે બધી શાળાઓની બ્હેનોની એક એક કૃતિ રાખી મેળાવડો કરી શ્રી. સૂરજબેન ચ. પટેલના હાથે દરેક બાળાને પિત્તળના વાટકાની લ્હાણી મહિલા મંડળ તરફથી કરી ઉત્સવની સમાપ્તિ કરી હતી.

**નેપાળની લગ્ન પદ્ધતિ :** નેપાળી લોકોના લગ્ન પ્રથા કંઇક વિચિત્ર છે. કન્યાનું લગ્ન ન્હાનપણમાં છોકરાને બદલે એક પવિત્ર વેલના ફળ સાથે કરી એ ફળને નદીમાં તરતું મુકી દેવામાં આવે છે. ફળનું ભાવિ જણાવું અસંભવિત હોઇ તે કન્યા આજીવન અવિધવા બની જાય છે. પછી મોટી વયે તેનું લગ્ન યોગ્ય પુરૂષ સાથે કરવામાં આવે છે, અને એ પુરૂષ ન ગમતો હોય તો તેના ઓશીકા નીચે એક સોપારી મૂકી તે કન્યા બીજા પુરૂષ સાથે જોડાઇ શકે છે

—**શ્રી. ઇન્દુમતી મ્હેતા**, પી. એ. ના પ્રમુખપણા નીચે વડોદરામાં ઓ. ઇ. વી. કોન્ફરન્સનો વાર્ષિક મેળાવડો થયો હતો તે પ્રસંગે સ્ત્રીઓને લગતા પ્રશ્નો ઉપર શ્રી ઇન્દુમતી બ્હેને સુંદર વ્યાખ્યાન આપ્યું હતું. તેજ દિવસે પરીષદમાં મોકલવાને માટે ઠરાવો થયા હતા. તેમાં મુખ્ય સ્ત્રીઓના સુવાવડનું મરણ પ્રમાણ ઘટાડવા માટેનું અને ભીખારીઓ ઘટાડવાને માટે વિવેચનો થયાં હતાં. આ ઉપરાંત પ્રસુતિ વખતે ચઢતે પગારે રજા આપવા માટે સરકારમાં લખાણ કરવા બાબતનાં સુચના થતાં, ઠરાવ કરવામાં આવ્યો હતો. લડાઇ અને હિંદુસ્તાન પર વિચાર ચલાવ્યો હતો.

આ પ્રસંગે મીસીસ હમીદઅલી એઓ આ વર્ષે પરિષદના પ્રમુખ છે તે પણ હાજર હતાં.

—**શ્રી વીરમતી બ્હેન દેસાઇ** અને બીજાં કેટલાં બ્હેનો જંબુસરની સ્ત્રીઓ સમક્ષ વ્યાખ્યાન આપવા માટે ગયાં હતાં.

—**શ્રી** જયવતી દેસાઇએ, ભરૂચ જીલ્લાની શિક્ષિકા બ્હેનોનો તાલીમ વર્ગ જંબુસર મુકામે શ્રી દીનકરલાલ દેસાઇના હસ્તે ખુલ્લો મુકાયો હતો ત્યાં સ્ત્રીઓનું હવેનું કર્તવ્ય એ વીષે ભાષણ આપ્યું હતું.

—**શ્રી. જેકીબેન દીવેટી** અરના પ્રમુખપદે મલાડમાં ગરબા સંમેલન થયું હતું.

—**વીસનગરનાં** વીસનગરા જ્ઞાતિનાં બ્હેનોએ શરદુત્સવ ઉજવ્યો હતો. તેમાં ઘણાં બ્હેનોએ ભાગ લીધો હતો.

—**શ્રી હંસાબ્હેન મહેતાને** અમરેલીના વિદ્યાર્થીઓ તરફથી માનપત્ર આપવામાં આવ્યું હતું.

**શ્રી શારદાબ્હેન મ્હેતા વડોદરામાં :** શ્રી ચીમનાબાઇ સ્ત્રી સમાજના રજત મહોત્સવ પ્રસંગ શ્રી. શારદાબ્હેન મ્હેતાએ અમદાવાદથી આવી મહોત્સવનું અને પ્રદર્શનનું ઉદ્ઘાટન કર્યું હતું.




**ગુલામીની શૃંખલા** લેખક શ્રી. ધનવંત ઓઝા, પ્રકાશક શ્રી ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ મૂલ્ય રૂ ૨-૮-૦

શ્રી ભારતી સાહિત્ય સંઘ તરફથી પ્રકટ થતી ચિંતન ગ્રંથાવલિના પહેલા પુસ્તક તરીકે આ પુસ્તક પ્રકટ થયુ છે. ૧૯૩૫ નો ગવરમેન્ટ ઓફ ઇંડીઆ એક્ટ અમલમા આવ્યા પછી હિંદમા ફેડરેશન સબંધી નવો રસ ઉત્પન્ન થયો છ. અને તે રસવૃત્તને પોષવા અંગ્રેજી ભાષામા અનેક પુસ્તકો પ્રકટ થયા છે. માત્ર ગુજરાતી વાંચી જાણનાર જીજ્ઞાસુ વાચકો માટે સદ્ભાગ્યે એ વિષય ઉપર એક પછી એક પુસ્તકો પ્રકટ થવા માડયા છે આ પુસ્તક એ નર્વન ક્ષેત્રના સાહિત્યમા સંગીન ઉમેરો કરે છે ગવરમેન્ટ ઓફ ઇંડીયા એક્ટના વિવિધ વિધાનોનુ દોહન ટૂંક રૂપમા અને સરળ ભાષામા વાચકને એમાથી મળી રહેશે. આવા પુસ્તકોનો જેમ બને તેમ વધુ પ્રચાર થાય તો સામાન્ય જનતામા ફેડરેશન સબંધી જ્ઞાન સારા પ્રમાણમા પ્રસરે અને તેઓ એ સબંધી જે પ્રવૃત્તિ વિવિધ પક્ષો હિંદી મહાસભા, મુસ્લીમ લીગ, દેશી રાજ્યો વિગેરે ચલાવી રહ્યા છે તે યથાર્થ સમજી શકે અને તેમા બુદ્ધિપૂર્વક અને સમજદારીથી પોતાનો હિસ્સો આપી શકે

**જાગતા રેજો (પૂર્વાધ)** લેખક શ્રી સોપાન પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા ૨-૦-૦

ઉપરોક્ત સંઘ તરફથી પ્રકટ થતી અંજલિ ગ્રંથમાલાનુ પાચમા વર્ષનુ આ બીજુ પુસ્તક શ્રી સોપાનની જાણીતી કલમ લખાયુ છે આ નવલકથા પ્રથમ દર્શને માનસશાસ્ત્રના પ્રશ્નો અને રાજકીય વાતાવરણનુ સુંદર મિશ્રણ છે અમને દુઃખે નવલકથાનો પૂર્વાધ જ મળેલ હોવાથી એની સમાલોચના કરી શકતા નથી ચિતારાનુ ચિત્ર અને લેખકનુ પુસ્તક બન્ને અધૂરા હોય ત્યા સુધી તેમની સમીક્ષા કરવાથી કદાચ ચિત્રકાર અને લેખકને અન્યાય થવાનો સંભવ છે એટલે ઉત્તરાર્ધ મળવા સુધી એ કાર્ય મુલત્વી રાખીએ છીએ

**છાયાદેવી અને બીજી વાતો** લેખક શ્રી "અવિનાશ" પ્રકાશક પ્રગતિ સાહિત્ય મંદિર, રાજકોટ. મૂલ્ય રૂા ૧ ૮ ૦

પ્રગતિ ગ્રંથમાળાના ૧ લા વર્ષના ૧ લા પુસ્તક તરીકે પ્રકટ થયેલ આ સંગ્રહ વાર્તા-રસિકોનો સારી સંખ્યામા સત્કારશે એ સંગ્રહમા "છાયાદેવી" લગભગ ૧૫૦ પાનાની નવલકથા છે, બાકીની ૯ ટુંકી વાર્તાઓ પણ આ પુસ્તકમા પ્રકટ થઇ છે 'છાયાદેવી "મા લેખકે નાયિકાને આદર્શ આર્યા બતાવવાનો પ્રયત્ન કર્યો છે કૌમારમા અન્ય પર પ્રેમ હોવા છતા પરણ્યા પછી પતિને એ આર્યા મન વચન અને કર્મથી વફાદાર રહે છે પતિનુ પાત્ર અમને બહુ ગમ્યુ નથી ઘણા પ્રસંગોમા પણ કેટલીક અસંભવિતતા ઘુસી ગઇ છે છતા એકંદરે વાર્તાનો રસ જળવાઇ રહે છે બીજી ટુંકી વાર્તાઓમા "છાયાદેવી"ની જેમ આપણા અત્યારના જીવન અને સમાજના પ્રતિબિંબો જ મુખ્યત્વે દેખાય છે. આ પુસ્તક લઇ સાહિત્ય ક્ષેત્રમા પ્રવેશતા યુવાન લેખક ભવિષ્ય માટે સારી આશા આપે છે

**રસમય કહાણીઓ** પ્રયોજક શ્રી રમણલાલ ના શાહ સોલ એજન્ટ મેસર્સ એન. એમ ઠક્કરની કંપની મુંબાઇ ૨ મૂલ્ય ૭ આના

બાલ સાહિત્યના ક્ષેત્રમા "બાલજીવન" માસિકના તંત્રી શ્રી. રમણલાલ શાહે એક સિદ્ધહસ્ત લેખક તરીકે પોતાનુ સ્થાન પ્રાપ્ત કરી લીધુ છે એમના અનેક બાલોપયોગી પુસ્તકો અત્યાર પહેલા ગુજરાતના બાલવાચકોએ મોટી સંખ્યામા

અપનાવ્યાં છે અને તેમનો રસાસ્વાદ લીધો છે. " બાલજીવન ક્રમિક વાર્તામાળા "ના ૩જા પુસ્તક તરીકે પ્રકટ થતો આ ૧૦ વાર્તાઓનો સંગ્રહ બીજા અને ત્રીજા ધોરણમાં અભ્યાસ કરતા બાળકોના ઉપયોગ માટે રચાયો છે. સુંદર મોટા ટાઇપ, સરળ ભાષા અને અનેક ચિત્રો પુસ્તકને આકર્ષક બનાવે છે અને બાળકોને જરૂર ગમી જશે.

**આરોગ્ય ગ્રંથાવલિ :** લેખક: શ્રી. રમણલાલ એન્જીનીઅર પ્રકાશક: શ્રી. ભારતી સાહિત્ય સંઘ, અમદાવાદ. મૂલ્ય: દરેકનું ૦-૪-૬.

શ્રી. રમણલાલ એન્જીનીઅર નૈસર્ગોપચારના પ્રખર પક્ષપાતી અને પ્રચારક છે. અત્યાર પહેલાં પ્રકટ થએલાં એમનાં કેટલાંક પુસ્તકોની સમાલોચના આ પત્રમાં થઇ ગઇ છે. એમની છેલ્લી બે પુસ્તિકાઓ **" લાંબુ ચાલો અને લાંબુ જીવો "** તથા **" સેકિસનેશન કે સેનીટેશન ? "** એજ દિશામાં વાચકોને વસ્તુસ્થિતિનું યથાર્થ ભાન કરાવવા માટે લખાઇ છે. પહેલી પુસ્તિકા ચાલવાની કસરત કેટલી ફાયદાકારક છે, તે સ્પષ્ટ સમજાવે છે અને એ સાદી, બીનખર્ચાળ કસરતથી શરીરના કયા કયા રોગો નાબુદ કરે છે યા થતા અટકાવે છે તે બતાવે છે. બીજી પુસ્તિકા પાશ્ચાત્ય વૈદિકના એક અતિ-પ્રચલિત સિદ્ધાંત ઉપર સખ્ત પ્રહાર કરે છે. શીતળાની રસી મૂકાવાની પ્રથાથી બાળકોને એકંદરે ફાયદો થાય છે કે નુકશાન તે એમણે સ્પષ્ટ સમજાવ્યું છે. પશ્ચિમના અનેક દેશોમાં એ સંબંધી જબરો ઉહાપોહ મચ્યો છે. જેને પરિણામે રસી મૂકાવવી ફરજિયાતને બદલે મરજિયાત કરવી પડી છે. છતાં ગુલામી માનસ ધરાવતા આ દેશમાં કાયદો એને ફરજિયાત જ રાખે છે. એમાં સુધારો કરાવવો જરૂરી છે. એટલું જ નહિ પણ બાળકોની તંદુરસ્તી માટે અનિવાર્ય છે.

**" નવું રેલ્વે સ્ટેશન "** લેખક: શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ. પ્રકાશક: શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ અમદાવાદ, મૂલ્ય કાંઇ નહિ.

શ્રી રામકૃષ્ણ સેવા સમિતિ જાદી જાદી દ્રષ્ટિએ લોક ઉપયોગી પુસ્તિકાઓ જીજ અગર વગર મૂલ્યે બહાર પાડે છે. એવી લોકઉપયોગી પુસ્તિકા આ છે. આ વાર્તા અસલ " પ્રસ્થાન "માં પ્રગટ થઇ હતી. વાર્તાનો સાર નીચે પ્રમાણે છે. અમદાવાદથી સાંગળપુર નામે ગામ ૧૨-૧૩ માઇલ દૂર આવેલું હતું; ત્યાંથી સાણંદ સ્ટેશન ત્રણેક માઇલ હતું. સાંગળપુરના લોકો સાણંદ સ્ટેશન મારફત અમદાવાદ સાથે વેપાર ચલાવતા. વખત જતાં ત્યાંના એક શેઠે મોટર લારીઓનો ધંધો શરૂ કર્યો. મોટરમાં જવા આવવાનું બહુ સવડ ભરેલું હતું તેથી અવર જવર વધી સાથે અમદાવાદની સારી માઠી ટેવો પણ સાંગળપુરમાં દાખલ થઇ. શરૂઆતમાં વેપારની વસ્તુઓનાં નાણાં ગામમાં આવવા લાગ્યાં એટલે લોકો મલકાવા લાગ્યા પણ વખત વહે અમદાવાદની કુટેવોએ લોકોમાં રોગ પેદા કર્યા. ખરચાળ ટેવો આવી. પરિણામે ત્યાંની વસ્તી ગરીબ થઇ ગઇ, મોટર માલીક શેઠને ત્યાં બધા કરજે નાણાં લેવા આવ્યા. શેઠને લોકોની સ્થિતિ જોઇ દયા આવી, અને ગરીબાઇનું મૂલ કારણ તરત જ કળી ગયા. શેઠે છોકરાને બોલાવી કહ્યું " આ આપણી ત્રણે મોટર જે દામ આવે તે પણ વેચી નાંખ. અને જે નાંણાં આવે તે વગર વ્યાજે ધીરવાનાં છે. લોકો આનંદનાં આંસુ સાથે વિદાય થયા. "

વસ્તુ સરળ ભાષામાં સરળ રીતે મૂકવામાં આવી છે. અને શહેર જીવનના સમાગમથી ગરીબ અણસમજુ ગામડીઆ લોકો કેટલા દુઃખી થાય છે તે આબેહુબ સમજાવે છે.

ભાઈઓ ભલે ટુંક વખતમાં કોઈની ઉશ્કેરણીથી ધર્માંધ બની એકખીલ વિરોધી માનસ ધારણ કરે, પણ આખરે સમજ પડશે જ કે આપણે હિન્દુસ્થાન વાસીઓ એકજ દેશના છીએ અને આપણા દેશના આર્થિક ઉદ્ધારમાં આપણો અંગત ઉદ્ધાર સધાવાનો છે. શ્રી. જીન્નાની 'મુક્તિ દિન'ની અપીલ વિરૂદ્ધ મુસલમાન ભાઈઓ પણ છે. હમને આશા છે કે શ્રી. જીન્ના પણ મુસલમાન માનસ છોડી પ્રથમ "હિન્દી" માનસ ધારણ કરશે.

***

ઠક્કરબાપાની થેલી :

ગુજરાતના પ્રખર સમાજ સેવક શ્રી ઠક્કરબાપાની ૭૧ મી જન્મતિથિ નિમિત્તે ૭૧ હજારની થેલી અર્પણ કરવા પુ. મહાત્માજીએ હિન્દી પ્રજાને ફરમાવ્યું. પુજ્ય મહાત્માજીનું ફરમાન તે વકીલના ફરમાન જેવું જ માત્ર નહોતું. ઠક્કરબાપાએ એમની અમૂલ્ય જીંદગી હિન્દ અને ખાસ કરીને ગુજરાતની પછાત પ્રજાના ઉદ્ધારાર્થે અર્પણ કરી તે માટે સૌ કોઈ માનની લાગણીથી ઠક્કરબાપાને જોતા આવ્યા છે. તદ્દન સાદા ટુંકા ધોતીઆમાં સજ્જ થયેલા ઠક્કરબાપા તેજસ્વીને ઝાંખા પાડે એવી સરળ પણ અજોડ શક્તિ અને અત્યંત શુદ્ધ ચારીત્ર ધરાવે છે. લોકોએ પુ. મહાત્માજીના ફરમાનને સંપૂર્ણ-વધારે સંપૂર્ણ-ઝીલ્યું. ગુજરાતમાં કોઈ કહે કે "આ માણસ લાખ રૂપીઆનો છે" એટલે કે સંપૂર્ણ સદગૃહસ્થ છે. ઠક્કરબાપાની થેલીમાં આશરે પોણા બે લાખ ભરાયા એમની કીંમત લાખ રૂપીઆની નહિ પણ તેથી બેવડી અંકાઈ. આ થેલીનો ઉપયોગ ઠક્કરબાપા પછાત કોમના ઉદ્ધારાર્થે કરશે ઠક્કરબાપા તે ભીલ, હરિજનોના ખરેખર બાપા છે. 'સેવા'ની પ્રચંડ મૂર્તિ છે.

***

## શોકજનક અવસાન

**કુ. મા. દી. પી. દેસાઈ :**

સુરતના નાગર ગૃહસ્થ પ્રસન્ન કુમાર દેસાઈનાં પુત્રી કુ. મા. દી. બેનના શોકજનક અવસાનની નોંધ લેતાં અમને ઘણી દીલગીરી થાય છે.

તે બેનનો જન્મ ૧૯૦૬માં થયો હતો. મેટ્રીક સુધી અભ્યાસ કરી પુસ્તકોદ્વારા ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું.

શીવણ, ભરત અને સંગીતમાં ખુબ હોંશીઆર હતાં. આ ઉપરાંત ચિત્રકામ પણ સારૂં જાણતાં. ઘણાં વર્ષોથી એમણે શીલ્પકામ પણ ખીલવ્યું હતું અને 'સ્ટેન્ચ્યુઝ' સારાં બનાવતાં હતાં.

પ્રભુ એમના આત્માને શાંતિ આપો.

---

**શ્રી. હિંમતલાલ પોપટલાલ ભુપતકર :**

કલકત્તાના ફ્લાઈંગ કલબના ગ્રાઉન્ડ એન્જીનીઅર ભાઈશ્રી હિંમતલાલ ભુપતકરના અકાલ-ચોવીસ વર્ષની ભર યુવાન વયે ખુનની નોંધ લેતાં ભારે દીલગીરી ઉત્પન્ન થાય છે.

એમના ખુનનો પ્રસંગપણ બહુ દુઃખજનક છે. એમના પોતાના લગ્ન પ્રસંગે બીજે દિવસે કલકત્તેથી નીકળી કરાંચી જવાના હતા. રાતના કોઈ હરામખોરે એમનું ઘર ફોડી એમનું ખુન કરી ઘણી મોટી રકમની લુંટ કરી.

હિંદુસ્તાનમાં ઘણા ગણ્યાગાંઠયાં ગ્રાઉન્ડ એન્જીનીઅરો છે. એટલે એ દિશામાં એમની ભારે ખોટ પડવાની. અમને પોતાને વધારે શોક એટલા માટે થાય છે કે એઓ ભાઈ અમારા ભાઈબંધ ભાઈશ્રી રાયચુરાની પુત્રી બ્હેન સરલા સાથે જ લગ્ન કરવાના હતા. એમના મૃત્યુનો ઘા ભાઈશ્રી રાયચુરા ઉપર ઘણો મોટો છે. પ્રભુ એમના આત્માને શાંતિ આપો અને ભાઈશ્રી રાયચુરાને એ ઘા સહન કરવાની શક્તિ આપો.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી નાગરદાસ ઇ પટેલ, મલાડ

વર્ષ ૧૦  અંક ૧  પુસ્તક ૧૦  જાન્યુઆરી ૧૯૪૦

## દોડોને

દોડો દોડોને છોકરા રમવાને
વનવેલીઓ જગલ ભમવાને
દોડો દોડોને છોકરા રમવાને!

લીલી પીળી પાદડિયો લૂમે છે
ચકલી કાબર ને કોયલ વમે છે
દોડો દોડોને છોકરા રમવાને

સીલો સીલુડિયે આબડલી મોહે
બાળ બચુડિયે સારૂં જગ સોહે
દોડો દોડોને છોકરા રમવાને.

રસુલભાઇ ન વહોરા

# ચોકલેટ–પરી

નાનીબેનને ચોકલેટ બહુજ ભાવે. એટલી બધી ભાવે કે વાતજ પૂછવાની નહિ ! જો કોઇ પણ નાનીબેનને ચોકલેટ આપે તો તેને મુંબઇનું રાજ પણ આપી દેવાને તૈયાર થાય. મુંબઈનું રાજ ના જોઈતું હોય તો મોટરની સ્હેલ કરવા તો લઈજાય જેને જવું હોય તેને હોંસે.

નાનીબેનને રોજ એમ થાય કે આ બધાં ઝાડ પર પાંદડાંને બદલે ચોકલેટો ઉગતી હોય તો કેવી મઝા પડે ? અરે આ બાગમાં ગુલાબ, મોગરા, ગલગોટા ને બદલે ચોકલેટનાં જ ઝુમખાં ખીલતાં હોય તો કેવી મઝા પડે ! બસ આખો દિવસ ચોકલેટ ખાધા જ કરીએ. વળી વાદળમાંથી પાણીને બદલે ચોકલેટનો જ વરસાદ આવે તો ઝીલવાની તે કેવી મઝા પડે ! સ્કૂલની મોટી અગાસી, ભરાઈ જાય પછી તો બધા ટીચરોને અને છોકરાંઓને ખાવાની કેવી મઝા પડે ! નાનીબેનને આખો દિવસ, ઘરમાં કે નિશાળે ફરવા જતાં કે ખાતાં પીતાં ચોકલેટના જ સ્વપ્ના આવે.

એક દિવસ નાનીબેન રાતે ખાઇને સૂઇ ગઇ. એટલામાં વાદળાંમાં ખરૂખરૂ ખરૂ અવાજ થયો. જાણે કોઇ પરી આવીને નાનીબેનને ઢંઢોળતું ના હોય તેમ બોલાવી રહ્યું હતું કે, " અરે નાનીબેન ચાલો, ચાલો મારી પાંખે વળગી પડો–આપણે ચોક-લેટના દેશમાં જઇએ." નાનીબેન તો વહેલી વહેલી પરીની પાંખો સાથે વળગીને આકાશમાં ઉડવા લાગી. એક પછી એક ગામ પસાર થવા લાગ્યાં. મુંબઇ, સુરત, ભરૂચ, વડોદરા, અમદાવાદ, વઢવાણ, જુનાગઢ બધું યે જતું રહ્યું અને ગિરનારની યે પેલી પાર બંને જણ ચોકલેટના દેશમા આવી પડયાં.

આ દેશમાં ચોકલેટનો બનાવેલો મોટો જબરજસ્ત કોટ હતો. એવડો મોટો કોટ બનાવેલો કે બસ ચોકલેટની જ દુનિયા લાગે.

બધી દુકાનો, ગાડીઓ, ઝાડીઓ, ઘરની ભીંતો બધું જ ચોકલેટનું બનાવેલું. નાની બેન તો વિચારમાં જ પડી ગઇ કે ઓત્તારીની ! આ તે કેવો દેશ ? મુંબઇમાં તો ચોકલેટ કેટલી મોંઘી મળે છે ! અહીં તો ચોકલેટનો દેશ જ ભરેલો છે–એને પૂછવાનું મન થયું અને પરી રાણીને પૂછયું કે " પરી બેન ! આ દેશમાં આટલી ચોકલેટ શી રીતે થતી હશે ? " પરી બોલી, " એ તો અહીં ચોકલેટનો વરસાદ પડે, ચોકલેટના ઝાડ થાય અને ચોકલેટની જ બધી દુનિયા વસે છે. માણસો પણ અડધા ચોકલેટના ને અડધા ચામડીના નાનીબેને કેટલાંયે ચોકલેટ નગરના ચોકલેટીઆ માણસો જોયાં એ બધાં તદ્દન જુદી જ જાતનાં દેખાતાં. એમને બે આંખો, બે કાન, બે નાક, બે હાથ, બે પગ, બે જીભ અને બે ગાલ હતાં. ચાલે ત્યારે જાણે ચોકલેટી મિનારો ના ચાલતો હોય એમ જ લાગે નાનીબેનને તો હસવું માય જ નહિ ને ! મુંબઇમાં કદિયે આવો મિનારો જોયો જ નહોતો ને ! એ બે ચોકલેટીઆ માણસો મુંબઇ લઇ જવાનું મન થયું પણ એ કંઇ આવે ?

# જાદુઇ ઘડિયાળ

મનુના બાપા ગોકળઆઠમના મેળામાંથી નવું ઘડિયાળ લાવ્યા. એ ઘડિયાળ ભીંતે ટંગાડયું. મનુ નવું ઘડિયાળ જોઈ ખુશ થઇ જતો. એના ટકોરા વાગતા ત્યારે તો મનુનો આનંદ માતો ન હતો. ઘેર હોય ત્યાં સુધી મનુ ઘડિયાળ સામે જ નજર રાખતો. ઘડિયાળ તરફ એ જોતો. જાણે એ અને ઘડિયાળ એક થઇ ગયાં હોય !

રાતના પણ ઉંઘમાં એ કેટલીકવાર લવારા કરતોઃ "કેટલા ટકોરા વાગ્યા ? બે-ત્રણ ?"

એક દિવસ મનુના બાપા અને બા બહારગામ ગયાં હતાં. મનુ ઘરમાં એકલો જ હતો. એટલે મનુએ ઘડિયાળને સારી રીતે જોવાનો નિશ્ચય કર્યો. મનુએ કાંટા ફેરવી ફેરવીને ટકોરા વગાડવા માંડયા. એટલામાં શું થયું ! કમાન છટકી ને સરરર કરતો મોટો અવાજ થયો. મનુ તો હબકી જઇને એકદમ દૂર ઉભો રહ્યો. થોડીવાર પછી હિંમત આવવાથી તે પાસે ગયો. તે વખતે ઘડિયાળમાંથી ધીમે ધીમે અવાજ આવતો હતો; 'ભાઇ, આમાં બીવાનું કામ નથી. જો તું માને તો વાત કહું. તારા ઘરમાં એક ભોંયરું છે. તેમાંથી ચળકતો એક રસ્તો જાય છે. એ રસ્તે તું ચાલ્યો જજે. ત્યાંથી દૂર જતાં એક મહેલ આવશે. મહેલમાં કોઈ હશે નહિં. તેમાંથી તું કબાટ ઉઘાડીને એક પારસમણિ છે તે લઇ આવ. તુ જાણે છે કે પારસમણિને લોખંડ ઉપર ઘસવાથી લોખંડનું સોનું બની જાય છે ! જા કર સાહસ.'

મનુ આ જાણી નવાઇ પામ્યો. તેને સોનું મેળવવાની ને માલદાર બનવાની ખૂબ ઇચ્છા હતી માબાપને પૂછવાની રાહ જોયા વગર જ મનુ તો ભોંયરું ઉઘાડી અંદર ઉતર્યો. અને રસ્તે રસ્તે ખૂબ દૂર નીકળી ગયો.

રસ્તામાં એક પાતળો, વાંકો વળી ગએલો માણસ બેઠો હતો તેણે મનુને પૂછયુંઃ 'કયાં જાય છે ?'

મનુએ બધી વાત કહી એટલે તે માણસ બોલ્યોઃ 'ભાઇ, ચાલ હું તારી સ' આવું છું. હું તને ઉપયોગી થઇ પડું એમ છું.'

એટલામાં વળી અવાજ આવ્યો; ‘ આ કુંવરીને તું હાથ લગાડ એટલે એ જાગશે...’ મનુએ તેને હાથ લગાડ્યો. તે એકદમ આળસ મરડી ઉઠી. ને બોલી, ‘ હું તમારી કેટલા વખતથી રાહ જોતી હતી ! ચાલો સારૂં થયું તમે આવ્યા તે ! ’

પછી તો મનુ અને કુંવરી સુખથી રહેવા લાગ્યા. કુંવરી એ પ્રદેશની રાણી હતી. મનુ સાથે તે પરણી. પરણતી વખતે કુંવરીના સગાએ મનુને એક ભેટ આપી. એ શી ભેટ હતી ? પારસમણિઓથી મઢેલું એક સુંદર ઘડિયાળ હતું. મનુ આ નવું ઘડિયાળ જોઇ ખુશ થઇ ગયો. કુંવરીએ કહ્યું: ‘ આ ઘડિયાળને તમે અડકશો નહિ. નહિ તો પરિણામ સારૂં નહિ આવે. ’

મનુએ તરતને માટે તો તેની સૂચના કબુલ રાખી. રોજ સુખે ખાય પીએ, દરબારમાં જાય, ફરવા જાય ને મોજશોખ કરે. આ સુખમાં તે ખુબ ખુશ રહેતો હતો. દિવસો જતા હતા તે એને જણાતા ન હતા બધાંજ એને ખુબ ચાહતાં ને બરદાસ સારી કરતાં.

* * *

આ બાજુ મનુની બા અને બાપા ઘેર આવ્યાં જઇને જુએ તો ભોંયરૂં ઉઘાડું. ઘડિયાળની કમાન છટકી ગએલી હોવાથી તે બંધ પડી ગએલું. ઘરમાં મનુ ન મળે.

તેઓ ખૂબ શોધખોળ કરવા લાગ્યાં. પણ મનુ ક્યાં મળે ? તેઓ હતાશ થઇ ગયાં. મનુ વગર રડી રડીને દિવસો ગુજારવા લાગ્યાં.

વર્ષો પર વર્ષો જવા લાગ્યાં. ને છેવટે તેઓ મનુને ભૂલી ગયા છતાં કોઈ વખત મનુ યાદ આવતો તો આંસુ પાડવાનું ચૂકતા નહિ.

* * *

આ બાજુ મનુ પણ માતપિતાને ભૂલી ગયો હતો. રોજ એ મનમાં વિચારતો: ‘ કુંવરીએ ઘડિયાળને અડકવાનુ કેમ ના કહ્યું હતું ? કેટલું સુંદર ઘડિયાળ ! લાવને હું અડકું. વળી એને તો પારસમણિ જડેલા છે એટલે લોખંડનું પણ સોનું થઇ જશે.’

એક દિવસ કુંવરી બહાર ગઈ હતી. એટલે કુંવરે ઘડિયાળને ઉઘાડ્યું. કાંટા ફેરવીને વગાડવા લાગ્યો એટલામાં કમાન છટકી ને અંદરથી અવાજ આવ્યો: ‘ તું તારા માતપિતાને આ સુખમાં ભૂલી ગયો છે. તેઓ તારા વગર આંસુ પાડે છે,...જા, જલદી જા....’

ને મોટો ધડાકો થયો. કુંવરી અને તેનાં સગાં આવી પહોંચ્યાં. પેલો મણિ લઇને વિદાય થએલો ભાઈ પણ આવી પહોંચ્યો તે બોલ્યો: ‘ બોલ, માતપિતાનું સુખ જોઈએ છે કે આ સુખ ? આ સુખ જોઈતું હોય તો માતપિતાને ભૂલવા પડશે. નહિ તો પછી આ સુખ છોડવું પડશે ’

મનુએ માતપિતાના સુખની ઇચ્છા કરી. સરરરર કરતો અવાજ આવ્યો ને એક પરી પોતાની પીઠ પર બેસાડી મનુને ઘર આગળ મૂકી આવી.

* * *

માતપિતા તો મનુને આટલાં બધાં વર્ષે જોઇ રાજી રાજી થઇ ગયાં. મનુને તેઓ ભેટયાં. મનુએ બધી વાત કહી અને માતપિતા માટે ત્યાગ કરેલા સુખની વાત

કહી. આથી માતપિતા દિલગીર તો થયા, પણ આશ્વાસન આપતા બોલ્યા, ' હશે, તું અહીં વેપાર કરજે ને સુખી થજે. '

પછી મનુએ ભોંયરામાંથી મહેલનો રસ્તો જોવા યત્ન કર્યો. પણ તે બંધ જ થઇ ગયો હતો. નહતું અજવાળું કે નહતું બીજું કંઈ.

પેલી કુંવરી ફરીથી મનુ આવ્યો તે દિવસથી ઉંઘમાં પડી.

આમ સ્થિતિનો ફેરફાર ઘડિયાળ વડેજ થયો. હવે મનુએ એક સરસ દુકાન કરી છે. એનો ધંધો ધીકતો ચાલે છે ને મનુ શેઠ બન્યો છે. તે ખાઇપીને મોજ કરે છે.

શાંતિલાલ દામોદરદાસ મહાજન



## દાદાજી

અમારા ફળીયાના છેવાડે એક નાનુશું ઘર હતું એમાં અમારા દાદાજી રહે! દાદાજીનું કરચલીવાળુ મોં આખો દિવસ હસતુ ને હસતુ હોય. તેમની લાંબી મુછોં તો અમે જોઇ જ રહીયે. સવારના પહોરમાં તો નાહી ધોઇને અમારા પહેલાં જ તૈયાર જ. બપોરે નિશાળેથી ઘેર જમવા આવીયે, ત્યારે દાદાજી પરસાળમાં લાંબો ખાટલો ઢાળીને સુતા હોય. સાંજ પડે ને અમે તો દોડીયે દાદાને ઘેર. ચાંદા મામા તો હજી ઉગ્યાએ ન હોય, ત્યાં તો હું, રમા, જીવણ, મંગળ સૌ દાદાને ઘેર દોડી જઇએ. દાદા મેદાનમાં ખાટલો ઢાળી હાથમાં માળા ફેરવતા બેઠા જ હોય. અમે તો સૌ બાળક. દાદાની હારે મસતી કરવા મંડી પડીયે. હું તો દાદાની લાકડી ઉપાડી લેતો. મંગળ ધીરેથી માળા અને જીવણ અને રમા દાદાની તપકીરની ડાબલી સંતાડી દેતાં, દાદાજી બબૂમો મારે કે છોકરાંઓ તોફાન ન કરો ! ત્યારે માંડ માંડ અમે બંધ રહેતાં.

પછી તો દાદા વાર્તા કહેતા ! અને અમે હોંસે હોંસે સૌ સાંભળીયે. કેમે કર્યાં થાકીયે જ નહી. ચાંદની મજાની આકાશમાં દૂધ જેવી ઉગી હોય. અને દાદા વાતો કે'તા જાય પછી અમે શાનાં ઊઠીયે ? દાદા માંડ માંડ અમને મધરાતે ઘેર મોકલતા. દાદા ખુબ જબરા. અમારા કરતાં ઉંમરે પણ બહુ મોટા, પણ વાતો કરવામાં, દોડવામાં, રમવામાં અમારી આગળ ને આગળ ! પાંચ ફીટ તો દાદા ઊંચા, દાદા ભારે જબરા !

એક દિવસે અમે સૌ નિશાળેથી ઘેર આવી જોયું તો દાદાના ઘર આગળ ખૂબ માણસ ભેગું થએલું. દાદાને તાવ બળબળતો હતો. સાંજના વાળુ ટાણે દાદાને સા ઉપાડી કયાંક લઈ ગયા; અમે દાદાને બોલવવા ઘણું કર્યું, પણ દાદા બોલ્યા જ નહી. હું, મંગળ, જીવણ સૌ જોતાં જ રહ્યાં....દાદાને ઉપાડી ગયા....ફરી પાછા દાદા આવશે ? અમને દાદા ખુબ યાદ આવે છે. દાદા વિના અમને ફાવતું નથી. અમે સૌ ખૂબ દાદાને સંભાળીયે છીએ. નાની રમા તો કોઇ કોઈ વાર રડી પડે છે. હું રોજ રમાને સમજાવું છું કે દાદા જરૂર આવશે. દાદા વિના અમને ફાવતું નથી. અમે રોજ દાદાને આવવાની રાહ જોઇએ છીએ અને પેલું ગીત ગાઇએ છીએ.

' હાંરે દોસ્તો ચાલો દાદાજીના દેશમાં '.

વાસુદેવ રા. ભટ્ટ



પુસ્તક ૩૩મું ફેબ્રુઆરી : ૧૯૪૦ અંક ૬ ઠ્ઠો

# ભારતીની આરતી

ભારતની બાલિકાઓ, રમ્ય મુકુલ માલિકાઓ,
આવો ઉતારીએ ભારતીની આરતી.

લીલા ગણિત ગણી, ખન્ના ખગોળ ભણી,
ગાર્ગી મુડાલા સુતત્વથી સોહામણી,
જ્ઞાન જગાવે જે નિરંતર જ્યોત, એની
આવો ઉતારીએ ભારતીની આરતી.

(સાખી) દમયંતી સતી દ્રૌપદી વેદ વિશારદ વાક્
ઉમા તારા જાનકી, નારી ભૂષણ નાક.

અનસૂયા મૈત્રેયી વીર ધીર શાણી, એની
આવો ઉતારીએ ભારતીની આરતી.

સુમિત્રા સાવિત્રી સાચી વિરાગિની
પ્રેમ અને ભક્તિથી મીરાં સુહાગિની,
ભારતની ભામાનો પૂર્વનો પ્રતાપ જોઇ,
આવો ઉતારીએ ભારતીની આરતી.

શ્રી. મહેન્દ્રકુમાર એમ. દેસાઇ, બી. એ

# દીકરી ડુબાણી તારી રાંકડી

[ રાગ : લોકગીતનો ]

" ભાણીબા બાપુ ! વાડી વજીફાને, મોટરની છે લ્હેર જોને; "
ભોળી માતા નાણામાં મોહી પડી !
ગભરૂ બાલિકાને બાવડે દોરીને, રણવગડે લેંકાર જોને;
મામે ઉતારી કૂવામાં ભાણેજડી !

પાતાળીઆ એ કૂવા તણે કાંઠડે, બડબડીઆંના બોલ જોને;
પ્હોંચ્યા કવિ–પથિકને કાને ચઢી !
" કહેજે કવિ મારી માવલડીને, આંવડલી નિષ્ઠુર જોને;
પાળી પોષીને કાં મોટી કરી ?

હું તો મારે કાજે મોતીથી માગતી; શિવ પારવતીની જોડ જોને;
પાડી વીંપલ કજોડાની ફેવડી !
મારે લાંબા લાંબા ખૂબ કાળાકાળા, ભમ્મર જેવા વાળ જોને;
પરણ્યાને પાકેલ ઉંદર બોબરી !
ચાંદો સૂરજ મારી આંખો દેખી દેખી, આકાશે અંજાય જોને;
પરણ્યાની આંખો તો ખિસ્સે પડી !
હું તો હીંડું જાણે મલપતી હીંડ છે, ઘૂઘરે ઘમ્મર વેલ જોને;
પરણ્યો હીંડે છે ટેકાવી લાકડી !

એવું એવું મને ભાવે કે જેનાથી, દાંત કરે કકડાટે જોને;
પરણ્યાને ભાવે પોચી રાબડી !
એવું એવું હું તો વાંચું કે જેમાં, સોળે છણ્યા શૃંગાર જોને;
પરણ્યો વાંચે છે વેરાગી ચોપડી !

એવા એવા મને કોડ આકાશેથી, ગુંથું તારલીઆની માળ જોને;
પરણ્યાને કોડ પોઢ્યાના ઠાઠડી !
મોટરમાં એની મૂકજો કાંડી ને; વાડી વજીફામાં લ્હાય જોને;
દીકરી ડુબાણી તારી રાંકડી ! "

દેવકૃષ્ણ પીતાંબર જોશી

કરવામાં ન ગુમાવતાં આવી હસ્તકલામાં પોતાનો વખત ગુમાવે એ ઇચ્છવા જોગ છે. કલાથી માણસની બુદ્ધિ ખીલે છે તેના મનનો વિકાસ થઇ ફુરસદનો વખત આનંદમા પસાર થાય છે. કલા એ સ્ત્રીજીવનને આનંદ આપનારી વસ્તુ છે અને તે દરેક બહેનને આવડવી જોઇએ એમ મારૂ માનવુ છે. અને તેથી આજના આ કલા પ્રદર્શનમાંથી બહેનો કંઇ ને કંઇ શીખીને જાય એવી મારી તમને સૂચના છે.

મનુષ્ય જીવનમાં સ્ત્રીનુ સ્થાન મહત્ત્વનું છે. એક સ્ત્રી જ પોતાનો આદર્શ સારી રીતે કેળવીને તે પ્રમાણે ભાવી પ્રજાને ઉછેરી શકે છે. દેશને વીર શિવાજી જેવા નરરત્ન આપનાર એક સ્ત્રી જ છે.

કહેવત છે કે એક આદર્શ કેળવાએલી માતા સો શિક્ષકની ગરજ સારે છે.

આપણે ત્યાં કન્યા કેળવણી અને માતા કેળવણી માટે બહુ જ મોટા પાયા ઉપર પ્રયાસો થાય છે અને આ બધા પ્રયાસોમા બહેનો દરેક રીતે લાભ ઉઠાવે એમ હું ઇચ્છુ છું.

આપણે ત્યાં શાળાઓમા કન્યાઓ માટે ફરજીઆત. વ્યાયામ. શિક્ષણ, જેવાં. કે ડ્રીલ, ગર્લ ગાઇડ, ટુર્નામેન્ટની પ્રથાઓ દાખલ કરેલી છે. જેમાં કન્યાઓને પુરતો રસ લેતી કરવા હું માતાઓને સૂચના કરૂ છું.

શરીરે તંદુરસ્ત માતાજ સારા તંદુરસ્ત બાળકને જન્મ આપી શકે છે, અને માતાઓની તંદુરસ્તી સાચવવા માટે નાનપણથી વ્યાયામની જરૂર છે.

ગ્રામજીવન કરતાં શહેરી જીવન જુદું છે. ગ્રામજીવન એવા પાયા પર રચાયેલું છે કે તેમના જીવનનાં કામકાજો દળવું, ખાંડવું, પાણી ભરવુ, એમાં જ તેમને પુરતાં વ્યાયામ મળી રહે છે. જ્યારે શહેરી જીવનમાં ઘર બહાર નીકળવાનો પ્રસંગ નથી આવતો. માટે બહેનોએ વ્યાયામ કરતાં શીખવું જોઇએ. આપણે ત્યાં સુંદર બગીચાઓ, મેદાનો અને વિશ્રાંતિસ્થાનો ખાસ રાખેલાં છે. જેમાં બહેનોએ હંમેશાં ફરવા જઇ ખુલ્લી હવાનો લાભ લેવો જોઇએ.

બાળ ઉછેરને લગતું જ્ઞાન જે બાળ-સંરક્ષણ સંસ્થા તરફથી અપાય છે તેનો તમો સંપૂર્ણ લાભ ઉઠાવો એમ હું ઇચ્છું છું.

શહેરની બીજી સમાજો જેવી કે ભગિની સમાજ, અખિલ હિંદ મહિલામંડળ, જ્યોતિ મંડળ, સારસ્વત ભગિની સમાજ, મહારાણી વિહારકલબ વિગેરે સંસ્થાઓના કાર્યને હું ફતેહ ઇચ્છું છુ.

આજના ઉજવાતા બાળસપ્તાહમાંથી માતાઓ અદેખાઇની દષ્ટિ ન રાખતા સાચી હરીફાઇની દષ્ટિએ બાળકોની સરખામણી એક બીજાના બાળકો સાથે કરશે, તો તેમાંથી તેમને ઘણું જ શીખવાનું મળી રહેશે.

હવે આપનો વધુ વખત નહિ લેતાં હું આ ઓીપ્રવૃત્તિ ઉદ્યોગ પ્રદર્શન અને બાળ-સપ્તાહ ખુલ્લુ મુકાયેલુ જાહેર કરૂ છુ.

# હૃષિકેશ અને લછમનઝોલા

લેખક : ડૉ. હરિપ્રસાદ વ્રજરાય દેસાઇ

હરદ્વારથી હૃષિકેશ અને લછમનઝોલા ઘોડા ગાડીઓમાં પહેલાં જવાતું પરન્તુ એ વખતે પણ ચાલતા જવાની મઝાહ ઔર જ હતી. આખો રસ્તો હિમાલયની તળેટીનો પ્રદેશ હોવાથી રમણીય છે. પરન્તુ હવે તો મોટર બસો જાય છે અને એ રસ્તાના સૌન્દર્યનો ઉપભોગ કરવાનું આપણા નસીબ-માંથી ગયું છે.

રસ્તે સાલ, વાંસ, શીસમ, સાગ, આંબા, અમલ તાર ઇત્યાદિ મ્હોટાં મ્હોટાં વૃક્ષો આવે છે. ઝરણાં અને નદીઓ આવે છે, કુંજો અને વનો આવે છે. અમલતાર એ ગરમાળાના ગોળનાં ઝાડ છે. એપ્રીલ મેમાં એને ગુચ્છા-દાર પીળાં ફુલો આવે છે ત્યારે સત્તાના મદથી કોઇ રાજવી ઉભો હોય એવાં, 'અમલ'ના 'તાર' એટલે કેફથી એ વૃક્ષો ડોલે છે.

આખે રસ્તે પરબો, વિસામા, આશ્રમો અને મંદિરો તથા વાડીઓ આવે છે. પહેલી જગા, સત્યનારાયણના મંદિરની છે. ત્યાં છેક મંદિરમાં એક ઝરણું વાળ્યું છે તે મંદિરમાં થઇને ભગવાનના પગ પખાળીને વહી જાય છે. સત્યનારાયણની મૂર્તિ કોઇ નવી જાતની નથી. વિષ્ણુની છે. શંખ, ચક્ર, ગદા અને પદ્મ ચાર હાથમાં શોભે છે અને વર્ણે ગોર છે. (સત્ય સુંદર છે.)

ભગવાન સત્યનું જ સુંદર સ્વરૂપ છે. વિષ્ણુ પોતે જે જગતનું રક્ષણ કરે છે તેમને સમજવા હોય તો સત્યને જીવનમાં ઉતારો એમ જાણે આ મૂર્તિ સૂચવે છે.

કાળી કામળીવાળા અહીં રહેતા હતા. એમની મ્હોટી મૂર્તિ છબી આ સ્થાનક પર રાખવામાં આવી છે.

હૃષિકેશ પાસે ગંગાજી વળાંક લે છે. દૂરથી ગંગાના પશ્ચિમ કિનારે મ્હોટાં મ્હોટાં સફેદ બંગલા જેવાં મકાનો દેખાવા માંડે છે. મંદિરો, ધજાઓ અને કળશો શોભવા માંડે છે અને "જય ગંગે" "જય ગંગે"ના વિજય ઘોષ, યાત્રાળુઓ કરે છે. આખો રસ્તો સંતસાધુ અને યાત્રાળુઓથી હારોહાર હોય છે.

હૃષિકેશમાં પેસતાં જ કાળી કામળી-વાળાનું ધામ આપણને બતાવવામાં આવે છે, અને ત્યાં, ઉતારાની, ખાવાપીવાની, આરામની તમામ સવડ મળી રહે છે, બીજી ધર્મશાળાઓ પણ ઘણી છે અને વીશીઓ, પાકી રસોઇ, કાચી રસોઇ, દહીં, રબડી (બાસુદી) દૂધ વગેરે મળે છે.

કાળી કામળીવાળા આપણા ગૂજરાતી હતા. એ સન્યાસી થયા છતાં આદર્શ સેવાધર્મ પાળતા હતા. હરદ્વારથી આ પવિત્ર તીર્થોને આખે રસ્તે, છેક બદ્રીકેદાર સુધી યાત્રાળુઓને ઉતારા તથા ખાવાપીવાની સુંદર વ્યવસ્થા એમના હાથથી થઇ છે. ડોળીઓ વગેરેની વ્યવસ્થા પણ એમના ખાતાઓ મારફતે સારી થાય છે અને લાયબ્રેરી, દવાખાનાં, શાળાઓ વગેરે કેટલીક આધુનિક યુગની જરૂરીઆતો પણ ત્યાં પૂરી પાડવામાં આવી છે.

એ ધામ મૂળ પુરૂષની સુવ્યવસ્થા શક્તિ સેવાભાવ અને પરમાર્થ વૃત્તિના કીર્તિસ્થંભ-રૂપ ઉભું તો છે, પરન્તુ પૈસો થવાથી પાછો ત્યાંએ કળજુગ પેઠો છે. કોર્ટ દરબારે કેસો ચાલે છે અને સાધુઓમાં એ પક્ષો પડ્યા છે. સત્યાગ્રહની લડાઇ વખતે એ ધામના અધિપતિ, સરકારના પક્ષમાં રહ્યા હતા અને હરિજનોની સેવા વિરૂદ્ધ અને રાષ્ટ્રીય

આંદોલન વિરુદ્ધ પોતાથી બન્યુ એટલું જોર અજમાવતા હતા.

લછમન ઝોલા પાસે ગંગા કિનારે આજ મહારાજના એક શિષ્યે "સ્વર્ગાશ્રમ" કરીને એક આશ્રમ ખોલ્યો છે, ત્યાં ઉપવનમાં એકાંત ઓરડીઓ, પુસ્તકો; સત્સંગ, સાત્વિક આરામ અને ભોજન ઇત્યાદિનું સુખ ગૃહસ્થ, વાનપ્રસ્થી અને સન્યાસીઓને મળે છે. ત્યાં જવા માટે મફત હોડીની ગોઠવણ પણ કરવામાં આવી છે, અને વહીવટદાર ગૂજરાતી છે.

હૃષિકેશમાં મંદિરો છે, પરન્તુ ગંગા કિનારે ફરવાથી વધારે સુખ થાય છે. ત્યાં પર્ણકુટીઓમાં આધુનિક ઋષિમુનિઓ રહે છે. એમાંના કોઇ કોઇ જ્ઞાની અને ચારિત્ર્યવાન માલમ પડ્યા છે.

હું છેલ્લો, હૃષિકેશ પાંચેક વર્ષ પર ગયો હતો, ત્યારે આપણા ગુજરાતનાં એક "માતાજી"ને પર્ણકુટીમાં રહેતાં જોયાં હતાં. એ માતાજીને ધર્મનો રંગ સ્વ. "સાગર મહારાજે" લગાડેલો.

સેવાનંદ જેમણે "પુણ્ય"માં હૃષિકેશ વિષે લેખો લખ્યા છે એ પણ મ્હને ત્યાં મળ્યા હતા અને એમની સાથે રાજકારણ, આધુનિક સાધુ સન્યાસીઓ તથા બીજા ઘણા વિષય પર વાતો થઇ હતી.

એ સેવાનંદે, ત્યાંની બદીઓ વિષે અને ધર્મને નામે ધતિંગો ચાલે છે એ વિષે ઘણું લખ્યું છે; પરન્તુ એમણે જે ગૂજરાતના સન્યાસી અદ્વૈતાનંદજીનાં મુક્ત કંઠે વખાણ કર્યાં છે તે અદ્વૈતાનંદજી તો મ્હારા મિત્ર છે. ચારિત્ર્ય, જ્ઞાન અને લોકસેવાના એમના આદર્શો પોતે જીવનમાં ઉતારી ચૂક્યા છે અને હૃષિકેશની "નોટીફાઇડ ઍરિયા" અગર મ્યુનિસિપાલીટીના હું ગયો ત્યારે એ પ્રમુખ હતા.

હૃષિકેશથી લછમનઝોલા ત્રણેક માઈલ દૂર છે અને લગભગ આખે રસ્તે ગંગાજી જોતા જોતા જવાય છે. ન્હાના પહાડોના રસ્તા, વૃક્ષો અને સેવાલિક પહાડોની (હિમાલયથી નીચેના ડુંગરોની હારો) ઓળંગતા ઓળંગતા જવાય છે. ગુર્જર નામની વણઝાર જાતિ હજી સેવાલિક પહાડોમાં રહે છે અને જેમના નામ પરથી આપણા દેશનું ગૂજરાત નામ પડ્યું છે તે ગુર્જરોના મૂળ પુરુષો અને આ ગુર્જરોના મૂળ પુરુષો એક હતા. હજી કહે છે કે આ ગુર્જરોની અને ગંઢવાલ પ્રાન્તના હિમાલયના વતનીઓ, જેઓમાં બ્રાહ્મણ અને ક્ષત્રિય એવી બેજ જાતિઓ છે અને જેઓ ડોળીઓ ઉંચકવાના કામ માટે મસુરી અને હૃષિકેશ આવે છે તેમની ભાષા ગૂજરાતી ભાષાના જેવી જ છે.

લછમનઝોલા નામ, આ સ્થળે અસલ છીંકાંનો પુલ હતો તે ઉપરથી પડ્યું છે. જાડાં દોરડાં ઉપર મ્હોટાં છીંકાં બાંધતા અને એક છીંકામાંથી બીજે છીંકે અને બીજેથી ત્રીજે એમ થઇને ઝોલા ખાતાં ખાતાં બદ્રીકેદારની જાત્રાએ જનારાં અહીંથી ગંગાજી ઓળંગતાં હતાં. અહીં ગંગાજી બહુ ઉંડાં છે. વેગ પણ ઘણો છે અને કોઇ જાતનો પુલ બાંધી શકાય એમ નથી. એ રીતે ઓળંગતાં કોઇ તમ્મર આવવાથી કે છીંકુ ચુકવાથી ગંગાજીમાં પડતાં પણ હતાં અને તેમનો મોક્ષ થઇ જતો એમ મનાતું. પરન્તુ હવે તો ત્યાં લોઢાનાં દોરડાં પર ઝુલતો પુલ બાંધવામાં આવ્યો છે. એટલે ગંગાજી ઓળંગવાનું સરળ બન્યું છે. અતિ વૃષ્ટિ વખતે આ પુલ પણ તૂટી ગયો હતો તે હવે પાછો ઘણું કરીને સુધારવામાં આવ્યો છે.

મહાત્મા ગાંધી સાથે લછમન ઝોલાના આ પુલ અને ત્યાં નવાં થયેલાં મકાનોનાં પતરાનાં છાપરાં સંબંધી મારે એક વખતે

છે. મઠમાંથી કોઇ પણ જગાએથી ગંગાજીના દર્શન થાય છે.

એની સાથે જ લાવા બૈજનાથે સ્થાપેલું પુસ્તકાલય છે. સ્વ. લાવા બૈજનાથે સાધુ સન્યાસીઓની પરિષદો કરી હતી અને એ બધાને જમાનાને યોગ્ય કર્તવ્યો કરતા કરવા એમણે બહુ પ્રયત્નો કર્યા હતા, પણ એ મ્હોટે ભાગે નિષ્ફળ ગયા.

પાછાં ફરતાં સાંભળ્યું કે હૃષિકેશ અને લછમન ઝોલાના માર્ગમાં એક બાઇ રહે છે એણે બેસો રાખી છે અને વરેમાર્ગું તથા યાત્રાળુ અને સંત સાધુ જે જે એ રસ્તે જાય તેમને પોતે મફત દૂધ પાય છે.

મ્હને લાગ્યું કે હિન્દુસ્તાન મહાન દેશ છે અને એથી જ એના અવગુણોએ મ્હોટા છે અને ગુણ પણ મ્હોટા છે.

## યમુનાને તીરે

[ ડુંગરોમાં બોલે છે મોર...એ ઢાળ ]

યમુનાને તીર શ્યામ બંસરી બજાવે
રસિયાના એ...રસ બોલ
બંસરી બજાવે કિશોર......

ધેનુ મળી છે કા'ન ટોળે મળી છે
વચમાં સોહંત શ્યામ ઓર
બંસરી બજાવે કિશોર.....

હૈયે ચડયાં રે નીર હિચે હિંડોલ શાં
ઝુલે મારે કાળજડે કોડ
બંસરી બજાવે કિશોર...

ઠમકે છે થનગન મલકી મોરલીયા
ઝબકે ઝબુક વીજ વ્યોમ
બંસરી બજાવે કિશોર......

ઝુલે શાં વૃક્ષ-ઝુલે વનચર વિલાસમાં
ઝુલે મારૂં હૈયું હિંડોલ
બંસરી બજાવે કિશોર.....

મુરલી જગાવે આત્મજ્યોતિ સાહેલડી
ચિત્ત લીધું ચોરી એ ચોર
બંસરી બજાવે કિશોર...

ધીરૂ મ્હેતા

# સોવિયેટ રશિયામાં સ્ત્રીઓ

રશિયામાં ગયા વિશ્વયુદ્ધના અંત પહેલાં ક્રાંતિ થઈ અને સોવિયેટ શાસન સ્થપાયું. એની શરૂઆતથી જ સોવિયેટ સરકારનો એક મહત્ત્વનો સિદ્ધાંત રહ્યો છે કે સ્ત્રીઓને ઔદ્યોગિક ક્ષેત્રમાં, નહિ કે કેવળ આર્થિક જરૂરિયાતની દૃષ્ટિએ, પણ જાતિ વચ્ચેની સમાનતા સ્થાપિત કરવા માટે લાવવાની જરૂર છે. અને આ સિદ્ધાંતને અમલમાં મુકવા માટે જુદાં જુદાં કમીશનોએ સંશોધન કરી પોતપોતાની યોજનાઓ મૂકી છે. રાષ્ટ્રિય અર્થકારણની દૃષ્ટિએ સ્ત્રીઓએ ઔદ્યોગિક ક્ષેત્રોમાં ઝંપલાવવું જોઈએ. તેમને તેમ કરવામાં મદદ કરવી અને સહેલાઈથી તે ક્ષેત્રોમાં પડી શકે તે માટે રહેવાની સાંસ્કૃતિક અને શારીરિક દૃષ્ટિએ સગવડ મળવી જોઈએ. અને બીન ઉત્પાદક ઘરકામના ઢસરડામાંથી તેને બ્હેલામાં વહેલી તકે મુક્ત કરવી જોઈએ. આ સિદ્ધાંત બધી યોજનાઓનો સાર છે.

૧૯૩૦ થી ઉદ્યોગોમાં સ્ત્રીઓની ઝડપી ભરતી શરૂ થઈ. સાથે સાથે સામાજી જીવનનો વિકાસ થતો ગયો. કેટલીક શાળામાં દાખલ થતા પહેલાં ઉપયોગી તેવી સંસ્થાઓ, દા. ત. રમતગમતનાં મેદાનો, કિન્ડરગાર્ટન, માતાઓ અને બાળકો માટેના consultation Homes ક્લીનીક્સ, ઇસ્પીટાલો, સેનેટોરીયમ, આરામગૃહો, રજા ગાળવાનાં મથકો વિગેરે બધુ સામાજિક સલામતીની દૃષ્ટિએ પુરૂ પાડવામાં આવ્યું. સ્ત્રીઓની ઘર તરફની જે કેટલીક ફરજો યુગ યુગથી મનાતી આવી છે, જેમ તેને ગોંધાઈ રહી ઢસરડા કર્યે જ જવા તેવી માન્યતા જે દૃઢ બની છે, તે માન્યતાના તો ભુક્કા ઉડી ગયા. એ બધું કામ જાહેર કાર્ય ગણાયું અને જાહેર કાર્ય એટલે વધુ કાળજીથી કરવાનું કાર્ય. જાહેર ધોબીઘાટ, જાહેર ન્હાવાની ઓરડીઓ, જાહેર આનંદનાં સાધનો, દરેક સોવિયેટ શહેરમાં આકર્ષક વસ્તુઓ થઈ પડી.

આ રીતે સ્ત્રી ઘર કામમાંથી નિકળી ઓફીસ કે કારખાનામાં કામે ચઢી. એમાં વધારો થતો જ ગયો પણ કંઈ જ યોજના વિના થયું નહિ.

ક્રેસીઝ

કારીગર વર્ગનાં બાળકોની સંભાળની યોજના:—દરેક દેશ કરતાં રશિયાની ક્રેચપદ્ધતિમાં ઘણો તફાવત છે. અન્ય દેશોના સારા સિદ્ધાંતો લેવા સાથે પોતાને સુઝેલા મૌલિક સિદ્ધાંતો પણ તેણે સારી રીતે વિચાર્યા છે અને એને અમલમાં મુક્યા છે.

ક્રેચની મારફત રાજ્યે દેશની મોટા ભાગની કારીગર માતાઓ ને મોટા ભાગના માલિક વર્ગને પ્હોંચી વળ્યું છે.

બે માસના બાળકથી ત્રણ વર્ષ સુધીના બાળકની સંભાળ સુંદર રીતે લેવાય છે. એનાથી કારીગર સ્ત્રી પોતાના કામમાં છૂટથી મન પરોવી શકે છે. કામમાં કાર્ય દક્ષતા જો મહત્વનો સિદ્ધાંત હોય તો આ યોજનાના ફાયદા કેટલા દેખીતા છે? નાના બાળકોને સૂચના અને સલાહ ન્હાનપણથી જ પદ્ધતિસરની મળવા મંડે છે. આરોગ્યની દૃષ્ટિએ તે એક મહાન તંદુરસ્તીનું કેન્દ્ર છે.

મોટે ભાગે કારખાનાની સાથે જોડાયેલા ક્રેચ વિભાગનું કાર્ય જીલ્લામાં થતા કાર્ય કરતાં સારૂ થાય છે. દરેક કારખાનું કારીગર વર્ગના બાળકોને કાં તો પોતાના કારખાનાના ભાગમાં જ સ્થાન આપે છે, નહિ તો જીલ્લામાં

ખાસ અલાયદી જગ્યાએ સગવડ કરવામાં આવે છે.

ઇવા મોંવવોસ્તે—સૅન્કસમાંની—કોમ્બીનેટ કાપડ મીલોમાંનું નર્સિંગખાતું કદાચ સારામાં સારૂં હશે, નર્સિંગખાતાથી ઠીક પ્રમાણમાં મીલ દૂર રાખવામાં આવે છે. આ પણ એક પ્રશ્ન છે. મીલોમાં જ બાળકોને નજીક નજીક રાખવા તે યોગ્ય કે નહિ? મીલની બહાર પણ થોડે દૂર નર્સિંગ ખાતું હોય તેમ સહુ કોઇ વખાણે છે. યોજના પૂર્વક નવા મકાનની બાંધણી કરવામાં આવી છે. પ્રથમ એક મોટો વિશાળ ઓરડો આવે છે. દરેક કેશમાં હોય છે તે પ્રમાણે અહીં દરેક બાળકનાં કપડાં કાઢી નાખવામાં આવે છે અને તેમનાં કપડાં ઉંચે ટાંગી દેવામાં આવે છે. ગાંસડો વાળવામાં નથી આવતો. તે પછી બાળકોને ફરી સહેજ હરવા ફરવા દીધા પછી ખુલ્લા પવનમાં રાખ્યા પછી તેને કપડાં પહેરાવામાં આવે છે, માતા પણ પોતાના બાળક માટે અંદરના ઓરડામાં તો આવી જ શકતી નથી. તેનું બાળક તેને બહારના ઓરડામાં આપવામાં આવે છે. મુખ્ય ઓરડો મુકીએ એટલે મોટા બાળકોનો ઓરડો જમણી બાજુએ આવે છે અને દના ગ્રુપમાં તેમને રાખવામાં આવે છે. પાસેના ઓરડામાં તેમને માટે રમતગમતનાં સાધનો હોય છે. સુવાના ઓરડા સ્હેજ દૂર હોય છે. ડાબી બાજુ કન્સલટેશન રૂમ્સ અને કલીનીકસ હોય છે. અને તે પણ સાફ સુફી માટેના ઓરડા અલાયદા હોય છે.

બાળકોને તદ્દન વૈજ્ઞાનિક પદ્ધતિથી પુરતી સંભાળથી અને ચોકખાઇથી રાખવામાં આવે છે. કેશીઝની સંખ્યા દિન પ્રતિદિન પુષ્કળ વધતી જાય છે. માત્ર કારખાનાઓમાં કામ કરતી સ્ત્રીઓનાં બાળકો માટેની એ વ્યવસ્થા છે તેવું નથી; ઓફીસમાં કે એવી કોઇ જગ્યાએ કામ કરતી સ્ત્રીઓનાં બાળકો માટે આ સગવડ અનિવાર્ય ગણાવે છે. બીજી જગ્યાએ કામ કરતી સ્ત્રીઓનાં બાળકોની સંખ્યા ઓછા પ્રમાણમાં લાભ લે છે. તેનું કારણ એ છે કે સિદ્ધાંતની દૃષ્ટિએ જેને ઓછું વેતન મળે છે તેમના બાળકોની પ્રથમ સંભાળ લેવાય છે, તેથી બીજી જગ્યાઓએ દા. ત. ઓફીસોમાં કામ કરતી સ્ત્રીઓને વેતન સામાન્ય રીતે પૂરક હોવાથી પોતાના બાળકોને કેશ યોજનાનો લાભ લેવાની જરૂર પડતી નથી. મુખ્ય વસ્તુ તો એ જ છે કે, ખાતાના વડાઓ પોતે જ કડક ટીકાકર છે. એક જણે લખ્યું છે કે બાળકોનો સાંસ્કૃતિક દૃષ્ટિએ વિકાસ જોઇએ તેવો હજુ યતો નથી.

૧૯૨૮ માં ટ્રેડ યુનીયનસમાં રહી કામ કરતી સ્ત્રીઓનાં બાળકોએ નીચેની સંખ્યામાં લાભ લીધો હતો.

| સ્ત્રીઓ | કેશીઝમાં તેમના બાળકો |
|---|---|
| ૮૬૩૦૪૯ | ૨૨૫૦૧ |

**કાપડની મીલો, કારખાનાઓ વગેરે મુખ્ય ઉદ્યોગો**

૧૯૩૩ માં કુલ કામ કરતી સ્ત્રીઓ ૧૨૬૮૦૦૦ કેશીઝમાં તેમનાં બાળકો ૧૦૪૮૦૦.

પોસ્ટ, ટેલીગ્રાફ, રેલ્વે, મ્યુનિસિપાલીટી અને બીજી ઓફીસોમાં કામ કરતી સ્ત્રીઓ અને તેના કેશીઝનો લાભ લેનારાં બાળકોના આંકડા નીચે પ્રમાણે છે.

૧૯૨૮ માં સ્ત્રીઓ ૧૨૭૬૮૩૭ કેશીઝમાં તેમના બાળકો ૬૧૩૩:

૧૯૩૩ માં સ્ત્રીઓ ૧૯૮૩૦૦૦ કેશીઝમાં તેમનાં બાળકો ૩૧૨૦૦

એક પ્રતિનિધિ સભા આ બધા કેશીઝ ઉપર દેખરેખ રાખે છે. એમાં Cultural commission માં જે સ્ત્રીઓ પોતાનાં

બાળકોને કેશમાં મુકે છે તેમના અને તંદુરસ્તી ખાતાના કમીશનના પ્રતિનિધિઓ ખાસ હોય છે. વેલ્ફેર ફંડ દરેક ટ્રેસ્ટમાંથી ૧૦ ટકા જાય છે, અને આ વેલ્ફેર ફંડના ૧૦ ટકા નર્સરીમાં જાય છે. ૧૦ ટકા બાળકોની કેમ્પ વગેરેમાં, ૫ ટકા કીન્ડર ગાર્ટન્સમાં અને ૭૫ ટકા મકાન બાંધવાની પાછળ ખર્ચાય છે. સુંદરમાં સુંદર કામ તો આને લગતું જે પ્રચાર કાર્ય થાય છે તેમાં જણાય છે.

**સ્ત્રી અને બાળ રક્ષણની સંસ્થા—**

કેશ ખાતુ એ તો સ્ત્રી અને બાળ રક્ષણની એક મહાન સંસ્થાનો ભાગ છે. આ ઉપરાંત બીજી સારી સંસ્થાઓ સ્ત્રી અને બાળકના રક્ષણનું કાર્ય કરે છે. કારખાનાની અંદરના ભાગમાં તો કેશખાતુ જ મહત્વનું છે. આ સંસ્થા લીબીડીવાને હસ્તક છે. એક દષ્ટિએ તો એ કેળવણી વિષયક સંસ્થા છે. પરંતુ હોસ્પીટલ, કલીનીક્સ વિગેરેનું સંચાલન તે કરે છે. તેનો કાર્યક્રમ મુખ્યત્વે નીચે પ્રમાણે છે.

**મુખ્ય કાર્યક્રમ**

બાળક જન્મ્યુ ન હોય ત્યારથી તે ચાર વર્ષનું મોટું થાય ત્યાં સુધીમાં સેવાની બધી સંભાળ.

(૧) બાળ મરણ અટકાવવાનું કાર્ય.

(૨) બાળ ઉછેર કઈ રીતે થઈ શકે તેને લગતુ માબાપને જ્ઞાન આપવાનુ કાર્ય.

(૩) માતાની જો ઈચ્છા હોય તો તેને કામે લગાડવી, કમાતી કરવી, એટલે કે બે માસ બાળક જન્મ્યા પહેલાં અને બે માસ પછીનો વખત તેમાંથી બાદ જાય

તંદુરસ્તી જાળવવા ખાતર મોસ્કો શહેર નાના બાળકની માતાઓ ઉપર કેટલાંક નિયમનો રાખે છે અને કુટુમ્બને માટે પણ કેટલા નિયમનો કરે છે તે જાણવા જેવા છે.

(૧) સામાજીક-સુવાવડ દરમ્યાન ૩૦ રુબલ્સ આપે છે. ૩૦ રુબલ્સ તંદુરસ્તી પાછી મેળવવા ખાતર પણ કારખાનું કે બીજા માલીકોને સ્ત્રીને ચાર માસની હાજરી દરમ્યાનનો પગાર આપવાનો રહે છે.

(૨) બાળકના જન્મ પછી તેના પોષણ માટે દર મહીને નવ મહિના સુધી ૮ રુબલ્સ આપવામાં આવે છે.

(૩) જો માતા પોતેજ પોતાના બાળકને નર્સ કરે તો નર્સિંગ સમય સુધી દર મહીને અપાતા ખર્ચનો ½ ભાગ વધુ ઉપરાંત આપવામાં આવે છે.

(૪) કાયદાથી કોઈપણ સ્ત્રી ૩૦ શેરથી વધુ વજન આ સમય દરમ્યાન નહિ ઉચકવાને બંધાયેલી છે. તેમને દિવસ દરમ્યાન જ કામ કરવાનું હોય છે. ડોકટરના પ્રમાણમાં ૫-૫ સાથે દરરોજ ૪ કલાક કામ કરે તો પણ ચાલે.

(૫) ટેલીફોન પર કામ કરતી સ્ત્રીઓ રજા સિવાય રાત્રે કામ ન કરી શકે.

(૬) લગ્નનુ બંધન કાયદેસરનુ હોય કે ન હોય, તો પણ માતા અને બાળકના સામાજિક કાયદાની દષ્ટિએ કે રાજ્યની દ્રષ્ટિએ બેમાં ભેદભાવ ભરેલું વર્તન હોતું નથી

(૭) મોસ્કો નદીની સામે જ બરાબર "માતા અને સ્ત્રી માટેની મોસ્કો સંસ્થા" નામનું સુંદર વિશાળ મકાન છે.

હું જ્યારે આ સંસ્થા જોવા ગયો ત્યારે ૪૦ સ્ત્રીઓ ફીઝીઓલોજી અને હાઈજીન શીખી રહી હતી.

એક બીજા ઓરડામાં ખુબ જ ઉપયોગી એવુ મ્યુઝીયમ હતુ. મ્યુઝીયમ જોવાથી જ ચોથા ભાગનું જ્ઞાન આપ મેળે આવી જાય તેવું જણાતું હતુ

સંસ્થાઓનાં નામ નીચે પ્રમાણે છે.
(૧) જીલ્લા કારખાનાંઓ કેંદ્રમંડળ.
(૨) સ્ત્રી અને બાળક માટેનાં ગૃહો.
(૩) બાળગૃહો.
(૪) બાળકો માટે કન્સલ્ટેશન ગૃહ.
(૫) સ્ત્રી માટે ,,
(૬) કાયદા વિષયક કન્સલ્ટેશન ગૃહ.
(૭) ગ્રામ્ય કન્સલ્ટેશન ગૃહ.

આ સાતે વિભાગનું આ કેન્દ્ર છે. દરેક મજલે જુદાં જુદાં ખાતાંઓ હોય છે. આ સંસ્થાની એક જ વખત મુલાકાત લીધા પછી આપણને ખ્યાલ આવે છે કે રશિયા માતા અને બાળક માટે, સ્ત્રીઓ માટે, કેટલું કરવા તત્પર છે અને તેની કેટલી કિંમત સમજે છે.

## પીલુ

ચંદ્ર ! ચાલજે ધીરે
પૂછું હૈયાની વણપૂછી એક વાતલડી,
જરા ચાલજે ધીરે...

થોભને, ભરાય ઓથે વાદળીની શાને ?
નહિ રે કહું હું ત્હારી નારી નિશાને,
શીદને ડરે ?
જરા ચાલને ધીરે, જરા ચાલને ધીરે...

વર્ષાએ વાદળા શું, શરદે તું શર્વરી,
કો'દી વિજળડી શું કરતો પ્રીતલડી
આભલે ફરે
પળપળ પ્રીતલડી તું પલટતો ફરે ?...

શાશ્વત સૌન્દર્ય રી પૂર્ણિમાએ પ્રતિમા,
તોયે ત્હારે ઉરે શાને વસેલ કાલિમા ?
બોલને અરે !
એવાં કલંક શાં છે ત્હારે શિરે ?...

ત્રિલોક દેસાઇ

# અ......ન......ય......ના

લેખક: શ્રી. અનિલમ્

પૂર્વ જીંદગીમાં એ ગમે તે હશે પરંતુ આજે તો એ રસ્તાની ભીખારણ હતી. વિવાહ પછી થોડા જ દિવસમાં તેના જીવન સાથીએ આ જગતનો ત્યાગ કર્યો, અને તે સાથે તેની આંખોની જ્યોતે પણ વિદાય લીધી. તેના માટે હવે અંધકાર સીવાય બીજું કોઈ ન રહ્યું હતું. પીયેર અને સાસરું સ્મશાન બન્યું હતું. આખરે તે બ્રાહ્મણપુત્રીએ હાથમાં લાકડીને તુંબડી લઈ ભિક્ષાવૃત્તિનો આશ્રય લીધો.

મહા માસની કકડતી ઠંડીનું શીત પ્રભાત પ્રગટ્યું હતું. એ સમયે પેલી "અનયના" સડકની બાજુ ઉપર બેસીને, તેના સૂરીલા કોમળ અને તેટલા જ મૃદુ અવાજે, મહાત્મા કબિરનું એક ભજન લલકારી રહી હતી. તેની કમળના બે દળ જેવા આંખોમાંથી તેના ગુલાબી ગાલ ઉપર થઈને મોતીના દાણા જેવાં આંસુ ટપકી રહ્યાં હતાં. ભજનની મસ્તીના પ્રવાહમાં એકતાર બની એ જાણે પૃથ્વીના લોકોને આશ્વાસન આપી રહી હતી! ગંગા મૈયાના પ્રવાહમાં સ્નાન કરી પુનિત બનવા ઇચ્છતા સેંકડો શ્રદ્ધાળુ પથિકો—સ્ત્રી, પુરૂષ અને બાળકો—એનું સંગીત સાંભળી રહી પડતા. પુણ્ય કમાવા આવેલા એ યાત્રિઓના હૃદયમાં દુઃખી જનો પ્રતિ કરૂણાનો પ્રવાહ ઉભરાતો. થોડીક ક્ષણો ઉભા રહી તેઓ ભજનની એકાદ બે લીટીઓ સાંભળી લેતા અને બહુ બહુ તો, બે ઉંડા નિશ્વાસ અને થોડાક બિન્દુ આંસુ ટપકાવી રસ્તે પડતા. આ "ભારત માતા"ની અંધ બાલિકાનું પેટ ભરવા બે પૈસા આપવાની મર્દાન ઉદારતા બતાવનાર તો બહુ જૂજ હતા. આમ છતાંએ, તેણે પાથરેલા ફાટયા તુટયા કપડા ઉપર થોડાક દાણા અને થોડાક ત્રાંબાના સિક્કા પડેલા નજરે દેખાતા,

મેળાની મેદનીમાં વ્યવસ્થા સાચવતા સ્વયંસેવકોનો નાયક દીનબંધુ ઝડપથી એ રસ્તેથી પસાર થતો હતો. ત્યાં તેણે પેલું કરૂણ સંગીત સાંભળ્યું, અને ત્યાં જ અટકયો. ભાવિક બાલિકાના મુખમાંથી વરસતા અમૃત સ્તોત્રનું, એણે કેટલાય સમય સુધી ભિંજાતી આંખો વડે પાન કર્યું. અને પોતાના અંગ પરનું વસ્ત્ર તેને આપી તેની કાયા ઢાંકી. ભિખારણનું સંગીત અટક્યું, એણે એ વસ્ત્ર હાથમાં પકડી પૂછ્યું. "ઈશ્વર આપનું કલ્યાણ કરો, પણ ભાઈ, આપ મને આ શા સારૂ આપો છો?" "બીજું શું આપું બ્હેન? આટલાથી તારી ઠંડી દૂર નહિ થાય?" દીનબંધુએ પૂછ્યું. પેલી અંધ બાળાએ કહ્યું "ઠંડી? જેના પેટમાં ભૂખની આગ સળગી રહી છે, તેને બહારની ઠંડીની શી પરવાહ હોય, બાબુજી મને તો કંઈ ખાવાનું મળી જાય તો સારૂં" દીનબંધુએ ખીસ્સામાંથી થોડાક પૈસા કાઢી તેના હાથમાં મૂકયા, અને આંસુ લુછતાં એણે વિદાય લીધી. "અનયના"એ હવે ગીત બંધ કર્યું અને પોતાની લાકડી હાથમાં લઈ વિદાય લીધી.

( ૨ )

એ દિવસે રાત્રે આઠ વાગે મેળાનું કામ પતાવી દિનબંધુ પાછો ફરતો હતો. અચાનક તેના કાન પર રહવારવાળી પેલી, સંગીતની લહરી અથડાઈ. તરતજ એ પાછો ફર્યો અને દિનભર ભીખ માગી રાત્રે આરામ કરતા દુઃખી ભિખારીઓની છાવણીમાં ગયો. સ્ત્રી અને પુરુષ ભિખારીઓના સમૂહ વચ્ચે પહોંચી એણે જોયું કે, પેલી અંધબાળા એક જગ્યા ઉપર બેસી ભજનમાંથી આધ્યાત્મિક અમૃત પી રહી હતી. અને થોડી વાર સુધી ભજન ગાઈને, તેજ જગ્યા ઉપર સુઈ ગઈ. દીનબંધુએ તેની નજીક જઈને જોયું તો, તેના શરીર ઉપર પોતે રહવારમાં આપેલું વસ્ત્ર નહતું. આથી તેણે પૂછ્યું; "પેલું કપડું શું તું નહીજ ઓઢે બ્હેન ?"

ભિખારણ ચોંકીને એકદમ બેઠી થઇ ગઇ, અને ગભરાયેલ અવાજે બોલી. "કોણ ? આપ ? રહવારવાળા ભાઇ કે ?"

"હા, પણ તમારૂં કપડું કયાં ગયું બ્હેન ?" દીનબંધુએ પૂછ્યું.

"બીજી એક ભિખારણને ઓઢવા આપી દીધું. ભાઇ, એને એક ઓઢવાના કપડાની ખાસ જરૂર હતી. વળી એ અભાગિનીને એક છોકરૂં પણ અવતર્યું છે. માટે ઓઢવા આપી દીધું." અંધબાળાએ જવાબ આપ્યો.

"અને તું ?" દીનબંધુએ આશ્ચર્યથી પૂછ્યું.

"હું ? હું તો મારી દુઃખીયારી બ્હેનની સેવા કરી, ખૂબ સુખી થઇ છું ભાઇ. આ સુખ આપનાર આપજ છો. હું આપને જીંદગી પર્યંત ભૂલીશ નહિ." તેણે જવાબ આપ્યો.

વિહ્વળ બનીને દીનબંધુ બોલ્યો:—"બ્હેન ચાલો, તમે મારી માતા પાસે ચાલો. આવીને મારા ઘરમાં રહો, હવે હું તમને અહીં નહિ રહેવા દઉં."

"ભાઈ કમનસીબે હું એકલીજ નથી, મારા જેવી આપની લાખ્ખો બ્હેનો દુઃખથી ખદબદે છે. જે સુખ આપ મને આપવા માગો છો, તેમાંથી થોડું થોડું તે દુઃખી બ્હેનોને વહેંચી આપો. મારા માટે તો, ઈશ્વરને ઘેરથી હું જે લાવી છું તેજ રહેવાદો."

( ૩ )

'અનયતા' સડકની એક બાજુ પડી પડી પિડાઇ રહી હતી. તાવની સખ્ત માંદગીમાં પટકાઇ પડવાથી, એને જીંદગીનું ભાન નહતું. એક વખત તેના સંગીત પર મુગ્ધ થઇ લોકો એંચાઈ આવતા, અત્યારે તેનું આક્રંદ સાંભળવાની કોઇને પરવાહ ન હતી. આજે એ અનાથ-અસહાય બાળા પાસે કોઈ ઉભું નથી. અત્યારે કોઇ એની વેદના જોઇ બે આંસુ સારતું નથી. દિનબંધુ આખા શહેરમાં રખડી-રખડી, રોગી લોકોની સુશ્રૂષા કરી રહ્યો હતો. સંજોગોવસાત્ એ 'અનયતા' નજીક આવી પહોંચ્યો. પળવારમાં તેણે ભિખારણને ઓળખી લીધી. અને તુરત જ તેને ઉંચકી પોતાને ઘેર લાવ્યો.

દીનબંધુના કાકા ડેપ્યુટી કલેક્ટર હતા. દિનબંધુ બાળપણથી જ, પિતૃ વિહીન બન્યો હતો. બન્ને માતાપુત્ર એક કાકીની જ કૃપા ઉપર પોતાનો જીવન-નિર્વાહ ચલાવી રહ્યાં હતાં. અલબત્ત મોટાભાઇની દીનાનાથના પિતાની તમામ સંપત્તિ કાકાએ કબજે કરી હતી. પરંતુ એ માટે કાકા રહામે બોલાય જ કેમ ?

દીનબંધુની માતા સુશીલા પૃથ્વિ ઉપર દેવી સમાન હતી. માતા અને પુત્ર બન્ને સ્વતંત્ર વિચારોવાળાં, અને ખૂબ પરોપકારી હતાં. પણ કાકા-કાકીને આ વાત પસંદ ન હતી. એમને તો પોતાના કથા મુજબ વર્તે

એજ ' લાયક ' આ સજ્જનોમાં મુરબ્બી અને દીનબંધુના વર્તન સામે તેઓ હમેશાં ગુસ્સા અને તિરસ્કારની નજરે જોતા. ભિખારણને લઈને જ દીનબંધુની કાકી બહુલા પોતાના પતિ રાવસાહેબ ભગવતિપ્રસાદ પાસે જઈ ક્રોધથી ધ્રુજતા અવાજે બોલી, " બસ ! હવે તો આ છોકરાના પ્રતાપે તમારે પણ આળી બનવાનું છે. "

" કેમ શું થયું ? " ડેપ્યુટી કલેક્ટર સાહેબે કહ્યું.

" બીજું શું થવાનું હતું ! દીનુ ! કોણ જાણે કોઈ રખડતી બાયડી ઉપાડી લાવ્યો છે અને હવે મા-બેટા, બન્ને તેની સેવા ચાકરીમાં ગુંથાયાં છે. હવે તમારે ઘર આવું જ ચલાવવું હોય તો ગટરખાની કરી ધર્મશાળા ખાતે એક ઈસ્પીતાલ ખોલો, મારાથી ઘરમાં આવા ભવાડા નથી જોવાતા " રા. સા. ભગવતિપ્રસાદે ક્રોધથી કહ્યું, " ઠીક એ બન્નેને હમણાં જ હું ઘરની બહાર કાઢું છું, હવે એમનો ધરાતો સહન નથી થઈ શકો. " પછી દીનબંધુ પાસે જઈને બોલ્યા " તારા માટે તો ગહરા ઉપર સરકારની કરડી નજર છે. હવે તું શું મને, સમાજ અને નાતજાતમાં હલકો પાડવા માગે છે ? હવે ત્યારે દેશભક્તિ કરવાની ઇચ્છા હોય તો કોઈ બીજી જગાએ જઈને રહે, મ્હારા ઘરમાં હું આવું ચલાવવા તૈયાર નથી. "

દીનબંધુ કાંઈ બોલવા જતો હતો, પરંતુ તેની માતાએ તેના મુખ ઉપર હાથ દાબી તેને બોલવા ન દેતાં પોતે જ દિયરને પૂછ્યું ! " અત્યારે આ ઘરમાં રહેવા મ્હારો કાંઈ અધિકાર નથી ! ભગવતિભાઈ. "

" નહિ ! તમે તમારા દેશભક્ત બેટાને લઈ જ્યાં મરજીમાં આવે ત્યાં જઈને રહો હવે અહીં એક પળ પણ નથી રહેવા દઉં." રાવસાહેબે મક્કમ અવાજે જવાબ આપ્યો.

એમની પાછળ એમની પત્નીએ ટહુકો કર્યો. " હા ઘરમાંથી બહાર જ નિકળો. તમારા જેવી ભટકતીઓથી તો દુનીઆ મારા તરફ આંગળી ચીંધે છે " દીનબંધુની આંખમાંથી ક્રોધ અને અપમાનનાં આંસુ ઉભરાયાં અને બોલ્યો, " માડી, એમને એમની સરકાર– એમના સમાજ સાથે રહેવા દો, ચાલો આપણે વૃક્ષોની છાયા નીચે રહીશું, અને ભીખ માંગીને પેટ ભરીશું. પરંતુ જ્યાં આપણા મનુષ્યત્વનું અપમાન થાય છે, ત્યાં તો નહીં જ રહીએ "

" અનયના "ને સાથે લઈ બન્ને-મા, દિકરો ઘરની બહાર નીકળ્યાં. અને રા. સા. સાહેબ ક્રોધથી અશાંત બની કોણ જાણે શુંયે બબડતા રહી ગયા

( ૪ )

ઉષા દેવીનું આગમન સૂચવતા તરેહવાર રંગો આકાશમાં રમતા હતા અને સમસ્ત માનવકુલ પ્રભાતની તાજગીમાં મોજ માણી રહ્યું હતું. તે વખતે દીનબંધુ તેની માતા સુશીલા અને પેલી ' અનયના 'ની ત્રિપુટી એકતાર હતી. બરાબર એજ વખતે એ નતન- કુમ 'સેવાશ્રમ'ને અનેક સભ્ય સજ્જન સૈનિકોએ ઘેરી લીધો. શાંતિ અને પવિત્રતાનું એ મધુરું વાતાવરણ કોલાહલ અને આકસ્મિક ઘોંઘાટથી ક્ષુબ્ધ બન્યું. પેલી અધનાગાએ ગભરાઈને પૂછ્યું " આ શું ! ઈશ્વર ભજનમાં આ વિઘ્ન કેવું ? "

એ વખતે દીનબંધુના હાથમાં રક્ષિત સરકારના સૈનિકોએ બે હથકડી નાખી દીધી, અને કહ્યું " તું રાજદ્રોહી છે, કાવત્રાખોર છે " દીનબંધુએ નિર્ભયતાથી જણાવ્યું, " હું મનુષ્યમાત્રનો સેવક છું ગુન્હો કે ખુન કદિ કરતો જ નથી. ચાલો. મને જ્યાં લઈ જવો હોય ત્યાં લઈ ચાલો, હું તૈયાર છું. "

' અનયના 'એ ગભરાઇને પૂછ્યું ? " ભાઈ આ બધું શાનું ધાંધલ છે ? આ બધા તમને ક્યાં લઇ જાય છે ? હું પણ તમારી સાથે જ આવીશ."

" હમણાં નહિ દિકરી ! ઇશ્વર તારા ભાઇની કસોટી કરી રહ્યો છે. એને જવા દે; તું મારી સાથે જ રહેજે." દીનબંધુની માતાએ કહ્યું. દીનબંધુનું હૃદય ભરાઇ આવવાથી વિવશ બની તેણે કહ્યું " ઓ-મા ! "

પણ સુશીલાએ અભિમાનપૂર્વક કહ્યું. છટ બેટા ! તારા જેવા જુવાનોએ કર્તવ્યની વેદી ઉપર સંકટ આવે તો શું ગભરાઈ જવું જોઇએ ! આફતોથી વળી ડરવાનું શું ? જા મારા ધાવણની લાજ રાખજે બેટા, મરી જવું બ્હેતર ગણજે, પરંતુ કર્તવ્ય ભ્રષ્ટ થતો નહિ.

( ૫ )

દિનબંધુ એક રાજદ્વારી લૂંટકેસના મુકરદમામાં સપડાયો હતો. ન્યાયાધીશ સમક્ષ તેના કાકાએ પોતાની કેફીયત રજુ કરતાં કહ્યું, " આ બહુજ ગંભીર વ્યક્તિ છે. લૂંટમાં તેનો હિસ્સો હોય કે ન હોય, પરંતુ હું એટલું તો ચોક્કસ કહીશ કે, વર્તમાન રાજ્યવ્યવસ્થા, અને સમાજવ્યવસ્થા ઉપર એને બિલકુલ શ્રદ્ધા નથી. આ બન્ને પદ્ધતિઓનો તે એટલો બધો કટ્ટો વિરોધી છે કે, જેથી કરીને મારે તેની સાથે સબંધ તોડી નાખવો પડયો. " પછી ન્યાયાધીશ અને દીનબંધુ વચ્ચે ટુંકા સવાલ જવાબ થયા.

" તમારા કાકાનું કહેવું સાચું છે ? " ન્યાયાધીશે દીનબંધુને પૂછ્યું.

" જરાપણ નહી. " દીનબંધુએ મક્કમતાથી જવાબ આપ્યો.

" તમે આ રાજ્યવ્યવસ્થા અને સમાજથી અસંતુષ્ટ છો ! "

" જેનામાં માનવતા હોય તે આવી રાજ્યવ્યવસ્થા અને સમાજથી કદી પણ સંતોષ ન પામે. "

" તમે એને ફેરવવા માગો છો ? "

" હા. "

" ખૂન અને લૂંટફાટ કરીને ? "

" ના, સેવા અને સ્વાર્થત્યાગ વડે. "

" હિંસામાં તમારો વિશ્વાસ નથી ? "

" છે, પરંતુ મનુષ્યોની હિંસામાં નહીં, પશુઓની હિંસામાં નહીં, પશુતાની હિંસામાં ! "

" તમારો માર્ગ કયો છે ? "

" એજ માર્ગ કે જે માર્ગમાંથી મનુષ્યો માનવ મટી દેવ બને છે. અને નરમાંથી નારાયણ બને છે. "

" તમારા પરનો આરોપ તમે સ્વીકારતા નથી ? "

" ના, તે સદંતર જુઠો આરોપ છે. "

" પરંતુ તમારા વિરુદ્ધ અનેક પ્રમાણો છે તેનું કેમ ? "

" એ પ્રમાણો સત્યનું ખૂન કરનારાં છે."

" તમારા કાકા પણ તમને ભયંકર વ્યક્તિ તરીકે ઓળખાવે છે ને ? "

" એ મારૂં કમનસીબ છે, અને જે દેશે તેમને ઉત્પન્ન કર્યા તેનું પણ ! "

" તમે આ મુકરદમાને ગુંચવતા જાઓ છો ! સીધી રીતે તમારો ગુન્હો કબુલ કરી લો."

" હું કબુલ કરું છું કે, હું દીન અને દુઃખી માણસોનો તુચ્છ સેવક છું. દેશના શાંતિમય અહિંસાત્મક આંદોલનોમાં ભાગ લઉં છું, અને આજની શાસન-પ્રણાલીમાં તો આ ઘણોજ અપરાધ કહેવાય.

એથી આગળ ન્યાયાધીશ કશું બોલ્યા નહીં, અને અદાલત બરખાસ્ત થઇ.

( ૬ )

ત્રણ મહીનાથી વધુ સમય પસાર થઇ ગયો, છતાં પણ મુકરદમાનું પરિણામ કાંઇ-

પણ આવ્યું નહીં. દિનબંધુ જેલમાં પોતાની તપશ્ચર્યાના દિવસો ગુજારી રહ્યો હતો. જેલના અફસરો મનમાં ને મનમાં તેને માટે બહુ માન ધરાવતા. તેણે શાંતિ અને ગંભીરતાથી, જેલના તમામ માણસોનાં દિલ જીતી લીધાં હતાં. આમ હોવાથીજ તે હંમેશાં 'અનયના' સાથે મળી શકતો. 'અનયના' બિચારી દરરોજ એક ફૂલ લઇને તેની પાસે આવતી અને તે ખૂબ શ્રદ્ધાપૂર્વક ભાઇના ચરણ ઉપર ચઢાવતી. તે વખતનો દેખાવ એટલો બધો કરૂણાજનક બનતો કે ખુદ જેલના (દીનબંધુના) અફસરોનાં નેત્રો પણ અશ્રુથી ભિંજાયા વગર રહેતાં નહીં. એમના હૃદયમાં 'અનયના'એ અજબ પ્રભુત્વ જમાવ્યું હતું. એની હાજરીમાં તેની આજુબાજુનું વાતાવરણ, આધ્યાત્મિક બનતુ. એના હૃદયની પૂજાઓ ઉપર જેલના પત્થર સમા દિલવાળા અમલદારો પણ પિગળી જતા.

એટલામાં એક બનાવ બન્યો. એક રાજદ્વારી કેદી ઉપર ખૂબ અમાનુષી અત્યાચારો ગુજારવામાં આવ્યા ને કોરડાથી ફટકારવામાં આવ્યો. દિનબંધુએ આ અત્યાચારોનો પો'રતમ વિરોધ કર્યો. અને પ્રતિજ્ઞા લીધી કે, જ્યાં સુધી આ જાલીમ કૃત્યોનો જવાબ ન મળે ત્યાં સુધી પોતે અન્ન કે પાણી લેવાં નહીં. તેના આવા નિખાલસ સ્વભાવ અને ચારિત્ર્યની નિર્મળતાથી, એ દરેક કેદીનો પૂજનીય બન્યો હતો. દરેક એની તરફ માનની નજરે જોતા. આથી જોતજોતામાં જેલમાં, ' સામુદાયિક ભૂખમરો ' શરૂ થઈ ગયો. જેલના અમલદારોમાં ભારે ખળભળાટ થયો.

એ દિવસે જ્યારે ' અનયના ' દીનબંધુને મળવા આવી ત્યારે જેલરે તેને કહ્યું, " આજે એક કામ કરે તો તને અંદર જવા દઉં "

" કયું કામ ? " ' અનયના ' એ ફરીને પૂછ્યું.

" તારો ભાઇ આજ પાંચ છ દિવસથી અન્ન પાણી લેતો નથી, માટે તેને સમજાવ "

" હા, હા, એ તો મારી મને કહેતો હતો, અને તેમ કરવાના કારણરૂપ તો તમે જ છો. કેમકે તમે લોક ખૂબ નિર્દય છો. જેઓ દીન અને દુઃખીઓ માટે પ્રાણ પાથરે તેના તમે પ્રાણ લેનારા નરપિશાચ છો. "

જેલર આશ્ચર્ય પામીને એના તરફ જોઇ રહ્યો, અને ફરીથી સમજાવવા પ્રયત્ન કર્યો. છાપાઓમાં જે છપાય છે, તે બધું જુઠ્ઠું હોય છે. જો તું ' એને ' અન્નજળ લેતા સમજાવે, તો જ તને અંદર આવવા દઇશ, નહીં તો નહીં. " પણ ' અનયનાએ ' દૃઢતાપૂર્વક કહ્યું, " નહીં ! હું જાણું છું કે એ સત્ય અને ધર્મ માટે જાન કુરબાન કરનારો છે. એના ઉપવાસ પાછળ જરૂર કોઇ કારણ હોવું જોઇએ, હું એને તેની પ્રતિજ્ઞાથી ડગાવી નહીં શકું, અને ડગાવા પ્રયત્ન નહીં કરું. ભલે પછી મને મળવાની પરવાનગી મળે યા ન મળે, મને તેની લેશમાત્ર પણ પરવા નથી.

" તો તું મારી વાત નહીં જ માને ? " જેલરે પૂછ્યું.

" નહીં કદાપિ નહી. " જેલર જેટલી જ મક્કમતાથી ' અનયના 'એ જવાબ આપ્યો.

" તો યાદ રાખજે, એ ભૂખે મરી જશે. " જેલરે મૃત્યુની બીક દાખવતાં કહ્યું

" તે મરશે નહીં અમર બનશે " ' અનયના 'એ નિર્ભયતાથી જવાબ આપ્યો.

" મારી વાત તું નહી માને તો હું તને પણ અહીં કેદ કરીશ. " જેલરે વધુ ધમકી આપી.

" એથી હું ડરતી નથી. કેદ કરવામાં રાજી થતા હોય તો કેદ કર. " 'અનયના'એ જવાબ આપ્યો.

( ૭ )

આ પ્રસંગ પછી એક મહીનો વીતી ગયો, અને એવો જ પ્રભાતનો સમય હતો. સુશીલા અને 'અનંયના' પોતાના 'સેવાશ્રમ'માં બેઠાં હતાં. એટલામાં દીનબંધુને ખાટલામાં લઇ, થોડાંક માણસો ત્યાં આવ્યા. 'તે' જીવન ના છેલ્લા શ્વાસ ઘુંટી રહ્યો હતો. પેલા 'રાજદ્રારી' લૂટ કેસ સાથે સંબંધ હોવાનો કાંઇ પણ પૂરાવો મળ્યો નહિ. પહેલા જે 'મજબુત પુરાવા' તેની વિરૂદ્ધ રજુ થયા હતા, તે કોણ જાણે એટલા બધા નિર્બળ બની ગયા કે, ઉપવાસ કરતાં જ્યારે દીનબંધુ મૃત્યુને કિનારે આવી પહોચ્યો ત્યારે તેને છોડી મુકવા સિવાય સરકાર બીજું કાંઇ કરી શકી નહિ.

'દીનબંધુએ' ખૂબ વેદનાપૂર્વક બે હાથ જોડી માતાને પ્રણામ કર્યા. જવાબમાં સુશીલા રડી પડી.

'અનયના'એ સુશીલાને પૂછ્યું, "ભાઇ પાછા આવ્યા તેથી તું રડે છે શા માટે? મા!"

' પાછો નથી આવ્યો બેટા! હવે તો તે સદાને માટે વિદાય લઇ રહ્યો છે." સુશીલાએ કહ્યું.

"મા! એકવાર ભાઇની છબી જોવા ઇચ્છું છુ. આંખો આપ." 'અનયના'એ વ્યાકુળ બનીને કહ્યુ.

"હાય-બેટા! કદાચ આ સમયે હું તને આંખો આપી શકી હોત, અને તારા ભાઇને બોલવાની શક્તિ આપી શકી હોત. તો, રડુ જ શા માટે?' સુશીલા રડતાં રડતાં બોલી.

' અનયના ' હાય...કહી બેભાન થઇ નીચે ઢળી પડી

# 'દેલવાડાનું વિહંગાવલોકન'

તા. ૪-૧૨-૬૯
પ્રીતમનગર-અમદાવાદ

પ્રિય બહેન,

એક વર્ષ પહેલા કોલેજમાથી ગુજરાતના નગાધિરાજ આબુ જવાનું સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું તેમાં કેટલીક બહેનો તથા અધ્યાપકો પણ હતા તા ૭-૯-૩૮ ના રોજ રાત્રે અમે આબુ જવા નીકળ્યા. એ અમારો ટુંકો પણ આહ્લાદજનક પ્રવાસ નિવડયો એમા અનેક અનુભવો થયા અને સુંદર દૃશ્યો જોયાં, લીલી કુંજોની અંદર આનંદથી ફર્યાં સદ્ભાગ્યે નકી તળાવને કિનારે જ અમારો ઉતારો હોવાથી આખો વખત સૃષ્ટિસૌન્દર્ય જ જોવાનું મળ્યુ દૂર દૂર સુંદર ટેકરીઓ, પક્ષીઓનાં કીલકીલાટ અને પાણીમાં પડતા સૂર્યોદય અને સૂર્યાસ્તનાં કિરણોએ મન ઉપર ખૂબ અસર કરી

મેં તો કદી પર્વત જોયો ન હતો એટલે મને આ બધુ આકર્ષક લાગ્યુ

અમે અરબુદા દેવી, સનસેટ પોઇન્ટ, ટોડરોક, હોર્નરોક વગેરે અન્ય સ્થળો જોયાં, પણ આ બધામાં મને દેલવાડાના દહેરાંએ ખૂબ આકર્યાં

પર્વતો, ખીણો, એ બધી તો ઇશ્વરની લીલા હતી, એટલે અદ્ભુત હોય, છતાં ઇશ્વરનાં સરજેલાં માનવીની કૃતિ પણ કંઇ ઓછી અદ્ભુત ન હતી !

પર્વતોની અંદર કોતરેલા સુંદર રસ્તાઓ ઉપર થઇને સવારના પ્હોરમા અમે ટેકસીમા દેલવાડા પ્હોચ્યાં તે વખતે મ્હારા મનમા તેના જ વિચારો આવેલ અને તેની કલ્પનાઓ પણ કરી હતી

દેલવાડાનાં દહેરાં વિમળશાહે બધાવ્યાં છે તેને માટે એવી લોકકથા છે કે એક દિવસ રાત્રે વિમળશાહને અંબાજીએ સ્વપ્ન આપ્યુ અને તેમા તેને આ દહેરાં બાંધવાની આજ્ઞા કરી આ તેની અંબાજી પ્રત્યેની ભકિત તથા શ્રદ્ધા બતાવે છે. તે ઉપરાન્ત તેણે એ દહેરામાં અંબાજીની એક ભવ્ય મૂર્તિ પણ મૂકાવી છે એ દહેરાં બધાવવામાં લાખો રૂપીઆ ખર્ચ્યાં છે આવી રીતે વિમળશાહે પોતાના પૈસાનો સદુપયોગ કર્યો છે

ખાસ ટીકીટો મેળવીને અમે તે દહેરાં જોવા ગયા તેમાં પેસતાં જ બારણાંઓ અને પગથીઆં ઉપરથી કોતરણીની શરૂઆત થઈ. એક પણ પત્થર કોતરણી વિનાનો ન હતો. તેમાંનો એક વિમળશાહનો છે અને બીજા બે વસ્તુપાળ તથા તેજપાળના છે સૌએ ધોળા દૂધ જેવા આરસના પત્થરાથી મઢી દીધેલાં હતાં

થાંભલાઓ, બારણાંઓ તથા છતો ઉપર પણ ઝીણી ઝીણી અદ્ભુત કોતરણી હતી

છતો ઉપરનાં જે નૃત્યનાં અભિનય અને મુદ્રાઓ હતી, તેમા શિલ્પીએ અનેક ભાવો મૂકેલા હતા. જડ પત્થરની અંદર આટલી બધી કળા બતાવવાની શકિત શિલ્પીઓમાં હોઈ શકે છે તે જાણીને આશ્ચર્ય થયુ. જો આપણે ખૂબ ધારીને શાન્તિથી જોઇએ તો સાચે જ લાગે એ બધી પુતળીઓ હમણાં સુન્દર નૃત્ય કરશે એ એવુ જીવન્ત લક્ષણ તેમનાં મુખ અને શરીર ઉપર હતુ

નાના નાના ઓરડાની અંદર મૂર્તિઓ હતી. એ મૂર્તિઓમા જૈનોના ચોવીસ તીર્થંકરો હતા એ મૂર્તિઓની પાસે પણ સુંદર

કોતરણી હતી. થાંભલા ઉપર કમળ, ગુલાબ પાંદડાં, પૂજા કરવા જતી સ્ત્રી વગેરે અનેક નાની નાની વસ્તુઓ યાદ કરીને શિલ્પીએ તે બધા પત્થરોને સજીવ કરી મૂક્યા છે.

મૂર્તિઓ શાન્ત, સૌમ્ય, અને પવિત્ર છે. કપુર અને ચંદનથી આખુએ મંદિર મ્હેંકી રહ્યું હતું. તેની અંદર પેસતાંજ તે સ્થાનની પવિત્રતાએ હૃદયને અસર કરી હતી. ઇશ્વરની સ્તુતિ કરવા માટે આવાંજ સુંદર અને શાન્ત સ્થળો જોઇએ, થોડીક વાર આપણે શાન્તીથી બેસીએ તો તેના એકે એક પત્થરમાંથી ભક્તિનો રસ ઉભરાઇ જતો લાગે. આમ તેની કોતરણી ઉચ્ચ કોટીની છે અને ગુજરાતને શિલ્પકળામાં આનાથી બહુજ ઉંચુ સ્થાન મળે છે. સ્વચ્છતાનો તો તે આદર્શ નમૂનો છે.

પવિત્ર ધામોની અંદર જે જે વસ્તુઓ આવશ્યક છે—જેમકે શાન્તિ, સૌન્દર્ય અને સ્વચ્છતા તે બધુ અહિં છે.

આ સુંદર દહેરાંઓ, તેની શાન્તિ, અને સ્વચ્છતા સાથે આપણા શિવ અને વિષ્ણુનાં મંદિરો સરખાવતાં આપણી ધર્મભાવના, અને ઇશ્વર માટેની પ્રીતિ આછકલી લાગે, અને વિચાર કરતાં માલમ પડે કે એવા ઘોંઘાટવાળા અને અસ્વચ્છ સ્થાનોમાં ભગવાનની સ્તુતિ કેવી રીતે થઇ શકે ? પવિત્ર ધામોમાં જે ગાંભીર્ય અને શાન્તિ જોઇએ તેનું આપણાં મંદિરોમાં તો ખૂન જ કરવામાં આવેલુ હોય છે.

આ દહેરાં બંધાયે ૭૦૦ થી ૮૦૦ વર્ષ થયાં, તેમ છતાં તે એટલાં તાજાં લાગે છે કે જાણે કાલે જ બંધાયાં ના હોય ? તેની બાંધણી આટલી સુંદર અને સુદૃઢ રહી છે તેજ હેરત પમાડે તેવું છે.

આ જોતાં ત્રણ ચાર કલાક નહિ પણ દિવસોના દિવસો ઓછા પડે એવું મારૂં માનવું છે. તેનું બારીક નિરીક્ષણ કર્યા વગર તેની મહત્તાનો પુરો ખ્યાલ આવે તેમ નથી. આ દહેરાં જોઇને કોઇ પણ મનુષ્ય એવો નહિ હોય કે જેને ગંભીર લાગણીઓ ઉદ્દભવી ના હોય ? ન ઉદ્દભવી હોય તેને હું હૃદયવિનાનો માનવી કહીશ ખરેખર કવિ ખબરદારે સાચું જ કહ્યું છે કે ઇશ્વરની કે મનુષ્યની કૃતિ જોવામાં એકલી આંખ કામ લાગતી નથી; હૃદયની પણ આવશ્યક્તા છે.

એ સુંદર દહેરામાં હું અડધોએક કલાક શાંતિથી બેઠી. તે વખતે વિચાર આવ્યો કે સાચી દેશની સેવા તો આ શિલ્પીઓએ કરી છે. કારણ એમણે ગુજરાતને, અરે સમસ્ત દેશને, એક કળાનો અદ્દભુત નમુનો આપ્યોછે. જગતની આઠ અજાયબી ભરેલી ચીજોમાંની આ એક છે. લોર્ડ કર્ઝને આ જોવા માટે ગોદડાં મંગાવેલાં કે જેથી નીરાંતે પડ્યા પડ્યા તેની છતો જોઈ શકાય.

બ્હેન ! આવી ચીજો આપણે દિવસોના દિવસો સુધી જોઈશું, તેનો વિચાર કરીશું, ત્યારેજ સાચા કલાપ્રેમી થઇ શકીશું.

આજે પણ આ લખતાં મારી આંખ આગળ તેની સુંદર મૂર્તિઓ અને કોતરકામ ખડું થાય છે.

આ જોયા પછી બે ત્રણ દિવસ આબુ રહી અમે અંબાજી ગયા. ત્યાં કુંભારીયાનાં દહેરાં પણ જોયાં. આ દહેરાં પણ એક કલાનાં નમૂના રૂપજ છે. અલબત્ત દેલવાડા કરતાં કંઇક ઉતરતાં, પણ આ દહેરાં આપણી આગળ ભૂતકાળનો તાદશ ઇતિહાસ ખડો કરે છે.

દ્વિરેફમાં મુકુન્દરાયની વાર્તામાં શ્રી. પાઠક જે દંતકથા આલેખે છે તેવુંજ અહીં છે. વિમળશાહને અંબાજીમાતાએ ત્રણ ત્રણ વાર

સ્વપ્ના આપી વરદાન માગવા કહ્યું તો ત્રણે વખત તેને નખ્ખોદ જ માગ્યુ. ત્યારથી એમ મનાય છે કે એક પછી એક એમ દહેરાગાંથી મૂર્તિઓ ચાલી ગઇ છે. હાલ તેમા એક જ મોટી મૂર્તિ છે; બાકી બધા જ ગોખ ખાલી છે. આવા નમૂના જોવાથી આપણા મનમાં માતાનાં દર્શનનો અને સ્વપ્નાનો સાચો ખ્યાલ આવે છે.

મૂર્તિઓ ન હોવા છતા તેની કોતરણી ઉચ્ચ કોટીની છે, વળી સંધ્યાકાળ હોવાથી સૂર્યના કિરણો આ કોતરણીમાં થઇને પસાર થતાં વધૂ આકર્ષક લાગતાં હતા. પણ આ બધાની અંદર બાજુમાં પડેલી ભાંગેલી મૂર્તિઓ અને દૂર ખંડેરો જોઇ બહુ લાગી આવ્યું. તે વખતે મુસલમાનોએ જે આક્રમણ કર્યું હતું તેના આ ખંડેરો હતાં. લોહીથી ખરડાએલી અનેક મૂર્તિઓ એમને એમ પડી હતી. આ જોઇને મૂર્તિ તોડનારાઓ તરફ અત્યંત તિરસ્કાર ઉત્પન્ન થાય છે. તે વખતના મૂર્તિ ભંજકોની ધર્મની ઝનુન કલાને કેટલી ઘાતક નીવડી છે તે જાણીને દુઃખ થાય છે. તે વખતની આપણા દેશની કળા કેટલી બધી પરાકાષ્ટાએ પ્હોંચેલી હશે કે આટનુ નુકશાન થવા છતાં તેની તેવી સુંદર રહી શકી છે.

બ્હેન ! ઘણી વખત એવું બને છે કે આપણી કલ્પનાનાં ચિત્રો તે પ્રત્યક્ષ કરતાં વધૂ સારા હોય છે, પણ આ બન્ને દહેરામાં એવુ ના બન્યુ ઉલ્ટુ મને થયું ક્યાં મ્હારી કલ્પના ને ક્યાં આ પ્રત્યક્ષ દહેરાં ?

પુસ્તકોમાં વાંચેલું, તથા વડીલો પાસેથી સાંભળેલી વાતો ઉપર મને આવી ચીજો જોવી જીવનમાં ખૂબ મહત્વની છે તેમ લાગેલુ પણ તે ચીજો મન ઉપર આટલી સુંદર છાપ પાડતી હશે અને જ્ઞાન આપતી હશે તેની તો કલ્પના પણ આવેલી નહતી.

બ્હેન ! માટે તને મારા પ્રત્યક્ષ અનુભવ ઉપરથી કહીશ કે પ્રવાસ જરૂર કરજે અને તેમાં આવાં કળાનાં સ્થાનો જોવા કદી પણ ચુકીશ નહિ.

કુશળ હોઇશ

લી. ત્હારી બ્હેન
વનમાળા હ દેસાઇના
સ્નેહ સ્મરણો.



# આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય

લેખક :
ડૉ. મોહનલાલ જ. પાઠક

આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય જાણીતા વિજ્ઞાન શાસ્ત્રી અને ઉદ્યોગપતિ છે. એમનો જન્મ તા. ૨ જી ઑગસ્ટ ૧૯૬૧ ના દિવસે બંગાલનાં રાપ્ખી ગામે થયો હતો. એમના પિતા હરિશ્ચંદ્ર રોય શિક્ષક હોવાથી એમનું પ્રાથમિક શિક્ષણ ત્યાં જ થયું. ૧૮૭૦ માં હરિશ્ચંદ્ર રોય છોકરાને વધુ શિક્ષણ આપવા માટે કલકત્તા રહેવા ગયા. ત્યાં પ્રવેશ પરીક્ષા પસાર કરી પ્રફુલ્લચંદ્ર પ્રેસીડેન્સી કૉલેજમાં દાખલ થયા " સર જોન ઇલીયટ " અને " સર એલેકઝાંડર પેડલર "ના હાથ નીચે વાસ્તવ અને રસાયન શાસ્ત્રનું શિક્ષણ પુરું કર્યું. ઘરની ગરીબીને લીધે વધુ શિક્ષણ માટે પરદેશ જઇ શકાય એમ ન હતું; પણ તેથી નિરાશ ન થતાં પ્રફુલ્લચંદ્ર " ગિલ ક્રિસ્ટ " શિષ્યવૃત્તિ માટે પ્રયત્ન કરી, તે મેળવી, ૧૮૮૨ માં ઇંગ્લેંડ ગયા. મૅન્ચેસ્ટર વિશ્વ વિદ્યાલયમાં ૭ વરસ કાઢ્યાં. ૧૮૮૭ માં આચાર્યની પદવી મેળવી. રસાયનની " હોપ શિષ્યવૃત્તિ " એક વરસ માટે એમને આપવામાં આવી. ૧૮૮૯ માં પરદેશથી પાછા ફર્યા અને કલકત્તાની " પ્રેસિડેન્સી કૉલેજ "માં રસાયનના આચાર્ય નીમાયા. ૧૯૦૪ માં બંગાલની સરકારે તેમને પરદેશની પ્રયોગ શાળાઓ જોવા માટે મોકલ્યા. આઠ વરસ પછી ફરીથી તેમને ઇંગ્લેંડ જવાનો યોગ આવ્યો. આ વખતે બ્રીટીશ સામ્રાજ્યની વિશ્વ વિદ્યાલયોની પરિષદમાં તેમને કલકત્તા તરફથી ડેલીગેટ તરીકે મોકલવામાં આવ્યા. ૫૪ વરસની ઉંમરે કલકત્તાની પ્રેસીડેન્સી કૉલેજમાંથી નિવૃત્ત થઇ કલકત્તાનાં વિશ્વ વિદ્યાલયની " કૉલેજ ઑફ સાયન્સ "માં રસાયન શાસ્ત્રના મુખ્ય અધ્યાપકની જગ્યા સ્વીકારી. તેમના " હિંદી રસાયનનો ઇતિહાસ " ગ્રંથ માટે વિદ્વાનોએ ઘણી પ્રશંસા કરી. સરકારે " સર "નો માનવંત ખિતાબ આપ્યો.

ડુર હૅમ વિશ્વવિદ્યાલયે પણ "આચાર્ય" ની પદવી આપી અને ઇંગ્લંડની કેમીકલ સોસાયટીએ તેમને સન્માનનીય સભાસદ બનાવ્યા. આચાર્ય રોયે વરસો સુધી ' ઈંડીયન કેમીકલ સોસાયટી "નું પ્રમુખપદ શોભાવ્યું છે.

સર પ્રફુલ્લચંદ્ર રોયનું નામ એમની શોધો માટે તો પ્રસિદ્ધ છે જ પણ સામાન્ય જનતા એમને " હિંદી રસાયનનો ઇતિહાસ " ના લેખક તરીકે વધુ પીછાને છે. આ ગ્રંથમાં હિંદમાં થયેલી રસાયનને લગતી અનેક શોધખોળનું વર્ણન કરેલું છે. આચાર્ય રોયે આ ઉપરાંત ઔદ્યોગિક શિક્ષણનું કાર્ય પણ કર્યું છે. આનો પ્રત્યક્ષ પુરાવો " બેંગાલ કેમીકલ એન્ડ ફાર્માસ્યુટીકલ વર્કસ " છે. આ કારખાનાંમાં તૈયાર થતી દવાઓ અને ઇંજેકશનો કોઈ પણ વિદેશી બનાવટોની બરાબરીમાં ઉભાં રહી શકે એવાં છે.

ચાર વરસ પહેલાં " આચાર્ય પ્રફુલ્લચંદ્ર રોય "ની ૭૦ મી જન્મ તિથિ ઘણી ધામધૂમથી ઉજવવામાં આવી હતી. આ પ્રસંગે " ઇંડિયન કેમીકલ સોસાયટી "એ ખાસ અંક કાઢ્યો હતો. અને દેશ વિદેશનાં અનેક શાસ્ત્રીઓએ " સર પ્રફુલ્લચંદ્ર રોય "ની મુક્તકંઠે પ્રશંસા કરી હતી.

# ત્યક્તા બ્હેનોનો પ્રશ્ન

લખનાર : વરજીવન ગોપાળજી પારેખ

આપણા સમાજમાં ત્યક્તા પરિણીતાઓનો પ્રશ્ન દિવસે અને દિવસે ગંભીર બનતો જાય છે. સમયના વ્હેણ સાથે ઉભી થયેલી અને ગંભીર સ્વરૂપ લેતી સમસ્યાઓના યોગ્ય ઉકેલ માટે થવો જોઇતો જરૂરી પ્રયત્ન થયો નથી એ ખરેખર ખેદજનક બીના છે.

હલકા વર્ણની જ્ઞાતિઓમાં આવા કિસ્સાઓ પરત્વે કશું વિચારવા જેવું નથી હોતું; કારણ એ જ્ઞાતિઓમાં ત્યજાયેલી પરિણીતાઓ, બીજુ લગ્ન સ્વેચ્છાપૂર્વક કરી શકે છે, જ્ઞાતિનું બંધારણ તેને આવી છુટ આપતું હોય છે, પરન્તુ વાણિયા, બ્રાહ્મણ જેવી ઉચ્ચ કોમોમાં આ છુટ નથી. અને જ્યારે એ જ્ઞાતિઓમાં આવા ચોક્કસ કિસ્સાઓ રોજ-બ-રોજ વધારે અને વધારે બ્હાર આવતા જાય છે ત્યારે તો એ કિસ્સાઓ વધારે ગંભીરતાપૂર્વકની વિચારણા માગી લે છે.

એક બે નહિ પરન્તુ સેંકડોની સંખ્યામાં એવા કિસ્સાઓ આપણી નજર સામે છે કે; " ફલાણી ચંપાને તેનો વર છેલ્લા ૮ વર્ષથી તેડાવતો નથી. ઢીંકણી કમુને તેની સાસુ સાથે બનતું નથી, અને વર માવડીઓ છે, એટલે બિચારી પરણી ત્યારથી ' ભાભીને ઘેર ' મેણાંટોણાં ખાઇને જીવે છે વિ...વિ .."

એક તો આપણા સમાજમાં સ્ત્રીનું સ્થાન ખૂબ જ નીચું છે. સ્ત્રીઓની કિંમત જરા જેટલીયે નથી; એટલે પિયર કે શ્વસુરગૃહે એની આંતર સ્થિતિ અતિ વિષમ હોય છે !

હિન્દુ સમાજમાં સ્ત્રીનો હાથ એનો પતિ ઝાલે છે. એને પુરૂષ, કોઇ પણ કારણ અનુસાર ત્યજે, તરછોડે તો એ સ્ત્રીનું જીવન ત્યાં જ ખત્મ થાય છે આવી ત્યક્તા બ્હેનોનું શેષ જીવન એટલું કરૂણ, કંગાલ અને દુખદ હોય છે કે એ વાતો કલમમાં ન ઉતારી શકાય !

૧૬ વર્ષની વયે જેના લગ્ન થયાં હોય, અને લગ્ન બાદ સાસુના ત્રાસના કારણે, કે પતિને ન ગમવાના કોઇ અગમ્ય કારણે, જ્યારે લગ્ન પછીના વર્ષ-બે વર્ષમાં જ એ ' નવોઢા ' ને હડધુત કરવામાં આવે છે, ત્યારે આશા, ઉત્સાહ, અને જીવનનો સાચો આનંદ મ્હાણવાના સ્વપ્નો સેવતી, ઉગતી-નવયૌવનાના અંતર ઉપર કાતિલ જખ્મો પડે છે. એ જખ્મો જીવનના અંત સુધી રૂઝાતા નથી, એની વેદના વચ્ચે, જીવતી પરિણીતા, એનું શેષ જીવન, રિબાઇ રિબાઇને સમાપ્ત કરે છે !

યૌવનની વસંત, શરીરના અંગે અંગમાં ખાથી રહી હોય, પાડોશીઓની પરિણીતા-સ્ત્રીઓના તેમના પતિઓ સાથેના આનંદ-પ્રસંગો નિહાળી નિહાળીને હૃદય વલોવાઇ જતું હોય, પિયરીઆનાં ' મેણાં ટોણાં 'થી હારેલી, ત્રાસેલી, નવોઢાના જીવનની પળે પળ દુઃખમાં વીતતી હોય-એવા જીવન વચ્ચે જીવનારી સ્ત્રી અને ખૂનના ગુન્હા માટે જન્મ-કેદની સજા કે દેશનિકાલની સજા ભોગવતો ગુન્હેગાર બન્ને સરખાં છે. ફક્ત ફેર એટલો જ કે એ સ્ત્રીએ કોઇનું ' ખુન ' નથી કર્યું" હોતું ! પરન્તુ એનો ગુન્હો એ હોય છે કે

એકાદ મનસ્વી પતિને એ ગમતી નથી હોતી ! એકાદ ઉખડેલ 'સાસુને એ ' વહૂ ' ફાવતી નથી હોતી ! એ એજ એનો ગુન્હો છે ! કદાચ અમારા સમાજની દૃષ્ટિએ, એ ખુનના ગુન્હા કરતાં વિશેષ ભયંકર હશે !

' વર્ષ, બે વર્ષ, ' ત્રણ વર્ષ ' આમ વીતી જાય છે. દુઃખના ન્હાનાં—ન્હાના છોડ હવે વૃક્ષ બનતાં જાય છે. અને જીવન—આધારના પિયરમાંનાં વિરાટ સાધનો, ક્રમે ક્રમે સંકોચાતાં જાય છે, ત્યક્તા પરિણીતાની એ વિષમ સ્થિતિ વચ્ચે, અગ્નિની સાક્ષીએ એને જીવંતભરના પાલનની પ્રતિજ્ઞા લેનાર પતિ—પુરૂષ, કોઇ અન્ય પત્ની, કોઈ નવોજ સુન્દરીના ઓષ્ઠ—ચૂમવાનાં સ્વપ્નો સેવતો હોય છે !

માતા આગ્રહ રાખે છે; " મારા દિકરાને હું બીજું લગ્ન કરાવી આપીશ ત્યારે જ હું જંપીશ." માતાના બોલને ' ઇશ્વર—વચન ', માનવાવાળો સપુત, એ શબ્દો સાંભળી રાચે છે ! જેને હાથ ઝાલીને પોતે ઘેર લાવ્યો છે, પોતાના સિવાય—જેનો કોઇ આધાર નથી, એવી એક ગરીબ—બીચારી દુઃખી જીવનની એને કશી પડી નથી હોતી ! અને એને શું થતું હશે ? એ વિચાર સરખો પણ નથી ઉદ્‌ભવતો.

અને સમાજ, એના બાળકોને શિખામણનું ઝેર—સીંચે છે. ધર્મના બ્હાના તળે, શાસ્ત્રના જુઠ્ઠા ઓઠા નીચે, વડિલો શિખામણનાં પુષ્પો વેરે છે.

" પતિ એટલે પ્રભુ ! "

પ્રભુતાનું એક પણ લક્ષણ ન હોય—એવા પુરૂષ—પતિઓ પણ અમારા સમાજમાં—સ્ત્રીઓના ' પ્રભુ ' લેખાય છે !

અને જેમના પટારામાં " રૂપાના સિક્કાઓના " ' પિત્તળના તપેલાઓ ' ભરેલા છે, તેમને એક કન્યા તો શું—એક સો મળી રહે છે—કાઠિયાવાડનાં ગામડાઓમાં થોડા એક લાલચુ દલાલો ફરી વળે છે. પૈસા પર ટાંપ માંડીને બેઠેલા અનેક માબાપો, રૂપિયાની કોથળીઓના મોં ખોલાવવા, એમની ગરીબ કન્યાઓને આપે છે ! એના સુખ—દુઃખની એમને બહુ પડી નથી હોતી !

" એ ભાઇને એમની ' પ્રથમ—પત્ની ' હૈયાત છે, એ પત્નીને શા માટે તેડતા નથી, એ સ્ત્રીમાં ખરેખર કાંઇ દોષ છે કે, ફરી પરણવા ' મેદાને ' પડનાર ભાઇ કે તેમના કુટુમ્બી જનોનો એમાં દોષ છે, એ તપાસવાની કોઇને પડી નથી. કોઇને એ વિચારવું કે સમજવું નથી—કોઇને ઉંડા ઉતરી એમાં સત્ય શું છે એ તારવવું નથી ! .

લક્ષ્મીના પડળ આડે—આ બધુંયે છુપાઇ દબાઇ રહે છે; અને બીજું લગ્ન યોજાય છે. પહેલી પત્નીનું સ્થાન બીજી સ્ત્રી સંભાળે છે; અને પ્રથમ પત્ની માટે રૂા. ૫—૭ની માસિક જીવાઇ નકકી થાય છે.

× × ×

હિન્દુ સમાજમાં એ પ્રથા છે કે પુરૂષ—એની ઇચ્છા મુજબ જીવનમાં ફાવે તેટલાં લગ્નો કરી શકે. પત્નીને તો આજીવન એક જ પતિ હોઇ શકે; એટલે લગ્ન પછી, અલ્પ સમયમાં, સાસુના અગર પતિના દુઃખથી ત્રાસીને પિતૃગૃહે આવી રહેલી સ્ત્રી—જેને " લગ્ન—જીવન " એ શું છે એનું સ્વરૂપ પણ ભાન નથી હોતું, એવી નિર્દોષ કુમળી વયની નવયૌવના, એના પતિનું સદેહે—અસ્તિત્વ છતાં, એ ' લગ્ન જીવન ' ઉપર પડદો પડે છે. છતાં ધણીએ, એવી 'ત્યક્તા' ' વિધવા ' બને છે ! (અલબત્ત સમાજ એને સધવા લેખે છે) તેની આજીવિકા માટે વ્યવસ્થા કરવામાં આવે છે. આ સિવાયના તેના સર્વ પત્ની હકકોથી તેને વંચિત કરવામાં આવે છે.

. ૧૬ વર્ષે ' લગ્ન જીવન 'નાં પગથીઆં ચડતી પરિણીતા, પાંચ વર્ષના પિયરગૃહના—

પતિ વગરના જીવન પછી જ્યારે સાંભળે છે કે એના પતિએ, દ્વિતીય લગ્ન યોજ્યું છે—ત્યારે એની રહી સહી આશાની ઈમારત જમીનદોસ્ત બની જાય છે. એના શેષ જીવનમાં એ માત્ર દુઃખ, યાતના, વેદના, અને પરિતાપના તાંડવ-નૃત્ય નિહાળી રહે છે !

પતિ તરિકે પુરૂષને-દ્વિતીય પત્નીની જે જરૂરત ઉભી થાય છે એજ જરૂરત-સ્ત્રી તરિકે પત્નીને ઉભી થતી હશે કે કેમ એ વિચારવાનો પ્રશ્ન નથી ? પુરૂષ માટે તો-સ્વેચ્છાપૂર્વક વર્તન-એના જન્મ સાથે જ-એના હક્ક તારકે સમાજ સ્વીકારે છે; ત્યારે સ્ત્રીની સ્થિતિ કેટલી દયાપાત્ર હોય છે એ જોવાની કોઈને ફુરસદ નથી !

પરિણીતા-ત્યકતાને, સમાજના મોવડીઓ તેના કાયદેસરના પતિથી છૂટી નથી કરી શકતા. સમાજના બંધારણને અનુલક્ષીને રચાએલા કાયદાઓ દ્વારા, ન્યાયનો પાક ઉતારતી અદાલતો પણ હિન્દુ લગ્ન નીચે જકડાએલી આ પરિણીતા બ્હેનોને મુક્તિ નથી અપાવી શકતી અને આ સ્થિતિ વચ્ચે એ દુઃખી બ્હેનની નજર-એના પતિ તરફ પડે છે ! એનો પતિ, જો એને સ્વેચ્છાપૂર્વક મુકત કરે તો જ એ બીજું લગ્ન યોજી શકે. અલબત્ત, આમાં કાયદો સંમત નથી થતો; બલ્કે કાયદાની દૃષ્ટિએ આ પગલું ગેરકાયદેસર મનાય છે. આમ છતાં, જો પતિ-પુરૂષ, સ્વેચ્છાપૂર્વક એની પરિણીતા-ત્યકતાને મુકત કરે, અને બીજા લગ્ન માટેની સંમતિ આપે તો જ એ શકય બને છે. અને આ તો " સાપના દર "માં હાથ નાખીને " મણિ " મેળવવા જેટલું મુશ્કેલ કાર્ય છે.

× × ×

પિયરગૃહે એકલી, અટૂલી, મૃત્યુની રાહ જોતી જીવતી ત્યકતા, એના જીવનના શેષ દિવસો વિતાવીને રહે છે, એના જીવનની સમગ્ર આશાઓના ચૂરેચૂરા થઈ જાય છે. માત્ર અંધકાર એની આંખો સ્હામે ઉપસ્થિત હોય છે. પ્રકાશનું એક ન્હાનું શું કિરણ પણ એની દૃષ્ટિ મર્યાદામાં શકય નથી હોતું !

આ સ્થિતિમાં, એ પરિણીતા બ્હેન પ્રત્યે મમતા, આદરભાવ અને સહાનુભૂતિ દર્શાવતો એક પુરૂષ ઉપસ્થિત થાય છે. સારાયે જગતમાંથી માનવતા મરી ચૂકી હોય, અને માત્ર એક જ આ યુવાનમાં એ રહીસહી માનવતાના અવશેષ રહી ગયા હોય એમ એ ત્યજાએલી બ્હેન, એની વાતોમાં, એની સહાનુભૂતિમાં એની મમતામાં વિશ્વાસ મૂકે છે. દિવસો વીતે છે. મમતા, આદરભાવ અને સહાનુભૂતિના સ્થાને પ્રેમના કુમળા અંકુરો ફુટે છે. અને પછી તો ફાલે ફુલે છે.

" હું ત્હને જીવનભર નહિ ભૂલું, ત્હારી સાથે જ રહીશ, આ જગત ઉપર જો જીવવું તો આપણે બન્ને સાથે જ. અને મરવું તો પણ સાથે જ—"

પુરૂષની આવી વાતો ઉપર લાચાર, અને ગરજુ સ્ત્રી વિશ્વાસ મૂકે છે ! એનો દેહ એ પુરૂષને ચરણે ધરે છે ! અને એક અભાગી પળે, સમાજ જેને ' પાપ ' ગણે છે એ માર્ગે એ કમનશિબ સ્ત્રી જઈ પડે છે, જો કે એને પાપ કહેવું એ ગુન્હો છે. જે જાતીય ભૂખ પુરૂષને સ્ત્રી માટે જન્મે છે, એ જ ભૂખ સ્ત્રીને પુરૂષ માટે જન્મે છે. બન્નેની એ ભૂખ એ કુદરતી જરૂર જ છે. એવી સ્થિતિમાં જ્યારે સમાજ પુરૂષ તરિકે પતિને બીજી પત્નીની છુટ આપે છે. ત્યારે પુરૂષ માટે એ માર્ગ સરળ બને છે. પત્ની તરિકે સ્ત્રીને એ છુટ નથી મળતી એટલે એ માર્ગ રૂંધાએલો રહે છે ! અને ભૂખનું દુઃખ જ્યારે

4

મર્યાદા મૂકે છે ત્યારે સમાજની દિવાલોના ચણતર જમીન દોસ્ત બની જાય છે !

આટલેથી આ નથી અટકતું. સ્ત્રીને ગર્ભ રહે છે. થયેલી ભૂલનો પશ્ચાતાપ કરવાનું પણ સ્ત્રીના નશિબે જ નિર્માયું હોય છે ! પુરુષનું પાપ અપ્રગટ રહે છે ! કોઇ એને શોધવા નથી જતું. અને ત્યારે પારાવર મૂંઝવણું વચ્ચે બિચારી એકલી અસહાય સ્ત્રી મૂકાય છે.

એની આસપાસનાં એની સ્હામે મોઢા મચકોડે છે. સગાઓ એને ' કાનમાં કીડા ખરે ' એવી ગાળો આપે છે ! અને સમાજના માંધાતા કહેવાતા ધર્મના ધુરંધરો સરિખા પટેલીઆઓ, એમાં એમની પ્રતિષ્ઠાની ઇમરતની કાંકરીઓ ખરતી જુએ છે !

સગાંઓ સલાહ આપે છે.

" આઠ આનાનું પીવરાની ઘોને "

ન્હારનાઓ બળબળતા હોય છે. " કોઇ કૂવો પૂરે તો સારું ! "

કોઇ માર્ગ સૂચવે છે " કાશી જઇ આવો ! "

અને પેલો પુરુષ, જીવનભર સાજો રહેવાનો કોલ આપનાર " ભ્રમર " કોઈ બીજા પુરુષની સુવાસ માટે ગૂંજન કરતો હોય છે ! કેવી અવળી સમાજ–રચના ! કેવો અવળો ન્યાય ?

× × ×

આ સ્થિતિમાં, આવી ચોક્કસ ત્યક્તા બ્હેનોનો પ્રશ્ન, એ સળંગ–અલગ વિચારણા માગે છે. એવી બ્હેનો માટે નિર્વાહ પુરતી જ વ્યવસ્થા નહિ, પરન્તુ એમને–જરૂરત હોય ત્યાં–બીજે સ્થળે પરણાવી સુખી કરી શકાય એ માટેની છુટ સમાજ અને કાયદાની અદાલત તરફથી મળવી જોઇએ.

સમાજના ધુરંધરો કે કાયદાની અદાલતોના નિષ્ણાતો હવે સવેળા આ ગંભીર પ્રશ્ન પરત્વે જો ધ્યાન નહિ જ આપે તો આ પળ સુધી દબાઇ રહેલી અને હવે જાગૃત થતી સ્ત્રી શક્તિ, આ વધુ સમય નહિ સહન કરે ! અને ત્યારે જ વડિલો આંખો ફાડીને એ નિહાળી રહેશે કે:—

" રબરના દડાને જેટલા બળથી નીચે દબાવવામાં આવે છે, એનાથી બે ગણા બળથી એ દડો ઉંચે ઉછળે છે ! "

અને એવું જ કંઇક જુની આંખે નવું, એઓ સહુ નિહાળશે.

અને એ દિવસ, હવે વધારે દૂર નથી.

# વાળ સંરક્ષણ

લેખક :
રા. રમણુ દેસાઈ

**આ**પણા દેશમાં સ્ત્રીઓમાં પહેલેથી વાળ રાખવાની પ્રથા છે. તેમજ તેને શૃંગાર-માં ગણવામાં આવે છે. કાળા, લાંબા અને સુંવાળા વાળ ઉત્તમ ગણાય છે પણ તેમ કરવા માટે વાળની કાળજી રાખવાની જરૂર છે. વાળને સાફ રાખવા એ પહેલી વસ્તુ છે. વાળ સાફ રાખવાથી માથામાં ખોડો, ઉંદરી, જુ વિગેરે પડતાં નથી. વાળ સાફ કરવામાં બેદરકારી રાખવાથી, વાળ ભૂરા, ટુંકા, બરછટ અને બટકણા થાય છે. સાથે માથામાં જુ ઉંદરી, ખોડો વિ. થાય છે.

વાળ સાફ કરવા માટે આપણા દેશમાં અરિઠાનો પહેલેથીજ વપરાશ છે. અરિઠા વાળ સાફ કરવા માટે ઉત્તમ છે, ઉપરાંત જુ, લીખો વિ૦ મારે છે અને વાળને પુષ્ટિ આપી કાળા સુંવાળા બનાવે છે. શિકાખાઈ, આંમળાં, અરિઠા એ ત્રણે ચીજો પણ વપરાય છે તેના ગુણો પણ અરિઠા જેવા છે. આજ કાલ હેયર શમ્પુ ( Hair shampoo )નો વપરાશ વધતો જાય છે પણ અરિઠાના ગુણ તેમના કરતાં ઉતરતા નથી બલ્કે ચઢીઆતા છે.

વાળ ધોવાનો પાવડર ( Hair shampoo ) હંમેશના વપરાશનો હોઈ ઘેર બનાવવાની રીતો નીચે આપી છે, તેમજ બનાવીને વેચવાથી પણ સારો ફાયદો થાય છે.

### ૧ વાળ ધોવાનો પાવડર
### ( Hair shampoo )

| | | | |
|---|---|---|---|
| અરિઠા | ૪ તોલા | આંમળા | ૨ તોલા |
| કચોરી | ૨ ,, | શીકાખાઈ | ૨ ,, |
| સુખડ | ૩ ,, | ગુગળ્મ્બર | ૧ ,, |
| વાલો | ૨ ,, | કપુરકાચલી | ૨ ,, |

ઉપરની વસ્તુઓ તાજી અને ચોખ્ખી લઈ તેનો બારીક ભુકો કરવો. તે ભુકાને કાચના બાટલામાં પેક કરી મુકવો.

વાપરવાની રીત:—જ્યારે જરૂર પડે ત્યારે અડધીથી ત્રણ શેર જેટલાં ગરમ પાણીમાં અધીથી એક રૂપીઆભાર ભુકો નાખી વાપરવું. બાદ સાફ પાણીથી વાળ ધોઈ સુકાયા બાદ વાળના મૂળમાં તલનું તેલ ઘસવું. આથી વાળ મોટા, કાળા, સુવાળા બનશે અને ખરી પડતા અટકશે. જુ, લીખો વિ૦ નાશ થશે. આ પાવડર ઉત્તમ છે.

### ૨ વાળ ધોવાનું પાણી

| | | |
|---|---|---|
| સારો સાબુ | ( Soft soap ) | ૧½ રતલ |
| પાણી | | ૧½ ,, |
| ટંકણખાર | ( Borax ) | ૪ ડ્રામ |
| બેરમ | ( Bay Rum ) | ૧ શેર |

સાબુની ઝીણી ઝીણી પતરી કરવી, તેને અડધોશેર ગરમ પાણીમાં ઓગાળવો તેમાં ટંકણખારનો ભુકો (Powdered Borax) નાખવો અને છેવટે બેરમ ઉમેરી કાચના બુચવાળી બાટલીમાં પેક કરી મુકવું. જ્યારે વાપરવું હોય ત્યારે તેમાંથી થોડું હથેળીમાં લઈ આંગળાં વતી માથાના મૂળમાં ઘસવું. બાદ સારા પાણીથી માથું સાફ કરી નાખવું.

### ૩. વાળ ધોવાનો પાવડર

| | | |
|---|---|---|
| ટંકણખાર | ( Borax ) | ૧ ઔંસ |
| કપુર | ( Camphor ) | ½ ,, |

બન્ને ચીજોનો બારીક ભુકો કરી બરાબર મેળવવો. જ્યારે વાપરવું હોય ત્યારે તે પાવડરને અડધોશેર જેટલા ઉકળતા પાણીમાં

[ અનુસંધાન પૃ. ૩૨૭ પર ]

# શ્રીકૃષ્ણ મિત્ર સુદામા

લેખિકા :
શ્રી. માણેકબહેન નાથાલાલ ઠક્કર

સાંદીપનિ ગુરૂ પાસે શ્રીકૃષ્ણ પરમાત્માએ વેદાદિ વિદ્યાઓનો અભ્યાસ કર્યો તે વખતે ત્યાં સુદામાજી પણ વિદ્યાર્થી હતા. ત્યારની તેમને સુદામા સાથે પ્રીતિ હતી. બન્ને મિત્રો ભણી રહ્યા પછી જુદા પડયા.

સુદામાજી એટલા બધા દરિદ્ર હતા કે તેમના ઘરમાં ખાવા અન્ન કે શરીરે પહેરવા કપડું પણ હતું નહિ. એક દિવસે તેમની સ્ત્રી સુશીલાએ કહ્યું કે, આશ્ચર્યકારક વાત છે કે જેને માથે લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણ પરમાત્મા જેવા મિત્ર છે છતાં તે દરિદ્રી હોય ? માટે આપ તેમની પાસે જાઓ. સુદામાએ શરમને વશ થઇ ના કહી. પણ સુશીલાએ એવા એવા ઉત્તર આપ્યા કે સુદામાએ હરિ પાસે જવા હા કહી, ને તુરત સુશીલા કોઇ પાડોશીના ઘેરથી સાડી ચોખા માગી લાવીને સુદામાને બંધાવ્યા અને કહ્યું કે આ આપણા ઘરની ભેટ તમારા મિત્રને ભેટ કરજો. ત્યારે સુદામાજી પ્રેમમાં મગ્ન થઇ, ભગવત્દર્શન નિમિત્ત ચાલ્યા. અને રસ્તામાં રાત્રે એક ગામ આવ્યું ત્યાં રાતવાસો કર્યો. સુદામાજી પોતાના પરમ વિદ્યામિત્ર મળવા આવે છે તે વાત અંતર્યામીપણે શ્રીકૃષ્ણે જાણી સુદામાને રાતની રાતમાં દ્વારામતિ નજીક તેવાજ ગામડામાં મૂકી દીધા.

સવાર થતાં સુદામાજી ચાલ્યા તો થોડીવારે એક નગર દેખાયું. પૂછતાં માલમ પડયું કે તે દ્વારિકા છે ત્યારે અત્યંત હર્ષિત થયા. અને ગોમતીપર સ્નાન, સંધ્યા, અને પૂજાદિ કરી પૂછતા પૂછતા શ્રીકૃષ્ણ મહારાજના મહેલ નીચે આવ્યા. દ્વારપાળોએ દંડવત્ કરી શ્રીકૃષ્ણ મહારાજને નિવેદન કર્યું કે એક બ્રાહ્મણ નાનીશી પોતડી અને ફાટી ચાદર ઓઢી માથે મેલી ફાટેલી ટોપી પહેરી ઉઘાડા પગે પૂર્ણ દરિદ્ર અવસ્થામાં છે અને તે આપનું સ્થાન પૂછે છે તથા કહે છે કે મારૂં નામ સુદામા છે. નામ સાંભળતાં જ પ્રસન્ન વદને શ્રીકૃષ્ણ મહારાજ ઉઠીને બહાર આવી સુદામાના ચરણે પોતાના હસ્તકમળનો સ્પર્શ કરી અંગોઅંગ ભેટયા, અને અપૂર્વ પ્રેમ દર્શાવી હાથો બેલી ગ્રહી સુદામાને રંગમહેલમાં લાવી દિવ્ય પલંગ પર બેસાડી કુશળ સમાચાર પૂછવા લાગ્યા. એવામાં રૂક્ષ્મણિજી પૂજન સામગ્રીનો થાળ લઇ આવ્યાં અને તે વખતે ભગવાન પોતે અને રૂક્ષ્મણિજી સુદામાજીના પગ ધોવા લાગ્યાં, પગ ધોયા પછી ભગવતે પીતાંમ્બરથી સાફ કરી પૂજા કરી પૂછ્યું કે મારા વાસ્તે મારાં ભાભીએ કંઇ આપ્યું છે ? આપ્યું હોય તો લાવો ? સુદામા પાસે બગલમાં સાઠી ચોખા હતા, તે છુપાવવા લાગ્યા. તેથી ભગવતે જાણ્યું કે કાંઇક ભેટ બગલમાં છે. તેથી લેવાનો ભગવતે દાવપેચ કર્યો. અને સુદામાજી તો છુપાવવા લાગ્યા. પણ લુગડું જૂનું હોવાથી ફાટી ગયું અને ચોખા જમીન પર વેરાઇ ગયા, તેમાંથી એક મૂઠી ચોખા આપ ભગવતે મોઢામાં મૂકયા. અને બીજી મૂઠી ભરી મોઢામાં મૂકવા જતા હતા કે તુરત રૂક્ષ્મણિએ ભગવતનો હાથ પકડી વાર્યા.

રૂક્ષ્મણિએ બીજી વખત ચોખા ખાવા જતાં ભગવતનો હાથ પકડી લીધો તે બાબત કેટલાક ભક્તો એવું કહે છે કે ભગવતે એક મૂઠી ચાવલથી બન્ને લોકની સંપત્તિ સુદામાને આપી દીધી તો બીજી મૂઠીમાં શું આપશે તેનો રૂક્ષ્મણિને ભય થયો. પણ વાસ્તવિક જોતાં એમ માલમ પડે છે કે રૂક્ષ્મણિએ એવું

# પાગલ ભિખારણ

: : લેખક : :
: શ્રી. મંગળદાસ ગી. મહેતા :

ચો તરફ અંધકારનું સામ્રાજ્ય છવાયું હતું. એક પ્રહર રાત્રી પસાર થઈ ચૂકી હતી. આકાશમાં તારાઓ ચમકી રહ્યા હતા. ગલીમાં કોઈ જણાતું ન હતું. કોઇ કોઈ વાર તો અવની પરના અંધકારને લઇને પરસ્પર મનુષ્યો અથડાઈ જતાં હતાં કચરો ઠેક ઠેકાણે પડયો હતો, સ્વચ્છતાનું નામ નિશાન ન હતું. એ ગલીમાં પુરાતની મકાન હતું તે જોવાથી સમજી શકાતું હતું કે, હવેની વર્ષા ઋતુમાં એ મકાન નહીં ઉભું રહી શકે.

એ મકાનની એક કોટડીમાં દીપક ટમટમી રહ્યો હતો. કેવળ માટીનાં થોડાંએક વાસણો સિવાય અન્ય કશો સામાન જોવામાં આવતો ન હતો. દીપક પણ બુઝાઇ જવાની તૈયારીમાં હતો.

એક રોગિણી રમણી રોગ શય્યા પર પડી હતી. શરીરમાં હાડકાનો માળખો રહ્યો હતો. રોગને અંગે દેહ સાવ કૃષ થઇ ગયો હતો. દીપકના મંદ પ્રકાશમાં રોગિણીની ઉંડી ઉતરી ગયેલ આંખોમાં અશ્રુ છલકાઇ રહ્યાં હતાં તે જોઈ શકાતું હતું. એક નાનું બાળક તેની છાતી પર પડયું પડયું સ્તનપાન કરી રહ્યું હતું. રોગિણી વારંવાર તેની સામું જોયા કરતી હતી અને નિશ્વાસ મુકતી હતી. નેત્રોમાંથી આંસુઓનાં બુંદ ટપકી રહ્યાં હતાં. અને બાળકના કોમળ ગાલને ભીંજવતાં હતાં. તે પુષ્પ તેની માતા સામું જોઇ રહ્યું હતું અને માતા તેની તરફ. તે બાળકે પોતાના નાજુક કર નિજ જનની સામે ઉંચા કરી કહ્યું " મા...મ્મા...આ " માતાએ બાળકને ચૂમી લીધું. બાળકના શીર પર હાથ પંપાળતાં કહ્યું. " બેટા હવે પોઢીજા. "

રોગિણી હવે કાંઇક શાન્ત થવા લાગી હતી.

( ૨ )

સમાજે છેહ દીધેલ તે એક પતિતા હતી. તેણે પોતાના સૌંદર્યની-ખૂબ સુરતીની દુકાન ખોલી હતી, દુકાન પણ એવી કે જે ચાલતી ન હોય. તે કશું ધન એકત્ર ન કરી શકી રૂપ નષ્ટ થઇ ગયું હતું. દુકાન પડી ભાંગી હતી. એક બાળક અવતર્યું, ત્યારથી તે બીમાર પડી, કેટલાક માસ પર્યંત રોગ ગ્રસ્ત રહી, પેટને અંગે ઘરનો સામાન વેચી ચુકી હતી. ચારે બાજુ નિરાશા જ દ્રષ્ટિ ગોચર થતી હતી. બિચારી દુઃખથી રડી રડી દિવસો વ્યતીત કરતી હતી. એને પોતાની કાંઇ ચિંતા ન હતી, ચિંતા હતી માત્ર તેના પુષ્પની, કે તે અકાળે કરમાઇ ન જાય, કારણ તેને દૂધ મળતું ન હતું. મળવા સંભવ પણ ન હતો. તેનું દૂધ તો દરીદ્રતાથી સુકાઇ ગયું હતું. બિચારા એ પુષ્પનું પોષણ શી રીતે થાય તેનો રાત દિવસ વિચાર કરતી હતી.

( ૩ )

કરૂણાએ જોયું કે હવે બાળકની રક્ષા કરવી મુશ્કેલ હતી. આ રીતે ભૂખમાં તેના જીવનની રક્ષા શી રીતે થશે ? તેણે મોહને પોતાના હૃદયથી દુર કર્યો. બાળકના ભાવી જીવન પર તેનું ધ્યાન દોરવાયું. સ્વગત કલ્પના કરી કે જો હું આ બાળકને કોઇ દયાળુને સુપ્રત કરીશ, તો તેનું પાલન પોષણ થઇ શકશે, અને એ રીતે તેને નિભાવશે પણ હાય ! એક વિચાર તેને મુંજવતો હતો. વેશ્યાના બાળકને સમાજમાં કોણ સ્થાન આપે ? નહીં નહીં, તેને કોઈ

સંઘરશે નહીં. તેણે નિશ્ચય કર્યો કે અંધારામાં તે તેને રસ્તામાં કોઇ જગ્યા પર મુકી આવશે. કોઇ ભલા દાતાર તે રસ્તે પસાર થતાં તેને જોશે, અને દયા ઉભરાવાથી તુર્ત બાળકને પોતાને ત્યાં લઇ જશે અને એ રીતે તેનું બાળક બચી જશે.

( ૪ )

હજી બેઘડી રાત્રી બાકી હતી. કરૂણા ઉઠી, બાળકને પ્રેમથી ગોદમાં લીધું. બે વાર ચૂમ્યું. પછી ફાટેલા વસ્ત્રમાં લપેટી સત્વર તેને લઇ ચાલી. બાળકના કોમળ કરમાં એક રમકડું હતું. રસ્તામાં ચાલતાં ચાલતાં કરૂણા વારંવાર નજર ફેરવી ચારે બાજુ જોતી હતી કે પોતાને કોઇ જોતું તો નથીને? અશક્તિને લઇને બાળકનો ભાર તે ઉંચકી શકતી ન હતી. ચાલતાં ચાલતાં સડક પર તે આવી. પ્રભાત થવાને જરા વાર હતી. હજી પૂર્વમાં લાલી છાઇ ન હતી.

કરૂણાએ એક સ્થળે રસ્તાની એક બાજુ બાળકને મુકી દીધું. નેત્રોમાંથી આંસુઓ વહી રહ્યાં હતાં. વારેવારે બાળક સામુ નિરખતી હતી. એમ વધારે વધારે હૃદયમાં દુઃખ અનુભવતી હતી. પ્રાતઃ વસંતમાં પવન વાઇ કરૂણાને સ્પર્શ કરી તે જાણે એવું-કહી રહ્યો હતો કેઃ " જે કંઇ તારી પાસે છે તે મને સોંપી દે, હું તેની રક્ષા કરીશ, તેને બચાવી લઇશ. " કરૂણાએ હૃદય કઠણ કર્યું અને બાળકને ચૂમતાં લવીઃ " સુરેશ બેટા, આજ અંતિમ વિદાય છે હવે તું મારાથી સદાને માટે દૂર થાય છે. ઇશ્વર તારી રક્ષા કરે " અને કરૂણા એક છેલ્લી દૃષ્ટિ બાળક પર નાખી આંસુઓ લુછતી ત્યાંથી દૂર દૂર ચાલી ગઇ. તે ઘેર ન જતાં બીજી તરફ ગઇ. બાળકનું રમકડું હજી તેના હાથમાં હતું, પણ હવે તેનાથી કોઇ રમવાવાળુ ન હતું.

( ૫ )

મંદિરનો ઘંટ વાગી રહ્યો હતો. સુવર્ણમયી ઉષાનું ક્ષિતિજમાં આગમન થઇ ચૂક્યુ હતું ગંગાસ્નાન કરવા ઘણા લોકો ઘેરથી નિકળી રહ્યા હતા. એક ધર્માત્મા રમણી પણ પોતાની દાસીને સાથે લઇ ગંગાસ્નાન કરવા જતી હતી.

" અરે આ શું ? આ કોનું બાળક રડી રહ્યુ છે ! એને કોણ અહીં મૂકી ગયું હશે ? " એ રમણીએ આશ્ચર્ય પામી દાસીને કહ્યું. દાસીએ જઇ જોયું, અને બાળકને રડતું જોઇ તેને પોતાની ગોદમાં લઇ લીધુ. પછી પોતાની શેઠાણીને કહ્યું, " બા, જુઓ, બાળક કેટલું સુંદર છે ? કોઇએ તેને અહીં મૂકી દીધું છે. અને તેને જરીએ મોહ પણ નહીં થયો હોય ?

શેઠાણીએ કહ્યું સારૂં તેને ઘરે લઇ ચાલ. શેઠાણી પ્રૌઢ થઇ ગયાં હતાં. તેને કાંઇ સંતાન ન હતું. પતિ મોટા વ્યવસાયી હતા ઘરમાં લક્ષ્મીનો નિવાસ હતો. બાળક ઘરમાં આવતાં તે એક સૌનું રમકડું થઇ પડ્યું. સૌ હસાવે, રમાડે. આ રીતે અદ્ભુત લાડ પ્યારમાં તેના દિવસો નિર્ગમન થવા લાગ્યા. શેઠાણીને તે બાળક પોતાની માતા સમજવા લાગ્યું.

( ૬ )

સ્મૃતિ કાંટાની શય્યા છે. કરૂણા વારંવાર સુરેશને યાદ કરી રડે છે અને હસે છે. રડે છે સુરેશનું સ્મરણ થવાથી, હસે છે પોતાના નારકીય જીવન પર. તે નિશદિન રસ્તાઓ પસાર કરે છે, સારોય દિવસ રસ્તાઓ પર ફર્યા કરે છે. સડક પર તેણે કેટલીએ રાત્રીઓ વ્યતીત કરી છે હવે તેનું કોઇ રહ્યુ હતુ નહીં કોઇ સાથી ન હતું. સર્વ કાંઇ છોડી ચૂકી હતી. અને છેવટે તેની અમૂલ્ય યૌવન સંપત્તિ સુરેશને પણ. તે વ્યાકુળ બની અહીં

તહીં રખડતી હતી. પાગલ સમજી લોકો તેને ખાવાનું આપતાં, એ રીતે જીંદગી જીવી રહી હતી. જ્યારે તે કોઇ બાળકને જોતી, ત્યારે સુરેશ યાદ આવતો. તે વારંવાર રમકડાને જોઇ રહેતી. હવે સુરેશની સ્મૃતિમાં માત્ર એક રમકડું હતું. કરૂણા તે રમકડાને હૃદય સાથે લગાવતી અને સમજતી કે આ મારો સુરેશ છે.

કરૂણાની શુદ્ધ બુદ્ધ હજી બરાબર હતી. કિંતુ સુરેશના વિરહમાં ન તો તેને ભોજનની ચિંતા હતી, કે ન તો કપડાની. જે કોઇ કાંઇ દેતું તે લઇ લેતી. માર્ગમાં ચાલતો કોઇ મનુષ્ય તેને પૈસો આપતો તે કોઇવાર ઘૃણાથી ફેંકી દેતી. લોકો સમજતા કે તે દિવાની થઈ ગઇ છે.

( ૭ )

એક દિવસે એ દિવાનીને જોઇ એક માણસે કહ્યું:–" શું આ વેશ્યા છે ? " બીજાએ કહ્યું:–" જેવું કર્યું તેવાં ફળ તે ભોગવી રહી છે. બુરા કર્મનાં બુરાં પરિણામ." કરૂણાની સાથ સહાનુભૂતિ દર્શાવવાવાળું કોઇ ન હતું, સમાજને તેની પડી ન હતી.

કોઇ કોઇ વેળા તે વિકળ બની લવતી " અભાગી પ્રાણ શા માટે જતા નથી ? શું કરૂં ? પ્યારા પુત્ર સુરેશ મારી પાસે આવ, એકવાર મારી ગોદમાં આવી તારા આ રમકડાથી રમ. તારી માને સંતોષી સુખી કરવા એકવાર બેટા આવ. "

( ૮ )

સુંદર મોટું મકાન હતું. મકાનની સામે એક બગીચો હતો. ત્યાં આગળ એક બાળકે પોતાની કાલી ભાષામાં કહ્યું:–" ખિલખાલી ઓ ગિલખાલી, આ તતલી મને પકલી દે. "

" શું કરીશ ? "

" તેની સાથે લમીશ. "

તે હાથમાં ન આવે ઉડી જાય.

" તું ન પકલ તો હું પકલું છું યે. "

બાળક તેને પકડવા દોડયો ચકલી ઉડી ગઈ, તેની તરફ તે જોઇ રહ્યો, પછી તે રબરનો દડો ઉછાળીને રમવા લાગ્યો.

એક પાગલ ભિખારણ ક્યારની આ દૃશ્ય જોઇ રહી હતી. આજ તે ભટકતી ભટકતી અહીં સુધી આવી ચડી હતી. બાળકને જોઇ વિચારવા લાગી. આહ ! આ બાળક તો મારા સુરેશ જેવો છે ! આંખો તેના જેવી છે. રંગ તેના જેવો છે, મુખ પણ તેને મળતું તેના જેવું જ ગોળ છે. એક વખત ખાટલામાંથી પડી જતાં તેને મસ્તકમાં જે ચોટ લાગી હતી તેનું નિશાન પણ તેવુંજ છે. અવસ્થા પણ તેટલીજ જેવામાં આવે છે. એક વર્ષનો હતો. બે વર્ષ વીત્યાં, ત્રણ વર્ષનો તો આ બાળક પણ છે. બસ બસ મને તો આજ મારો સુરેશ લાગે છે. જરૂર તે સુરેશ છે. પ્રેમથી તેનું હૃદય ભરાઇ આવ્યું. નેત્રામાંથી મોતીનો હાર તુટી તુટીને પૃથ્વી પર મોતી વેરાવા લાગ્યાં. બાળકને ભેટવા ઉત્સુક બની રહી.

અચાનક દડો ઉછળીને ભિખારણ પાસે જઇ પડયો. બાળક તે લેવા દોડયો. ભિખારણ એકાગ્રચિત્તે જોવા લાગી. તેના મુખમાંથી શબ્દો સરી પડયા.

" બેટા સુરેશ, મને ભૂલી ગયો ? "

બાળકે કહ્યું " શું પીવે યે પૈયો લાવી દઉં ! "

" નહીં. "

" તાલે શું કહે યે ? "

" મારા બાળકને ગોતું છું. "

" તથિ તો નથી ? "

" તું છો, "

બાળક હસી પડયો અને બોલ્યોઃ " હું તો માલી મનિ બાળક શું તાલો નઈ. "

ભિખારણે પોતાના વક્ષસ્થલમાં છુપાવેલું રમકડુ આપી કહ્યુ " લે આ તારું રમકડું છે. એટલું કહી બાળકને પોતાની ગોદમા તેડી લઇ રડવા લાગી.

આ તરફ નોકરના જોવામાં આવ્યું કે બાળક ભિખારણની ગોદમાં બેઠો છે. એટલે તે ભિખારણ પાસે આવી કહેવા લાગ્યો, " દૂર જા અહીંથી " કહી બાળકને લઇ લીધો

ભિખારણ એકીટસે બાળક સામુ વ્યાકુળ નેત્રોથી જોવા લાગી અને ફરી પાછી રોવા લાગી નોકર ગિરધારીએ પૂછયુઃ " કેમ રો છે ? ભૂખી થઇ, છો ? કંઇ ખાવાનું જોઇએ છે ? "

શેઠાણીએ ઉપરથી કહ્યુઃ " અરે ગિરધારી તેને કાંઇ ખાવાનું લાવી આપ. "

ભિખારણ કાંઇ ન બોલતાં ત્યાંથી ઉઠી ઉભી થઇ, તેની પાસે જે રમકડું હતું તે પણ ફગાવી દીધું. અને ચાલી ગઇ તેના મુખ પર માતૃસ્નેહ અને સંતોષનો ભાવ મૂર્તિમાન હતો ગિરધારીએ કહ્યું; " બ્હેન એતો પાગલ છે. " ત્યાર બાદ કદીએ 'પાગલ ભિખારણ' જોવામાં ન આવી. *

* સૂચિત.

# એક શબ્દચિત્ર

આલેખનાર :
શ્રી કાન્તિલાલ દેસાઇ

એક યુવતી હતી, કુલીન કુળની.
યૌવન આંગણે તે ઉભી હતી, જીવન-વસંત ખીલી હતી
માતાપિતા " વર "ની શોધમાં પડ્યાં.
શોધખોળને અંતે, એમની પસંદગી એક શ્રીમંત પિતાના પુત્ર ઉપર ઉતરી.
આંખોએ જોયા ન હતા, હૃદયદાન દીધાં ન હતાં;
છતાં ઉરના ઉમળકે વધાવવા તે તલસતી હતી
વડીલોની આશીષ મેળવી,
કો' શુભ ( ? ) ચોઘડીએ તે સાસરીએ સંચરી.
બાલ્યકાળથી જ એના હૃદયમાં આર્યસંસ્કારોનું સીંચન થયું હતું.
" પતિ એટલે પ્રભુ " એ માન્યતા એના હૃદયમાં ઘર કરી બેઠી હતી.
સાસુ સસરાને પૂજતી, જેઠ જેઠાણીને વદતી ને ગૃહકાર્ય કરતી.
હૃદયમાં સ્નેહ સાગર ઉછળતો, છતાં માઝા મૂકતો નહીં
" સેવા " ને એણે જીવનમંત્ર બનાવ્યો હતો
સહુનાં હૃદય જીતી લીધાં, એના એ સેવાભિલાષી સ્વભાવે સહુને એ પ્રિય થઇ પડી.
સસરાએ કહ્યું, " મ્હારો કુળમાં દીવો પ્રગટ્યો "
સાસુએ કહ્યું, " અમારાં આંગણીયાં અજવાળ્યાં "
પતિએ માની લીધી એને, પોતાના " કુળની ફોરમ "
સહુનાં હૃદય આનંદતાં, સહુનાં જીવન ઉલ્લાસતાં,
સોહ્યે કુટુમ્બ અનિંદ ક્રિયોએ ...
માનવજીવન એટલે ભરતી ને ઓટ અનુભવતો સાગર.
એના જીવનમાં પણ ઓટ આવી.
ક્રૂર વિધિને એના આ સુખની ઇર્ષ્યા થઇ.
એક દિવસે એના જીવનમાં પ્રબળ ઝંઝાવાત જાગ્યો.
પતિના પુરુષમિત્રોની અથડામણમાં આવી પડી,
સ્નેહાળ ને મળતાવડા સ્વભાવને અંગે.
એના સાસરીયાના કાનમાં કોઇએ એના શીયળ વિષે વિષ રેડ્યું.
એ નિષ્કલંક હતી પરન્તુ એ વિચારવાની કોઇએ તસ્દી ન લીધી
સ્નેહનું સ્થાન તિરસ્કારે લીધું.
એના ઉપર દુખનાં ઝાડ ઉગ્યાં.
પ્રકૃતિની બીજી બાજુ એના જીવનાકાશમાં ઉગી.
એના જીવનની વિષમતા વધતી ચાલી.
જીવવું અશક્ય બન્યું, એના માટે,
— એ ચાલી નીકળી—
સહુ વહુઓએ આજદિન સુધી જે માર્ગે પ્રયાણ કર્યું છે એ માર્ગે—કૂવો પૂરવા.



# ભૂલાઇ જતી લોક-કથાઓ



લેખક શ્રી. ગાબુલાલ ડીરપારામ દેસાઇ

## (૧)

## સાત કુચીઓનો ઝુમખો

[ જાન્યુઆરી અંકના પાને ૨૬૭ થી ચાલુ ]

સોપારા બંદર પહોંચ્યા પછી રામસિંહ રાજાના બુદ્ધિશાળી પ્રધાન ચતુરસિંહે વેપારીને વેશે હાથ કારીગરીના કેટલાક સુંદર નમુનાઓ, કેટલાંક ચમત્કારિક અને સુશોભિત રમકડાંઓ અને કેટલીક મોતીની સુંદર માળાઓ લઇ પોતાના એક બે વિશ્વાસુ નોકરો સાથે સોપારા નગરના શેઠ શાહુકારો તથા બીજા શ્રીમંત નાગરિકોને ઘેરઘેર વેચવા માટે આણેલો માલ બતાવવાને બહાને ફરવા માંડયું રાજા રામસિંહને તે કદી પણ પોતાની સાથે રાખતો નહિ એટલું નહિ પણ પ્રધાને રાજાને ખાસ સૂચના કરેલી હતી કે " આપે તો જેમ બને તેમ ઓછું વહાણની બહાર નીકળવું અને સોપારા નગરમાં તો કદી પણ પ્રવેશ કરવો નહિ " ચતુરસિંહ પોતાની સાથે આણેલા માલની કીંમત એટલી બધી કહેતો કે તેનો માલ ભાગ્યે જ કોઈ ખરીદ કરતું હતું આ રીતે ગામમાં કેટલાક દિવસ રખડયા પછી તેની કીર્તિ છેવટે રાજમહેલ સુધી પણ પહોંચી અને રાણી તથા રાજકુંવરીને આ રત્નભતીર્થના વેપારીનો માલ જોવાનું તથા ઠીક લગે તો કેટલોક માલ ખરીદ કરવાનું પણ મન થયું રાણી તથા રાજકુંવરીએ પોતાની આ ઈચ્છા રાજાની સમક્ષ પ્રદર્શિત કરી એટલે રાજાએ આ રત્નભતીર્થના વેપારીને માલના કેટલાક સુંદર નમુનાઓ સાથે રાજમહેલમાં આવવાનું તેડું મોકલ્યું. પોતાની સાથે આણેલા માલમાંથી જે માલ સુંદરમાં સુંદર અને વધારેમાં વધારે ચમત્કારિક તેમ સુશોભિત હતો તેના કેટલાક નમુનાઓ લઇ ચતુરસિંહ રાજમહેલમાં જવા નીકળી પડયો પણ રાજમહેલમાં જવા નીકળતા પહેલાં તે રાજાને તેમ પોતાના વિશ્વાસુ નોકરોને કેટલીક અગત્યની સૂચનાઓ આપતો ગયો સોપારા નગરની તેની પહેલી મુલાકાત વખતે ચતુરસિંહે જાણી લીધું હતું કે રાજકુંવરીને રમકડાંઓનો બહુ શોખ છે, તેથી તે પોતાની સાથે ખાસ કરીને કેટલાક સુશોભિત તથા ચમત્કારિક કારીગીરીવાળાં રમકડાંઓ લાવ્યો હતો. તેની સાથે આબેહુબ કુતરા જેવું કુતરાનું પુતળું તેણે આપ્યું હતું.

એ પુતળામાં એવી કરામત હતી કે એને કુચી આપવામાં આવે તો તેમાંથી કુતરાના જેવો જ અવાજ નીકળતો હતો તેથી ભલભલા પણ છેતરાઇ જાય અને તેને ખરેખરો કુતરો માની લે તેવા જ તેની પાસે વાઘ, સિંહ તથા મનુષ્યનાં પણ પુતળાઓ હતાં. વાઘના પુતળાને કુચી આપવામાં આવે તો તેમાંથી વાઘના જેવો અવાજ નીકળે, સિંહના પુતળાને કુચી આપવામાં આવે તો તેમાંથી આબાદ સિંહ ગર્જના

સંભળોય. મનુષ્યનાં એ પુતળાંઓને સામસામી ઉભા રાખી કુંચી આપવામાં આવે તો તેઓ એક બીજાની સામે ધસી આવી કુસ્તી લડે. આવી અદ્દભુત કારીગરીવાળાં રમકડાંઓ ચતુરસિંહે રાજા રાણી તથા રાજકુંવરીને બતાવ્યાં. તેમ પોતાની સાથે આણેલી હસ્ત કળાની કેટલીક સુંદર વસ્તુઓ તથા એકાદ બે મોતીની સુંદર માળાઓ પણ બતાવી. રાજકુંવરી તો આ બધું જોઇ અતિ આનંદમાં આવી ગઇ. યોગ્ય સમય આવ્યો છે એમ સમજી ચતુરસિંહે અતિ નમ્રતાથી કહ્યું, " કુંવરીબા, આ પુતળાંઓ તેમ આ મોતીની માળાઓ તથા હસ્તકળાના આ સુંદર નમુનાઓ જે હું તમને બતાવવા અહીંઆ લાવેલો છું તે તો માત્ર સામાન્ય ચીજો છે. અમારી પાસે વહાણ ઉપર તો આના કરતાં પણ કેટલીક વધારે સુંદર અને વધારે ચમત્કારિક વસ્તુઓ છે. મારા શેઠ વહાણ ઉપર છે, તેમણે મારી સાથે આપને બતાવવા માત્ર સામાન્ય નમુનાઓ મોકલ્યા છે. કેટલીક ખાસ અને મૂલ્યવાન ચીજો તો તેઓ કોઇને ધારતા નથી. આપ જો વહાણ ઉપર પધારવાની કૃપા કરો તો હું આપને આના કરતાં પણ વધારે સુંદર અને ચમત્કારિક વસ્તુઓ બતાવીશ. પછી તેમાંથી કેટલીક પસંદ કરી આપ ખરીદ કરજો. કેટલીક ચીજો તો અમારા શેઠ મહારાજાધિરાજને નજરાણામાં પણ આપવાનો વિચાર રાખે છે. તે પણ હું તમને બતાવીશ." આ શબ્દો સાંભળીને રાજકુંવરીને તો એકદમ વહાણ ઉપર જઇ બીજી સુંદર અને ચમત્કારિક ચીજો જોવાનું અને ખરીદ કરવાનું મન થઇ આવ્યું. તેથી તેણે વહાણ ઉપર જવાની ઇચ્છા પ્રદર્શિત કરી. પોતાની લાડવાઇ દીકરીની ઇચ્છા પૂરી કરવામાં રાજાને કાંઇ ખાસ ભય જેવું લાગ્યું નહિં તેથી કુંવરીની બે ત્રણ ખાસ દાસીઓ તથા બીજા થો.ા સનિકો લઇને તેને ચતુરસિંહ જોડે વહાણ ઉપર જવાની રાજાએ પરવાનગી આપી. દરીઆ કાંઠે કુંવરી સાથે આવેલા સૈનિકો ઉભા રાખી પોતાની નાની હોડીમાં પોતાની સાથે કુંવરી તથા તેની દાસીઓને બેસાડી ચતુરસિંહ દરીઆમાં દૂર લંગર નાખી પડેલા વહાણ તરફ જવા નીકળી પડયો. વહાણ ઉપર પહોંચતાં જ રાજા માનસિંહે રાજકુંવરીનો યોગ્ય સત્કાર કર્યો અને ધીમે ધીમે તેને સુશોભિત અને બેનમુન કારીગરીવાળી અદ્દભુત અને ચમત્કારિક ચીજો બતાવવા માંડી. રાજકુંવરી તથા તેની સાથે આવેલી તેની દાસીઓ એ ચીજો જોવાને એટલી બધી તલ્લીન થઇ ગઇ હતી કે વહાણે ચાલવા માંડયું છે, તેની કેટલીક વાર સુધી તો તેમને બીલકુલ ખબર પણ પડી નહિ; તેમ કીનારા ઉપર ઉભા રહેલા રાજાના નોકરોને પણ તેનો એકદમ ખ્યાલ આવ્યો નહિ. જ્યારે તેમને વહેમ પડવા લાગ્યો કે કાંઇ દગો થયો છે અને જે વહાણ ઉપર રાજકુંવરી તથા તેની દાસીઓ સુશોભિત રમકડાંઓ અને ચમત્કારિક પુતળાંઓ જોવા ગયાં છે તે વહાણે તો દૂર દરિયામાં ચાલવા માંડયું છે ત્યારે તેમણે એ વહાણની પૂંઠ પકડવાનો વિચાર કર્યો. પણ તે વખતે તાત્કાલિક તે જગ્યાએ હોડીઓ તથા ખલાસીઓ મળી શકયા નહિ. હોડીઓ તથા ખલાસીઓ મળી આવ્યા પછી તેમણે નાસી ગયેલા વહાણની પૂંઠ પકડી. પણ હવે તો ઘણું મોડું થઇ ગયું અને નાસી ગયેલા વહાણનો કાંઇ પત્તો લાગ્યો નહિ. છેવટે રાજાના નોકરો અને ખલાસીઓ નિરાશ થઇ થાકીને પાછા ફર્યા.

રાજકુંવરીને જ્યારે સમજણ પડી કે વહાણ તો ઝપાટાબંધ ચાલે છે અને પોતે અને પોતાની દાસીઓ કેદ પકડાઇ છે એટલે તેણે આક્રંદ કરવા માંડયું. પણ ચતુરસિંહ પ્રધાને તેને આશ્વાસન આપી શાંત પાડી. તેણે રાજકુંવરીને કહ્યું, " બહેન અમે કાંઇ

ચોર ક્યુદારા કે આચીઆયો નથી આ પુના પુરુ તો રથભતીર્થનો ક્ષત્રિય રાજા છે અને હું તેનો પ્રધાન છું તમને જોવાને માટે પહેલાં હું સોપારા બંદરે સાધુનો વેશ લઈને આવ્યો હતો મહાકાળીના મંદિરમાં મે તમને પહેલવહેલા જોયાં મે ત્યાં પ્રભુ કીર્તન કર્યું હતું તે તો તમને યાદ આવતું હશે પછી તમારા પિતાના આમંત્રણથી હું રાજમહેલમાં પણ કીર્તન કરવા આવ્યો હતો ' રાજકુંવરીને એ કીર્તનની વાત તરતજ યાદ આવી ચતુરસિંહ પ્રધાને પછી અમરસિંહ રાજાએ તેને મરતી વખતે સાત કુંચીઓનો ઝુમખો સોંપ્યો હતો અને કેટલીક ખાસ સૂચનાઓ કરી હતી તે વાત પણ રાજકુંવરીને કહી સાતમી ઓરડીમાંથી નીકળેલું રાજકુંવરીનું બાળપણનું ચિત્ર પછી ચતુરસિંહે રાજકુંવરીને બતાવ્યું અને તેની નીચે લખેલી સૂચના પણ કુંવરીને વંચાવી. પ્રધાને પછી કુંવરીને સમજણ પાડી કે પોતાના પિતાની આજ્ઞાને માન આપી રાજા રામસિંહે તમારું હરણ કર્યું છે, પણ તેમણે દનત શુદ્ધ અને પવિત્ર છે તેઓ તમારી સાથે ધર્મશાસ્ત્ર પ્રમાણે વિધિસર લગ્ન કરી તમને પોતાની સહધર્મચારિણી બનાવવા માગે છે રતભતીર્થના યુવાન ક્ષત્રિય રાજા કરતાં તમને વધારે સારો બીજો કયો વર મળવાનો છે ? માટે શાંત થાઓ, અને બેફિકર રહો આઠ દસ દિવસમા આપણે રતભતીર્થ પહોંચી તમારો અમારા રાજા સાથે લગ્ન કરીશું પછી તમારાં માતા પિતાને ખાસ સંદેશો મોકલી બધી હકીકત તેમને જણાવવામાં આવશે. એમને એ લગ્ન પસંદ પડશે તો પછી તમને મહીનો માસ તમારા પિતાને ગામ પણ પાછા મોકલવામાં આવશે '



ચતુરસિંહ પ્રધાને કહેલી બધી હકીકત સાંભળ્યા પછી અને તે હકીગતની સત્યતાના પુરાવા તરીકે પોતાનું બાળપણનું ચિત્ર જોયા પછી તેમ એ ચિત્રની નીચેનું લખાણ વાંચ્યા પછી રાજકુંવરીને કાંઈક સાંત્વન મળ્યું અને તેને ખાત્રી થઈ કે આ વૃદ્ધ પુરુષ કાંઈ ખોટી અને બનાવટી જોડી કાઢેલી વાત કહેતો નથી પણ સાચું બોલે છે તેણે ખરા અંતઃકરણથી રાજા રામસિંહ અને તેના પ્રધાન ચતુરસિંહને પોતાની સાથે દગો રમ્યા બદલ ક્ષમા પણ આપી થોડા દિવસ પછી તેનાં લગ્ન થશે અને પોતે રતભતીર્થના રાજાની રાણી બનશે એ જાણી તેને મનમાં કાંઈક આનંદ પણ થયો

સોપારાથી નીકળેલું વહાણ ધીમે ધીમે રતભતીર્થની નજદીક આવી પહોંચવા લાગ્યું એવામાં એક દિવસે પ્રાતઃકાળે રાજા રામસિંહ અને તેની ભાવિ પત્ની એક બીજા સાથે આનંદથી વાત ચીત કરી રહ્યા હતા ચતુરસિંહ પ્રધાન દૂર નજર નાખી કીનારા તરફ જોઈ રહ્યો હતો એવામાં તેની દૃષ્ટિ વહાણના સઢ ઉપર પડી સઢ ઉપર એક પોપટ અને તેની લાડકી મેના બેઠાં બેઠાં આનંદથી વાતો કરતાં હતાં પ્રધાન ચતુરસિંહ બત્રીસ લક્ષણો તેમ ચોસઠ કળામાં પ્રવીણ હતો તેથી તે પક્ષીઓની ભાષા સમજી શકતો હતો સઢ ઉપર બેઠેલી મેનાએ પોપટને એક રસિક વાર્તા કહેવાની આજીજી કરી. પોપટે જવાબ દીધો ' વાર્તા વાર્તા શું' કર્યાં કરે છે ? આપણી આંખ આગળ જ એક રસિક નાટકનાં પાત્રો પોતાનો વેશ ભજવી રહેલાં છે-તે જોતું નથી ? કેવી ચાલાકી વાપરી આ રાજા રાજકુંવરીનું હરણ કરી પોતાને નગર લઈ જાય છે એ બન્નેને તો

અત્યારે લગ્ન સુખનાં સુંદર સ્વપ્નાંઓ આવતાં હશે. પણ આજથી ત્રીજે દિવસે લગ્ન થતાં પહેલાં જ એ રાજાને માથે એક ભયંકર ઘાત છે. એ ઘાતમાંથી પૂર્વજોના પુણ્ય હોય તો જ તે બચે. આજથી ત્રીજે દિવસે રાજા જેવો એને ગામ પહોંચશે એટલે તેના સુભટો, સૈનિકો અને નગરજનો મોટું સામૈયું કાઢી વાજતે ગાજતે તેને સામાં તેડવા દરીઆના કાંઠા ઉપર આવશે. સામૈયું નગરમાં પાછું જવા નીકળશે ત્યારે રાજાને બેસવા માટે એક સુંદર અશ્વ લાવવામાં આવશે. એ અશ્વ જ રાજાનો કાળ નીવડવાનો છે. રાજાનું સરઘસ દસ વીસ કદમ ચાલશે એટલે કાંઇક અકસ્માતથી રાજાનો ઘોડો ઓચિંતો ભડકશે. અને તે રાજાના કાબુમાં બીલકુલ નહિ રહેતાં પૂરપાટ દોડવા માંડશે અને જંગલ તરફ નાસશે. જંગલના ઘીચોઘીચ ઝાડોમાં થઇને એ ઘોડો દોડશે તે વખતે રાજાનું માથુ એક ઝાડ સામે અંથડાશે અને તરતજ રાજાનું પ્રાણ પંખેરૂં ઉડી જશે." એ મેના પોતાના પતિ પોપટને અત્યંત પ્રેમથી ચહાતી હતી. તેના મનમાં તો એવોજ ખ્યાલ હતો કે જેટલા ઉંડા પ્રેમથી તે પોતાના વહાલા પોપટને ચહાય છે એવાજ ઉંડા પ્રેમથી દરેક પત્ની પોતાના પતિને ચહાતી હશે. પોતાના વહાલા પોપટનું મૃત્યુ થાય તો તેને કેટલું બધું દુઃખ થાય તેવીજ રીતે રાજાના અકાળ મૃત્યુથી રાજાની ભાવિ પત્નીને કેટલું બધું દુઃખ થશે તેની માત્ર કલ્પનાથીજ એ પ્રેમાળ અને દયાળુ હૃદયની મેનાની આંખમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં. ડુસકાં ખાતાં ખાતાં તેણે પોપટને પૂછ્યું, "રાજાને એ ઘાતમાંથી બચાવવાનો કાંઇ ઉપાય છે ખરો?" પોપટે જવાબ દીધો, "હા, એક ઉપાય છે ખરો, રાજા જેવો ઘોડા ઉપર બેસવા જાય કે તરતજ કોઇ માણસ ત્યાં આવી પોતાની તરવારથી એ કાળમુખા ઘોડાનું ડોકું કાપી નાંખે અને રાજાને સમજાવી ઘોડાને બદલે રથમાં બેસાડી નગરમાં લઇ જાય તો રાજા બચે." આટલી વાતચીત કરી મેના પોપટ ત્યાંથી એકદમ ઉડી ગયાં.

બીજે દિવસે પ્રાતઃકાળે વળી પાછાં એજ મેના અને એજ પોપટ વહાણના સઢ ઉપર આવીને બેઠાં. પ્રધાને દૂરથી તેમને વહાણના સઢ ઉપર બેઠેલાં જોયાં એટલે તે પણ સઢની નીચે જઇને છાનો માનો તેમની વચ્ચે થતી વાતો સાંભળવા બેસી ગયો. મેનાએ પોપટને કહ્યું, "મને વળી પાછો આ વહાણ ઉપરનો રાજા યાદ આવે છે. જો કદાચ કોઇ એ કાળમુખા ઘોડાનું ડોકું કાપી નાખે અને રાજાને સમજાવી રથમાં બેસાડી નગરમાં લઇ જાય તો પછી રાજા લાંબુ આયુષ્ય ભોગવે ખરો?" પોપટે જવાબ દીધો, "ના, પહેલી ઘાતમાંથી રાજા બચે તો પણ તેના માથા ઉપર બીજી એવી ભયંકર ઘાતો ઝઝૂમી રહેલી છે. રાજાની લગ્નની ક્રિયા વખતે રાજા સમક્ષ એક સોનાનું તરભાણું અને આચમની મુકવામાં આવશે એ આચમનીના હાથા ઉપર કોઈ અતિતીક્ષ્ણ ઝેર ચોપડશે. રાજા વારંવાર એ આચમનીનો હાથો પકડશે, એટલે એ આચમનીના હાથા ઉપરનું ઝેર ધીમે ધીમે રાજાના હાથ ઉપરની ચામડીનાં છિદ્રો વાટે રાજાના લોહીમાં પ્રવેશ કરશે. અને એ ઝેરની અસરથી લગ્નની ક્રિયા પૂરી થતાં પહેલાં રાજાનું મૃત્યુ થશે." પોપટની વાત સાંભળી મેનાની આંખમાંથી ફરી પાછાં ચોધાર આંસુ પડવા લાગ્યાં, અને ડુસકાં ખાતાં ખાતાં તેણે પોપટને પુછ્યું "રાજાને બચાવવાનો કાંઇ ઉપાય છે ખરો?" પોપટે જવાબ દીધો. "હા, કોઇ માણસ પોતાને હાથે ચામડાના મોજા પહેરી રાજા એ આચમનીને અડકે ત્યાર પહેલાં જ તેને લઇને દેવતામાં નાખી દે તો રાજા બચી શકે." આટલી વાત કરી મેના પોપટ પાછાં ઉડી ગયાં. ત્યાર પછીને દિવસે પ્રાતઃકાળે વળી પાછાં એજ મેના અને એજ પોપટ એજ વહાણના સઢ ઉપર આવીને બેઠાં. દૂરથી તેમને આવતાં જોઇ ચતુરસિંહ પ્રધાન

પણ જાનૈયાનો વહાણના સઢની નીચે તેમની વાતો સાંભળવા આવીને બેઠો. મેનાએ પાછું પોપટને કહ્યું, "કોણ જાણે કેમ મને આ રાજાના ભવિષ્યમાં આટલો બધો રસ પડે છે ધારો કે એ રાજા આગમનીના ઝેરથી બચી જવા પામે તો સોપારાની રાજકુંવરી સાથે લગ્ન કરી તે સુખી જીંદગી ગુજારી શકશે ખરો ? કે વળી પાછી એના માથા ઉપર ત્રીજી ઘાત છે ?" પોપટે નીસાસો નાખી ડોકું ધુણાવ્યું અને જવાબ દીધો, "ના, હજી એના નસીબમાં લગ્ન સુખ નથી. માથા ઉપર એક ત્રીજી પણ ભયંકર ઘાત ઝઝૂમી રહેલી છે. વડીલોના પુણ્યના પ્રતાપે જો એ ભયંકર ઘાતમાંથી રાજા બચી જવા પામે તો તેનું લગ્ન જીવન આનંદમાં પસાર થાય ખરું." મેનાએ પૂછ્યું, "વળી પાછી એ બીચારાના માથા ઉપર કઈ ભયંકર ઘાત ઝઝૂમી રહેલી છે ? મને તે ઘાત કેવી છે તે કહો અને એ ઘાતમાંથી તે કેવી રીતે બચી શકે તે પણ કહો." પોપટે જવાબ દીધો કે, "જો બીજી ઘાતમાંથી રાજા બચે તો એના લગ્નની ક્રિયા નિર્વિઘ્ને પૂરી થશે. પછી તરત જ રાજારાણી ચોરીમાંથી ઉઠશે. આ વખતે તેઓ એટલાં બધાં થાકી ગયાં હશે કે તરત જ તેઓ પોતાના શયનગૃહમાં સુવા જશે. થોડા સમયમાં તેઓ બન્ને ઘસઘસાટ ઉંઘી જશે. તેમના શયનગૃહના છાપરા ઉપર એક સાપનું દર છે. રાજા રાણી ઉંઘતાં હશે તે વખતે એ દરમાં રહેતા સાપના આગલા દાંતમાંથી ઝેરનાં ટીપાં ઝરવા માંડશે. એ ટીપાં રાણીના ગાલ ઉપર પડશે. એક ઘડી પૂરી થયા પછી રાજા જાગશે અને અત્યંત ઉમળકાથી રાણીને પ્રેમાલિંગન દઈ તેના ગાલ ઉપર ચુંબન કરશે. રાણીના ગાલ ઉપરનાં ઝેરનાં ટીપાં આ રીતે રાજાના હોઠને અડકશે ધીમે ધીમે એ ઝેર એના શરીરમાં પ્રવેશ કરશે અને પ્રાતઃકાળ થતા પહેલાં તો એ ઝેરની અસરથી રાજાનું મૃત્યુ થશે." આ ઘાતની વાત સાંભળી કોમળ હૃદયની મેના તો ડુસકે ડુસકાં ભરી રડવા લાગી. રડતાં રડતાં તેણે પોપટને પુછ્યું, "આ ઘાતમાંથી બીચારા રાજાને બચાવવાનો કાંઈ ઉપાય છે ખરો ?" પોપટે જવાબ દીધો, "હા, છે તો ખરો; પરંતુ એ એટલો બધો મુશ્કેલ છે કે કોઈનાથી પણ એ ઉપાય થઈ શકે એમ નથી." ઉપાય છે એટલું સાંભળીને પણ મેનાને હર્ષ થયો. તેણે પોપટને કહ્યું, "તમે તે ઉપાય મને કહો તો ખરા." પોપટે જવાબ દીધો, "રાણીના ગાલ ઉપર જેવાં ઝેરનાં ટીપાં પડે કે તરતજ ગરમ દુધમાં બોળેલા કપડાના કકડાથી એ ઝેર ત્યાંથી કોઈ લુછી નાખે તો રાજા મોતના પંજામાંથી બચી જાય." આટલી વાતચીત કરી મેના પોપટ ત્યાંથી ઉડી ગયાં.

ચતુરસિંહ પ્રધાને મેના પોપટ વચ્ચે થયેલી ત્રણે દિવસની વાતચીત સાંભળી હતી. રાજાના માથા ઉપર આવી જાતની ત્રણ ભયંકર ઘાતો ઝઝુમી રહી છે એ જાણી આ નિમકહલાલ પ્રધાનને અત્યંત દુઃખ થયું. પરંતુ માત્ર દુઃખી થઈ નિરાશામાં બેસી રહે એવી પ્રકૃતિનો તે નહોતો. રાજાને કેવી રીતે બચાવવો ઉપાય તે પણ પોપટની વાત ઉપરથી તે જાણી ગયો હતો. એટલે હવે ગમે તે ભોગે, પોતાના જીવને પણ જોખમે તેણે પોતાના રાજાનો પ્રાણ બચાવવાનો નિશ્ચય કરી દીધો.

સોપારાની રાજકુંવરીનું હરણ કરી રત્નલલીપુરનો યુવાન રાજા રાયસિંહ પોતાના નગરના કાંઠા ઉપર આવી પહોંચ્યો. આ વાતની વધાઈ નગરમાં પહોંચાડવાને માણસોને એકદમ દોડાવવામાં આવ્યા. પોતાના પિતાની આજ્ઞા પૂરેપૂરી પાળી આપણો યુવાન રાજા ચિત્રની રાજકુંવરીનું હરણ કરી નગરમાં પાછો ફર્યો છે એ વાત પવનવેગે આખા રત્નલલીપુરમાં

ફેલાઇ ગઈ. અને રાજાના સુભટો, સૈનિકો શેઠ, શાહુકારો તથા બીજા નગરજનો મોટું સામૈયું કહાડી વાજતે ગાજતે રાજાની નગરમાં પધરામણી કરવા કાંઠા ઉપર આવી પહોંચ્યા. રાજાની સ્વારીને નગર તરફ પાછા ફરવાની તૈયારીઓ થઇ રહી અને રાજાનો ખાસ અશ્વપાલ રાજાને બેસવાનો ઘોડો લઇ રાજા ઉભો હતો ત્યાં આવી પહોંચ્યો. રાજા જેવો ઘોડા ઉપર ચઢવા જાય છે કે, તરત જ ઓચિંતા વૃદ્ધ પ્રધાન ચતુરસિંહે ત્યાં આવી એકજ ઝટકે તરવારથી રાજાના ઘોડાનું માથું કાપી નાખ્યું. આ દેખાવ જોઈ રાજાને અત્યંત ક્રોધ ચઢ્યો. અને તેના આવા અવિચારી અને ઉદ્ધતાઇ ભરેલા કૃત્ય માટે રાજાએ પ્રધાનનો ખુલાસો માગ્યો. પ્રધાને જવાબ દીધો, " મહારાજ, ખુલાસો આજે નહિ પણ આવતી કાલે આપીશ. " પ્રધાનના આવા જવાબથી રાજાના ક્રોધમાં ઉલટો વધારો થયો. પરંતુ પોતાના વફાદાર પ્રધાનની પાછલી સેવાઓ ધ્યાનમાં લઈ રાજા તે વખતે ગમ ખાઇ ગયો. રાજજોશીએ રાજાને કહ્યું, " મહારાજ, અમારા શાસ્ત્ર પ્રમાણે આ તો શુભ શુકન કહેવાય. એ શુકન પુરેપુરાં ફળે માટે આપ કૃપા કરી હવે બીજા ઘોડા ઉપર ના બેસતાં આપની ભાવિ ધર્મ પત્નીની સાથે રથમાં બેસી નગરમાં પધારો. રાજજોશીની વાતમાં તેને કાંઇ પણ સમજણ પડી નહિ. વળી તેને અત્યારે એટલો બધો ક્રોધ ચઢેલો હતો કે તેને કાંઈ વિચાર કરવાનું પણ સુઝતું નહોતું. રાજજોશીનું કહેવું સાંભળી તે એક યંત્રની માફક રથ તરફ વળ્યો અને રથમાં બેઠો. અને આખું સરઘસ વાજતે ગાજતે નગરમાં પેઠું. આ સમયે મધ્યાનકાળ વીતી ગયો હતો. લગ્નને માટે તે જ દિવસે સુર્યાસ્ત પછી બેઘડીનું મુહૂર્ત રાજજોશીએ આપેલું હોવાથી રાજાના લગ્નની તૈયારીઓ ધમધોકાર થવા માંડી. હોમહવનને માટે અગ્નિ પ્રકટાવવામાં આવ્યો. સંધ્યાકાળ વીતે રાજા અને સોપારાની રાજકુંવરી ચોરીમાં આવી પાટલા ઉપર બેઠાં અને લગ્નની ક્રિયાની શરૂઆત થવા માંડી; એવામાં એકાએક ચતુરસિંહ પ્રધાને ચોરીના મંડપમાં પ્રવેશ કર્યો. તેણે પોતાના જમણા હાથ ઉપર ચામડાનું મોજું પહેરેલું હતું. કોઇને કાંઈ પણ પુછ્યાં ગાછ્યા વગર મોજા પહેરેલા હાથવડે રાજાના પાટલાની પાસે પડેલી સોનાની આચમની તેણે ઉપાડી લીધી અને તેને એકદમ હવન કરવા માટે પ્રગટાવેલા અગ્નિમાં નાખી દીધી. જેવો આવ્યો તેવોજ એકદમ ત્વરાથી ચતુરસિંહ ચોરીના મંડપમાંથી ચાલ્યો ગયો. રાજાને પ્રધાન ઉપર ફરી પાછો અત્યંત ક્રોધ ચઢ્યો. તેને એવો પણ વહેમ પડ્યો કે પ્રધાનને કાંઇ ઘેલછા તો નહિ થઇ આવેલી હોય? પરંતુ તેની ભૂતકાળની સેવાઓ ધ્યાનમાં લઇ રાજાએ આ વખતે પણ ગમ ખાધી અને પ્રધાનને ક્ષમા આપી.

છેક મોડી રાત્રે લગ્નની ક્રિયા સમાપ્ત થઈ. આખા દિવસની અથડામણથી રાજા તથા રાણી બંનેને પુષ્કળ થાક લાગ્યો હતો અને એ થાકને લીધે તેમને ઉંઘ બહુ આવતી હોવાથી તેઓ એકદમ શયનગૃહમાં જતાં રહ્યાં અને થોડા સમયમાં ઘસઘસાટ ઉંઘી ગયાં. પરંતુ અગાઉથી કરી રાખેલી ગોઠવણ મુજબ વફાદાર પ્રધાન ચતુરસિંહ રાજાના શયનગૃહમાં એક પડદા પાછળ છાનોમાનો સંતાઇને બેસી રહ્યો હતો. ઉંઘતી રાણીના ગાલ ઉપર છાપરા ઉપરથી પડતાં ઝેરના ટીપાં તેણે જોયાં કે તે તરતજ રાજાના પલંગ તરફ ધસી આવ્યો. ગરમ દુધમાં પલાળેલો રૂમાલ તેણે પોતાની પાસેજ રાખેલો હતો. એ રૂમાલ તેણે રાણીના ગાલ ઉપર જોરથી ઘસ્યો. પોતાના ગાલ ઉપર આમ રૂમાલ ફર્યો એટલે રાણી એકદમ ઉંઘમાંથી જાગી ઉઠી

ચતુરસિંહ પ્રધાનને પોતાની છેક નજદીક પલંગ પાસે ઉભેલો જોઇ તેને અત્યંત ક્રોધ ચડયો. ક્રોધમાં ને ક્રોધમાં તેણે પોતાના પતિને જગાડયો. આ દેખાવ જોઇ રાજા પણ ચમકી ઉઠયો. પોતાની નવોઢા પત્ની સાથે લગ્નની જ રાત્રીએ પોતે સુતો હોય તે વખતે એ શયનગૃહમાં મધ્ય રાત્રે પ્રધાન ચોરી છુપીથી દાખલ થવાની હિંમત ધરે, એ જોઇ રાજા તો ઘણો જ ઉશ્કેરાઇ ગયો. તેણે એકદમ મોટો ઘાંટો પાડી શયનગૃહની ચોકી કરતા પોતાના અંગ રક્ષકોને બોલાવ્યા અને તેમને આજ્ઞા કરી કે " આ પ્રધાનને એકદમ કેદ પકડો, તેને હમણાં ને હમણાં કારાગૃહમાં લઇ જાઓ અને કારાગૃહના દરોગાને મારી આજ્ઞા પહોંચાડો કે પ્રધાનનો કાલે સવારે શિરચ્છેદ કરી દે " પ્રધાનને પકડવાની અંગ રક્ષકોની હિંમત ચાલી નહિ. તેઓ પણ આ દેખાવ જોઇ વિસ્મય પામ્યા હતા. એક ડગલું પણ આગળ વધ્યા વગર તેઓ તો શયનગૃહના બારણા આગળ સ્તબ્ધ થઇ જડ જેવા ઉભા જ રહ્યા. પ્રધાને શાંતિ તોડી અને અતિ નમ્રતાથી બે હાથ જોડી જવાબ દીધો, " મહારાજ, આપનું શાસન હું હમેશાં માથે ચઢાવતો આવ્યો છું આપ ભલે મને કેદ કરો, કે મારો શિરચ્છેદ કરાવો પણ એક વાર મારો ખુલાસો સાંભળી લો. પણ રાજા તો ક્રોધને એટલો બધો વશ થઇ ગયો હતો કે તેણે એકદમ ત્રાડ પાડી પોતાના અંગરક્ષકોને કહ્યું, " હરામખોરો, સાંભળતા નથી, જાઓ એકદમ પ્રધાનને પકડી કારાગૃહમાં લઈ જાઓ. અને મારી આજ્ઞા કારાગૃહના દરોગાને પહોંચાડી આવો " પ્રધાને રાજાના અંગ રક્ષકોને કહ્યું, " રાજાની આજ્ઞાને માન આપી મને પકડી લો, ચાલો હું તમારી સાથે કારાગૃહમાં આવવા તૈયાર છું. " બ્હીતા બ્હીતા રાજાના અંગરક્ષકો પ્રધાનને પકડી કારાગૃહમાં લઇ ગયા. રાજાના અતિ વિશ્વાસુ મુખ્ય પ્રધાનને આમ મધ્યરાત્રીએ કારાગૃહમાં આણેલો જોઇ કારાગૃહનો દરોગો પણ વિસ્મય પામ્યો. રાજાના અંગરક્ષકોએ પ્રધાનને પ્રાતઃકાળે શિરચ્છેદની સજા કરવાની રાજાની આજ્ઞા દરોગાને કહી સંભળાવી. દરોગો એ આજ્ઞા સાંભળી વધારે વિસ્મય પામ્યો. તેણે રાજાના અંગરક્ષકોને રજા આપી અને પ્રધાનને એકાંતમાં લઇ જઇ આ બધી ઘટનામાં શો ભેદ છે તે પૂછ્યું. પ્રધાને વહાણમાં પોતે સાંભળેલી મેના પોપટ વચ્ચે થયેલી વાત દરોગાને કહી સંભળાવી અને કહ્યું કે ' મેં જીવનપર્યંત રાજાની આટલી બધી સેવા કરી અને ત્રણ ત્રણ ભયંકર ઘાતોમાંથી રાજાનો જીવ બચાવ્યો તેનો મને આવો બદલો મળે છે એ જાણી મને અત્યંત દુઃખ થાય છે. પણ એમાં રાજાનો દોષ નથી. પોતાના શયનગૃહમાં લગ્ન પછી તરત જ પોતે પોતાની પત્ની સાથે સૂતેલો હોય તેવે સમયે અને તે પણ મધ્ય રાત્રીએ મને ચોરીછુપીથી ત્યાં દાખલ થયેલો જોઈ રાજાને ક્રોધ ચડે એ સ્વાભાવિક છે. ક્રોધાગ્નિને વશ થયેલો રાજા મારો ખુલાસો બીલકુલ સાંભળવાનો જ નથી. કાલે સવારે મારો શિરચ્છેદ ભલે કરવામાં આવે. મને તેનું કાંઇ પણ દુઃખ નથી. મેં તો વફાદારીથી રાજાની સેવા કરી મારા જીવનનું સાર્થક કર્યું છે. હું હવે શાંતિથી મોતને ભેટવા તૈયાર છું. " કારાગૃહના દરોગાએ પ્રધાનને શાંત પાડી બે ઘડી આરામ લેવાની વિનંતિ કરી. પ્રધાન નિરાંતે સુતો પરંતુ એ પથારીમાંથી તે જીવતો ઉઠવા પામ્યો નહિ. રાતમાં જ એકાએક તેનું હૃદય બંધ થઈ ગયું અને

[ અનુસંધાન પૃ. ૩૪૯ પર ]




લેખક : ર. 'પ્રમોદ', બી એ.

[ જાન્યુઆરી અંકના પાન ૨૮૮થી ચાલુ ]

## પ્રકરણ પાંચમું

### કેટલાયે પરિચય !

કાન્તિ અને વિશ્વનાથ તો રોજ મળતા, પણ ક્યારેય ત્રિવેણીની કે તેના ઘરની ખાસ વાત ન થતી આમને આમ દશબાર દહાડા નીકળી ગયા. એક દહાડો કોલેજ છૂટતા તેઓ વાતો કરતા ચાલ્યા.

" હમણાં તો ત્હારે મજા થઇ ગઇ છે, કાન્તિ !" વિશ્વનાથે એક દહાડો કહ્યુ

" શાની વળી ? "

" સંગાથની ! કહેવા દે ને કે સહચારની."

" ચક્કર થઇ ગયો છે કાંઇ ? "

" ઓહો ! તુ તો હવે સિદ્ધ થવા માંડયો"

" તુ બોલે છે એનો વિચાર કરે છે ? તે ત્હારી મેળે ત્રિવેણીને પડતી મૂકી, તે લીગને રજા દેવરાવી તે પશોમતીને નાખૂશ કરી, અને તે મુક્તા પાસે જવુ બંધ કર્યું અને પાછો એને ગાળો આપે છે શરમ નથી આવતી ? "

" અરે ! શરમવાળો ! મેં તો કર્યું એ વિચાર કરીને કર્યું, અને તુ પણ જે કરે એ વિચાર કરીને કરજે એ ચાર જણીઓ તો ચાર નમૂના છે. હવે તો વળી હીરા પણ મ્હોટું માણસ થઇ પડી છે તને એ લોકોની કલ્પના છે ? "

" હું તો માનું છું કે ચારે બ્હેનો જેવી છે-સ્વભાવમા રહેજ ફેર તો ક્યાં નથી હોતો ? '

" રહેજ ફેર નથી, તદ્દન જૂદા જૂદા નમૂના છે "

" ત્હને આ બધી અણતરી હોય તો ભલે. મને તો એવુ નથી લાગતુ "

" હરકત ન હોય તો સમજાવું પછી વચ્ચે ગુસ્સે થઇશ એ કામ નહિ આવે "

" હુ શું કરવા ગુસ્સે થાઉં વાતની વાતમાં, પણ એટલુ છે જો બદમાશી કરી તો નહિ બને ! "

' વિજ્ઞાનમાં સાલસાઇ નથી હોતી-બદમાશી નથી હોતી, નીતિ-અનીતિથી એ પર છે. વિજ્ઞાન એટલે પૃથક્કરણ અને એકીકરણ "

" તુ તો પ્રોફેસર થવા માંડયો. "

" હુ અમસ્તો, પશોમતીને ત્યા નથી આવતો એવુ નથી અભ્યાસ કરૂ ; હમણા-ઓઓનો અને સ્ત્રીઓના માનસનો. "

' એના દહાડા તોફાન કરતો અટક્યો. બીજુ શુ ? બાકી તુ અભ્યાસ કરે એ તમા બહુ સાર ન હોય ! "

" ખરૂ કહું છું. મશ્કરીની વાત નથી. મે બહુ જોયુ-બહુ વિચાર્યું મને તો આ એકેએક છોકરી ટાઇપ દેખાય છે. "

" કેયી રીતે ! "

' પહેલી મુક્તી-આધુનિક સંસ્કારની એ મૂર્તિ છે વસ્તુઓની ખરી કિંમતનો એને ખ્યાલ છે માન પ્રત્યક્ષથી વાત દેહ એટલે દેહ-મન એટલે મન એનો વિકાસ સાધવો-એની તૃપ્તિ સાધવી આ એનુ ધ્યેય. એ ભાવનાથી એ રંગાયેલી છે.

" બીજી યશોમતી-એનામાં પોતાપણા જેવી વસ્તુ નથી, જ્યાં એ ઉગે એવી એ દેખાય. "

" ત્રીજી ત્રિવેણી-એના મગજમાં પ્રાચીન કાળની નરી જડતા સિવાય કશુ છે નહિ પ્રત્યક્ષને તજી અકલ્પ્ય અને અસભાવિત નિષ્કારણ બળી મરવું એ એની ઘેલછા છે '

" ચોથી હીરા-એને હું વ્યવહારમૂર્તિ માનું છુ એનામાં પ્રત્યક્ષની સમજ છે એનું મન પૂરેપૂરૂ નિયંત્રિત થયેલું છે એનુ પગલે પગલું બુદ્ધિપૂર્વક ભરાય છે '

" ત્યારે આ ચારમા ચડ ઉતરનો ક્રમ કયો ? " કાંતિથી વગર વિચાર્યે જ પૂછાઈ ગયુ.

" હીરા પહેલી ઘેલછા નહિ ભાવના નહિ અવ્યક્તિત્વ નહિ-પોતાપણાનો પૂરો ખ્યાલ ચોક્કસ કાર્યક્રમ અને નિશ્ચલ વર્તન પાતળી, ગોરી, કસાયેલ, અંગેઅંગમાં તાકાત શબ્દે શબ્દમાં ગણતરી બાબતે બાબતમાં વ્યવસ્થા, વાળમાં, કપડામાં, શૃંગારમા કેવા નીતરે એનુ મ્હો તેં ધ્યાનથી જોયુ છે ? એ, નીચલો હોઠ, પાતળો-ટુંકો અને પારદર્શક ન્હાનું મ્હો, ઝીણા દાંત ઘડાયેલ અવયવો-અને બીજુ શું નહિ ?

" તું કવિ થવા માંડ્યો-વિજ્ઞાની થતા થતા તો. "

" ના, ના, ના વિજ્ઞાનની દૃષ્ટિએ પૃથક્કરણ કરી જોયુ તો આ મને દેખાયુ. એની સરખામણીમાં મુક્તાને મુકીએ તો શું દેખાય ? ભાવના ભાવના હમેશા વર્તમાનના આનંદમાં ક્ષતિ પહોંચાડે છે અને વસ્તુઓની ખરી કિંમતનો વિચાર, એ વિચારથી વર્તમાનના આનંદમાં ઉન્માદ પૂરતી ઉણપ રહે એ પાતળી નરી પણ રંગમાં નૈસર્ગિકતા નહિ બોલવુ ચાલવુ ગણતરી વિના અને વ્યવસ્થા કે કળા કરતા મારી મચરડીને કરેલી ટાપટીપ વધુ એના આખા શરીરમાથી એક જ વાત નીકળે-જાણે બધુ યે તૈયાર કરેલુ

ત્રિવેણીમાં તો ઘણું જૂદાપણુ. પ્રત્યક્ષના વિકાસની ભાવનાને તજી દેવાની-તેમ વ્યવહારની ગણતરી તજી દેવાની-ને એને બદલે કલ્પનામય એકાકી જીવન ગાળવાની ઘેલછા લેવાની એટલે કે અર્થવગરનુ એક ધ્યેય કલ્પવુ પછી એ માટે ધ્યેયશીલોને ઘટતાં તમામ લક્ષણો-ખરૂં વ્યક્તિત્વ, નિશ્ચલતા, કાર્યશીલતા-બધુ. અને એ સાથે સુંદર વર્ણ, સુંદર આંખો, સુંદર મ્હો, તાકાત, ઘાટીલાપણુ, કળામયતા, હીરા કરતાંએ કદાચ વધીએ એનામા એકાંતિકતા ન હોય તો.

અને યશોમતી ? એ તો એક રમકડું-કશાએ ભાવ વગરનુ-ભોળપણવાળુ-ભીનાવર્ણનુ સ્થૂળતાનો ! અસ્થિઓને ઢાંકવા પૂરતો જ એનામાં અને એનામા જે આકર્ષણ દેખાય છે તે મધ્યમતાનું-બેફિકરાઈ અને આનંદી સ્વભાવનું જ છે; ખરુ કારણ તો એનુ ભાવરહિતપણુ છે. મ્હો, આંખો વાળ મારૂ શરીર બે ચાર કારી લાગે છ એ એના નિર્દોષપણાના ભાગને લીધે '

વિશ્વનાથ ચૂપ થયો

અન્તિએ કહ્યુ ' હવે કાંઈ વિશેષ, શેષ ? "

તુ તારે મશ્કરી કર્યા કર ! તને અત્યારે આ કથા જૂઠી દેખાય છે. તુ તો સ્વપ્નમાં ફરતો માનતો હઈશ, પણ જે દિવસ પડ્યો તે દહાડે દહાડા પૂરા થઈ જવાના છે '

' મ્હારે પડવાપણુ છે નહિ મારામા નથી ભાવના નથી ઘેલછા નથી ગણતરી આ ચોમાં વર્ણવ્યુ એનુ ભાવરહિતપણુ હું ભાગથી રાખુ છ મને તો મ ગાય છે એ ગાય ખાસ નથી લાગતો પણ કઈ ન હોય

તો હું તો ભીંત પાસે પણ બેસી આવું, પૂલ ઉપર પણ આંટો મારી આવું, મીલમાં પણ જઈ આવું, બાપાના દવાખાનામાં પણ ફરી આવું, અને કાંઈ નહિં તો ચોપડીઓનો થોડો વીંખું. મારી ઉપાધિ આપે ન કરવી."

"બદલી ગયો કે ?"

"કેમ ?"

"તું એમ માનતો હઈશ કે તારે એઓની પરવા નથી અને મારી પણ પરવા નથી, પણ બેટ..."

"સંભાળીને બોલજે. ત્હેં કોની પરવા કરી છે ? આ ચાર જણાનું પૃથક્કરણ તેં કર્યું, તારું તો ક્યારેક કરી જો."

"પ્રફુલ્લાલ બાપાના પરિચયનું આ પરિણામ લાગે છે. એ વિના તને કે દહાડે ભાન હતું ?"

"મને તો ભાન હતું કે નહોતું. પણ તને ક્યાંથી આવ્યું ? હું તો આજ સુધી જાણતો જ નહિં કે તારો અને એઓનો શું સંબંધ—મને તો હમણાં ખબર પડી કે તું એને ત્યાં મૈત્રી ખાતર કે પાડોશીપણાને ખાતર ન જતો; તું તો એના અનેક ઉપકારમાં દબાયેલ છો. હું તો કહું છું કે તારે શરમાવાની જરૂર છે. મને પહેલેથી આટલી ખબર હોત તો હું કે દહાડાનો ત્હારાથી છૂટો થઈ ગયો હોત; યશોમતીને ત્યાં તું આવવા લાગ્યો એ પહેલાંનો હું ત્યાં જઉં છું; અને તું તો બાળક હતો તે દિવસનો ત્રિવેણીને ત્યાં જાય આવે છે. છતાં મને યશોમતી માટે જે કાંઈ ગણતરી છે એ તને ત્રિવેણી માટે નથી; મુક્તા બ્હેન આવ્યા પછી તમે જે આદર્યું એમાં મારે તો ભળ્યા વિના છૂટકો નહોતો; છતાં હું ભળ્યો નથી. હું, તારી સાથેના ટુંકા વખતના ધાટા સંબંધને લીધે તારી પૂરી ત્રુટીઓ દેખતો ન્હોતો; જો એ મેં પૂરી જાણી હોત કે એનો અંદેશો પણ મને આવ્યો હોત તો પારકે ઘેર પણ મેં પૂરી તકરાર કરી હોત. અને કાં તું નહિ ને કાં હું નહિ એવી સ્થિતિ લાવી દીધી હોત."

"તે આપની ઉંઘ કેમ ઉડી ?"

"કહું છું ને કે હમણાં ઉડી. વખત વખતનાં બંધનો ઓછાં વત્તાં સિથિલ હોય છે—આજે એક વાત ઘૃણાથી જોવાતી હોય એ કાલે કદાચ બીજા ખ્યાલથી જોવાતી હોય. એ રીતે કોઈ વર્તે તો એ જમાનાની તાસીર જ છે એમ હું માનું. હું એમાં બહુ ખોટું નથી માનતો; પણ એની પાછળ જો કાંઈ પણ વિકાર-દોષ હોય તો જરૂર હું એની સામે થાઉં; મને જ્યારે જ્યારે એવો ભાસ થતો ત્યારે હું તારી સાથે વઢતો, પણ મને તો આજે તારી આ બોલવાની ઢબ છબ ઉપરથી ખરી ખબર પડે છે કે તું અમારી સાથે ભળતો એ મૈત્રી ખાતર નહીં કાંઈ જૂદા જ આશયથી. ત્હારામાં બદખ્યાલો—બદદાનત-ઘર કરી બેઠી હશે એનો મને સ્વપ્ને પણ વિચાર ન્હોતો."

"કાન્તિ, તું મારી ભલાઈનો લાભ લઈ જેમ આવે એમ બોલ્યે જાય છે. એ વાજબી નથી કરતો."

"નહિં તો ?"

"નહિં તો પરિણામ સારું નહિં આવે !"

"એ ધમકી રહેવા દે જે. તારે જો મારી સાથે બોલવું હોય તો હું બોલું એ સાંભળવું પડશે, અને એમ ન લાગે તો..."

"તો આપણે દુશ્મન છીએ એમજ ને ?"

"એમ હું નથી બોલ્યો. હું તો કહું છું કે આપણે બન્ને જુદા છીએ—છતાં તું જો એમ માનતો હો તો મને હરકત નથી."

"એટલું બધું ?"

"તો બીજું શું થાય ? તું કારસ્થાની છો; એટલે કદાચ મને પજવીશ, પણ હું તારી સાથે ભળીશ તો નહિં જ."

"સાહેબજી, તો પછી"

"સાહેબજી."

બન્ને છૂટા પડ્યા.

વિશ્વનાથનો બેત ચૂંથાઈ ગયો. એને જરા મોડો વિચાર આવ્યો કે કાન્તિને જાળવી રાખ્યો હોત તો ઠીક હતું.

કાન્તિનો પણ બધો શ્રમ ફોગટ ગયો.

સાંજે કાન્તિ ત્રિવેણીને ત્યાં આવ્યો પણ યશોમતી કે મુક્તા આવ્યાં ન હતાં.

એણે માન્યું કે મુકતાની તબીયત હવે બહાર નીકળવા જેવી નથી. એથી એ નહિ આવ્યાં હોય.

પ્રભુલાલ, હીરા અને ત્રિવેણી બેઠાં હતાં.

કાન્તિએ આવતાં વેંત પૂછ્યું: "કેમ છે કાકા ?"

" ઠીક છે. નબળાઇ બહુ રહે છે. "

" કાંઇક દવા કરોને ? "

" આમાં દવા શું કામ લાગે ? તેલ ખુટવા માંડ્યું છે. એક દિવસ દિવો બુઝાઇ જશે. " પ્રભુલાલે આનંદથી જવાબ દીધો.

" એમ શું બોલતા હશો, કાકા ? " હીરાએ કહ્યું. એ પણ બીજાઓની પેઠે પ્રભુલાલને કાકા કહેવા માંડી હતી.

" સાચું છે ને કહું છું ! "

બધાં મૂગાં થઇ ગયાં.

" બેટા, એક કામ કરોને હવે ? આરામ ખુરશી ઉપર થાક્યો એટલે ગાદીઓ વધારી; પણ હવે તો એ પણ નથી ફાવતું. હવે તો ખાટલો નાખો તો ઠીક પડે. મારાથી નથી બેસાતું. "

બધાંએ મળીને ખાટલો નાંખી તૈયાર કર્યો. અચલબાએ સાંભળ્યું કે કાંઇક ફેરબદલ ફેરવ ચાલે છે એટલે એ આવીને જોઇ ગયાં. છોકરાં હતાં એટલે એની હાજરીની ખાસ જરૂર રહેતી નહિં, અને એ ઉભાં રહે તો ઉલટાં છોકરાંને કેળવવા જેવું થાય એમ એને દેખાતું.

પ્રભુલાલ સૂતા.

" છોકરા, હવે લાંબું નથી ચાલવાનું. કાન્તિ તું કદી પણ અહિં આવતો નહિં. હવે તું આવે છે. એટલે હું તો તને ઘરનો જ માણસ ગણું છું. તું ખાનદાન ઘરનું છોકરૂં છે, એટલે તને કાંઇ કહું તો તું કદાચ કરીશ એમ મને લાગ્યા કરે છે. "

" શું કહેવું છે કાકા ? "

" તું જાણે છે કે હું ગયા પછી આ છોકરાંનું કોઇ નથી. ત્રિવેણીના મામા છે, બહુ ભલા માણસ છે, પણ એનો પોતાનો જંજાળ હોય, વળી આ તો ભણે છે ભણવે હોશિયાર દેખાય છે. એને આગળ ભણવું છે, તું એની સંભાળ રાખીશ ? "

કાન્તિએ જવાબ ન દીધો. છોકરાં ગળગળાં થવા માંડ્યાં હતાં.

" વિચાર કરી જોજે. થોડા દહાડામાં પણ તું મને લાયક દેખાય છે, મને એમ જ થાય છે કે તું જે કહીશ એ કરીશ. "

કાન્તિ મૂંગો જ રહ્યો.

" હું ખાત્રીપૂર્વક કહું છું કે તું ધારે એ કરી શકે એમ છો. અને આમાં કાંઇ બીજું નથી કરવું. પૈસા ટકાની મદદ નથી જોઇતી. ત્રિવેણી પાસે જોઇએ એટલા પૈસા તો છે. ઘરમાં મરદ માણસની ઉણપ અને હું જૂના જમાનાનો છું એટલે લાગે છે. તું જો સંભાળ રાખવાનું કબૂલે તો મને શાંતિ થાય. "

" કાકા, એમાં શું કબૂલવાનું છે ? હું ત્રિવેણીને ક્યારેય વિસારી નહિં મેલું. "

" બસ, એટલું કાળજીપૂર્વક કરજો. "

પછી તો સૌ મૂંગાં મૂંગાં થોડીવાર બેઠાં અને કાન્તિ ઉઠ્યો.

એણે રાત્રે એના વડીલને વાત કરી કે ત્રિવેણીના વડીલની તબીયત નબળી થતી જાય છે તો એ જોવા ન આવે ?

" મને શું હરકત હોય ! ક્યારે જવું છે ? આજ સુધી વાત કાં નથી કરતો ? પ્રભુલાલને તો હું સારી રીતે ઓળખું છું. "

" કાલે સવારમાં જઇએ. "

બીજે દહાડે સવારે બાપદીકરો ત્રિવેણીને ત્યાં આવ્યા. પ્રભુલાલ હંમેશાં સૂતા એમ આરામથી સૂતા હતા. નબળાઇ સિવાય કશી ફરીયાદ એણે ન જણાવી. દાકતરે પણ એ જ કહ્યું—નબળાઇ વધતી જાય છે.

" એમાં તમને નકામો ધક્કો ખવરાવ્યો. હું તો રોજ ના પાડું છું, પણ આજે કાન્તિ તમને તેડી આવ્યો. "

"મારે આવવું જ જોઈએ, પણ આજકાલ છોકરાં ઘૈયાં તરફ એવી બેદરકારી બતાવાય છે કે એ કયાં જાય છે એ માબાપ પૂછે નહીં કે એને કશી ખબર હોય!"

"દાકતર સાહેબ, કાન્તિ હવે તો અમારા ઘર જેવો થઈ ગયો છે."

દાકતરે ઘર જોયું, બાપ, મા, બે બ્હેનો એક નોકર.

"તમારા દીકરા બ્હારે ગામ છે?" ડાકતર પ્રભુલાલને ઓળખતા હતા એ માત્ર તેમને અંગત માણસને જ. ઘર કે સ્થિતિનો કોણ તપાસ રાખે છે?

"જી ના, આટલાં જ છોકરાં છે."

"તો કોઈ મરદ માણસે રહેવું ઘટે હવે તો."

"હું ન ચાલું?" કાન્તિએ બાપાને પૂછ્યું.

"કેમ નહિ? તું તો ખરો જ, પણ તોયે કોઈ હોય તો ઠીક," પાસે ઉભેલા નોકર તો ડાકતરે ગણતરીમાં જ ન લીધો.

"એ ગોઠવણ કરી લઈશું. ડાકતર સાહેબ, હું એમ માનું છું કે હું બેશુદ્ધિ ભોગવવાનો નથી."

"એ વાત સારી છે."

"તો પછી અંતકાળ સુધી હું પણ હોઈશ ને?" પ્રભુલાલે હસતાં હસતાં કહ્યું.

ડાકતરને પણ હસવું આવ્યું; "તમે જો આમજ આખી જીંદગી નિશ્ચલતામાં કાઢી છે તો પછી જરૂર ઉંવટ સુધી આમજ રહી શકશો. એમ રહેવાય તો કોઈની જરૂર ન પડે."

"તો પણ ડાકતર સાહેબ, આપ કહો છો એમ ગોઠવણ કરવી જોઈએ. મારો એક જૂનો મિત્ર છે એ આવશે."

અચલબા ચાલ્યાં ગયાં. ડાકતર પણ રવાના થયા, ફળીમાં આવી એણે અચલબાને બોલાવી હિંમત આપી અને સમતા કરી કે કાલનો દહાડો નહિં જાય.

"જી. હા. ઈશ્વરની મરજી," અચલબા આંસુઓને ખાળી ગયાં એ ડાકતર જોઈ શકયા.

"હું સાંજે આવીશ."

"શા માટે તકલીફ લ્યો છો, ડાકતર સાહેબ!"

"ધ્યાન રાખજો હો. ગભરાશો નહિં બ્હેન!" દાકતર ચાલતાં ચાલતાં બોલ્યા.

ડાકતર રાત્રે આવ્યા. યશોમતીને એણે વધારામાં જોઈ.

"ડાકતર સાહેબ, તમને નથી લાગતું કે સવાર તો થશે જ?" પ્રભુલાલે પૂછ્યું.

"એ તો થશે જ."

"એટલે કે હું સવાર જોઈશ!"

"જરૂર!"

"તમે તો કદાચ ખાલી હિંમત આપતા હશો. પણ મને ખાત્રી છે કે હું સવાર તો જોઈશ જ."

ડાકતર કાંઈ ન બોલ્યા, માત્ર માથું જ ધુણાવ્યું.

"તમને શંકા રહે છે કેમ?"

"મને જરાયે શંકા નથી: તમને કશું થવાનું નથી."

"એ બરાબર. પણ દાકતર સાહેબ, એક વિનંતિ છે. સવારે તમે ન આવો?"

"આવીશ."

"જરા વ્હેલા!"

"વહેલો આવીશ."

"બરાબર ૭ વાગે પધારજોને!"

"સારૂં. ત્યારે હું રજા લઉં? કાંતિ, તું અત્યારે અહિંજ રહેજે."

ડાકટર રવાના થયા.

યશોમતીને આ બધો પ્રકાર નવો લાગ્યો. એ ફળીયામાં જઈ એકલી એકલી રડી આવી. મોનો તો ત્યાં રડતોજ હતો.

કાન્તિ અને યશોમતીને પ્રભુલાલે પોતાની પાસે બેસી જમાડયાં.

યશોમતી અને કાન્તિ ઘેર જઈ કહી આવ્યાં કે તે ત્રિવેણીને ત્યાં સુશે.

વૈધરાજ આવ્યા, થોડીવારમાં એઓએ અજાણ્યાંને જાણ્યાં અને મોડી રાત સુધી સૌએ રોજની પેઠે કલ્લોલ કર્યો.

સવારે ચાર વાગેથી વૈદરાજે કાંઈ મહાકાર્ય આરંભ્યું હોય એમ હરફર શરૂ કરી. સૌને ઉઠાડ્યાં સૌ નાહ્યાં ધોયાં, પ્રભુલાલને ન્હવરાવ્યા. આજે પણ મિત્ર આવ્યાનો જાણે

દરખ ન માતો હોય ! ગમે તે કાંઈક જરા ઉપાધિ એના મ્હો ઉપર હતી એ નીકળી ગઈ હતી.

એ આરામ ખુરશી ઉપર આવ્યા અને ગાયત્રી ભણવા માંડયા—હંમેશની રીતેજ પૂરતી નિશ્ચિંતતાથી, વૈદ્યરાજ પાસેજ બીજાઓની પેઠે ફરતા હતા.

બરાબર ૭ વાગે ડાક્ટર આવ્યા. બેને એને ફળીમાંજ પ્રણામ કર્યા.

હજુ સૂર્ય ન્હોતો ઉગ્યો.

" પધારો ડાક્તર સાહેબ ! " પ્રભુલાલે આવકાર દીધો.

ડાક્ટરે બેસતાં બેસતાં પૂછ્યું: " કેમ છે અત્યારે ! "

" ડાક્ટર, આ શું પૂછો છો ? હવે પૂછવાનું શું છે ! મે તો આપને ખાસ એક કામે બોલાવ્યા હતા અને હજુએ કામ તો છેજ. જો કે હવે એટલું ઉપાધિવાળું નથી. અમારા એક જુના મિત્ર છે. વૈદ્યરાજ છે. ડાક્ટર સાહેબ, આ હીરા. આ યશોમતી, આ કાન્તિ, આ ત્રિવેણી—આ બધાને થોડા કે ઝાઝા વખતથી હું મારાં છોકરાંજ માનતો આવ્યો છું મારે તો હવે માત્ર પળો જ ગણવાની છે. એટલે ટુંકામાં કહું. આ કાન્તિ અને યશોમતીની મને એટલીજ ફિકર છે કે જેટલી આ હીરા અને ત્રિવેણીની હોય ! છતાં તેઓ માટે કોઇ બીજા પણ ફિકર કરવાવાળા છે. આ બે છોકરાંની કોઈક સંભાળ તો રાખવી જોઇએ જ, એટલી ચિંતા ક્યારેક થતી; વૈદ્યરાજ તો રાખે જ, પણ એ તો બહારગામ વસે, એટલે તમને બોલાવવા પણ મન થયું, તમે રાખશો ? માત્ર અંતઃકરણપૂર્વક એના ભલા માટે તજવીજ કરવી, બીજું કશું એ નહિં. કાન્તિએ તો હા પાડી છે. છતાં હું વૃદ્ધ રહ્યો એટલે મને કોઇ મ્હોટા માણસના શબ્દની જરૂર દેખાણી અને આપને વિનંતિ કરી.

" આપ બેફિકર રહો ! " ડાક્તરની આંખો ભીની થઇ હતી.

વૈદ્યરાજ સ્વસ્થ ઉભા હતા.

અચલમાથી આ ન દેખાયું. એને અત્યારે પુત્રની ખોટ વસી આવી. એ બહાર જવા ઉઠયાં.

" બ્હેન, હવે બહાર ન જશો. " વૈદ્યરાજે કહ્યું.

ડાક્તર સાહેબ તો જોઇ રહ્યા હતા.

હીરા અને યશોમતી રડતાં હતાં. કાન્તિની, ડાક્તરની અને અચલબાની આંખમાં આંસુ ચાલ્યાં જતાં હતાં. ત્રિવેણી મીટ માંડીને પિતા સામે ઉભી હતી.

એકાદ મિનિટ શાંતિ પ્રસરી રહી

બધાંની નજર પ્રભુલાલ ઉપર હતી. એણે કહ્યું, " બધાં સપીને રહેજો. કોઇ કોઇને છોડશો નહિં. તમારી બાને ઓછું ન આવવા દેશો. યશો. તું ભોળી છે એટલે ઉતાવળે કયાંય દોરવાઇશ નહિ...ડાક્તર સાહેબ બસને ! "

" કહેવું હોય એ કહી દો. "

" ભણાય એટલું ભણજો, પણ આર્યના સંસ્કારો ન વિસારજો. એ સંસ્કાર ત્યજી દેવા જેવા નથી. સમજાય એટલું સમજજો, ન સમજાય તો શ્રદ્ધા રાખજો, પણ વિસારજો માં. આ બન્નેને પ્રભુલાલ જ માનજો બસ ! "

યશોમતીનું રડવું બહાર આવી જતું હતું.

" હવે બસ ! મને તો ખાત્રી છે. એ સૌ સંપીને જ રહેશે અને કોઈ આર્ય સંસ્કાર નહિં છોડે. પ્રણામ, આપ ધ્યાન રાખજો કૃપા કરીને, ડાક્તર સાહેબ, ગૌરીશંકર ! " પ્રભુલાલે કહ્યું.

અચલબા હવે સાવ રડી ઉઠયાં.

" હું અણસમજુ થઇશ તો છોકરાં શું કરશે ? "

એક મિનિટ પાછી શાંતિ સ્થપાઇ.

" માફ કરજો માં. " પ્રભુલાલે હાથ જોડયા અને આંખો મીંચતાં છેલ્લી માફી માગી.

થોડીવાર પછી એ બોલ્યા "શ્રી હરિ શરણ્

ત્રિવેણીની આંખમાં એ વખતે આંસુની ધારા ચાલી અને રડવું ન ખાળી શકાયું

– સૂર્યોદય થઇ ગયો હતો.

[ આ વાર્તાનાં વધુ રસિક પ્રકરણો આવતા અંકે ]



## [૧] અમદાવાદમાં શ્રી સરોજિની નાયડુએ આપેલાં જાહેર વ્યાખ્યાનો

યુરોપમાં આજે શું ચાલે છે તે દરેક બ્હેન જાણતીજ હશે. પુરૂષો, વૃદ્ધો માતાઓ અને બચ્ચાંઓ આજે મુલ્કને માટે તાકાત કેળવી રહ્યાં છે, પરંતુ તેમની એ પ્રકારની તાકાતથી તમામ સભ્યતા નષ્ટ થઇ જવાની છે. " પુત્ર મરી ગયો. પતિ મરી ગયો. " કે એવી રોકકળ કરીને તેઓ આજે બેસી રહેતાં નથી. જર્મની, જાપાન, તથા ચીનની સ્ત્રીઓ આજે શું કરી રહી છે તેનો વિચાર કરો. તેઓ તો પોતાના પતિ તથા પુત્રોને કહી રહી છે કે " તમે ઇજ્જતની સાથે લડજો અને અમારા હાથ જુઠા ના પડે એમ કરી બતાવજો. " બધીએ કોમની બ્હેનો આજે ત્યાં એકી સાથેજ છે અને એમનો એકજ ધ્વનિ છે કે ભલે અમારા માણસો મરે અને અમે નષ્ટપ્રાય થઇ જઇએ છતાં અમારો ઝંડો નીચો ના પડવો જોઇએ.

*

આપણા દેશમાં આજે શું છે ? કેટલા પક્ષો આપણા દેશમાં જોઇએ છીએ ? જ્યારે મુલ્ક મુસીબતમાં હોય ત્યારે અંદર અંદર લડવાનું કેમ પરવડી શકે ? બીજા દેશોની સ્ત્રીઓના દાખલા ઉપરથી આપણા દેશની બ્હેનો બધું સમજી શકે તેમ છે. સાથે મળીને કામ કરવાનું આપણે તેમની પાસેથી શીખી લેવાનું છે. આપણા દેશ પર હીટલરનો કે બીજા કોઇનો હુમલો નથી પરંતુ આપણે પોતે જ આપણા દુશ્મન બની પોતાના દેશપર હુમલો કરી રહ્યા છીએ. જેના દીલમાં દેશ માટે પ્રેમ નથી, જેના દીલમાં કરોડો ભુખ્યાં અને નગ્ન ભાઇ બ્હેનોને સંતોષવાની તમન્ના નથી એ તો દેશનો દુશ્મન છે. પાસે કાઠિયાવાડમાં અનેક પાણી અને અન્ન વિના ટળવળે છે અને મજુરી મળતી નથી. બીજે પણ ક્યાં એવું નથી ? આ દશા તમારાં દીલને કેમ ડોલાવતી નથી ? તમે તેમને માટે શું કરશો ? તમારી તેમના પ્રત્યે શી ફરજ છે ? આ તો સરસ્વતીનો મુલ્ક કહેવાય છે, છતાં ત્યાં ઘણાંને લખતાં કે વાંચતાં પણ નથી આવડતું, બલ્કે આજે તો ત્યાં અંધેર પ્રવર્તે છે. તેના બચ્ચાના મુખ પર નુર પણ ક્યાં છે ? ક્યાં છે તેની પ્રજ્વલિત આંખો ?

*

આ બધું તમે સમજો. તમે એ પણ સમજો કે સ્ત્રી એ પણ એક ઇન્સાન છે. સ્ત્રી જાતિની ઉન્નતિ માટે જે જે બને તે બધુંય આપણે કરવું જોઇએ. સ્વદેશી એ તો આપણું જીવનસાથી અંગ બનવું જોઇએ. જ્યાં સુધી દેશમાં ગરીબાઇ છે, જ્યાં સુધી તેનાં બચ્ચાંઓનું ખુન ચૂસી ચૂસીને લઇ જવાતું હોય ત્યાં સુધી સ્વદેશી ચીજ સિવાય બીજી કોઇ પણ ચીજ અમને નહિ ખપે એવી ભાવના આપણા દીલમાં હોવી જોઇએ. ખાદી કે સ્વદેશીને માટે પહેલાં તો બ્હાનાં હતાં પણ આજે કાંઇ એવું નથી. આજે તો ખાદીમાં પણ તમે ખૂબસુરત દેખાવાના મનોરથ સિદ્ધ કરી રહ્યાં છો, યાદ રાખજો કે જેટલા દિવસ આપણે સ્વદેશીનો ઇન્કાર કરતા જઇશું ત્યાં સુધી આપણાં પાપ વધતાં જ જવાનાં છે. આપણી જબાન તો સ્વદેશીજ છે પણ આપણું દીલ પણ સ્વદેશી થવું જોઇએ. દરેક દુઃખી બહેન એ મારી બહેન છે એ ભાવના કેળવતાં શીખવું જોઇએ.

*

ભારત મૈયાને માટે તમે પોતે શું કર્યું ? એનો જવાબ તો આખી દુનિયા તમારી પાસેથી માગવાની છે. આવતી તા. ૨૬ મીએ દેશભરમાં આઝાદીનો જલસો થવાનો છે. તમે તેની પ્રતિજ્ઞા લેજો. અને સાથે સાથે યાદ રાખજો કે એકવાર લીધેલી પ્રતિજ્ઞા તોડવી એ મહાન પાપ છે. આજે હું તમને એમ નથી કહેતી કે જંગમાં જઇને લડો.

એમ પણ નથી કહેતી કે મરજાર બાઝો અથવા તો માનવંકર જેવાની જગ્યાઓ ભરી દો, નથી કહેતી કે સૌભાગ્યના શણગાર દૂર કરો; કહું છું એટલુંજ વાત ભારત માતાને તમારું દીલ આપો. એમ કરશો તો જીત તમારી સાથે જ છે. જે દેશ પ્રાચીનકાળમાં પોતાની વિદ્યાથી દુનિયાને તાજુબ કરતો ત્યાં આજે શું છે? સાવિત્રીની વાત તો તમે વાંચી છે. એ સાવિત્રીના દીલમાં પ્રેમ અને શ્રદ્ધા હતાં અને એ પ્રેમ અને શ્રદ્ધાની જંજીરે ગયેલા પ્રાણ પાછા ખેંચ્યા. તમે પણ એ સાવિત્રીની પુત્રીઓ છો. તમારી ભારત માતા આજે મરવા પડી છે. ઠોકરાતી જાય છે. એજ પ્રેમ અને શ્રદ્ધાથી તેને તેનું દિવ્ય સ્વરૂપ ફરીથી પ્રકટાવો હો અને મસ્તક પર ફરીથી એ હાથ પહોળા કરી આશીર્વાદ આપે એમ કરી બતાવો.

[ પોરબંદરમાં શુક્રવારે સ્ત્રીઓની જાહેર સભા સમક્ષ આપેલા વ્યાખ્યાનમાંથી ]

---

## [ ૨ ] શ્રીમતી સરોજિની નાયડુનો સંદેશ

ગુજરાત કોલેજના વાર્ષિક સમારંભના મુખ્ય મહેમાન તરીકે શ્રીમતી સરોજિની નાયડુએ કોલેજના વિદ્યાર્થીઓને ઉદ્દેશીને ગયા બુધવારે જે પ્રેરણાત્મક નવસર્જનનો સંદેશો આપ્યો તે સહેજે સ્મૃતિમાંથી ભૂંસાય એવો નથી.

જેમને 'પગ નહિ પણ પાંખો છે' જ એવા અભિસારસી પાંખાળાઓના જીવનને એમણે ગર્વ ધરવાનો સંદેશો આપ્યો. અમને લાગે છે કે ગર્વનો કવિત્વમય અર્થ કરાવવાની જ કવયિત્રીની ઇચ્છા હશે; કેમકે અભિમાન અને અહંકાર વિકાસનાં વિરોધી છે ને પોતાને તેમજ અન્યને માટે ઉપદ્રવરૂપ છે એમ જગતની સઘળી સંસ્કૃતિઓ મનાવે છે. હિંદુ સંસ્કૃતિ વિશેષ કરીને મનાવે છે. શ્રીમતી સરોજિની દેવીના વક્તવ્યમાંથી ગર્વનો જે અર્થ ફલિત થતો હતો તે તો દૈન્ય, લાચારી, નિર્માલ્યતાનો વિરોધી અર્થ હતો.

એમણે જગતમાં, દેશમાં ને માનવતામાં ગર્વ લેવાની યુવાનોને શીખ દીધી. ગૌરવની પુનઃપ્રતિષ્ઠા કરવાની શીખ દીધી. 'પરંતુ એમણે સ્પષ્ટ કરી બતાવ્યું કે, 'કેવળ જૂના ગૌરવની કિંમત નથી: આપણું ગૌરવ તો આજના ઘડતરમાં છે.' તેના કારણરૂપે તેમણે કહ્યું કે " ભૂતકાળ આપણો નથી, આપણે તો આજ અને આવતી કાલનાં છીએ "

આઝાદ હિંદ પર તેમણે ખૂબ ભાર મૂક્યો ને હિંદની પ્રાચીનસંસ્કૃતિ ને સમૃદ્ધિની પણ પ્રસંશા કરી. છતાં જ્ઞાનને સરહદો ન હોય ને રાષ્ટ્રીયતા આંધળી ન હોવી જોઇએ એ પણ તેમણે સમજાવ્યું. " તમારામાં જે ઉત્તમ તત્વો છે તેનો આવિષ્કાર કરવો હોય તો દ્રષ્ટિને સંકુચિત થવા દેશો નહિ. તમારો દેશ તમારો છે માટે જ સ્વતંત્ર થાય એમ ન ઇચ્છશો, પણ માનવ સમાજના એક અગત્યના અંશ તરીકે હિંદીઓ આઝાદ થાય એમ ઇચ્છજો." વ્યક્તિએ રાષ્ટ્ર માટે, ને રાષ્ટ્રે માનવતા કાજે પોતાનાં મૂલ્ય ઓછાં કરી નાખવાં જોઇએ એવો આંતરરાષ્ટ્રીય સિદ્ધાંત પણ તેમણે તારવી બતાવ્યો હતો.'

એવી દુનિયાનું સર્જન કરવા માટે તેમણે યુવકોને હાકલ કરી. પેટિયું કાઢવા માટે દોડદોડા કરાવતી કેળવણી ટીકીએ આપી બેકાર બનાવે છે, તેને બદલે જે જીવનસંસ્કૃતિની વ્યાખ્યા કેળવણી શીખવે ને આચારમાં ઉતરાવે તો બધી દુઃખો ટળે એમ કહી કવિ યીટ્સનો તેમણે ઉલ્લેખ કર્યો હતો, ને આપણાં કર્તવ્યો ઉત્તમ સ્વપ્નમાં છે એ સૂત્ર એમણે એ ઉલ્લેખમાંથી તારવીને સ્વપ્નોનો દ્રોહ નહિ કરવાની યુવાનોને તેમણે શીખ દીધી હતી. કવિતામય, પ્રેરક ને દૂરદર્શી એ પ્રવચન જેટલા ઉમળકાથી ઝીલાયું તેટલા ઉમળકાથી જીવનમાં ઉતરે તો સ્વપ્ન વાસ્તવિક કેમ ન બને!

---

## [૩] અમદાવાદમાં શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતનું જાહેર ભાષણ

શહેર સમિતિના પ્રમુખ શ્રી. જીવણલાલ દ. દિવાનની વિનંતિથી શ્રી. વિજયાલક્ષ્મી પંડિતે બોલતા જણાવ્યું હતું કે લાંબા સમય બાદ હું આ પ્રાંતમાં આવી છું. આજે જે સમય છે એ વ્યાખ્યાનોનો નથી. આજની સ્થિતિ અત્યંત નાજુક છે, તેથી ઓછું બોલવું અને સંગઠીત રૂપથી કામ કરવું એ આપણી આજની ફરજ છે.

છેલ્લા બે મહિનાથી આ દેશમાં અજબ (ફ્રેટાફ્રીસરી) સ્થિતિ પેદા થઇ છે. લોકોના હૃદયમાં શંકાઓ છે પરંતુ હું આજની સ્થિતિને જુદા જ રૂપથી જોઉં છું. રાજનૈતિક લડાઇઓ તો સદીઓ સુધી ચાલે છે. એમાં હાર કે જીતની એક મહિના કે એક વરસથી ખબર પડતી નથી રાજનૈતિક લડતના અનેક કિસ્સાઓ છે. લડાઇમાં હંમેશ પ્રગતિ અને પીછેહઠ બંને હોય છે. હું પણ કાઉન્સીલોમાં જવાનો અને પ્રધાનપદાં લેવાનો એક વખત વિરોધ કરતો હતો. કાઉન્સીલોમાં જવાથી બહુ ફાયદો થયો નથી છતાં દેશના કચડાએલા લોકોના હૃદયમાં અમે આશા તો જરૂર પ્રગટ કરી શક્યા છીએ.

પરંતુ કોંગ્રેસે જે મશીન ચલાવ્યું એ તો પુરાણું અને અસલ ઢબનું મશીન હતું. એટલે આ મશીનમાં અમારી નવી ભાવનાઓ, નવા વિચારો અને નવા આદર્શો બેકાર બની ગયા, જો કે થોડો ઘણો ફાયદો જરૂર થયો.

ગમે તેમ હો પરંતુ એનાથી એક વાત જરૂર સિદ્ધ થઇ. અમે જે બંધારણને તોડવા માંગતા હતા એ કોંગ્રેસ પ્રધાનોનાં રાજીનામાંઓથી તુટી ગયું છે. બંધારણ તોડવાનું કામ અમે પુરું કર્યું છે, નિરાશ થવાની કોઇને જરૂર નથી. આજે જે સમય છે એ દરમ્યાન આપણે આપણી વીખરાયેલી શક્તિને સંગઠિત કરવી જોઇએ. આજનો ધર્મ શું છે ? એ આપણે સમજવું જોઇએ. કોઇપણ દેશ જો કોઇ કાર્ય સંગઠિત રૂપથી કરે તો જરૂર એ પ્રગતિ જ કરે છે, પછી ભલેને ધરખો હોય. થોડા માણસો અલગ અલગ રીતે હરવા માગે તો કશું કંઇ કરી શકશે નહિ. આથી આજે તો આપણે હિંદના ખુણે ખુણામાં એવો પ્રચાર કરવો જોઇએ કે આજનું હિંદ એ સને ૧૯૩૦-૩૨ ના દિવસો જેવું જ તૈયાર છે.

## કોમી સવાલ

હિંદ કમજોર છે. આપસ આપસમાં મતભેદો અને ઝઘડાઓ છે. એવો પ્રચાર બારે ખુબીથી હિંદની બ્હાર કરવામાં આવે છે. કોમી સવાલ અને હિંદુ મુસ્લિમ મતભેદોથી મને તો તાજુબી થાય છે. હું એ પ્રાંતમાં રહું છું કે જ્યાં આ સવાલ ખુબ કમ છે. આ સવાલ થોડાં માણસોએ ઓહદાઓ નોકરી અને પોતાના સ્વાર્થ માટે ઉભો કર્યો છે. જે લોકોએ પરદેશીઓને પોતાનો ઇમાન વેચ્યો છે તેઓએ આ સવાલને ઉભો કર્યો છે. આવા માણસોએ કોમી ઝઘડાનો ઝંડો ઉઠાવ્યો છે.

હિંદુ અને મુસ્લીમો આ દેશમાં શું આજેજ સાથે રહે છે ? વરસોથી તેઓ સાથે રહેતા આવ્યા છે. બંનેની સંસ્કૃતિ અહીંઆં પડેલી છે. બંનેએ સાથે આ દેશમાં સારાં કામો કર્યાં છે. ગામડાંઓમાં જાવ તો તમને ત્યાં કોમી સવાલ જણાશે નહી. હિન્દુ અને મુસ્લીમ કીસાનોની સ્થિતિ ગામડાંઓમાં એકસરખી છે. એવીજ રીતે કામદારોની હાલત છે. જમીનદારો અને કારખાનાંઓના માલિકો હિંદુ-મુસ્લીમ બંનેને ભેદભાવ વિના ચુસે છે. પરદેશીઓની સહાય વિના જેઓ આ દેશમાં કંઇ કરી શકતા નથી તેવા ચંદ (થોડા) માણસોએ પોતાની ખુદગરજી માટે આ સવાલ ઉભો કર્યો છે. કોમી ઝગડાઓથી ગરીબ હિન્દુ મુસ્લીમો બંનેને નુકશાન થાય છે એ અભણ માણસો સમજી શકતા નથી.

નિરક્ષરતાના નિવારણ માટે બ્રીટીશ સરકારે શા માટે કંઇ પ્રયાસો ન કર્યા ? કેમ લોકોને અક્ષરજ્ઞાન ન આપ્યું ? એ સમજવું જોઇએ. હિંદુ-મુસ્લીમનો ઝગડો શી રીતે પેદા થયો અને કોણે એ ઉભો કર્યો તે બરાબર સમજવું જોઇએ.

## ભૂખમરો

આ દેશમાં ભૂખમરો છે, ગરીબી છે, એની સામે અમારી લડાઇ તો દેશના કરોડો નાગા અને ભૂખ્યાઓ માટેની છે, અમારી લડાઇ એમના માટે નથી કે જેઓ કાઉન્સીલોમાં એમના મત લઇને જાય છે અને પાછળથી એમનેજ દબાવે છે. આજે જો કોંગ્રેસને ફરીથી ચુંટણીના જંગનો સામનો કરવો પડે તો મને ખાત્રી છે કે આઝાદીના નામ પર અમે કોંગ્રેસને જીત અપાવી શકીશું. કારણ કે કોંગ્રેસની નેમ નેક છે, કોંગ્રેસનો રસ્તો સીધો છે.

યુરોપમાં જે જંગ ચાલે છે એની અસર આપણે લડાઇમાં સામેલ થઇએ કે નહિ, છતાં આપણા પર થવાની છે. ઉંઝાંડની હાર કે જીતની અસર જરૂર આપણા પર થવાની છે. આથી આપણે આઝાદીના મોરા માટે તૈયાર થવું જોઇએ જેઓ સામ્રાજ્યને માટે લડવાનો દાવો કરે છે તેમની



# સ્ત્રી જગત

શ્રીમતી રાધાબાઇ તુલસીદાસ કુંવરજી ધર્માદા ટ્રસ્ટ ફંડના ટ્રસ્ટીઓ તરફથી ભરૂચ સેવાશ્રમને એકસરે વિભાગ ખોલવા માટે રૂ. વીસ હજારની મદદ અપાઇ છે.

**શ્રી. સરોજીની નાયડુ અમદાવાદમાં :** અમદાવાદની ટુંકી મુલાકાત દરમિયાન શ્રીમતી સરોજીની નાયડુએ સ્ત્રીઓ સમક્ષ, વિદ્યાર્થીઓ સમક્ષ અને જાહેર પ્રજા સમક્ષ જુદાં જુદાં ભાષણો ને સંદેશા આપ્યા હતા. આ ઉપરાંત પીપલ્સ બેન્ક, ધી પ્રોપ્રાઇટરી હાઇસ્કૂલ અને બીજી અનેક સંસ્થાઓની મુલાકાત લીધી હતી.

**લેડી લીનલીથગો વડોદરામાં :** નામદાર વાઇસોરના આગમન પ્રસંગે વડોદરા સ્ત્રી હુન્નર ઉદ્યોગનું ભવ્ય પ્રદર્શન ભરાયું હતું. પ્રદર્શનમાં વડેદરામાં ચાલતી જુદી જુદી સ્ત્રી સંસ્થાઓએ પોતાના સભ્યોના હાથકારીગીરીના નમુનાઓ મુક્યા હતા. આ સંસ્થાઓમાં દક્ષણી, ગુજરાતી, પારસી, ખ્રીસ્તી, યુરોપીઅન, મુસ્લીમ દરેક કોમની બ્હેનોએ હોંસથી ભાગ લીધો હતો. પ્રદર્શન ઉપરાંત 'બેબીવીક' યોજયું હતું. તેમાં હજારો બાળકોને તપાસ્યાં હતાં કેટલાંક બાળકોને સર્ટીફીકેટ આપ્યાં હતાં. પહેલે ને બીજે નંબરે આવનાર બાળકો સૌથી તંદુરસ્ત માલુમ પડવાથી ઇનામો આપ્યાં હતાં.

દરેક વખતની માફક આ વખતે પણ માંદગીમાં આપવા લાયક હલકો ખોરાક અને તેના ઉપર નિબંધ લખનાર બ્હેનને ઇનામો આપવામાં આવ્યાં હતાં શ્રી. કુમુદબેન ઠાકોરને પહેલા નંબરનું ઇનામ મળ્યું છે.

ત્રણ જાતની માંદગી ઉપર ખોરાક અને નિબંધ લખવાના હતા.

૧. ક્ષય રોગના દર્દીને આપવા લાયક ખોરાક અને માવજત.

૨. ટાઇફોઇડ ઉપર આપવા લાયક ખોરાક અને માવજત.

૩. મોઠી પીશાબ ઉપર આપવા લાયક ખોરાક અને માવજત.

સૌ. મહારાણી શાંતાદેવી ગાયકવાડના શુભ હસ્તે આ પ્રદર્શનનું ઉદ્ઘાટન થયું હતું અને ઇનામ સમારંભ લેડી લીનલીથગોના પ્રમુખપણા નીચે થયો હતો.

શ્રીમતી મહારાણી સાહેબશ્રી શાંતાદેવી ગાયકવાડે ગુજરાતીમાં પ્રદર્શન ખુલ્લું મુકતી વખતે સુંદર વ્યાખ્યાન આપ્યું હતું તે આ માસિકમાં અન્ય સ્થળે છાપ્યું છે.

**સ્ત્રી સમાજનો સમારંભ :** વડોદરામાં શ્રી ચીમનાબાઇ સ્ત્રી સમાજના રજત મહોત્સવને અંગે ભરાયલા હસ્તકલા ઉદ્યોગ હુન્નરના પ્રદર્શન અને રમાયલી હરિફાઇની રમતોનો ઇનામ સમારંભ શ્રી ચી. સ્ત્રી ઉદ્યોગાલયના નવા મકાનમાં શ્રી સૌ. અરૂણાદેવી મુકરજી (એમ. એ.)ના પ્રમુખપદે થયો હતો.

સમાજનાં મંત્રી સૌ. જયવતીબેન દેસાઇએ મેળાવડાનો ઉદ્દેશ કહી બતાવી પ્રમુખસ્થાનની દરખાસ્ત મુકતાં સૌ. કુમુદબેન ઠાકોરના ટેકાથી શ્રીમતી અરૂણાદેવીએ પ્રમુખસ્થાન સ્વીકાર્યું હતું.

પ્રદર્શન સમિતિના પ્રમુખ સૌ. સવિતાલક્ષ્મી બુચે પ્રદર્શનને લગતું તથા રમત સમિતિના પ્રમુખ શ્રી નાનબહેન પાલીયાએ રમતોનું નિવેદન વાંચી એ કાર્યમાં સહાય કરવા બદલ સમિતિનાં સભ્યો, અન્ય બહેનો, સ્વયંસેવિકાઓ તથા પરીક્ષકો અને પંચો વગેરેનો આભાર માની ઇનામો વહેંચી આપવા પ્રમુખશ્રીને વિનંતી કરી હતી.

પ્રમુખ બહેન શ્રી અરૂણાદેવીએ હિંદીમાં ભાષણ કરતાં સમાજનાં સર્વ બહેનોને મળવાની મળેલી તક માટે આનંદ દર્શાવી જણાવ્યું કે સ્ત્રીઓની પ્રગતિ તથા પ્રવૃત્તિ વિના જગતની બીજી પ્રગતિ

અને પ્રવૃત્તિ શક્ય નથી એ સિદ્ધ થઇ ચુક્યુ છે. તેમ છતા હિંદ માટે આ વાત ઉપર ભાર મૂકી વારંવાર કહેવાની જરૂર છે. પહેલા, મને યાદ છે કે, સ્ત્રીઓને જાહેર જીવનમા સ્થાન નહોતુ, છૂટથી હરીફરી શકતી નહોતી, શિક્ષણ વ્યવસ્થા નહોતી અને એકંદરે સ્ત્રી જીવનનુ ક્ષેત્ર બહુ સંકુચિત હતું.

આજે હિંદની મહિલાઓ ઠીક ઠીક આગેકદમ કરી રહી છે. આપણુ ધ્યેય નિશ્ચિત થતુ જાય છે અને ઘણી બહેનો શિક્ષણ લઇ પોતાના ચારિત્ર્ય અને સેવાથી સમાજના હિતના કામો દક્ષતાથી કરી રહી છે. સ્ત્રી સન્માનની ભાવનામા ગુજરાત વર્ષો થયા આગળ વધી રહ્યો છે અહી પડદાની મુશ્કેલી વિશેષ નથી. સ્ત્રી અને પુરૂષો સાથે સાથે હળી મળી શકે છે, તેમ બીજા પ્રાંતોમા થઇ શકતું નથી વડોદરા રાજ્ય સ્ત્રી કેળવણી માટે મશહુર છે. સ્ત્રી જાગૃતિમા શ્રી. રાજકુટુંબનો ભારે હિસ્સો છે એ મોટા ભાગ્યની વાત છે. સ્ત્રી જાગૃતિના ઉમદા પ્રતિક સમા શ્રી માતુશ્રી મહારાણી શ્રી ચીમનાબાઇ સા ના નામ સાથે આ સંસ્થા જોડાયલી હોય તેનુ સ્થાન ગુજરાતમા અનોખુ છે. તેમા અમલદાર, બિન-અમલદાર ધનિક કે સામાન્ય, મોટા નાના સર્વ વર્ગોની બહેનો જોડાઇ વ્યાયામ-કોનસર્ટ વગેરેમા ભાગ લે છે, સરકારજન્ય પ્રવૃત્તિઓનો લાભ ઉઠાવી શકે છે અને સમાજ સેવાના કાર્યોમા પણ હિસ્સો આપી રહી છે આવી ઉપયોગી સંસ્થા ૨૫ વર્ષ સુધી કાર્ય કરી રજત મહોત્સવ સમારંભ ઉજવી શકી એ ઘણા અભિનંદનની વાત છે. તે માટે હું આપને અભિનંદન આપુ છુ, અને જીતનારી બહેનોને શુભેચ્છા સાથે ખુશીથી ઇનામો વહેંચી આપું છુ. ”

નીચેના બહેનોને પ્રદર્શનમા ઉત્તમ નમુનાઓ માટે ચાંદીના કપ્સ ફ્લાવરપોટ્સ વગેરે ફેન્સી વસ્તુઓ ઇનામ મળી હતી

ચિત્રકામ—(૧લુ) ઇનામ જરબાઇ આર મીસ્ત્રી અને કુ ભામિની પુ. મહેતા. તથા (૨જુ) કુ વિમળાબેન મો દેસાઇ

ગુંથણકામ—(ઉનનુ) ૧ શ્રી શરીન બેન મજમુદાર, (૨) શ્રી નલિની દેસાઇ (૩) કુ ઇંદુબેન દેસાઇ અને દોરાનુ (૧લુ) શ્રી નાલબાઇ પાવીસા.

હીડીયાકામ—બારણીયુ (૧) કુ શારદા ઓઝ અને (૨જુ) તોરણનુ કુ જશવંત શાસ્ત્રી.

ભરતકામ—(મશીન વર્ક) (૧) શ્રી. નાલબાઇ કંટ્રાકટર અને (હાથકામ માટે) (૧) શ્રી લીલાવતી શાહ, (૨) શ્રી. નાલંબાઇ પાવીસા (૩) શ્રી. ચૈતન્યવતી મેદ, (૪) શ્રી જયવતી દેસાઇ (૫) કુ. નિર્મળા પટેલ, (૬) કુ સરસ્વતી દલાલ

કાઠીયાવાડી સ્ટીચ—(૧) શ્રી નલિની દેસાઇ. કીનાર પ્રીન્ટીંગ-(૧) કુ વિમળા દેસાઇ જાળીકામ-(નેટ) (૧) શ્રી નાલબાઇ પાવીસા, (૨) શ્રી મધુમતી સોપારીવાળા

પરચુરણ ઉત્તમ હસ્તકળાના નમુનાઓ માટે (૧) શ્રી. નર્મદાબહેન મો દેસાઇ, (૨) કુ મૃણાલિની બુચ, (૩) કુ તેમિના વાડીયા, (૪) કુ સુહાસ મજમુદાર, (૫) કુ. ભામિની મહેતા, (૬) કુ. સરલા મહેતા, (૭) કુ વત્સલા બુચ

ગલીચાકામ—શ્રી મજરાબેન ડા. દેસાઇ.

ઉત્તેજન—કોનસોલેશન પ્રાઇઝ (૧) શ્રી વિનોદાબેન મજમુદાર, (૨) શ્રી. સુધા દેસાઇ.

ખંડીના ખટન પરોવવાં—(૭ વ ૧ ૭) પુનિતા જ. દેસાઇ, (૨) પ્રમેદા જપાનવાળા (૩) મીનાક્ષી જોશી.

સોયના ચમચા—(ઉ. ૭ થી ૧૧) (૧) સરોજ ૨ દેસાઇ, (૨) ઇંદ્રબાળા ઠાકોરપ્રસાદ (૩) ઉર્મિલા સી. ડાકટર (૪) મીનલ દીક્ષિત.

ઓબસ્ટેકલ રેસ—(૧૨ થી ૧૮) (૧) હેમલતા ખરાદી, (૨) વિનોદિની દેસાઇ, (૩) હરીશ ડાકટર.

પુછડી ચીતરવી—(ઉ. ૧૮ થી ૨૫) સૌ. સુધા મુન્શી, (૨) સૌ રમણકાંતા ભટ

માટલું ફોડવું—(વ ૨૫ થી ઉપરના) સૌ. ઇન્દુમતી જ. મહેતા, (૨) સૌ. મધુમતી ત્રિવેદી, (૩) સૌ રામલક્ષ્મી જોશી.

સમાજના મંત્રી અવંતિકાબહેને પ્રમુખશ્રીનો તથા મહોત્સવ અંગે નિમાયલી જુદી જુદી સમિતિઓના સભ્યોનો, શ્રી ડૂ કોલેજના મકાનની સવડ માટે પ્રિન્સીપાલ શ્રી લીલાબેન નટુનો, ભાઇ હસમુખ પરીખે કોનસર્ટમાં આપેલી સહાય બદલ તથા શ્રી. સયાજીવિજય અને વાકાનેર થીએટરના માલીક શ્રી રણછોડલાલનો તથા ભાઈ અનંતલાલ

દીક્ષિતનો, વગેરેનો આભાર માન્યા બાદ પ્રમુખનો હાર કલગીથી સત્કાર કર્યો.

પછી સમાજમા સર્વે મેમ્બરોને જર્મનીની ટ્રેની સુંદર લ્હાણી વહેંચાયા બાદ મેળાવડો વિસર્જન થયો હતો. (૧)

**શ્રીમતિ વિજયાલક્ષ્મી હીરાલાલ સોલ્ઝીસીટરના** પ્રમુખપણા નીચે સુરત બાલિકા સમાજનો નવમો વાર્ષિક ઉત્સવ ઉજવાયો હતો.

**શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતે** : અમદાવાદની મુલાકાત દરમિઆન જ્યોતિસંઘની મુલાકાત લીધી હતી આ પ્રસંગે શ્રીમતી લીલાવતી (પ્રમુખ જ્યોતિસંઘ) દેસાઇએ સંઘના કાર્યનું નિવેદન વાચ્યું હતું તથા તાલીમ વર્ગની ઉદ્‌ઘાટન ક્રિયા બાદ સૌ વિજયાલક્ષ્મીએ સ્ત્રીઓ સમક્ષ પ્રાસંગિક વિવેચન કર્યું હતુ

**યુક્તપ્રાંતમાં સ્ત્રીઓનું સેવાદળ** : આગામી સત્યાગ્રહ માટે સ્થપાયેલા સેવાદળમા યુક્તપ્રાંતની દશ હજાર બ્હેનો જોડાઇ છે આ દળમા જોડાનાર દરેક બ્હેનને ચાર આના ફી આપવાની હોય છે મહાત્મા ગાંધીજી જ્યારે સત્યાગ્રહ શરૂ કરશે ત્યારે છેવટ સુધી આ બ્હેનો લડતમા ભાગ લેશે.

**સ્ત્રીઓ માટે નવું રમતનું ક્ષેત્ર** : વડોદરામા મધ્યસ્થ ક્રીડામંડળ સ્થપાયુ છે તેમા હજારો બાઇ બ્હેનોએ ભાગ લીધો હતો સ્ત્રી વિભાગની રમતોનુ ઉદ્‌ઘાટન ત્યાના શ્રી. ડૉ મીસ બાનાને હાથે થયુ હતુ ડૉ. બાના, માત્ર ડૉકટરની નોકરી કરી બેસી નથી રહેતા પરંતુ જ્યારે જ્યારે લોકસેવાનુ કંઇપણ કામ એમને સોંપવામા આવે છે ત્યારે ખરા દીલથી સેવાબુદ્ધિથી સ્વતંત્ર વિચારથી લોકહિત ધ્યાનમા રાખી તે કામ પાર પાડે છે.

**હિંદવિજય જીમખાનામાં સ્ત્રીઓની રમતોની હરીફાઇ** : છેલ્લા કેટલા વર્ષોથી સ્ત્રીઓ આમા રમતોમા ઉતરે છે. આ વખતે ગુજરાતી બ્હેનોની ઘણી સંખ્યા ન હતી. છતા પણ કાર્યક્રમ શ્રી સુભદ્રાબાઇ પગારના પ્રમુખપણા નીચે સુંદર રીતે પાર પડયો હતો.

**શ્રી. કમળાદેવી ચટ્ટોપાધ્યાય** : થોડા વખતમાં હિંદુસ્તાન પછા આવશે 'ન્યુ યોર્ક ટાઇમ્સ'ના પ્રતિનિધિએ તેઓની મુલાકાત લીધી હતી.

**લેડી રામરાવ** : અખિલ હિંદ મહિલા પરિષદની લાહોરની શાખાના વાર્ષિક સમારંભનું પ્રમુખસ્થાન લેડી રામરાવે લીધુ હતુ

તે પ્રસંગે પોતાના ભાષણમા લેડી રામરાવે જણાવ્યું હતું કે હિંદુસ્તાને જીવવુ હોય તો હિંદુ-મુસ્લીમ ઐક્ય પ્રથમ થવુ જ જોઇએ 'હું હિંદુસ્તાની છુ' એજ ભાવના દરેકના મનમા હોવી જોઇએ કોઇપણ ધર્મ અથવા પ્રાંતના ભાગ પાડી તેને વળગી ન રહેવું.

જીંદગીમા શિસ્તપાલન ખુબ જરૂરી છે. તે સિવાય કંઇપણ કામ અશક્ય છે

**વડોદરામાં શ્રી. મોરારજી દેસાઇ** : વડોદરાની પ્રજા સમક્ષ ભાષણ કરતા શ્રી મોરારજી દેસાઇએ સુંદર અને વિવેકભરી ભાષાથી દેશી રાજની તથા પ્રજાની અત્યારના કંટોકટીના સમયમા શુ ફરજો છે તે સમજાવી હતી.

એજ પ્રસંગે બ્હેનોને ઉદ્દેશીને કહ્યુ હતુ કે ધર્મના ટકાવનારા જો કોઇ હોય તો તે બ્હેનો જ છે. અને અત્યારના પ્રસંગે પણ જો કોઇ હિંદ મુક્તિમા મદદ રૂપ થાય એમ હોય તો તે બ્હેને જ છે.

ખાદી પહેરવી અને કાંતવુ એ બે કામ ધાર્મિક માની ચાલશો તો દેશનો ઉદ્ધાર નજીક. ખોટા ટીલા ટપકાના ઢોંગ ઘલીયા રહેવા ખરો ધર્મ શેમા છે તે જોઇ તે પ્રમાણે વર્તવુ.

વધુમા તેઓએ ખુલાસો કર્યો કે કેટલાક ખાદી ઉચકાતી નથી એવુ કહે છે એને કેવળ પાખંડ જ કહેવાય બ્હેનો જે ઘરનો કુટુમ્બનો અને સંસારનો આટલો બોજો ઉપાડે છે જે પોતાના શરીરનો બોજો ઉપાડે છે-જે છોકરાનો બોજો ઉપાડે છે, તે બ્હેનો ખાદી ન ઉચકી શકે ? ન ઉચકી શકે એ વાત માનવા હુ તૈયાર નથી, ઘરમા બેઠે બેઠે જો દેશની ઉન્નતિ સાધવી હોય તો માત્ર ખાદી અને રેંટીયોજ છે.






## હિંદુ-મુસ્લીમ પ્રશ્ન

પંજાબના મુખ્ય પ્રધાન સર સીકંદર હયાતખાને લાહોરની રોટરી ક્લબની સ્ત્રી સભ્યો સમક્ષ ભાષણ કરતાં જણાવ્યું છે કે હિન્દુ-મુસલમાન પ્રશ્ન ધાર્મિક પ્રશ્ન નથી તે આર્થિક-પેટનો પ્રશ્ન છે રાજ્ય વહીવટ, ધારાસભામાં ભાગ વગેરે તે પેટ અર્થે છે. મુસ્લીમ લીગના નેતાઓ જુદે જુદે પ્રસંગે જુદા જુદા કારણો આપી મુસ્લીમ જનતાના હિતની હકીકત રજુ કરે છે

પંજાબના મુખ્ય પ્રધાન જો હિન્દુ-મુસલમાન પ્રશ્નને ધર્મથી જુદો અંત:કરણપૂર્વક પાડવા હોય તો ઝઘડાનું નિરાકરણ પણ નજીક છે આર્થિક દૃષ્ટિએ હિન્દુ કે મુસલમાન બધા જ કંગાલ હાલતમાં છે. મુસલમાન ભાઈઓને કદાચ હિન્દુઓ સુખી જણાતા હશે, તેમની સંખ્યા મુસલમાન ભાઈઓ કરતાં વધારે હશે, પણ વસ્તીના પ્રમાણમાં તે બહુ વધારે નથી. બધા જ ગરીબાઈમાં ગરકાવ છે કુલ વસ્તીનો ઘણો થોડો ભાગ મધ્યમ વર્ગમાં મૂકાવા લાયક છે. ગામડામાં હિન્દની ઘણી મોટી વસ્તી-હિન્દુ-મુસલમાન સર્વ ઝુંપડાં કે દરોમાં જ રહે છે. પહેરવાને પુરતાં કપડાં નથી. ખાવાને પુરતું અનાજ નથી સારા ખોરાકની તો વાત જ ક્યાં!

આટલી બધી ગરીબાઈનું શું કારણ? દેશની કુદરતી સ્થિતિ સમૃદ્ધિવાન હોવા છતાં લોકોની સ્થિતિ આવી કેમ? એજ વિચાર આજે દેશનેતાઓમાં હોવો જોઈએ અને એ ગરીબાઈ ભરેલી દશામાંથી બહાર નીકળવાના પ્રયત્નો કરવા જોઈએ દેશના અમુક માણસોજ સારા થાય અને બીજા ગરીબ રહે એ માનસ ધારણ કરનાર અને તેનો પ્રચાર કરનાર ગૃહસ્થ દેશનેતા ન હોય દેશનેતાને મન તેના દેશના સર્વ રહીશો સરખા હોય અને તેમનું શ્રેય હરેક રીતે તે ઇચ્છે અને સેવા કરવા યત્ન કરે.

હિન્દુ-મુસલમાન ભેદભાવને આર્થિક શ્રેય સાથે શું સબંધ? શું મુસલમાન કે હિન્દુ કે બીજો કોઈ ધર્મ એમ કહે છે કે તે ધર્મના સિવાયના બીજા માણસો ગરીબ રહે અને ગુલામી દશા ભોગવે?

સર સીકંદર ખરે આ એમની માન્યતાનો પ્રચાર કરે

અમારી બ્હેનો તો ધર્મોના ભેદ સમજતીજ નથી. અખીલ હિન્દ મહિલા મંડળ (All India Womens Association) સર્વ સ્ત્રી જનતાના પ્રશ્નને એકતાની દૃષ્ટિથી ચર્ચે છે તેમાં ધર્મોના ભેદને સ્થાન નથી સ્ત્રીઓની રાજકીય સામાજીક અને શારીરિક સ્થિતિની વિચારણા અને તેને સુધારવાના ઇલાજો સર્વ સ્ત્રીઓ માટે યોજાય છે તેમાં હિન્દુને કે બીજી કોમને માટે વધારે ઓછાનો સવાલજ નથી હોતો. તેવી રીતે અમારા પુરૂષ ભાઈઓ પોતાના સામાન્ય હિતના પ્રશ્નો એકતાથી કેમ ન વિચારી શકે તે અમે સ્ત્રીઓ સમજી શકતીજ નથી.

* * *

## ઉદ્યોગ—કારખાનામાં કે ઘરમાં

કોઈ પણ દેશ કે વ્યક્તિની વ્હેવારિક કે આર્થિક સ્થિતિ સુધારવા તેની ઉત્પાદક શક્તિ વધારવાનું કહેવામાં આવે છે આપણા દેશમાં જે જે વસ્તુઓ થાય છે તેમાંથી ખાદ્ય પદાર્થોનોજ આપણે સીધો ઉપયોગ કરીએ છીએ. ઘણી વસ્તુઓ પરદેશ જાય છે અને બીજા દેશો તેનું સ્વરૂપ બદલી પાછી આપણા દેશમાં ઘણી મોંઘી કીંમતે વેચે છે જો આપણે આપણા દેશની બહાર જતી વસ્તુઓનો ઉપયોગ કરીએ અને પરદેશથી આવતો માલ બંધ કરીએ તો દેશના માણસોને કામ મળે અને પરદેશની નફાખોરી બંધ થાય,

આપણો દેશ ખેતી પ્રધાન દેશ છે. ખેડવા લાયક જમીન બહુ સારા પ્રમાણમા છે એટલે કાચી વસ્તુઓનો ઉપયોગ જમીન ખેડતાં ખેડતાં જ ખેડુતો બચતના વખતમા કરે તો જ જમીન છોડી શહેરમાં આવવું ન પડે અને બન્ને સચવાય. મતલબ કે દરેક ઘરમાં સગવડ પ્રમાણે કાચી વસ્તુ-ઓનો ઉપયોગ કરી ઉપયોગી વસ્તુઓ બને-એટલે કે ગૃહ ઉદ્યોગ ખીલે.

આવી ચીજો બનાવવા બીજો માર્ગ એક જગ્યાએ મ્હોટું કારખાનું ઉભું કરી ત્યાંથી એ બનાવવાનો છે. આના ફાયદા પણ છે. જેમકે મ્હોટા પાયા પર વસ્તુ બને તો આવકત ખીલે, માલ સારો-અને સસ્તો થાય. કારખાનાના જીવનના ગેરલાભ છે તેમાં મુખ્ય તો એ કે જમીન પરથી મજુર વર્ગને ખસેડવો પડે. તેનું આરામ, ખુલ્લી હવાનું જીવન છોડવું પડે. સ્વતંત્રતા જાય વિગેરે.

અત્યારના વિજળીના જમાનામાં એક મ્હોટા કારખાનામાં જે કામ થાય તેજ કામ ન્હાના પાયા પર ઘરમા વિજળીક બળથી થાય તેમ છે આવડત ( શક્તિ ) પણ સરકારે પુરી પાડવા યોજના કરવી જોઇએ.

પૂ. મહાત્મા ગાંધીજીએ ગૃહ ઉદ્યોગની મુખ્ય વસ્તુ સુતર અને કાપડ ગણી છે. દરેક વ્યક્તિને આની જરૂર છે.-તે બનાવી વેચવાનું બજાર શોધ-જરૂર પડતી નથી. દરેક ખેડુત હાથે કાંતી તેનું કાપડ બનાવી ફુરસદનો વખત ઉપયોગમાં લઇને દેશની દોલત બચાવી શકે છે.

* * *

**સ્ત્રીઓના હાથમાં સ્વરાજ્યની ચાવી**

પૂજ્ય મહાત્મા ગાંધીજીએ નાગપૂરની બ્હેનો સમક્ષ ભાષણ કરતાં ઉપરના ઉદ્ગાર કાઢયા હતા અને સાથે સાથે કહ્યુ હતું કે જે હું મહેલેથી કહું છું, તેજ ફરી કહુ છું કે " સૂતર કાંતો ને ખાદી પહેરો "

છેલ્લાં વીસ વીસ વર્ષથી એની એ વાત કહેવામાં આવે છે છતાં પણ હજી બહુ ઓછા પ્રમાણમા બ્હેનોમાં ખાદી વપરાય છે.

ખાદી મોંઘી પડે છે અથવા જાડી પડે છે એવા બહાનાં કાઢે છે. એ બહાના ખોટાં છે. ઝીણી ને સુંદર ખાદી હવે મળે છે. ખાદીથીએ વધારે મોંઘી કીંમતનાં લુગડા પહેરે છે. આવાં મોંઘાં લુગડાં પહેરનારા જો ખાદી વાપરે તો કંઇ ખોટું નથી. થોડાક મોજશોખ જતો કરે તો દેશને કેટલો લાભ થાય ?

મોંઘી ન પહેરી શકે એવાં સસ્તી પણ પહેરી શકે. મોજશોખ કરવાનો વખત નથી માટે તેને ડોરાણે મુકી સાદી ખાદીમાં સજ્જ થઇશું તો આપણું અને દેશનું કલ્યાણ છે.

ખાદી તરફ સૂગ ન હોવી જોઇએ કાંતવાનું જો નિયમિત શરૂ કરીશું તો જરૂર આપણા પોતાના કપડા જેટલું તો રોજના ફાજલના વખતમા જ કાંતીશું.

પરદેશી દમનનીતિ, આપણી ગરીબાઇ, આપણી પરાધિનતા વિગેરેમાથી મુક્ત થવું હોય તો હવે તો, બધા જ ખાદી વાપરે અને રેંટીયા ચલાવે. આટલું કામ જો બેનો ઉપાડશે તો પણ દેશોન્નતિમાં મોટો ફાળો ગણાશે.

## કાંતા પુનર્લગ્ન કરવાની કેમ ના પાડે છે

કાંતા નામની એક પચ્ચીસ વર્ષની વિધવાને તેની બહેનપણી શાંતા વારંવાર પુનર્લગ્ન કરવાની સલાહ આપ્યા કરતી હતી. એક દિવસ કંટાળી કાંતાએ જવાબ દીધો, " મેં એક કુતરો, એક પોપટ અને એક બિલાડી પાળ્યા છે તો પછી મારે પુનર્લગ્ન કરવાની શી જરૂર છે ? "

શાંતા : કાંતા, તું તો કાંઇ ગાંડી થઇ છે કે શું ? કુતરો, પોપટ અને બિલાડી કાંઇ ધણીની ગરજ સારે ?

કાંતા : કેમ નહિ ? કુતરો આખો દિવસ ઘુરકીયા કર્યા કરે છે, પોપટ આખો દિવસ કચ કચ કર્યા કરે છે અને બિલાડી મોડી રાત સુધી બહાર ભટકયા કરે છે.

રા, બાબુલાલ ઝવેરધારામ દેસાઈ.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તંત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૦ : અંક ૨ | પુસ્તક ૧૦ | ફેબ્રુઆરી : ૧૯૪૦

## હંસલો

ધીમું ધીમું તરતો રે પેલો હંસલો,
ગોળ ફરે તરતો રે પેલો હંસલો.

લાંબી લાંબી ડોકનો,
ધોળી ધોળી ડોકનો,
વાંકી - ચૂંકી ડોકનો,
ભોળો ભોળો તરતો રે પેલો હંસલો. ૧

દૂધ સમા રંગનો,
રૂએ ભર્યા રંગનો,
લીસા લીસા અંગનો,
રૂપ ભર્યો તરતો રે પેલો હંસલો. ૨

લાંબી લાંબી ચાંચનો,
લાલ લાલ ચાંચનો,
જરા વાંકી ચાંચનો,
નમણો નીરે તરતો રે પેલો હંસલો. ૩

માન સરે હંસલો,
મોતી ચરે હંસલો,
મોજ માણે હંસલો,
શોખી ઘણો તરતો રે પેલો હંસલો ૪

બાલસાથી હંસલો,
કે સદૈવ હંસલો,
'પ્રાણ પંખી' હંસલો,
પરગજુ શો તરતો રે પેલો હંસલો ૫

ધીમું ધીમું તરતો રે પેલો હંસલો,
ગોળ ફરે તરતો રે પેલો હંસલો

ઉમિયાશંકર ઠાકર

# એનું નામ અક્કલ

એક માણસના ઘરની પછીતે નવું બારણું મૂકવાનું હતું. એ એક સુથારને ત્યાં ગયો અને બારણું તૈયાર કરી આપવા માટે કહ્યું.

સુથાર કહેઃ ' માપ લાવો. '

પેલો માણસ કહેઃ ' ઘેર જઇને લઇ આવું છું. '

એ ઘેર ગયો બારણાના માપ માટે બંને હાથ ભીંત આગળ પહોળા કર્યા તો તેની ખાતરી થઇ કે આટલું પહોળું હશે તો ચાલશે.

એવા જ પહોળા હાથ રાખી એ રસ્તે થઇને સુથારને ત્યાં જવા મંડયો.

રસ્તામાં એક ભાઇબંધ મળ્યો.

એણે પૂછ્યું: ' અલ્યા ભાઈ, આ હાથ પહોળા રાખીને ક્યાં જાય છે ? '

' સુથારને ઘેર. એ તો મારા ઘરની પછીતે બારણાનું માપ કેટલું રાખવું એની સમજ પડે માટે મેં આવી રીતે લાંબા હાથ કરેલા છે. ' એણે ખુલાસો કર્યો.

ભાઇબંધને એની મૂર્ખતા ઉપર હસવું આવ્યું. એ હતો જરા ટીખળી. ગમ્મત કરવા એણે એને ધબ્બ લઇને જમીન ઉપર પાડી નાખ્યો. અને ચાલતો થયો.

પડયો પડયો પણ પેલા મૂરખાએ હાથ તો પહોળા જ રાખેલા ! સૂતો સૂતો એ ભાઇબંધને ગાળો દેવા લાગ્યો અને જતા આવતા લોકોને પોતાને ઊભો કરવા વિનંતિ કરવા લાગ્યો.

એક બે માણસોના મનમાં કે એનાથી ઊભા નહિ થવાતું હોય એટલે, હાથ પકડી બેઠો કરવા ગયા.

એ તરત જ બૂમ પાડીને બોલી ઊઠયોઃ ' મહેરબાનો, મારા હાથને અડશો મા. એ તો મારા બારણાનું માપ છે. મારા હાથ પકડશો તો માપ જતું રહેશે. '

માણસો એની મૂર્ખતા ઉપર હસવા લાગ્યા, અને પૂછ્યું: ' ઓ અક્કલના મહાસાગર ! તારા હાથ પકડીએ નહિ તો પહોળા હાથે તને ઉભો શી રીતે કરીએ ? '

પેલા માણસે તરત એનો તોડ કાઢયો એ કહેઃ ' એમાં શું ? આ મારી દાઢી ખૂબ લાંબી છે એ પકડીને મને ઊભો કરો '

દાઢી પકડી એને ઊભો કર્યો. દુઃખ તો બહુ થયું પણ માપ તો રહ્યું ! એ ખુશી થતો થતો સુથારની પાસે પહોળા હાથે જ ગયો.

રમણલાલ નાનાલાલ શાહ

# જીભ કપાએલા પોપટની વાર્તા

ઘણી જૂની એક વાત છે. જાપાન નામના દેશમાં, એક પહાડ પર ડોસો અને ડોસી રહેતાં હતાં. બંને સંપૂર્ણ સુખી ન હતાં. ઉંમરમાં ડોસી મોટી હતી. તે ખૂબ ક્રોધી અને ઝેરીલી હતી. ડોસી હંમેશા ગાળો દેતી, મારતી, અને ઝઘડતી. મનમાંથી ડંખ કાઢતી નહિ એટલે બિચારો ડોસો ખૂબ દુ:ખી રહેતો. તેને સાથીદાર કોઈ ન હતું. પાળેલો એક પોપટ તેનો મિત્ર હતો.

એક દિવસ ડોસો ખેતરમાં ગયો, ત્યારે તે વખતે ડોસી કપડાં ધોઈ રહી હતી. કપડાં ધોવાનાં હોય ત્યારે તેનો મિજાજ ફરી જતો. કારણ કે કપડાં ધોવાના, સુકવવાના, અને વાળવાના કામથી તે થાકી જતી. તેણે કપડાં ધોવાને માટે સાબુનું પાણી એક લાલ રંગની કથરોટમાં ભર્યું હતું. અને તે ઠંડુ થવાને માટે મૂક્યું હતું. તેની જરૂર પડી અને તે લેવા ગઈ ત્યારે તેણે જોયું કે ડોસાનો પાળેલો પોપટ તે પાણી પી રહ્યો હતો એ ખૂબ આનંદ અને મોજથી બેઠો હતો. તે જોઈ ડોસીના ક્રોધનો પાર રહ્યો નહિ. તેણે એકદમ પોપટને પકડયો, અને ચિડાઈને કાતરથી તેની જીભ કાપી નાખી, અને ગુસ્સામાં બોલી: 'હવેથી તું કોઈપણ દિવસ ચોરી કરતો નહિ. તને ચોરીનું ફળ મળ્યું. જા હવે ઉડી જા. મારા ઘરમાં કોઈપણ દિવસ તારું મોં બતાવીશ નહિ.'

બિચારા ગરીબ પંખીને હવામાં નાખી દીધું. પોપટ ઘરની પાછળ ત્રણ ચાર આંટા મારી નિશ્વાસ નાખતો ઉડી ગયો.

ડોસો ખેતરમાથી ઘેર આવ્યો ત્યારે પોતાની સ્રીની કરણી પર તેને બહુજ ક્રોધ આવ્યો. બંને અરસપરસ ખૂબ લઢયા, ખૂબ ઝઘડયાં, એક બીજાએ અપાર દુ:ખમા રાત્રિ વીતાવી પણ તે બધુ નકામું કારણ કે પોપટ તો પોતાની કપાએલી જીભ લઈને ઉડી ગયો હતો આખરે ડોસાએ પોતાનું મન મારીને સદાયને માટે એકાકી જીવન જીવવું શરૂ કર્યું અને તે પોતાના નિયમ પ્રમાણે વર્તવા લાગ્યો. હવે તેને કોઈનો સાથ ન હતો.

ઘણા મહીના પછી ડોસો પહાડની ટોચ પર ગયો ત્યાં તેણે મીઠા અને મધુર અવાજમાં કંઈક સાંભળ્યું: "નમસ્કાર" સામેજ જીભ કપાએલા પોપટને જોયો. પોપટ ઘણોજ બદલાઈ ગયો હતો. જીભ કાપી નાખવાથી તે માણસની માફક બોલતો હતો

જાપાની રિવાજ પ્રમાણે ડોસો અને પોપટ એકબીજાને ખૂબ ભાવથી ને લાગણીથી મળ્યા ને વાતો કરી. પોપટ તો ડોસાને પોતાને ઘેર લઈ ગયો. અને પોતાની સ્રી તથા બાલબચ્ચાંને બતાવ્યા અને ભાવથી જમવાની વિનંતી કરી.

પોપટ વાંસના સુંદર ઘરમાં રહેતો હતો અને ઘરની પાસે મઝાનો બાગ હતો. તથા ટેકરીઓ અને ઝરણા પુષ્કળ હતા. પોપટનું ઘર એક સ્વર્ગ સમાન લાગતુ હતું. પોપટની સ્રીએ ડોસાનું સ્વાગત કર્યું અને તેને માટે અનેક જાતની તૈયારી કરવા માડી. ભાતભાતની મિઠાઈઓ વિગેરે લાવીને ડોસાની આગળ ધર્યાં અને સુંદર ચા પણ બનાવી પોપટની છોકરીઓ પણ ડોસાને મળવા આવી અને સ્નેહથી સામી ને

કહેવા લાગ્યા કે અમારાથી તમારૂં કશુંજ થતું નથી. તો ક્ષમા આપશો. બધી તૈયારીઓ કરવાનો વખત મળ્યો નથી.

આ બધું સ્વાગત ને ભાવ જોઇને ડોસો તો નવાઇ પામ્યો અને પ્રસન્ન થઇ ગયો. રાત કયાં ગઇ તે પણ ખબર ન રહી. તેણે આટલી મહેરબાની કદીયે જોઇ ન હતી. જવાની વાત પણ એ ભૂલી ગયો. પોપટ અને તેની સ્ત્રી ઘણાં સુખી હતાં. ડાસો તો છોકરીઓ સાથે ઘણાજ વહાલથી બગીચામાં ફરી રહ્યો હતો.

રોજ રોજ સાંજે ડોસાને બાગમાંજ બેસાડીને જમાડતા, ભોજન વખતે ખૂબ વાજાં વાગતાં, અને પોપટની છોકરીઓ નાચ કરતી ને ગાતી, આ બધું જોઇને ડોસો પોતાનું દુઃખ ભૂલી ગયો.

ચાર પાંચ દિવસે ડોસાને વિચાર આવ્યોઃ ' અહિં કેટલો બધો વખત થઇ ગયો હવે તો મારે ઘેર જવું જોઇએ. :

તેણે પોપટને કહ્યુંઃ કે ' હવે મારે ઘેર જવું છે. '

આ સાંભળીને પોપટને ઘણું દુઃખ થયું. ડોસાને વિદાયની ભેટ આપવાને માટે બે વાંસના બનાવેલા કરંડીયા લઇ આવ્યો. અને પોતાની મામુલી ભેટ લેવાનો ખૂબ આગ્રહ કર્યો. એક કરંડીયો હલકો હતો અને એક ભારે હતો. ડોસાએ તો હલકો કરંડીયો પસંદ કર્યો. અને લીધો. પોપટે ડોસાને સંભારણા તરિકે તે આપ્યો.

ડોસાને લોભ માત્ર ન હતો. તે બહુજ ભલો હતો. પોપટે કચવાતે દિલે એને વિદાયગીરી આપી.

ડોસો ઘેર ગયો. ત્યારે ડોસી લડવા લાગી ને ગાળો દેવા તથા મારવા લાગી. ડોસાએ ધીરે રહીને પોતાની બધી હકીકત કહી અને પોતે લાવેલો કરંડીયો બતાવ્યો. બેઉ જણે તે ઉઘાડયો, અને અંદર જોયું ! કેવું નવાઇ જેવું ! તેમાં સોનાં ચાંદી અને ઝવેરાત તથા રંગબેરંગી નીલમ, માણેક, મોતી, ભરેલાં હતાં. તેમાં એક ટોપી હતી. તે ટોપી પહેરવાથી અદૃશ્ય થઇ જવાય. અને ધારેલી વસ્તુ મેળવી શકાય. પેટીમાં પૈસા પણ પુષ્કળ હતા. તેમાંથી ગમે તેટલા પૈસા વાપરે પણ ખૂટેજ નહિ.

હવે ડોસીનો ભાવ બદલાઇ ગયો, અને લોભ વધ્યો. એણે ડોસાને કહ્યુંઃ ' હું પોપટની પાસે ભેટ માગવા જાઉં છું. '

ડોસાએ ખૂબ સમજાવી, પણ તેને માન્યું નહિ અને કિંમતી વસ્ત્રો પહેરીને, તથા હાથમાં છત્રી લઇને પોપટની ઘેર જવા ઉપડી. ડોસાના કહેવાથી રસ્તો શોધવો સહેલો હતો. ડોસી ત્યાં ગઇ ત્યારે નમ્રતા માટે ખૂબ સાવચેત રહી, પણ તેના બનાવટી ઢંગ પોપટ સમજી ગયો. તેના મોં પર એ જણાઇ આવતું હતું. ડોસીને જોઇને પોપટ રાજી થયો નહિ તેમજ મોઢું બગાડયું નહિ, ચા પીવાનું આમંત્રણ આપ્યું. પોપટની સ્ત્રી તથા છોકરાં ડોસીને મળવા ન આવ્યાં. બધાં જાણતાં હતાં કે ડોસી શા કારણથી આવી છે.

ઘણીવારે ડોસીએ ચા પીધી. પણ ભેટ આપવાનું ચિન્હ તેની નજરે ના પડયું. તેથી તેણે મોઢે ચઢીને ભેટ માગી. પોપટ નીચેથી ઉંચુ જોવા માંડયો અને

કંઇ પણ બોલ્યો નહિ. અંદર જઇને ઠીક લાગ્યા તેવા બે વાંસના કરંડીયા લઇ આવ્યો અને ડોસીની સામે મૂક્યા. ડોસી લોભી હતી. તેથી ભારે કરંડીયો લીધો. અને પોપટ-ની વિદાય માગી ન કર્યા નમસ્કાર કે ના કહ્યું આવજો.

તે આનંદથી, કરંડીયો લઇને હાંફતી હાંફતી ઘેર આવી. એણે ડોસાને કહ્યું: 'તમે તો અક્કલ વગરના છો ! ભારે કરંડીઓ કેમ ના લીધો ! આમાં પહેલા કરતાં ખૂબ વધારે હશે.'

ઢાંકણું ઉઘાડયું તો ખળભળાટ ને સીસકારા સંભળાવવા લાગ્યા. સોના ચાંદીને બદલે સાપ, વીંછીને ઝેરી જંતુઓ બહાર આવ્યા અને ડોસીના શરીરે વળગી પડયા અને ખુબ ડંખ માર્યા. ડોસીથી સહન ન થયું ને એ મરી ગઇ !

તેના મારી જવાથી ડોસો વિધુર થયો. તેણે એક સુંદર મકાન લીધુ. અને ઘડપણમાં ચાકરી માટે એક દત્તક પુત્ર પણ લીધો. તેના લોભના પરિણામથી તે પોતાની નમ્રતા કદી પણ ભૂલ્યો નહિ આખરે ડોસો સુખી થયો. કહેવત છે કે 'અતિ લોભ તે પાપનું મૂળ.

ધનલક્ષ્મી છોટાલાલ જાની

—✠—

## હવા

ઝાડનાં પાંદડાં શાથી હાલતાં હશે ? પવન આવે ત્યારે પાછાં હાલે છે. હવા હાલે તે પવન કહેવાય. આપણી ચારે બાજુએ હવા છે. ખાલી જગ્યા દેખાય છે ત્યાં પણ હવા છે.

એક મીણબત્તી સળગાવી તેના ઉપર કાચનો પ્યાલો ઉંધો પાડો. થોડીવારમાં મીણબત્તી ઝાંખી બળવા માંડશે. અને પછી હોલવાઈ જશે. આનું શું કારણ ? પ્યાલો ખાલી દેખાતો હતો, પણ તેની અંદર હવા હતી. જ્યાંસુધી મીણબત્તીને ચોકખી હવા મળી ત્યાંસુધી તે બળી પણ જ્યારે ચોકખી હવા થઈ રહી ત્યારે તે હોલવાઇ ગઇ. પ્યાલો ઢાંકયા વગર મીણબત્તી સળગાવીએ તો તે સળગ્યા જ કરે છે.

તમે કહેશો કે પ્યાલામાં હવા દેખાતી નહોતી તો હવા હશે તેમ કેવી રીતે માનવું ? તે પ્યાલામાં કોરો રૂમાલ દબાવીને પાણીની ડોલમાં પ્યાલો એકદમ ઉંધો પાડી તળીઆ સુધી અડકે તેવી રીતે દબાવો પછી પ્યાલો હાથ સીધો રાખી ઉપાડી લો. રૂમાલ કાઢી જુઓ. તે પલળ્યો છે ? ના તે તો કોરો છે રૂમાલને પાણી વડે તો તે પલળવો જોઈએ, પણ રૂમાલ ઉપર પ્યાલામાંની હવા હતી તેથી પાણી અને રૂમાલની વચ્ચે હવા આવી ગઈ અને પાણી રૂમાલને અડી શકયું નહિ.

હવે એક લોટી લઇ પાણીની ડોલમાં ઉંધી પાડો, તેમાં એકદમ પાણી ભરાતું નથી. જો લોટી થોડી વાંકી વાળીએ તો ગુડ ગુડ અવાજ થાય છે અને પરપોટીઓ દેખાય છે. તેમાંથી હવા બહાર નીકળે છે તેથી આવું થાય છે.

હવે તમને ખબર પડી હશે કે ખાલી દેખાતી ચીજોમાં પણ હવા છે. ચોકખી હવા હોય ત્યાં સુધી જ દીવો બળે. ચોકખી હવા હોય તો જ આપણે જીવી શકીએ. આપણે નાક વડે હવા લઇએ છીએ અને નકામી હવા બહાર કાઢીએ છીએ. નાક અગાડી હાથ ધરો અને શ્વાસ મૂકી દો એટલે હવા બહાર નીકળતી માલમ પડશે.

તમારું નાક અને મોં બંધ કરી જુઓ. થોડીવારમાં તમે ગુંગળાઇ જશો. નાક વડે આપણને હવા ન મળે તો આપણે ગુંગળાઈને મરી જઇએ. કેટલાંક લોકોને મોંએ, માથે ઓઢીને સૂવાની ટેવ હોય છે તેથી તેમને બરાબર હવા મળતી નથી, અને તબીઅત બગડે છે.

નદી કે તળાવને કિનારે અથવા વાડીમાં અને ખેતરમાં આપણને સારૂં લાગે છે ત્યાં હવા સારી હોય છે.

ઉકરડા પાસે, ઢોર બાંધ્યાં હોય ત્યાં, ધુમાડો હોય ત્યાં તેમજ બહુ ભીડ હોય ત્યાં કે ગંદકી હોય ત્યાં આપણને ઉભા રહેવું ગમતું નથી. એવી જગ્યાઓએ ગંદી હવા હોય છે.

હવા વગર આપણે એક ઘડી પણ જીવી શકીએ નહિ. પ્રાણી તેમજ વનસ્પતિ હરકોઇને તેના વગર ચાલતું નથી. તેથી ઇશ્વરે આપણી ચારે બાજુએ હવા રાખેલી છે.

બહુ ભણેલા માણસોએ હવા તપાસી છે તો તેમાં (૧) આપણે શ્વાસ લઇએ છીએ તે વાયુ પ્રાણવાયુ. (૨) આપણે ઉચ્છ્વાસમાં કાઢીએ છીએ તે ઝેરીવાયુ (૩) પાણીની વરાળ અને (૪) નાઈટ્રોજન નામનો વાયુ માલમ પડયા છે. આ ઉપરાંત બીજા વાયુ જુજ છે.

આખી દુનિયામાં દીવો, દેવતા કોઇ પણ બળે છે ત્યારે તે બધી બળવાની ક્રિયા પ્રાણવાયુને લીધે થાય છે. આપણે તેના વડે જ જીવીએ છીએ.

આપણા દેશમાં આપણે સફાઇ ઉપર બરાબર ધ્યાન આપતા નથી. જ્યાં જોઇએ ત્યાં કચરો પડયો હોય, ગામમાં ઉકરડા ગંધાતા હોય. મકાનોમાં તડકો આવી શકે તેવાં બારી બારણા હોતા નથી. હવાની અવર જવર થઇ શકે તેવી રીતે મકાનો બાંધ્યા હોતા નથી તેથી આપણને ચોકખી હવા મળતી નથી.

બીજા દેશો કરતાં આપણા લોકો વહેલા મરે અને વધારે માંદા પડે તેમાં કાંઇ નવાઈ નથી: દરેક સમજુ માણસે ગામના લોકોને ચોકખી હવા મળે તેવું કરવા મહેનત કરવી જોઇએ.

પ્રીતમરાય મ. દેસાઈ



## અડવાની અક્કલ

અડવાશાને એની બાએ કહ્યું:' ભાઇ, હવે મોટો થયો. જરા ન્યાતજાતના કામમાં પણ ભાગ લઇએ. જો, શામજી શેઠનો દીકરો બિમાર પડયો છે. જરા જઇને જોઈ આવ. ન્યાતજાતનાં કામ છે, એટલે બોલવા ચાલવામાં વિવેક વાપરજે.'

અડવો શામજી શેઠને ઘેર ગયો.

શેઠનો એકનો એક જુવાન દીકરો રવજી ત્રિદોષથી સખત બિમાર પડીને પથારીમાં તરફડતો હતો. અડવો થોડીવાર બેઠો.

ઉઠીને ઘેર જવા નીકળ્યો ત્યારે અડવાની બાને કહે: ' જુઓ કાશી કાકી, શામજી કાકા મરી ગયા ત્યારે તમે અમને આભડવા આવવાનું કહેવડાવવાનું ભૂલી ગયેલાં. હવે આ વખતે રવજીભાઇ પતી જાય ત્યારે વેળાસર કહેવડાવવાનું યાદ રાખજો. નાતજાતનું કામ રહ્યું. ન આવીએ તો ખોટું લાગે ! જુવાન મરણ થશે એટલે હું તો ઠેઠ સ્મશાન લગી જઇશ ! '

રમણલાલ નાનાલાલ શાહ



સ્તક ૩૪મું | માર્ચ : ૧૯૪૦ | અંક ૧ લે

# રાચો વસંતે

આવો ઉમંગે, રાચો સુરંગે
નાચો ત્રિભુવનક આજે
રસિકડાં ! રાચો વસંતે
મ્હેકે મંજરીશોર, ડોલે કુસુમદોર,
પ્રેરે ચેતન ઉરિ હાસે,
રસિકડાં ! રાચો વસંતે
વેરે મધુ-પરાગ, સોહે મધુર ફાગ,
મંજુ મધુપ ગીત ગાજે,
રસિકડાં ! રાચો વસંતે
મારે સંગીતશોર, ધીરા લલિત બોલ
શાને કોયલડી આજે !
રસિકડાં ! રાચો વસંતે
બોલે બપૈયા, ડોલે આ હૈયાં
ઝીંપો જીવન-મંત્ર જાગે,
રસિકડાં ! રાચો વસંતે
રેમાણે સરાય સ્નેહ, નયને અભિનય નેહ
ભીની પ્રણય-વેણુ વાજે,
રસિકડાં ! રાચો વસંતે
પાધા સજે નવ નારી કસુંબલ,
હોરી ફુલે રસ રાસે
રસિકડાં ! રાચો વસંતે
હેરી વસંત નૂર, ઊછળી અનંત પૂર
હેલી આનંદ ઉર થાયે
રસિકડાં ! રાચો વસંતે

શ્રી મહેન્દ્રકુમાર મો. દેસાઈ

મહિલા પરિષદ અંક




પુસ્તક ૩૪મું | માર્ચ : ૧૯૪૦ | અંક ૧ લો

# રાચો વસંતે

આવો ઉમંગે, રાચો સુરંગે
નાચો ત્રિભંગનંદ આજે
રસિકડાં ! રાચો વસંતે

મ્હેકે મંજરીમોર, હીંચે કુસુમદોર,
પ્રેરે ચેતન હરિ હાસે,
રસિકડાં ! રાચો વસંતે.

ફોરે મધુ-પરાગ, ચોડે મધુર ફાગ,
મંજુ મધુપ ગીત ગાજે,
રસિકડાં ! રાચો વસંતે

સારે સંગીતશોર, ધીરા લલિત બોલ
શાને કોયલડી આજે !
રસિકડાં ! રાચો વસંતે

બોલે અપેયા, ડોલે આ હૈયાં
મોંઘા જીવન-મન્ત્ર જાગે,
રસિકડાં ! રાચો વસંતે

સ્મરણે ભરાય સ્નેહ, નયને ભીંજાય નેહ
મોહી અબુધ-વેણુ વાજે,
રસિકડાં ! રાચો વસંતે

વાઘા સજે નવ નારી કસુંબલ,
હોરી કુંજે રસ ફુવારે
રસિકડાં ! રાચો વસંતે.

હેરી વસંત નૂર, ઝીલી અનંત પૂર
હેલી આનંદ ઉર વાજે
રસિકડાં ! રાચો વસંતે

શ્રી મહેંદ્રકુમાર મો દેસાઈ

# રસિલીઓ ગરબે રમે રે

રૂપેરી ચાંદનીની મ્હાંય,
રસિલીઓ ગરબે રમે રે.
રસની ત્યાં રેલ એ રેલાય;
રસિલીઓ રંગે રમે રે.

આભલે ચડીને ચંદ્ર અમૃત વરસાવતો;
ઝિળી એ ચાંદનીની મ્હાંય,
રસિલીઓ ગરબે રમે રે.

ફુલડાં સોહામણાં હળવે ઝુલાવતો;
મન્દ મન્દ સમીર ત્યાંય વાય,
રસિલીઓ ગરબે રમે રે.

પંચરંગી સાળુ ને જરભરિત કાંચળી;
પ્હેરીને હૈડું હરખાય,
રસિલીઓ ગરબે રમે રે.

એકઠી મળીને સહુ સરખી સાહેલડી;
કોકીલા—કંઠે એ ગાય,
રસિલીઓ ગરબે રમે રે;

રંગતાળી લેતી સૌ સુન્દરી ફરન્તી;
ઝાંઝરના ઝમકાઓ થાય,
રસિલીઓ ગરબે રમે રે.

હૈયે હૈયે સુન્દરીના ભાવો ભરેલ છે;
ભાવનાના નીરમાં નહાય,
રસિલીઓ ગરબે રમે રે.

રૂપેરી ચાંદનીની મ્હાંય,
રસિલીઓ ગરબે રમે રે.
રસની ત્યાં રેલ એ રેલાય,
રસિલીઓ રંગે રમે રે.

શ્રી. કૃષ્ણરાવ ગોહિલ

# અખિલ ભારતીય મહિલા પરિષદ

## ૧૪મા અધિવેશનના સ્વાગત પ્રમુખ

## શ્રી. વિજયલક્ષ્મી પંડિતનું ભાષણ

પ્રતિનિધિ બહેનો, અલાહાબાદને આંગણે આપનું સ્વાગત કરતાં મને ઘણો આનંદ થાય છે. અખિલ ભારતીય મહિલા પરિષદ સ્થપાઈ ત્યારથી ગણતાં આજે બીજી વાર તેનું અધિવેશન સંયુક્ત પ્રાંતમાં થયું છે. પરંતુ થોડાક વખત થયાં સારૂં જગત એટલી ઝડપથી હચમચી ઉઠયું છે કે જાણે આપણે કોઈ નવીન યુગમાં જ દાખલ થયાં હોઈએ અને જે પ્રશ્નો આજે ઉપસ્થિત થયા છે તે એક દસકા પર આપણે છોડવા મથતાં હતાં તેના પ્રશ્નો સામે બહુ ઓછો જ સંબંધ ધરાવતા હોય એમ લાગે છે!

આપણી પરિષદ એના આયુષ્યના ચૌદમા વરસમાં પ્રવેશે છે. ચૌદમી વરસગાંઠ અગત્યની ગણાય છે એટલે તે કોઈક અમુક વ્યક્તિની હોય કે કોઈક સંસ્થાની હોય છતાં તેને ઘણી ગંભીરતાથી જોવી પડે. મનુષ્ય બાલ્યાવસ્થામાંથી વધારે સમજણી વયમાં પ્રવેશ કરે છે, ત્યારે આગળ ભવિષ્યમાં રહેલા કાર્યની કલ્પના કરતી વખતે બાલ્યજીવનનાં સુખ દુઃખ અને આનંદમાંથી સફળ રીતે પસાર થઈ ગયાના કારણે તેને જરા ખુમારીની મસ્તી આવે છે અને તેથી નવીન જવાબદારીમાં તે સ્વાભાવિક રીતે થડે પેટે ઝુકાવે છે. પરંતુ કમનસીબે અત્યારે આપણે પાગલતાને પગલે ચડેલી દુનિયામાં વસીએ છીએ—ત્યાં સત્તાના લોભ આગળ કાયદા કાનૂનની કીંમત નથી, ત્યાં સર્વ દંગા તકરારોમાં "હાથ તેની વ્હાય"નો સિદ્ધાંતજ તાત્કાલિક નિવેડો આણવાનું સાધન ગણાય છે! જૂના આદર્શો અને વિચારોનો તો હવે કંઈ અર્થ રહ્યો નથી; અને ખૂનરેજી તથા વિનાશનાં સાધનોની સંપૂર્ણતામાં જ જ્ઞાનપિપાસાનો અંત આવે છે. પ્રકાશવાળા માર્ગને વ્યર્થ શોધવા જતાં આપણે માનસિક અને ધાર્મિક ભ્રમણના અંધકારમાં જ અટવાઈએ છીએ; છતાં એ માર્ગ તો આપણે શોધી કાઢયા વિના છૂટકો જ નથી! વળી બીજા લોકોની માફક આપણે માર્ગ ભૂલાં પડયાં છીએ કે મક્કમતા અને નીડરતાથી એ ધૂમસમાંથી સીધાં સૂર્યપ્રકાશ સુધી પહોંચી જવા માટે કુચકદમ કરવામાં સફળતા મેળવી આપણી ઓછી મક્કમ અને ઓછી હીંમતવાન બેનો પાસે આપણે આશાભર્યો મદદ લઈ જઈ શકીએ છીએ, તેના પર આપણી સફળતા કે નિષ્ફળતાનો નિર્ણય થઈ શકે.

આ બે ચાર દિવસોમાં આપણી સ્ત્રી જાતિને ઉપયોગી ઘણા પ્રશ્નો આપણી આગળ આવી ઉભા રહેશે અને એવા પ્રસંગે એક બુદ્ધિશાળી અને અનુભવી સન્નારી રેલ આપણાં પ્રમુખ તરીકે મળ્યા છે એ આપણું મહદ્‌ભાગ્ય છે! મારી ખાત્રી છે કે એમની દોરવણી હેઠળ આ પરિષદ કાળજીપૂર્વક જ આપણા પ્રશ્નો હાથ પર લેશે અને તેનો બીનચૂક નિકાલ આણી શકશે પરંતુ આપણા દેશના કૂટ પ્રશ્નો અસાધ્ય છે અને તે દર-

કની કાંઈક કાંઈક ખાસીઅત રહેલી છે. વધારામાં આખી દુનીઆના પ્રશ્નોનો પણ તેમાં ઉમેરો થાય છે, અને એ પ્રશ્નોને પણ આપણાથી કેમ કરીને જતા કરી શકાય? કારણ કે તે પ્રશ્નો એક બીજા સાથે અજબ રીતે સંકળાયલા છે. એટલે અમુક નિયંત્રિત સ્વરૂપને બદલે આખા જગતનું સ્વરૂપ જોવાનો આપણે યત્ન કરવો પડશે; અને તેમ કરી વિશાળ વિશ્વસ્વરૂપની સાથે બંધબેસતા જીવનને વાસ્તે આપણી યોજના ઘડવી પડશે.

હવે એક મુખ્ય પ્રશ્ન જે આપણી સમક્ષ આજે આવીને ઉભો રહે છે, તે ભારતીય મહિલાઓના મહાયુદ્ધ સંબંધે ધોરણનો છે. છેલ્લાં બે વરસથી આ પરિષદે યુદ્ધની વિરૂદ્ધમાં સર્વાનુમતે ઠરાવો પસાર કર્યા છે, અને તેમાં રાષ્ટ્રીય અગર આંતરરાષ્ટ્રીય તકરારોનો નિકાલ લાવવામાં ઉપસ્થિત કરવામાં આવતી યુદ્ધ અને હિંસાની પદ્ધતિનો સદંતર વિરોધ કરેલો છે, અને શાંતિના વાતાવરણ માટે તે જરૂરનું પણ છે. પરંતુ આજે ઘણાં વરસોથી ભરાઈ રહેલાં યુદ્ધનાં વાદળ ફાટી નીકળ્યાં છે અને દુનીઆનો મોટો ભાગ એકમેકનાં રક્તથી રંગાઈ ગયો છે. ખૂન જો એક વ્યક્તિની બાબતમાં ગુન્હો માનવામાં આવે છે તે સામુદાયિક રીતે સદ્‌ગુણ ગણાવા લાગ્યો છે; અને સૌથી વધારે દુઃખદાયક વાત એ છે કે ન્યાયબારી સુલેહની કાંઈ આશા જ જણાતી નથી. કારણ કે જે કોઈ જીતશે તે પોતાની પાસેથી વધારે રાજ્ય સત્તા અને લશ્કરી સાધનોને લીધે જ જીતશે. એટલે હવે આપણે આપણી જાતને પૂછવાનું છે કે યુદ્ધ નીતિની સામે આપણે અગાઉ કરેલા બધા વિરોધ જતા કરી તેને ખાલી કહેલા શબ્દો હતા છે કે, ભારતવર્ષની મહિલાઓ, સત્તાના લોભમાં તણાઈને રાષ્ટ્રોએ સ્વીકારેલી અમાનુષી અને જંગલી પદ્ધતિઓને સાથ આપી શકે એમ નથી, એમ સ્પષ્ટ શબ્દોમાં જણાવી દેવું છે? અલબત્ત યુદ્ધ ભૂમિથી આપણે એટલા બધાં દૂર છીએ કે તેનું સત્યસ્વરૂપ આપણી નજરે કે ખ્યાલમાં આવી શકે એમ નથી, છતાં શબ્દોની સાહસાજી અને વિચક્ષણ પ્રચાર કાર્યથી આપણે ઉંધે રસ્તે દોરવાઈ ન જઈએ! આપણે ચોક્કસ જોઈ શકીએ કે યુરોપનાં કાંટીઆં કરવાં તે કરતાં એક સામ્રાજ્ય માટે લલચાવું એ વધારે ખરાબ નથી; અને આપણે એ પણ સમજીએ છીએ કે વચન ભંગ ગમે તે રાષ્ટ્ર કરેલું હોય તોપણ તે એક સરખું જ વખોડવા લાયક છે. સ્ત્રીઓ તરીકે આપણા માથે એક જવાબદારી છે અને હિંદુ સ્ત્રીઓ તરીકે તો એ જવાબદારી તેથી પણ વિશેષ મોટી. આપણો દેશ સૈકાઓથી શાંતિના કારણે જ ટકી રહ્યો છે. અને આજે પણ આશાભર્યા સદેશ માટે જગત પૂર્વ તરફ નજર નાખી રહ્યું છે. માટે જે કાંઈ ખોટું અને અન્યાય ભર્યું હોય તેનો વિરોધ કરવાનું કામ હિંદે આગળ પડીને જોવાનું છે.

ખુદ આપણા દેશમાં જ આપણા અનેક ગૂઢ પ્રશ્નો રહેલા છે અને વિશેષ મોટા પ્રશ્નોનો આપણે જ નિકાલ લાવીશું તે આપણી કૌટુમ્બિક મુશ્કેલીઓ ટાળવામાં આપણને દોરવણી રૂપ થઈ પડશે. આ પરિષદ અત્યાર સુધી કેવળ સામાજિક અને શિક્ષણ વિષયોમાં જ પરિમિત રહી છે અને મારા ધારવા પ્રમાણે વાસ્તવિક રીતે રાજદ્વારી બાબતોથી તો અલગ જ રહી છે, તોપણ રાજદ્વારી પ્રશ્નો અને રાષ્ટ્રીય પ્રશ્નો વચ્ચે ફેર છે અને તેમાં આપણે મુંઝવાઈ પડવું ન જોઈએ. આપણું દૃષ્ટિબિંદુ ચોક્કસ રીતે રાષ્ટ્રીય બાબતોને અનુસરીને હોવું જોઈએ. અને

આપણે વિચાર પણ રાષ્ટ્રીય શબ્દોમાં જ કરવાનો યત્ન કરવો જોઈએ. આ પરિષદ એ પોતાના કાર્યથી જગતને બતાવી આપશે કે હિંદી મહિલાઓ હિંદરાષ્ટ્રની ઉન્નતિને માટે કાર્ય કરી રહી છે અને સંકુચિત મતમતાંતરની અંદર જરા પણ જકડાઈ રહી નથી તો તે સરસ અને વાજબી જ કામ કર્યું કહેવાશે એમાં શંકા નથી.

હવે બધા વિચારશીલ લોકોનું એટલી બાબતમાં ધ્યાન ખેંચવાની જરૂર છે કે આપણા વચ્ચે પરસ્પર અવિશ્વાસની વધતી જતી લાગણીનો કેવી રીતે અંત લાવવો ? એક રાષ્ટ્ર તરીકે આવી સર્વ શંકા કુશંકાઓ નાબુદ કરવી એ આપણી પ્રગતિ માટે ખાસ જરૂરનું છે. ભારતીય મહિલાઓએ અનેકવાર સાબીત કરી આપ્યું છે કે તેઓ ક્ષુલ્લક કોમી તિરસ્કાર અને ઇર્ષ્યા અદેખાઈથી પર રહેવાને શક્તિમાન છે, સંઘ બળની જરૂરી બાબત તેઓ સમજે છે, અને પોતાના અંતરના અવાજ મુજબ વર્તવાનો તેમણે દરેક વખતે પ્રયત્ન કરેલો છે। અત્યારે મત્ય મમજાવટ અને પરસ્પર સહિષ્ણુતાના પાયાપર દેશમાં સુખશાંતિ સ્થાપવાનો પ્રયત્ન કરવાનું કામ પણ તેઓનું છે આ બાબતમાં આપણા લોકોની અંદર નાગરિકત્વ તેમજ દેશભાવના પેદા કરવા એ પ્રથમ પગથીઉં છે. અને સબળ દેશભાવનાની પ્રગતિ માટે આવશ્યક પરિસ્થિતિ ખાસ કરીને કોમી જીવન અને સહિષ્ણુતાની લાગણી જાગતી રાખવામાં જ રહેલી છે જેમ કોઈ શિલ્પી અમુક યોજના મુજબ બાંધકામ કરે છે તેમ રાષ્ટ્ર તેના સ્વપ્નોથી જ રચાય છે, અને રાષ્ટ્રીયતાના મૂળ તત્વોમાં નાગરિકત્વ જ રહેલું છે જો સ્ત્રી કે પુરુષ પોતાના પાડોશીને મદદ કરવાને એક આંગળી સરખી પણ ન હલાવે તે ભાગ્યેજ પોતાના દેશના હક્કો માટે લડી શકે.

નાગરિકતાધર્મથી રાષ્ટ્રીય જવાબદારીમાં આપણી પરીક્ષા થાય છે અને તેટલા જ વાસ્તે આપણી નાગરિક ભાવનાઓનો વિકાસ થવો જોઈએ

થોડા વખતથી હું સ્થાનિક સંસ્થાઓના ઘણા નિકટ પરિચયમાં આવી છું અને તેમના કામકાજમાં સુધારો થવાની મને ખાસ અગત્ય જણાઈ છે પાછું અહીંઆં પણ સ્ત્રીઓએ આગળ આવી મોટી સંખ્યામાં સ્થાનિક મંડળોની સેવા બજાવવી પડશે હું જાણું છું કે ઇલાયદા અગર એકત્ર મતાધિકાર માટે કંઇક ચર્ચાઓ થાય છે પરંતુ સાચું નાગરિકત્વ અને રાષ્ટ્રીય પ્રગતિ ઉત્પન્ન કરવામાં ઇલાયદા મતાધિકારને હું મોટામાં મોટા અંતરાય રૂપ ગણું છું। જ્યાં સુધી આપણે ઇલાયદા મતાધિકારની દૃષ્ટિએ વિચાર કરીએ છીએ ત્યાં સુધી પરસ્પર અવિશ્વાસ અને શંકા કુશંકાઓનાં બીજ આપણાં હૃદયમાં છૂપાયલાં રહેવાનાં જ. મને લાગે છે કે આપણામાંથી જેઓને આ માન્યતા કબૂલ હોય તેઓને માટે એ વાત હીંમતથી જણાવી અને તક મળે તે આપણા વચન મુજબ કાર્ય કરવાનો હવે વખત આવ્યો છે

છેલ્લા કેટલાક માસ દરમ્યાન આ પરિષદની કેટલીક સભ્યો આપણાં આગલા પ્રમુખ મણી લક્ષ્મીબાઈ રાજવાડેના અધ્યક્ષપણા હેઠળ રાષ્ટ્રીય યોજના સમિતિએ નીમેલી સ્ત્રીઓની પેટા-સમિતિમાં કામ કરી રહી છે આ પેટા-સમિતિએ દેશના દરેક ભાગમાંથી સ્ત્રીઓ સંબંધી માહિતી એકઠી કરવાનો પ્રયત્ન કર્યો છે અને તેના સંશોધનોનું ટૂંક વખતમાં નિવેદન બહાર પાડશે સામાજિક આર્થિક અને કાયદા કાનૂનના ક્ષેત્રમાં સ્ત્રીઓની દુર્બળતા સંબંધી અગત્યના પ્રશ્નો હાથ પર લેવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે અને દેશના સર્વ ભાગોમાંથી સ્ત્રીઓએ આ કાર્ય માટે માહિતી

ભેગી કરવામાં જે તીવ્રતાથી સહકાર આપ્યો છે એ જોઇને ઘણો આનંદ થાય છે. ખાસ કરીને યુવાન બહેનોએ આગળ આવી ભારે કીમતી સલાહ આપી છે, અને વર્તમાન પરિસ્થિતિને અનુકૂળ અત્યારના યુવતી વર્ગનો હૃદય પલટો તો તેઓ જ કરી શકી છે. ગઈ સાલ દરમ્યાન વધતી જતી સંખ્યામાં યુવતીઓ આ પરિષદમાં જોડાઇ છે અને તેઓએ એવી પણ ટીકા કરી છે કે પરિષદ જોઇએ તેટલા પ્રમાણમાં પ્રગતિશીલ નથી. કારણ કે બદલાયલી પરિસ્થિતિને પહોંચી વળવાની તેનામાં તાકાદ નથી. અલબત્ત આ ટીકા વાજબી છે કે કેમ તેનો નિર્ણય કરવાનું કામ હું તમારા પર જ છોડીશ; પરંતુ એક વાત પર તો હું અવશ્ય ભાર મૂકીશ કે અત્યારે જ્યારે જગતની હીલચાલ વ્યક્તિના કરતાં સમષ્ટિના લાભમાં જ વધારે દેખાય છે તેવા વખતે આપણે આપણી પરિષદને પણ ભારતીય મહિલાઓની સાચી પ્રતિનિધિ સંસ્થા તરીકે વિસ્તૃત કરવી જોઇએ; અને એકલાં શિક્ષિત અને પુરસદવાળાં બહેનોને જ નહિ પરંતુ ગરીબ ગુરબાં છતાં દેશની વધારે અગત્યની પ્રતિનિધિ બેનોને પણ આપણા ભેગાં ખેંચવાં જોઇએ. જો કે આ પ્રશ્ન નવીન નથી; એના સંબંધમાં વખતો વખત વિચારણા થઈ છે, પરંતુ તેમ છતાં આ પરિષદ અને સામાન્ય જનસમાજ વચ્ચેનો પરિચય અને સંબંધ બહુ સ્વલ્પ પ્રમાણમાંજ થઈ શક્યો છે. હું ધારૂં છું કે આપણે તેમાં વધારો કરવા મહેનત લેવી જોઇએ; અને અક્ષરજ્ઞાન, ગ્રામોદ્ધાર, ઇત્યાદિ જેવાં કામોને વધારે ઉત્તેજન આપવું જોઇએ. કેમકે એથીજ આપણો તેઓ સાથેનો પરિચય વધારે ગાઢ અને નિકટનો જોવામાં મદદરૂપ થઈ પડશે. વળી ભાષા સંબંધી પ્રશ્ન પણ આપણે વિચારવાનો છે. પ્રાંતિક ભાષાની આપણી ઉપસંસ્થાઓનું કાર્ય કરવાનો પ્રયત્ન ચાલુ છે પરંતુ હજી પણ મોટે ભાગે આપણે અંગ્રેજીનુંજ અવલંબન કરીએ છીએ. મધ્યવર્તી સંસ્થાના સંબંધમાં મારે અત્યારે ખાસ કાંઇ કહેવાનું નથી પરંતુ સ્થાનિક સંસ્થાના કાર્યમાં મને થયેલા અનુભવથી મેં જોયું છે કે માત્ર અંગ્રેજીમાં ચાલતું કામકાજ નહિ સમજી શકવાના કારણેજ આપણે કીમતી કાર્યકર્ત્રીઓ ગુમાવીએ છીએ. આથી અંગ્રેજી નહિ જાણનારાં ગુચવણમાં પડી જાય છે. અને આગળ આવી આપણા કાર્યમાં સહકાર આપતાં અચકાય છે. માટે સામાન્ય જનતાને પહોંચી વળવા જેટલા પ્રમાણમાં આ પરિષદને વિસ્તૃત કરી તે બેનોનું પ્રતિનિધિત્વ મેળવવું હોય તો પ્રાંતોમાં નિદાન તેજ પ્રાંતની ભાષાદ્વારા આપણું કામકાજ ચલાવવાની તાત્કાલિક જરૂર છે. અંતમાં હું આપને વિનંતિપૂર્વક યાદ દેવડાવીશ કે ગમે એટલા સારા ઠરાવો પસાર કરવાથીજ કાંઇ વળી જતું નથી. તેથી આપણી પ્રગતિમાં અમુક અંતરે પહોંચીને આપણા શબ્દોને કાર્યના રૂપમાં મુકવા આપણે આપણાથી બનતું કરીએ અને ભારતીય મહિલા સમાજને સાચી સેવા રૂપ અને ઉપયોગી થઇ પડીએ એવી કોઇક અપૂર્વ સંસ્થા આપણી પરિષદને બનાવી દઇએ એ ખાસ જરૂરનું છે. તેટલા માટે મારી નમ્ર સૂચના છે કે આ પરિષદે દર વરસે અમુક એક ઠરાવ હાથ પર લેવો અને તેને સંપૂર્ણ રીતે વ્યવહારમાં મુકવો. દાખલા તરીકે આપણે એક વરસ અક્ષરજ્ઞાન આપવામાં રોકાઇએ અને અસરકારક પ્રયત્ન કરીએ. બીજે વરસે ગામડાંમાં કાર્ય કરી શકાય. તે પછી કોઇક બીજી પ્રવૃત્તિનું પ્રચારકાર્ય અગર કોઇક કાયદા કાનૂનને લગતા પ્રશ્નનું કાર્ય !–આ પ્રમાણે કરવાથી સર્વ વર્ગની સ્ત્રીઓ તરફથી આપણને વધુ સહકાર મળતો જશે અને

પરિષદ પોતે કરેલા કાર્યનું સુંદર પરિણામ બતાવી શકશે.

મેં આપનું શિષ્ટાચારની રીતે કાંઈ જ સ્વાગત કર્યું નથી. તેમ જ અમારા સ્વાગતમાં આપે અનુભવેલી ખામીઓની ક્ષમા પણ માગી નથી, કારણ કે હું આપને મેમાનો તરીકે ગણતી જ નથી. આપણે સૌ એક મહાન કુટુંબનાં એકમ છીએ. અને જ્યારે આપણે આપણા વાર્ષિક અધિવેશનમાં મળીએ છીએ ત્યારે મેમાનો તરીકે નહિ પરંતુ એક સામાન્ય-સાર્વજનિક કાર્ય માટે એકત્ર થયેલાં કાર્યકર્ત્રીઓ તરીકે, મિત્રો તરીકે મળીએ છીએ, જો કે એક વાર ફરીથી મારે કહેવું પડશે કે આ વરસે આપ સર્વને અમારે ત્યાં પધારેલાં જોઈ અમને ભારે આનંદ થયો છે. આ પ્રાચીન પ્રયાગ નગરના સંબંધમાં એવું કાંઈક છે કે તે મહાન નિર્ણયનું સૂચક ચિહ્ન થઈ પડે છે. હું આશા રાખું છું કે ભલે મહાન નિર્ણય થાય તો પણ આપણે યોગ્ય નિર્ણય પર આવીને સ્વાતંત્ર્યને પંથે નિદાન એકાદ પગલું તો આગળ વધવા જરૂર શક્તિમાન થઈશું જ.



## સખિ, આવો તો કા'નાને લાવજો !

સખિ, આવો તો કાનાને લાવજો,
લાવજો, લાવજો, લાવજો રે,
સખિ, આવો તો કા'નાને લાવજો !

કા'નાને લાવજો, ને હેયાં હુલાવજો,
રસના હીંડોળે ઝુલાવજો,
સખિ આવો૦

નેનાં વીંજાવજો, ને સ્નેહરસ સીંચજો,
જલતી જ્વાળાઓ બુઝાવજો,
સખિ આવો૦

મન કેરે મંદિરે, ને ઉર કેરે આંગણે.
સ્નેહ કેરા સાથિયા પૂરાવજો,
સખિ આવો૦

ગોકુળ શોભાવજો, ને ગોપીઓ ઘૂમાવજો,
કા'નાને હાળજે ફેરાવજો,
સખિ આવો૦

રાસે રમાડજો, ને ગોરસ લૂંટાવજો,
મોહનને મથુરાં ભૂલાવજો,
સખિ આવો૦

રસિક ચિ. ત્રિપાઠી

# નવયુગને વધામણે [ રાસ ]

[ રાગઃ—" સીતારામનાં સંતાન " ]

સાખીઃ—નવયુગનો રવિ ઉગતો, સૃષ્ટિ ધરે નવ-સાજ;
સખી, નવ-આદર્શો રચી, રમીએ નવયુગ રાસ.

આવો, નવ-યુગને વધાવીએ !
બ્હેનાં, નવ-યુગને વધાવીએ !
શક્તિદેવીના અવતાર !
આવો, નવ-યુગને વધાવીએ !

બંસરી બજાવે નવલયુગની અનિલ આ,
સિંધુ સૂણાવે દિવ્યગાનો નવયુગનાં;
દશે દિશમાં પડછંદ
પડે, ઝીલે જનવૃંદ;
આવો, નવ-યુગને વધાવીએ !

વિશ્વમાં પ્રકાશ શશિ-સૂર્ય નવા ઢોળતા,
તેજમાં ઝબોળી, દિવ્ય દેહ-દેહી અર્પતા;
સીંચે હૈયે નવ-પ્રાણ,
ઉરે-ઉરમાં ખેંચાણ.
આવો, નવ-યુગને વધાવીએ !

નવલાં સ્વરૂપ ધરે સત્વો આકાશનાં,
યુગ-યુગના રાસ રમે, ચમકે અવકાશમાં;
પ્રાણ પાર્થિવે પૂરાય,
ભળે. કૂદકી ફ્રશાય.
આવો, નવ-યુગને વધાવીએ !

સાખીઃ—એ બંસરી અનિલની, ત્યમ સિંધુ ગાનો,
પડછંદવા દિશતણા, શશિ-સૂર્ય તેજો;
આકાશી-પાર્થિવતણા નવ-રાસ ખેલો,
આદર્શ ભાવ યુગના-ઝીલને જ પ્રેરે !
બ્હેનાં, નવ-યુગની નાર !
દેવી ભારતી અવતાર !
આવો, નવ-યુગને વધાવીએ !

દેવશંકર નાથાલાલ મહેતા

# અખિલ ભારતીય મહિલા પરિષદ

## ૧૪મા અધિવેશનના પ્રમુખ

## શ્રી. બેગમ હમિદ અલિનું ભાષણ

દુનિયાનાં ઘણાં અગત્યનાં રાષ્ટ્રીય મંડળો પૈકી એક સંસ્થાના પ્રમુખ તરીકે પસંદ કરી તમે મને આજે જે માન આપ્યું છે તે માટે હું ઘણા ઉંડા દીલથી આભાર માનું છું.

વળી એ સંસ્થા સ્ત્રીઓની છે તેથી એની અગત્ય ઘટતી નથી પણ ઉલટી વધે છે, કારણ કે આપણો આદર્શ 'સેવા કરવાનો છે,' નહિ કે લાભ મેળવવાનો.

આ સંસ્થાના સભ્યોએ શિક્ષણ વિષયક, સામાજિક અને નાગરિક કાર્યક્ષેત્રમાં મેળવેલી તાલીમ આખા હિંદમાં જાણીતી થઈ રહી છે, એ તો નિર્વિવાદ છે.

મધ્યવર્તી અને પ્રાંતિક સરકાર તેમજ રાષ્ટ્રીય સંસ્થાઓ પણ આપણાં જ્ઞાન અને અનુભવનો ઉપયોગ કરે છે. થોડાંક ઉદાહરણો ગણાવીએ; મને જણાવતાં આનંદ થાય છે કે રાજકુમારી અમૃતકુંવર મધ્યવર્તી કેળવણી મંડળનાં સભ્ય છે; અને ગણી લક્ષ્મીબાઈ રાજવાડે રાષ્ટ્રીય યોજના સમિતિની મહિલા પેટા સમિતિનાં અધ્યક્ષ છે.

### કાર્યની દિશા ફેર

આ પરિષદનું કાર્ય આગળ ધપ્યે જાય છે; અને પેટા સમિતિઓની સંખ્યા પણ વધતી જાય છે એ ખરેખર શુભ ચિહ્ન છે; કેમકે અમુક વિષયોનો ખાસ અભ્યાસ કરનાર સભ્યો એ પેટા સમિતિઓને દરતક છે. તેઓ પરિષદની કીંમતી મૂડી છે. તેઓ આપણી નિષ્ણાત અને વિશ્વાસુ માર્ગદર્શિકાઓ છે.

કોઈ પણ વસ્તુમાં ખામીઓ કાઢી તેને ઉતારી પાડવી, અગર તેમાં સુધારા સૂચવવા એ બહુ સહેલું છે; છતાં એટલું તો અવશ્ય કહેવું જોઈએ કે આ પરિષદ યોગ્ય માર્ગે થઈ વિસ્તૃત પ્રગતિ કરી રહી છે.

### સ્ત્રીઓનું સ્થાન

આપણી પાર્લામેન્ટોમાં સ્ત્રીઓનું આગમન ઘણું ઉપયોગી સાબીત થઈ ચૂક્યું છે, તેની તાત્કાલિક અસર થઈ છે, અને સ્ત્રીઓ સંબંધી પ્રશ્નોની હવે પ્રથમની માફક સંપૂર્ણ રીતે અવગણના કરવામાં આવતી નથી.

પ્રાંતિક મંડળો અને ધારાસભાઓએ સ્ત્રીઓની પછાત સ્થિતિ સુધારવા માટે સંખ્યાબંધ કાયદાઓ દાખલ કર્યા છે આપણે પણ વિચાર પૂર્વક બધા પ્રગતિશીલ ધારા ધોરણોને અનુમતિ આપી છે અને જ્યાં જ્યાં જરૂર પડે ત્યાં ત્યાં સુધારા વધારા પણ સૂચવ્યા છે. આવા પ્રયત્નો કરવા છતાં હિંદુસ્થાનમાં સ્ત્રીઓના હકો હજી શૂન્ય જ રહ્યા છે. ચોકખી રીતે સ્ત્રીને સ્વતંત્ર અને સમાન ભાગીદાર તરીકે ગણવામાં આવે ત્યારે જ તેનું સ્થાન કંઈપણ માનનીય ગણી શકાય. હિંદુસ્થાનનો પુરૂષ વર્ગ ક્યારે સમજશે કે તે પોતે જ જો સ્ત્રીઓને વેઠવી પડતી હાડમારીઓ અને કષ્ટો પ્રત્યે આંખઆડા કરે છે અને સ્ત્રીઓને સ્વતંત્રતા આપવાની વાત આવતાં જ મન ચોરવાની વાત કરે છે, તો બીજા જ લોકોને ન્યાયસર વર્તવાનું કહેવાનો શો અર્થ ? ગુલામ માતાના પુત્રો માનસિક રીતે હંમેશાં ગુલામ જ રહેવાના–બને તે પછી તેમનો હોદ્દો કે

દરજ્જો ગમે તે હોય ! હું આપણા ભાઇઓને યાદ દેવડાવીશ કે જ્યાં સુધી તેઓ પોતાનાં ઘરને વ્યવસ્થિત કરી હિંદની અર્ધી અર્ધ વસ્તી (સ્ત્રીઓ) ને તેનાં હકોનો યોગ્ય હિસ્સો નહિ આપે ત્યાં સુધી તેઓ કદિ સ્વરાજ્ય મેળવી શકવાના નથી–બલ્કે તે મળવાનું જ નથી. હિંદી સ્ત્રીઓની કાનૂન વિષયક અશક્તતાની બાબતમાં તપાસ કરવા માટે સમિતિ નીમવાની જરૂરીઆત ઉપર ચાલેલી વાટાઘાટમાં ધ. સ. ૧૯૩૯ ની મધ્યવર્તી સભામાં જે બન્યું હતું તે હું તમને યાદ દેવડાવીશ તો અહીં અસ્થાને નહિ ગણાય. આ ઐતિહાસિક દૃષ્ટિએ ક્ષુલ્લક ગણાતી વાટાઘાટના પરિણામમાં એક તો મોટા ભાગના સભાસદોની અત્યંત દુઃખદાયક ગેર સમજુત અને બીજું સરકારનું બીલકુલ બીન સહાનુભૂતિ ભર્યું વલણ–એ જ નીકળ્યું ! હું ધારું છું કે એક ભવ વીતતા સુધી પણ આપણે એ કાંડને વિસરી નહિ શકીએ અગર તેને ક્ષમ્ય પણ નહિ ગણી શકીએ આપણે જ્યારે ભાખરી માગીએ છીએ ત્યારે તેઓ પલાળેલા લોટમાં બોળેલા પથરા આપે છે ! આ પ્રશ્નના એકાદ બે મુદ્દાઓમાં જ પરિમિત રહેલી તપાસ આગળ આપણી માગણીઓના ઇન્કાર બાબત પણ આપણે બીજું શું કહી શકીએ ? અને તે પણ માત્ર એકલી એકજ જાતિને માટે ? આપણે ઉપસ્થિત કરેલા સાર્વજનિક પ્રશ્ન પર્યંત તેમની દૃષ્ટિ પહોંચી ન શકી: એટલે તેને મોટા સ્વરૂપે ચીતરવાની જરૂર પડી. આનો નિરાશાઓ થવા છતાં કેવળ કોમી અગર સંકુચિત કાયદાની દૃષ્ટિએ નહિ–એમ સ્ત્રીઓના પ્રશ્નો ન જોવાય તેટલા વાસ્તે આપણા દેશ બંધુઓને નિર્ભયતાથી કેળવણી આપવાનું ચાલુ રાખવું જોઈએ. જીવનની પોતાની દરેક વસ્તુમાંથી જેઓને બેવડો હિસ્સો આપવો પડતો હોય અને વંશપરંપરાથી મેળવેલાં જર જમીન પૈસા ટકા અને સત્તા એ બધાના અર્ધા જ ભાગથી જેઓને ભવિષ્યમાં સંતોષ માનવાનું આવતું હોય એવી વ્યક્તિ સામે નજર ચોંટાડવાની હોય ત્યાં ન્યાય મળવાની આશા રાખી શકાય જ નહિ. કારણ કે એકંદર વસ્તુસ્થિતિ જ આવી છે અને મનુષ્ય સ્વભાવ મુજબ આટલા જ કારણને લીધે પુરૂષો સ્ત્રીઓના 'હક્કો સંબંધી વિચાર કરવાને પણ નારાજ છે. પ્રામાણિક કોમ કે જાતિમાં દરેક વહુ દીકરીને તેનો યોગ્ય હિસ્સો મળવો જ જોઇએ અને હાલના ધોરણે જોતાં અત્યારે છે તેના કરતાં છોકરાનો હિસ્સો અર્ધો જ થઇ જવો જોઇએ. દરેક સ્ત્રી પોતાની આજીવિકા પ્રાપ્ત કરવાને, પોતાનું જીવન પોતાની ઇચ્છાનુસાર જીવવાને–બલ્કે ટૂંકામાં પોતાના ભાગ્યની પોતે જ વિધાયક બનવાને સ્વતંત્ર રહેવી જોઇએ. તેની ઇચ્છામાં આવે તો ચૂલા ચક્કીની કામગીરીથી પણ તે સ્વતંત્ર રહી શકે. પ્રજોત્પાદન કરે પણ ખરી, ને ન પણ કરે. જે બાળકોને તે જન્મ આપે તેમના પિતા સાથે સરખે હિસ્સે વાલીપણું પણ ભોગવી શકે; આપણને સ્ત્રીઓને આવા ચોકખા દીવા જેવા માનુષી 'હક્કોથી હજી પણ વંચિત રાખવામાં આવે છે એ ખરેખર રાક્ષસી છે, અસહ્ય છે !

પેઢીઓગતિથી આપણે આપણાં ઘરોમાં ઘણા હિટલરોના ત્રાસ વેઠયા છે; અને જગતમાંથી દરેક સ્વરૂપની હિટલરશાહી હવે સદાને માટે નાબુદ થાય એવી આપણે ભક્તિભાવથી પ્રભુને પ્રાર્થના કરીએ.

યુદ્ધ

સપ્ટેંબર ૧૯૩૯ થી ઘૃણા, તિરસ્કાર, ખૂનામરકી અને રાજસત્તાનો લોભ, વેરવૃત્તિ, સ્વાર્થી પ્રચાર કાર્ય દુનિયાના દરેક નાના મોટા દેશના ભાવિની અનિશ્ચિતતાથી ઘેરાયેલા વાતાવરણમાં દુનીઆ જીવી રહી છે. આપણે એક રાતમાં શત્રુઓને મિત્ર બનતા અને

મિત્રોને શત્રુ બનતા જોયા છે. ગત મહાન્ યુદ્ધમાં આપણે અનુભવ્યા પ્રમાણે દુનીઆ એક ભયંકર સ્વપ્નદેવી કે એથારૂ રૂપ થઇ પડી છે. તે વખતે આપણે એમ ધારતાં હતાં કે દુષ્ટતા, નિર્દયતા અને ભારે ખૂનરેજી-ની પરાકાષ્ટા આપણે જોઈ લીધી—પરંતુ તેમાં આપણે બની જ ગયાં. વાસ્તવિક રીતે ગત યુદ્ધ નૈતિક પ્રશ્નોને માટે અગર આખી દુનીઆને માન્ય હોય એવા કોઈક સાર્વત્રિક સિદ્ધાંતને ખાતર લડાયું જ નહતું. તે તો પ્રતિષ્ઠા અને શ્રેષ્ઠતાને ખાતર એક જૂથના દેશોએ બીજા જૂથ સાથે લડેલી લડાઇ હતી. જે દેશ હાર્યો તે લોહીનો નીગળતો રહ્યો, તેનું માથું ધૂળમાં રગદોળાયું. સ્વાભાવિક રીતે વેર લેવાને માટે બે દસકાઓથી તે ઉઘાડે છોગે પ્રયત્ન કરી રહ્યો હતો. આપણા વખતનો મહાન્ પ્રશ્ન એ જ રહ્યો છે કે આ યુદ્ધ ચોક્કસ નિર્વિવાદ સિદ્ધાંત માટે લડાય છે કે હજી મહારાજ્યો સ્થાપવાને અને એમાં-થી એક પણ પક્ષની ન હોય એવી મીલકતના સ્વરૂપનાં સંસ્થાનો તફડાવવાના લોભી દેશો વચ્ચે જ લડાય છે? હિંદુસ્થાને આ મુદ્દાસર પ્રશ્ન પૂછીને ચોક્કસ આહ્વાન ફેંક્યું છે. દુનીઆના દરેક દેશના-બ્રીટિશ સુદ્ધાં-સર્વ પ્રામાણિક દેશજનો અને શહેરીઓએ કબૂલ કર્યું છે કે આ યુદ્ધ કયા સિદ્ધાંતને ખાતર લડવામાં આવે છે, અને નાઝીવાદ વિરુદ્ધ અત્યારે લડતી સત્તાઓ ભવિષ્યમાં કયી જાતિ અખત્યાર કરવાની હશે તેનો ચોકખો ખુલાસો કરવા સબંધી હિંદે જે માગણી કરી છે તે વ્યાજબી છે.

જો સાચા અર્થમાં એક જનસત્તા નાબુદ કરવા માટે જ આ યુદ્ધ લડાતું હોય તો દરેક દેશને, અને તેના લોકોને સ્વરાજ અને આત્મનિર્ણયની ખાત્રી આપવામાં આવે છે? અને એવી પણ ખાત્રી આપવામાં આવે છે કે તે દેશોને આબિસિનિયા, આલ્બેનિયા, ઝેકોસ્લોવેકિયા, ઓસ્ટ્રિયા, પોલેંડ, ફિન્લેંડ તેમ જ ચીને ગયા દસકામાં વેઠેલા અમા-નુષી જુલમો અને ખૂના મરકીના ભોગ નહિ થવું પડે? બધા દેશોને એક સરખો વર્તાવ મળશે કે હજી પણ નીતિ, વિકાસ અને સંસ્કૃતિમાં ઉપરિ તરીકે રહેવાનો ઢોંગ કરવાનું યૂરોપ ચાલુ રાખશે? ઉન્નત સંસ્કૃતિની આ પોકળ બડાઈ ગત યુદ્ધમાં તેમ જ ચાલુ યુદ્ધના ચાર માસ દરમ્યાન કેટલી ખુલ્લી થઇ છે તે એશિયા અને આફ્રિકાનો એકે એક દેશ સારી પેઠે સમજે છે. આવી દંભી બડાઇખોરી અને ખાલી શબ્દચિત્રો હડહડતા તિરસ્કાર અને નિરાશાના જ ઉત્પાદક છે।

પ્રશંસાપૂર્વક શુદ્ધબુદ્ધિથી દુનીઆને ખુશ કરવી એ એક મહાન કૃતેહ છે. એક ઘણા જ સુધરેલા રાષ્ટ્રે તદ્દન સરળ ભાવે રમુજ કરવાનો સંપૂર્ણ અખતરો કર્યો છે. જેમાં તે સખત ફરીઆદ કરે છે કે મારું બલિદાન મારું મિત્ર નથી, તે મારી સાથે સાચા દિલથી વર્તતું નથી; તો બીજું સુધરેલું રાષ્ટ્ર તેના તોડેલાં બધાં વચનો અને કોલ-કરારોની ફરીઆદ કરી તેનું આખું પારાયણ કરી જાય છે-ને કહે છે કે બલિદાન તેના વચનનો વિશ્વાસ રાખતું નથી, તે દુભાયું છે." જેઓ આવાં રોજ ટીખળ કરે છે તેમનો આપણે જરૂર આભાર માનવો જોઇએ. આવા હાસ્યભર્યાં કટાક્ષ અને ટીખળથી ક્ષુબ્ધ વાતાવરણ ચોકખું થાય છે.

નવું અંધારણ

હિંદુસ્થાનની પ્રશંસનીય નિખાલસતાનું પરિણામ એ આવ્યું છે કે પરિમિત સ્વરાજ્યના નાનકડા અખતરાની પણ ઇતિશ્રી થઇ છે। હવે શું થશે તે તો દેવલોકોના હાથની વાત છે. ટૂંક વખતમાં પણ વિશ્વાસપાત્ર શ્રી-

પુરુષો જેમના હાથમાં પ્રાંતિક સરકારની સત્તા હતી તેઓએ હિંદના હિત માટે કીમતી ફાળો આપ્યો છે ! લોકોની અપૂર્વ કાળજી રાખવામાં આવતી હતી; અને છેલ્લા અઢી સૈકાથી નહિ જોયેલાં વિશ્વાસ અને મિત્રભાવનું વાતાવરણ અત્યારે ઉત્પન્ન થઇ શક્યું છે; અર્થાત્ આપણે હિંદીઓ સ્વરાજ માટે નાલાયક છીએ એવો આક્ષેપ કાંઇ પણ વજુદ વગરનો સાબીત થઈ ચૂક્યો છે.

અલબત્ત આપણે ધીરજથી રાહ જોવી જોઇએ અને માનભર્યું સમાધાન લાવવા માટે આપણા વિશ્વાસપાત્ર માણસો પર આપણે ભરોસો રાખવો જોઇએ. પરંતુ અગાઉ નહિ બન્યું હોય છતાં અત્યારે તો આપણે સ્ત્રીઓએ એકત્ર થઇ કોઇ પણ જાતની માનસિક સંકુચિતતાઓ રહિત એકતા સ્થાપન કરી દેશનું હિત ટકાવી રાખવા માટે દેશને દોરવવાની જરૂર છે.

**આંતરરાષ્ટ્રીયતા**

વળી કોઇ પણ પ્રાંત, રાજ્ય, દેશ કે ખંડના ભેદભાવ વિના માત્ર માનુષી દૃષ્ટિએ જ દુનીઆની સર્વ પ્રજાઓ સાથે મિત્રતા અને સહાનુભૂતિની ભાવના પણ આપણે દૃઢ કરવાની છે. હિંદુસ્થાન શાનો વિચાર કરે છે, હિંદુસ્થાનની શી લાગણીઓ છે—ટૂંકામાં દુનીઆના દરરોજના બનાવોથી હિંદને શા શા પ્રત્યાઘાતો થાય છે, એ સર્વ બાબતથી ઇંગ્લેંડમાં આપણું ઐકયસાધક મંડળ, જીનીવામાં વસતા આપણા મિત્રો અને હિતચિંતકો, અમેરિકા, ફ્રાન્સ, હોલેંડ અને બેલજીયમ, નોર્વે, સ્વીડન, સ્પેઇન, આયર્લેંડ, ઇજિપ્ત, સીરિયા, પેલેસ્ટાઇન, તર્કી, ઇરાક, ઇરાન, બર્મા, સીલોન, જાવા એ બધે ઠેકાણે રાષ્ટ્ર સંઘનાં મંડળો અને સમિતિઓને સતત માહિતગાર રાખવાં જોઇએ. આપણે જાણીએ છીએ કે આપણા પ્રત્યે તેઓની શુદ્ધ સહાનુભૂતિ છે અને તેમાંના ઘણાઓ હિંદુસ્થાનના શાંતિ અને અહિંસાની મૂર્તિ સમાન મહાત્મા ગાંધી તરફ સમસ્ત જગતની શાંતિના પ્રશ્નનો નિકાલ આણવા નજર કરી રહ્યા છે. મિત્રતા એક તરફી કદિ ન હોઇ શકે. જો આપણે યુરોપ, એશિયા, આફ્રિકા અને અમેરિકા બલ્કે અખિલ જગતની સહાનુભૂતિ ઇચ્છતા હોઇએ તો તેના બદલામાં તેમના પ્રત્યે શ્રદ્ધા વિશ્વાસ અને મિત્રભાવ બતાવવા આપણે તૈયાર રહેવું જ જોઇએ. મને લાગે છે કે એજ રીતે આપણે આપણા સ્ત્રી વર્ગમાં ભગિની ભાવનાં બંધનોને સજ્જડ કરી શકીશું; અને પરિણામે સર્વ દેશની સ્ત્રીઓ એક સર્વસામાન્ય હેતુને અર્થે એકત્ર કાર્ય કરી શકશે. હિતચિંતકો અને મિત્રો તરીકે આપણી સાથે જોડાવાને દુનીઆના જુદા જુદા ભાગોમાંથી સ્ત્રીઓને આકર્ષવાનો થોડોક પ્રયત્ન આપણી ઐક્ય સમિતિએ કર્યો છે. અને મેં જણાવેલા બધા દેશો સાથે આ સમિતિને ઉપયોગી પત્રવ્યવહાર ચલાવવાનો વખત આવશે એમ હું માનું છું. આપણા આંતરરાષ્ટ્રીય કાર્યનો વિકાસ કરવા માટે આપણે કદાચ દરેક જુદા જુદા દેશોના જૂથ—માટે, એક યૂરોપ માટે, એક એશિયા માટે, એમ એકેક ઐક્ય સાધક અમલદાર નીમવા પડશે. હું આશા રાખું છું કે આથી બધા દેશોની સ્ત્રીઓની કાયદાકાનૂનવિષયક પરિસ્થિતિનો અભ્યાસ કરવામાં સવલત મળશે. ઇજિપ્ત, પેલેસ્તાઇન, સીરિયા, તર્કી અને ઇરાન જેવા ઇસ્લામી દેશોમાં પ્રચલિત કાયદાઓ હિંદની ઘણી સ્ત્રીઓને માટે તાત્કાલિક અગત્યના છે.

સ્વીટ્ઝરલેંડનો કાયદો, સ્વીડનનો કાયદો, લગ્ન, વાલીપણું, વારસો—બલ્કે સ્ત્રીઓના

લગ્ન સંબંધી તુર્કી અને અમેરિકન ધારા ધોરણો હિંદમાં વસતી સર્વ સ્ત્રીઓને અતિ અગત્યના છે. પુરૂષો અને સ્ત્રીઓને લગતા કાયદામાં થતી આધુનિક પ્રગતિનો તુલનાત્મક અભ્યાસ કરી જરૂર પડે તેટલી બાબતોમાં છૂટછાટ કરી ઉપર્યુક્ત બાબતોનો આપણે સ્વીકાર કરવાનો છે. મનુષ્ય પ્રાણીઓ તરીકે દુનીઆની સર્વ ચળવળોની આપણા પર અસર થવી જોઇએ. જો આપણું રાષ્ટ્ર મૃત ન હોય તો કદિ આપણે બીજાં પર અસર કરીએ અગર આપણા પર બીજાની અસર થવી જોઇએ. પરંતુ પ્રશ્નનો પાઠ માનવાનો છે કે હિંદ મૃત નથી, પણ પૂરતું સજીવન છે અને ઇતરાયેલા દેશ તરીકે અથાગ ગેરલાભો સહન કરવા છતાં તેણે કેવળ બૌદ્ધિક શક્તિ અને ધાર્મિક પ્રગતિ દ્વારા દુનીઆમાં જે પોતાનું સ્થાન પ્રાપ્ત કર્યું છે તેને માટે આપણે જરૂર મગરૂર બનીએ.

કાર્યક્રમ

દર વરસે નવા વરસ માટે આપણા કાર્યની યોજના કરવાનો આ પરિષદનો રિવાજ છે. સને ૧૯૪૦ માટે હું તમને સૌને વિનંતિ કરું છું કે રાજકીય મતાધિકારી સર્વ જાતની સ્ત્રીઓ સાથે સંબંધમાં આવો. મજૂરીઆત વર્ગની સ્ત્રીઓ સાથે મિત્રતા કરો, તમારી પાડોશની દરેક સ્ત્રીની સાથે એકમત થાઓ; આપણામાંના દરેક જણ પાસે આપવાનું ઘણું છે. પણ તેથી વધારે બીજાં પાસેથી મેળવવાનું પણ છે. આપણે શિક્ષિત સ્ત્રીઓએ અક્ષર જ્ઞાનનો પ્રચાર કરવો જોઇએ અને તેમ કરીને જે લાભો આપણે મેળવીએ છીએ તેવા દુનીઆના અનેક લાભોથી વંચિત રહેલી એક માનવ જનતાની તદન નિકટમાં આવી શકીએ; કેમકે એ વધારાના લાભો આપણે કેવળ આપણી લાયકાતના કારણે જ નથી ભોગવતાં, પણ એટલા જ કારણથી કે તે બિચારીઓ ભાગ્યવશાત્ આપણાથી દૂર પડી છે! માનવતાનો સાદ ત્યાંથી આવે છે, અને તેનો જવાબ આપણે જરૂર આપીએ. માંદા, નિર્ધન, ગરીબોને મદદ કરવાનો યત્ન કરવાની અગત્ય આપણે પ્રથમથી જ સમજીએ છીએ. પરંતુ આપણા પ્રચલિત ચીલામાંથી બહાર નીકળી આપણા લત્તામાં રહેતી સર્વ-કોટિની સ્ત્રીઓના હિતને માટે આપણે પ્રયત્ન કર્યો છે? પરિષદ આ બાબત માટે ભલામણ કરે છે પરંતુ તેના દરેક સભ્યે પોતાનું કર્તવ્ય બજાવવું છે! આપણે ઘણીજ કાળજીપૂર્વક, વિચારપૂર્વક અને પ્રામાણિકપણે આત્મપરીક્ષા કરવાની છે આપણે પૂરતા પ્રમાણમાં આપણા પાડોશીઓને માટે કોઇપણ કાર્ય કર્યું છે? દાખલા તરીકે, સામાન્ય નોકર તરીકે ઓળખીતા, આપણા માટે પગાર લઇ કામ કરનારા લોકોનો દાખલો લઇએ. તેમને માટે આપણે આપણા મિત્રોના જેટલી દરકાર રાખીએ છીએ?–એટલાં હૃદય અને સહાનુભૂતિ બતાવીએ છીએ? જો તેમ કરતાં હોઇએ તો તેમને આપણે ઉંચી કક્ષાએ જરૂર પહોંચાડી શક્યાં હોત! જો તેઓ આપણાથી ઉતરતા દરજ્જાના હોય તો તેમનું માનસિક અને નૈતિક સ્થાન ઉંચું લાવવામાં આપણે મદદ કરીએ, અગર જો તેઓ આપણાથી ચઢીઆતાં હોય તો તેમની પાસેથી શીખવા લાયક ઘણી બાબતો શીખી લઇએ. એટલી વાત સાચી છે કે ખામોશી, ધીરજ, સહિષ્ણુતા ઇત્યાદિ ગુણો જે સુખી સ્થિતિના માણસોમાં ઓછા જોવામાં આવે છે તે ગરીબાઇમાં પીડાતા લોકોમાં સરસ કેળવાય છે. હિંદમાં સુધારણા, વિકાસ, અને ઉન્નતિ એ વિદ્વતા પર આધાર રાખતાં નથી; તેમજ બીજા દેશોની માફક કેવળ પુસ્તકિયા જ્ઞાનવાળાઓમાં પણ તે ખાસ જોવામાં આવે છે એમ કાંઇ નથી. આપણે આંખ અને કાન દ્વારા ઘણું શીખીએ છીએ અને તેથી આપણા બીલકુલ નિર્ધન લોકો,

આપણા મજુરીઆત વર્ગો, આપણા હરિજનોની નિકટમાં જવાનું આપણને સહેલ છે. કારણ કે માનસિક દષ્ટિએ તેઓ આપણાથી તદ્દન નજીકમાં જ છે. આપણા દેશમાં ખાસ વર્ગ ભેદ અગર કોમી તકરારો જેવું છે જ નહિ. પણ દેશનો મુખ્ય મુદ્દો જે ધંધા ઉદ્યોગ છે તેની જાગૃતિની બાબતમાં પણ આપણે ધ્યાન રાખવું જોઇએ કે પાશ્ચાત્ય ઉદ્યોગ ધંધાનું સ્વરૂપ આર્થાત્ કોમી ભાવના જ દેખાઇ આવે છે. જો આપણે વિચારશીલ બેનો મજુરીઆત વર્ગની સ્ત્રીઓ સાથે નિકટના પરિચયમાં આવીએ તો શાંતિ ભર્યું વાતાવરણ આપણે પેદા કરવા માગીએ છીએ તેને અડચણ કર્તા કડવાશ ભર્યા સંબંધો ઉપસ્થિત થવાનો બહુ ઓછો સંભવ રહેશે.

### હિંદુસ્થાની

આવું વાતાવરણ પેદા કરવા માટે હિંદુસ્થાની ભાષા શીખવાની અગત્ય પર હું ખાસ ભાર મૂકું છું. સર્વ સાધારણ ભાષાની જે જરૂરીઆત બતાવવામાં આવે છે તેમાં કોઇપણ રીતે અતિશયોક્તિ નથી. આપણા મોટા ભાગના લોકોને માટે આંતરપ્રાંતિક સહચારનું એક અપૂર્વ સાધન છે. એટલી વાત સાચી છે કે હિંદુસ્થાનના શિક્ષિત વર્ગમાં અંગ્રેજી ભાષાદ્વારા વિચાર અને વાણીમાં ઘણે અંશે લાભ થયો છે, પરંતુ એંશી ટકા કરતાં વધારે માણસો અંગ્રેજી શિક્ષણ લઇ શકતાં નથી એ દષ્ટિએ, જો સંગીન પાયા પર આપણે એકતા સાધવા માંગતા હોઇએ તો આપણે કોઇક સરળ અને સીધી રીત શોધી કાઢવી જોઇએ. બેશક હિંદી કે ઉર્દુ બોલીવાળા પ્રાંતોએ તેમના અભ્યાસક્રમમાં બીજી ભાષા તરીકે શિષ્ટ હિંદુસ્થાનીને સ્વીકારી લેવી પડશે અને જેઓ એ બંને પૈકી એક ન જાણતા હોય તેમણે હિંદુસ્થાની શીખી લેવી જ રહી. લિપિનું ધોરણ દરેકની મરજી મુજબ રહે; અને દરેક પ્રાંતની સરકાર બંને લિપિને માન્ય રાખે. માત્ર શિક્ષકોએ બંને લિપિમાં પ્રમાણપત્રો મેળવવાં પડશે.

### હિંદુસ્થાની શું છે?

ટૂંકામાં હિંદુસ્થાનીએ ઉર્દુ અને હિંદી એ બંનેનો સર્વસામાન્ય ઘટક છે. હિંદુસ્થાની એ સુંદર, રણકદાર શિષ્ટ ઉર્દુ કરતાં જુદી છે, કારણ કે તેનાથી ભાષા વધારે સરળ બને છે, તેમાં સામાન્ય પ્રાંતિક ભાષાઓને લગતા સહેલા શબ્દો દાખલ કરેલા છે. હિંદુસ્થાની એ હિંદીથી જુદી છે. કેમકે તેમાં ફારસી અને અરબીમાંથી નીકળેલા સાદા રોજના વપરાશના ઉર્દુ શબ્દો આવે છે; અને નકામા સંસ્કૃતમય શબ્દો તેમાંથી કાઢી નાખેલા છે. અમે તે અંગ્રેજીમાં જેમ સાદી અંગ્રેજીનો ફેલાવો કરીને માત્ર આઠસો શબ્દોમાં જ સમાવેશ કરી દીધો છે તેવા સિદ્ધાંત પર જ હિંદુસ્થાની માટે ચલાવીએ છીએ. તમને સર્વને એ યોજનાનો અભ્યાસ કરવા હું ભલામણ કરું છું.

હિંદુસ્થાની પાઠ્યપુસ્તકો હવે હિંદી અને ઉર્દુ જાણતાં બાળકો અને વિદ્યાર્થીઓ વાંચીને સમજી શકે એવા હેતુથી લખાય છે. એ ભાષા એટલી સરળ છે કે ઉર્દુ અગર હિંદી જાણતા ન હોય એવા લોકો પણ તે સહેલાઇથી શીખી શકે છે. આપણી એક એવી સામાન્ય ભાષા ઉભી કરવાની મહત્વાકાંક્ષા હોવી જોઇએ કે જેને ઉર્દુ તેમ જ હિંદી બંને પોતપોતાનામાંથી નીકળતી ભાષા તરીકે વધાવી લે. શ્રોતાવર્ગને હું યાદ દેવડાવું છું કે હિંદુસ્થાની જેને આપણે વિકાસ કરવાની નજરે જોઇએ છીએ તે કોઈ અમુક હેતુને ખાતર જ નથી, પરંતુ તે એક એવી ભાષા છે કે જે ઘણા દસકાઓ થયાં તેના અસલ સ્વરૂપમાંથી ખીલતી આવી છે. પંડિત રતનનાથ સરકારે અર્ધી સદી પહેલાં તેમના ફસન-ઇ-આઝાદમાં

એક નમૂનાનો હિંદુસ્થાની પાઠ લખ્યો હતો. એ કેમલના પ્રેમીઓને યાદ હશે કે હુસ્નઆરા બેગમ એક સખીનું આહ્વાન કબુલ કરે છે અને સરળ ( એટલે ઘણા અરબી અને ફારસી શબ્દો વિનાની ) ઉર્દુમાં કેટલાંક પૃષ્ઠોનો એક નિબંધ લખે છે. આખરે રૂઢિમય, ઘરગથ્થુ અસરકારક સુંદર ઉર્દુ અગર આપણે કહીએ છીએ તેવી હિંદી ભાષા વાપરીને તે પોતાની શરતમાં જીતે છે." આવાં લેખો પછી મુનશી પ્રેમચંદજી જેમને માટે હિંદુસ્થાની સાહિત્યના સર્વ પ્રેમીઓ ભારે ઋણી છે તેમણે રાષ્ટ્રીય અને શિષ્ટ સાહિત્ય કહી શકાય એવાં ઘણાં પુસ્તકો લખ્યાં હતાં. તેમણે ઉભય ભાષાઓને એકત્ર કરી આપણે અર્વાચીન હિંદુસ્થાની તરીકે સ્વીકારીએ એવી સરસ સાદી ભાષા બનાવી છે. એટલું જ નહિ પણ લિપિના બીજા જરૂરી પ્રશ્નનો પણ તેમણે નિકાલ આપી દીધો છે. તેઓ ભાષા અને લિપિની અલ્પ કીમત સમજતા હતા અને તેમણે પોતાનાં પુસ્તકો 'ઘણા વિસ્તારમાં વંચાય એવા હેતુથી તે નાગરી અને નાસ્તાલિક ( ઉર્દુ ) બન્ને લિપિમાં છપાવ્યાં હતાં. હિંદુસ્થાની શીખવાના અને શીખવવાનાં પાઠ્ય પુસ્તકોના લેખકો હવે ઓછે વધતે અંશે તેમનું અનુકરણ કરે છે. છાપકામ બંને લીપીમાં હોય છે તો પણ પુસ્તક તેનું તેજ લાગે છે. અતિ પ્રાચીન કાળથી માંડીને અત્યાર સુધીના આપણા ગદ્ય પદ્ય લેખકોએ હિંદુસ્થાનીને ઉન્નત કરવા માટે હંમેશાં પોતાનો ફાળો આપ્યો છે. તેઓના લખાણોનો સંગ્રહ—જેવાં કે મૌલાના આઝાદનું આબ-ઈ-હયાત, મૌલાના હાલીનાં ઘણાં એક કાવ્યો, મૌલવી અબ્દુલ હકના નિબંધો, સતાર, હાફિઝ, મુલ્લા વગેરે યુવાન ગ્રંથકારો અને લેખકો જેવા અર્વાચીન કવિઓ, ઇકબાલનાં 'હિંદુસ્તાન હમારા' અને 'નયા શિવાલા' ચકબસ્તીનું 'રામાયણનું ભાષાંતર' 'ખુશીમહંમદ ચૌધરીનાં કેટલાંક કાવ્યો' ઇત્યાદિ તમે જોશો તો તમારી ખાત્રી થશે કે એ સર્વ લેખકોએ ક્વચિત્ સંપૂર્ણ કાવ્યો નિબંધો કે વાર્તાઓ, તો ક્વચિત્ કેટલાક છૂટક ફકરાઓ લખ્યા છે, અને તે સર્વ સામાન્ય હિંદુસ્થાની ભાષાની રચના કરવામાં સુંદર મદદરૂપ થઇ પડ્યા છે. આ બધા લેખકો તેમજ આપણા જૂના કવિઓ અને ગ્રંથકારો ખરેખર દેશને યોગ્ય દિશામાં દોરનારા નેતા તરીકે પ્રેમ અને માનભરી લાગણીથી યાદ રહેશે.

હર નવા વરસે આપણી પાસે ઘણી અગત્યની બાબતોથી ભરચક એવો ભારે કાર્યક્રમ પડેલો રહે છે કે તેમાં કોઇ ઉમેરો કરવાની સૂચના કરવાની મને ઇચ્છા થતી નથી હું આશા રાખું છું કે સર્વ શક્તિમાન દયાળુ ખુદા આપણે આંકી રાખેલો કાર્યક્રમ ચાલુ રાખી પાર પાડવામાં આપણને જરૂર સહાય આપશે માત્ર આપણે શાંતિ અને શ્રદ્ધાવત ભર્યા દીલથી કામ કરીએ, આપણી માતૃભૂમિ હિંદુસ્થાન તેમજ આપણી વડી માતૃભૂમિ-આખી આલમની માનવજાતિ સાથે સલાહ સંપથી જીવવાનીકલાનો વિકાસ કરીએ અને એટલા જ ઉજ્જવળ દીપકના પ્રકાશથી આપણે આપણા કાર્યમાં ત્વરિત અને અસરકારક રીતે આપણું કાર્ય શરૂ કરી દઇએ ?

# પનીહારી

[ મંદીર વાટે જાતી પૂજારણ...એ...ઢાળ ]

પનઘટ વાટે પનીહારી રે
મદભર ચાલે જાતી
હૈયે હરખાતી રે
જાતી જળ ભરવા.

૨

મોતિ ઇંઢોણી રૂપલ બેડલું,
પાયે નુપૂર ઝણુકે
કંકણુ રણુકે રે,
જાતી જળ ભરવા.

૩

મંદ મંદ અનિલ ત્યાં વાયે,
આછો ઘુંઘટ સરકે,
સાળું ફર ફર ફરકે રે,
જાતી જળ ભરવા.

૪

નયનો એનાં નેહે નીતરે,
વદને ઓજસ ઝળકે,
સ્મિતડાં ચમકે રે,
જાતી જળ ભરવા.

૫

પનઘટ ઘાટે આવી ઉભી,
સુખ દુઃખ વાતો કરતી,
વારિ નિર્મળ ભરતી રે,
જાતી જળ ભરવા.

સો. ધનિષ્ઠા મજમુદાર

# હિંદની સ્ત્રીઓ

લેખિકા
શ્રી કુસુમબેન મુનશી

વર્તમાન પત્રોમાં જ્યારે વાંચીએ છીએ કે હિંદને સ્વાતંત્ર્ય મળવાનો સમય પાસે આવ્યો છે અને યુરોપનું આ યુદ્ધ બંધ પડયા પછી હિંદને સંસ્થાનિક સ્વરાજ્ય મળશે ત્યારે અને તેવે સમયે પ્રશ્ન એ ઉભો થાય છે કે હિંદની બેનોનું એ સ્વરાજ્યમાં સ્થાન ક્યાં હશે !

અને હિંદની બેનોએ એ સ્વરાજ્યમાં પોતાનો ફાળો આપવા માટે આજ સુધીમાં કેટલો પરિશ્રમ ઉઠાવ્યો છે અને કેટલો ઉઠાવવો જોઇતો હતો સાથે સાથે એ પણ વિચાર કરવાનો છે કે આજની દુનિયામાં બીજા દેશોમાં આપણી બેનોએ શું કરવાનું માથે લીધું છે અને શું કરે છે

એમ કહેવામાં આવશે કે હિંદની બેનોમાંની ઘણી ભણેલી છે કેટલી બેનો તો સારા ભાષણો આપી શકે છે. શ્રી વિજયાલક્ષ્મી પંડીત સરખાં બેન તો પ્રધાનપદ પણ શોભાવી શકે છે શ્રી સરોજિનિ નાયડુ જેવાં બેન મહાસભાના પ્રમુખપદે પણ બેસવાની શક્તિ અને જ્ઞાન ધરાવે છે અને સત્યાગ્રહને સમયે ઘણીએ બેનોએ અપરિમીત ચકરો પણ વેઠયાં છે

આમ કહેવું હોય તો કહી શકાય પણ એની જોડે આપણે એ પણ ભૂલવું ન જોઇએ કે આવી બેનોની સંખ્યા ઘણી ઓછી છે હીંદમાં બેનોની સંખ્યા એટલે લગભગ ૧૫ કરોડની સંખ્યા કહેવાય એના પ્રમાણમાં મ કહેવું પડશે કે હિંદમાં સ્ત્રી જાગૃતિના ટકા ઘણા ઓછા છે–ઘણા નજીવા છે

જરા બીજા દેશો તરફ નજર ફેરવીએ તો

હિંદ સીવાય અને કેટલાંક મુસલમાની રાજ્યો સિવાય દુનીયાના બીજા બધા ભાગોમાં સ્ત્રી સ્વતંત્ર છે અને પોતાનું બનતું કાર્ય પોતાને ફાવે તે કરી લેવાની તેમને છુટ છે ત્યાંના પુરૂષોને પોતાની સ્ત્રીઓનું રક્ષણ કરવાની લાગણી કે બીક નથી

ભારત વર્ષમાં પણ સ્ત્રીઓ સ્વતંત્ર હતી અને સ્ત્રીઓનું સ્થાન ગ્રહસ્થાશ્રમમાં ઘણું ઉંચું હતું જીવન સાથી તરીકે અને પોતાના ધર્મના ક્રિયાકાંડમાં અને વ્યવહારમાં સ્ત્રીનું રાજ્ય હતું શાસ્ત્રનો આદેશ પણ એવો હતો કે જ્યાં સ્ત્રીની સેવા થાય ત્યાંજ દેવોનો વાસ હોય.

આ માન્યતા અને આ ભાવના ભારતની પડતી સાથે નાશ પામી અને જેમ જેમ પુરૂષો ગુલામ બન્યા તેમ તેમ તેમનામાં સ્ત્રીઓને પણ ગુલામ અને તાબેદાર રાખવાની વૃત્તી વધતી ગઇ સ્ત્રી સમાજની સર્જક ન રહી–સ્ત્રી સમાજની કેદી બની અને મુસલમાનોએ હિંદ ઉપર ચડાઇ કરી અને સ્ત્રીઓ તરફ જેમ જેમ કુદ્રષ્ટી કરવા માંડી તેમ તેમ સ્ત્રી રક્ષણનો સવાલ વધારે વિકટ થતો ગયો અને પડદો અને અંધાર જગત બધી સ્ત્રીઓને નશીબે આવી પડી જ્યાં મુસલમાનનું જોર વધારે ત્યાં સ્ત્રીઓને અંગણા બહાર નીકળવાનો સખ્ત પ્રતિબંધ થયો અને વળી પછી ઘર બહાર ન નીકળવું ઘરમાં–હોઝનમાં–પડદામાં રહેવું, એ વાતમાં પ્રતીષ્ઠા મનાવવા માંડી

માન–આબરૂ અને પ્રતીષ્ઠા શીયળ વિગેરે પડદામાં રહે તેનાં જ સચવાતાં આવો સમય આવ્યાને કારણે બન્યું એવું કે સ્ત્રીઓએ

પોતાનું શીયળ સાચવ્યું પણ પ્રકાશ ગુમાવ્યો. સ્ત્રીઓ નિરક્ષર અને અજ્ઞાન રહી. બહારના આવતાં અજવાળાં બંધ થયાં. તેમનું સ્થાન કેદખાનાના કેદી જેવું થયું–અને સૌથી વધારે ખરાબ તો એ થયું કે સ્ત્રીઓ પરાવલંબી બની.

આ પરાવલંબન આજે સ્ત્રીયોને પાછળ રાખે છે. અને દુખી કરેછે. દુખી બ્હેનોનું દુઃખ હજારો ઘણું વધારી મુકે છે, અને આજ કારણે હિંદુ સંસાર હિંદુસ્તાનમાં દુઃખી બેનોની સંખ્યા અને દુખી બ્હેનોની હૃદય વેદનાની ચીસો દીન પ્રતીદીન વધવા માંડી છે.

આ કારણે સ્ત્રીઓને પરણવાની ફરજ પડે છે. પરણ્યા પછી પણ પુરૂષને પૂછ્યા વિના કોઇ વાતની ઉંડેલ સ્વેચ્છા અને સ્વ–શક્તિથી બેનોથી થતી નથી અને તેમાં પણ દુર્દૈવવશાત્ કોઇનો પતી ગુજરી જાય છે તો તેના દીવસો દુઃખમાં જાય છે, આવે માટે–પ્રસંગે કુટુંબની જ્યાં ગરીબાઇ હોય છે ત્યાં તો દુઃખની પરિસીમા જ અનુભવાય છે.

"સ્ત્રી પોતાનું રક્ષણ કરી શકતી જ નથી. નઠારા માણસો તેની આસપાસ ઉભરાવા માંડે છે એથી બેનો કેટલીક વખતે અનીતી પર ચઢે છે અને પોતાને કારણે અગર પોતાના અનાથ બાળકોના રક્ષણ અને પોષણને અભાવે આવી બેનો કેટલીક વાર વટલી પણ જાય છે.

આપણી સમાજને ન્યાત–વરા અને મોટા વરઘોડા ફુલેકાં–ના નાણાં મળે છે. મંદીરો અને ધર્મશાળાઓ ઉભરાતા છતાં પોતાના નામનાં આવાં સ્થાનો નવિન બાંધવાનાં નાણાં મળે છે. સમાજના નાણાં પર તાગડધીન્ના કરતા નાગા બાવાઓને પોષવાના પૈસા મળે છે પણ જગતની પવિત્રતા જે સાચવે છે અને જગતના બાળકોને જે ઉછેરે છે એવી બેનોના રક્ષણ પોષણ માટે જરા પણ નાણાં મળતાં નથી, એટલી દીલગીરીની વાત છે.

આપણા શાસ્ત્રકારોનું સાંભળી બેનોએ એક પતીવ્રતની પોતાની જવાબદારી માથે લીધી. પણ પુરૂષોએ પોતાના કાન બ્હેરા રાખ્યા–પુરૂષોએ એક પત્નીવ્રતની જવાબદારી લેવા ના પાડી અને સાથે સાથે બેનોને એક પતીવ્રતની જવાબદારી છોડી દેવા ના પાડી. પરિણામ એ આવ્યું કે સ્ત્રીઓ બીજીવાર પરણી ન શકે એ યોજના સખ્તાઇથી પળાવવા માંડી, અને બેનોને નશીબે આજીવન વિધવાપણું ચોંટયું.

વૈધવ્યમાં રહીને પણ સ્ત્રી નિષ્ક્રીય ન રહી શકે, એનામાં સેવાભાવના ઉભી કરવી જોઇએ. એ કોઇએ કરી નહી. પણ વિધવાને ઘરની ગુલામડી તરીકે રાખવાનો પ્રબંધ થયો. વિધવાઓના અપશુકન ગણાવા. માંડયા–વિધવાને માથે કામનો બોજો પડયો–તેની કુટુંબમાં પ્રતિષ્ઠા ઘટતી ગઇ. તેનામાં સેવાભાવ સાથે સંન્યાસભાવ પેદા કરવા કોઇએ કાળજી લીધી નહી અને પરિણામે વિધવા બેનોને લાગ્યું કે તેમનું જીવન દુનિયાને ભારરૂપ છે અને પોતાને દુખરૂપ છે.

આવી બેનોને જગતનો તીરસ્કાર પેદા થયો અને જગતને પોતાના દુઃખમાં નાંખવાની તમન્ના પણ પેદા થઇ. નીરૂપાયે બેનોમાંથી કેટલીકે પોતાનાં જીવન શબવત ગાળ્યાં અને કેટલીક અનિતીને માર્ગે પણ ચઢી.

આવાં અસંખ્ય દાખલા બનતાં છતાં પણ આજે સમાજ તેના રક્ષણ અને પોષણ માટે વ્યવસ્થીત કશું જ કરતી નથી.

ન્યાતના પટેલો સ્ત્રીનાં દુઃખો દુર કરવા અને સ્ત્રીને સમાજનું ઉત્તમ અંગ બનાવવા શબવત રહી અને પરિણામે સ્ત્રીઓની સ્થિતિ આજે હિંદમાં કફોડી રહી છે,

પુરુષોએ આવી કફોડી સ્થીતી ઉભી કરી નહી હોત તો સ્ત્રીઓમાં આજે જે અંધકાર અને અજ્ઞાન દેખાય છે તે ન હોત, જે સ્ત્રીઓએ આર્યત્વ સાચવ્યુ છે અને આર્યો પેદા કર્યા છે તે હિંદની બેનોની પેઢીધર સંસ્કૃતીને જરા જરા ઉત્તેજન મળ્યા કર્યું હોત તો સ્ત્રીઓ હિંદના આ કટોકટીના સમયમાં અગત્યનો ભાગ ભજવત અને હજુ પણ એ જુની આર્ય સંસ્કૃતિ અને સેવા ભાવના બીજી બેનોમાંથી નષ્ટ થયા નથી અને તેને જ પરિણામે બેનો હજુ પણ પોતાનો ફાળો આપ્યા કરે છે. અને જેમ જેમ બેનો બહાર પડશે અને બેનોમાં સંસ્કૃતી ફેલાશે તેમ તેમ હિંદને ઉજળુ બનાવવા અને દેખાડવામાં સ્ત્રીઓનો ફાળો ઘણો મોટો પણ હશે.

પણ હીંદની સ્ત્રીઓ આવો અગત્યનો ફાળો આપે ત્યારે પહેલાં સુખી સરકારી અને સુશિક્ષીત બધી બેનોએ સાદા જીવન અને સેવા ભાવની પ્રતિજ્ઞા લેવી પડશે

અને જેને આજે વચલા વર્ગની બેનો કહેવામાં આવે છે, જેને આજે પછાત વર્ગની, હલકા વર્ગની અને ગામડાંની બેનો કહેવામાં આવે છે તેને અપનાવી લેવી પડશે.



# *વસંતની બહાર

[ રાગ : ભૈરવી, તાલ, હિંચ. ]

ખીલી ખીલી સાહેલડી વસંતની બહાર,
લીલી કુંજે નવપલ્લવિત્ ખીલી પુર બહાર. ખીલી૦

મધુ માલતી પ્રફુલ્લ હસ્યો ગુલાબ કો અતુલ,
ખીલ્યા નવરંગી ફુલ મોંઘી સૌરભનાં મૂલ. ખીલી૦

રસીલી વસતે રસરાજને વધાવો,
મદભર વસંતશ્રીનાં સ્વાગત સુહાવો;
રંગ રંગ અંગ અંગ રસભર રેલંતાં,
ફાલ્યાં જો કેસુડાંનાં ફાલ. ખીલી૦

[ સાખી ]

કુંજે ખીલી વસંતને, હૈયે ખીલી વસંત,
નવ પલ્લવ વેલી બને, આશ પૂરે એ વસંત.

ભુલ્યાં પખેરૂ ભાન ચઢ્યું કોકિલને તાન,
ઝુલ્યાં વલ્લરીને પાન મળ્યું મોંઘેરૂં માન. ખીલી૦

મીઠડી કોકિલાના ગાન સુણાયે,
મ્હેકી મંજરી મધુર પુષ્પો સોહાયે;
ડાળ ડાળ પાન પાન મદમત્ત જણાયે આજ,
કર ઉર ઉલ્લાસ એ જગાવે. ખીલી૦

સૌ. હસુમતિ ધીરજલાલ દેસાઇ,

---

* આ રાસ આનંદિત મહિલા મંડળ સુરતના વાર્ષિકોત્સવ પ્રસંગે રચાયો અને પ્રશંસનીય રીતે ગવાએલ.

# કુમારિકાઓની કેળવણીનો પ્રશ્ન

લેખક :
હરસુખરાય ગોરધનદાસ માંડવીઆ

" કુમારિકાઓની કેળવણીનો પ્રશ્ન એટલે ભવિષ્યની પ્રિયતમાઓનો પ્રશ્ન વર્તમાન અને ભાવિ પ્રિયતમોના મનમાનો પ્રશ્ન. "

ન્હાનાલાલ કૃત ' ઉષા '

આપણે ત્યાં આજે એવો વિચિત્ર યુગ આવી લાગ્યો છે કે જેમાં નથી સુધારાનું ઠેકાણું કે નથી પૂરતો પ્રણાલિકા ભંગ. છે માત્ર આંધળું અનુકરણ પાશ્ચાત્ય દેશોનું પાશ્ચાત્ય રીતભાતોનું, પાશ્ચાત્ય ફેશનનું, પાશ્ચાત્ય કેળવણીનું.

આજના આવા નૂતનયુગને અનુસરીને (સંસ્કારને બદલે કેળવણીથી પોતાની છોકરીઓની કિંમત આંકનારા પિતાઓને પોતાની પુત્રીઓને જેનું મળે તેવું જ્ઞાન આધુનિક કેળવણીદ્વારા અપાવવું પડે છે પુત્રી સંસ્કારી થાય કે ન થાય તે તરફ જોઈએ તેટલું લક્ષ નથી અપાતું, પરંતુ તેઓને એકજ વિચાર હોય છે કે તેમની પુત્રીએ અમુક વર્ષો સુધીમાં નિશાળની અને કૉલેજની કેળવણી તો લઈ લેવી જ જોઈએ નહિતર આજના આવા- છોકરાઓની અત્યારના જમાનામાં ' છોકરી રખડી પડે ' !

— ઉપર્યુક્ત માન્યતાને લીધે આજના પ્રત્યેક માબાપ પોતાની છોકરીને બને તેટલું વધુ શિક્ષણ આપી પોતાથી બનતું કરી છૂટે છે પરંતુ કદાચિત વિષમ પરિણામો આવે છે ત્યારે તે બદલ આજની કેળવણીને ગાળો ભાંડે છે, નિરાશ થાય છે, અને આ યુગમાં, આવી પરિસ્થિતિમાં ' છોકરીનું દાન ' કરનાર એ પરમાત્માની ઉદારતાને ધિક્કારે છે !

આજની કુમારિકાઓ આધુનિક કેળવણી ભલે લે, લેવીજ જોઈએ—પરંતુ—સાથોસાથ— તેમના માબાપો પુત્રીઓના સંસ્કાર તરફ વધુ લક્ષ આપે તો ? ભાવિ પર દૃષ્ટિ રાખી, કુમારિકાના સ્વભાવને ઘડે તેવી ભાવનાશાળી વ્યક્તિને તેનું કેળવણી કાર્ય સોંપે તો ? કુમારિકાને વર્ગમાં ' લૌકિક ' કેવું ફાવે છે કે ઇંગ્લીશ (બોલતા) કેવું સારૂં આવડે છે તે તપાસતાં પહેલાં તે તેની સહચરીઓ સાથે, આજુબાજુના માણસો સાથે, આપ્તજનો સાથે કેવી રીતે વર્તે છે, કેવી રીતનો વિવેક કરી જાણે છે, તેમજ કેટલું માન અને આકર્ષણ પોતા માટે મેળવે છે એ તરફ જુએ તો !

અલબત્ત, આજની કેળવણી—જેવી છે તેવી કદાચ આજની કુમારિકાઓ માટે અનિવાર્ય હશે. ઘણાંય સબળ કારણોને લીધે એ વસ્તુ બાજુએ મુકીએ, તો પણ, પોતાની કન્યા ભવિષ્યમાં અમુક યુવકની પત્નિ થવાની છે, માતા થવાની છે અને તેના સંતાનો માટે એવી જ કપરી ફરજ માથે વ્હોરવાની છે એવું આજના માબાપો વિચારતા થાય તો ?.

તો જે જે અનિચ્છનીય પરિણામો આજે આપણે કન્યા કેળવણીને લીધે જોઈએ છીએ તેમાંથી ઘણાંખરાં ઓછા થઈ જાય! કન્યા પણ માત્ર પોતાના પાઠો તરફ જ ધ્યાન નહિ આપતાં પોતાની ભવિષ્યની સ્થિતિનો ખ્યાલ કરે, વધુ સંસ્કારગણ કેળવે, બુદ્ધિ પ્રભાને વધુ ખીલવે અને પોતાના ભાવિ પ્રિયતમની સાથે રહીને, ખભેખભા મીલાવીને, સમાજને અને દેશને ઉપયોગી થઈ પડવાનાં

હ્રદય, આદર્શવાદી સ્વપ્નો સેવે અને મનોરથો આદરે……

આજની કન્યા-કેળવણીથી પરિણમતા અનિષ્ટો તરફ એકાદ ઉડતી નજર ફેંકીશું તો જણાશે કે આજના તવંગર માબાપોને કે સામાન્ય સ્થિતિના માબાપોને મુંઝવી રહેલા પરિણામોમાં કન્યાને 'યોગ્ય કેળવણી' ન આપી શકાયાનો પશ્ચાતાપ સામેલ હશે.

આજના આપણા સુધારક લગ્નો, પ્રેમ-લગ્નો કે સ્નેહલગ્નો પણ કેં બધાંય સંપૂર્ણ રીતે સફળ નીવડતાં નથી. જ્યાં સુધી લગ્ન જીવનનો ખરો આદર્શ બન્ને પણ સમજતાં નથી ત્યાં સુધી આવો મહા પ્રશ્ન કેમ ઉકેલી શકાય ?

યુવક-યુવતીના સહજીવનનો ઘણો આધાર યુવતીની કેળવણી પરજ અવલંબેલો છે.

આજનો પ્રત્યેક યુવક લગ્નમંથીથી જોડાયા પહેલાં પોતે એકાદ કલ્પનાસુંદરી રચે છે. પોતાના આદર્શો, ભાવનાઓ, અને મનોરથો એ યુવક તે કલ્પનામાં મેળવે છે અને આવી કલ્પનાને વાસ્તવિક રૂપ આપી તે પોતાને યોગ્ય એવી જીવન સહચરી મેળવે છે ત્યારે તેના જીવનમાં અમૃત રેડાયું માને છે. ભવિષ્યમાં શું થવાનું છે તે બિચારા યુવકને શી ખબર પડે ? એનો પોતાના હ્રદયમાં ઉછાળા મારતી ઊર્મિઓ અને ઉલ્લાસમય વાતાવરણને અનુસરતો આગળ ધપે જાય છે…

આજ પ્રમાણે કેળવણી લેતાં લેતાંજ પોતાના ભાવિ પ્રિયતમનો આદર્શ દરેક યુવતી નક્કી કરે છે…અને ઘણું ખરું, લગ્ન સમયે, તે કન્યા પોતાના મનને મળતોજ પ્રિયતમ મેળવવા ભાગ્યશાળી થયેલી માને છે અને કેળવણી લેતાં દરમ્યાન સેવેલાં 'હ્રદય સ્વપ્નો'ને મૂર્ત સ્વરૂપ આપવાનું વિચારે છે અને…

પ્રત્યેક યુવતીએ આજે જાણી લેવું જરૂરી છે કે તેના વર્તમાન અને ભાવિ વચ્ચે ઉંડો ગર્ત છે તે ઓળંગવા માટે તેને સંસ્કાર અને કેળવણીની સહાય લેવી પડશે: અને તે પછીજ આદર્શ પ્રિયતમની આદર્શ પ્રિયતમા બનવાની લાયકાત ( મેળવી હોય તો તે ) માટે મગરૂરી માણવાની છે.

જ્યાં જ્યાં આદર્શ કેળવણી, ત્યાં ત્યાં આદર્શ ભાવના, ત્યાંજ આદર્શ વિચારો અને ત્યાંજ આદર્શ લગ્ન.

—ત્યારે જે માટે આજની કુમારિકા તલસી રહે છે તે 'ઉન્નત આદર્શોવાળી લગ્નભાવના'ને જીવંત સ્વરૂપ આપવા આજના પ્રત્યેક યુવક-યુવતીને મુંઝવતા એ કેળવણીના પ્રશ્ન પર અધુરું લક્ષ કેમ અપાતું હશે ?

# મંજરી

લેખક : શ્રી. ચંદ્રકાન્ત મ. ભટ્ટ

" કે...મ...લ ! "

નિરવ શાંતિને ચીરતો વૃક્ષઘટામાંથી ઘંટડીના રણકાર સમો એક મોહક કોમલ અવાજ આવ્યો.

કમલ યોગાભ્યાસનું અધ્યયન કરી રહ્યો હતો. વાંચવામાં ચિત્ત ચોંટતું નહતું, છતાં મનને એકાગ્ર કરવામાં એ પરોવાયો હતો. નિલકંઠ મહાદેવના મંદિરમાં પૂજન કરતાં જ્યારથી એણે મંજરીને જોઈ ત્યારથી એણે પોતાનું ધ્યાન ગુમાવ્યું હતું. વાંચતાંય મંજરીની સૌંદર્ય પ્રતિમા એનાં નયન સમક્ષ ખડી થતી. એ પ્રતિમાને દુર કરવા એ ઘણાય પ્રયત્નો કરતો, છતાં ન ભૂલી શકતો. વિચારોમાં ગુંચાયા કરતો અને કલ્પનાની પાંખે વ્યોમ વિહાર કરતો.

તેણે ઉંચું જોયું. આજુબાજુ ચો તરફ દૃષ્ટિ ફેરવી. કોઈ ન જણાયું. પણ ઘટાદાર વૃક્ષગચ્છીમાંથી અટ્ટહાસ્યના પડઘા પડતા હતા. વળી તે પુસ્તક વાંચવા માંડ્યો.

" કે...મ...લ !...એ...તો...હું... મં...જ...રી. "

ફરી એવો જ કોમળ ધ્વનિ સંભળાયો. કમલ ત્યાંથી ઉઠ્યો. મંજરી કોણ હશે ? એણે અંતરને પૂછ્યું. મંજરી વૃક્ષઘટામાંથી અટ્ટહાસ્ય કરી રહી હતી. કમલ અવાજ આવતો હતો તે દિશા તરફ દોડ્યો. મંજરી કમલને આવતો જોઈ લજ્જાળીની બની જઈ ગામ તરફ દોડી ગઈ કમલ પણ થોડે સુધી એની પાછળ દોડ્યો, એને ખાત્રી થઈ કે મંજરી તે બીજું કોઈ નહીં પણ પૂજન કરતાં પોતે જોએલી તે જ તરૂણી છે,

સૂર્ય જગત પર ઉજ્જ્વળ સોનેરી કિરણ ફેંકી રહ્યા હતા, અને મંજરી દુર દુર મીઠું હાસ્ય કરતી ચાલી જતી હતી. કમલ એ દ્રશ્યને હૃદયપટ પર ચિત્રકારની પેઠે ચીતરી રહ્યો હતો.

ગામને પાદરે સરિતા વ્હેતી હતી, અને સરિતાને સુરમ્ય કાંઠે નિલકંઠ મહાદેવનું એક જીર્ણ દેવળ હતું. એના ભાગ્યાં તુટ્યાં ખંડેરોનો થોડો જ ભાગ વ્યવસ્થિત અવસ્થામાં કમલે આણ્યો હતો. પંથ ભૂલ્યા અજાણ્યા મુસાફરો એ સૌંદર્ય ધામમાં આવતા અને રાત વાસો રહેતા. કમલ મુસાફરોની સારી બરદાસ્ત કરતો. એ પણ સમય પહેલાં અજાણ્યો મુસાફર જ હતો. માતા-પિતા દેવ થયા પછી કોઈ જ ન હતું. નાની ઉંમરથી એણે પોતાનું વતન તજ્યું. વનેવન ફરતો અને પર્વતોની તળેટીઓ ખુંદતો એ મોટો થયો. ફરતો ફરતો સરિતાના કિનારે આવી પહોંચ્યો. પાસે ધન પણ ન હતું. પુસ્તકો એ જ એનું જીવન ધન હતું. કદાચ ખાવા મળે તો ખાતો અગર ન મળે તો પ્રકૃતિ સૌંદર્યના ઘુંટડા ભરી ભૂખ સમાવતો.

ઘૂ...ઘૂનો ધ્વનિ કરી વહી જતી સરિતા અને મંદિર જોઈ, આ જગ્યા તેને પર્ણકુટી બાંધવા યોગ્ય જણાઈ. મંદિરથી થોડે જ છેટે એક પર્ણકુટી બાંધી અને એક નાની શી ફુલવાડી બનાવી, ત્યાં રહેવા લાગ્યો. મહાદેવનું પૂજન કરતો અને બાકીને સમયે પુસ્તકોનું અધ્યયન કરતો.

સરિતાના પ્રદેશમાં સંધ્યાની રંગીન સુરખી ફેલાતી ત્યારે એ કિનારે દોડી જતો,

અજવાળી દુધમલ રાત્રિએ સરિતાનાં ઉછળતાં પૂરમાં ચાંદનીનું સુંદર કૌમાર્ય નિરખ્યા કરતો. કદીક મુલંદ સ્વરે ગાતો. સરિતાનાં ઉછળતાં પૂરમાં ચાંદનીનું સુંદર કૌમાર્ય નિરખ્યા કરતો. કદીક બુલંદ સ્વરે ગાતો. સરિતાનાં પૂર એ દિવ્ય ગાનમાં ભળતાં તાલબદ્ધ જમાવટ થતી અને સ્નીગ્ધ સંગીત સર્વત્ર ગુંજી ઉઠતું. ઓતરવીની સમો સરિતાનો ઉન્માદપ્રવાહ અને તે સાથે ખેલતાં કુદરતનાં તાંડવ નૃત્યો એ સમય સુધી નિરખ્યાં કરતો. સરિતાનાં તોફાની મોજાંઓ સાથે યુદ્ધ કરતો, તે સુંદર હતો, તેનું સશક્ત શરીર અને મુખમુદ્રા તેજસ્વી લલાટથી ઓર દીપી ઉઠતાં.

મંજરી પણ કોઈ દિવસ નિલકંઠ મહાદેવનાં દર્શન કરવા જતી. બ્રાહ્મણ કુળમાં જન્મેલી છતાં પેટને અર્થે તે માલણ બની હતી. ગામથી અડધોક માઇલ દુર એની ફુલવાડી હતી. મા ન હતી પણ વૃદ્ધ પિતાના જીવનધન સમી એકની એક મંજરી જ હતી. સ્હવારમાં વહેલી ઉઠતી અને ફુલવાડીએથી ફુલ વીણી આવતી. ગજરા ગુંથી વેચી આવતી. એ કમાણીમાંથી બાપ દીકરીનું જીવન નાવ ચાલ્યા કરતું. પણ સમય વિતતાં મંજરીના બાપને પરણવાની ભૂખ જાગી. એ પરણ્યો, મંજરીને અપરમા થઈ. તે મંજરીને દુઃખ દેવા લાગી. વાડી લીલી કુંજાર સમી રાખવાનું કહેવા લાગી.

ઉન્હાળાના પ્રખર તાપમાં સરિતાને કિનારે ચકલુંય ન ફરતું. ત્યારે મંજરી વગર પગરખે મટુકી લઈ સરિતાએથી જળ ભરી લાવી ફુલ ઝાડોમાં સિંચતી એની આંખોમાંથી શ્રાવણ-ભાદરવો વહી જતો. મોડી સાંજે ઘેર જતી.

કોઈએ કહ્યું "મંજરી ! આ દુઃખી જીવનથી ઉગરવા નિલકંઠ મહાદેવનું પૂજન કર. ભોળાદેવ રીઝશે અને ભવનાં દુઃખ ટાળશે." એને સુખી થવાના કોડ હતા. એ રોજ નિલકંઠ મહાદેવે પૂજન માટે જવા લાગી. દિવસે તો અપરમા કામમાંથી છુટી ન થવા દેતી પણ રાત્રે જ્યારે તેઓ સુઈ જતાં ત્યારે મંજરી નાસી છુટતી. રોજ એક એક સુંદર ફુલહાર લઈ જતી. સરિતાએ સ્નાન કરી દેવનાં પૂજન કરી હાર અર્પણ કરતી અને વરદાન માગતી.

ગામ લોકોને મ્હોઢે પણ મંજરીએ સાંભળ્યું હતું કે મંદિરનો પુજારી કમલ બહુ ભલો છે. નામ પ્રમાણે કમળ જેવો સુંદર છે. દેવ પ્રત્યે એની આસ્થાય સારી છે. મંજરીને થતું કે હું પુજારણ બનું તો ?...

લગભગ દશેક દિવસે એમ ચાલ્યું. કમલ મંજરીને રોજ આવતી જોતો. તમે કોણ છો એમ પૂછી લેવાનું તેને મન થતું. પણ તેમ કરતાં તે અચકાતો. મંજરી પણ કમલને કંઈક કહેવા માગતી. તેઓ રોજ એક બીજાને જોતાં. બન્નેમાંથી વાત કરવા કોઈની જીભ ન ઉપડતી. આખરે મંજરી શરમાતી અને ચાલી જતી.

(૨)

રાત્રીના બારેકનો સમય હતો. તારલાઓ વ્યોમમાં આછા આછા તેજસ્વી દિવડા સમા ઝબુકી રહ્યા હતા. ચંદ્રીકા નૂતન શણગાર સજી વ્યોમને હિંડોળે ઝુલી રહી હતી. એનું આછું સ્મીતભર્યું મુખદર્શન નૂતન નવોઢા સમું ભાસતું હતું. મંજરી કોડભરી સરિતાએ ચાલી જતી હતી. હૃદયમાં તો કોણ જાણે શાયે કોડ ભર્યા હશે ?

સ્નાન કરી ઝડપી પગલાં ભરતી એ નિલકંઠ મંદિરે આવી. કમલ તે સમયે ભક્તિના તાનમાં બુલંદ સ્વરે ગીતો ગાઈ રહ્યો હતો.

' ત્રિતકા પડદા ખોલ .'

એના કંઠમાં અજબ જાદુ હતું એ જ્યારે ગાતો ત્યારે ગાયા જ કરતો સ્નેહાળ મંજરી કમલનું ગીત સાંભળી આકર્ષાઈ કૃષ્ણ બંસીનું તાન સુણી ગોપ લલના જેવી મંજરી કમલનું એ ગાન સાંભળી સ્તબ્ધ બની ગઈ કાળજું કોરાઈ રહ્યું હતું એના કર્ણ પર પ્રણય ગુંજારવ ગુંજી ઉઠયો હતો કમલ આંખો મીંચી ગાયા જ કરતો

' ક મ લ ! હું ય માનવી છું ' અંતરનું દર્દ અસહ્ય થતાં મંજરી બોલી.

' માન વી ?? ' કમલથી અચાનક બોલાઈ ગયું

' હા માનવી છું મનુષ્ય છું માણસ છું ' મંજરીએ સામટું બોલી નાખ્યું

કમલ મૌન રહ્યો અને આશ્ચર્યની દૃષ્ટિથી મંજરીની યૌવન ખીલી દેહલતા સામું જોઈ રહ્યો શું જવાબ આપવો એ તેને ન સમજાયું

' તમારૂં નામ શું ' કમલે થોડી વારે પુછયું

" મં જ રી બીતે બીતે બોલતા મુખપર લજ્જા છવાઈ ગઈ

" હ ! ! પણ દેવી ! પ્રકૃતિનાં વ્હાલુડાં બાળકો ભરનિદ્રામાં પડયાં હશે ત્યારે આવા ભયભર્યા સ્થાને પૂજન અર્થે તમે કેમ આવો છો ?

' પૂજન અર્થે આવું છું અપર મા ઘણાં દુઃખ દે છે દુઃખમાંથી મુક્ત થવા પ્રભૂ પાસે યાચવા આવી છું

કમલ ડરતો હતો કદીયે એણે સ્ત્રી સાથે વાત કરી ન હતી જગતની કિંમતી વસ્તુઓ એને મન ફિકર સમાન જ હતી તોય મંજરીનું સૌંદર્ય તેને આકર્ષી રહ્યું હતું વસંતના કેસુ પુષ્પ કોમળ કુસુમ સમું એનું દેહ લાલીત્ય અને અંગ પર મ્હેકતાં સનાતન યૌવનનાં અમર પુષ્પો એને કોઈ નવિન સૃષ્ટિનાં દર્શન કરાવતાં હતાં

' આ તે સ્વપ્ન કે સાચું ? કમલ વારંવાર અંતરને પૂછતો હોય કશો જવાબ ન મળ્યો એણે આંખો મિચેલી જોઈ તોય મંજરીની દેહલતા મીઠું હાસ્ય કરતી સમક્ષ જણાઈ મંજરી કમલનું પ્રતિભાશાળી લલાટ, ભસ્મના લીસોટા અને કંઠમાં દિપતી માળાઓ એકીટસે નિરખી રહી આજ એણે કમલનું ધરાઈ જતા સુધી દર્શન કર્યું સૌંદર્ય કટોરા હોંસી હોંસી પીધા તમામ હિંમત એકઠી કરી એણે કમલને કહ્યું કમલને દુઃખમાંથી છોડાવવા મારા જીવનસાથી ન બનો ?

દેવી ! અમે તો પ્રભુના ફિરસ્તા પ્રભુ પર પૂર્ણ શ્રદ્ધા રાખો નિલકંઠ મહાદેવ અખંડ સૌભાગ્ય આપે

મંજરી રોજ નિલકંઠ મહાદેવના પૂજન કરતી પણ આજ એણે કમલનું પૂજન કર્યું અને ફૂલમાળા પણ કમલના કંઠમાં આરોપી કમલને પગે પડી સાડીનો પાલવ પાથરી કંઈક યાચના કરી થોડીવારે એ ત્યાંથી ચાલી ગઈ

કમલ પણ પૂજનનો અર્થ સમજી ગયો.

( ૩ )

એક દિવસ મંજરી કમલની પર્ણકુટી જોવા ગઈ રૂપાળી ફુલવાડીની મધ્યમાં એ પર્ણકુટી અલૌકિક શાંતિધામ સમી ભાસતી હતી ઝાડના ડાળ પાનોથી છાયેલી હતી અને પુસ્તકોનો તો પાર જ ન હતો પુસ્તકો થોકબંધ ગોઠવેલાં હતાં એક ખુણામાં વ્યાઘ્ર ચર્મ પણ પાથરેલું હતું ફુલવાડીનાં પુષ્પોથી આખી પર્ણકુટી મ્હેક મ્હેક મ્હેકી ઉઠી હતી અહીં મંજરીને સ્વર્ગનો આનંદનો અનુભવ થયો

કમલ ! મારૂં હું ય પિછાણ્યું ?' મંજરીએ પૂછ્યું

" હા, પણ...પાપનું પ્રાયશ્ચીત ! "

કમલનું અંગ કંપી ઉઠયું; એના કપાળે પ્રસ્વેદનાં બુંદો જામ્યાં.

" કમલ ! મારી સાથે લગ્ન ન કરો ? "

" કરીશ, કોઇ સમયે. " કમલે ભવિષ્ય બતાવ્યું.

એમ રોજ મંજરી આવતી. રાત્રે બંન્ને સરિતાએ જતાં અને કેટલાય સમય સુધી પાણીમાં પગ બોળી છબછબીયાં કરતાં, હસતાં અને આનંદ કરતાં. કદીક કમલ ગાતો. મંજરી એના નાદ ઝીલતી. એમ એકાદ અઠવાડીયું વિત્યું.

ગામમાં વાને વેગે વાત પ્રસરી. ઘેર ઘેર ચર્ચાઓ થવા લાગી.

" મંદિરનો પૂજારી કમલ હવે બગડવા બેઠો છે. એણે દેવનું પૂજનેય મુકી દીધું છે. ભકતીએ તજી દીધી છે. મંજરીના મોહમાં પડયો છે. "

મંજરી ગામમાં ગજરા વેચવા જતી ત્યારે સહુ કોઇ એના તરફ આંગળીઓ ચિંધતું. અને જુવાનીઆઓ તો કહેવુંય ન ચુકતા કે " દેવદાસ-પારૂની જોડી ઠીક જામશે. " કેટલાક તો વધારીને પણ કહેતા " મંજરી તો કમલ સાથે લગ્ન કરવાની છે. " મંજરી એ શબ્દો મુંગે મ્હોંઢે સહી લેતી. ધરતી માગ દે તો સમાઇ જાઉં એમ તેને થઇ જતું. દિવસે દિવસે એની કાંતી નિસ્તેજ બનતી જતી હતી. મુખ પરનું યૌવન લાલીત્ય ઓસરતું જતું હતું. સામાજીક ચર્ચાઓ એને સુખના કાંટા માફક ભોંકાઇ રહી હતી

કમલને કર્ણે એ ચર્ચાઓ સંભળાઇ. એ ક્રોધી બની ગયો. મેહ ? પર્ણકુટી શી ? પુસ્તકો શાં ?...એને રીસ ચઢી. એણે પર્ણ-કુટી પાસે જ થોડાંક કાષ્ટ ભેગાં કરી ધુણી ચેતાવી અને અગ્નીનો તણખો લઇ પર્ણકુટીમાં ચાંપી દીધો. પર્ણકુટી બળવા લાગી. પુસ્તકોય બળવા લાગ્યાં. એ તેણે દુર ઉભે ઉભે જોયા કર્યું. એ પોતે ભયંકર બની ગયો હતો. મુખ પણ ક્રોધથી લાલચોળ બની ગયું હતું. થોડીવારે એ ખૂબ હસ્યો અને પર્ણકુટી બળતી મુકી નિલકંઠ મહાદેવના મંદિરે ગયો. નમસ્કાર કર્યા અને કંઇક કહ્યુંય ખરૂં. સરિતાનાં પાણી ડહોળતો એ પાર ઉતરી ગયો. જંગલ તરફ એક પગદંડી વાટ ચાલી જતી હતી. તે વાટે એ જંગલને પંથે પડયો.

## ( ૪ )

બીજી સ્હવારે શરદ પૂર્ણીમા હતી. ગામનાં સ્ત્રી પુરૂષો નુતન વસ્ત્રો ધારણ કરી નિલકંઠ મહાદેવના દર્શને જતાં હતાં. કેટલાંકની શ્રદ્ધાઓ ફળતી પણ ખરી. મંજરી પણ શણગાર સજી રૂમઝુમ ઝાંઝર ઝમકાવતી કોડભરી નિલકંઠ મહાદેવના મંદિર તરફ ચાલી જતી હતી. કરમાં પૂજનનો થાળ પણ હતો. એણે મંદિરે જઇ દેવનાં પૂજન કર્યાં, આરતી કરી. અને હાર પણ અર્પ્યો. કમલની શોધ કરી. કમલ મંદિરમાં ન હતો. એ કમલની પર્ણકુટીએ ગઈ ત્યારે પર્ણકુટી બળી રહી હતી. અગ્નીદેવની લાલ જીભ્હાઓ પવિત્ર પુસ્તકો બાળીને ખાખ કરી રહી હતી.

મંજરીએ કમલને બુમો મારી.

" કમલ ! કમલ ! ! પુજારી ! પુજારી ! ! આ પુસ્તકો બળી ચાલ્યાં. "

કોણ બોલે ? પુજારી કયાંક ચાલ્યો ગયો હતો. સરિતાનું પૂજન કરવા તે થાળ લઇ સરિતાએ ગઇ. કોઈ માનવ સરિતા ઉતરી આવતો હતો.

" કમલને જોયો ? " મંજરીએ તેને પૂછ્યું.

" કોણ કમલ પુજારી ? હા. હમણાંજ સરિતામાં પડી પાર ગયો. અને જંગલને રસ્તે જતાં મેં નજરે જોયો છે. "

મંજરી વિરહ અનુભવી રહી હતી. પોતે કમલને કંઇ કહ્યું પણ ન હતું. અને પૂર્ણ હૃદય પણ ખોલવું બાકીજ હતું. કમલ કેમ

ચાલ્યો ગયો હશે ! હવે મેર તો નથીજ જવું. જીવન પણ કમળ પાછળજ ..એ દિશાના સભી સરિતાનાં ઘૂઘવાટ કરતાં મોજાંઓ નિરખી રહી. થાળમાં વધેલી પૂજન સામગ્રી વડે એણે સરિતાનું પૂજન કર્યું. કેટલીયેવાર પ્રાર્થના કરી એણે સરિતામાં પગ મુક્યો

" અરી મંજરી ડુબી જઇશ " કોઇક બોલ્યું.

તોય એને પરવા ન હતી એ નિર્ભયપણે સરિતાનાં ઉછળતાં મોજાંઓ કાપતી પાર ઉતરી ગઈ જંગલની વાટે એણે ચાલવા માંડ્યું. પથ કાપતાં કેટલેય દુર ચાલી ગઇ

"પ્રિ..ત...કા..પ ક.દા...બો...લ"

ઘનઘોર જંગલની ઘીચ ઘટામાં કમલ એ ગીત ગાતો અને હસતો પાગલની માફક ચાલ્યો જતો હતો મંજરીએ એનો કર્ણપ્રિય સાદ સાંભળ્યો, અને એ પાછળ દોડી

" ક...મ...લ...ક...મ..લ. '

મંજરીએ થાકીને બૂમો મારી કમલ થંભી ગયો, એણે મંજરીનો સાદ ઓળખ્યો. બન્ને એકબીજા પાસે આવી પહોંચ્યાં. મંજરી કમલને પગે પડી

" મંજરી તુ ? શા માટે આવી ? "

" હા હું મંજરી ! ત્હારી જીવનસાથી બનવા '

અને એ ઉભય પ્રણયી હૃદયોના અંતરમાં પ્રેમસંગીત પ્રગટી બન્ને એકબીજાને ખૂબ ભેટ્યાં.

શરદપૂર્ણિમાનો પવિત્ર પ્રકાશ જગત પર ઢોળાઇ રહ્યો હતો, ત્યારે " કમલ-મંજરી " જંગલના એક ભાગમાં નવી દુનિયા વસવી રહ્યાં હતાં

# ધૂર રેખ્યુ

લેખિકા :
સૌ. ઉર્મિલા રમણલાલ ગુર્જર

સુધા એ ઘણીજ ભલી અને સાદી પત્ની હતી. બાળપણમાંજ એની માતા ગુજરી જવાથી એ વધારે અભ્યાસ લઇ શકી નહોતી પણ એણે ગુજરાતી ૭ ધોરણ પસાર કર્યા હતાં. એનો પતી સુર્યકાંત એ એક કાપડની મીલમાં રૂપીઆ ત્રીસને પગારે નોકરી કરતો કલાર્ક હતો. એમનું જીવન ઘણુજ આનંદી અને સુખી હતું. એમને બે બાળકો હતાં. નાની ઉષા જ્યારે દોઢ વર્ષની હતી ત્યારે અરૂણ ત્રણ વર્ષનો હતો. આ ચાર માણસનું પોષણ આ નાની રકમમાંથી કરવાનું હતું પરંતુ સુધા પોતાનો સંસાર એવી રીતે ચલાવતી કે એના પતી સુર્યકાંતને જરાપણ ખબર પડતી ન હતી. નવરાશનાં ટાઇમમાં એ ભરત્વા ગુંથવાનું કામ કરતી અને એ દુકાનદારને આપી આવતી, એ પૈસા એ પોતાના ઘરખર્ચમાં વાપરતી. જેવી એ કરકસર વાળી હતી તેવીજ એ માયાળુ પણ હતી. પારકાનું ભલું કરવું એમાંજ એ મનુષ્યત્વ માનતી હતી. આડોશપાડોશમાં પણ એ બધાને ઉપયોગી થઇ પડતી. પરંતુ એ સુખી જીવનમાં પણ દુઃખનો ભાસ થયો. એના પતી સુર્યકાંતને કંઈક કારણને લઇને મીલમાંથી રજા મળી તો પણ એ ડાહી અને સુશીલ પત્ની હિંમત હારી નહી. એને સીવતાં આવડતું હતું. એ આડોશી પાડોશીનાં તેમજ બીજાં ઘણાં લોકોનાં કપડા શીવતી. એમ એનો મહામુશીબતે ઘર ખર્ચ ચાલતો હતો. બે નાનાં બાળકો બીજાં બાળકો પાસે રમતની ચીજો જોઇને સુધા પાસે દોડતાં આવતાં અને કહેતાં કે બા અમને પેલા નટુ જેવો ઘોડો અને રમકડાં અપાવોને આ વ્હાલાં બાળકોની કાલી ભાષા સાંભળી એને ઘણુંજ ખરાબ લાગતું પરંતુ આ હૃદયની મુંઝવણ હૃદયમાં સમાવી બાળકોનાં વાંસાપર પ્રેમથી હાથ ફેરવતી અને કહેતી તમને બધું અપાવીશ હો ? બાળકો થોડો સમય ભુલી જતાં પરંતુ નટુના હાથમાં ઘોડો જોતાની સાથેજ એ લોકોની નીરાશા વધી જતી. એ સર્વ સ્થીતી સુધા સહન કરતી હતી. કોઇપણ દીવસ એનાં મોઢાપર નીરાશા તો જણાતીજ નહી. એ સદા આનંદમાંજ જણાતી પણ એનાં આનંદ અને સંતોષ પર પણ કુદરતને ઇર્ષા આવી. એના પતી સુર્યકાંતને પોતાનાં બેકારી જીવનને માટે ઘણોજ આઘાત લાગવાથી એની તબીયત દીવસે દીવસે બગડતી હતી. એને ઝીણો તાવ લાગુ પડી ગયો. ડોકટરે સલાહ આપી જલ્દી ઉપાય ન થવાથી કેસ ક્ષય પર ગયો છે. સુધા પર આભ તુટી પડયું. એ પોતાના સૌભાગ્યચંદ્ર માટે તનતોડ મહેનત કરવા લાગી. પોતાના જે જે અલંકારો હતા તે સર્વ પતીની માંદગી અર્થે વાપરતી હતી. ડોકટરોએ તદન આશા છોડી. માંદગીના દિવસો પર દિવસો જતા હતા અને સુર્યકાંતનો કારમો દિવસ નજીક આવતો હતો. સુર્યકાંત પણ પોતાને સારૂ થવાનું નથી એ સમજી ગયો હતો. પરંતુ એ સુધા આગળ જણાવતો નહી, સંધ્યાકાળનો સમય હતો એ વખતે ઓચીંતી સુર્યકાંતે બુમ પાડીઃ સુધા, કોઇ પણ દીવસ એણે પત્નીને નામ દઇને બોલાવી ન હતી આજે સુધાને ઘણો જ આનંદ થયો. સુધા હાંફળી હાંફળી દોડતી આવી અને સુર્યકાંતનાં માથા આગળ બેસી ગઇ, સુર્યકાંતે એના વાંસા પર પ્રેમથી હાથ ફેરવ્યો અને કહ્યુંઃ " સુધા મારે તને કંઈક કહેવું છે," એ કહેવા જાય છે ત્યાં તો એની જીભ તોતડાવા લાગી અને એને એકદમ ગભરાટ વધી ગયો. સુધા પણ ગભરાઈ ગઇ, એણે ડૉકટરને તેડવા માણસ મોકલ્યું પરંતુ ડૉકટર આવે એ પહેલાં તો સુર્યકાંતનો આત્મા કંઇક કહેવાની આશામાં ને આશામાં પ્રભુના ધામમાં પહોંચી ગયો હતો.

# ગુજરાત અને નૃત્યકલા

લેખિકા :
શ્રી શકુન્તલા દિવાનજી

આપણી સંસ્કૃતિની સમાલોચના કરીએ તો એમ લાગે છે કે ઘણા પ્રાચીન કાળથી ગીત, વાદ્ય અને નૃત્ય એ ત્રણે સમાજમાં ઘણું મહત્ત્વનું સ્થાન લેતાં આવ્યાં છે આ ત્રણે કળાનો પરસ્પર સંબંધ હોવાનું કારણ એ છે કે એ ત્રણેમાં આધારભૂત તત્ત્વ તાલ છે ગીત જ્યાં અર્થવાચક હોય ત્યાં તે અર્થ નૃત્યમાં તાલ અને લય જાળવીને અભિનયથી બતાવવામાં આવતો આમ આપણે જોઈ શકીશું કે તાલ એ મુખ્ય વસ્તુ છે અને તેથી આ ત્રણે કલા સાથે ગણવામાં આવતી

*

અર્થને સૂચવનારા અંગોનું હલનચલન તે નૃત્ય. કેવળ તાલ અને લયને અનુસરી અર્થની અપેક્ષા વિના થતાં અંગોનાં હલન-ચલન તે નૃત્ત અહીંયાં એવો અર્થ કરવાનો નથી કે નૃત્યને તાલ અને લયની અપેક્ષા નથી, આ પરિભાષાને આપણે સ્પષ્ટતા ખાતર આ પ્રમાણે મુકી શકીએ તાલ અને લયનો જેને આશ્રય છે તે નૃત્ય તાલ અને લયને અનુસરી અર્થ બતાવવા માટે થતા અંગોનાં હલનચલન તે નૃત્ય તાલ અને લયની સાથે અથવા વિના અર્થસૂચક અંગોનાં હલનચલન તે આઙ્ગિક અભિનય અભિનવગુપ્ત કહે છે તે પ્રમાણે આ ત્રણેમાં “ સૌક્ષ્મ્યાનુપ્રવેશ ” તો જોઈએ જ પ્રાચીન નૃત્ય સમજવાને માટે આ પરિભાષાનો વિવેક ધ્યાનમાં રાખવો આવશ્યક છે તેમજ પ્રાચીન પરંપરાને પ્રમાણભૂત ગણીને ચાલતી જે વિદ્યમાન નૃત્ય પરંપરાઓ છે તેના સંશોધન અને પુનરુજ્જી-વનને માટે આ પરિભાષાનો વિવેક બહુ ઉપયોગી નિવડે એમ છે. કારણ કે, કથકલી, કથ્થક, મણિપુરી અને ગુજરાતીનું ભવાઈ નૃત્ય-આ બધાંઓમાં શાસ્ત્રજ્ઞાનના અભાવે ઉપરનું નિયમન નહીં રહેવાથી ઘણાં બેહૂદાં મિશ્રણ થઈ ગયાં છે તેથી મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે આપણે જો આ પ્રાચીન પરંપરાનો યોગ્ય રીતે પુનરુદ્ધાર કરવો હોય તો, આ દૃષ્ટિથી તેમનું વિવેચન કરવું જોઈએ. તેમજ ઐતિહાસિક દૃષ્ટિએ શાસ્ત્ર સંમત નહીં એવા લૌકિક તેમજ ઇતરદેશીય અંશો કયા કયા દાખલ થયા છે, તેનું પણ સ્પષ્ટતાપૂર્વક વિવેચન થવું જોઈએ સંક્ષેપમાં પંડિત ભાતખંડેએ ગાયનની કલા માટે જે સંશોધનકાર્ય કર્યું છે તેમ નૃત્યની કલામાં પણ કોઈએ કરવું જોઈએ.

*

નૃત્યકલા એ લોકમાંથી ઉત્પન્ન થતી કલા છે અને વિવેચકો એમાંથી શાસ્ત્ર ઉત્પન્ન કરતા આ શાસ્ત્રના બંધનમાં ન રહે એવી વિવિધ જાતિમાં વિવિધ કલા રહેતી, અને તેથી પ્રાચીન કાળથી માર્ગી એટલે શાસ્ત્રને સંમત અને દેશી એટલે લોકમાં પ્રચલિત એમ બે પ્રકારો પ્રચલિત હતા આ વિભાગો હજુ પણ મળી આવે છે આવા દેશી પ્રકારો જુદા થતા એમાં શાસ્ત્રીય નિયમન ન હોય એ સ્વાભાવિક છે, છતાં પણ તે કલા નથી એમ ન કહેવાય

*

હાલ આપણા દેશમાં ત્રણ નૃત્યપરંપરાઓ મોજુદ છે એક દક્ષિણની કથકલી, બીજી ઉત્તરની કથ્થક અને ત્રીજી પૂર્વની મણીપુરી કથ્થ

કમાં ખાસ મહત્ત્વ પગ ઉપર આપવામાં આવે છે, અને તાલના બોલ પ્રમાણે પગ કરવામાં આવે છે. એમાં હાથનો ઉપયોગ બહુ નથી. કથકલ્લીમાં તો મુદ્રાથી અને મ્હોં ઉપર હાવભાવ બતાવી મોટાં રામાયણ, મહાભારત જેવાં કથાનકો કહેવામાં આવે છે, જો કે સાથે તાલ તો ખરો જ. દક્ષિણમાં તાંજોરી નૃત્ય પણ કરવામાં આવે છે. અને તે ભરત નાટ્ય શાસ્ત્રની પરંપરા પ્રમાણે થાય છે એમ તેઓનો દાવો છે. મણિપુરી નૃત્યમાં અંગમરોડ અને જેમ બને તેમ કોમલતા લાવવા ઉપર મહત્ત્વ અપાય છે. એમાં સાથે સાથે બોલને અનુસરતી પગની ગતિ તો ખરીજ પણ વિશેષ મહત્ત્વ અંગમરોડ અને હાથની ગતિ ઉપર આપવામાં આવે છે. આ ઉપરાંત આપણી ગુજરાતની ભવૈયાઓની નૃત્ય કલા, એ કથ્થકોની કલાનો જ લૌકિક પ્રકાર છે. જેમ ઉત્તર હિન્દુસ્થાની ગાયન કલામાં ઇરાની અને અરબી કલાનો સંસ્કાર પડેલો છે તેમ ઉત્તરની નૃત્યકલા ઉપર પણ એ અસર થયેલી છે. આ અસર પરદેશી હોવાથી એ અનિષ્ઠ છે એમ માનવાનું કારણ નથી. ઉત્તર અને દક્ષિણની ગાયનકલાનો જેમણે તુલનાત્મક અભ્યાસ કર્યો છે એવા તજ્ઞોનો અભિપ્રાય છે કે ઉત્તરની કલા સંસ્કારથી વધારે કલામય બની છે. નૃત્યનો એટલો વ્યવસ્થિત તુલનાત્મક અભ્યાસ થયો નથી પણ એનો જો અભ્યાસ કરવામાં આવે તો, એ પરદેશી અસર સર્વથા અનિષ્ટ નહિ દેખાય.

*

ગુજરાતમાં, લોકમાં નૃત્ય પ્રચલિત હતું પણ તે ઉપરાંત બીજી કોમો હતી જેમાં નૃત્ય કરવું એ જ વ્યવસાય ગણાતો—અને એના પણ ઉલ્લેખો છે. આ લોકોની કલા તે ગુજરાતની તળપદી કલા હતી. જેમ ભાષામાં ગુજરાત અને મારવાડમાં ઐક્ય હતું તેમ નૃત્યમાં પણ ઐક્ય હતું, તે આપણે આજે પણ જોઇ શકીએ છીએ. ગુજરાતમાં હજી પણ ઘણી કોમોમાં નૃત્ય પ્રચલિત છે, અને મારવાડમાં તો લગભગ આજ દિવસ સુધી લગ્ન પ્રસંગે નૃત્ય કરવાનો રિવાજ છે. આ બધા ઉપરથી સંગીત રત્નાકરમાં સારંગદેવે ઉલ્લેખ કર્યો છે કે બાણાસુરની પુત્રી ઉષા, જે પાર્વતી પાસેથી નૃત્ય શીખી હતી, તે કૃષ્ણની પુત્રવધૂ થઇ, સૌરાષ્ટ્રમાં આવી ત્યારે તેણે સૌરાષ્ટ્રની યુવતિઓને નૃત્ય શિખવાડ્યું, અને ત્યાંથી નૃત્યનો પ્રચાર થયો, તેમાં ઐતિહાસિક સત્ય હોય એમ લાગે છે. આ ઉપરાંત ગરબા, રાસ, વગેરે જે ગુજરાતની વિશેષતા છે તે હજુ પણ પ્રચલિત જોવામાં આવે છે.

*

નવી કેળવણીની શરૂઆતમાં આપણી સંસ્કારિતા પરંપરાથી આવતી તરત કેળવાયેલાંઓએ છોડી દીધી. એમાં સંગીત, નૃત્ય વગેરે કલા પણ છોડી. પણ સુભાગ્યે બીનકેળવાયેલા વર્ગોએ એ સાચવી રાખી. આથી જે આગળ પડતા લોકો વિષે અનુમાન બંધાઇ ગયું છે કે ગુજરાતમાં ગીત, વાદ્ય અને નૃત્ય નથી એ અનુમાન ખોટું છે. કારણ કે, સામાન્ય લોકોમાં તો, બીજા પ્રાન્તો કરતાં ગુજરાતમાં વધારે છૂટ હોવાથી, સંગીત વિગેરે કલા સવિશેષ પ્રચલિત હતી અને તે ગુજરાતના રિવાજોમાં જણાઇ આવે છે. લગ્નપ્રસંગે ગાવાનો તથા નૃત્યનો રિવાજ હજુ પણ ગાવામાં અને માતા ઘૂમવામાં મળી આવે છે. તે ઉપરાંત ધાર્મિક ઉત્સવોમાં સ્ત્રીના અને પુરૂષોના છૂટા અને મિશ્ર નૃત્યના પ્રકારો પણ અહીં જોવામાં આવે છે.

*

નવી કેળવણીમાં આપણને જ્યારે આપણી સંસ્કૃતિ અને કલાનો પુનરુદ્ધાર કરવાની ઇચ્છા જાગી, ત્યારે સંગીત, નૃત્યાદિક

કલાઓનો ફરીથી પ્રચાર કરવા માટે પ્રયત્ન થવા લાગ્યા. આ પ્રયત્નોમાં ઉદયશંકર વગેરેની મહેનત કેટલી છે તે આપણે જાણીએ છીએ, તેમના પ્રયાસથી કેળવાયેલ લોકોમાં નૃત્ય માટેની જિજ્ઞાસા જાગી છે અને તેથી નૃત્ય પહેલાં જેમ હલકી કક્ષાનું ગણાતું તેને બદલે પાછું "આર્ય સંમત" ગણાવા લાગ્યું છે. આમ છતાં પણ આજકાલ જેઓ નૃત્યને પુરું સમજ્યા વગર અને જાણ્યા વગર કરે છે તેઓ નૃત્યને ઉંચુ લાવવાને બદલે હાનિ પહોંચાડે છે આથી નૃત્ય માટેની જે જિજ્ઞાસા જાગી છે તે સારી તો છે જ, પણ એક રીતે નરસી છે કારણ કે આજકાલ તો નૃત્ય કરવું એટલે ગમે તેમ હાથપગ હલાવવા એમ થવા લાગ્યું છે. આથી નૃત્યને જાણીને પછી જ કરવું. કારણ કે દરેક કલાનો વિકાસ તેને ઠીક ઠીક જાણ્યા પછી જ થઇ શકે.

*

નૃત્ય એ દરેક મનુષ્ય માટે આવશ્યક છે, જેમ બીજા અભ્યાસ આવશ્યક છે તેમ. કારણકે નૃત્ય જાણવાથી વિશ્વમાં રહેલા તાલ અને લયના સંવાદની ઝાંખી થાય છે નૃત્ય એ ફક્ત ક્ષણિક આનંદ માટે નથી પણ કોઇ ઉંચુ ધ્યેય પાર પાડવા માટે છે એમ સમજી શિખવું જોઇએ, કારણકે ત્યારે જ એની મહત્તા સમજાય છે. પછી ભલે એ શિખનાર મહાન નૃત્યકાર કે નર્તિકા ન થાય, નૃત્યને આમ સમજીને કરવાથી કરનાર એક અકથ્ય આનંદ અનુભવે છે નૃત્ય મનુષ્યને એક જાતની લીનતા અર્પે છે આવી લીનતા પરમાત્મા પાસે લઇ જનારી માનવામાં આવી છે.

*

ગુજરાતની તરગવાળા અને ભોજકોની નૃત્યકલા છે તે વાસ્તવિક રીતે જોતા મારવાડ, મેવાડ, માળવા, અને ગુજરાતની લગભગ એક સરખી જ છે તે કથ્થક પરપરાની છે એ ઉપર કહ્યું જ છે. એવું પુનઃસંશોધન કરવા માટે એમાં ઉપર કહેલા શાસ્ત્રમત કલાના કેટલા અંશો રહ્યા છે, કેટલા કલાની દ્રષ્ટિએ સજીવન કરવા યોગ્ય છે, પરદેશી તેમજ લૌકિક મિશ્રણો કેટલા અને કેવા થયા છે, લૌકિક પ્રકારોમાંથી કેટલાને કલા-તત્ત્વનું નિયમન લાગુ પાડી શકાય એમ છે-ઇત્યાદિ વિષયોનો અભ્યાસ થવો યોગ્ય છે, આ માટે ગુજરાતમાં સ્વતંત્ર એક સંસ્થાની જરૂર છે કે જેમાં આ બધા વિષયોનો અભ્યાસ અને સંશોધન થાય ગુજરાત પોતાનું વૈશિષ્ટ્ય સાચવી આ કલાનો વિકાસ સાધી શકે અને સમગ્ર રાષ્ટ્રોન્નતિમાં પોતાનો ફાળો આપે, એવી પ્રાર્થના છે

## રાસ રસિકા

[ સારંગ ]

મુખડે હાસ્ય ફુલડાં ખરે
સહિયર સંગે વાતો કરે !
રસિકા ધીમા ડગલાં ભરે !
નીલાંબરમાં ઓપતી નાજુક નમણી નાર,
નવરાત્રિના દિવસમાં નયને નેહ અપાર.
રાસ ઝીલવા રસિકા સંચરે !
તાલ સ્વરમાં તન્મયતા ધરે !.. ૧
બ્રહ્મજ્ઞાનની ભવ્ય ભાવના જ્યાં સાચાં સંગીન,
રાસગીતના રચનારાનાં અમર કાવ્યકલ્પીત,
રાગિણીની લયને અનુસરે !
અનુપમ રસનાં ઝરણાં ઝરે !...૨
સરળ શૈલીની શબ્દ યોજના જેમાં શુદ્ધ વિચાર !
મધુરકંઠની મધુરતાથી છે ગુણીયલ ગાનાર !
રસિક ઉરને આનંદ ભરે !
પ્રશંસક રૂડુ પ્રશંસા કરે !...૩

" મનસ્વી "

## ગૂર્જર ગુણિયલ સુંદરી

જુગજુગ જીવજે રે,
ગૂર્જર ગુણિયલ સુંદરી.
સહજીવન સાચું શીખજે રે,
ગૂર્જર ગુણિયલ સુંદરી.
શુષ્ક આ રણ સમું વિશ્વ સૌ દિશ ખડું;
અમૃત છાંટણાં છાંટજે રે,
ગૂર્જર ગુણિયલ સુંદરી.
સ્વામીને દેવ ગણી, ગૃહિણી અદ્વૈત થઈ
સ્વર્ગીયતા વસાવજે રે,
ગૂર્જર ગુણિયલ સુંદરી.
તું-બાલને કાલનાં ભાર્ત વીરો ગણી,
દેશ-અભિમાન ઉર-ઉર પ્રકટાવજે.
ઉચ્ચ કેળવણી ને શ્રેષ્ઠ સંસ્કાર દઈ,
ભાવિના શહેરીઓ આમ ઉદ્ભાવજે.
આદર્શ એકતા લાવજે રે,
ગૂર્જર ગુણિયલ સુંદરી,

'શાશન્' ઓઝા

# આપ આપની ત્વચા મોહક રાખી શકો છો...

ખુબસુરત ત્વચા સ્ત્રી એક આકર્ષણ હોય છે, અને તે દરેક સ્ત્રી પાસે હોવું જોઇએ પરંતુ ત્વચા મોહક રાખવા માટે સ્ત્રીઓએ તેની સંભાળ લેવી જોઇએ. ધુળ અને કચરામા ખુલ્લા ફરવાથી તે તરત ફીકી અને ખડબચડી થઇ જાય છે.

ત્વચા તાજી સ્વચ્છ અને તેજસ્વી રાખવા માટે દરેક શાણી મહિલા પોન્ડઝ ક્રીમ વાપરે છે. તે ત્વચાના છીદ્રોમાં ભળી જાય છે અને ચિકાશ તથા મેલનો સંચય કાઢી નાખી તેને સાફ કરે છે. સ્નાનની વેળાએ તે ફક્ત ધોવાથી ચાલશે નહિ.

પોન્ડઝ ક્રીમની કળી લેઇ અને આંગળીવડે ત્વચા ઉપર તે મસળો કે જેથી તે અંદર ભળી જાય. પછી તેને સુંવાળા કપડાથી સાફ કરો. પછી થોડું તાજું ક્રીમ ત્વચા ઉપર ચોપડો. આ સુંદર ક્રીમ આખી રાતભર રહેવા દો. એ મુજબ પંદર દિવસ સુધી પોન્ડઝ ક્રીમ વાપરો. એટલે આપને આપની ત્વચા નરમ અને સુંદર થતી દેખાશે.

પોન્ડઝ વેનિશિંગ ક્રીમ ધુળ અને કચરાથી દિવસના વખતમ રક્ષણ કરે છે.

પોન્ડઝ બધી મોટી દુકાનો પર મળે છે. અથવા લખો: પોન્ડઝ પો. ઓ. બોક્ષ ૧૪૪ મુંબાઇ




## પોન્ડઝ ક્રીમ

P. 117 I




લેખક : રા. 'અસોક', બી. એ.

[ ફેબ્રુઆરી અંકના પાન ૩૪૫થી ચાલુ ]

## પ્રકરણ છઠ્ઠું

### કારસ્થાન !

પ્રભુલાલ ગુજરી ગયા ! વિશ્વનાથની ગેરહાજરી જેમની તેમ રહી–ત્રિવેણીને ત્યાં તેમજ યશોમતીને ત્યાં. હવે તો એ બધે સ્થળેથી તરછોડાયો

વૈદરાજ અને દાક્તર ઉપર નૈતિક જોખમદારી આવી પડી; પ્રભુલાલના કુટુંબની ખબર રાખ્યા વિના એનાથી રહેવાય એવું ન રહ્યું. એ જોખમદારી એઓએ ખુશીથી માથે લીધી અને અદા કરવા માટે પ્રયત્ન આદર્યો. વૈદરાજે હાલ તુરતને માટે તો જતા આવતા રહેવા નક્કી કર્યું.

યશોમતિ પણ ત્રિવેણીની સાથે વધારે ને વધારે રહેવા લાગી. આપત્કાળમાં એને મદદગાર થવાનું એને ગમ્યું.

પ્રભુલાલ હતા એ વખતની મજા હવે ઉડી ગઈ હતી. ત્રિવેણી અને હીરા હતાં એથીયે ગંભીર થઈ ગયાં કાન્તિએ પણ ગાંભીર્ય સ્વીકાર્યું. યશોમતિને એ ક્યારેક ક્યારેક ભારે પડતું. એ ગંભીર રહેવા માટે જાણે સરજાઈ જ નહોતી. બે-પરવા સ્ત્રી થકે પણ ગંભીર તો નહિજ. અચ્યવબાએ ઉલટું ગંભીર રહેવાનું તજ્યું હતું. એ કોઈ પણ રીતે છોકરાં આનંદમાં રહે એવું વર્તતાં અને પ્રવર્તતાં.

હીરાની મા ક્યારેક ક્યારેક આવતી. એ હમણાં જરા ઉપાધિમાં હતી. મુક્તાને પુત્રી પ્રસવી હતી. એ બોજો એને વધુ પડતો થયો હતો. હીરાના વર સંબંધે કોઈ વાત થતી નહિ. એ એકાદવાર આવી ગયેલ અને તપાસ કરી ગયેલ પણ એનો રિવાજ મુજબનો કાગળ નહોતો આવ્યો. ત્રિવેણીને હીરાની એટલા પુરતી ફીકર રહેતી. એના વર સાથે એનો મેળ ક્યારે થાય ? હીરાના વરને પ્રભુલાલ રુબરૂ બોલાવવાનું તો બન્યું જ નહિ.

ઓક્ટોબર વેકેશન આવી ને ગઈ. કોઈ બહારગામ ન ગયાં. વિશ્વનાથ મુસાફરીમાં જઈ આવ્યો પણ એની કોઈએ ખબર ન રાખી. મુક્તા સાસરે ગઈ અને એ વાત પણ ભુલાઈ ગઈ.

આ ટર્મ બરાબર વાંચવાની હતી. એટલે સાંજે સૌ થોડીવાર જ બેસતાં

એક દહાડો રાત્રે બધાં ઉઠ્યાં. અને બહાર નીકળ્યાં ત્યારે મોને કાન્તિને બોલાવ્યો.

મોનો માણસની ગણતરીમાં હતો જ નહિં. એ ક્યાંનો હતો ? કેવો હતો ? શું

ઉમરનો હતો ? કેટલાં વરસથી હતો—એ કોઈને ખબર ન્હોતી. એ કોઈને કયારેય યાદ આવતો કે નહિં એ પણ એક શંકાની વાત છે. એ તો માત્ર ગણ્યું કામ નિયમ પ્રમાણે કરતો અને બાકી ફળીની ઓરડીમાં બેઠો રહેતો.

રાત્રે એ જાગ્યા કરતો અને ફળીમાં આંટા મારી જતો એ તો કોણે જોયું હોય ? મોનો બોલાવે એ આશ્ચર્ય ! યશોમતી અને કાન્તિ બેય વિચારમાં પડયાં.

કાન્તિ પાછો વળી એની પાસે આવ્યોઃ,

" કાન્તિભાઈ, તમારા વિશ્વનાથ કયાં છે ?"

" કેમ ? "

" એ તો રહેજ ! "

" પણ તારે શું કામ પડયું ? "

" તમારે બધાંયને એની સાથે નથી બનતું ?"

" પણ તારે વાત કરવી હોય એ કરને ! "

" મને લાગ્યું કે હમણાં હમણાં એ રાત્રે આ બાજુએ ફરવા નીકળે છે ને કેમ નથી આવતા ? "

" એ તો કે દહાડાના નથી આવતા. "

" હા. પણ હું એને દેખતો નથી, હમણાં તો એ આ બાજુએ દેખાય છે કયારેક કયારેક !"

" નીકળતા હશે ! "

" ઠીક ! હશે ત્યારે ! "

મોનાએ માન્યું કે આ બધાં હજુ છોકરાં છે.

કાન્તિએ માન્યું કે આજે આને કોઈક સેસો ચડી આવ્યો છે.

" શું હતું, કાન્તિ ? " કાન્તિ વળ્યો ત્યારે યશોમતિએ પૂછયું.

મોનો કહે કે " વિશ્વનાથ આ તરફ હમણાં આવે છે ને અહિં કેમ નથી આવતો. "

" વિશ્વનાથ અહિં કયારે આવે છે ? "

" નીકળતો હશે કયારેક ! "

" મોનો પૂછે એ નવીન ! કાંઈ હશે તો નહિં જ. "

" શું હોય બીજું ? "

ભોળી યશો પણ વિચારમાં પડી.

કાન્તિએ તો એ વાત જતી જ કરી.

મોડી રાત્રે હમણાં નીકળતો એમ વિશ્વનાથ નીકળ્યો અને બાર પાસે આવ્યો.

મોનો જાગતો જ હતો; અને જોતો હતો. પણ બોલ્યો નહિં. એ એની પેરવીમાં રહ્યો.

વિશ્વનાથ ઓરડીની બાજુમાં આવ્યો અને મોનાને એણે બોલાવ્યો.

ખૂણામાંથી લાકડી ઉપાડી એ બહાર આવ્યો.

" મોના, તારૂં એક કામ પડયું છે. "

" બોલોને ! "

" હીરા, ઘરમાં છે ને ? "

" હંઅં ! "

" એને બોલાવ ને ! "

" કેમ ! "

" આમ હરકાઇ જા માં ! એને ઉપાડી નથી જવી. એના વરની સાથે એને બનતું નથી. એની માએ કાંઈક ના હા કરી હશે-ઘરેણાં ગાંઠાંની બાબતમાં. બેય માણસને છે મેળ ! તે બિચારો અહિં ચાર પાંચ દિવસથી આવ્યો છે. એને મળવા માગે છે. "

" કયાં છે એ...? "

" મારે ઘેર ! "

" એમ ? સારૂં, સારૂં, પણ અત્યારે બોલાવાય કેમ ? "

" એમાં શું ? એ તો આવશે બહાર !"

" ભણ્યા પણ ગણ્યા નહિં. અચલ બા જાગતાં હોય, બ્હેન વાંચતાં હોય, હીરા એની પાસે બેઠી હશે. બોલાવું તો ખરો; પણ કારણ શું બતાવવું ! એમ કરો ને કાલે આવો. એના વરને પણ તેડતા આવો. આપણી ઓરડી છે ને ! "

" અહિં ન આવે એ. "

" તો કાંઇ નહિં. હું હીરાને દિવસે વાત કરી રાખું. રાત્રે અહિં આવે. પણ નમારા ભેળા આવવામાં બાની રજા તો લેવી ને ?"

" ના રે ! અહિંથી નીકળી એટલે સીધા એ એને ઘેર ! "

" જુંડી કરી તમે ! "

" આમ તો હીરાને ખબર છે. બેયને કાગળપત્ર આવે છે ને ? "

" ભાગી ! હજુ માંડ માંડ ઠેકાણે પડી ત્યાં કાગળ લખવા માંડીઃ છોકરીયું પણ થાય છે ને–કરામતની ટીકરીયું ! પણ સારું સારું. ક્યાં પર માણુસને લખે છે ! "

" ત્યારે કાલે આ ટાણે ? "

" આ ટાણે, અચૂક.

" હવે એક બીજું કામ – આ લે. "

મોનાના હાથમાં પાંચેક રૂપીયાની ઢગલી પડી.

" આ શું કરવા ! હામ દઇને કામ કરાવો છો ? કાંઇ ભેદ તો નથી ને ? રખેને તમે કાંઇ દાવ પેચમાં રમતા હો ? "રૂપીયા ખીસામાં મૂકી મોનો બોલ્યો

" શું ત્હારે ટ્હેર કરને ! કાલે આ ટાણે!"

" હોવે ! લ્હેર કરો તમે પણ ! " મોનાએ પાછા વળતાં કહ્યું અને ઉમેર્યુંઃ " છે તો કાંઇક લુચ્ચાઇ બેટાની. "

કોઇ દિવસ નહિ ને બીજે દીવસે મોનાએ હીરાને ઓરડીમાં બોલાવી.

" હીરા, એક વાત પૂછું ? "

" તું તારા વર ઉપર કાગળ લખે છે કે નહિ ? "

" ભગત, કાંઇ ખસી ગયો છે ?" હીરા ચાલવા તૈયાર થઇ.

" તું ઉતાવળી થા માઃ મેં કોઇ દી કોઇની મશ્કરી કરી છે કે તારી મશ્કરી કરૂં. મારે પૂછવા જેવું કારણ બન્યું છે. "

" શું કારણ બન્યું છે ? "

" તું વાત કરીશ ને સાચે સાચી ? "

" કરીશ. "

" ખા, ભગતના સોગન ! "

" ભગતના સોગન ! "

" મને એમ ખબર મળ્યા છે કે તારો વર 'તો તને બોલાવે છે. પણ તારી મા કાંઇક ઘરેણાં લુગડાનો વાંધો કાઢી જવા નથી દેતી. "

' સાવ જૂઠું ! "

" અને એમ પણ વાત છે કે તમે બેય એક બીજાને કાગળપત્ર લખો છો અને

## ' મોંઘેરા મહેમાન '*

રાગ-કાફી ( હોરી )

પધારો ! આજે પનોતાં, મોંઘેરાં મહેમાન !
વધાવી મીઠાં ફુલ ઉરનાં, શાં કરિયે સન્માન!

આછાં સ્વાગત માનીલેજો,
રંજન ભાવ ભરીયાં,
શશોત્સવ આંગણીએ ઉજવી,
નવયુગ ચેતન પાતાં,
—પધારો ! આજે૦

હૃદયકુંજે ફોરે ફુવારા,
રેલે અમિરસ ઝરણાં,
ખાલી રહી વાડી સાહિત્ય-કલાની,
ગુર્જરી માત હસન્તા,—
—પધારો ! આજે૦

સૌ. સવિતાલક્ષ્મી શુચ

* વડોદરા સાહિત્ય સભાના વાર્ષિક વખતે ગવાયેલું.

તારે એની ભેળું તારી માને કહ્યા વિના ચાલ્યું જવું છે ”

“ એ પણ જૂઠું. તમને કોણે કહ્યું ? ”

“ ભારે ઉતાવળી ! પૂરું સાંભળી તો લે ! તારો વર અહિં ચાર પાંચ દિવસથી આવે છે, પણ તને મળાતું નથી. એ તને એક ઠેકાણે બોલાવે છે. ”

“ અને એવું નથી ! ”

“ નક્કી. તું સાચું જ બોલે છે ને ? ”

“ સાચું જ. પણ તમને આ કહ્યું કોણે ? ”

“ એ વાત ન કરાય. મારે પણ હવે ખાત્રી કરવી પડશે. મેં પણ કાંઇ પાણીમાં વરસ નથી નાખ્યાં. ”

“ કરો ખાત્રી તમે તમારે. ” હીરા ઘરમાં ચાલી ગઇ.

રાત્રે મુકરર થયેલી વખતે વિશ્વનાથ આવ્યો અને મોનો એને મળ્યો.

“ શું કર્યું મોના ? ”

“ ભારે ગોઠવાણું’તું. પણ એક મુંઝવણ થઈ. ”

“ શું ? ”

“ અચલબાને સાંજનો તાવ આવ્યો છે. અને અત્યારે તો ભારે ચડયો છે. હીરાને બોલાવું તો આવે. પણ એ બિચારી હમણાં જ કહી ગઇ કે ‘ ભગત, મારા વતી આજીજી કરીને પણ કાલનું રખાવો, બાને આમ મૂકીને ક્યાં જાઉં ? ’ બિચારી રડતી હતી. ”

“ તો કાલે રાખીએ. મને તો બિચારાંનું પેટમાં બળ્યું, મારે ઘેર જ રાખ્યો છે એને ? ”

“ ત્યારે એમ કરોને, મારી ઓરડીમાં પહેલાં મળી તો લ્યો. કાલે વળી તાવ ઉતર્યો કે ન ઉતર્યો. એ પણ વીમાને ! ’

“ તો પણ ભલે ? ” વિચાર કરી વિશ્વનાથે જવાબ દીધો.

“ કાલ કેવે વખતે ? ”

“ આથી જરા મોડું. ”

“ ભલે. આવજો હો. ”

વળી બીજે દિવસ બપોરે ભગતે હીરાને બોલાવી.

“ શું છે વળી ભગત ? ”

“ તારો વર તને મળવા આવવાનો છે આજરાત્રે. ”

‘ હવે રાખો, રાખો, મને ખબર છે તમારી વાતની. ”

“ શું ખબર છે ? ”

“ પરમ દિવસ તમે કાંઇક ગુસપુસ કરતા હતા, અને કાલેય કરતા હતા. કાલે બપોરે મને તમે વાત કરી એટલે હું સાંભળતી હતી. ”

“ શું સાંભળ્યું વે ? ”

“ અક્ષરે અક્ષર ! નકામા બાને માંદાં પાડયાં તે. ”

“ સેતાન ? શું કરશું હવે ? ”

“ વિશ્વનાથ હતો ને ? ”

“ તેં કેમ જાણ્યું ? ”

“ હું મારી બા સાથે હતી ત્યાં એ આવતો ને ? ”

“ હા ! ”

“ કાંઇક કાવતરું હશે. આપણાં બેયનાં મોત ઉભાં કરવાનું, બીજું શું હોય ! એનો પગ ત્યાંથી નીકળી ગયો અને પરોઢહેત અહિં આવવા માંડયાં તે હવે તમને સાંધ્યા એમ મને સાધવી હશે ! ”

“ તો હવે એને મૂકાય નહિં, એને પણ રંગ દેખાડીએ. ”

“ દેખાડયો કે દિવસનો રંગ ! એ તો નિમકહરામ છે ! ”

“ જેવો હોય એવો એને ખપ આવશે. આપણે તો હવે વેશ પૂરો કરવો પડશે.

“ હું તો નથી કરતી કાંઇ; તમે જાણો ને તમારૂં કામ જાણે ! બા જાણશે તો મારી નાખશે ભગત. ”

" બા જાણશે ત્યારે તો જોયા જેવી થઇ હશે ! "

" તો શું કરશો ? "

" જાણે જે. તારો વર ન આવ્યો હોય તો પછી અત્યારે તો તને તેડી જવાની વાત કરે છે. બદદાનતી જે હોય એ પહેલો તારા ઉપર છે. હવે આજે તો એ તારા વરને તેડી આવવાનું કહી ગયો છે. એટલે આવતાં વેંત કાંઇક બાનું કાઢશે. અને એને બદલે પોતે વાત કરવા માગે છે એમ કહેશે. જો એમ કહે તો તને વાત કરવામાં શું હરકત ? "

" વાત કરવા માગતો હોય તો હરકત નહિં પણ હું એને મળું છું એવું કહેવરાવવા માગતો હોય તો ? "

" તો પીડા કરે, પણ એનું પેટ તો જાણવું જોઇએ. આપણે ઓરડીમાં બીજો સાક્ષી રાખીએ, અને બહાર તો હું છું. "

" તો એ શેનો આવે ? "

" અરે ! એને ખબર ન પડે એમ. એ તો જાણે જ નહિં, અને જરાય લુચ્ચાઇ કરે તો ખોખરો થઇ જાય. "

" તો થાય ! "

" ઠીક ત્યારે, હું બોલાવું ત્યારે આવીશ ને ?"

" આવું, પણ બ્હેનને જ..."

" હું પણ એને જ સાક્ષીમાં મૂકવાની વાત કરૂં છું ! "

" તો હું વાત કરી દઉં ?

" કરી દે. "

હીરાએ સાંજે ત્રિવેણીને વાત કરી કે ભગતે તેને શું કહ્યું અને પોતે શું માને છે.

" હીરા, તું તારે મઝજે. આપણે જાણવું તો ખરૂં જ. " ત્રિવેણીએ નિર્ણય આપ્યો.

ચંદ્રમતિ અને કાન્તિ આવીને થોડીવારમાં ચાલ્યાં ગયાં. બહુ રાહ જોયા પછી મોડી રાત્રે વિશ્વનાથ આવ્યો. ફળીયામાં અંધારૂં હતું. ત્યાં માત્ર મોનો રાહ જોતો બેઠો હતો.

" આવો. શેઠ આવ્યા ? "

" એમને જવું પડ્યું. ઓચિંતું જ. મને કહી ગયા કે હીરાને મળી જોજે જો વખત નક્કી થાય તો એ તેડી જાય. "

" બોલાવું. હીરાને ? "

" બોલાવો " વિશ્વનાથ ઓરડીમાં ગયો.

મોનાએ હીરાને બોલાવી અચલબા ન જાણે એમ હીરા આવી અને ઓરડીમાં ગઇ: વિશ્વનાથે મોનાને બહાર રહેવા કહ્યું. એટલે એ બહાર જઇ ઉભો.

" બોલ, હીરા. હું એક કામે આવ્યો છું "

" શું કામ છે ? "

" થયું એ થયું. મારી ભૂલ થઇ એનો મને પસ્તાવો થાય છે. અને હું તને સુખી કરવા માગું છું, તું હા પાડ એટલે હું તજવીજ કરૂં. "

" ત્યારે ભગત સાથે વાત કરી એ બધી..."

" ખોટી. મારે તો માત્ર તને એકલા મળવું હતું. "

" બોલો ત્યારે "

" મારો વિચાર એવો છે કે મુંબઇમાં ખૂબ પૈસાદાર ગૃહસ્થને ત્યાં રખાવી દેવી. "

હીરા ગુસ્સે થઇ ગઇ ' શું કહ્યું ? "

" એને ત્યાં બે ન્હાની છોકરીઓ છે એને સાચવવી, અને શેઠ શેઠાણી સાથે ઘરનાની પેઠે જ રહેવું. "

" વિશ્વનાથ, તારી બોલી સાંભળી મને ખીજ ચઢે છે. કાં તો તું લુચ્ચાઇમાં બોલે છે અને કાં તો તને બોલતાં નથી આવડતું."

" તું વ્હેમાઇ ગઇ છે એટલે તને એમ લાગે છે હું તદ્દન શુદ્ધ દાનતથી વાત કરૂં છું. મને તારી સાથેના પ્રસંગ પછી એવી શરમ આવી કે મેં બેય ઘર તજી દીધાં. પણ તને સુખી કરવી એમ મને ડંખ્યા કરતું એટલે આ તજવીજ કરી રાખી છે. "

" કોણ છે એ શેઠ ! "

" ત્યાં એક નિરાધારોને, ખાનદાન ઘરનાં માણસો તકલીફમાં હોય તેઓને, અને ન્હાના ન્હાના અનાથ બાળકોને સાચવનારાઓનું મંડળ છે. તેઓ ફંડ ફાળાથી કામ નથી કરતાં. તેમ કોઇ વનિતા-વિશ્રામ જેવો કે બાળાશ્રમ જેવો આશ્રમ નથી રાખતાં. પાંચસો જેટલા એના મેમ્બર છે અને એવો કિસ્સો દેખાય ત્યારે એમાંના કોઇને કોઈ પોતાને પોસાય તેવું હોય તે પોતાને ત્યાંજ ગોઠવણ કરી દે છે ! "

" એ તો સરસ ! "

" તો તું સંમત છો એમાં ? હું તો વધારે ભાર દઇને એટલા માટે કહું છું કે હવે તારે ત્રિવેણીના ઉપર ભારરૂપ ન થવું જોઇએ. અને એઓ શ્રીમંત છે. એમને કશી પૈસાની ગણતરી નથીઃ વળી તારે ક્યાં એને માથે પડતા જવું છે. તને કામ આપે છે અને રાખે છે. એમાં શું હરકત ? "

" કશી હરકત નહિં. એમાં મને વાંધો નથી ! "

" તો કોઇને વાત ન કરતી. હું એ ગોઠવણ કરીને તને કહીશ. તૈયાર રહીશ ને ?"

" જરૂર "

વિશ્વનાથ તરતજ ઉઠયો અને ચાલતો થયો. બહાર જતાંજ એને કોઇક બાજુમાં પસાર થતું દેખાયું. પણ એ તો પોતાની ગણતરીમાં હતો.

ડોસો તો સાંભળીને વિચારમાંજ પડી ગયો. હીરા બહાર આવી. ત્રિવેણી ઓરડીમાંજ હતી અને બધી વાત સાંભળતી હતી; એ પણ વિશ્વનાથ દૂર નીકળી ગયાના સમાચાર મળ્યે બહાર આવી ને વિચારમુગ્ધ ઉભી રહી. ત્રણે જણાં એક બીજા સામે જુએ. પણ કોઈ બોલે નહિં.

અંતે હીરાએ શાંતિનો ભંગ કર્યો; " ફરેલી છે ! એમાં શક નહિં ! "

" જોઇએ શું થાય છે એ ? આવું મંડળ ખરેખર આમ કરતું હોય તો ઘણું સારૂં કહેવાય. પણ આ જમાનામાં શ્રીમંતો એ કરે એ મને નથી ગળે બેસતું ? "

" બ્હેન, વાત સારી હશે; પણ એની આખી વાતનો વિચાર કરતાં એમાં સાર નથી દેખાતો ? મને રાખશે-કદાચ કોઇ ગૃહસ્થ-એની સાથે એનાં ઘરનાંની પેઠે ? આ ભગતને રાખશે ? " એના સામે આંગળી ઉચકી હીરાએ કહ્યું.

ડોસાની અને ત્રિવેણીની, જૂદા જૂદા શબ્દો ઉપર મૂકાયેલ, ભારને લીધે, આંખો ખૂલી.

" પણ, જોવું તો ખરૂં જ ! "

" એનો તાગ લેવો. " ભગતે નિર્ણય આપ્યો.

# સંતતિ એટલે શું ?

## બાળહત્યા, સ્ત્રીહત્યા કે સ્વચ્છંદે ફરવાની ધગશ ?

મે ગુણસુંદરીના તંત્રીજી,

આપના સ્ત્રીઉપયોગી માસીકમાં સ્ત્રી-ઉપયોગી પ્રશ્નનો ઉત્તર માગું તે અસ્થાને નહિં જ ગણાય. સંતતિ નિયમનના પ્રચાર કામમાં રસપૂર્વક ભાગ લેતી બ્હેનો મને સંતોષકારક ઉત્તર આપશે ?

કેટલીક ભણેલી અને સુધરેલી બ્હેનોએ સંતતિ નિયમન પ્રચારકામનું બીડું ઝડપ્યું છે; જ્યાં ને ત્યાં શીખામણરૂપે, ઠપકારૂપે, મશ્કરીરૂપે એની એજ વાતો કરે છે. પ્રજા-ઉત્પત્તિ ઉપર કાબુ રાખવાની ભલામણો કરે છે. એવી રીતે ઉપદેશ કરે છે કે બીજી બ્હેનોનાં કુમળાં મગજો ઉપર એ વાત ઠસી જાય છે.

આનું પરિણામ કેવું ભયંકર આવે છે તે તરફ હું પ્રચારક બ્હેનોનું લક્ષ દોરૂં છું.

પ્રસૂતિનું ભયંકર દુઃખ તો કોઇ ન જ ઇચ્છે એ કુદરતી છે. બાળ ઉછેરનું બંધન એ પણ જેવું તેવું બંધન નથી. પોતાની પોષણ શક્તિના ગજા ઉપરાંતની પ્રજા-ઉત્પત્તિ ભારરૂપ છે. આવો વિચાર કરી બ્હેનો તો સંતતિ-નિયમનને વધાવી લેજ, અને તેમ કરવામાં ગમે તેટલી મુશ્કેલી આવે તો સ્વીકારી લે. પણ આપણો બીજો વર્ગ પુરૂષોનો છે-તેનો વિચાર કર્યો ?

પુરૂષોને કુદરતી બક્ષીસ છે—નથી એમને દશ મહીના ભાર ખેંચવાનો, નથી એમને પ્રસૂતિની પીડા પડવાની. બાળ ઉછેરમાંએ એમનો ફાળો બહુ નથી હોતો—માત્ર ઉત્પન્ન કરેલી પ્રજાનું પુરૂ કરવું પડે એજ મુશ્કેલી. આટલી જ મુશ્કેલીની ખાતર તેઓ સંયમી બની મોજશોખ છોડી દે એ મનાતું નથી. સંયમી બનવું એ રહેલું નથી. ભલા ભલા ઋષિ મુનિઓ તપશ્ચર્યા કરતાં પણ સંયમ ગુમાવી બેઠેલા છે તો સામાન્ય મનુષ્યનું તો શું ગજું ?

આવા વાતાવરણમાં પુરૂષો તો મનનો સંયમ પાળતા જ નથી. સંતતિ નિયમન જરૂરી હોય તો મનનો સંયમ એ ઉત્તમ પ્રકારનો ઉપાય છે.

મનનો સંયમ તો હોતો જ નથી એટલે અકુદરતી ઉપાયોનો આશ્રય લેવો પડે છે. કેટલાક તેને માટે ઉઘાડેલા ક્લીનીક્સનો લાભ લે છે, તો કેટલાક સ્પેશીઅલ ઇન્જેક્શનો લે છે. કેટલાક ઘરગથ્થુ ગરમ દવાથી ચલાવી લે છે.

આનાથી શરીર ઉપર ખરાબ અસર થાય છે. કોઇ સુકાઇ જાય છે ને જાડાં થઇ જાય છે. કોઇના પેટ મોટાં થઇ જાય છે તો કોઇ ચેપી રોગના ભોગ થઇ પડે છે. કોઇને જીંદગી સુધી લોહીવાનાં દર્દો રહે છે.

આવા ઉપાયો બ્હેનો પણ કમને જ કરે છે. કેટલાક તો દબાણથી કરે છે તો કેટલાક ઇચ્છાનુસાર કરે છે. પરંતુ આવા અકુદરતી ઉપાયોમાં ખરા દીલથી કોઇની ઇચ્છા હોતી નથી.

કેટલાક શરૂઆતમાં ગર્ભપાત કરી નાખે છે એ પણ જોયું છે. અકુદરતી ઉપચારો એ પણ એક જાતનો ગર્ભપાત ગણી શકાય-શું આવા પ્રકારની બાળહત્યા પ્રશંસનીય ખરી ! આવા ઉપચાર કરવા જતાં કેટલીક વખત

જાતે પણ નિર્માલ્ય બની જાય છે અને નાશ પામે છે. આ આત્મહત્યા ખરી કે નહિં ?

આ પ્રચાર કરવામાં—અથવા આ શાસ્ત્રનો અભ્યાસ કરવામાં આપણે કયાં ભમીએ છીએ, સીધે રસ્તે છીએ કે ભુલાં પડયાં છીએ તે સમજ પડતી નથી.

કેટલાંક કુટુમ્બો તંદુરસ્ત અને સારાં બાળકો ઉછેરી શકે એવાં પણ જ્યારે આવા ઉપાયો કરેછે ત્યારે તો મનમાં એમ જ થાય છે કે સ્વચ્છંદે ફરવા ખાતરજ આવા ઉપાય લે છે.

આવા અધઃપતનમાંથી સીધો રસ્તો સુચવનાર–બતાવનાર ભાઇ બ્હેન મળશે કે !

સી. X

[ આવો નનામો કાગળ છાપવા માટે બંધાયેલાં નથી પરંતુ વિષય ઉપયોગી જાણી છાપ્યો છે. જો કોઇ ભાઇ બ્હેનને આના ઉપર વિચાર કરી જવાબ આપવો હશે તો અમે અમારા આવતા અંકમાં છાપીશું. તંત્રીઃ ]

## કોલેજોનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને જાહેર નિમંત્રણ

### " કેળવાયલા ગુજરાતની આર્થિક સ્થિતિ "

સ્વ. કરસનદાસ મૂળજી સ્મારક ફંડની યોજના મુજબ, તમામ ગુજરાતી બોલતાં, કોલેજોનાં વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓને શ્રી ફાર્બસ ગુજરાતી સભા–મુંબઇ તરફથી જાહેર નિમંત્રણ કરવામાં આવે છે કે, તેમણે ગુજરાતી ભાષામાં **" કેળવાયલા ગુજરાતની આર્થિક સ્થિતિ, "** એ વિષય ઉપર એક નિબંધ ૩૦ થી ૩૫ ફુલસ્કેપ કાગળના કદનો, તા૦ ૧૯-૬-૪૦ વાર બુધ સુધીમાં નીચેને શરનામે સીલબંધ પરબીડિયામાં રજીસ્ટર્ડ પોસ્ટથી જે કોલેજમાં અને જે વર્ગમાં પોતે ભણતાં હોય તેની વિગત અને પોતાના સરનામા સાથે મોકલવો.

વિદ્યાર્થીઓના એવી રીતના આવેલા નિબંધોમાંથી જેનો નિબંધ શ્રી ફા. ગુ. સભાએ નીમેલી ત્રણ જણની કમીટી પસંદ કરશે તેને રૂ ૫૦) સુધીનું એક, તેમ વિદ્યાર્થિનીઓના નિબંધોમાંથી એ જ રીતિએ જેનો નિબંધ પસંદ થશે તેને રૂ. ૫૦) સુધીનું એક, એમ બે ઇનામો આપવામાં આવશે; અને એ બે નિબંધોમાંથી જેનો નિબંધ વધુ પસંદ કરવા યોગ્ય હશે તેનો નિબંધ તા. ૨૫-૭-૪૦ ની જાહેર સભામાં વાંચવામાં આવશે. પસંદ થયેલા નિબંધો પ્રકટ કરવાનો માલિકીહક્ક શ્રી ફા ગુ. સભાનો રહેશે વિશેષ જરૂરી વિગત માટે સભાના સહાયક મંત્રી સાથે નીચેને શીરનામે પત્રવ્યવહાર કરો

**નોંધઃ**—હરિફાઈ ગુજરાતી બોલતી સઘળીયે કોમો માટે ખુલ્લી છે.

મુંબઇ તા૦ ૭–૧–૪૦ વાર રવિ.

૩૬૫ શ્રી ફાર્બસ ગુજરાતી<br>સભામંદિર વિઠ્ઠલભાઇ રોડ,<br>પ્રેમેસ લેઇન, મુંબઇ નં. ૪

**અંબાલાલ બુલાખીરામ જાની,**<br>સહાયક મંત્રી, શ્રી ફા. ગુ. સભા, મુંબઇ.



દોડો અને જઈને
સિરોલિન 'રોચ' લ્યો!
સિરોલિન 'રોચ'
દુનિયામાં કફ અને શરદી માટે અકસીર ઈલાજ
અને ફેફસાં માટે સર્વોત્તમ ટૉનીક.



## [૧] સ્ત્રીઓમાં ક્ષમતા છે.

જો આપણે એ સુપ્રસિદ્ધ પ્રાણીજીવન શાસ્ત્રીઓની શોધખોળ તથા અખતરાનું પરિણામ સાચું માનીએ તો પુરૂષ જાતિનું ભાવિ શ્યામ લાગે છે તેઓ તેમને શોધ તથા અખતરાના પરિણામોને 'પુરૂષ જાતિની સંધ્યા' કહે છે તેમાના એક પ્રો. ફેર જે જર્મન વિજ્ઞાની છે–અચૂકપણે સાબીત કરી આપે છે કે સરેરાશ સ્ત્રીઓ પુરૂષો કરતા વધારે જીવે છે અને તેમના લાંબા આયુષ્યના પરિણામે તેઓ વધારે સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે

બીજા વિજ્ઞાનીનો સિદ્ધાંત પુરૂષ જાતિના ભવિ માટે આથી વધારે ભયંકર દુઃખની આગાહી કરેછે. આ કોન્સસ વિશ્વવિદ્યાલયના પ્રાણીજીવનશાસ્ત્રના પ્રોફેસર ડેવીડ ફાંગ્રિ અગમચેતીના સૂર સુણાવે છે કે પુરૂષ જાતિની સત્તાનો અંત આવ્યો છે તે પ્રાણી જગતમાંથી ભયંકર દાખલા આપી સાબીત કરે છે કે જગત પર પુરૂષના શાસનનો ચોક્કસપણે અંત આવ્યો છે

પ્રો ફેર વર્ષો થયા લાંબા આયુષ્યના પ્રશ્નોનો અભ્યાસ કરી રહેલ છે જર્મનીમા સો વર્ષથી વધારે ઉમરની બધી વ્યક્તિઓના સરનામા મેળવીને તે દરેકને પોતે રૂબરૂ મળવા ગયા તેણે તેમની ટેવોની તપાસ કરી તેમા તેમની તબીયત સંબંધી અને તેમના સૂક્ષ્મ અવલોકનની નોંધ લીધી.

જર્મનીમાં ૧૦૦ થી વધારે ઉમરની ૧૨૪ વ્યક્તિઓ છે તેમા ૮૧ સ્ત્રીઓ અને ૪૩ મરદો છે એટલે સ્ત્રીઓની સંખ્યા પુરૂષો કરતા બમણી છે. તેમને બલ્ગેરીઆ અને આફ્રીકામા પણ અંકુ જ માલુમ પડયુ છે યુનાઇટેડ સ્ટેટ્સ અમેરીકામા લોકો બહુ વૃદ્ધ ઉમર સુધી જીવતા નથી ત્યા પણ પુરૂષો કરતા સ્ત્રીઓ વધારે આયુષ્યવાન છે

પ્રો ફેરને જણાયુ છે કે પરણવાથી અથવા તો બાળકોને જન્મ આપવાથી સ્ત્રીઓની જીંદગી ટુંકી થતી નથી જર્મનીમા સો વર્ષ ની ઉપરની ૮૧ સ્ત્રીઓમાથી ફક્ત એકજ અવિવાહીત હતી બાકીનાને પતિ તથા બાળકો હતા તેઓના બાળકોની સંખ્યા ૪૬૫ ની હતી બધીજ બહેનો બાળકોને ધવરાવતી હતી બલ્ગેરીઆમા એક સ્ત્રીને સરેરાશ સાત બાળકોની સંખ્યા હતી

પ્રો ફેરે આ વૃદ્ધ બહેનોની ટેવો અને રહેણી કરણીની તપાસ કરી તેમણે તપાસ્યુ કે તેમનો ખોરાક સાદો અને માપસરનો હતો મોટે ભાગે ફળ તથા શાકનો આહાર કરતા પ્રસંગે માંસ લેતા સીગરેટ કોઇપણ સ્ત્રી પીતી નહોતી દારૂ અને સીગારેટ સીવાય વૃદ્ધ સ્ત્રી પુરૂષોની રહેણી કરણી સરખી જ હતી

અત્યારની રમાતી કોઇપણ રમતોમા આ વૃદ્ધોએ ભાગ લીધો ન હતો મરીબ વર્ગ તો આખી જીંદગી સખ્ત મહેનત લીધી હતી સારી સ્થીતીમાએ પણ મોગી મોજમજાહ કરી ન હતી અને એશઆરામમા જીવન ગુજાર્યું ન હતુ સામાન્ય આરામ કહી શકાય તે મળ્યો ન હતો

ઉપરની હકીકત ઉપરથી જે સ્ત્રીઓ બહુ લાંબી ઉમરે પહોંચી છે તેમનો ખોરાક બરોબર પુરૂષના ખોરાક જેવો જ હતો તે ઉપરાંત પુરૂષના જેટલો જ શ્રમ કરતા હતા છતા તેમની મોટી સંખ્યા પુરૂષો કરતા વધારે વખત જીવી તે બતાવી આપે છે કે સ્ત્રીઓમા પુરૂષ કરતા વધારે ક્ષમતા છે

[ સન્ડે હિંદુ પરથી ઊર્મિ માસીકમા શ્રી ઉદાલાલ કામદારે "પુરૂષ જાતીની સંધ્યા" નામનો લેખ લખ્યો છે તેના આધારે ટુંકું ]

---

## [૨] બેકારી

આપણા દેશમા બેકારી દિવસે દિવસે ઘટવાને બદલે વધતીજ જાય છે, એક તો આપણો દેશ ગરીબ ને તેમાએ વળી બેકારી જો જુની કહેવત પ્રમાણે કહીએ તો ટુંકામા આધીક માસ

આપણી બ્હેનો સો ટકામાં પાંચ ટકા બેકારી શું એ સમજતી હશે ને બાકીની એ સમજવાનો પ્રયત્ન સુધાં પણ નહિ કરતી હોય. કદાચ કોઇ કહેશે કે સંજોગોને લીધે દુનીયામાં કોઇપણ કામ અસંભવિત નથી. એમ જે લોકોએ અસંભવિત કામોમાં સફળતા મેળવી છે તેમનું કહેવું છે કે માણસ ધારે તે કરી શકે. અલબત જરા મુશ્કેલી તો જરૂર પડે.

પુરૂષો કરતાં સ્ત્રીઓ બેકારી ધારે તો દુર કરી શકે. પુરૂષો તો કમાતાં જાણે, પણ એ કમાણી ખરચે તો સ્ત્રીઓજ.

ઘરગથ્થુ પરચુરણ ચીજો, કાચનાં વાસણ, કપડાં, રમકડાં ને બીજી અનેક રોજના વપરાસની ચીજો આપણા દેશમાં બને છે જેની ખબર પણ બહુજ થોડી બ્હેનોને હશે. કદાચ હશે તો દરકાર નહિ લેતાં હોય. આપણા દેશમાં જે ચીજો બને છે તે પણ આપણે વાપરી શકતાં નથી તો બીચારા બનાવનારા એ ચીજો કોને વેચે, ને નવો માલ જો જુનો વેચાય નહિ તો કયાંથીજ બનાવે. આવી રીતે આપણે પરદેશી માલ વાપરવાથી બેકારી વધારતા જઇએ છીએ.

જ્યારે બીજા બધા દેશોમાં લોકો પોતપોતાના દેશનીજ ચીજો વાપરે છે પછી ભલેને એમાં કંઇ ખામી હોય, કોઇપણ ચીજ પહેલેથી સંપુર્ણ બનાવી શકાતી નથી, માણસ જાતને પણ કોઇપણ કામમાં નિપુણતા મેળવવા માટે ઘણી ઠોકરો ખાવી પડે છે. તેવીજ રીતે આપણા દેશની ચીજોને પણ ધીમે ધીમે સંપુર્ણ બનાવી શકાય, જો એમને જરા પણ ઉત્તેજન મળે તો.

આપણા દેશમાં કરોડો રૂપીયાનું પરદેશી કાપડ વેચાય છે જ્યારે દેશી કાપડ બહુજ ઓછું. પાંચ છ વર્ષોથી તો આપણા દેશમા પરદેશીને ટક્કર મારે એવું જોરજેટ-જેની સાડીઓ બ્હેનોને બહુજ પ્રિય હોય છે તે તથા બીજી ઘણી જાતોનું રેશમી કાપડ બને છે પણ તેનું વેચાણ પરદેશીના પ્રમાણમાં બહુજ ઓછું છે. જો વેચાણ વધારે થાય તો કારખાનાઓ જથ્થામાં માલ બનાવી શકે ને સસ્તું પણ વેચી શકે.

વળી આપણા દેશમાં લાખો રૂપીયાની કાચની બંગડીઓ પરદેશથી આવે છે. બ્હેનોને ખબર નહિ હોય કે જે દેશમાંથી આ બંગડીઓ આવે છે ત દેશમાં બંગડીઓ પહેરવાનો ચાલ નથી, પણ આપણા દેશને ખાતરજ એ દેશ બંગડીઓ બનાવે છે ને લાખો રૂપીયા એ મારફતે ઘસડી જાય છે. આપણા દેશમાં પણ કાચની બંગડી બને છે, પણ એનો વપરાસ ઓછો એટલે એનાં કારખાનાઓ પડી ભાંગવાની હાલતમાં છે.

આપણે ત્યાં ઘણા વર્ષો પર દાંતની ચુડી પહેરવાનો ચાલ હતો, પણ કાચની બંગડીઓ પછી એ જતો રહ્યો છે. હવે ફક્ત કચ્છ, કાઠિયાવાડ તથા ગુજરાતના કોઇ કોઇ ગામડામાં કદાચ-હશે. લાખની બંગડીઓ મારવાડ તરફ બહુજ સુંદર બને છે. તે તથા દાંતની ચુડીઓ, કે દેશી બંગડીઓ જો આપણે વાપરતા થઇએ તો પરદેશ જતો આપણો પૈસો સહેલાઇથી બચાવી શકીયે ને દેશી માલના વપરાસથી ઘણા ગરીબોને રોજી ને રોટી મળી શકે. કોઇ બ્હેન કહેશે કે બીજું બધું તો ઠીક પણ મારા બાળકોને પરદેશી રમકડાં વગર તો નજ ચાલે. દેશી રમકડાં બનતાં નથી એવું નથી. જો એ લેવાની તથા જાણવાની તસ્દી લઇએ તો, જો કે પરદેશી રમકડાં જેવાં સરસ તો નહિજ પણ આપણા બાળકો એનાથી રમી તો જરૂર શકે; ને વળી જરા સમજણાં થાય. તો એના ફાયદા સમજાવીએ તો જરૂર સમજી શકે ને સ્વદેશીજ ખરીદવાનું પસંદ કરે.

આપણી બ્હેનો મોટે ભાગે સ્વદેશીને ઉત્તેજન આપવાને બદલે પરદેશીને આપે છે ને તેનેજ લીધે આપણા દેશના ઘણાખરાં કારખાનાંઓ લગભગ બંધ જેવાંજ છે. જો એમને ઉત્તેજન મળે તો પાછાં ચાલુ થાય ને ઘણા બેકારોને રોટી ને રોજી મળે.

ગાંધીજીની ચળવળ વખતે થોડો ઘણો સ્વદેશીનો પવન વાયો હતો પણ હવે તો લગભગ બંધજ થઇ ગયો છે પણ એને પાછો ચાલુ કરવો એ બ્હેનોના હાથમાં છે.

આપણે એકદમ બેકારી દુર ન કરી શકીએ પણ થોડે ઘણે અંશે તો જરૂર દુર કરી શકીએ. જો એકવાર નિશ્ચયજ કરીએ તો અત્યારે તો આપણા હાથમાં દેશને આબાદ કરવાની ને બેકારી ટાળવાની આજ ચાવી છે. શા માટે આપણે હાથે કરી મૂકેલા દુર્ભાગી દેશને આપણેજ હાથે સુભાગી ન કરીએ.

બ્હેનો જરૂર સ્વદેશી ખરીદવાનું વ્રત લઇ લેજો કે જેનાથી આપણા દેશનું ભાવી કંઇક દરજ્જે સુધરી શકે. —મૃણાલી

———

## [૩] સ્ત્રીઓ અને રાજદ્વારી ક્ષેત્ર

જ્યારે સમસ્ત હિન્દનું નવું રાજ્યબંધારણ આખા દેશના લોકપ્રતિનિધિ (કોન્સ્ટીટ્યુઅન્ટ એસેમ્બ્લી) મારફત ઘડાશે ત્યારે તેમાં સ્ત્રીઓના હક્કોના રક્ષણને માટે કયા પ્રકારની કલમ રાખવી જોઈએ તેનું સ્પષ્ટીકરણ પહેલેથી કરી મુકવાની આવશ્યકતા છે. છેવટની ઘડીએ નિર્ણય કરવા જતાં તેના પર સંપુર્ણ વિચારણા નહિ થઈ શકે. રશિયામાં જે જે થાય છે તે બધું ઉત્તમોત્તમ હોય છે એવું હું માનતો નથી. તે છતાં પણ ત્યાં જે સારૂં છે તેની અવગણના કરવામાં પણ હું માનતો નથી. રશિયાએ જે નવું બંધારણ હાલમાં જ પસાર કર્યું છે તેની કલમ ૧૨૬ નીચે પ્રમાણે છે. "સોવિયેટ સ્વરાજ્યોની અંદર સ્ત્રીઓને પુરૂષોના જેટલા જ હક્કો-આર્થિક, રાષ્ટ્રીય (સ્ટેઈટ) સંસ્કારિક, સામાજિક તથા રાજકીય ક્ષેત્રોની અંદર આપવામાં આવ્યા છે."

આ સ્ત્રીઓના હક્કોનો ભોગવટો તેમને મળી શકે તેટલા માટે સ્ત્રીઓને કામ મેળવવાનો હક્ક, કામને માટે મહેનતાણું, આરામ, સામાજિક વીમો તથા કેળવણીની બાબતમાં પુરૂષોના જેવાજ અધિકાર રહેશે. રાષ્ટ્રના કાયદાથી સ્ત્રીઓ તથા છોકરાંઓના હક્કોનું રક્ષણ થશે, સુવાવડના પ્રસંગે પૂરા પગારની રજા મળશે અને તેમની સગવડ માટે આખા રાજ્યમાં હજારો સુવાવડખાના, બાળકોના ઉછેર માટે ગૃહો, તથા બાળશાળાઓ સ્થપાશે."

રશિયામાં જેટલાં છોકરાં જન્મે છે તે બધાં રાષ્ટ્રનાં ગણાય છે અને તેમના ઉછેર, પોષણ, રક્ષણ, કેળવણી તથા રોજગાર માટે રાષ્ટ્ર જવાબદાર છે. આવી વસ્તુસ્થિતિ આપણા દેશમાં પણ આવશે. સ્ત્રીઓની સંસ્થાઓ આ બાબતનો વિચાર કરીને પોતાના રાષ્ટ્રીય હક્કનો સ્પષ્ટ નિર્ણય કરે એવી સુચના હું કરૂં છું. આવી ચર્ચાથી સ્ત્રી-મત પણ સારી રીતે કેળવાશે.

ડૉ. સુમન્ત મહેતા

---

## [૪] સ્ત્રી એ તો યુગની આગેવાન છે

"મારા અભિપ્રાય મુજબ તો જેવી રીતે સ્ત્રી અને પુરૂષ બંને એક જ છે તેવી રીતે તેમના પ્રશ્નો પણ એક જ હોવા જોઈએ. બંનેમાં રહેલો આત્મા પણ એક જ છે. બંને એક સરખું જ જીવન જીવી રહ્યા છે. બંનેની લાગણીઓ એક સરખી જ છે. દરેક એક બીજાની પૂર્તિ છે. એક બીજાની સક્રિય મદદ વગર કોઈ જીવન ટકાવી શકે તેમ નથી."

### બંને વચ્ચેનો ફેરફાર

મહાત્માજી વધુમાં જણાવે છે કે "સ્ત્રી પર પુરૂષ હકુમત ચલાવતો આવ્યો છે અને પુરૂષે હમેશા એવી માન્યતા સેવી છે કે સ્ત્રી પુરૂષ કરતાં ઉતરતી કક્ષાની છે. પરંતુ મહાન સંતો તો સ્ત્રીઓનો દરજ્જો હમેશાં માન્ય રાખે છે. જો કે બંને જાત એક જ છે છતાં બંનેની વચ્ચે મહત્વનો ફેરફાર રહેલો છે. આથી જ બંનેની પ્રવૃત્તિઓ જુદી જ હોવા સર્જાયેલી છે. બાળઉછેરનો સ્ત્રીનો ખાસ અને સંપૂર્ણ હક્ક છે અને સ્ત્રીની સારવાર સીવાય કોઈ પણ જાતિની હસ્તી નાબુદ થઈ જશે."

### બંનેની બદનામી છે

"સ્ત્રીઓ જો રસોડાનો ત્યાગ કરે અને તેનું જ રક્ષણ કરવા હથીયારો સજે તો તે સ્ત્રી તેમજ પુરૂષ બંનેને માટે બદનામી ગણાય. આ તો ફરીથી જંગલીપણાનો આરંભ કીધો ગણાય અને અંતની શરૂઆત જ ગણાય. પુરૂષ જે અશ્વ પર સ્વારી કરતો હોય તે અશ્વ પર સ્વારી કરવાથી સ્ત્રી પોતાની જાત તેમજ પુરૂષનું પતન સાધે છે, અને સ્ત્રીને તેની ખાસ ફરજો છોડાવવાનું પાપ પુરૂષને માથે રહે છે. બહારના આક્રમણ સામે રક્ષણ કરવામાં જેટલી બહાદુરી છે તેના કરતાં વધુ બહાદુરી પોતાના મકાનને સુવ્યવસ્થીત રાખવામાં છે. કાર્યના ક્ષેત્રોની વહેંચણી બાદ તેના માટે જરૂરી સામાન્ય લાયકાતો અને સંસ્કૃતિ બંને જાતિઓ માટે સમાન જ છે."

### સ્ત્રી અહિંસાની મુર્તિ છે

અંતમાં ગાંધીજી જણાવે છે કે "સ્ત્રી એ તો અહિંસાની મૂર્તિ છે. કારણ કે અહિંસાનો અર્થ અમર્યાદિત પ્રેમ અને સહન કરવા માટેની અમર્યાદિત શક્તિ એવો થાય છે. સ્ત્રી જે પુરૂષની માતા છે તેના વગર આટલી મોટી સહનશીલતા કોણ બતાવે છે? જ્યારે સ્ત્રી ગર્ભ ધારણ કરે છે અને નવ માસ જેટલા લાંબા સમય દરમ્યાન પોતાના ગર્ભમાં તે બાળકને પોષવા પાછળ સહન કરવા પડતાં દુખને હસતે મુખે ઝીલે છે તેજ પ્રસંગ સ્ત્રીની સાચી સહનશક્તિ પુરવાર કરે છે. કામ કરવામાં હસાવવા પડતાં કષ્ટો અને દુખથી વધુ શું છે?

પરંતુ સર્જનના એ આનંદમાં સ્ત્રી પોતાના તમામ કષ્ટો વિસરી જાય છે.

"પોતાના બાળકના પાલન પાછળ રોજબરોજના દુઃખો કોણ સહન કરે છે? સ્ત્રીએ પોતાનો આ પ્રેમ સારીયે માનવતા પર ઢાળવી દેવો જોઇએ અને તેણે ભૂલી જવું જોઇએ કે પોતે પુરુષના વિષયનું એક રમકડું છે. એક વાર જો સ્ત્રી આ બધું વિસરી જશે તો તે જનેતા, સર્જક અને મુંગા આગેવાન તરીકે પુરુષની બાજુમાં પોતાનું ગૌરવભર્યું સ્થાન મેળવી લેશે."

"શાંતિના જે અમૃત માટે લડી રહેલી દુનીયા તલસી રહી છે તે શાંતીની કળા શીખવનાર સ્ત્રી છે. સત્યાગ્રહ કે જેમાં પુસ્તકના જ્ઞાનની જરૂર પડતી નથી તેવી લડતની આગેવાન તે બની શકે છે પરંતુ આ માટે સહનશીલતા અને વિશ્વાસમાંથી પેદા થતા મજબુત હૃદયની જરૂર છે."

"વર્ષો અગાઉ જ્યારે હું માંદગીને બીછાને પટકાઇ પડયો હતો અને સારવાર માટે મને સાસુન હોસ્પીટલમાં ખસેડવામાં આવ્યો હતો ત્યારે મારી ભલી નર્સે મને એક વાત કહી હતી જેમાં એક સ્ત્રીએ ગર્ભમાંના પોતાના બાળકના જીવનને જોખમમાં મુકી કલોરોફોર્મ લેવાની ના પાડી હતી. આ સ્ત્રીને ઓપરેશનની પીડા સહન કરવી પડી હતી પરંતુ આ બધું દુઃખ તેણે શા માટે સહન કર્યું? બાળકના પ્રેમની સરખામણીમાં કોઇ પણ કષ્ટ તે સ્ત્રીના માટે વધારે ન હતું. સ્ત્રીઓમાં જ્યારે આવી વીરાંગનાઓ હોય છે ત્યારે તેમણે પોતાની જાતિને ધીક્કારવી જોઇએ નહિ અથવા તો પુરુષ તરીકે જન્મ ના થયો તે માટે ખેદ કરવો જોઇએ નહિ. આવી આવી વીરાંગનાઓનો જ્યારે હું વીચાર કરું છું ત્યારે સ્ત્રીઓના મોભાની મને અદેખાઇ ઉપજે છે માત્ર તેમણે પોતાનો આ દરજ્જો જાણી લેવો ઘટે છે, પુરુષને પોતે સ્ત્રી જન્મ્યો હોત તેવી ઇચ્છા રાખવાને જેટલું કારણ છે, તેટલું જ કારણ દરેક સ્ત્રીને પોતે પુરુષ જન્મી હોત તેવી ઇચ્છા સેવવા માટે છે. પરંતુ આવી ઇચ્છાઓ તો નીષ્ફળ છે. આપણે જે સ્થીતીમાં જન્મ્યા છીએ તે સ્થિતીમાં જ આપણે સુખ માનવું જોઇએ અને કુદરતે આપણે માટે જે ફરજ નકી કરી છે તે બજાવવી જોઇએ."

[ એક સ્ત્રીએ મહાત્માજી પર પત્ર લખી "અમારી નાલાયકાતો દુર કરવા અમારે શું કરવું જોઇએ" એ બાબતનું સ્ત્રીઓને શિક્ષણ આપવા વિનંતિ કરી હતી, જેના જવાબમાં મહાત્માજીએ હરિજનમાં લખેલા લેખમાંથી. ]



બેગમ હમીદઅલીને માનપત્ર" અલાહાબાદ મ્યુનિસીપલ બોર્ડ તરફથી અખિલ હિંદ મહિલા પરિષદના પ્રમુખ બેગમ હમીદઅલી અને બીજા ડેલીગેટોને અપાએલા માનપત્રનો જવાબ વાળતા સ્ત્રીઓ માટે મ્યુનિસીપલ બોર્ડોમા ૫૦ ટકાના પ્રતિનિધિત્વની અને મ્યુનિસીપલ કમિટીઓ ઉપર સંપૂર્ણ હકુમતની માગણી કરી હતી બેગમ હમીદઅલીએ જણાવ્યું હતુ કે, " સ્થાનિક સ્વરાજ્યમા આ એક માર્ગ સ્ત્રીઓ અને પુરૂષો વચ્ચે જે મુજબુત સાંકળ છે તેને અમલમા મુકી શકાશે

સ્વાસ્થ્ય વિગેરે બાબતો ઉપર સ્ત્રીઓ સારી ધ્યાન આપી શકે તેમ છે, આથી મ્યુનિસીપલ સ્વાસ્થ્ય સમિતિ ફક્ત સ્ત્રીઓની જ બનવી જોઇએ (હસવાના અવાજો) હિંદમા સૌથી ઉન્નત સ્થળે સ્ત્રીઓ પહોંચી છે પરંતુ કેટલાક ઐતિહાસિક કારણોને લઇને તેઓ સૌથી નીચલા દરજ્જા ઉપર પણ છે હિંદની કુલ વસ્તીનો ચોથો ભાગ સ્ત્રીઓનો છે પરંતુ મ્યુનિસીપલ બોર્ડોમા બધી સ્ત્રીઓ હોય અને એક કે બેજ પુરૂષો હોય તો તેમને કેવુ લાગે ?

શ્રીમતી બેગમ હમીદઅલીએ જે માગણી કરી હતી તેનાથી હાજર રહેલા લોકો આશ્ચર્યચકિત બની ગયા હતા. અને તેમણે આ માગણી રજુ કરી ત્યારે પંડિત જવાહરલાલના મુખ ઉપર હાસ્ય છવાયુ હતુ.

આકસ્માતમા પ્રાથમિક મદદ આ પરીક્ષા મુંબઇમા લેવામા આવી હતી તેમા કુલ છ બ્હેનો પાસ થયા હતા તેમના નામો નીચે પ્રમાણે છે (૧) કમળાબેન ઝવેરી (૨) સુલાબહેન શાહ (૩) જયાબેન ફીનખાબવાળા (૪) હીરાવતી મોરે (૫) સરસ્વતીબેન દલાલ (૬) શાંતાબેન પારેખ

વડોદરામા રાજમહેલ રોડ ઉપર સ્ત્રીઓની સમાજ વડોદરાના નિવૃત્ત ન્યાયાધીશ શ્રી મોતીભાઇ દેસાઇના પત્નિ શ્રીમતિ નર્મદાબેનના પ્રમુખપણા નીચે સ્ત્રીઓની સમાજ શરૂ કરી છે મંત્રીઓ તરીકે શ્રીમતિ કાન્તાબેન દેસાઇ બી એ અને શ્રીમતિ શકુંતલાબેન શેઠજી કામ કરે છે બ્હેનો જ્યારે પોતે પોતે કામ કરશે ત્યારે ખરેખર સ્ત્રીઓનો ઉધ્ધાર થશેજ

લખનૌમા વિદ્યાર્થીનીઓની પરિષદ કુ રેણુ રોયને પ્રમુખપદે અખિલ હિંદ વિદ્યાર્થીનીઓની પરિષદ લખનૌમા કૈસરબાગ પાસે મળી હતી દરેકમા સહશિક્ષણ દાખલ કરાવાનો ઠરાવ થયો હતો કોમર્સ વિગેરેમા એન્જીનીયરીંગમા અને ખેતીવાડીમા સગવડ કરવાની અને કુરૂઢી દૂર કરવાની વાત થઇ હતી લગ્નની બાબતમા સ્વતંત્રતા બાબતનો ઠરાવ કર્યો હતો દેશની ગરીબાઇ લક્ષમા રાખી શીક્ષણ સોંઘુ બનાવવુ હિંદુ-મુસ્લીમ અલગ શિક્ષણ સંસ્થાઓ ન રાખવી ગૃહવિજ્ઞાન ફરજીઆત દાખલ કરવાની હીમાયત કરી હતી હીંદી ભાષા ફરજીઆત કરવી અને માતૃભાષાદ્વારાજ શીક્ષણ આપવુ એમ ઠરાવ્યુ હતુ શારીરીક શીક્ષણ પણ દાખલ કરવાની માગણી કરી હતી

શ્રીમતિ સૌદામીની ચંદ્રમુખરાય પંડ્યા આ બેન સુરતના વતની છે તેઓ મુંબઇમા લેવાયેલી એમ બી બી એસ ની ત્રીજી પરીક્ષામા ઉંચે નંબરે પાસ થયા છે તેઓ (૧) વેંકટરાઇઝ સીલ્વર મેડલ (૨) લેડી રે સીલ્વર મેડલ (૩) બાઇ હીરાબાઇ પેસ્તનજી હોરમસજી કામા ગોલ્ડ મેડલ, (૪) ચાર્લ્સ મોર હેડ પ્રાઇઝ (૫) બાળકૃષ્ણ સુદામજી પ્રાઇઝ (૬) સ્કોલરશીપ ઓફ ધી મેડીકલ વિમેન ફોર ઇન્ડીઆ વિ ... કુલ ત્રણ મેડલો બે ઇનામો અને એક સ્કોલરશીપ મેળવવા તેઓ ભાગ્યશાળી નીવડ્યા છે તેમને અમારા હાર્દિક અભિનંદન

મીસીસ એમ પ્રેમચંદ મુંબઇમા બ્હેનોની પાંચમી પ્રાંતિક પરિષદ મળી હતી તે પ્રસંગે મીસીસ એમ પ્રેમચંદે પ્રમુખસ્થાન લીધુ હતુ

આ પરિષદમાં મુખ્યત્વે બે ઠરાવોની ચર્ચા થઇ હતી. તેમાંનો એક સમાન હક અને બીજો લગ્ન નોંધણી ( રજીસ્ટ્રેશન ).

આ પરિષદમાં તેઓએ ઠરાવ્યું હતું કે જે સમાનહકને માટે સ્ત્રીઓ લાયક છે તે નથી મળ્યો તે માટે પુરૂષોજ જવાબદાર છે. એક બ્હેને સ્ત્રી પુરૂષની સરખામણી કરતાં સ્ત્રીઓને મહત્ત્વ આપ્યું હતું. લગ્નનોંધણીના ફાયદા બતાવ્યા હતા. આ ઉપરાંત નોકરીયાત વર્ગોની સ્ત્રીઓને દરેક કામમાં પુરૂષોના જેટલોજ પગાર મળે, એ વિષય ઉપર પણ ગરમાગરમ ચર્ચા થઇ હતી.

**નોર્વેજીઅન બ્હેનોને :** ક્રાઉન પ્રીન્સેસ માર્થાએ બ્રોડકાસ્ટ ભાષણ દરમિયાન જણાવ્યું હતું કે વિગ્રહમાં મદદ કરવા માટે સર્વ બ્હેનોએ (નોર્વેજીઅન) રાષ્ટ્રસેવિકા તરીકે જોડાઇ જવું જોઇએ.

**મુંબઈ વનિતા વિશ્રામ :** વનિતા વિશ્રામ સ્થપાયે પચાસ વર્ષ પૂરાં થયાં છે. તેનો રજત મહોત્સવ ઉજવવાનો વિચાર કરવા માટે કેટલાંક બાઇ બ્હેનો મળ્યાં હતાં. તેમાં મુખ્ય લેડી પ્રમીલા ઠાકરશી, લેડી તારાબેન મ્હેતા, સૌ. જયશ્રીબેન રાયજી, શેઠ ચતુર્ભુજ ગોરધનદાસ, શ્રી. બી. એન મોતીવાળા, શ્રી મણીલાલ નાણાવટી શ્રી. રાજેન્દ્રલાલ અને શ્રી. નાથાલાલ પરીખ હતા. એપ્રીલ મહીનામાં રજત મહોત્સવ ઉજવવાનું નક્કી કર્યું છે.

**વનિતા વિશ્રામ અમદાવાદ :** અમદાવાદની મ્યુનીસીપાલીટીએ અમદાવાદના વનિતા વિશ્રામની વાર્ષિક એક હજારની ગ્રાંટ ચાલુ રાખી છે.

અમદાવાદમાં આ સંસ્થાએ ઘણા વર્ષોથી સારી સેવા બજાવી છે. હજાર તો શું પણ વધારે ગ્રાંટ આપે તો પણ યોગ્ય છે.

**લગ્નની જાહેરાત :** શારદામંદીર અમદાવાદમાં ક ચોપડી ભણેલ રોજ પેપરો વિ. વાંચતી, બ્હેન પેપરમાં આવતી જાહેરખબર વાંચી લગ્ન કરવા દોરાઇ ગઇ. જાહેરખબરમાં લખેલું હતું કે માસીક પચાસો રૂપીઆ કમાનાર યુવકને ગમે તે જ્ઞાતિની કન્યા જોઇતી હતી. લગ્ન વખતે કન્યાની માતાએ તેની સલામતીની ખાતર પચાસો રૂપીઆ કન્યાને નામે મુકવાના કહ્યા હતા. તે પ્રમાણે વરરાજાએ મુક્યા હતા. થોડા દીવસે ખબર પડી કે ભાઇ બીલકુલ ઓછું કમાઉ હતા અને કન્યા માટે પચાસો મુક્યા હતા ત્યાએ પાંચસો રૂપિઆનું દેવું હતું.

આ ઉપરથી આપણે લગ્નની જાહેરાત કરનાર ઉપર જરા પણ વિશ્વાસ ન કરવો. છોકરો કે છોકરી સારા સુંદર ભણેલાં અને કુળવાળાં હોય તેને તો પેપરોમાં પૈસા ખરચી જાહેરાત આપવી જરૂર પડતીજ નથી. જ્યાં કાકાપુરી વાગ્યુ હોય ત્યાજ જાહેરખબર આપવી પડે છે. પૈસાદારને હું પૈસાદાર ઉમેદવાર છું એમ પેપરમાં લખવું પડે એજ નાલાયકાત ગણાય. આવાં લગ્નો કરનારે વિચાર કરવો જોઇએ.

**મેડમ મોન્ટેસરી :** બાળશિક્ષણના પ્રખર હીમાયતી અને બાળશિક્ષણના પ્રાણ મેડમ મોન્ટેસરી ગુજરાતમાં આવવાના છે

**શ્રી. વિનાયકભાઇ નંદશંકર મ્હેતાના** અકાળ અવસાનથી ભારે દીલગીરી થઇ છે. તેમનો સાહિત્ય સેવામા ઘણોજ ફાળો હતો. પ્રભુ તેમના આત્માને શાંતિ આપો અને કુટુંબીઓને દુઃખ સહન કરવાનું બળ આપો.

**શ્રી. અમીના બીબી તૈયબજીના** અવસાનથી ગુજરાતની બ્હેનોને ઘણીજ ખોટ પડી છે. પ્રભુ એમના આત્માને શાંતિ આપે.








## મહિલા પરિષદ

જાન્યુઆરીના પહેલા અઠવાડીઆમા અમદાવાદ મુકામે બેગમ હમીદઅલીના પ્રમુખપણા નીચે અખિલ હિંદ મહિલા પરીષદની બેઠક મળી હતી આ સંસ્થાની સ્થાપના વડોદરાના ગાદીશ્રી મહારાણી ચીમનાબાઇને હાથે થઇ હતી છેલ્લા કેટલાક વર્ષથી આ મંડળ ચાલે છે દરેક દરેક મ્હોટા શહેરોમા આ મંડળની શાખાઓ છે ઘણીખરી શાખાઓ ખુબ સારૂ કામ કરી બતાવે છે ઇરવીન કોલેજ પણ આ સંસ્થાનુ અંગ છે મંડળના ઉદ્દેશો લગભગ મહાસભા જેવા છે, મહાસભા રાજકીય છે જ્યારે આ સામાજીક છે

શરૂઆતમા કેટલાક લોકો પુરૂ સમજ્યા વગર આ મંડળ ઉપર ખુબ આક્ષેપો કરતા મોટા ઘરની બ્હેનોએ અને રાજ રજવાડાવાળાઓએ સારા કપડા ઘરેણા પહેરીને ફરવાનુ સ્થળ હજુ કર્યું છે તો કોઇ ફેશનેબલ સ્ત્રીઓનુ પ્રદર્શન હજુ કર્યું છે, એમ જેને જેમ ફાવે તેમ બોલતા હતા

છેલ્લા કેટલાક વખતથી આ મંડળમા રાજકીય બાબતો પણ ચર્ચાય છે દરેક જાતની અને જ્ઞાતિની દરેક વર્ગની એટલે ગરીબ, મધ્યમ તવંગર સરદાર રાજા સર્વે જાતની બ્હેનો એક સ્થળે એકઠા મળી દેશ સુધારણા માટે પોત પોત પોતાના મત રજુ કરે છે પહેલા બધુ કામકાજ અંગ્રેજી મારફતે થતુ પણ હવે મોટે ભાગે હિંદીમા થાય છે અને ઘણુ ખરૂ ઠરાવો સિવાયનુ અને પ્રમુખોના ભાષણ સિવાયનુ કામ જે પ્રાંતમા પરિષદ ભરાય છે ત્યાંની ભાષામા થાય છે

બ્હેનો સુંદર કાર્યક્રમ સફળતાથી પાર પાડે છે ન્યાત જાત ગરીબ તવંગરના ભેદભાવ સીવાય શાંતિથી એક બીજાના સહકારથી ધારેલા ઠરાવો પાર પડે છે અને આ ઠરાવોને બની શકે તેટલા અમલમા પણ મુકે છે કોઇ જાતની લડાઇ ટંટો, કોમી વિવાદ કઇજ જોવામા નથી આવતુ એ બ્હેનોની કાર્યદક્ષતાનુ ચિહ્ન છે

કથામા એવુ આવે છે કે દેવો ને દાનવો અમૃત માટે લડી મરતા કોને આપવુ અને કોને ન આપવુ તેનો નીકાલ લાવવા ભગવાને મોહિની રૂપ ધારણ કર્યું બંને પક્ષે કહ્યુ કે મોહિની જે ચુકાદો આપે તે કબુલ રાખીશુ ભગવાને ખુબ ચીકાશ કરીને કહ્યુ કે મને તો જેને ફાવશે તેને આપીશ. મોહિની સ્વરૂપ ભગવાને દેવોને અમૃત આપ્યુ અને દાનવો રહી ગયા પરંતુ આપેલુ વચન તો પાળવુ જ પડયું આમ દેવ અને દાનવની લડાઇ પતાવવા માટે સ્ત્રી ઉભી કરવી પડી

આ જમાનામા અને હિંદુસ્તાનમા જ્યારે બ્હેનો આટલી બધી હોશીયાર અને તૈયાર છે ત્યારે હિંદુ મુસ્લીમ બહુમતિ લઘુમતિની લડાઇનુ નીરાકરણ જો ભાઇઓ ન જ લાવી શકતા હોય તો બહેતર છે કે એ કામ અખિલ હિંદ મહિલા પરિષદને સોંપી દેવુ અને જે નિકાલ આવે તે છેવટનો ગણી હિંદમા વ્યાપી ગયેલો કકાસ શમાવી હિંદને મુક્ત કરી એક આદર્શ રાજ્ય બનાવવા બ્હેનોને તક આપવી વર્ષોથી જે કકાસ દુર નથી થતો તે બ્હેનો શાન્તીથી લાવશે

જમાનો સ્ત્રીઓનો આવ્યો છે જે કામ પુરૂષોથી નથી બનતુ તે જરૂર બ્હેનો કરશે બ્હેનોમા અમુક ગુણો એવા છે કે જેથી તેઓ સહનશીલ બની સુંદર ન્યાય આપી શકે છે

પ્રખ્યાત ગ્રંથકાર મીસ બેઠમ જેઓ યુરોપ અમેરીકા ખુબ ફરેલા છે તેમનો વિશ્વની સ્ત્રીઓ

માટે કેવો ઉંચો મત છે તે એમણે એક સ્થળે પ્રસિદ્ધ કર્યો છે.

શાંતિ શબ્દ-અર્થાત્ શાંતિ સ્ત્રીઓનો વારસો છે. સ્ત્રીઓની સર્વોપરી સત્તા શાંતિ છે. પત્નિ તરીકે અને માતા તરીકે એક કેળવણીકારની ગરજ સારવાની છે. છોકરા અને છોકરીઓના ચારિત્ર્યના ઘડતર માટે સ્ત્રીઓએ પ્રધાનપદ લેવું જરૂરી છે. પછી તે ગમે તે ધર્મના હોય ગરીબ હોય કે તવંગર હોય. મીસ ઓટમ તો એમ જ માને છે કે આ વિશ્વ યુદ્ધ તે પુરૂષોની અનેક ભૂલોનું પરિણામ છે. લોકોમાં ખુબ પરિવર્તન જોવામાં આવેછે.

કેળવણીકાર ઉત્તમ જોઇએ, તે દ્રષ્ટાંત લેવા લાયક હોવો જોઇએ. આદર્શ કેળવણીકારના અનુકરણથી સફળતા મળે જ છે. પ્રજા સહ અનુકરણ કરે છે. સ્ત્રીઓ જો ધારશે તો સુંદર કેળવણીકારનો નમુનો પુરો પાડશે એમ મીસ ઓટમનું માનવું છે. બ્હેનો શરીરે મજબુત બની મન અને બુદ્ધિ કેળવી ચપળ નાગરીક બની શકશે. આવી સ્ત્રીઓ તો સમર્થ શક્તિમાન મુસદ્દી બાળકો તૈયાર કરશે. આ બાળકો-ભવિષ્યની પ્રજા રાષ્ટ્રનું સુંદર ઘડતર કરશે.

બાળકોને સહકાર શીખવવો જરૂરી છે શાંતિ જાળવવા માટે સહકાર જરૂરી છે. સહકાર તે જ શાંતિની કુંચી છે. બાળકને નાનપણથી જ એકલપેટા ન થવા દેતાં સૌના સુખે સુખી ને દુઃખે દુઃખી થવાની તાલીમ બ્હેનોએ આપવી જોઇએ બ્હેનો જો કેળવણીનો આવી જાતનો આરંભ કરશે તો સુંદર ચારિત્ર્યવાન બાળકો થશે. અશાંતિના વાતાવરણમાંથી બાળકો દુર રાખી કુટુમ્બમાં છીન્નભીન્નતા ન થાય એવા સંસ્કાર પાડવાની આવશ્યક્તા છે. બાળકને સુંદર નાગરીક બનાવીશું તો ભવિષ્યમાં જનતાને લાભ મળશે

વધુમાં મીસ ઓટમ કહે છેઃ જો વીસ વર્ષ પહેલાં બ્હેનોએ આ યોજના શરૂ કરી હોત તો આ વિશ્વયુદ્ધ થવા જ ન પામત. સ્ત્રીઓમાં સંઘ બળને લીધે બળવા, બળજેરી, જોહુકમી બધું જ અશક્ત થઇ પડશે,

હિંદુસ્તાન માટે પણ અમને તો એમ જ લાગે છે કે બ્હેનો દ્વારા શાંતિ મેળવે અને સુંદર રાષ્ટ્ર ઘડાય. તેમની સાથે સહકારથી કામ લેવાશે તો પરિણામ સારૂંજ આવશે અને મહિલા પરિષદ ફતેહમંદ થઇ ગણાશે.

**૨૫. અમીનાબીબી તૈયબજી :**

સારાયે ગુજરાતની અને સારાયે હિંદની સેવા ઘરડા થડપણ સુધી બજાવનાર મરહુમ અબ્બાસ તૈયબજીને કોણ નથી ઓળખતું ? પ્રખ્યાત તૈયબજી કુટુમ્બના એ પુત્ર નાનપણ ઇગ્લાંડમાં અભ્યાસ કરી મુંબઇમાં બેરીસ્ટર તરીકે યશ પ્રાપ્ત કર્યો. મરહુમ સયાજીરાવ ગાયકવાડ સાથે મૈત્રેયી થઇ જેને પરિણામે વડોદરે આવી ન્યાયાધીશનો ઓદ્દો સ્વીકાર્યો અને પુખ્ત ઉંમર થતા સુધી સારી નોકરી કરી પેન્શન પર ગયા.

સ્વ. અમીનાબીબી તૈયબજી એ એમનાં બીજી વખતનાં પત્નિ-આદર્શ ગૃહિણી. શરૂઆતથી જ સાહેબી અને સગવડ મળેલાં. પોતાનો સેવાભાવી સ્વભાવ અને પતિની સંપૂર્ણ સહાનુભૂતિની લીધે સ્ત્રી ઉપયોગી અનેક કાર્યો તેમણે કર્યાં.

વડોદરાના માતુશ્રી ચીમનાબાઇ મહારાણી સાથે એમને બહુજ સારો સંબંધ હતો અને વડોદરામાં સ્ત્રી સંસ્થાઓમાં એમનો ઘણો ફાળો હતો. એમના જમાનામાં પડદો સખ્ત હતો. એમની કોમ ઉપરાંત સરદાર વર્ગમાં, ઉચ્ચ ગણાતા વાણીયાઓમાં તથા હિંદુમાં અને સુધરેલી ગણાતી પારસી જાતની બ્હેનો પણ વડોદરામાં ખુલ્લી ગાડીઓમાં ફરતાં ન હતાં.

એ જમાનામાં ક્લબોમાં એમણે ઘણાં બ્હેનોને બ્હાર કાઢ્યાં હતાં. અને પોતે પણ આવી સંસ્થાઓમાં ખુબ રસપૂર્વક ભાગ લેતાં.

ભગિની સમાજ, મેટરનીટી લીગ અને બીજી અનેક સંસ્થાઓમાં એ કોઇ પણ જાતના જ્ઞાતિભેદ સિવાય છુટથી ભાગ લેતાં

ઓલ ઇન્ડીઆ વિમેન્સ કોન્ફરન્સમાં પણ રસપૂર્વક ભાગ લેતાં. એને અંગે ચાલતું વિદ્યાર્થીનીઓનું છાત્રાલય વડોદરામાં છે તે પોતાનું જ હોય તેમ માની વૃદ્ધ અને અશક્ત શરીર હતું તો પણ તેની મુલાકાતે જતાં. એને પગભર કરવાની એમને ઘણી જ હોંશ હતી, પણ તે પ્રયાસ અધૂરો રહી ગયો છે.

નીડલવર્ક ગીલ્ડમાં તો ખૂબ જ ધ્યાન આપતાં. બ્હેનો ભણીને બેસી ન રહે પણ કંઇ ઉદ્યમ કરે અને ન ભણ્યાં હોય તેઓને પણ આર્થિક મુંઝવણ ન રહે તેથી તેઓ આ કલાસ ઉપર ખુબ

ધ્યાન આપતા અને બને તેટલી બેનોને મદદ કરતા.

મરહુમ તૈયબજી ગાયકવાડ સરકારની નોકરીમાંથી નિવૃત્ત થયા પછી મહાસભાના કામમાં જોડાયા હતા. તેને અંગે તેમને મળતું પેન્શન રૂ ૩૫૦)નું ગાયકવાડ સરકારે બંધ પણ કર્યું હતું.

આ ઉપરાંત વડોદરા રાજ્ય પ્રજામંડળમાં પ્રમુખ તરીકે અને બીજી રીતે ઘણી ઘણી સેવા કરી હતી.

સ્વ. અમીના બીબી આ બધા કાર્યોમાં તૈયબજીની જોડે જ જતા અને જેટલા કામો કર્યાં છે તે બન્નેએ જોડે જ કર્યાં છે એમ કહીએ તો ખોટું નથી. એક સારસના જોડાની માફક બન્ને જણા હંમેશા સાથે જ હોય અને જે કામ હાથ લે તે પાર પાડે જ.

પોતે મોજશોખ ભોગવનારામાંના એક હતા પરંતુ પાછળથી જીંદગીમાં શુદ્ધ સ્વદેશી ખાદી વાપરતા એટલું જ નહિ પણ ઘરનાએ સામાનમાં બને તેટલું દેશી જ લાવતા, અને મહાત્મા ગાંધીજી માટે ખુબ માનની લાગણી ધરાવતા.

આ તો બધું એમનું જાહેર જીવન કહું પરંતુ ઘરમાં રહી છુપી સખાવતો ખુબ કરતા. ગરીબો માટે એમને ખુબ દયા હતી. તેમના છોકરાને પોતે ભણાવે કપડા આપે વિ. એમને બનતે એમને પોતાને ફુરસદ મળતી તે વખતે ખુરશી પર બેસે ને આસપાસની ચાલીમાં રહેવા બાળકોને આજુ બે છોકરા હરીજનોનાં-કોળીના ગમે તે હોય તેની તેમને સુઝ નહોતી. ગરીબ બહેનોને એકઠી કરી તેમને શીવતા શીખવે. તેની ફુરસદીમાં અનેક જાતની શાહતો આવે જ્યારે હોય ત્યારે એમને બંગલે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તી, યુરોપીયન દરેક કોમના ભાઇ બેનોનો મેળો જામેલો હોય. એ બધાના મિત્ર હતા ત્યાં દરેક જાતની વાતો રસપૂર્વક સાંભળતા.

જેમ એમને ઘેર બધા જતા તેમ તેઓ પણ તબીયત સારી હોય તો બીજાઓને ત્યાં પણ જવાનો વિવેક કરતા.

એક આદર્શ માતા તરીકે પણ એમણે પોતાના છોકરા લાયક કેળવ્યા છે અને તેમાંના એક તો બેગમ હમીદઅલી જેમણે હમણાંજ ઓલ ઇન્ડીઆ વી. કો. નું પ્રમુખપદ દીપાવ્યું હતું. તે સીવાય ત્રણ પુત્ર અને બે પુત્રીઓ પણ ખુબ હોશીયાર અને લાયક છે.

આવા વૃદ્ધ બહેન-આદર્શ સ્ત્રી આપણી સમાજમાંથી ઉપડે તેની ખોટ પડયા વગર તો રહેતી જ નથી પરંતુ સ્વ. તૈયબજીના મૃત્યુ પછી તો એમનું જીવન શુષ્ક થઇ ગયું હતું. જાહેર જીવનમાંથી નિવૃત્ત થયા હતા. ઘરગથ્થુ સેવા તો એની એજ હતી. એટલે આપણો સ્વાર્થ કોરાણે મુકીયે તો એ તો સુખી થયા.

એવા પુણ્યશાળી આત્માને પ્રભુ શાંતિ આપો.

"ગુણસુન્દરી"
# બાલવિભાગ
તંત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૦ : અંક ૩ પુસ્તક ૧૦ માર્ચ : ૧૯૪૦

## ગલુડિયું

૧

આમ તેમ ફરતું આવે ગલુડિયું
કાબર ચીતરૂં રંગે ગલુડિયું
વ્હાલું લાગે મને નાનું ગલુડિયું
નાચતું કુદતું મારૂં ગલુડિયું

૨

આંગણામાં ઓટલે સુતું ગલુડિયું
નાની નાની રોટલી ખાતું ગલુડિયું
કુંડીમાંથી પાણી પીતું ગલુડિયું
ઘરઘર ફરવા જાતું ગલુડિયું

૩

પ્રેમથી કુત્તરી ચાટે ગલુડિયું
વધેલી રોટલી દાટે ગલુડિયું
પંપાળતાં નહીં ખસે ગલુડિયું
અજાણ્યા દેખી ભસે ગલુડિયું

નર્મદાશંકર એસ. દવે

# ભૈયાદાદા

માથે મલમલની ટોપી પહેરી, પગે જાડા જોડા પહેરી, ટુંકી ધોતલી ને મલમલનું ખમીસ પહેરી જાડો બમ કોઠી જેવો, પહાડી અવાજવાળો ને હાથમાં લાઠીધારી માણસ જુઓ એ જ અમારા ભૈયાદાદા, ભૈયાદાદા ચોકીદાર હતા.

મગન શેઠને ત્યાં એ રહે. દહાડે ઉઘરાણી જાય દુઃખીનું દુઃખ જાણે ને વાયદા કરે તે કબુલ રાખે. નાગા-લુચ્ચાને મારથી વશ કરીને પૈસાની કોથળી ઉંચકીને એ બીક વગર ચાલ્યો આવે. ભૈયો ઉઘરાણી કરનાર હતો !

પાકની મોસમ આવે ને ખેતરો પાકથી ભરપૂર હોય ત્યારે ભૈયો ખેતરમાં જ સુએ આખો દહાડો ત્યાં ચોકી કરે ને એક દાણો અનાજનો નકામો ન જવા દે. બધો કપાસ વણાઇ જાય ને બધો પાક માલીકને ઘેર પહોંચે ત્યાં સુધી એ ખેતરમાં જ રહે. ભૈયો સાચો ખેતી સાચવનાર હતો.

શિયાળે ને ચોમાસે તેમજ મોસમમાં એ શેઠના ઓટલે સુઇ રહે. રાતના ઘરની આજુબાજુ આંટા મારે ને શેઠના ઘરને ચોરોથી બચાવે. ભૈયો ચોકીદાર હતો.

શેઠ બહારગામ ગયા હોય ત્યારે ભૈયો શેઠનું ઘર સાચવે. કોઇને અંદર પેસવા ન દે ને એક પાઇની રવાદારગી ન કરે. પૈસાને એ એવા વખતે છેડ પણ નહિ. ભૈયો પ્રમાણિક હતો.

ભૈયો રોજ સવારમાં વહેલો ઉઠે. ભળકડે ચાર વાગે એ ઉઠી જાય. ઊઠીને કુવેથી પાણી ખેંચી લાવે. બધા ઘરનું પાણી એ ભરે. પછી દાતણપાણી કરી નાહી પરવારી ઇશ્વર ભજન કરે. આખું રામાયણ એ ફક્ત સાત જ દિવસમાં પુરૂં કરી નાખે. ભૈયો ભકત હતો.

સેવામાંથી પરવારી એ નાસ્તો કરી શેઠને ઘેર જાય. કોઇના હાથનું એ જમે નહિ સાત પડવાળી રોટલી અને મગ કે અડદની વાડકો ભરીને દાળ એને જોઇએ. સાત પડવાળી રોટલીને એ 'પણોંઠા' કહે. ભૈયો રસોઇ જાતે જ કરે. ભૈયો ચુસ્ત હતો.

રાતે એ બાળકોને ભેગા કરી વાર્તા કરે. હિંદીમા એ બોલે ત્યારે અમે સાંભળ્યા જ કરીએ. અમે પુછીયે, "દાદા, બધું કામ તમે જ કેમ કરો છો ? શેઠના ઘરનું ને તમારા ઘરનું કામ કરતાં થાક નથી લાગતો ?"

ત્યારે એ કહે, "કામમાં થાક શો ? અમારા બૈરાં કામ ન કરે. પાણી ભરવાનું બધું જ કામ અમે જ કરીએ અમાનાં બૈરાં બહાર નીકળે જ નહિ અમે ધર્મચુસ્ત છીએ. કોઇના હાથનું અમને ખપે નહિ. કોઇને અડકીને અમે ઘરમાં જમવા ન બેસી શકીએ નાહ્યા પછી જ જમીએ...જુવાન માણસને કામ કરવા ઉત્સાહ આવવો જોઇએ. કામથી પોતે ન ડરવું. કામને ડરાવવું એ જુવાનીનું જોર છે." અને પછી એ ભજનો ગાઇ બધાંને ખુશ કરી નાખે. ભૈયો આનંદી હતો.

રાતના પણ એક કલાક એ ભજન કરે.

હોળીના ને વસંત પંચમીના દિવસોમાં તો એનો આનંદ માય નહિ એ અને એના જેવા બીજા ભૈયાઓ ભેગા થાય. ગુલાલ છાંટે, રંગ ઉડાડે ને ગાંડાની માફક મસ્તી કરે. એમના કપડાં ને ગાલ તો ગુલાલવાળા ને રંગવાળા જ હોય. પછી ભાંગ રગડે ને તે પીએ. ખૂબ પીએ ને મોજ કરે. ખરો એ એમનો ઉત્સવ. ભૈયો આમ મોજીલો હતો.

દિવાળી વખતે એ બોણી ઉઘરાવે ને બધાને વંદન કરે. ભૈયો ઉગ્ર હતો. ભૈયાને મગન શેઠે રાખ્યો હતો પણ ભૈયો આખું ગામ સાચવતો હતો.

ભૈયાને છોકરાં થયાં. તેમને ઠેકાણે પાડવા એ દેશમાં ગયો, ગયો તે પાછો આવ્યો જ નહિ હજી એ ભૈયો યાદ આવે છે ને એને જોવાનું મન થાય છે.

હજી એ ભૈયો હશે કે કેમ એ કેવી રીતે કહેવાય? પણ એનાં સ્મરણો તો છે જ.

શાંતિલાલ દામોદરદાસ મહાજન



## પોપટ ❋ બગલા ❋ મોર

: ૧ :

જંગલને ખોળે
કે બધા મળી ટોળે
કે આંબલા હિંડોળે
પોપટજી ઝુલતા'તા
પોપટજી ઝુલતા'તા

: ૨ :

સરિતાને તીરે
કે ચાલે ધીરે ધીરે
કે આછા તીમિરે
બગલાભાઇ ધુમતા'તા
બગલાભાઇ ધુમતા'તા

: ૩ :

ઝાડ પર આવી
કે વર્ષા બોલાવી
કે વનને ગજાવી
મોરલા ટીહુકતા'તા
મોરલા ટીહુકતા'તા

મનસુખલાલ ગૌરીશંકર પંડ્યા

રાક્ષસે મોં વકાસ્યું
લાંબી લાંબી દાઢો
ને જીભ જાણે સાપણ
ખાઉં ખાઉં ખાઉં ખાઉં
ખાઉં ખાઉં ખાઉં ખાઉં
જીભ તો લબક લબાક.

પાણી ભરેલું રૂષિજીનું કમંડલ
ને ક્રોધે ભરેલી રૂષિજીની આંખો
ધુળે ભરેલું રાક્ષસનું શરીર
ને મ્હોંઢે બણુબણતી માંખો

ખાઉં ખાઉં ખાઉં ખાઉં
ખાઉં ખાઉં ખાઉં ખાઉં
રાક્ષસનાં શીંગડાં હાલે.

રૂષિજીએ પાણી લીધું
મન્ત્ર ભણીને પવિત્ર કીધું
રાક્ષસને છાંટી દીધું.

ભડભડ ભડભડ ભડભડ
ભડકા બળે
ચડચડ ચડચડ ચડચડ
વાળ બળે
તડતડ તડતડ ચામડી બળે
રાક્ષસ પાડે રાડેરાડ
બળવા લાગ્યો.

દાઝી દાઝીને બળી ગયો
બળી બળીને રાખ થયો
રૂષિજીએ ફરી પાણી લીધું
મન્ત્ર ભણીને ફરી પવિત્ર કીધું
રાખોડીને છાંટી દીધું.

માથે મુગટ ને જરીનો જામો
પગે મોજડી ને હાથે વીંટી
પગે મોજડી ને ગળામાં કંઠી
હસતું મ્હોં ને લજામણી આંખો.

રાજા તો જીવતો થયો
ને રૂષિજીને પાયે પડતો
" અપરાધ ક્ષમા કરો,
પ્રસન્ન થાવ પ્રભુ
નમસ્કાર કરૂં છું " રાજા કહે

" શુભ મચ ' રૂષિ બોલ્યા
ને માથે હાથ મુકયો
રાજાની આંખે પાણી આવ્યાં
ને રૂષિજીની ચરણરજ લીધી.

નગરમાં ગયો. ખાધું પીધું ને રાજ કીધું.
એવા મોટા તપસ્વીને વંદન હો!

નલિન પંડિત



## હાસ્યતરંગ

છગન : એ મગન ! તારી પાસે ચાર આના છુટા છે ?
મગન : ના ભાઈ ! મારી પાસે તો આઠ આના છુટા છે !

× × ×

શેઠાણી : અરે રામા ! જરા આ શાક કોઈની પાસે સમરાવી લાવ ને !
રામો : પણ શેઠાણીજી ! શાક સમારવાની (દુરસ્ત કરવાની) તો આ શહેરમા એક પણ દુકાન જ નથી !

કાન્તીલાલ ઠાકોરદાસ રંગરેજ

# સાકરડી બોરડી

" દૂધ,સાકરે પાયેલાં...એ...લ્યો...લ્યો....છોકરાં...લ્યો. - ગુલાબી....એ.... ગુલાબી....બોર....લ્યો. " પાંચ વાગતાં જ આવી બૂમ નાખતાં મહમદ ચાચા નિશાળના દરવાજે આવી ઉભા રહેતા હોંશે હોંશે સૌ બોર લેતાં. ને ખાતા ખાતાં સૌ ઘેર જતાં.

ધીરૂએ આજ પહેલવહેલાં મહમદ ચાચા પાસેથી બોર લીધાં બોર ખાતો ઘર તરફ જતો હતો. રસ્તામાં વિચાર આવ્યો. મારી સાકરડી બોરડી શું કરતી હશે ? એને આવાં ગુલાબી બોર નહીં આવ્યાં હોય ? અત્યારે તો બોરે લચી પડતી હશે. બધાં દરરોજ ખાતાં હશે.

ધીરૂનું ઘર આવ્યું ને વિચાર તૂટયો. ઘરમાં પેસતાં જ મોટી બહેને કહ્યું, " ધીરૂ ! જમી લે. આજ બાગમાં જવું છે. " ધીરૂએ તરત જ જમી લીધું.

મોટાભાઈ, મોટી બહેન, કનુ ને ધીરૂ બાગમાં જવા તૈયાર થયાં. મોટાભાઈએ ખાદીનો ઝબ્બો ને છુટી પાટલીનું ધોતીયું લગાવ્યું. મોટી બહેને ખાદીની સાડી ને આશ્રમનાં ચંપલ પહેર્યાં. કનુએ ખાદીનો સુરવાલ ને ઝબ્બો પહેર્યાં. ધીરૂએ કપડાં ન જ બદલાવ્યાં.

સૌ બાગમાં આવ્યાં મોટી બહેન ને કનુ જાનવરના પાંજરા પાસે ઉભા રહ્યાં. મોટાભાઈ ફુવારાના કાંઠા પર બેઠા ધીરૂને કયાંય ન ગમ્યું. ધીરૂ ઉભો થયો. બાગના ઝાડ જોવા નીકળ્યો. મરકતા ગુલાબના છોડ જોયા. લાંબા લાંબા આસોપાલવ દીઠા. હાથીના કાન જેવા પાદડાવાળી બદામોની હારો જોઈ. જૂઈ ને કેતકી જોઇ. દ્રાક્ષના માંડવા જોયા મેંદીની બેઠકો જોઇ કેટકેટલાંય અજાણ્યા છોડ જોયા ધીરૂ ઝાડે ઝાડ રખડયો. છોડે છોડ જોયા કયાંય તેની બોરડી ન જોઈ. છેવટે બોલ્યો, " અરે! આવડા મોટાં બગીચામાં સર્વેને માટે જગ્યા ને મારી બોરડીને માટે જ નહીં ? "

સૌ ખૂબાખૂબ હર્યાં ફર્યાં. છેવટે ઘેર ગયાં ઘેર મોટી બહેને પથારી કરી દીધી. સૌ પથારીમાં લપેટાયાં.

ધીરૂને સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં તેની સાકરડી બોરડીને જોઇ. તેના શરીર પર અત્યારે લીલુડાં લહેરતાં પાંદડાં ન હતાં. પીળો કનકવર્ણો દેહ ન હતો ચાવવાની હોંશ થાય એવા કુણા કુણા કુંપળ ન હતા અડીએ કે તરત જ વળી જાય તેવા કાંટા ન હતા. લીલાં, પીળાં, કે ગુલાબી બોર ન હતાં. તે કેટકેટલાંય દુઃખનાં તાવડામાં તવાયેલ ઘરડી ડોશી થઇ ગઇ હતી. તેના પર હાથમાં ખુંચી જાય તેવા શૂળી જેવાં કાંટા હતા મગરના જેવો દેહ થઇ ગયો હતો. તેનું લીલુંડું પીળુંડું ઘરેણું કોઇક લૂંટારે લૂંટી લીધું હતું. તે એકદમ બોલી ઉઠી, " ધીરૂભાઈ ! તું મને ઓળખે છે ? "

ઉંઘમાં જ ધીરૂએ જવાબ દીધો. " હા સાકરડી કે ! "

" હા " બોરડી બોલી: " તું મને ઓળખ, જાણુછ ત્યારે સંભાળ કેમ લેતો નથી ? "

ધીરૂનું હૃદય આ બોરડીના દિદાર જોઇ ભરાઇ આવ્યું. બોરડી આગળ બોલી, "બા, હું બહુ દુઃખી છું."

... ધીરૂ ગદ્‌ગદ્ કંઠે બોલ્યો, "હું નથી સાંભળી શકતો." ધીરૂ! તું ય આવો થઇશ.!"

ધીરૂ કઠણ હૃદયે બોલ્યો, "બોલો, હું જરૂર સાંભળીશ."

બોરડી બોલી, "જો, તું શહેરમાં ભણવા ગયો તે પહેલાં દરરોજ તું મારી પાસે વાડામાં આવતો, મને પાણી પાતો, મારા નીચે રમતો; કુદતો, ખેલતો ને કોઇક વેળા રડતોયે. કોઇકવાર દાળીયાનો નાસ્તો કરતો. તું ખા ને મારા ઉપર બેઠેલ તારાં ભાંડું ભૂખ્યાં રહે? તું તેમને ખવડાવતો. આજ કોઇ નથી મારી સંભાળ લેવા આવતા. મારાં બોર લૂંટાઇ જાય છે. તેને સૌ કાચાં ને કાચાં જ ખાય છે."

"ભાઇ! ભલેને ખાય. મારી કયાં ના છે. પણ મને લાકડીથી મારે છે. મારા બોર છીનવી લે છે. મારા પાંદડાંનેય ઝાપટી નાખે છે. મારી ડાળી માણસો કાપી જાય છે. મને કોઇ પાણી નથી પાતું. હું માંડ માંડ જીવું છું. બેટા! ભણજો, ગણજો ને હુંશીઆર થજો. હું જાઉં છું"

બોરડી વાત કરતી બંધ થઇ. તરત જ ત્યાંથી અદૃશ્ય થઇ ગઇ. ધીરૂએ બૂમ મારી, "ઉભાં રહો."

બાજુમાં સૂતેલ મોટી બહેને ઘાંટો સાંભળ્યો, મોટી બહેન જાગી ઉઠયાં ને બોલ્યા, "ધીરૂ, કેમ ભાઇ ઉંઘમાં ઘાંટા પાડે છે? બીક લાગે છે?"

ધીરૂય જાગી ગયો. ઊઠીને જુએ તો કયાંય સાકરડી.

ત્યાર પછી આઠ દહાડે બાપુજી આવ્યા. બાપુજી ગામડામાં બનતા દુધ પેંડા સૌ છોકરાંને આપ્યા. પોંક ને બોળખી સૌના ગંજવાં ભરી દીધાં. ધીરૂ હજુય રાહ જોઈ બેસી રહ્યો. બાપુજી બોલ્યા, "બેટા! હવે કંઇ નથી."

ધીરૂ બોલ્યો; "બાપુજી! સાકરડીના દૂધસાકરે પાયેલ બોર નથી લાવ્યા?"

"ના, બેટા! સાકરડી તો સૂકાઇ ગઇ. આઠ દહાડા પહેલાં જ."

"આઠ દહાડા પહેલાં જ."

"હા, બેટા!" બાપુજીએ કહ્યું, "ભાઇ! તેથી ય મીઠાં બોર આ શહેરમાં મળતાં હશે."

ધીરૂ વિચારમાં પડી ગયો. મહમદ ચાચાનાં બોર સાકરડીના તુલનાં હતાં? છેવટે બોલ્યો, "ના."

પુષ્કર ચંદરવાકર

*

બાપ : (છોકરાને) બેટા! તારે હવેથી નાકની દાંડીની સીધા જ જવું.
છોકરો : પણ બાપા! જો બીજી ગલીમાં જવા માટે વળવું હોય તો?
બાપ : તો જે બાજુ વળવું હોય તે બાજુ આરતે રહીને નાકની દાંડી ફેરવી નાંખજે!

આદ્યતંત્રી અને સ્થાપક જયકૃષ્ણ ના. વર્મા, હાલ દિવાન લુણાવાડા રાજ્ય

# ગુણસુન્દરી

વ્યવસ્થાપક : નટવરલાલ ઠક્કર, લુહાણામિત્ર પ્રેસ, વડોદરા.
તંત્રી : શ્રી. જયવતી દેસાઇ
પ્રકાશક : અંબાલાલ વિ. ઠક્કર, વડોદરા.
પુ. ૩૪મું ] એપ્રિલ : ૧૯૪૦ [ અંક ૨જો

## અનુક્રમણિકા



## બાલ વિભાગ—તંત્રી : નાગરદાસ ઇ. પટેલ



વાર્ષિક લવાજમ : હિન્દ માટે રૂા. ૪-૬-૦ : વિદેશ માટે શીલીંગ દશ : છુટક નકલ દશ આના

# વીસમી સદીનું પાકશાસ્ત્ર

## રંભાના રસોઈઘરના ત્રણ ખંડ

શ્રી. સુમતી નાગરદાસ પટેલ

બાલિકાઓ તથા બહેનો માટે છેલ્લામાં છેલ્લી ઢબે તૈયાર કરેલ છે અને તેમાં ચુલો, સગડી કે સ્ટવ કેમ સળગાવવાં ત્યાંથી શરૂ કરીને જાતજાતની ને ભાતભાતની રસોઇ, રસોડાની વ્યવસ્થા, કુકરનો ઉપયોગ, મસાલા ચટણી ને રાયતાં, પાપડ અથાણાં ને મુરબ્બા, ફરસાણ ને મિષ્ટાન, શરબતો ને પાકો વિગેરે કેમ તૈયાર કરવાં તે સુંદર રીતે સમજાવ્યું છે. તેમજ જીવનતત્વો, વિટામીન તથા ક્ષારો વિગેરે બાબતની શાસ્ત્રીય માહિતી આપી છે. એની પાંચ હજાર નકલો જોતજોતામાં ઉપડી ગઇ છે.

તમારી નકલ નવ આનાની ટપાલની ટીકીટો મોકલી
આજેજ મંગાવો: બાલવિનોદનું બાલસાહિત્ય સૌથી
સારૂં ને સુંદર છતાં સરવાળે ખુબ સસ્તું છે

**બાલવિનોદ કાર્યાલય—મલાડ [ મુંબાઇ ]**




પુસ્તક ૩૪મું   એપ્રિલ : ૧૯૪૦   અંક ૨ જો

# ફાગણ આયો

ફાગણ આયો, ફાગણ આયો, ફાગણ આયો રે
ઋતુઓ કેરો રાજન આયો, ફાગણ આયો રે

'ફુલડે છાયો, રંગ સુહાયો;
'મલયાનિલની ફોરમ વાયો:'
જૂઠો જૂઠો કવિજન ગાયો—ફાગણ આયો રે
સળગતો ફાગણ આયો રે.

વસંત ક્યાં છે? કોનાં પૂજન?
ક્યાં દીઠાં ભમરાનાં ગુંજન?
રસઘેલાનાં કૌમુદી કૂજન—કોઇ ન લાધો રે.
ધખધખતો ફાગણ આયો રે.

ક્યાં ફુલવાડી? કોયલડી ક્યાં?
કૂવે નવાણે પાણી ડુકયાં,
આજે રડતાં બાળક મૂક્યાં—સ્નેહ સુકાયો રે
મહાનલ ફાગણ આયો રે.

મધુ મદિરાય પુષ્પ હિંડોળા,
દ્વાર ખડાં ક્ષુધિતોનાં ટોળાં
ફૂંકે સૂર કરે વંટોળા—નટવર નાચ્યો રે
ભયંકર ફાગણ આયો રે.

થેઇ થઇકાર દઇ કરતાળી,
નવ નાચે ગોપી મતવાલી;
આતો કાળી કોપ કરાલી—તાંડવ ગાયો રે.
પ્રલયંકર ફાગણ આયો રે.

સંતાપી પુરજનને આંગણ
નવ ચેતાયા હોમ હુતાશન;
આ તો હાલ ચિતાનાં દર્શન ધુમ્ર છવાયો રે
ધૂંધળો ફાગણ આયો રે.

શ્રી. ઝવેરચંદ મેઘાણી

# બંસરી બજાવે કિશોર

[ ડુંગરામાં બોલે છે મોર એ.. ઢાળ ]

યમુનાને તીર શ્યામ બંસરી બજાવે
રસિયાના એ...રસ બોલ
બંસરી બજાવે કિશોર.

ધેનુ મળી છે કાંન ટોળે વળી છે
વચમાં સોહંત શ્યામ ઓર
બંસરી બજાવે કિશોર.

હૈયે ચઢયાં રે નીર હિંચે હિંડોલ શાં
ઝુલે મારે કાળજડે કોડ
બંસરી બજાવે કિશોર.

ઠમકે છે યનગન મલકી મોરલીયા
ઝબકે ઝબુક વીજ વ્યોમ
બંસરી બજાવે કિશોર.

ઝુલે શાં વૃક્ષ ઝુલે વનચર વિલાસમાં
ઝુલે મારૂં હૈયું હિંડોલ
બંસરી બજાવે કિશોર.

મુરલી જગાવે આત્મ જ્યોતિ સોહલડી
ચિત્ત લીધું ચોરી એ ચોર
બંસરી બજાવે કિશોર.

શ્રી. ધીરૂ મહેતા

# દે....વી....ને

વાળ્યું ચોળ્યું છે મારૂં આંગણું ને વળી,
નાનીડે પુર્યા છે સાથ રે,
દે...વી, આવો, આવોને !

મોતીસા ચોકખા ચોકમાં કઈ,
દેવના નિત આવાસ રે,
દે...વી આવો, આવોને !

બાઇ લાવે ઘી ગોરીનાંને ત્યાં,
ઝળકે દીવાની જ્યોત રે,
દે...વી આવો, આવોને !

બહેની રમાડે રાસ રંગમાંને અતિ,
હૈયે હરખ ઉભરાય રે,
દે...વી આવો, આવોને !

નવરંગી શોભતી સુંદરીને જાણે,
તારલાની મહીં ભાત રે,
દે.. વી આવો, આવોને !

કરૂણા કરી દેવી પધારજો અમે,
વિનવી વારંવાર રે,
દે...વી આવો, આવોને !

શ્રી. વ્રજલાલ ગૌરીશંકર પંડયા

# સહશિક્ષણ

લેખક:
શ્રી. કાકા કાલેલકર

છોકરા છોકરીઓ એક જ સ્કૂલમાં અને એક જ વર્ગમાં સાથે બેસીને ભણે તેને સહશિક્ષણ કહે છે. આપણો સામાજીક સ્વભાવ એટલો બળવાન છે કે જ્યાં સહશિક્ષણની પ્રથા છે ત્યાં પણ વર્ગમાં છોકરાઓ જુદા બેસે છે અને છોકરીઓ જુદી બેસે છે. સભામાં પણ જ્યાં સ્ત્રી પુરુષો ભેગાં થાય છે ત્યાં સ્ત્રીઓ માટે ખાસ જુદી જગ્યા હોય છે. અને પુરુષો માટે જુદી હોય છે. ગમે ત્યાં સાથે બેસવાનો રીવાજ આપણા દેશમાં શરૂ નથી થયો.

શાળામાં જો એક જ સમાજનાં છોકરા છોકરીઓ ભણવા આવતાં હોય તો તો આ સવાલ ઘણો સરળ થઈ જાય, જ્યાં પડદાની પ્રથા નથી ત્યાં જો પડદાની પ્રથાવાળા છોકરાઓ આવી જાય તો આખું વાતાવરણ બગડી જાય છે. આપણે સહશિક્ષણનો વિચાર કરીએ ત્યારે આપણે વિચારવું જોઈએ કે સંસ્થામાં આવનાર છોકરા છોકરીઓ ભિન્ન ભિન્ન સમાજનાં છે કે એક જ સમાજનાં છે?

આ રીતે સહશિક્ષણનો સવાલ નર્યો શિક્ષણ વિષયક ન હોઈ સામાજીક છે, એ બાબત તરફ ખાસ ધ્યાન આપવું જોઈએ.

સહશિક્ષણમાં શિક્ષણ વિષયક દૃષ્ટિ ન હોય એવું તો નથી જ. સ્ત્રી અને પુરુષની ગ્રહણ શક્તિ ભિન્ન હોય તો તેમને સાથે ભણવાથી લાભ છે કે હાનિ, એ જોવું જોઈએ. દરેક મનુષ્યને અભિરુચિ, તર્કબુદ્ધિ, કલારુચિ, ઇંદ્રિય નિગ્રહ, યુદ્ધ, શિલ્પ આદિ અનેક બાબતમાં પ્રવીણ બનાવવો આવશ્યક છે. આ બાબતોમાં સ્ત્રી અને પુરુષોનો વિકાસક્રમ અને અનુશીલનની ઉત્કટતા એક સરખી હોય તો સહશિક્ષણમાં મુશ્કેલી નહિ પડે. થોડો ઘણો ફરક હોય તો તેથી બન્નેને લાભ છે. કારણ કે ચપળની સોબતથી મંદ પણ અમુક હદ સુધી ચપળ બની જાય છે. પરંતુ જો બન્નેનું અંતર ન કાપી શકાય એવું હોય, તો બન્નેનું સાથે ભણવું બન્ને માટે હાનીકારક છે.

સહશિક્ષણમાં ઉપરના પ્રશ્નને પણ પોતાનું એક વિશેષ મહત્વ છે. આ ઉપરના પ્રશ્નનું પ્રાધાન્ય શિક્ષણની દૃષ્ટિએ પણ છે, અને સામાજીક દૃષ્ટિએ પણ છે.

ઘણા શિક્ષણ શાસ્ત્રીઓ કહેતા આવ્યા છે કે, બાળપણમાં દશ વર્ષ સુધી છોકરા અને છોકરીઓમાં ધ્યાન ખેંચે એવો કોઈ શારીરિક ભેદ નથી હોતો, અને એમના સ્વભાવમાં પણ લિંગ ભેદનું કંઈ મહત્વ નથી હોતું, આથી દશ વર્ષ સુધી એટલે સંકુચિત પ્રાથમિક શિક્ષણ પૂરું થતાં સુધી છોકરા છોકરીઓને સાથે ભણાવવામાં કોઈ જાતનું જોખમ નથી એટલું જ નહિ પણ એથી બધી રીતે લાભ જ છે. અને સહશિક્ષણની પ્રાથમિક સંસ્થાઓમાં ભણાવવાનું કામ સ્ત્રીઓના હાથમાં સોંપવામાં આવે તો એ આદર્શ સ્થિતિ થાય.

અમે એમ પણ માનીએ છીએ કે કિંડરગાર્ટનમાં પ્રાથમિક શિક્ષણનું કાર્ય સ્ત્રીઓને જ સોંપવામાં આવે.

જ્યારે છોકરા કે છોકરીઓ અઢાર કે વીસ વર્ષના થાય છે ત્યારે તેઓ કામ વિકાર શી વસ્તુ છે તે સારી રીતે સમજવા લાગે છે. સ્ત્રી

પુરુષનું આકર્ષણ અને તેની જવાબદારી બન્ને બાબતોનો તેમને ખ્યાલ હોય છે.

શિક્ષણમાં આપણે જેમ આગળ વધીએ છીએ તેમ તેમ શિક્ષણનું ખર્ચ પણ વધે છે. પુરુષો અને સ્ત્રીઓ માટે જુદી જુદી કોલેજની વ્યવસ્થા આપણા દેશને માટે તો લગભગ અશક્ય જ છે. બધી બાબતનો વિચાર કરતાં કાં તો છોકરીઓ માટે કોલેજનું શિક્ષણ બંધ જ કરી દેવામાં આવે અથવા તેમને પુરુષોની કોલેજમાં ભણવાની રજા આપવામાં આવે.

પ્રશ્ન ખાસ કરીને ઉઠે છે માધ્યમિક સંસ્થાઓનો, જ્યાં દસ અને અઢાર વર્ષની વચ્ચેની ઉમ્મરનાં છોકરા છોકરીઓ ભણી શકે છે. આ ઉંમરે છોકરા છોકરીઓમાં વિકારની જાગૃતિ હોય શકે છે, પરંતુ તેનો તેમને પુરો ખ્યાલ હોતો નથી. તેમને પોતાના કર્તવ્યનું શિક્ષણ પણ આપી ન શકાય અને તેમને નિઃસંકોચ ભાવે હળતાં મળતાં રોકી પણ ન શકાય. એવી સ્થિતિમાં સહશિક્ષણનો પ્રયોગ કરવો એ કેટલી હદ સુધી ઉચિત છે, એ સૌથી મોટો સવાલ છે.

( ૨ )

## યુવક યુવતીના લગ્નનો પ્રશ્ન

સહશિક્ષણની પ્રથા ન હોય ત્યાં સુધી અમે અમારા સમાજની છોકરીઓને કેવી રીતે ઓળખીયે, તેમની સાથે પરિચય કેવી રીતે વધારીયે, અને એક બીજાને પસંદ પણ કેવી રીતે કરીયે ? આવી કેટલાક નવ યુવકોની દલીલ છે,

આપણો સામાજીક આદર્શ કહે છે કે, શિક્ષાલયોમાં વિકારી દૃષ્ટિ માટે અવકાશ જ નહિં રહેવો જોઇએ. વિકારી દૃષ્ટિ અને જ્ઞાનની ઉપાસના એ બેમાં કદી પણ મેળ હોઇ શકે નહિં. જો અધ્યયન કાળમાં છોકરા છોકરીઓ પરસ્પર અનુનય અને પ્રણયાલાપ કરવા માંડે અથવા વિવાહની દૃષ્ટિથી એકબીજાનું નિરીક્ષણ કરવા માંડે, તો શિક્ષણનો તો અંત જ છે એમ સમજવું જોઇએ. પ્રાચીન કાળમાં જ્યારે છોકરા છોકરીઓ એક ગુરૂ પાસે સાથે સાથે ભણતાં ત્યારે એવો સામાજીક નિયમ હતો કે, એક ગુરૂગૃહમાં ભણનારા છોકરા છોકરીઓનો સંબંધ ભાઇબ્હેનનો રહે. તેઓમાં લગ્ન થઇ જ શકતું નહિ. શિક્ષક અને વિદ્યાર્થિનીનો સંબંધ પિતાપુત્રીનો, અને વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓનો સંબંધ ગુરુ ભાઇ અને ગુરુ બહેનનો હોય એ આદર્શ રાખીને શિક્ષણનું વાતાવરણ નિર્દોષ અને નિર્ભય બનાવવામાં આવ્યું હતું.

યુવકો અને યુવતીઓએ પોતાના શિક્ષણકાળમાં લગ્નનો વિચાર જ ન કરવો જોઇએ. એટલું જ નહિ, પણ પોતાની ભાવી સહધર્મચારિણી કે સહધર્મચર શોધવાનો પ્રયત્ન પણ ત્યાં ન કરવો જોઇએ. શિક્ષણકાળ એને માટે અનુકૂળ નથી અને વિદ્યાલય કંઇ પતિ કે પત્ની શોધવાનું ક્ષેત્ર નથી.

જો સમાજ એમ માનતો હોય કે યુવા યુવતીઓએ પોતપોતાના સાથી શોધી લેવા એ ઇષ્ટ અને ઉચિત છે, અપરિહાર્ય છે, તો સમાજે પોતાના જીવનમાં–વિદ્યાલયોમાં નહિં એવા પ્રસંગો નિર્માણ કરવા જોઇએ કે જ્યારે છોકરા છોકરીઓ, અત્યંત શુદ્ધ, પ્રસન્ન અને ખુલ્લી પરિસ્થિતિમાં એકબીજાના પરિચયમાં આવી શકે.

# શ્રીનુની શોધમાં

લેખિકા શ્રી. પદ્માવતી દેસાઈ

"બાપાજી ! બ્હેનને તમે વધારે પડતુ આપી દીધુ જરી જોવુ તો જોઈએને ! "

'શુ આપ્યુ છે ભાઈ, મ્હારી બાનુ હતુ તે આપ્યુ."

'બાનુ હતુ તેથી શુ થઈ ગયુ ?'

'એની એ ઈચ્છા હતી, એણે મરતાં મરતાં મ્હને કહ્યુ હતુ."

"એ તો કહે, મોત માણસનુ મન નિર્બળ બની જાય છે–એમાં એ ગમે તે કહે સાજા માણસે વિચાર કરવો જોઈએ હવે પછી શુ ?"

બાપાજી કઈ બોલ્યા નહિ, દિકરાની સ્હામે થોડીવાર જોયુ અને એક ઉંડો નિશ્વાસ મુકયો.

"હવે પછી શુ ભાઈ !'

'બીજુ તો ઠીક પણ આ મનસુખ કાકાનુ દેવુ કર્યુ છે તેનો બોજો !"

'ભાઈ એ ત્હારે માથે નહિ રહે'

બાપાજીના આ ઠંડા અને ટૂંકા જવાબથી વધારે ચર્ચા કરવાની તક ન રહેતાં ટેબલ ઉપર ચોપડી પછાડી બાવીસ ત્રેવીસ વર્ષનો શ્રીનિવાસ ધુધવાતો ધુધવાતો ઓરડો છોડી ચાલ્યો ગયો

શ્રીનિવાસની મા કમળા મરી ગયાં ત્યારે એની ઉમ્મર ફક્ત પાંચ વર્ષની હતી એને એક બ્હેન હતી એનુ નામ વિમળા હતું આ સિવાય કમળાને બેત્રણ બાળકો ગુજરી ગયા હતાં ગત પત્નીના માત્ર આ બે જીવન્ત સ્મારકોને મગનલાલે જીવની પેઠે જાળવ્યા હતા

વિધવા સ્રીને પતિ વિના બાળકો ઉછેરતા જે મુશ્કેલીઓ વેઠવી પડે છે તેના કરતાં પ્રૌઢવયના વિધુર પતિને વધારે મુશ્કેલીઓમાંથી પસાર થવુ પડે છે એમની કોઈ દયા ખાતુ નથી, મનની વરાળ સ્રી જેટલી સુલભતાથી એ બ્હાર કાઢી શકતા નથી અને સંસારભાર વહન કરવાની શક્તિ પણ પુરૂષોમાં સ્રીઓ કરતાં ઓછી હોય છે સ્રીઓ ધીરજથી પુરૂષ અને સ્રી બન્નેના કામોને, અનેક સામાજીક આર્થિક અવરોધો વચ્ચેથી પણ માર્ગ સાફ કરીને પહોચી વળે છે પુરૂષમાં તે શક્તિ નથી એટલે એ વધારે મુઝાય છે, વધારે દુખી બને છે

મગનલાલને પણ આવુ દુખ હતુ એ ધારત તો બીજુ લગ્ન કરી શકત ચાળીસ પીસ્તાળીસ વર્ષની પુરૂષની ઉમ્મર–ખાસ કરીને બીજુ લગ્ન કરવા માટે તો–મ્હોટી ગણાતી નથી વળી એ એ જમાનાના હતા, એ જ્ઞાતિના અને એ ઉચ્ચ ગણાતા કુળના હતા, કે જેમાં ઘણાયે પતિઓ જીવતી પત્ની સાથે સહજ વિરોધ થતા જગન જવાને મિષે મંગલ કરી આવ્યાના દૃષ્ટાંત મોજુદ હતા પણ મગનલાલની પ્રકૃતિ એ બધાથી જુદી જ હતી એ પ્રેમાળ પતિ હતા, અત્યંત વહાલસોયા પિતા હતા

પત્નીના મરણ પછી તરત એમની બદલી થઈ સીરસ્તેદારની જગ્યા ભવિષ્યમાં મળે એમ હતુ એમણે એનો સ્વીકાર ન કર્યો વ્હાલાં નમાયાં બાળકોને કોણ જુએ ? એ કોઈને ધારવા તૈયાર નહતા એમને તો એમણે જ ઉછેર્યાં

સ્હવારના વહેલા ઉઠે, બાળકો માટે પાણી ગરમ કરે દુધ ઉન્હુ કરે અને પછી એમને ઉઠાડે વિમુ કંઈક સમજણુ હતાં પણ

શ્રીનુ તો છેક હલેતો હતો. અણસમજી કાંઈક કાંઈક આડાઈ કરતો. કોઈ ને કોઈ બ્હાને રડતો ને તોફાન મચાવતો. પત્નીને પળે પળે સંભારતા અને સ્ત્રીઓની સહિષ્ણુતાને લાખો ધન્યવાદ આપનાર મગનભાઈ માંડ માંડ આ કાલાની કચ પૂરી કરતા.

વિમુ એમને અને એ વિમુને શિખવતા હોય એમ, એક છુટક રાખેલી બાઈ નોકરની મદદથી, રસોઈ બનતી. બાળકોને જમાડી પોતે જમતા ને કચેરીમાં જતા, ત્યાં પાંચ પરાણે વાગતા, સાંજના સીધા ઘેર આવતા. આ એમનો નિત્યનો ક્રમ થયો હતો. પણ જીવન એક ધાર્યું કોઈનું વહ્યું છે કે એમનું વહે ?

વિમુ મ્હોટી થઈ; મા વિનાની વિમુ, એને કોણ સંભાળે ? એને શી શી ઉણપો હશે ! એ કોને કહે ? એનાં લગ્ન થવાં જોઈએ. યોગ્ય વર જોઈ લગ્ન કર્યાં.

મગનલાલની આર્થિક સ્થિતિ ખરાબ નહિ તેમ સારી પણ ન ગણાય એવી હતી. તેમાં ઘરભંગ થયા પછી તો પગારમાંથી એક પાઈ પણ બચતી નહતી. એમની સુઘડ પત્નીએ જે કાંઈ બચાવેલું તે પણ ખરચાઈ જવા માંડ્યું હતું-તોયે ઠીક ઠીક રીતે વિમળાને પરણાવી-પણ ઓછા મને દિકરીને સાસરે વિદાય કરતી વખતે મગનભાઈએ કબાટ ઉઘાડ્યું ને પત્નીના દાગીનાનો દાબડો કાઢી એમાંથી એકેએક દાગીનો એ વત્સલ પિતાએ પોતાને હાથે પુત્રીને પહેરાવ્યો અને માથે હાથ મુકીને બોલ્યા, " બેટા, આ રંક પિતા, પિતા પાસે ત્હને આપવાને બીજું કશું નથી,-આજે...જો...ત્હારી મા હોત !-"

" બાપાજી આટલું બધું હોય ! " ત્હારે ફક્ત પંદર સોળ વર્ષની હોવા છતાં વિમુમાં સમજણ હતી, " એકાદ ચીજ આપો બીજું ભાભી માટે રહેવા દો. " એમ કહેવું પણ એણે ઇચ્છ્યું પણ બાપના ધ્રુજતા હાથ અને ભરાઈ ગયેલા કંઠ સ્હામે જોઈ કશું જ કહેવાની એની હિમ્મત ચાલી નહિ. પિતાના ઓછા મનને વધુ ઓછું આવવા દેવા એણે ન ઇચ્છ્યું.

વિમળાનું સાસરૂં અમદાવાદ હતું. અને શ્રીનુના અભ્યાસને અંગે એમણે પણ અમદાવાદમાં જ ઘર માંડ્યું હતું. ત્યાં એ મેટ્રિક સુધી ભણ્યો, પછી આગળ અભ્યાસની ચિંતા થઈ. કોલેજના લાંબા ને કંટાળા ભરેલા અભ્યાસ સુધી ટકવાની એની ઇચ્છા ન હતી અને પરિણામે આર્થિક લાભ પણ ન હતો આથી શ્રીનુ એક દાંતના દાક્તરને ત્યાં અનુભવ કરવા રહ્યો. એકાદ વર્ષ ત્યાં કામ જોયું અને એને વિએના જવાની ઇચ્છા થઈ. એના બે ત્રણ મિત્રો જતા હતા. એણે બાપ આગળ એ વાત કરી.

બાપે જીંદગીમાં પહેલી જ વાર આર્થિક મુશ્કેલી છોકરાને જણાવી અને સાથે સાંભળ્યા પ્રમાણે કહ્યું, " વિએના જઈ આઠ દસ મહિનામાં શું શિખી આવશો ? "

" શિખવાનું તો ઠીક છે, બાપાજી ! ફી ભરીએ એટલે હાજરી ભરાય અને સર્ટીફીકેટ મળે. આજે તો ડિગ્રીની કિમ્મત છે અને તેમાંય પરદેશની ડિગ્રીની કિમ્મત ! ઓરજ. "

ઉપાધિથી અંગતાઈ જતા લોકો અને એમને એ જ ઉપાયે આજના નવયુગના પદવીધરો માટે મનમાં આ પ્રમાણિક પિતાને તિરસ્કાર ઉત્પન્ન થયો. પણ એકના એક છોકરાની મરજી અને વિકાસની આડે આવવાની એમણે હિમ્મત ન કરી. પૈસાની વ્યવસ્થા કરી. ગામમાં એક ખેતર હતું તે વેચી નાખ્યું અને છુટના રૂપિયા મનસુખભાઈ

" બ્હીક ? ખોટી બ્હીક. એનો તો એ સંબંધી કાગળે નથી. "

" આવશે, હવે આવશે. "

" હવે શું કપાળ આવે ! "

" કંઇ નહિ, ન આવે તો, ત્હમે અકળાશો નહિ. જુવાની દિવાની છે. ગદ્ધા પચ્ચીસી અમસ્તી કહી હશે ! " ન્હાની વયે આધેડના બોલે વિમળા પિતાને આશ્વાસન આપવા લાગી.

" બ્હેન, તું ત્હારી મા જેવી ડાહી છે હોં ! ત્હારા બોલ, ત્હારી રીતભાત, જરી યે જરી ત્હારી માને જ મળતાં આવે છે. તું ન હોત તો મ્હારૂં શું થાત ? "

" હું શું કરૂં છું, બાપાજી ! ત્હમે અમારે માટે ઓછું કષ્ટ વેઠ્યું છે ? 'માના રેંટીઆમાં સમાય પણ બાપના રાજમાં ન સમાય ' એ કહેવત યાદ લાવી લાવીને તો ત્હમે અમારી ખૂબ સંભાળ લીધી છે. નમાયાં તો ઘણુંય છે. તમારી માફક કોણ ઉછેરે છે ? "

" ત્હને જોઉં છું ત્યારે અખંડ મ્હને ત્હારી મા યાદ આવે છે અને એના જેવી હુંફ લાગે છે. એણે કેટલું કષ્ટ વેઠ્યું હતું ? ઓહો, મ્હારી ગરીબાઇ તો એણે મ્હને જણાવા નથી દીધી. દુનિયાદારીથી એણે મ્હને છેક અલિપ્ત રાખ્યો. એ શ્રીમંત બાપની દિકરીએ કોઇનેય ખબર પડવા દીધા સિવાય કુશળતાથી મ્હારો આખો સંસાર ચલાવ્યો. હું વિરમગામ હતો ત્યારે એ કાલાં ફોલતી. ગોધરે ગયો ત્યારે કાગળોની કંઇક કંઇક ચીજો બનાવે; ભરૂચ બદલી થઇ–ત્યાં તો ત્હારૂં મોસાળ તોય કશો સંકોચ નહિ, શરમ નહિ. ન્હાવાને બ્હાને રેવાજીમાંથી બે ઘડા પાણી ભરી આવે, બે કપડાં ધોતી આવે. એણે તેવડ કરી કરીને સીંચ્યું. શ્રીનુને માટે એણે ઘર કર્યું, તેમાંય જાણે એ ઇજનેર ને એજ મજુર ! શી એની ચતુરાઇ, અને ત્હમારા પર તો એનું ઘણું જ વ્હાલ !...મ્હેં શું કર્યું છે ? બ્હેન, કંઇ નહિ, એના ઓઝાયે હું તો ચાલ્યો છું. એની થાપણ મ્હેં સાચવી છે, મ્હને અણઘડને તે પણ ન આવડ્યું અને આ પરિણામ આવ્યું...સારૂં થયું, ત્હારી મા ગઇ, નહિ તો આજે એના મનને કેવો ઘા લાગત ? "

વાત કંઇ મ્હોટી નહોતી, તીર કંઇ તીણું નહોતું–આ બધો પ્રલાપ અપ્રસ્તુત હતો–એમ લાગે. વસ્તુનું ન્હાના મ્હોટાપણું હમેશાં સાપેક્ષ હોય છે. જખમ સહેનાર હૈયું ચાલુ હતું. કોમળ બીછાયત માટે એનું ઘડતર હતું. જુની પણ શર શય્યાની એણે આશા નહોતી સેવી.

વિમુએ જાણ્યું, બાપાજી આજેજ આટલું બોલ્યા છે, વરાળ કાઢવા દો, મન હલકું થશે. આ શાંત ગંભીર લાગતા માનવ હૈયામાં કેટકેટલો ઉકળાટ ભર્યો છે ? માતૃ પ્રેમ અને પિતૃ પ્રેમ ઉભયનાં સંગમ વારિ માંહ્ય ઉછળે છે. વિમુએ એમાં સ્નાન કર્યાં અને એ યુગ યુગ જુના ભવ્ય સર્જનને પ્રણિપાત કર્યાં.

" પણ...પણ ભાઇનું આ ભાગ્ય નથી. ભાઇ, તું કેમ આવો થયો ! " અને એની આંખમાં આંસુ છલકાયાં.

× × ×

દિવસ વીત્યા, મહિના વીત્યા. વર્ષ પણ ચાર પાંચ વહી ગયાં. મગનલાલની તબીયત લથડી ગઇ છે, મહિનાથી જરા વધારે ઘસાઇ છે. વિમળા, વૈદરાજ અને એક પડોશી પાસે બેઠા છે.

વૈદરાજ કહે, " સાહેબ, તબીયતમાં તો કશો બગાડ નથી ઉતરાવસ્થા અને માનસિક આઘાતનું પરિણામ છે. " વૈદરાજ મગનભાઇના ઘરના જ રોજના વૈદ હતા એટલે હકીકત બધી જાણતા હતા. શ્રીનુ વિમુને ઉછેરવામાં વૈદકીય સલાહ મદદ એમની જ હતી.

મગનલાલ—" આઘાત બાઘાત કંઇ નહિ, મ્હેં તો હવે બધું વિસારી દીધું છે. "

પડોશી—" હાસ્તો કોના છોકરા ને કોની વાત ! પણ હેં મગનભાઈ ! કંઈ કાગળ બાગળ આવે છે ? " વૈરાગ્યની વાતો વદતા નવરા પડોશીએ રાગની ચીનગારી મુકી.

મગનભાઈ—" ના. "

પડોશી—" ત્હોંયે પણ ન લખો ? "

મગનભાઇ—" ના. "

પડોશી—" શું લખે ? આવા કર્લદર દિકરા થયા તે નથયા સરખાજને ! "

વિમુથી આ વાક્ય સહન ન થયું. એ બોલી ઉઠી. " કાકા, એવું ન બોલો, મ્હારો ભાઇ એવો છે જ નહિ અને હોય તોય શું ! "

" ના ના હું તો વાત કરું છું. " પડોશી છોભીલો પડી ગયો. "

" ભાભાની વાત ખરી ? " વાત નીકળી ત્યારે સાંભળેલી વાતની ખાત્રી કરી લેવાના ઇરાદે વૈદ્યરાજે પૂછ્યું.

" હા. "

" કેવડોક હશે ? "

" શી ખબર ? ચારેક વર્ષનો હશે ! "

" હશે, ચાલો ભગવાન એને સો વર્ષનો કરે " વૈદ્યે કુટુંબ સાથેનો સંબંધ વ્યક્ત કરી આશીર્વાદ આપ્યા–અપાઇ ગયા.

" ઠી.. ક છે " મગનભાઇની વ્યાપક નિરાશા બોલી.

ત્યાં ટપાલી આવ્યો. બે પત્રો નાખી ગયો. વિમુએ લીધા. ઉખેડયા, ઉપર મુંબાઇની છાપ હતી, કંઇક ગંગલ–અમંગલ શંકાથી વિમુનું કાળજું ધડકવા લાગ્યું, એક પત્ર શ્રીનિવાસના મિત્રનો હતો.

મુરબ્બી શ્રી,

આપને હું ઓળખું છું. આપ કદાચ મ્હને ભુલી ગયા હશો–કારણ કે લાંબો વખત થયો. હું અમદાવાદમાં શ્રીનુની સાથે હાઇ-સ્કુલમાં હતો. દૈવયોગે મુંબઇમાં ભેગા થયા છીએ. શ્રીનિવાસે કેટલીક ભૂલો કરી છે. મુરબ્બીની દ્દષ્ટિએ કહું તો આપનો અપરાધ કર્યો છે. આપની ઉપરવટ થઇ એ મુંબઇ આવ્યો, લગ્ન કર્યાં, દવાખાનું ઉઘાડયું, એને એક ચાર વર્ષનો બાબો છે–કદાચ એ બધી આપને ખબર પડી હશે–સુલભા ભાભી એકંદરે સારાં છે પણ ભિનઅનુભવી છે. શ્રીનુએ ઉપરાઉપરી સાહસ કર્યાં પણ ન ફાવી નથી શકયો. દવાખાનું લગભગ બંધ જેવું છે. એક જર્મન ડેન્ટીસ્ટને ત્યાં નોકરી લીધી છે, માથે મારવાડીનું દેવું થઇ ગયું છે. એથી એ ગભરાઈ ગયો છે. એ સાહેબ સાથે બહારગામ ગયો છે–બે મહિના થયા; આળસમાં–અરે મુંજવણમાં–એકકે પત્ર પણ નથી લખ્યો શરમનો માર્યો આપને પણ કંઇ નથી જણાવતો–આપની દોરવણીની જરૂર છે. મ્હારે ખાતર શ્રીનુને માફ ન કરો ?–અને બીજું. સાથેનો પત્ર વાંચો. "

લી. આપનો રમણ

" હરિ, હરિ " કહી મગનભાઇએ કરવટ બદલી ને કપાળનો પસીનો લુછયો. વિમળાએ બીજો પત્ર ફોડયો ટૂંકો હતો, અક્ષર સુઘડ હતા, ઝીના હતા.

પૂજ્ય પિતાજી અને મુ બ. સૌ. બ્હેન.

હું શું જોઇને લખું ? પ ]......એમાં મ્હારો વાંક નથી, એ ગામમાં નથી, બાબો બહુ માંદો થઇ ગયો છે. ન્યૂમોનિયા થયો છે. હું ગભરાઇ ગઇ ~. "

લી. આપની

આપની જ પુત્રી સુલભાના સાષ્ટાંગ

મગનભાઇ પથારીમાંથી બેઠા થઇ ગયા– " હેં ન્યૂમોનિયા થયો છે ? ત્હારી માને પણ

એજ તાવ જીવલેણ નીવડયો હતો...બ્હેન ત્યારે હું આજે જાઉ છું. "

" આવે શરીરે ? "

" કંઇ હરકત નહિ. "

" હું સાથે આવું ? "

" ના ત્હારૂં કામ નથી. વૈદરાજ ત્હમે પધારશો ? મ્હારા બાબુને ન્યૂમોનિયા થયો છે, એને એની દાદી પાસે ન જવા દેવાય, એ તો મ્હારો હક્ક છે. "

અને તેજ રાતે વૈદરાજને લઈ એવે શરીરે મગનભાઇ મુંબાઇ ગયા. રમણના કાગળ ઉપરથી ઘર શોધી કાઢયું. ખેતવાડીમાં બોપતળીએ બે રૂમ હતી. અંદર રસોડું–લગભગ અંધારૂં અને ભેજવાળું ને બ્હાર દિવાનખાનું, ' બેડરૂમ ' કે દવાખાનું જે કહો તે–હતું.

મગનભાઇ સીધા ઉતરીને બાબાની પથારી પાસે ગયા. માથે હાથ ફેરવ્યો. વૈદે નાડી તપાસી. ' કેસ સીરીયસ 'તો જરૂર હતો પણ સ્થિતિ નિરુપાય નહતી. વૈદે કંઇ માત્રા આપી. કુદરતનું કરવું એણે થોડીવારે આંખ ઉઘાડી ને પાણી માગ્યું. એની પ્રથમ દૃષ્ટિ દાદાજી પર પડી. ભવભૂતિની ઉક્તિને સાચી પાડતા અંતરના કો હેતુએ એમાં ભવભવની ઓળખ ભાળી સહજ આકર્ષણે બાબો દાદાજીને ગળે વીંટળાયો.

અને પછી તો એને ઝપાટાબંધ આરામ થવા માંડયો. એ ત્રણ દિવસે શ્રીનિવાસ પણ આવી પહોંચ્યો. એને તાર કર્યો હતો પણ બીજે ગામ હોવાથી મોડો મળ્યો. એને બાબાનું મોઢું જોવાની આશા નહોતી. ભાગે ટાંટીએ એ ઘરમાં દાખલ થયો. ' કેમ છે બાબાને ' કહેતો એ અંદર ધસ્યો.

પડદા પાછળ બાબો હતો. પથારીમાં દાદાજીની સાથે એ રમતો હતો, એક ડાબડામાંથી ઘરેણાં કાઢી કાઢી એ એનાં નામ પૂછતો હતો, પાછા મુકાવતો હતો અને પાછા કઢાવતો હતો. ખૂબ અશક્ત હતો પણ આનંદમાં હતો.

આ દશ્ય જોઇ શ્રીનિવાસ તથાગ્જીવ થઈ ગયો, " કોણ બાપાજી, ત્હમે કયાંથી ?"

" ભૂલો પડયો છું ભાઇ, તું આવ્યો ! ઠીક થયું ! લે આ દાબડો, મારવાડીના જે પૈસા થયા હોય તે આમાંથી ચુકવી દેજે, હવે હું આજે જઇશ. "

" પપાજી જુઓ ! મમ્મી પાસે છે ને, તેવાંજ આ છે. દાદાજી લાવ્યા છે. " બાબાએ નવાં રમકડાંથી ખુશ થતાં કહ્યું ?

" આ શું, ઘરેણાં શાનાં ? "

" ત્હારી બેનનાં ! અહીં આવતી વખતે એણે એ ઋણનો પોટલો સાથે બંધાવ્યો. એ લઇ હું મ્હારા ન્હાના શ્રીનુને શોધવા આવ્યો છું. એ મળ્યો. હવે હું જાઉ છું. હવે બીજે અવતાર લઇશ–શ્રીનુને પેટે–અને એનું ઋણ વાળીશ...અને ત્હારૂં પણ—

બોલતા બોલતા ચકરી આવવાથી બાબાની પડખે દાદાજી ઢળી પડયા. શ્રીનુથી ન રહેવાયું:–બાપાજી, મ્હને માફ કરો, હું મૂઢ છું. ઉઠો ચાલો ઘેર જઇએ.

# સિંહલદ્વીપ

## બે દંતકથાઓ

લેખક

ડૉ. દેવેન્દ્ર ર મજમુદાર

( ઇ સ ૬૩૦ના અરસામા પ્રખ્યાત ચીની મુસાફર હ્યુએનસંગ હિન્દુસ્તાનમા ધર્મશાસ્ત્ર શીખવા આવેલ હતો એણે ઠેઠ ચીનથી હિન્દુસ્તાન સુધી પગરસ્તે મુસાફરી કરી હતી. એટલી મુસાફરી કરતા એને ત્રણ વર્ષ લાગ્યા હતા એ મુસાફરી દરમ્યાન એણે જે જે જોયુ અને સાંભળ્યુ એનુ એણે સવિસ્તર ટાચણ લખી રાખ્યુ છે

પોતાના પ્રવાસ દરમ્યાન જ્યારે એ સિંહલદ્વીપ એટલે હાલના સીલોન પહોંચ્યો ત્યારે એ દ્વીપનુ સિંહલદ્વીપ એવુ નામ કેમ પડ્યુ તે વિષે બે દંતકથાઓ એના સાંભળવામા આવી—એ દંતકથાઓ રસમય હોઇ નીચે આપવામાં આવી છે )

સિંહલદ્વીપ, માનકૂટથી દક્ષિણપૂર્વ દિશાએ જતાં ૧૦૦૦ માઇલ દૂર આવેલો છે ત્યાં વસ્તી બહુ ગીચ છે તેમ અન્ન પણ પુષ્કળ ઉત્પન્ન થાય છે ત્યાંના લોકો રંગે કાળા અને વાને ઠીંગણા હોય છે. આ દ્વીપનુ પુરાણુ નામ રત્નદ્વીપ હતું.

આ દ્વીપમાં એક રાજા રાજ્ય કરતો હતો તેને એક રૂપવતી કન્યા હતી એનુ લગ્ન પાસેના એક રાજા સાથે કરવામાં આવ્યુ એક વખત એ પોતાના પતિને ત્યાંથી પોતાને પિયર આવતી હતી એટલામાં રસ્તામાં એક સિંહ મળ્યો સિંહને જોતાં બરોબર, સાથેનાં માણસો તથા પાલખી ઉચકનારા પેલી રાજકન્યા સાથેની પાલખીને રસ્તામા એમની એમ મૂકીને ન્હાસી ગયા સિંહ પાલખી પાસે આવ્યો તો એણે પેલી રાજકન્યાને જોઇ યુવાન રાજકન્યાનુ રૂપ જોઇને સિંહ પણ મોહ પામી ગયો એ ટો રાજકન્યાને ધીમેથી ઉપાડી પોતાની ગુફામાં લઇ ગયો ત્યાં પછી રાજ કન્યા સાથે એ રહેવા લાગ્યો રોજ શિકાર કરી આવે ને ખાવાનુ લઇ આવે એમ કરતા કરતાં રાજકન્યાને ગર્ભ રહ્યો અને પૂરે દિવસે એક બાળક અને એક બાળકી અવતર્યાં એમના દેહનો આકાર તો બધો માણસ જેવો જ થયો પણ ઉગ્ર સ્વભાવ અને હિંસક વૃત્તિ એ છોકરામાં ઉતરી આવી

છોકરો જ્યારે મોટો થયો ત્યારે માને પૂછવા લાગ્યો, ' મા ! આ કેવુ વિચિત્ર લાગે છે ? મા મનુષ્ય છે અને બાપ એક પશુ છે આ બધુ શી રીતે બન્યુ ? " માએ એને માંડીને બધી વાત કહી છોકરો કહે મા ! પણ હવે તો આપણે અહીંથી નાસી છૂટીએ તો સારૂ તોજ અમને માણસની કેળવણી મળશે અત્યારે અમને પશુની કેળવણી મળી રહી છે

મા કહે ' હું તો અહીં રહીને કંટાળી ગઇ છુ ઘણીયે વખત ન્હાસી જવાનુ મન થાય છે પણ ન્હાસીને જઉં ક્યાં અને શી રીતે ન્હાસી જઉં એની મને ગમ પડતી નથી "

પછી એક દિવસ જ્યારે સિંહ શિકાર કરવા બહાર નિકળ્યો ત્યારે તેની પાછળ પાછળ પેલો છોકરો ગયો અને ગુફામાથી બહાર નીકળવાનો રસ્તો જોઇ આવ્યો પછી બીજે દિવસે જ્યારે પેલો સિંહ શિકાર માટે બહાર ગયો કે તરત મા અને બે છોકરાં ગુફામાથી બહાર નીકળી ગયાં અને જંગલ પાસેના ગામમાં જતાં રહ્યાં. ત્યાંથી એ ત્રણે જણ

રાજકન્યાના બાપને ગામ ગયાં. પણ ત્યાં ખબર મળી કે બાપને ત્યાં કોઇ જીવતું રહ્યું નહોતું. એટલે આ ત્રણે જણ પાસેના એક બીજા ગામમાં જઇને સંતાયાં.

સિંહ જ્યારે પોતાની ગુફામાં પાછો આવ્યો ત્યારે એણે ગુફા તદ્દન સૂની જોઇ. નહોતી રાજકન્યા કે નહોતાં છોકરાં. એનો તો ગુસ્સો હાથમાં રહ્યો નહિં. આજુ-બાજુના ગામડાંમાં જઇને એણે પુષ્કળ ઉપદ્રવ કરવા માંડયો. હજારો સ્ત્રી પુરુષોના એણે જાન લીધા અને ખૂબ ઉન્મત્ત થઇને ફરવા લાગ્યો. પ્રજા ત્રાહ ત્રાહ પોકારી ગઇ.

પછી ગામ આખું રાજાને ત્યાં રાવ કરવા ગયું. રાજાએ તરત જ પોતાનું આખું લશ્કર એ સિંહનો નાશ કરવા મોકલ્યું. લશ્કરે ચારે બાજુથી સિંહને ઘેરી લીધો અને ચારે તરફથી બાણની એક ધારી વૃષ્ટિ શરૂ કરી. પણ સિંહે એક કારમી ત્રાડ પાડી અને છલંગ મારી આખી સેના કુદી ગયો. સિંહ જીવતો નાશી ગયો.

પછી તો સિંહે બમણા જોરથી હાહાકાર મચાવવા માંડયો. રાજા ને પ્રજા બન્ને હારી ગયાં. રાજ્ય બધું ઉજજડ થવા લાગ્યું. રાજાને એકે ઉપાય જડતો નહોતો; છેવટે રાજાએ આ સિંહને મારનારને એક મોટું ઇનામ—એક કરોડ સોના મહોરનું ઇનામ—આપવાનું જાહેર કર્યું.

ઇનામની વાત સાંભળી પેલા બાળકે માતાને કહ્યું, " મા ! તું કહેતી હોય તો સિંહને મારીને હું રાજાએ કાઢેલું ઇનામ મેળવું. પૈસા મળ્યા પછી આપણે સુખેથી રહી શકીશું. હાલમાં તો નથી ખાવાને અન્ન કે નથી પહેરવાને લુગડાં. "

માએ કહ્યું, " એ બધું તો ખરૂં પણ આખરે પશુ છે તોયે તારો એ પિતા છે. પિતાને મારીને તું શું મ્હોં દેખાડીશ ? લોકો તને પિતૃઘાતી કહેશે. "

બાળકે જવાબ આપ્યો, " માતા ! એને માર્યા વગર આપણે શી રીતે નિર્ભય થઇ શકીશું ? આપણે ક્યાં સુધી સંતાતા ફરીશું ? કોક દિવસ તો આપણે જરૂર પકડાઇ જવાનાં. જ્યારે એ બીજાંને ઉભાંને ઉભાં મારી નાંખે છે ત્યારે એક દિવસ આપણને પણ કેમ નહિં મારી નાંખે ? એનો વિશ્વાસ શો ? એકને મારવાથી હજારોનું ભલું થતું હોય તો પછી મારવામાં શી હરકત છે ? હું તો જરૂર એને મારી નાંખીશ. "

એમ કહીને બાળક તો ઘરમાંથી બહાર નીકળી પડયો. રસ્તામાં સિંહે એને જોયો અને વાત્સલ્યથી એનું હૈયું ભરાઇ આવ્યું. એ ખૂબ હર્ષમાં આવી ગયો અને ઝટ પોતાના છોકરા પાસે જઇ એનું શરીર સુંઘવા તથા ચાટવા મંડયો.

પરંતુ છોકરાએ તો ખડ્ગ કાઢીને એવા જોરથી સિંહને માર્યું કે સિંહ તમ્મરી ખાઇને જમીન પર ઢળી પડયો. પછી છોકરાએ બીજો ઘા એના પેટ પર કર્યો અને પેટ ફાડી નાંખ્યું. સિંહ બિચારો મરી ગયો.

રાજાને કાને સિંહના મરણના સમાચાર પડતાં જ એ તરત હર્ષભેર એ જગા પર આવ્યો અને છોકરાને બધી હકીકત પૂછવા માંડી. છોકરાએ ગમે તેવા જવાબ આપી વાત છુપાવવાનો પ્રયત્ન કર્યો. પણ રાજાએ એની પાસે સાચી હકીકત કઢાવવા એને ખૂબ ધમકાવ્યો આખરે એણે સત્ય હકીકત કહી દીધી.

રાજાએ કહ્યું, " ખરે જ, ક્રૂર પ્રાણીના સંતાન વગર આવું ક્રૂર કામ થઇ શકે જ નહિં. તેં સિંહને માર્યો માટે એનું ઇનામ એક કરોડ સોનામહોરો હું તને આપું છું.

પરંતુ વિશ્વાસઘાત કર્યો એ ગુન્હા માટે હું તને મારા રાજ્યની હદ બહાર કાઢું છું."

પછી રાજાએ બે નાવ તૈયાર કરાવ્યાં તેમાં અન્ન, વસ્ત્ર, પૈસા, ઝવેરાત વગેરે બધું ભર્યું. એકમાં છોકરો અને બીજા નાવમાં છોકરી એમ બે જણને બેસાર્યાં અને પોતાના માણસોને કહ્યું, આ બન્ને નાવ ભરદરિયે મધ્યમાં જઈને છોડી આવો. પછી જ્યાં એમનું નસિબ હશે ત્યાં એ વહાણ પહોંચી જશે. રાજાના હુકમ પ્રમાણે નાવ છોડી દેવામાં આવ્યાં.

છોકરાનું નાવ અથડાતું કુટાતું રત્નદ્વીપમાં જઈ પહોંચ્યું. ત્યાં રત્નો ખૂબ થતાં અને પુષ્કળ વહેપારીઓ રત્નો ભરી જઈને મોટો વહેપાર ખેડતા. છોકરાએ ત્યાં જઈ દગાથી લગભગ બધા વહેપારીઓને મારી નાખ્યા અને એમની સ્ત્રીઓને જીવતી રાખી. પછી એ સ્ત્રીઓને લીધે એણે સન્તાનોની વૃદ્ધિ કરી અને ધીમે ધીમે આખો દ્વીપ વસ્તીવાળો થઈ ગયો. પછી છોકરો એ દ્વીપનો રાજા થયો અને ત્યાં રાજ કરવા લાગ્યો. એ છોકરાના મરણ પછી પણ દ્વીપ આબાદ થતો ગયો. ત્યાંના લોકો એ દ્વીપને પછીથી સિંહલ નામથી ઓળખવા લાગ્યા. કારણ કે એમના પૂર્વજે સિંહને માર્યો હતો.

જે નૌકામાં છોકરી હતી તે નૌકા અથડાતી કુટાતી પર્શીયાને પશ્ચિમ કિનારે પહોંચી ગઈ. ત્યાં એ નૌકા તથા છોકરી એક રાક્ષસના હાથમાં સપડાયાં. એ રાક્ષસથી એ છોકરીને બીજી છોકરીઓનો જ વિસ્તાર થયો. એ છોકરીઓએ ત્યાં જ વસવાટ કર્યો. પછી એ દેશનું નામ પશ્ચિમી સ્ત્રીરાજ પડ્યું.

સિંહલદ્વીપ માટે બીજી પણ એક દંતકથા છે. પૂર્વકાળમાં રત્નદ્વીપમાં રાક્ષસીઓ રહેતી હતી. દ્વીપના મધ્યમાં રાક્ષસીઓનો એક લોઢાનો કિલ્લો હતો. એ કિલ્લા પર બે ધજાઓ હતી. એક ધજા હતી શુભ સૂચક અને બીજી હતી આપત્તિ સૂચક. જ્યારે કંઈ સંકટ આવવાનું હોય ત્યારે શુભસૂચક ધજા પડી જતી અને આપત્તિસૂચક ફરકયા કરતી અને સારું બનવાનું હોય ત્યારે આપત્તિસૂચક ધજા પડી જતી અને શુભ સૂચક ફરકયા કરતી.

આ રાક્ષસીઓ રૂપરૂપના અંબારવાળી સ્ત્રીઓનો વેશ લેતી અને સમુદ્રકિનારે સુંદર યુવતીઓના રૂપમાં ફર્યા કરતી. જ્યારે કોઈ વહેપારીનું વહાણ રત્નદ્વીપ આગળ આવતું ત્યારે આ બધી રોજ ગાતી એ વહેપારીને પોતાના મોહપાશમાં અને હાવભાવથી પ્રેમપાશમાં ફસાવતી એની સાથે યથેચ્છ ભોગ વિલાસ ભોગવતી. પછી બીજો કોઈ વહેપારી ત્યાં સુધીમાં મળી જતો, તો જૂનાને પેલા લોખંડના કિલ્લામાં લઈ જઈ કેદમાં પૂરતી અને એકે એકે ખાઈ જતી. એમ નવા આવે કે જૂનાને ખાઈ જવાનો ક્રમ કેટલાંયે વર્ષો સુધી ચાલ્યો.

એક વખત જમ્બુદ્વીપના સિંહ નામના એક શેઠીઆએ પોતાના સિંહલ નામના દીકરાને ૫૦૦ વહેપારીઓ સાથે રત્નો અને માણેકના વહાણ ભરી લાવવા મોકલ્યો. હવે યોગે સિંહલનું વહાણ દરિયાઈ તોફાનમાં સપડાયું અને રત્નદ્વીપને કિનારે આવી પહોંચ્યું. રાક્ષસીઓના કિલ્લા પર શુભ સૂચક ધજા ફરકી રહી હતી.

રાક્ષસીઓએ પેલી ધજા જોઈને ઝટપટ પોતાનાં રૂપ બદલ્યાં. આભૂષણો પહેર્યાં અને સમુદ્ર કિનારે પહોંચી ગઈ. ત્યાં જઈ સિંહલને તથા એની સાથેના ૫૦૦ વહેપારીઓને ખૂબ આદર માન દઈને પોતાના નગરમાં લઈ આવી. સિંહલ તથા

એના સાથિયો એક એક રાક્ષસી સાથેના પ્રેમમાં ફસાઈ પડયા અને પોતાનું ઘર ગામ બધું ભૂલી ગયા. રાક્ષસીઓને નવાં ઘરાક મળ્યાં એટલે જુનાને કિલ્લામાં કેદ કરી દીધાં અને એક પછી એક ખાવાના ઉપયોગમાં લેવા માંડયાં.

એમ મોજમજાહ કરતાં કરતાં સિંહલ વગેરેથી રાક્ષસીઓને એક એક સંતાન ઉત્પન્ન થયાં. હવે રાક્ષસીઓ આ લોકોથી કંટાળી હતી. એ ઇચ્છતી હતી કે પાછાં કોઇ નવાં ઘરાક મળી જાય તો આમને કિલ્લામાં પૂરી દઇએ. સિંહલ વગેરેને હજી કંઇ જ ખબર નહોતી કે જેની સાથે એ રહે છે તે રાક્ષસીઓ છે.

એટલામાં એક રાત્રે સિંહલને ખરાબ સ્વપ્ન આવ્યું. સ્વપ્નામાં જાણે કોઈ કહે છે, " ઉઠ, અહીંથી નાસી જા. " સિંહલ તરત ઊઠયો અને નાસવા લાગ્યો. નાસતે નાસતે રસ્તામાં એક કિલ્લો જણાયો. એમાંથી રોકકળના અવાજ સંભળાતા હતા. એ સાંભળી સિંહલ દિવાલ આગળના એક ઝાડ પર ચઢી ગયો અને અંદર રોનારાને પૂછયું, " તમે બધા કોણ છો અને કેમ રડો છો ? તમને અહીં કોણે પૂર્યા છે ?

અંદરના માણસોએ જવાબ આપ્યો. " તમને ખબર નથી કે આ આખો દ્વીપ રાક્ષસીઓનો છે ! જેને તમે રૂપરૂપના અંબાર જેવી સ્ત્રીઓ ગણો છો તે બધી રાક્ષસીઓ છે. અમે પણ એમના જ પાશમાં ફસાઇ ગયા હતા, અને હવે આ દુઃખ ભોગવીએ છિયે. અમારામાંથી દરરોજ એકએક જણને એ લોકો મારી નાંખે છે અને ખાઇ જાય છે. અમારા કેટલાયે સાથિયોને આજસુધીમાં એ ખાઇ ગઇ છે. એક દિવસ તમારો પણ વારો અમારી માફક આવશે. "

સિંહલને, આ બધી વાતો સાંભળીને હોશકોશ ઊડી ગયા. આખરે એણે પૂછયું, " ભાઇઓ ! આ બલામાંથી છૂટવાનો કંઇ માર્ગ છે ખરો ? " એ લોકોએ કહ્યું, અમે સાંભળ્યું છે કે સમુદ્રકિનારે એક દિવ્ય અશ્વ રહે છે. એની ખરી શ્રદ્ધાથી પ્રાર્થના કરે તો એ પ્રગટ થાય છે અને સમુદ્રને સામે પાર લઇ જાય છે. ' પછી સિંહલ પાછો પોતાને ઘેર આવ્યો અને પોતાના સાથિયોને બધી વાતથી વાકેફ કર્યા. પછી બધા સાથે મળી છાનામાના ઘરમાંથી નિકળી ગયા અને સમુદ્રકિનારે પહોંચી ગયા.

અહીં સિંહલે ખરાભાવથી દિવ્ય અશ્વની પ્રાર્થના કરી. દિવ્ય અશ્વ પ્રગટ થયો. એને વાચા ફુટી. અશ્વે કહ્યું, " તમે બધા મારા વાળ પકડીને લટકી જાવ; હું તમને હમણાં ને હમણાં સામે પાર પહોંચાડી દઉં છું. પણ ફક્ત એકજ શરત છે કે તમારે પાછું વાળીને જોવું નહિં. "

પછી બધા વહેપારીઓ ઘોડાને બાઝી પડયા. ઘોડો આકાશ માર્ગે ઊડયો. એટલામાં બધી રાક્ષસીઓને ઘરમાં સૂનું લાગવાથી પોતપોતાના ધણીને શોધવા મંડી. ગામમાં એ લોકોનો પત્તો ન લાગ્યો એટલે પોતપોતાનાં છોકરાંને કેડે બેસાડી બધીએ રાક્ષસીઓ સમુદ્રકિનારે આવી. એમણે વહેપારી સહવર્તમાન ઘોડાને ઉડતો જોયો. એ બધીએ પાછળ પાછળ ઉડવા લાગી અને ઠેઠ ઘોડા સુધી પહોંચી ગઇ. પાછળથી પોતાના પ્રેમીઓને કરગરીને પાછા ફરવા વિનવવા લાગી. સંતાન બતાવવા લાગી અને એટલો બધો પ્રેમ દેખાડવા લાગી કે સિંહલ સાથેના બધા વહેપારીઓ ઘર માંડવા પાછા ગયા.

ફક્ત સિંહલ એકલો ચસ્યો નહિં. એણે પાછું વાળીને જોયું નહિં અને પ્રેમની બીલકુલ

# લોકગીત

[ ત્રણ તાળીથી ગવાતું ગીત ]

મ્હારા વાડામાં વેણુનો છોડ,[1] ભમાક પુમડું પાંચશેરનું રે
ઉગ્યું ખરૂં પણ નીંદશે કોણ ? ,,
નીંદશે રે ધારાળાની નાર ,,
નીંદયું ખરૂં પણ વીણશે કોણ ? ,,
વીણશે રે પટેલીયાની નાર ,,
વીણ્યું ખરૂં પણ પીલશે કોણ, ,,
પીલશે રે મુસલમાનની નાર ,,
પીલ્યું ખરૂં પણ પીંજશે કોણ ,,
પીંજશે રે પીંજારાની નાર ,,
પીંજ્યું ખરૂં પણ કાંતશે કોણ ,,
કાંતશે રે હરીજનની નાર ,,
કાંત્યું ખરૂં પણ વણશે કોણ ,,
વણશે રે વણકરની નાર ,,
વણ્યું ખરૂં પણ છાપશે કોણ ,,
છાપશે રે છીપાની નાર ,,
છાપ્યું ખરૂં પણ રંગશે કોણ ,,
રંગશે રે રંગરેજની નાર ,,
રંગ્યું ખરૂં પણ ધોશે કોણ ,,
ધોશે રે ધોબીની નાર ,,
તૈયાર થયું પણ પહેરશે કોણ ,,
પહેરશે રે અઢારે વર્ણ ,,

સૌ. ચતુરલક્ષ્મી દેસાઇ

---

1 કપાસ.











TATA
TOMCO

# મસૂરી

લેખક
ડૉ. હરિપ્રસાદ દેસાઇ

હરદ્વાર અને હ્રષિકેશ સુધી જાત્રાએ જનારા મસૂરી જોયા વગર પાછા આવે છે એ મ્હોટી ભૂલ કરે છે હરદ્વારથી બારેક આના જ ટીકીટને ખર્ચે દેહેરાડુન જવાય છે અને એ લાઇનનું દેહરાડુન એ છેલ્લુ સ્ટેશન છે

હરદ્વાર છોડીને ગાડી જેમ જેમ આગળ જાય છે તેમ તેમ સુગંધો આવે છે હિમાલયની તળેટીનો મનોહારી પ્રદેશ દૃષ્ટિ ગોચર થાય છે અને મ્હોટા મ્હોટા વૃક્ષો, આંબાવાડિયાં, સરોવરો, લીલાં ખેતરો અને વાડીઓ તથા ફૂલો જોવા મળે છે દૂર ભૂગ હિમાલયનાં શિખરો દેખાવા માંડે છે અને હવા ઠંડી થતી જાય છે

હરદ્વાર કે લછમન ઝોલા પાસેના પહાડો જોયા એટલે હિમાલય જોયો એમ ઘણાં ભૂલથી ધારે છે પણ એ તો હિમાલયનો માત્ર ઉમરો જ જોયા જેવુ સમજવુ અથવા ઉમરો પણ નહીં

હિમાલયની વાત જ ન્યારી છે। દેહેરાદૂનથી મસુરી મોટર બસો ૮ આના કે ૧૨ આનામાં લઇ જાય છે પણ પગ રસ્તે ચડીએ તો ૭ માઇલ જ ચ્હડવાનુ છે મોટરને રસ્તે ૧૪-૧૫ માઇલ મસૂરી પહોંચતાં થાય છે પગરસ્તે બહુ જ સુંદર અને આનન્દદાયક છે, તેથી વિદ્યાર્થીઓને તો ચાલતા જ ચ્હડવાની સનાહ આપુ ૨૦ વર્ષ પેહેલાં મોટરો નહતી ત્યારે પગ રસ્તે હું ઘોડાપર બેસીને આ રસ્તે ગયેલો છું મસૂરી સમુદ્રની સપાટીથી ૭-૮ હજાર ફીટ ઉંચુ છે તેથી મે જુનમાં પણ આપણે ત્યાં મપ્તમાં સખ્ત ઠંડી હોય ત્યારે જેટલી ટાઢ હોય છે એટલી ત્યાં ગરમમાં ગરમ ઋતુમાં ટાઢ રહે છે એટલે ત્યાં જનારે ગરમ લુગડાં સારી પેઠે રાખવાં અને બીછાનાની પણ ગોઠવણ ઓઢવા પાથરવા માટે બરાબર રાખવી જોઇએ ત્યાંની હવાને અનુકૂળ થતાં પણ ચાર પાંચ દિવસ લાગે છે

દહેરાદૂન બહુજ રૂળરૂપ અને રળિયામણુ છે મસૂરીના લીલાછમ પહાડો પશ્ચિમથી પૂર્વ લપકાબંધ પડયા છે અને એ પહાડોની જ તળેટીમાં દેહેરાદૂન વસ્યુ છે

દેહેરાદૂન પાસે સહસ્રધારા કરીને એક જોવા લાયક સ્થળ છે ત્યાં ગંધકી નદીના ધોધ પડે છે ગંધકી એટલે ગંધકની વાસવાળી નદી એ નદી લખનૌ પાસેથી વહી આગળ ગંગાજીને મળે છે

મસૂરીને રસ્તે ઉપર જેમ જેમ ચડીએ છીએ તેમ તેમ હવા હલકી થતી લાગે છે ને સૃષ્ટિ સૌન્દર્યના દેખાવો ધીમે ધીમે બદલાય છે સાગ વૃક્ષો બદલાઇને દેવદારુ આવવા માંડે છે અને ચીન બંધ થતાં ઓકનાં ભવ્ય વૃક્ષો દૃષ્ટિ ગોચર થાય છે ૨૦૦૦ ફીટ ઉંચે જે વૃક્ષો અને વનસ્પતિ હતાં તે ૪૦૦૦ ફીટના ઉંચાણે નથી હોતાં અને ૪૦૦૦ ફીટની ઉંચાઇએ જે વૃક્ષો અને વનસ્પતિ હોય છે તે ૬૦૦૦ પછી બદલાઇ જાય છે હિમાલયનાં તમામ વૃક્ષોમાં દેવદાર બહુ જ જુદા પડે છે અને સુંદર લાગે છે ભક્તો કહે છે કે દેવદાર તો ખુદ પાર્વતીજીએ પોતાને હાથે વાવેલા છે

મસૂરીનું જૂનું નામ મંસૂરી છે પરન્તુ ઇંગ્રેજોના આવ્યા પછી એના રૂપરંગ બદલાઇ ગયાં છે ગરમ મૂલકમાં એ લોકો ઉનાળો

સહન કરી શકતા નહતા. તેથી હવા ખાવા માટે અને ઉનાળામાં ઠંડક મેળવવા માટે એ લોકોએ "હીલ-ગિરિનગરો-સ્ટેશનો" બનાવ્યાં તેમાંનું એક મસુરી છે.

પ્રથમ દર્શને તો એ ગિરિનગર કોઈ યુરોપિયન લોકોના જ શહેર જેવું લાગે. કારણ કે ઉનાળામાં એ લોકોની વસ્તી ત્યાં બહુ રહે છે. જો કે છેલ્લાં વીસેક વર્ષથી આપણા ધનવાન અને મધ્યમ વર્ગના લોકો ત્યાં જતાં શીખ્યા છે અને આર્ય સમાજ તથા શીખ લોકોનાં તો ત્યાં મંદિરો અને ઉતારા પણ થયા છે. આ મંદિરોમાં આપણે લોકો સોંઘી રીતે રહી શકીએ એવી સવડ છે.

મસુરીના બજારનો ભાગ લેન્ડોરના નામથી ઓળખાય છે. ત્યાં દેશી લોકોની વસ્તી છે. આપણી હોટેલો, વીશીઓ ભાડે રહી શકાય એવાં ઘરો, ઇત્યાદિ એ બાજુએ ઠીક હોય છે. ત્યાં મહાદેવજીનું એક મંદિર પણ છે અને હિન્દુઓની ધર્મશાળા છે. દરરોજના માથાદીઠ બે રૂપીઆના ખર્ચે રહેવા ખાવાની સારી ગોઠવણ મસુરીમાં આપણી થઇ શકે અને ઓછામાં ઓછું ૧૫ દિવસ તો ત્યાં જનારે રહેવું જોઇએ એવી મ્હારી સલાહ છે. વધારે રહી શકાય તો શરીરને બહુ જ ફાયદો થાય છે અને આરોગ્ય પ્રાપ્તિ કરીને ઘેર આવી નવા ઉત્સાહથી નિત્ય કામમાં જોડાવાય છે.

ઓછામાં ઓછું ૧ અઠવાડિયાથી પણ સ્થળ જોયાનો સંતોષ તો થાય અને હિમાલયનાં દર્શનનું સુખ મળે. પણ શરીરની તન્દુરસ્તી, મનનું પ્રફુલ્લિતપણું, શિતળતા અને શાન્તિના લાભ તો ૧ મહિના વગર બરાબર ન મળે.

વેપાર ધંધામાં મચ્યા રહેનારા, દહાડો રાત ગધ્ધા વૈતરૂ કરનારા અને સાધારણ સારી સ્થિતિનાં માણસોને હું મસુરી જઇ એકાદ મહિનો દર ઉનાળે ગાળી આવવા આગ્રહ કરૂં ખરો. વિદ્યાર્થીઓ પણ વિદ્યાર્થી અવસ્થા પૂરી કરી ગૃહસ્થ જીવન શરૂ કરતા પહેલાં મસુરી જોઇ આવે એ હું એમના ભાવિ જીવનને માટે લાભદાયી ગણું.

હિમાલય એ તો પહાડોનો રાજા છે. દૂર બરફનાં શિખરો સવાર સાંજ ચમકે છે અને સૂર્યોદય તથા સૂર્યાસ્તના રંગોથી બધું આકાશ હિમાલય પર જેવું શોભી રહે છે એવું તો બીજે કયાંએ જોવા મળતું નથી.

પહાડો પર ફરવાના વાંકાચુંકા રસ્તા, લતામંડપો અને કુંજો, ઝાડોનાં ઝુંડ અને શિખરો તથા તળેટીઓ જોવાનાં ન્હાના પ્રકારનાં સ્થાનો, મસુરીમાં બહુજ મનોરંજક અને મોહક છે.

રંગરંગીત પક્ષિઓ મીઠાં ગાન ગાયાજ કરે છે અને ફુલોની બહાર પણ ઓર છે. કદી નહીં જોયાં હોય એવાં અનેક જાતનાં ફુલોનાં રૂપ અને સુગંધથી તમે મસુરીમાં ખુશ ખુશ થઇ જશો.

સૌથી પહેલાં બરફનાં શિખરો મ્હેં મસુરીમાં જોયેલાં. એ જોવા માટે પાંચ વાગે કકડતી ઠંડીમાં ઉઠીને એક ઉંચા પહાડ પર મ્હડવું પડેલું, સૂર્યોદય પહેલાંથી ગંગોત્રીનાં શિખરો ચળકવા લાગ્યાં એ મસુરીથી સોએક માઇલ દૂર છે. ભુરા પહાડોની લાંબી હાર ઉપરનાં અણીદાર શિખરો ચાંદી જેવાં ચમકતાં હતાં. ધીમે ધીમે સૂર્યોદયથી એ શ્વેત ચમકારમાં ગુલાબી, સુનેરી, નારંગી અને લાલ રંગો ભળ્યા. ત્યાં મ્હેં ઇશ્વરની સ્તુતિ કરી અને હિમાલયનાં અદ્ભુત દર્શન કરાવવા માટે ભગવાનનો ઉપકાર માન્યો.

મસુરીનું માહાત્મ્ય હું આ હિમાલયની યાત્રાને લીધેજ ગણું છું.

શરૂઆતમાં તો ત્યાં મ્હને બહુ ઓછું આવવા માંડેલું. મ્હને લાગ્યા કરે કે હિમાલય જેવા પવિત્ર સ્થાનને ઇંગ્રેજ લોકોએ ભ્રષ્ટ

કર્યું છે ! અહીં વીજળીના દીવા અને સડકો અને બંગલા અને નાચરંગ ન જોઈએ ! પરન્તુ પછીથી ધીમે ધીમે મ્હેં મન વાળ્યું કે નવો સુધારો આખરે તો વિશાળ હિમાલયના બહુજ થોડા ભાગને સ્પર્શ કરી શકયો છે. અહીં પણ ઘણાં એકાન્ત અને ધ્યાન કરવા યોગ્ય સ્થાનો તો છે અને આ સવડો ન હોત તો કોઇ ધનવાનો કે યોગીઓજ આ સ્થાનના લાભ લેઈ શકત. સર્વ સામાન્યને માટે આ પવિત્ર, શાન્ત સ્થાનોના લાભ સુલભ થયા છે તે પણ નવા જમાનાને લીધે છે.

મસૂરીમાં ફરવાની જગાઓ ઘણી છે. પાંચ પાંચ સાત સાત માઇલના ફેરવાના સુન્દર માર્ગો છે, લાઇબ્રેરી પાસેથી દેહેરાદૂન તરફનો આખો માર્ગ દેખાય છે. દૂર જમના નદીના અને ગંગાને મળનારી ગંધકીના પટ દેખાય છે. એક જમણી બાજુએ છે અને બીજી ડાબી બાજુએ છે.

ઉત્તર તરફના માર્ગોથી સો સો માઇલને છેટે આવેલાં ગંગોત્રી જમ્નોત્રીનાં શિખરો, બદ્રીકેદાર ઇત્યાદિ દેખાય છે. વચલી ખીણો ભરચક વનસ્પતિ અને વૃક્ષોથી શોભે છે.

## જનની !

[ બિહાગ ]

હે જનની ભારતમાતા !
વીર-જનેતા વિશ્વે ત્હારા
કીર્તિ ગીત ગવાતા...

પ્રહ્લાદ, ધ્રુવ, શુકજીની
કર્ણ, બુદ્ધ, પરશુની
ભિષ્મ, દ્રોણ, અર્જુનની
જનની ! ગીતા, વેદમંત્રના
સૂર નથી ભૂલાતા

તીલક, દાદા, લજપતની
નહેરુ, સંત, વલ્લભની
રાજ, સુભાષ, મદનની
જનની ! મુક્તિ-મંત્રો ઉર ઉર
નવ યુગે સજાતા...

શી પૂજન કાજ ત્હારે
ફૂલ-માળી, નહિ, પણ હારે
ગુંથ્યા સુતરના તારે
જનની ! અર્પે વિજય નાદે
વંદેમાતરમ્ ગાતા ..

શ્રી ત્રિલોક દેસાઈ

પક્ષીઓનાં ગીતોથી અને દિવસે પણ તમરાંના શાન્ત અવાજોથી મનને ખૂબ આનન્દ થાય છે. શાન્તિ અને સૌન્દર્ય આપણાં હૃદયને ઘેરી વળે છે.

સૌન્દર્ય જોવાનાં ઘણાં સ્થાનોએ બેઠકો બનાવેલી છે અને આખા મસૂરીમાં દિવસ, રાત કે બપોરના ગમે ત્યાં ફરો પણ કોઇ સ્થળે હિંસક પ્રાણીની કે ચોરીની બ્હીક નથી. સાપ કે વીંછી સરખું પ્રાણી પણ ત્યાં રહેવા દેવામાં નથી આવ્યું.

ત્યાંના મજૂર લોકો પ્રમાણિક છે. મજૂરી કરનાર કહે છે કે " સાબ ! કુવી લોક જબ ચોરી કરેગા સંસાર નહીં ચલેગા. "

લીસા આાડ પીચીઝ, કોમળ નાસપતી ચેરીઝ વગેરે ફળો ઠીક મળે છે અને મેથી જુનાઇ સુધી (સીઝન) ગિરિનિવાસની ઋતુ ગણાય છે તે વખતે તો દરરોજ મેળો ભરાતો હોય એવું લાગે છે. વાજાં વાગે છે, ઘણાં પ્રાન્તોના લોકોની મુલાકાત થાય છે અને બધે આનન્દ આનન્દ થઇ રહે છે ! બીજી ઋતુ સપ્ટેમ્બરની છે. એ વખતે પ્રકૃતિસૌન્દર્ય, મે જુન કરતાં અનેકગણું સુંદર બને છે !

ઝૅાસી, ભાઢા અને કામટી નામના ત્રણ ધોધ મસૂરીને અગ્નિ, નૈઋર્ત્ય અને વાયવ્ય ખૂણે આવેલા છે. ત્યાં બપોરનો સમય ગાળવો અને સ્નાન કરવું એ જીવનની એક મોજ છે. કામટી ધોધ સૌથી સરસ છે. એ સ્થળ દૂર છે ખરું પણ ઘોડાં કે ડોળીઓનો બંદોબસ્ત કરીને સાથે ભાથુ લઇને જઇએ તો બહુ મઝા પડે છે. પહાડોના રસ્તા, ગામડાં અને ખેતરો રસ્તામાં આવે છે.

કામટી ધોધથી આગળ પાંચેક માઇલ જવાથી જમના નદી આવે છે. અને જમનાનું મૂળ તો છેક જમ્નોત્રિ પાસે અહીંથી દોઢસો એક માઇલ દૂર છે છતાં એ જાણે અહીં પોતાના પિયરમાં જ મ્હાલતી હોય એવી લાગે છે. મસૂરી હું ૩ વખત ગયેલો છું.

મર્હુમ આબાસ સાહેબે પોતાને માટે એક બંગલો અહીં બાંધ્યો છે.

ત્રીજી વખત અમે ગયા ત્યારે એમને ત્યાં અમને એ ભલાં દંપતીએ ન્હાપાણી માટે બોલાવ્યા હતા. એક વખત અમને ત્યાં સેઇન્ટ નિહાલસિંહ પણ મળેલા.

પંડિત મદનમોહન માલવિયાજી અમારી પાસેના જ બંગલામાં રહેતા હતા. એમના સત્સંગનો લાભ અમને ત્યાં પુષ્કળ મળેલો.

પ્રાન્ત પ્રાન્તનાં લોકગીતોનો સંગ્રહ કરનાર મી. સત્યાર્થી અમને અહીં મળેલા. એમની સાથે ગૂજરાતનાં લોકગીતો વિષે અમે પુષ્કળ વાતો કરી હતી.

મહારાજા કુપરથલાનો અને મહારાજા ગાયકવાડનો મેહેલ પણ મસૂરી પર છે. નામદાર ગાયકવાડ સરકારના મહેલ પરથી તો આખા મસૂરીનું સુન્દર દશ્ય જોવાય છે.

એ બાગના બગીચામાં બેસીને ચહા પીવાનો લાભ અમને મળેલો પણ ચહા કરતાંયે વિશેષ સુખ તો એ બગીચાનાં ફુલો જોવાથી મળ્યું હતું.

મસૂરી ઉપર મ્હેં કુલ ૩ વખત થઇને એકંદરે ચારેક મહિના ગાળ્યા છે. એના તમામ ખાંચા, ખૂંચી, ફરવાની જગાઓ, વન ઉપવનો, ખીણો, લતામંડપો, વૃક્ષની કુંજો, અને અનેક શિખરો તથા ખીણો હું જોઇ વળ્યો છું.

મ્યુનિસિપાલીટીએ ત્યાં એક વનસ્પતિ સંગ્રહ એટલે બૅાટનીકલ ગાર્ડન પણ કર્યો છે. એ ન્હાનો છે પણ સુન્દર છે. ત્યાંના ઉંચા દેવદાર વૃક્ષોની નીચે બેસીને કુદરતનાં ન્હાના પ્રકારનાં દશ્યો જોઇને મ્હેં ખૂબ આનન્દ મેળવ્યો છે. અને હિમાલયની યાત્રાનું પુણ્ય લીધું છે.

સ્વ. સર ચીનુભાઇએ પોતાને માટે એક બંગલો મસૂરી પર લીધો હતો અને વર્ષો વર્ષ ઉનાળામાં પોતે ત્યાં જતા. એમને આ સ્થળ બહુજ પ્રિય હતું. એમણે ત્યાં મિત્રો પણ કરેલા.

એક એમના મિત્ર ત્યાંના સુપ્રસિદ્ધ વકીલ હતા. એ કાશ્મિરથી સ્વ. મોતીલાલ ન્હેરુ સાથે આવેલા.

એમણે અમને પોતાના બાળપણની એક વાત કહી હતી. એ કહે "એક લાલસિંહ હતો. એણે અમારા સ્વદેશનો દ્રોહ કરી ઇંગ્રેજ સરકારના તાબામાં કાશ્મિર મૂકી આપેલું. પણ પછીથી તો બધા દેશદ્રોહીઓની વલે થાય છે એવી જ વલે એની થઇ. અહીં જ દહેરાદૂનના એક બંગલામાં ઇંગ્રેજ સરકારે એને નજરકેદ રાખ્યો હતો પણ પેન્શન સારૂં બાંધી આપેલું અને કંઇ ઠાઠથી રહી શકતો.

હું મેટ્રીકમાં ભણતો હતો અને એમને ઘેર જતો આવતો. એવામાં એક દિવસ એક નાનકશાહી આવ્યો.

નાનકશાહી તો પોતાનાં લોહાનાં કડાં પર કાજી લાકડી લગાવતો જાય અને બેતો ઉપર બેતો ગાતો જાય. એક બેત એ બહુજ જુસ્સાથી ગાવા લાગ્યો. એ આખી બેતમાં

કાશ્મિરની પકતાનો પ્રતિકાર્ય હતો છેની કડીમાં "નિમક હરામ લાભસિંહ" એવું આવતું હતું બધા નોકર ચાકર રોજે વગીને નાનકશાહીને સાંભળતા હતા હું પણ ત્યાં હતો

લાભસિંહ બગલામાં હતો એણે નાનકશાહીને પાસે બોલાવ્યો અમે સમજ્યા કે નાનકશાહીના ભોગ લાગ્યા કારણ કે લાભસિંહ મજબૂત હતો અને નાનકશાહીને મારવા ધારે તો મારી શકે એવી એનામાં તાકાત હતી

પરન્તુ એમણે તો એ આખીયે કરુણ કવિતા ધ્યાનપૂર્વક સાંભળી આંખમાંથી ડબક ડબક આંસુ પાડવા લાગ્યા નાનકશાહીને બક્ષિસ આપવાની અને વિદાય આપતા એટલું જ બોલ્યા કે "નાનકશાહી ! આપ એટના શબ્દો ઉમેરજો કે એ કમબખ્ત લાભસિંહ જીવે છે"

## સમયસરના ઉપાયે જીવનની થતી ધૂળધાણી અટકાવી

દેસાઈને જીવન સ્વર્ગતુલ્ય લાગતું હતું તે પોતાના ઉપરીનો વિશ્વાસુ મંત્રી હતો અને સારી એવી આવક કમાતો હતો તેના પોતાના સ્વભાવને ગમતા ઘણા મિત્રો હતા અને તેની માયાળુ માતા તેની સગવડ પૂરેપૂરી સાચવતી હતી આવા સ્થાનમાં, પોતાના કાકાની પુત્રી સુશીલા, જેને મેળવવા માટે બે વર્ષથી તે ખંતથી મથતો હતો, તે છેવટે તેને પરણવાને કબૂલ થઈ ૨૫ વર્ષની ઉંમરના નવજવાનને આથી વધુ શું જોઈએ ?

એક દિવસ સાંજે, મુંબઈની આબોહવામાં સામાન્ય થઈ પડેલ એવા ઓચિંતા માવઠાંથી દેસાઈ પલળી ગયો. બીજે જ દિવસે તેની છાતીમાં શરદી થઈ આવી અને તેની માતાએ ઘણું ઉપાયો અજમાવી જોયા, પણ તેની બહુ જ થોડી અસર થઈ અને ઉધરસ ચાલુ રહી દેસાઈએ આના તરફ બહુ લક્ષ ન આપ્યું એક રાત્રે જ્યારે તે સુશીલાના માબાપો સાથે વાતચીત કરતો હતો, ત્યારે હમેશ કરતાં વધુ ખાંસી આવવા માંડી, આથી તેના ભવિ સસરા અને સાસુને બીક લાગી અને તેને ચોકખું જણાવી દીધું કે તેઓ પોતાની પુત્રી ક્ષયની ધરતીવાળાને આપશે નહીં દેસાઈનું હૃદય ટુકડા થઈ ગયું અને એથી તેની ખાંસી વધી

દેસાઈના વડાએ પોતાના તરફથી બને એટલી રીતે તેની ખાંસી નિવારણ યત્ન કરી જોયો, પણ જ્યારે તેણે વધુ ખરાબ રૂપ લીધું અને આખા ઓફિસના કામમાં દખલ થવા લાગી, ત્યારે તેણે દેસાઈને અર્ધા પગારે ત્રણ મહિનાની રજા લેવાનો આગ્રહ કર્યો. તેના વિચારોની લીલી વાડી સુક્કા વેરાન નિર્જળ રણ જેવી થઈ ગઈ અને હવે દેસાઈને માટે જીવન જીવવા જેવું ન રહ્યું. થોડા દિવસ બાદ દેસાઈનો જૂનો શાળામિત્ર ગુપ્તે તેને મળ્યો અને તેની પાસેથી તેના દુર્ભાગ્યની વાત તેણે જાણી ગુપ્તેએ સિરોલીન સીરપ (શરબત) લેવાની ભલામણ કરી અને શરત પર મારી કે જો તેની ભલામણનો અમલ થાય તો ૧૪ દિવસમાં દેસાઈની ખાંસીનો અંત આવી જશે દેસાઈ ગુપ્તેના ઉત્સાહને વશ બન્યો અને શરત સ્વીકારી ગુપ્તે શરત જીત્યો અને તેણે જીતવી જ જોઈએ, કારણ કે તેણે ખાંસી અને શરદીના ઉપાય તરીકે "સિરોલીન રોશે"ની પસંદગી કરી હતી દેસાઈના લગ્નનો દિવસ નક્કી થઈ ગયો અને હવે ગુપ્તે પોતાની શરતની રકમ, દેસાઈને લગ્ન દિને મળનારી મોટી રકમની ભેટમાંથી મેળવનાર છે

# સતી સીતાનાં સંભારણાં

લેખિકા : કુ. બિન્દુ ચ્યવનરાય આચાર્ય

સતી સીતાના નામથી તો ભાગ્યેજ કોઇ અણજાણ હશે માતા પૃથ્વી, પાલક પિતા જનક, સ્વામી રઘુવીર રામચંદ્ર અને સ્વામીએ પરિત્યાગ કર્યા પછી આશ્રય દીધો ઋષિ વાલ્મીકિએ. ખેતરમાં હળ ખેડતાં મળી આવેલી લાકડાંની પેટીમાંથી જનક વિદેહીને પ્રાપ્ત થયાં. એમણે પાળી પોષી મોટાં કર્યાં. પરશુરામે આપેલાં ધનુષ્યનો ઘોડો કરી જનકરાજાના મ્હેલમાં એ રમતાં, પિતાએ રામચંદ્ર સાથે પરણાવ્યાં. એ જમાનાની રાજકુંવરીઓ તો સ્વયંવર રચી પરણતી. એમનાં જીવનમાં આપણને તડકા છાંયડાની અવનવી રમતો નીરખવાની મળે છે. લાકડાંની પેટીમાંથી જનકરાજાના મ્હેલમાં અને ત્યાંથી સરયૂને કિનારે આવેલી અયોધ્યાની મોંઘેરી મ્હેલાતોમાં મ્હાલ્યાં. અને પછી ? દંડકારણ્ય, ચિત્રકૂટ અને પંચવટીના પ્રદેશોમાં જંગલને મંગલ બનાવી, કઠોર શિલાઓને સુકોમળ આસન બનાવી સ્વામી સાથે દિવસો વ્યતીત કર્યા. પછી માની રાજા રાવણની અશોક વાટિકામાં રાક્ષસ પરિવારથી ઘેરાઇ ભય અને વિમાસણ ભરેલે હૈયે સ્વામી વિયોગ સહન કર્યો સ્વામીએ બંધન મુક્ત કર્યાં એટલે આવ્યો અગ્નિ પરીક્ષાનો વારો. એ પરીક્ષા પણ પસાર કરી: जातवेदो विशुद्धा. પુષ્પક વિમાનમાં બેસી સ્વામી સાથે અયોધ્યા પાછાં આવ્યાં રાણી બની અયોધ્યાની આંખોના નમસ્કાર ઝીલ્યા અને રામચંદ્રે ત્યાગ કર્યો ત્યારે મુનિ વાલ્મીકિની દયા માગી વાલ્મીકિના જ આશ્રમમાં તેજસ્વી કુમાર લવ તથા કુશનો જન્મ થયો. પુત્રજન્મ પ્હેલાં જ, પોતાનાં શરીરને અનુરૂપ ન્હાના ઘડાથી વૃક્ષોને પાણી પાઇ પુત્રસ્નેહનો આસ્વાદ લીધો. પહેલે દિવસે આશ્રમમાં પવિત્ર મૃગચર્મની પથારી અને ઇંગુદીનાં તેલનો દીવો જોઇ તેમને રોશનીથી ઝગઝગતો સર્વ સુખચેનની સામગ્રી સમર્પનારો અયોધ્યાનો રંગમ્હેલ શું યાદ નહિ આવ્યો હોય ? પછી તો રામની પ્રતિકૃતિસમાં બે બાળુડાંને ઉછેરવાનાં કામમાં ગૂંથાઇ પતિવિરહથી અકારા બનેલાં જીવનને કંઇક અંશે મધુર બનાવવા પ્રયત્ન કર્યો. મુનિ વાલ્મીકિએ જ્યારે રામને તેમનો ફરી સ્વીકાર કરવા કહ્યું ત્યારે રામે જવાબ આપ્યો કે ' ભલે હું સ્વીકાર કરૂં; પણ તે પ્હેલાં લોકોની સમક્ષ મૈથિલી પોતાનાં સતીત્વને આંચ નથી આવી એવું સાબીત કરી આપે. ' એટલે આવ્યો બીજી પરીક્ષાનો વારો. ભગવું વસ્ત્ર, નીચે ઢાળેલી નજર અને સૌમ્ય શરીરને લીધે જ એમની વિશુદ્ધતા દેખાઇ આવતી હતી. વાલ્મીકિ શિષ્યે આપેલાં પુણ્યજળનું આચમન કરી સતી માતાએ નગરવાસીઓ સમક્ષ સતીત્વભર્યા શબ્દો ઉચ્ચાર્યા:—

वाङ्मनः कर्मभिः पत्यौ
व्यभिचारो यथा न मे
तथा विश्वंभरे देवि
मामन्तर्धातुमर्हसि ।

" જો સ્વામી પ્રત્યેનો ધર્મ બજાવવામાં હું મન વચન ને કર્મથી શિથિલ રહી ન હોઉં તો પૃથ્વીમા મને પોતાનામાં સમાવી દે."

અને ખરેખર પૃથ્વીએ સીતાને પોતાના વિશાળ પેટાળમાં સમાવી દીધી. છેવટે પોતાની પુત્રી પૃથ્વીમાતાએ રામના હાથમાંથી ઝુંટવી લીધી.

અયોધ્યા આવ્યા પછી સીતાએ ભાગી-

રથીનાં તીર પરનાં તપોવને ફરવા જવાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી. રામે ઇચ્છા પરિપૂર્ણ થશે એમ કહ્યું હતું. નગરમાં ફરવા મોકલેલા જાસૂસો આવી ખબર કરી કે રાક્ષસનાં ઘરમાં રહી આવેલાં દેવીનો સ્વીકાર કર્યો તેથી પ્રજા રામને નિંદે છે. એટલે રામે લક્ષ્મણને હુકમ કર્યો કે સીતાને રથમાં બેસાડી ભાગીરથીનાં તીર પર લઈ જાઇ ત્યાં તેનો ત્યાગ કરો. લક્ષ્મણે એમ કર્યું. સીતાએ લક્ષ્મણ મારફત રામને ઉપદેશ કહાવ્યો:—

"કહેજો એ રાજાને કે વગરવાંકે મારો ત્યાગ કર્યો એ એના જેવા વિદ્વાનને યોગ્ય છે કે ? પણ— ના, નાં, એમાં વાંક એનો નથી; મારોજ કોઈ પૂર્વજન્મના પાપ હશે. પહેલાં, રાક્ષસોથી પીડિત ઋષિપત્નીઓ મારે શરણે આવતી. તે કાળે એમનું રક્ષણ બનેલી હું આજે હવે કોને શરણે જાઉં ? તમારા વિરહથી નિષ્પ્રયોજન બનેલા આ જીવનનો હું ત્યાગ કરું ? ના સંતતિને માટે થોડો વખત મારે જીવવુંજ જોઇએ. હશે કંઈ નહિ વર્ણાશ્રમપાલન એ તો રાજનો ધર્મ છે, તો મને એક સામાન્ય તપસ્વિની સમજી મારું રક્ષણ કરજો. પ્રસૂતિ થયા બાદ હું તપ કરીશ અને માગીશ કે જન્મોજન્મ મને આજ સ્વામી મળજો. ફક્ત આવો વિયોગ ન નડશો."

સંદેશો શું સતીત્વનો સાક્ષી નથી ? ક્રોધના આવેશમાં પહેલો તો સ્વામીને દોષ દીધો; પણ પછી દુઃખનું કારણ પોતાનાંજ ભવપૂર્વે કરેલાં પાપ છે એમ કહી સતીએ સતીત્વ દાખવ્યું. સ્વામીએ ગમે એટલું દુઃખ દીધું, ભયંકર સ્થિતિમાં, અઘોર વનમાં વિના અપરાધે એકદમ ત્યાગ કર્યો તો પણ સતીની પ્રાર્થના તો એક જ કે "ભવોભવ મને આજ સ્વામી મળજો." કઈ સામાન્ય સ્ત્રીનું આમ બોલવાનું ગજું છે ?

સ્વામી સાથે અયોધ્યા આવ્યાં અને શ્વશ્રૂઓને પ્રણામ કર્યાં ત્યારે પણ તે એમ બોલ્યા હતાં કે:—

क्लेशावहा भर्तुरलक्षणाहं
 सीतेति नाम स्वमुदीरयन्ती
स्वर्गप्रतिष्ठस्य गुरो
 र्महिष्यावभक्तिभेदेन वधूर्ववन्दे ।

"સ્વામીને દુઃખ આપનારી હું અપશુકનિયાળ સીતા રાજમાતાઓને વંદન કરું છું." એનાં જીવનમાં બન્યું તો એમ જ

## સ્વાતંત્ર્યદિન ×

સ્વતંત્રતાનો સૂરજ પ્રકટ્યો ભારતના આકાશે
પ્રકાશ પ્રેરક ચોગમ પ્રસર્યો આર્યોના આવાસે
 સ્વતંત્રતાનો૦

ઊંચે ઊંચે પંખી પેઠે ઊડે વિતાને
ઉલ્લાસે મુખ મલકે મુક્તિ ગાને,
નીડરતાથી નીરે રમતાં સ્વજનોનાં મહુવારો.
 સ્વતંત્રતાનો૦

મહેરામણ આ મસ્ત બનીને ગાજે ડંકા રે
નિર્ઝર ગાએ વરસ્યાં ઝીણાં તા...રે,
(ત્યારે) ચરખા ચાલે તકલી તીણાં તા રે,
આઝાદીની જ્યોતિ ઝળકે, ભવ્ય દિશાઓ ભાસે..
 સ્વતંત્રતાનો૦

મહેંદ્રકુમાર મોતીલાલ દેસાઈ

× મહાસભાવાદીઓ તરફથી ઉજવાએલા સ્વાતંત્ર્ય દિને સભાઓમાં ગવાએલું એક ગીત

છે કે એમણે સ્વામીને દુઃખ આપ્યું છે ને સ્વામીએ એમને દુઃખ આપ્યું છે પરંતુ બન્ને એવાં નમ્ર કે પોતે જ બીજાને દુઃખ આપ્યું છે એમ કહી પોતાની જાતને અભાગી માને. સીતાએ સુખ તો બહુ જ થોડું ભોગવ્યું; પણ જો એ સુખી થયાં હોત તો તેમના આ ગુણો દુનિયાને બતાવી આપવાની સુંદર તક પણ એમને સાંપડત નહિ.

સતી માતા ! હિંદની સ્ત્રીઓમાં તમારાં સતીત્વનો અંક મૂકી, તેમને વીરપત્ની અને વીરસૂ વિશેષણને લાયક ન બનાવો ?

## નારી જાગરણ

પુરૂષના જીવનની કલ્પના સ્વતંત્ર રૂપથી કરવામાં આવે છે, પરંતુ સ્ત્રીના જીવનની કલ્પના સ્વતંત્ર રૂપથી કરવામાં આવતી નથી. પ્રકૃતિએ સ્ત્રી અને પુરૂષને એક બીજાના પુરક અંશો બનાવ્યા છે તો તેનો હું વિદ્રોહ કરવા ઇચ્છતી નથી. પરંતુ ફક્ત ઉપભોગનું સાધન બનવામાં મને અભિમાન થતું નથી.

આ જીવનમાં સમાન રૂપથી સ્ત્રીઓ કેમ ન ઓળખાય ? સ્ત્રી અને પુરૂષ સમાન ભાગથી જીવન-સંઘર્ષમાં કેમ ભાગ ન લે ? આપણા આગેવાનો અને વિદ્વાનો સિદ્ધાંત રૂપે આ વસ્તુ માને જ છે, પરંતુ જ્યારે પુરૂષના એકતંત્ર શાસન ઉપર આંચ આવે છે ત્યારે આર્થિક અને બીજી દલીલો શરૂ કરવામાં આવે છે. તેઓ જણાવે છે કે રાષ્ટ્ર નિર્માણમાં સામાજીક ઉન્નતિના કાર્યમાં સ્ત્રીઓ અને પુરૂષોએ ખભે ખભા મીલાવી કામ કરવું જોઇએ. જ્યારે આ સિદ્ધાંત નાનામાં નાના પારિવારિક જીવનમાં અમલમાં મુકવાનો અવસર આવે છે ત્યારે સ્ત્રી અને પુરૂષ પોતાની જીવિકા એક સાથે કમાય ત્યારે પુરૂષના મુખ ઉપર ગ્લાની દેખાય છે.

પત્ની કમાવા જશે ? અત્યંત ઉદાર કહેવાતા સજ્જનોના મુખ પણ નીચાં નમી જાય છે, ' બાયડીની કમાઈ ખાવા વાળા ? ' આ વાકયમાં કેટલું અપમાન અને કેટલો તિરસ્કાર ભરેલો છે, પણ આ અપમાન કોનું છે ? પુરૂષનું ?-નહી. હું સમજુ છું-આ અપમાન સ્ત્રીનું છે. તે એટલી નાચીજ, એટલી તુચ્છ મનાય છે કે તેની કમાણીની આશા જ નથી રાખી શકાતી. × × × × અને આર્થિક વ્યવસ્થાના અંધારાનું શું ? આજે એક ચાળીસ રૂપીયાનો પુરૂષ ભણેલી ગણેલી સ્ત્રી સાથે લગ્ન કરવા ઇચ્છે છે. શિક્ષિત પુરૂષ સમજે છે કે ઘરની સફાઈ, વાસણ કુસણ વગેરે કામ હલકાં છે. તે જાતે જ આ કામ કરવું પસંદ કરતાં નથી. ભણેલી સ્ત્રી પણ આ કામ કરવા ના પાડે તો તેમાં આશ્ચર્ય શું ? હવે તે પુરૂષને નોકર રાખવો પડે. સમાજમાં સારા ગણાવા પોતાને અને પોતાની સ્ત્રીને સારાં કપડાં જોઇએ. પણ તે કયાંથી લાવવાં ? પુરૂષ તેની સ્થિતિ ઉપર વિચાર કરે છે તો તેને સમજાય છે કે શિક્ષિત સ્ત્રી આફત રૂપ છે. તે સફેદ હાથી છે, પણ પુરૂષ અને સ્ત્રી બંને કમાવા જાય તો પુરૂષનું નાક કપાઈ જાય છે.

સ્ત્રી એ ગૃહદેવી મનાય છે પરંતુ આજે તેની દશા એક બાંદી-ગુલામડી કરતાં પણ બૂરી છે. પુરૂષો સ્ત્રીઓને બાંદી બનાવીને દેવી કહે છે એ એમની કૃપા તો ખરીજ ને ! શું સ્ત્રીઓ તેમની કૃતજ્ઞ નહી ?

# જેઠામામા

## પુનર્લગ્ન અને આંતરજાતીય લગ્ન જરૂરી છે

લેખિકા : સૌ. જયવતી દેસાઇ

હું-હું-અં-હું-અં-હું-મા-શાહે જવું સેઃ-મા શહિ જવું સે-(મા પાસે જવું છે)

રાતના બારના સુમારે શેરીમાં શાંતિ પથરાઇ રહી હતી તેવે વખતે ઉપલી જાતનો અવાજ આવતો હતો.

થોડીવાર કાન માંડયા જેઠામામાના ઘરમાંથી એનો એ અવાજ આવતો હતો શું હશે ? કોણ હશે ? જેઠામામાના ઘરમાં તો કોઇ રડે એવું નથી. કમળી ને ગગા બે એનો તો સાસરે ગઇ છે અને ડોસા ( જેઠા મામા ) બહારગામ ગયા છે.

અવાજના કારણે ઉંઘ ન આવી મોટાને જગાડયો, નાનાને જગાડયો, એમના જાગવાના અવાજથી કીકીને ઉંઘ પણ જાગ્યાં. ન્હાનાં છોકરાં તો ભૂત રડમસ બીન્યાં. કારણ કે પોળનાં કેટલાંક લોકો કમળીની મા ભૂત થઈ છે એમ કહેતાં. ભૂત શાનું ? કહી અમે વઢતાં. અત્યારે તો કલાક થવા આવ્યો. જેમ રાત વધતી ગઇ તેમ અવાજ સ્પષ્ટ આવવા માંડયો. અવાજ કોઇ કુમળા બાળાનો લાગ્યો.

બારણું ઉઘાડી ઓટલે આવી પાડોશનાં બાપી એનને જગાડયાં. જેઠામામા પુરૂષ-જો કે વૃદ્ધ, પણ રાતના એમના ઘરમાં એકલું જવું ઉચિત ન ધારી સાથે બાપીબેન તથા મોટાને લીધા.

જેઠામામાને ખૂબ પાડી બારણું ઉઘડાવ્યું. બારણું ઉઘાડતાં અસ્તાં તસ્તાં કર્યાં પણ નિકટના સંબંધીને કંઇ ઓછી જ ના કહેવાય છે ?

ઘરમાં પેઠાંને પહેલા જ ઓરડામાં બારેક વર્ષની બાળા ફાટેલાં જૂનાં કપડાં પહેરીને બેઠી હતી તેજ ખુબજ રડતી હતી. માં-શહિ-જવું સે, તે અમને દેખીને બંધ પડયું પરંતુ રડવાનું તો કાયમ જ રહ્યું. અમને દેખીને રહેજ શાંત રહી.

હું તે બાળાની પાસે બેઠી, ખુબ પંપાળી પાણી પાયુ ને ધીમેથી પટાવી પટાવીને તે કોણ છે કેમ રડે છે વિ. પૂછ્યું.

તે ઉત્તર આપે તે પહેલાં તો જેઠામામા જ બોલી ઉઠયા. " જુઓને મારૂં ઘડપણ, છોકરીઓ છોકરીઓને સાસરે, હું એકલો, છોકરો હોત તો વિચાર સરખાયે ન આવત. તમારી મામી મરી ગયાં પછી મને તો ખુબ એકલવાયું લાગતુ ' મળતું વસાયુ ' એટલે કાઠીઆવાડ બાજુથી બે હજાર રૂપિયા આપીને લગ્ન કર્યા છે. અને આ ગાડીમાં જ બઇને આવ્યો છું. "

મનમાં તો મેં ડોસાને ખુબ ગાળો ભાંડી, પરંતુ બાળાને હાથે મીંઢળ જોયાં, ચોરીમાં લીધેલી છબી જોઇ, એટલે વિધિસર લગ્ન થઇ ગયાં છે એમ સિદ્ધ થયું. આ અવતારમાં તો સરકારનો એક પણ કાયદો એ લગ્ન રોક કરી શકે એવો નથી, એટલે હવે પબાડા મારે શું વળવાનું હતું ? બાળકી એની માથી વિખુટી પડી એ દુઃખે રડતી હતી.

" જલ્વે ઇલાહી બર આમદ કરદ મુજરા બા અદબ ' ઇશ્વરની જ્યોતિ ( બાદશાહ )ની પધરામણી થઇ ચૂકી છે નમ્રતાપૂર્વક અભિવાદન કરો આ સાંભળતાંજ એક અમીર પોતાની જગ્યાથી ઉઠતો આગળ વધી બાદશાહની સન્મુખ આવી અભિવાદન સ્થાન પર ઉભા રહી ત્રણ વાર નમીને પ્રણામ કરતો જે સમયે નમન થતુ તેજ સમે અમીરની માન મર્યાદા અનુસાર ચોપદાર તેની ઓળખાણ બાદશાહને કરાવતો આમ સર્વ દરબારીઓ એક પછી એક અભિવાદન કરતા.

ઉપર્યુક્ત વર્ણન પરથી સહજ રીતે જાણી શકાય છે કે બહાદુરશાહનુ જીવન સાધુ જીવન હતુ અધિકાર ખોતાં પ્રજાને પ્રસન્ન કરવાનો અવસર તેને ન મળ્યો, તેમ છતાં પણ પ્રજા તો તેના સાધુ જીવનને નિહાળી હૃદયથી આદરતી હતી, બહાદુરશાહ પોતે પણ પોતાના આ જીવનમાં સતોષ માનતો પણ કુદરતને આ ન ગમ્યુ

## ૧૮૫૭ નો બળવો

ઇ સ ૧૮૫૭ નુ વર્ષ આવે છે લોર્ડ ડેલ્હાઉસી તેની ખાલસા નીતિથી પ્રજાના હૃદયને સળગાવી ગયો હતો તેની આ નીતિથી અસતોષની આગ સળગી હતી. તેના સ્વદેશગમનની સાથેજ બળવાનાં ઝાંખાં દર્શન થતાં હતાં આ સળગેલી આગ સળગીને પ્રજ્વલિત થઇ ઉઠે છે, જોતજોતામા સમગ્ર દેશમાં અરાજકતા, અ ધાધુધી, મારફાડનાં રાજ્ય જામે છે મીરતના દેશી સૈનિકોએ આ બળવાની શરૂઆત કરી બીજા શબ્દોમાં કહીએ તો બહાદુરશાહના અ ત ની શરૂઆત થઇ મોગલ શાસનના પતનની શરૂઆત થઇ બળવો વધતો જ ચાલ્યો. ભારત વર્ષના કેટલાયે શહેરોમાં વિશેષે મીરત, દીલ્હી, કાનપુર અને લખનૌમા રણચંડીનુ કરાલ ભીષણ નૃત્ય શરૂ થયુ અનેક હિન્દીઓ અને પીરંગીઓ મૃત્યુની નિદ્રા લેતા સદાને માટે સૂતા કેટલાયે સૌભાગ્યવતીઓ વિધવા બની, કેટલાયે બાળકો અનાથ બન્યા. કેટનેયે સમય આવો રક્તપાત થતો રહ્યો બહાદુરશાહ જો આ બળવામા સામેલ થયો ન હોત તો તેનુ જીવન શાંતિ અને આનદમા પસાર થાત, પણ તે બળવામા ભળ્યો જ્યારે દિલ્હીની સેનાએ અગ્રેજી લશ્કરથી હાર ખાધી ત્યારે બાદશાહ બહાદુર શાહ પ્રાર્થના કરતાં બોલ્યો, " ખુદા મારા જેવા બુઝુર્ગની પરીક્ષાનો સમય આવી પહોંચ્યો છે મ્હને તુ સતોષ અને સાહસ આપ કું આ પરીક્ષામાં ઉત્તીર્ણ નહિ થાઉં મ્હારી લાજ ત્હારા હાથમાં છે ખુદા આ કઠોર અભાગી સિપાહીઓને જ્ઞાન આપ કે તેઓ નિર્દોષ સ્ત્રી બાળકો પર જુલ્મ ન કરે હુ આ ક્રૂર કાર્યને જરાયે પસદ કરતો નથી ત્હારા સિવાય કોને કહું ? પ્રભો, તુંજ સર્વનો હાકિમ છે "

## રાજા મટીને રંક !

થોડા દિવસ પછી મામલો શાંત પડયો. અગ્રેજોએ પુન પોતાનુ પ્રભુત્વ જમાવ્યું. બળવામાં સામેલ થયેલા ઘણા સિપાઇઓ નાશી ગયા, કેટલાકને મૃત્યુદંડની શિક્ષા થઇ બહાદુરશાહનો પણ વારો આવ્યો ! તેને બળવાખોરોને પ્રોત્સાહન આપવા માટે તથા તેમને આશ્રય આપવાના કારણે અપરાધી ઠરાવવામાં આવ્યો બસ—

અત નમુદ્દ હુઆ પરદા ફી રાતે આઇ
જીનકા સદેશા થા મુદ્દ પર વહી બાતે આઇ

જે વાતની આશકા હતી તેજ પ્રત્યક્ષ આવીને ઉભી રહી બહાદુરશાહ બાલબચ્ચા સહિત લાલ કિલ્લાથી હુમાયુના મકબરા તરફ ચાલ્યો ગયો, પણ અગ્રેજોના કોપને કારણે ત્યાં પણ તેની રક્ષા થઇ નહિ ત્યાંજ તેને ગીરફતાર કરવામા આવ્યો બહાદુરશાહને જ્યારે કેદ કરી દિલ્હી લાવવામાં આવ્યો ત્યારે

# કવિતા કે લવીતા

( ગઝલ )

શશિને નાવડે બેસી કવિ આકાશમાં મહાલે,
શિશુને ખેલવા કાજે મણિમય તારલા ઝાલે !

પીએ સંગીતના પ્યાલા સુણીને રવ સરિતાનો;
ખૂંદે મુશાયરા મોટા બનીને ખાં કવિતાને !

ખૂટયું છે તેલ દીવામાં ગૃહિણી રાહ જુએ છે,
શિશુઓ કોડીયો કાજે કરી કકળાટ રૂએ છે;

પીવાના દૂધનું ટીપું પરન્તુ છાશ છે ટાઢી,
કવિને ખેલવા છે ટારડી પીલે ન એકાદિ !

રમે કોળાંબડી વાયુ બનીને ચોટલે રમણી,
અમર કરતો કવિતામાં પ્રિયાની આંખ બે નમણી;

દીએ છે દાનમાં રાજ્યો સમરકંદો બૂખારાનાં !
પ્રિયાના સ્મિતને સાટે કવિતાના લવારામાં.

મર્લીદો છે ઘસું માથું નથી ધૂપેલનું ટીપું,
નથી ઘી દૂધ ખાવાને સૂઝે છે રાતના ઝાંખું,

ન કીધું સ્મિત જીવનમાં રડીને ખોઇ છે આંખો;
સમરકંદો બૂખારા કયાં, કવિનો ખોખલો ઝાંપો !

પીધો છે કાવ્યનો શીશો નીશાએ જોર કીધું છે,
તૂટેલે ખાટલે મયૂરાસનોનું સ્થાન લીધું છે.

લડયો છે લેખણો લઇને સમરમાં એકલો ઘૂમી;
તૂટેલાં હાંડલાં ફોડયાં ગણ્યું ચકવે કરી ભૂમિ !

કવિ રાજા થયો છે તો પછી પીડા રહી છે શી ?
કહે પત્ની અને શિશુ કવિ થઇને ઊઠાડયો દી–

થયો છે રોગ વાયુનો અને દારિદ્ર જીત્યાં છે;
અરે ! એવી કવિતા તે કવિતા કે લવીતા છે ?

દેવકૃષ્ણ પીતાંબર જોશી

બની ગયું. એક માણસ પોતાની બહાદુરીનો પરચો બતાવતો હોય તેમ હાથ લાંબા ટૂંકા કરતો બોલવા લાગ્યો: "એ સાલ્લો એના મનમાં શું સમજે છે? એનાં બાપની તો ગાડી નથીને? એણે સાલાએ પૈસા આપ્યા છે તો બીજાએ શું કાંકરા આપ્યા છે? એવા મોટા તિસ્માર્ખાંના બેટા હતા તો જોડાવવુંતુંને સલુન'ને જો સાલ્લો વાત લાંબો છે કમ બ-ખ"...આગળ વધતો ગાલી પ્રહાર ઘોંઘાટના ઘેરા વાતાવરણમાં દબાઈ ગયો. અનેક ઝગડા પતાવતાં પતાવતાં રીઢો બનેલો સ્ટેશન માસ્તર મારી આગળથી પસાર થયો, થોડી વારમાં જેમ કોઈ જાદુઈ લાકડીની અસર થઈ હોય તેમ લોકો વિખેરાઈ ગયા. રૂપેશ અને એના મિત્રો, બનેલા બનાવની થેકડી ઉડાવતા મારી આગળ આવી પહોંચ્યા.

મને જોતાં રૂપેશ બોલ્યો: "જોયું કે નિલિ! આ અમદાવાદ સ્ટેશનના ઝઘડા? આ તો પુરુષોનો ઝઘડો હતો તે જલ્દી પત્યો પણ જો સ્ત્રીઓ હોત તો તો એમની ચોટલાની ખેંચાખેંચીમાં કોની મગદૂર કે છોડાવી શકે. કહેવાય અબળા પણ મારપીટ ઉપર ચડે ત્યારે ભલભલા ચમરબંધીને પાણી હઠાવે, અને આ જાતના સંજોગોમાં તારે વળી પાછું થર્ડ કલાસમાં બેસવું હતું ને?" કહી રૂપેશ જરા વધારે કાળજી બતાવતાં બોલ્યો: "જો નિલિ! બરાબર બાર વાગે વડોદરા આવશે, માટે ધ્યાન રાખજે, વળી અધુરામાં પુરું તું તો પેલી તારી હાધારંગી બહેનપણીને ત્યાં ઉતરવાની છું ને?"

"હા, એણે બિચારીએ મને કાગળ લખી એને ત્યાં ઉતરવાને ખુબ આગ્રહ કર્યો છે એટલે મારે તો એને ત્યાં ઉતર્યા વિના બિલકુલ ચાલે એમ જ નથી." મેં કહ્યું.

"પણ જોજે એ તારી ડગળાપાયા બહેનપણીમાં બહુ વિશ્વાસ મૂકવા જેવો નથી. એ તો ગાંડુ છે, વેળ આવશે તો સ્ટેશન ઉપર આવશે, નહિ તો એવી તો ટોલ્લે ચડાવશે. યાર આપણે તો એનામાં બહુ વિશ્વાસજ રાખતા નથી!" રૂપેશ ચિંતાતુર વલણ બતાવતાં બોલ્યો.

"ના ના તું તો અમસ્તો એને ઉતારી પાડે છે. હવે તો એ પણ ઉમ્મર લાયક થઈ છે. વળી હવે તો કોલેજમાં જાય છે. મને તો એનો લગભગ પાંચ સાત વર્ષે ભેટો થશે. પણ મને એક જણે કહ્યું હતું કે ભણવામાં પણ ઘણી હુંશીયાર છે." મેં સખિનો બચાવ કરતાં કહ્યું.

"અરે ત્યારે તો તને એના સ્વભાવની કશી ખબરજ લાગતી નથી." રૂપેશે ચલાવ્યું. "એના ભણવામાં કશોજ ઢંગ નથી. એ તો રોજની ચાવનની ધૂનો ઉપર જીવન વિતાવતું બહુરૂપિ પ્રાણી છે. તને ખબર છે નિલિ! આવડી વીસ-પચીસ વર્ષની થઈ પણ પોતાનું નામ શું રાખવું તેજ નક્કી નથી કરી શકતી. રોજને રોજ કંઈ ઉપાધિઓ ઉભી કરી પોતાનું જીવન અર્થ વિનાનું ઘસડે રાખે છે. બિચારી એની માશી પણ હવે તો કંટાળી છે. તું એને હાલમાં કયા નામથી ઓળખે છે?" રૂપેશે જરા હસીને મને પૂછ્યું.

"છેલ્લા કાગળમાં એણે મને લખ્યું હતું કે એણે એનું નવું નામ દેવકી રાખ્યું છે. એટલે એ નામથી પત્રવ્યવહાર રાખવો." મારી ઇચ્છા ન હતી છતાં મારાથી ખુલ્લું કહેવાઈ ગયું "બસ ત્યારે મારી વાત ખોટી તો નથી ને? હું તને હાથ જોડી વિનંતિ કરૂં છું ભાઈ સાહેબ! તું એ ચક્કરની વાદે મહેરબાની કરીને ના ચડતી; અને બને તો સીધી મુંબઈજ જાને!" રૂપેશે વિનંતિનો ઢોંગ દર્શાવતાં હાથ જોડીને કહ્યું.

એની આ વર્તણુક મને જરાયે રૂચી નહિ તેથી ચીડ ચડી હોય એમ મેં કહ્યું:

" રૂપેશ ! તને કોઈને ખોટુ વગોવવાની એક જાતની ટેવ પડી ગઈ છે એ ગમે તેવી હશે તેમાં તને શુ લેવા દેવા ? મને ખાત્રી જ છે કે મારા સંબંધમાં એવુ કશુજ નહિ બને અને ધારકે એવી હશે તો પણ જરૂર સુધરશે ! સમજ્યો ને ? "

" જો જે એવુ ધારી લેની એને સુધારવા જતા તુ ઘસડાઇ ના જાઉં " આટલુ કહી હાહાહા કરી હસતા રૂપેશે અને તેના મિત્રોએ સામસામી તાળીઓ લીધી

રૂપેશની આ જાતની ઉદ્ધતાઈથી મને ખુબ ખીજ ચડી સખ્ખત રીતે એને ઉધડો લઇ નાંખવાનુ મન થયુ પણ અમારા એ મહાશય હૃદયથી ઘણા ભોળા અને ઉદાર, પણ જીદ કરવામાં સહુ કોઈને આગે હે, એમને વારવા જાઉ તો બેવડા જોરમા એ આગળ વધે એમ હતું, તેથી એના સ્વભાવથી માહિતગાર હુ મૌન પકડી આગળ કશુ વિવેચન ના કરતાં બેસીજ રહી

થોડી વારમાં બીજી આઘી પાછી વાત કરી, ત્યા તો ગાડી ઉપડવાની સીટી વાગી, ટ્રેને ગતિ પકડી આવજો ', ' આવજો ' એવા અનેક વિદાય સૂરોના ધ્વનિમાં વાતાવરણ ગભીર બનવા લાગ્યુ રૂપેશ મારા કોમ્પાર્ટમેન્ટની બ્હારીના ટેકા સાથે ટ્રેનની ગતિ પ્રમાણે પગલા ઉપાડતો બોલવા લાગ્યો " નિનિ ! મુબઇ જાય ત્યારે કાકાને મારા તરફથી ખબર પૂછજે હાં ! અને તને જ્યારે મન થાય ત્યારે મારે ત્યાં જરૂર આવજે ! જો તબિયત જાળવજે આવજે ત્યારે . આવ" છેલ્લો અવાજ ગાડીની ઝડપમાં તૂટી ગયો આવા અનેક વિદાય સૂરોને ધક્કે ચડાવતી ગુજરાત મેઇલ મ્હભરેલી કોઇ વનાપિરાણીની બેધડક ચાલે તાલબદ્ધ ગતિમાં આગળ વધવા લાગી મારી સખિના સ્વભાવ ઉપર રૂપેશે નાખેલા પ્રકાશે મારા મનોરાજ્યની સ્થિતિમાં વિચિત્ર ગડમથલોએ સ્થાન લીધુ એક પછી એક એમ ઉઠતી પ્રશ્ન પર પરામાં મારૂ મગજ અસ્વસ્થ બન્યુ, જો દેવકી લેવા નહિ આવે તો મારી શુ સ્થિતિ ? ' ' માનભગ સ્થિતિમા ગરજઉની પેઠે મારે જ એનુ ઘર શોધતા જવા વખત આવે તો ! ? ' ના ના એમ તો હુ નહિ જ જાઉ ! શુ મનુષ્યને સપૂર્ણ ઓળખવાનો દાવો કરવો એ મિથ્યાભિમાન નથી ? મને વળી વડોદરા જવાનુ ક્યાંથી સૂઝ્યુ ? આવા અનેક તર્કવિતર્કમાં ડુબકાં લેતી લેતી હુ નકાનુ પડ વિધિ નિદ્રાને શરણે ગઇ ના ગઇ ત્યાં તો મારી અજાયબી વચ્ચે ' વડોદરા ' ' ચેવડો ગરમા ગરમ ' એવા તહેવાર અવાજો થતાં હુ સફાળી બેઠી થઇ ગઇ, અને આંખો ચોળતે ચોળતે બિસ્ત્રો બાંધી દીધો પછી મ્હારી આગળ નીચી નમી દેવકીને ખોળવા લાગી ત્યાં તો એક મજુર કેમ્વીક સુંગેસો દૂકો અને તરેહવાર સામાન ખેચતો ખેચતો મારી આગળ આવવા લાગ્યો એની પાછળ એક ખાધેલ પીધેલ મસ્તાન શરીર અને શ્રીમતાઈનો અતિ પડતો દેર બનાવતાં ઝાકઝમાળ કપડાં અને દાગીના સાથે, ગૂંથેલા છૂટા ચોટલા ઉપર મારવાડી લૂમખુ ઝુલાવતા મારા માનનીય સખિ દેવકી રાણી પધાર્યા

" ઓય તમારો ભભકો " કહેતી ને હુ જ્યાં એને આવકારવા નીચે ઉતરૂ છુ ત્યાંજ ' નિનેશ્વરી જરા થોભિ જા હુ હમણાંજ તને બધી વાત કરૂ છુ કહી દેવકીએ મારા સામે જોયુ ના જોયુ કરી પેલા મજુરને તે કેટલીક સૂચના આપવા લાગી ત્યાંથી પતાવી તેણે પોતાની આયાને બૂમ પાડી આયા ઓ આયા ! આમ આ તો પે આ તારી ટીકીટ, જા જલદી બેમીજા મુબઇ આવે તો ધ્યાન રાખજે હો ! અને જો હુ અહીં જ બેસ

વાની છું કંઇ પણ જોઇતું કરવું લેવા અહીં આવજે. શું કહ્યું ? સમજીને !"

નહિ ખબર. નહિ અંતર; અને પોતાના જ કાર્યમાં મચી રહેલી દેવકીનો અવિવેક જોતાં એને મળ્યાનો મારો આનંદ એકદમ ઓસરવા લાગ્યો. મારૂં મગજ મારા હાથમાં રહેશે કે કેમ તેની મને શંકા પડી છતાં પરાણે પરાણે જેમ તેમ ખામોશ રાખતાં દબાતા સ્વરે હું બોલી: " દેવકી, તને તો કંઇ બોલવાની ફૂરસદ લાગતી નથી, છતાં મારે તને ચોક્ખું જણાવવું જોઇયે કે મેં કંઇ મુંબઇની ટીકીટ નથી લીધી, હું તો તારા અતિ આગ્રહને લીધે જ આવી છું સમજીને ! તારૂં આવું જ ઠેકાણું હતું તો મને શા સારૂં બોલાવી ? '

'' ટીકીટને ? એતો મેં ક્યારની કઢાવી છે તું બે ફીકર રહે.'' આટલો ટૂંકો પ્રત્યુત્તર વાળી જાણે કંઇ બન્યું જ ના હોય તેમ દેવકી એને કોઇ મૂકવા આવનાર માણસ સાથે કોઇ સી-આઇ-ડી-નો માણસ શું સાવધાન રહે છે એના કરતાંએ વધારે સાવધાનપૂર્વક પેલા માણસની સાથે પાસે મ્હોંઢુ અને કાન રાખી વાત કરવા લાગી. પોતાની પાછળ કોઇ કાવાદાવા રમાતા હોય અને જાણે પોતે એ ભેદ પામતી હોય તેમ હોઠ ઉપર આંગળી રાખી એનું જાડું પણ સુંદર મોઢું અને આંખ જાણે મારી ટાપશી માંગતાં હોય તેમ ઘડીમાં મ્હારી સામું અને ઘડીમાં પેલાની સામું જોયા કર્યા કરે.

હું તો એના આ રેઢીયાળપણા ઉપર આંતરિક અફસોસ કરતી ફરીને પાછો બિસ્ત્રો છોડી પાથરવા લાગી. " ખરેખર રૂપેરાને મારી મશ્કરી કરવાનો ઠીક મોકો મળશે " કહેતી હું બબડી. એટલામાં તો ગાડી ઉપડવાની સીટી વાગી એટલે દેવકી અંદર આવી, છતાં પણ મારી ખબર અંતર પૂછવાની એને ફુરસદ ન્હોતી. એનું મગજ તો પેલા માણસે કરેલી વાતની ધૂન ઉપર ચડ્યું હતું, " નિલિ! જોયુંને દુનિયા કેવી સ્વાર્થી છે ? આ માણસ મ્હારો ખુબ વિશ્વાસુ છે. ભલભલી ખબરો હું ઘેરબેઠે રાખી શકુ છું, એક રીતે એ મારો જાસુસ છે એમ કહું તે. ચાલે. અમારાં માશીબાના કાવાદાવા તો હવે કુદકે ને ભૂસકે આગળ વધવા માંડયા છે. ઠીક છે હવે એમની ખબર લઇ નાંખુ ત્યારે જ હું ખરી "

'' જાઓ રામસિંગ મ્હારૂં સરનામું ખ્યાન રાખજો અને ખબર આપતા રહેજો. વખત આવે તમને યોગ્ય બદલો આપીશ અને હવે તો હું મારૂં નક્કી કરીને જ આવવાની છું તમે સમજ્યાને ! મારૂં ઘર થશે અને પેલો મેં ધાર્યો છે એ છોકરો જો હાથ આવશે તો લક્ષ્મીની રેલમછેલ થશે અને તમને મારા બધા નોકરોના ઉપરી તરીકે રાખવાનું મેં ક્યારનું નક્કી કર્યું છે હોં કે રામસિંગ ! જાઓ ! અને જુઓ શું !...પેલી બધી વા...ત હોં! ખબર...હ...જાઓ હવે " જાણે શું એ મહાન મુત્સદ્દી હોય તેવો હાથનો અને આંખનો ચાળો કરતાં દેવકીએ પેલા માણસને કહ્યું.

ટ્રેન ઉપડી ચૂકેલી, એટલે એનો અવાજ અને આ બેપરવા છોકરીનો વિચિત્ર રીતથી, મ્હારૂં મગજ તદ્દન બ્હેર મારી ગયું હતું. પણ મારી આ સ્થિતિ લાંબો વખત ના રહી: દેવકીના જાડા અને ઘોઘરા અવાજે મારી ધાક ઉઘડી ગઇ. દેવકીએ ચલાવ્યું, " જો ને હું તે શું કરૂં, મારી તો એવી કફોડી સ્થિતિ થઇ છે કે જો હું આજે મુંબઇ ના જાઉં તો મારી બધીજ બાજી ધૂળ વળી જાય. મારી જગાએ જો કોઇ કાચીપોચી છોકરી હોય ને તો તો બનીજ જાય, સમજીને ? "

એની વાત કરવાની રીતથી કહો કે એના

ઠેકાણા વિનાના રગદગથી કહો પણ મારો ગુસ્સો ઓછો થયો હતો. મે પણ સખીને પ્રોત્સાહન આપતાં સમજે નમર સમજે ડોકુ હલાવ્યું.

'તને ખબર છે હું અત્યારે કેવા મુશ્કેલીભર્યા માર્ગમાંથી સ્રતો કહાડી રહી છુ ?" દેવકી એ મારી સામે આંખ ફેરવતાં કહ્યું

"તને વળી મુશ્કેલી કેવી ? માથી પણ અધિક એવા સ્નેહાળ માશીની હૂંફમાં તારેતો રહેવાનું છે" મેં કહ્યું

'ના ના, જો જે એમ માનતી ! મારાં માશી જેવી ખટપટી સ્ત્રી શોધી નહિ જડે સમજી ! એ તો હું એમાંથી જલ્દી ચેતી ગઇ, નહિ તો મારી શું એ દશા કરત તે કોણ જાણે !" મને વચમાંજ રોકી દેવકી બોલી

"ના ના તારી એમાં ભૂ..." હજુ તો હુ મારું બોલવું પુરુ કરું તે પહેલાંજ મને અધવચ અટકાવી દેતાં એ બોલી

'તને ક્યાં ખબર છે કે દુનિયા કેવી છે ? હું તો અનુભવો લઇ લઇ ખુબ જબરી બની ગઇ છુ હવે મને કોઇ છેતરી ના શકે સમજી ! માશીબાનું વ્હાલ તું જે કહે છે તે બધુ જ બનાવટી નિકળ્યુ. જો હુ વેળાસર ચેતી ના હોત તો, રસ્તાની ભિખારણ જેવી મારી સ્થિતિ થાત તને ખબર છે મારા પિતાએ મારે માટે કેટલી મિલ્કત મૂકી છે ? જો ! સામુ જો ! બરાબર એ ! આટલી દસથી તે પંદર લાખ કેરા હોકે !" દેવકીએ ગોટલીને ચાળા કરતે કરતે કહ્યું આટલુ પૂરું કરી પાછુ આગળ ચલાવ્યુ. "અને શું જો ! દાગીના તો જુદા હો કે ! એ પણ લગભગ પાંચથી તે સાત લાખના ઓછા નહિ સમજીને ! જો હું હમણાં પરણી જાઉં તો તો એ તમામ મિલ્કત મને તરત મળે એવું મારા પિતાના વિલમાં છે કેમકે એમના સંતાનમાં હુ એકલી જ છુ તુ જ કહેને ! હુ નસિબદાર નહિ ? મારી સામે સહેજ મલકાતુ મૂખ કરતાં દેવકીએ પૂછ્યુ

મને તો એના આ જાતના લવારામાં કશી જ સમજણ ના પડી, એટલે મૌન રાખી એના મોંઢા ઉપર થતા ચિત્ર વિચિત્ર ફેરફાર જોવામાં જ મારો રસ વધવા લાગ્યો. માર અભિપ્રાયની એને જાણે પરવા ના હોય તેમ એણે તો પાછું ચલાવ્યું

"તું કહે છે ને કે મારા માસી બહુ સારાં છે ? પણ તને ખબર છે કે એમના બંગલા અને મોટરોના ખર્ચા શામાંથી નભે છે ? એમના બે છોકરામાંથી એક છોકરો હજુ વિલાયત છે અને બીજો હમણાંજ બેરિસ્ટર થઇને આવ્યો છે તે ભાઇસાહેબ મુંબાઇમાં ફ્લૅટ અને નોકર ચાકર અને મોટર રાખી લહેર મારે છે. હમણાંજ એ છોકરાનો માસીએ વિવાહ કર્યો. પણ એ છોકરી તો એવી ગભાતી છે કે ના પૂછો વાત, છતા માસીનું વ્હાલ તો એના ઉપર ખુબ વરસે છે હમણાં માસીએ એને બે હીરાની બંગડીઓ આપી છે તે મને તો ચોક્કસ વહેમ છે કે મારા દાગીનામાંથી ચોરીને આપી છે મારા પિતા એટલે તું શુ સમજે છે ? એ ! એકજ ચપટી વગાડતાં કરોડો રૂપિયા પેદા કરે એવા સમજી ? બાહોશ વેપારી ! ઘણા કાબેલ ને ઘણા જ હુશિયાર ! અને એવા માણસની હુ છોકરી તે કઇ માશીમાથી છેતરાઇ જાઉ એવી હુ મુર્ખ નથી સમજીને ?"

આ લવારાથી કંટાળતાં મે બગાસુ ખાધુ અને કહ્યું "મને તો લાગે છે કે તે આ બધાં ભ્રમણાનાં ભૂતો જ ઉભાં કર્યાં છે. તારાં માશી પાસે પોતાનો પૈસો ક્યાં ઓછો છે કહેવાય છે કે ત્રણ પેઢીથી

એમને ત્યાં પૈસો ચાલ્યો આવે છે એટલે તારા પૈસા ખાવાની એમને શું જરૂર ?"

"હાય હાય ભાઈ સાહેબ ! લોકો ત્યાંજ થાપ ખાય છે. જો જે એવું કશું માનતી ! માત્ર પાંચ કે સાત લાખનો જ વારસો એમને મળ્યો છે, અને તેમાંથી બધાંએ બેઠે બેઠે અત્યાર સુધી ખાધું છે, એટલે અત્યારે, એ, આમ જો ! બધું જ ખલાસ સમજીને !" દેવકીએ હથેળી ખંખેરી ચાળો કરી બતાવતાં કહ્યું.

"ગમે તેમ હોય પણ તને તારાં માશી વિરુદ્ધ કોઈએ સજ્જડ રીતે ભંભેરી છે. બીજું કશું જ નહિ." આમ વાતને ટૂંકે પતાવતાં હું મારૂં ઓઢવાનું ખંખેરી પાથરી સુવાની તૈયારી કરવા લાગી. છતાં દેવકીની જીભ જાણે કોઈ યાંત્રિક જીભ હોય તેમ ઘાણીની પેઠે ચાલે જ ગઈ.

"જો ! એક બીજી પણ વાત પકડાઈ છે. માશીનો વિચાર એમના એક દૂર દૂરના દિયેરની સાથે ગને વળગાડી દેવાનો છે. તું સમજી એમની પોલીસી ?"

મેં નકારમાં ડોકું હલાવ્યું.

"તો ત્યારે સમજ, પેલો માણસ બિચારો ગરીબ છે એટલે 'મેં તેરી ગૌઆ' થઈને માશીના ઉપકાર તળે દબાએલો રહે. અને મારી તમામ મિલ્કતનો વહીવટ પણ પોતે ચલાવી શકે કેવાં ઉસ્તાદ ! તું કહે છે ને બિચારાં ? શું પૈસાવાળો વર મારા જેવી છોકરી માટે ના મળે ? મારામાં શું નથી, પૈસો છે રૂપ છે અને ભણતર છે." આટલું પૂરૂં કરી દેવકી ઘોડીવાર-ઉડાણમાં જોતી હોય તેમ જમીન તરફ તાકી રહી, વળી પાછું આગળ કંઈ યાદ આવ્યું હોય એમ ચલાવ્યું.

"મેં એમની આંખમાં આબાદ ધૂળ નાંખવાનો વિચાર કર્યો છે. જો જે બ્હાર વાત ના પાડતી હોં ! મેં એક ખુબ પૈસાવાળા છોકરાને ફસાવ્યો છે. બેટ્મજી એવા તો લટ્ટુ બનીને મારી પાછળ ફરે છે કે હું તને શું કહું !" કહીને દેવકી મોઢા ઉપર પોતાની હથેળી ડાબીને ઉછળી ઉછળીને હસવા લાગી. પછી એકદમ જેમ કંઈ યાદ આવતું હોય તેમ જરા સાવધાની બતાવતાં બોલીઃ "જોજે ભૂલેચૂકે આ વાત માશીબા જાણે નહિ હાં ! નહિ તો તરત તોડાવી નાંખે એવાં અદેખાં છે. એ છોકરો હમણાં મુંબઈ છે તેને માટેજ હું ત્યાં આવુ છું. અને હવે તો લગ્ન કર્યાં વિના વડોદરે પગ નથી મૂકવો એમ તો મારો સ્વાર્થ સમજવામાં તો હું બહુ કાબેલ છું."

મને તો એનાં વાતચીતનાં રંગઢંગ અને હસવાનું જોતાં એને ડાહી ગણવી કે ગાંડી તેની શંકા ઉઠી, છતાં આ નાદાન પણામાંથી એને જરા ચેતાવવા મેં કહ્યુંઃ

"મને લાગે છે દેવકી, કે તારે તારાં માશીને આ વાત કરવી જોઈયે, એમને જેટલી માણસની પરીક્ષા હોય એટલી તને તો ના જ હોય ને ?

"એં ! તુંયે ભલિ માણસ છે ને, હમણાં તો હું જણાવી ગઈ કે એ જાણે તો તો બધી મારી બાજી ધૂળ જ વળી જાયને ?" એક વખત મેં પૂછ્યું હતું કે, એમના છોકરાનો વિવાહ સુઝ્યો અને મારૂં કેમ કંઈ કરતાં નથી, ત્યારે મને કહે કે "બ્હેન, હું બધે જ તારે માટે પ્રયત્ન કરી ચૂકી પણ કોણ જાણે શું બધા બ્હાનાં બતાવીને છટકી જાય છે જોઈ કે એમની લુચ્ચાઈ ?" દેવકી જરા કડક મ્હોઢું કરી બોલી.

"કદાચ સાચું પણ હોય" મેં જરા માર્મિક હસતાં કહ્યું.

"સાચું સાચું માત્ર બ્હાનાં બીજું શું ? હવે 'મામાનું ઘર કેટલે, દીવો બળે એટલે' આ મુંબઈ આવીને હાલ પરમ નક્કી થઈ ગયું જ જાણજેને, અને એવો વર શોધ્યો

છે કે ભગવાનની આંખમાં અદેખાઈ આવે, જો ! દેખાવડો છે, ભણેલો છે, અને પૈસાવાળોયે છે, ઓ બાપરે ! જ્યાં હું એને પરણીને જાહેર થઈશ કે મારી ગાતું મોઢું તદ્દન કાળુમેશ થઈ જશે, આ એમના જીવનમાં એક મોટામાં મોટી હાર ગણાશે, હું તો એમના ચાટ પડતા મ્હોંડાનો વિચાર કરૂં છું ત્યારે મારૂં હસવું કેમે ખમાતું નથી." આમ કહી ફરી એણે ખડખડ હસવા માંડયું.

"ચાલ હવે બહું થયું ! તું ક્યાં ઉતરવાની છું એ કહે ?" મે એના શેખચલ્લીપણાથી કંટાળતાં બગાસું ખાતાં પૂછયું.

"વિમળાબહેનના ફ્રેન્ટમાં ઉતરશે, બીજે ક્યાં ? એમ હું ત્યાંથી પગ કઢાવું એવી શું તું મને બેવકૂફ સમજે છે ? એ બધા ફલેટ ને બંગલા ને મોટરો, કોને પૈસા ઉપર છે ? એ બધાજ તાગડધિન્ના મારાજ પૈસાના જોર ઉપર છે એ તું જાણે છે ? પહેલાં મારૂં લગ્ન થઈ જવદેને પછી જોઈ લ્યો કેવા ઉપાગા ભરાવું છું. પછી કહીશ બેટ્ટમજીઓ હવે મારો લહેર ! ત્યારે હું પણ કંઇ કમ છું. એજ માસીની ભાણેજને ?" આટલું કહેતામાં તો શું એ હાથમાં આવી ગયું હોય તેમ ફેવરી ખુશ થઇ હસવા લાગી

મને હવે આ વિષય ઉપર એવો તો કંટાળો ચડયો હતો, છતાં કોઇ નાના બાળકને સમજાવતી હોઉં તેમ એને કહ્યું "ઠીક ત્યારે હવે સુઇ જઇએ. તું બહુ બોલી છું તે તારૂં માથું દુખશે સુઇજા ! હું પણ હવે સુઇ જાઉં છું" આટલું કહી હું પડખું વાળી સુઇજ ગઈ

(અપૂર્ણ)

---

## રૂપીયો

(ઢાળ—"ચંદન તલાવડીને કાંઠે જીરે ઝીલવાને આવો આજ.")

સુંદર સોહતો ગણે એક રે વ્હાલો શું રૂપીયો સદાય

ચમકે છે વ્યોમ મહિં સૂર્ય ચંદ્ર તારલા,
ચમકે ત્યમ ભૂમિ મહિં રૂપીયો જીરે; સુંદર૦
ખણકે એ ખણણણણણણણ નચવે જગ માનવી,
ભૂંડા શાં પાપ નિમિત્ત રૂપીયો જીરે, સુંદર૦
આંક, ચગલ, રેસ, જુઓ સટ્ટા ને લોટરી,
મરકી પરદેશ લાય રૂપીયો જીરે, સુંદર૦
ભારી પેદાશ વળી બારદાશ આકરી,
છૂટે નહિ કૃપણ થકી રૂપીયો જીરે; સુંદર૦
સન્યાસી, સાધુ વળી વૈરાગી ડોલે,
માયા વિલાસ સોહ રૂપીયો જીરે; સુંદર૦
શુભાશુભ ટાકણે રેલાયે એ લાડીલો,
દીન દુખી દેખે નહિ રૂપીયો જીરે, સુંદર૦

શ્રી રણજીતરાય સાકરલાલ ઠાકોર

# કસોટી

[ રાગઃ—સોરઠી દુહા ]

રસભર આંબા ડાળ, યૌવન અંગે ઓપતું;
મંજરીએ રસધાર, કોયલ કુંજન શોભતું.

વાસન્તીના વાસ, લીલુડાં વન શોભતે;
આયુ ઇચ્છે આશ, નવરસ ચક્ષુ નીતરે.

ફુલફુલ પ્રેમ પરાગ, વસંત વાયુ હિંચતો;
ભમરો બાગે બાગ, મદ-ઘેલો ઝૂલે જતો.

ક્ષણિક હોય રંગ, ક્ષણિક રાચે રાગમાં;
ક્ષણમાં થાશે ભંગ, સૃષ્ટિના સોહાગનાં.

સુકે આંબા ડાળ, કોયલડી ઉડી જશે;
સુકે સરવર પાળ, પંખેરૂ છોડી જશે.

સોના પુરે સ્વાર્થ, સૌકો આવી બેસસે;
સ્વાર્થ ખુટે પરમાર્થ, કોય ન કરવા આવશે.

* * * *

હસવાં લાગે મીઠડાં, જેના યૌવન દેહ;
રમવા ચાહે દીલડાં, રસભર રમતા જેહ.

પણ

યૌવન જેનાં આથમ્યાં, એનાં ન સંગી કોય;
વસંત વાયુ જરહાં શમ્યા, સામું કોય ન જોય.

કુદરતના એ ખેલમાં, માનવી મીઠો બોધ;
સ્વાર્થ વિનાની સહેલમાં, સ્વજનોની કર શોધ.

# દેવાપાં

લેખક શ્રી હસમુખરાય ગોરધનદાસ માંડલીઆ

સાજણ બારોટ સરલી ગામમાં રહેતા. ત્રીસ ત્રીસ ચારણોના બહોળા કુટુમ્બનું ભરણ પોષણ કરતાં કરતાં બારોટે અધી ગંગાનું પાણી પોતાના ખેતરોને પાયું હતું.

સાજણની સ્ત્રી દેવાપાં પોતાને ત્યાં ત્રણ ત્રણ દિકરાના કુટુમ્બ પરિવાર જોઈ ઘેલી ઘેલી થતી. મોટા દિકરા-આશરણને ત્યાં જુવાન કુમાર જોઈ તેનો હર્ષ ક્યાંય માતો નહતો. ત્રીજી સાલ તેને—આશરણના જુવાન પુત્રને—પરણાવી પણ દીધો હતો. સાજણ બારોટે પોણા સૈકા જેટલી દિવાળી જોઈ નાખી હતી. હવે પોતાને ત્યાં પ્રપૌત્ર જોવા બહુ ઇંતેજાર હતો.

સાજણ અને તેના પુત્રો નિરાશ હૃદયે આકાશ સામું જોતા બેસી રહ્યા છે. આ વર્ષે મેઘ બધાય હલી ગયા છે. મેઘરાજાનો આવો કોપ સાજણની જીંદગીમાં આ પ્રથમ જ હતો.

પહેલાનું ચોમાસુ આશરણના પુત્ર કરસનના લગ્નમાં ગયું. તેના પછીનું વર્ષ કરસનના દાદા સાજણ બારોટની માંદગીમાં ગયું. આ વર્ષે વર્ષાનું એક ટીપું સરખુંય કોઈ જોવા પામ્યું નહિ. અને આમ ત્રણ વેતર વિહોણાં ખેતરો ઉજ્જડ મેદાન જેવા લાગતા.

ગરીબ, સંતોષી કુટુમ્બ હાથ જોડી બેસી રહ્યું હતું. ઘેડી ઘણી માલમતા પણ હવે ખૂટી એવું લાગતું હતું. હવે તે વર્ષાદ ઉપર જ મદાર આધાર હતો. 'હમણાં ટપકશે' એવું થતું હતું અને પછી એની એ જ નિરાશા!

દિવસો થયા આતુર આંખોએ બેસી રહેલું ચારણ કુટુંબ ઘરડા સાજણ પાસેથી જુની શૌર્યભરી વાતો સાંભળવામાં સમય ગાળતું. સાજણ પ્રસંગોપાત ઉચ્ચારતો—

'આ ત્રીસ ત્રીસ ચારણોના પેટ એકલે હાથે ભરવામાં મને કદીય આંચ નો'તી આવી. આવો કોપ તે હોય મેઘરાજા!'

'કઈ માતાજીનો મનો કોપ્યો હશે. નહીં આવું કદીય જોયું છે!' સાજણની ઘરડી સ્ત્રી દેવાપાંએ કહ્યું.

'એ …આ અબઘડી વરસ્યો ખપે. પડ્યો નથી એટલી જ વાર છે.' સાજણનો મોટો પુત્ર આશરણ હજુ સાવ હિંમત હારી નહોતો ગયો. એને આશા હતી કે છેલ્લા દિવસોમાં એ એકાદ વખત તો વર્ષાદ પડશે જ. જોઈએ પણ વર્ષાદ તો જાણે કોપ્યો જ હતો. આજુબાજુ સર્વે ઠેકાણે વર્ષાની જ બૂમ હતી.

(૨)

સાજણ અને તેનો વયોવૃદ્ધ મગન મિત્ર ખુશાલ—બીજે દહાડે ગઢે વાતો કરતા બેઠા હતા. બંનેના મનમાં તો ખૂબ જ દુઃખ થતું હતું. સાજણ કહેતો હતો.

'હે પરભુ! જીવતીનાં દુઃખ દેજે. બુઢાપામાં તો નથી ખમાતું હો!' સાજણના મનમાં જાગ્યો. પેટનું દુઃખ ખમાતું પણ બેગણી સાંખ્યાં નહતાં. નાના છોકરા-બચ્ચાંના મુખ પરથી નૂર ઊડી ગયું હતું.

'સાચી વાત છે સાજણભા ! ઘેર કોઈ એપીયો આવે તેને ય રોટલો નાખવો ભારી પડે એવો વખત આવ્યો છે હો !' પુનશીએ શરમ છોડી, ધીમેથી પોતાના ઘરની સ્થિતિનું ભાન કરાવ્યું.

'એક છક્કી નાખી જાય ને તો હઉં. પછી તો હું ને મારાં ખેતરું છે. પાછાં એવાં જ લીલીવાળાં ન કરી મૂકું તો...'

'એ...આ સરીયાણાથી તમારા વેવાઈએ ખબરું કા'વી છે કે સોનજીને પુત્ર જન્મ્યો છે.' દેવાપાં હર્ષભેર બંન્ને મિત્રોને ખબર આપવા દોડી આવી.

'આ તમારાં ધનભાગને ધનઘડી કે તમારા દીકરાને ઘેર પોત્રનું પારણું બંધાણું.' પુનશીએ અભિનંદન આપ્યું.

સાજણનું મોં આનંદથી જરા મલકયું. ઘડીભર સઘળું દુઃખ વીસરાઈ ગયું. ઘેર આવી એપીવાને 'મીઠું મોઢું' કરાવ્યું.

બીજી સવારે તેની સ્ત્રી-દેવાપાં પણ એપીઆ સાથે પોતાના પ્રપૌત્રનું મોં જલદી જલદી જોઈ લેવા સરીયાણા તરફ ઉપડી.

( ૩ )

ફાગના ડોળે રાહ જોઈ રહેલા કુટુમ્બમાં હવે કંઈક આશાવંત પળો આવી અને ગઈ. વીજળીના વ્યર્થ ચમકારા તેમને વ્યર્થ ભૂલવતા હતા. નિરાશામાં ને નિરાશામાં છેવટે, ચિંતાથી સાજણનું ઘરડું શરીર લથડયું. ઘરનાં સઘળાં માણસો સારવારમાં રોકાયાં, પણ તેની તબીયત તો બગડતી જ ચાલી. સુધારો તો ન જ થયો પણ સ્થિતિ વધારે ગંભીર થતી ગઈ.

આજે તેને બોલવા જેટલીય શક્તિ નહોતી રહી. તેનું મૃત્યુ હવે નજીક હતું. તેની અંતિમ ઇચ્છા પ્રપૌત્રને જોવાની હતી.

એપીયો તો સરલીથી સરીયાણા કયારનોય મોકલાઈ ગયો હતો. સાજણની સ્ત્રી-દેવાપાં-તે ત્યાં ગયે આજે ચોથો દહાડો થયો હતો. સરલીથી સમાચાર મળતાં તેણી તરત જ પોતાના પતિની અંતિમ ઇચ્છા પૂરી કરવા દોડી. નવા સુંડલામાં નવા જન્મેલા પ્રપૌત્રને મૂકી, માથે લઈ તેણી ઉતાવળે સરલી તરફ ચાલવા લાગી.

સાથે કોઈ માઠા સમાચાર પણ લેતી આવી હતી...અને સરલીમાં કદાચ બીજા માઠા સમાચાર સાંભળશે એ વિચારે તેનું હૃદય ભરાઈ આવ્યું હતું. આંખોમાંથી બળબળતાં આંસુ સરતાં હતાં. રસ્તો કપાયે જતો હતો.

માથે બાર વાગ્યાનો તડકો તપતો હતો. ઉતાવળમાં તેણે 'રોટલો' પણ ખાધો ન હતો. ચાર ચાર દિવસ રડવામાં કાઢી, આજ તેણી દોડી આવતી હતી.

બાર બાર ગાઉ પંથ એક ધારી ચાલી જતી દેવાપાં આજે બે ગાઉ પણ ચાલવામાં મોતને નજીક જોતી હતી. તેણીને કંઈ અણધારી આફતની અગમચેતી થતી હતી. પણ તે તો ભ્રમ સમજી, છ દહાડાના બાળકને સંભાળથી સાચવતી, અશ્રુભીની આંખોએ ચાલતી હતી.

હજી અડધોય પંથ કાપ્યો નહિ હોય. ઘરડા પતિની કેવી કફોડી સ્થિતિ હશે એની કલ્પના એને મુંઝવતી હતી. મરણ પથારીએ પડેલા પતિનું મુખ જોવા અને તેને પ્રપૌત્રનું મુખ બતાવવા જેટલું જ અત્યારે તેણીના નસીબમાં હોય એમ તેણીને લાગતું હતું.

સરલીનાં ખોરડાં તેને દૂર દૂર નાસતાં હોય એમ લાગતું હતું. ઉંચાં ઉંચાં ઝાડવાં તેને દુષ્ટ ખબર આપવા ઉભાં હોય એવું લાગતું હતું.

( ૪ )

એક ગાઉ કપાયા પછી વચમાં જ નદી આવી. ત્યાં વિસામો લેવાનો વિચાર કર્યો.

પણ નશામાં હોય ત્યારે ને ? ' પ્રપૌત્રનું મુખ જોવા માજણ બારોટનો જીવ અટકી ગયો હશે ' એમ બેપીપાના સમાચાર પરથી તેણીએ ધારી લીધું હતું

નદી વટાવી, બીજે કાંઠે તેણીએ સુંડલો નીચે ઉતાર્યો. ઉપરથી કપડું ઉપાડતાં દેવાપાએ જે દૃશ્ય જોયું તેનાથી તેની આંખો ફાટી ગઈ. પ્રપૌત્રના શરીરમાંથી ચેતન ઉડી ગયું હોય એમ તેને લાગ્યું. તેણે હૈયાફાટ રુદન શરૂ કરી દીધું

તેણીએ આજુબાજુ નજર ફેરવી. કોઈ સાધુ જેવો લાગતો માણસ એકજ ફૂટ ઉંડા પાણીમાંથી જાણે નહાતો નહાતો નીકળી બહાર આવ્યો હોય એમ તેને લાગ્યું ! છતાંય તે સાધુ તેની નજદીક આવતો ગયો તેમ તેમ દેવાપાને શાંતિ વળતી ગઈ દેવાપાએ જોયું કે તેના શરીર પર પાણીનું એક પણ ટીપું દેખાતું નહતું અને તેથી તેણીને કોઈ અલૌકિક પુરુષ આ શ્વાસન અપવા આવે છે એમ લાગ્યું. તે અત્યારે તો ઘેર પહોંચી શકે તેમ નહોતું એમ દેવાપાને આ સ્થિતિ પરથી લાગ્યું

પેલા પુરુષે તેણીને રડવાનું કારણ પૂછ્યું. દેવાપાએ પ્રપૌત્રની સ્થિતિ બતાવી; વર્ષાની ચિંતામાં કુટુમ્બના કેવા હાલ થયા હતા તે સઘળી વાત પણ સાથે સાથે કરી પુરુષે કહ્યું: ' તારા પતિ-સાજણ બારોટની કોઈ ગફલતને લીધે આ સઘળું બનવા પામ્યું છે ડાબી આંખ બંધ કરી, જમણી આંખે આકાશ તરફ જો, અને જમણી આંખ બંધ કરી,

### ઉષા

નવરંગ દેહ ધારણ કરી
આવી ઉષા અલબેલડી
ગોરૂ વદન, ગાલો ગુલાબી,
કાય ચંપકવર્ણી દીસે
ઉતરી નભથકી કો મેનકા ?
પૂરના સશીતલ થતી
વાયુ મંદનો વાયને-
ભ્રમરના ગુંજન થતા
રવેના અવાજે ગુંજાયે,
ગોરસમથન થકી ગોપીના
હુંપાએ ચડ઼ ટારમાતો,
અસ્ત તારલીઆ થતા
કલકલ કરે પક્ષીઓ,
ને આવે ઉષા સુંદરે

શ્રી બ્રજલાલ ગૌરીશંકર પંડ્યા

ડાબી આંખે જો ! કંઈ ફેર જણાય છે ? '

દેવાપાએ પહેલી વખત મૂશળધાર વર્ષાદ વરસતો જોયો. બીજી વખત જોયું ત્યારે લોહીનો વર્ષાદ વરસતો હોય એમ તેને લાગ્યું

પછી પેલા પુરુષે પોતાનો ડાબો કાન બતાવ્યો ડાબા કાનમાં તાળું મારેલું હતું. જમણો કાન બતાવ્યો: તેમાં એક નાનો દીવો બળતો જોયો !...દેવાપા ખૂબ આશ્ચર્ય પામી.

આ વિશે સમજાવતાં તેણે કહ્યું: ' ડાબા કાનમાં તાળું મારેલું છે તે વંશનો નાશ થવાની નીશાની છે જ્યારે જમણા કાનમાં જે દિવો બળતો તને દેખાય છે તે વંશ ફાલવાની નિશાની છે સાજણના વંશનો હવે નાશ થવા બેઠો છે. જો સાજણ પોતાનો વંશ રાખવા માગતો હોય તો તેણે મારા કહેવા પ્રમાણે કરવું પડશે એ પ્રમાણે કરવાથી વર્ષાદની લીલાલહેર થઈ રહેશે, અને તમારા કુટુંબમાં આનંદ આનંદ થઈ રહેશે.

દેવાપા આ સાંભળવા ઈંતેજાર બની.

પુરુષે આગળ ચલાવ્યું:–

' દર વર્ષે ઘેર બનાવેલા સુંદીના લાડવા આજ તિથિએ કુળદેવીને ધરાવી દરેક ચારણ કુટુમ્બ ભેગું બેસી ખાય, વધારો થાય તે જમીનમાંજ દાટી દેવો તેને અપવિત્ર થવા ન દેવો આ પ્રમાણે પોતે કર અને સમસ્ત ચારણ પ્રજાને તેમ કરવા કહે અવગણના કરનારનો વંશ રહેવો મૂશ્કેલ છે આથી તમારી ભૂલ માફ થશે, અને તમે ગંધ કરેલું વાર્ષિક બલિદાન દેવું નહિ પડે. ' '

આ સાંભળી દેવાપાંને પોતાના કુટુમ્બની ભૂલ યાદ આવી. છેવટે પુરુષે દેવાપાંને કહ્યું: ' તમારા પ્રપૌત્રના શરીરમાં ચેતન આવ્યું છે. હવે, માત્ર તમારે ઘેર જઈ સાજણ બારોટને આ પ્રમાણે જ વાત કરવાની છે અને તે પ્રમાણે કબુલાત મેળવવાની છે: જે ક્ષણે બારોટ હા પાડશે તેજ વખતે વિજળીનો અજબ ચમકારો થઈ વર્ષાદ પડશે. ' દેવાપાંએ તેમ કરવા વચન આપ્યું અને ' સાધુ ' ક્યાંય ચાલ્યો ગયો.

ઘેર આવી દેવાપાંએ સાજણને છેલ્લા શ્વાસ લેતો જોયો. વખતસર પહોંચી આવી હતી તેથી પ્રભુનો પાડ માન્યો પ્રપૌત્રનું મુખ બતાવી, દેવાપાંએ પેલા સાધુની વાત સાજણને કહી સંભળાવી.

સાજણે તેમ કરવા સંમતિ આપી; દેવાપાંથી રડી પડાયું. તેણીએ એક ભૂલ કરી: ચિંતા અને દુઃખથી ઘેરાયેલા વૃદ્ધ સાજણની સમક્ષ સોન વહુના મૃત્યુના સમાચાર આપી દીધા !

સાજણનું મૃત્યુ થયું તે સાથેજ આકાશમાં વીજળીનો ચમકારો થયો. મૂશળધાર વર્ષાદ વરસવો શરૂ થયો.

ઘર આખાના કલ્પાંતમાં મેઘ ગર્જના સાદ પૂરાવી રહી.

વળી ક્યારેક આ વાતનો ઉલ્લેખ થતો ત્યારે વૃદ્ધ દેવાપાં કહેતી: ' મ્હેં નો'તું કહ્યું કે માતાજીનો ગનો કીધો હસે ? ! '

## કુમળાં બાળક

કુમળાં બાળક કમળ સરીખાં કેમળ પ્રભુની કાયા,
મીઠડાં દિલડાં સાકરી સરીખાં મીઠી પ્રભુની છાયા;—કેમળ૦

પવનની લહેરે પરિમલ છલેકે પાંદડી કો નવ તૂટે,
માળી સમા માતાના સ્હેલે મીઠી ઊછેર ના ખૂટે;—કેમળ૦

ખીલાવ્યાં ખીલે ખાલતાં એ સુધા સિંચન માગે,
ડાળીના આધારે ડોલે આનંદે અનુરાગે;—કેમળ૦

માતાની કેળવણીમાં એ જીવન બંધ બંધાયે,
જીવનના સુખદુઃખનું કારણ માતા એક કહેવાયે;—કેમળ૦

માતાપિતાના સુસંસ્કારો સફળ જીવનની ચાવી,
કે બાળકનાં ભાગ્ય ઊઘાડી વીર કરે અપનાવી.—કેમળ૦

શ્રી. ગજેન્દ્રશંકર લાલશંકર પંડ્યા

# રાજકારણમાં ભાગ લેતી મહિલાઓ

શું સ્ત્રીઓ આ જમાનામાં ખરેખર જ રાજનીતિનું એક આવશ્યક અંગ બની ગઈ છે? આનો જવાબ 'હા' અને 'ના' બેઉમાં આપી શકાય છે. રાજનીતિમાં પ્રત્યક્ષ ભાગ લેવામાં એમને સફળતા મળી નથી પણ સ્ત્રી તથા પુત્રી હોવાને લીધે તેમનો પ્રભાવ પરોક્ષ રીતે સંસારના મહાપુરુષો પર પડ્યો છે.

પ્રજાતંત્રવાળો અથવા અન્ય પ્રકારના શાસનવાળો જગતનો ગમે તે દેશ લ્યો; સ્ત્રીઓ ત્યાં સાર્વજનિક જીવનમાં અગ્રગણ્ય સ્થાન મેળવી નથી શકી. હા, એટલું જરૂર છે કે જુદા જુદા વિપ્લવો વખતે જ્યારે કુટિલતા જોઈએ કે આત્મત્યાગની જરૂર પડી છે ત્યારે તેમણે ઘણી ખ્યાતિ મેળવી છે. રશિયામાં બે શરીરિક ચિણગારી મૂકનાર જથ્થામાં સ્ત્રીઓનો પૂરતો હાથ હતો પણ સોવિયેટ રશિયામાં સ્ત્રીઓને આજ મોટાં મહત્ત્વવાળાં સ્થાનોએ નિમવામાં આવી નથી (?) લેનિનની વિધવા શ્રીમતી ક્રુપ્સકાયાનો વ્યક્તિગત ઘણો પ્રભાવ હોવા છતાં શાસનમાં એનો પ્રત્યક્ષ રીતે હાથ નહોતો. સિનફેનના સમયમાં આયર્લેન્ડમાં કાઉન્ટેસ માર્કીવેંઝનું નામ બહુ જાણીતું હતું અને તેની અન્ય સખીઓએ પણ અંગ્રેજો વિરુદ્ધના યુદ્ધમાં ઘણો ભાગ લીધો હતો પણ આજે તેમનું કોઈ નામ નથી લેતું. અલબત્ત, ઝેકોસ્લોવેકિયાની રાજદૂતી મેડમ કેસ્ટે તો આજ પણ મહત્ત્વ ધરાવે છે.

ઈંગ્લાંડની સ્ત્રીઓના રાજનૈતિક જીવનની કહાણીને અસફળ જ કહી શકાય. ઍમેલિન પેનકર્સ્ટે કેટલોક સમય સુધી જબરી ઉથલપાથલ મચાવી. પોતાની બે પુત્રીઓ સાથે પાર્લિઆમેન્ટની મેમ્બર બની ને તેના મંત્રીમંડળ સુધી પહોંચવાનો અવસર આવ્યો. ગયે વર્ષે જ્યારે તેના આંદોલનની જયંતી ઉજવાઈ ત્યારે કેટલીક વૃદ્ધ સ્ત્રીઓ સિવાય અન્ય કોઈએ તેમાં ભાગ ન લીધો.

તેનાથી ઉલટું હિંદમાં અહલ્યાબાઈ અને લક્ષ્મીબાઈનું નામ આજે પણ આદરપૂર્વક લેવાય છે.

ફ્રાંસમાં સ્ત્રીઓનો વધારે પ્રભાવ હોવા છતાં તે દેશ સ્ત્રીઓને રાજનૈતિક પદવીઓ આપવામાં બહુ સાવધાન રહ્યો છે. બહુ મુશ્કેલીથી ત્યાંના મંત્રીમંડળમાં જ્યારે એક સ્ત્રી-મંત્રી રાખવાનું નક્કી થયું ત્યારે એ પદ માટે રેડિયમની શોધ કરનારની પુત્રી મેડમ ક્યૂરી સિવાય કોઈ યોગ્ય સ્ત્રી ન મળી. આ પ્રયોગ અજમાયશ માટે હતો ને તેની પુનરાવૃત્તિ થઈ નહિ. હોલેન્ડ, સ્પેન અને નોર્વેમાં આજ દિવસ સુધી કોઈ એવી સ્ત્રી નથી થઈ જેણે રાજનૈતિક જીવનમાં કોઈ મહત્ત્વપૂર્ણ કાર્ય કર્યું હોય.

અમેરિકાના યુનાઈટેડ સ્ટેટસમાં મત આપનારાઓમાં સ્ત્રીઓની સંખ્યા અર્ધી ઉપરાંત છે પણ ૧૯૩૫ની સાર્વજનિક ચૂંટણીમાં હજારો સીટો માટે કેવળ ૯૦ સ્ત્રીઓ ઉમેદવાર તરીકે બહાર આવી હતી, જેમાંથી કેવળ આઠને ફતેહ મળી. યુનાઈટેડ સ્ટેટસની પાર્લિઆમેન્ટમાં દિવસેદિવસ સ્ત્રીઓની સંખ્યા ઘટતી જાય છે. તેમાં એક સ્ત્રી-મંત્રી તથા કેટલીક રાજદૂતીઓ છે પણ ત્યાં વસતી સ્ત્રીઓની સંખ્યાના પ્રમાણમાં બહુ જ ઓછી છે.

જો આપણે સંખ્યા છોડી ઉચ્ચતાનો વિચાર કરીએ તો ઇંગ્લાંડની અનેક ઉચ્ચ વંશની સ્ત્રીઓ જેવી કે એથેલની ડચેસ, મિસ એલનવિલ્કિન્સન, લેડી એસ્ટર, મિસ લોઈડ જ્યોર્જ વગેરે પાર્લિઆમેન્ટની મેમ્બર છે. પણ પૂછવામાં આવે કે તેમણે કયું મહત્ત્વપૂર્ણ કાર્ય કર્યું તો રેમ્સે મેકડોનલ્ડના સ્વર્ગસ્થ ઉત્તરો

યાદ આવે છે કે 'પાર્લિઆમેન્ટના સ્ત્રી-સભ્યો તરફથી હજી સુધી નિરાશા જ મળી છે.' જો કે ઇગ્લાંડમાં સ્ત્રીઓને ચુંટાવાનો હકક વીસ વર્ષ થયાં મળ્યો છે છતાં આજ સુધી કેવળ એક જ સ્ત્રી-મિસ મારગરેટ વાન્ડરીલ્ડ-ને એક વાર મંત્રીમંડળમાં સ્થાન પામવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતું અને આજ ૩૦૦ પ્રીવી કાઉન્સીલરોમાં તે કેવળ એક જ સ્ત્રી-મેમ્બર છે.

એ જોવામાં આવ્યું છે કે મોટે ભાગે સરમુખત્યારીવાળા દેશો કરતાં પ્રજાતંત્રવાદી દેશોમાં સ્ત્રીઓએ વધારે મહત્વપૂર્ણ કાર્યો કરી બતાવ્યાં છે ને ખ્યાતિ મેળવી છે. પ્રત્યક્ષ રીતે તો ફેસીઝમ, નાઝીઝમ કે સમાજવાદ કોઇ સ્ત્રીઓને રાજનીતિમાં ભાગ નથી લેવા દેતો ને એ દેશની સ્ત્રીઓ આ પ્રતિબન્ધથી સંતુષ્ટ પણ જણાય છે. પણ પોતાના પતિની પત્ની કે પિતાની પુત્રી હોવાને કારણે તે પુરૂષો પર કેટલો પ્રભાવ પાડે છે તેનો અંદાજ કાઢવો સહેલો નથી.

જેમણે લેડી રેન્સીમેન વિષે સાંભળ્યું હશે તેઓ જાણતા હશે કે પોતાના પતિનાં કાર્યોમાં તેનો કેટલો હાથ હતો. યુનિવર્સિટી, મ્યુનિસિપાલિટી તથા આમની સભામાં (જ્યાં એક વખત તે પોતાના પતિ સાથે મેમ્બર પણ હતી) તેણે પોતાની કુશાગ્ર બુદ્ધિનો અને રાજનૈતિક શિક્ષણનો એવો સચોટ પરિચય આપ્યો છે કે તેને પોતાના પતિની અલિભકત સ્ત્રી-મંત્રી કહેવી યોગ્ય થઇ પડશે.

મિસિસ નેવિલ ચેમ્બરલેન સાર્વજનિક જીવનમાં સ્થાન મેળવવાની જરા ય આશા રાખતી નથી છતાં તેનાં પ્રોત્સાહન અને સહાયતા વિના ઇંગ્લાંડના વડા પ્રધાન ચેમ્બરલેન બરમીંગહામથી લંડન અથવા મ્યુનિસિપાલીટીના મંત્રીમંડળ સુધી પહોંચી શકત કે કેમ એ એક સવાલ છે. છેલ્લા મ્યુનિક કોલકરારો વખતે મિસિસ ચેમ્બરલેન પોતાના પતિ સાથે જર્મની ગઇ હતી અને તેણે શાંતિ સ્થાપવાના કાર્યમાં પોતાના પતિને ઘણી મદદ કરી હતી.

એ તો સૌ જાણે છે કે મિસિસ ફ્રાન્કલિન રૂઝવેલ્ટની સહાયતા વગર તેનો પતિ અમેરિકાનો પ્રમુખ ન થઇ શકત. અમેરિકાનાં છેલ્લાં કેટલાંક વર્ષોમાં થયેલા ક્રાન્તિકારી સામાજીક સુધારાઓનો જશ મિસિસ રૂઝવેલ્ટને જ ફાળે જાય છે. જેઓ મિસિસ રૂઝવેલ્ટના વ્યકિતત્વના પ્રભાવથી પરિચિત છે તેઓ એમ માને છે કે ભવિષ્યમાં અમેરિકામાં રાજનૈતિક - પ્રગતિમાં જેટલો ફાળો મિસિસ રૂઝવેલ્ટનો હશે તેટલો મી. રૂઝવેલ્ટનો નહિ હોય.

દામ્પત્યજીવનનો મનુષ્ય પર કેટલો પ્રભાવ પડે છે તે જાણવું હોય તો ચીનની 'સુંગ બ્હેનોનો દાખલો તે જણાવશે. એ બ્હેનોએ આજ ચીનને જાપાની દેશ બનતો બચાવી ચાંગ-કાઇ-શેકના પ્રમુખપણા હેઠળ પ્રજાતંત્ર સ્થાપિત કરવામાં ઘણી સહાયતા કરી છે. ચીનાઇ ભાષામાં અનુવાદિત થયેલ બાઇબલ વેચી ઘણું ધન એકઠું કરનાર અમેરિકન પાદરી જોન સુંગને ત્રણ પુત્રીઓ હતી, જેમણે અમેરિકામાંથી દેશપ્રેમનું ને ખ્રિસ્તી ધર્મનું ઉચ્ચ શિક્ષણ મેળવ્યું હતું. સૌથી મોટી પુત્રી ચીનમાં પ્રજાતંત્ર સ્થાપનાર સુન યાટ સેનની વિધવા છે. કહેવાય છે કે તેણે જ પહેલાં સુન યાટ સેનની સલાહકારિણી રૂપે અને સ્ત્રી રૂપે રહી તેને એવો બનાવ્યો કે તે ચીનાઇ વિપ્લવનો નેતા બની શકે.

બીજી પુત્રી મેલિંગ આજ મિસિસ ચાંગ-કાઇ શેકને નામે જાણીતી છે. જેણે જાપાનીઓને લોહાના ચણા હમણાંના યુદ્ધમાં

ચલાવ્યા છે. લડાઈ પહેલાં પણ પોતાના પતિ પર તેનો ઘણો પ્રભાવ હતો. તેના જ પ્રોત્સાહનથી ચીનનો પ્રમુખ આજ અનેક મુશ્કેલીઓનો સામનો કરી રહ્યો છે.

સૌથી નાની પુત્રી જેનું નામ એલિંગ છે તે ચીનના નાણાંખાતાના મંત્રી ડૉ. કુંગને પરણી છે. રાજનૈતિક ક્ષેત્રમાં લોકો એલિંગને જ નાણાંખાતાની મંત્રી સમજે છે. આ ત્રણે સુંગ બ્હેનોની માને ચીનાઓ 'વિપ્લવની સાસુ' ને નામે ઓળખે ને ઓળખાવે છે.

હિંદની સ્ત્રીઓમાં દામ્પત્યજીવનની પવિત્રતા ને ઘનિષ્ટતાનાં ઘણાં સારાં ઉદાહરણો મળી આવે છે. હિંદમાં તો સ્ત્રીને અર્ધાંગના કહેવાય છે. એટલે તેના પતિનાં સર્વ કામોમાં તેનો ભાગ હોય છે. ભારતીય રાષ્ટ્રના સૂત્રધાર મહાત્મા ગાંધીનાં ધર્મપત્ની શ્રીમતી કસ્તુરબા ગાંધીનો પોતાના પતિ સમાન દેશપ્રેમ ને ત્યાગ પ્રશંસનીય છે. બાપુને પોતાના હેતુની સાધનામાં વધારે ને વધારે સહાય કરવા માટે બાએ શું નથી કર્યું ? જેલમાં જવું એ તો હિંદની પ્રત્યેક સ્વદેશ પ્રેમી મહિલાનો ધર્મ થઈ પડ્યો છે.

હિંદમાં શ્રીમતી સરોજિની નાયડુ પ્રથમ પ્રેસીડન્ટ અને આખા હિંદની ડિક્ટેટર બની ચૂકી છે. તેણે જેલની હવા ખાધી છે, લંડનમાં ગોળમેજી પરિષદમાં હાજરી આપી છે અને કોંગ્રેસની વર્કીંગ કમીટીના મેમ્બરનો હોદ્દો પણ ભોગવ્યો છે.

દેશસેવામાં તલ્લીન હોય એવી અન્ય હિંદી સ્ત્રીઓમાં શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતનું નામ ઉલ્લેખનીય છે. નેહરુ વંશની કન્યા હોવાને લીધે તેણે પોતાના માતપિતા તથા ભાઈ જવાહર પાસેથી દેશસેવાની પ્રેરણા પીધી છે અને આજ હિંદના પ્રાન્તીય સરકારની સ્ત્રી-મંત્રી તરીકે કાર્ય કરી એ દેશસેવા કરે છે.

ઇટાલીની ભાગ્ય વિધાત્રી મુસોલિનીની પુત્રી એડ્ડા મુસોલિની છે. ફેસીઝમના પ્રત્યેક અંગના વિકાસમાં એડ્ડાનો હાથ સર્વોપરિ દેખાય છે. ઇટાલી ને જર્મનીના રાજનૈતિક લક્ષ્યો ને આદર્શોમાં આટલો બધો સુમેળ હોવાનું કારણ કાઉન્ટ સીયાનોની પત્ની ને મુસોલિનીની પુત્રી આ એડ્ડા જ છે. તે જર્મની જાય છે ત્યારે હિટલરની આજ્ઞા મુજબ તેનું જબરૂં સ્વાગત કરવામાં આવે છે. એમના દેહના ઘણા દબાણને લીધે જ એડ્ડાએ હિટલરના જાતિ સંબંધી સિદ્ધાંતો સ્વીકારી લીધા છે ને તે અનુસાર ઇટાલીમાં યાહુદીઓની વિરૂદ્ધમાં નિયમો ઘડ્યા છે. સિનેમા વગેરે સાર્વજનિક સ્થળોએ જવું મુસોલિનીને પસંદ નથી પણ એડ્ડાના આગ્રહને વશ થઈ તેને જવું પડે છે કારણ કે તે પોતાની પ્રિય પુત્રીની વાત ઉથાપી શકતો નથી. આ બધાં કારણોને લીધે લોકો અનુમાન બાંધે છે કે મુસોલિની પછી તેનો વારસ એડ્ડાનો પતિ કાઉન્ટ સિયાનો જ થશે પણ સિયાનો તો નામનો જ સરમુખત્યાર હશે, કારણ દોરીસંચાલન કરનાર તો એડ્ડા મુસોલિની જ હશે.

રાજનીતિમાં જેનો વધારે પ્રભાવ હોય એવી બીજી સ્ત્રી રૂમાનિયાના રાજાની મિત્ર અર્ધ-યાહુદી મેડમ લુપેસ્કૂ છે. રૂમાનિયાનો અત્યારનો ઇતિહાસ એ બે સમપ્રતિષ્ઠ અને ચતુર સ્ત્રીઓ વચ્ચે ચાલતા મતભેદનો જ ઇતિહાસ છે. રાજમાતા મેરી ને મેડમ લુપેસ્કૂ વચ્ચે મતભેદ થાય છે તો વિજય લુપેસ્કૂનો જ મોટે ભાગે થાય છે. કાદરેનનો અંત થયો ને રાજસી નિરંકુશતા સ્થાપિત કરી શકાય એ બધાના મૂળમાં આ લુપેસ્કૂ જ હતી.

પણ ઈંગ્લાંડની રાજનીતિમાં આવી પ્રેમિકાઓનો હાથ નથી હોતો. ત્યાં તો સ્ત્રીઓ પોતાની ઉચ્ચ સ્થિતિ અથવા વંશને લીધે અથવા ઉચ્ચ કુટુંબો સાથે સંબંધ હોવાને

લીધે પ્રભાવશાળી જણાય છે. ઈંગ્લાંડમાં બે સ્ત્રીઓનાં નામ ખાસ આગળ તરી આવે છે. એક તો પરદેશખાતાના આગલા પ્રધાનની વિધવા લેડી ઓસ્ટિન ચેમ્બરલેન અને બીજી અમેરિકાના ધનકુબેરની વંશજ લેડી નેન્સી એસ્ટર.

લેડી એસ્ટર જે છેલ્લાં વીસ વર્ષથી પાર્લિઆમેન્ટની મેમ્બર થતી આવી છે તે કુશળ રાજનીતિજ્ઞા છે. તેનો પતિ 'હાઉસ ઑફ લોર્ડનો મેમ્બર છે જ્યારે તેનો જમાઇ, બનેવી અને પુત્ર હાઉસ ઑફ કોમન્સના સભ્યો છે. લોકો કહે છે કે એસ્ટર વંશજ બ્રિટિશ સરકારને જર્મની તરફ પક્ષપાત કરવા માટે ફરજ પાડે છે. લેડી એસ્ટર બહુ જ ઉત્સાહપૂર્વક દેશનું કામ કરે છે. એ માટે એનું ઈંગ્લાંડમાં ઘણું માન છે તેના રાજનૈતિક સાથીઓ ' ક્લાઇવડન સેટ 'ના નામે જાણીતા છે.

લેડી ઓસ્ટીન ચેમ્બરલેન પણ લેડી એસ્ટરના સિદ્ધાંતોમાં માનવાવાળી છે–તેનો પતિ જો કે સરમુખત્યારીનો જબરો વિરોધી હતો, સર ઓસ્ટીન અને લેડી ઓસ્ટીન બેઉ ઇટાલીનાં ભક્ત છે. લેડી ઓસ્ટીને પોતાના પતિ સાથે રહીને રાજનૈતિક શિક્ષા મેળવી. કહેવાય છે કે ગત એંગ્લો–ઇટાલીઅન સંધિ વખતે વડા પ્રધાન ચેમ્બરલેનને લેડી ઓસ્ટીનની ઘણી મદદ હતી. જ્યારે લેડી ઓસ્ટીન ફ્રેંકોને ઇંગ્લાંડનો મિત્ર બનાવવા સ્પેન ગઇ હતી ત્યારે ઘણા પ્રજાતંત્રવાદીઓ અસંતોષ પામ્યા હતા.

અત્યાર સુધી તો ઉચ્ચ વંશની જ મહિલાઓની વાત કરી, હવે ૪૮ વર્ષની અને એક સાધારણ વંશમાં જન્મેલી એક મહિલાનો ઉલ્લેખ કરીશ, જેનો પ્રભાવ યુરોપમાં ઘણો છે. તેનું નામ સ્ટેફની હોહેનલોહ છે. તે વિએનાના ડૉકટર રિચટનની પુત્રી અને ઑસ્ટ્રિયાના ઘોડેસ્વાર લશ્કરના અમલદાર હોહેનલોહની સ્ત્રી હતી. મહાયુદ્ધ પછી તેણે પોતાના પતિ સાથે છુટાછેડા કર્યા હતા અને ત્યારથી તે યુરોપની રાજધાનીઓમાં એકલી જ ફરે છે. તે ન તો કદિ પોતાના વિચાર પ્રગટ કરે છે કે ન તો સાર્વજનિક જીવનમાં આવવાનો પ્રયત્ન કરે છે. એ માટે જ તેનું રાજનૈતિક જીવન ઘણું રહસ્યમય ગણાય છે. કોઇ નથી કહી શકતું કે તે રાજનૈતિક રંગમંચ પર ક્યારે અને કેમ આવી પણ જ્યારથી તે લંડન રહેવા લાગી ત્યારથી લોકો જાણી ગયા છે કે યુરોપનાં જુદાં જુદાં રાષ્ટ્રો તરફ તે સહાનુભૂતિ ધરાવે છે અને તેમની વચ્ચે શાંતિ સ્થાપવા માટે તે સદા પ્રયત્ન કરતી રહે છે. તેના આ સ્વભાવને લીધે તે હિટલરની ઘણી માનીતી છે ને જર્મનીમાં તેનું ઘણું સન્માન થાય છે. ઇંગ્લાંડના લોકોનું ધ્યાન તો તેના તરફ ત્યારે જ ખેંચાયું જ્યારે તેમણે એક દિવસ જોયું કે તે સુડેટન જર્મન નેતા હેનલીન તથા હિટલરના સેનાનાયક બીડમેનની મહેમાન બની તેમની સાથે રહી છે. ત્યારે જ એ રહસ્ય ખુલ્યું કે એ સ્ત્રીએ જ બ્રિટિશ મંત્રીઓ અને હિટલર વચ્ચે વાતચીત ચલાવવાનો માર્ગ સુગમ કરી આપી મ્યુનિકની સંધિ કરાવી હતી.

[ નવચેતન-સપ્ટેમ્બર ૩૯ માંથી ઉધૃત ]

# ગુજરાતી મહિલાઓનું સંસ્કાર જીવન

**આ**પણા ગુજરાતી સમાજમાં ઉમ્મર લાયક થયા પછી સેંકડે નવ્વાણુ બહેનો પરણી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરે છે અને ત્યારથી રસોઈ પાણી, વાસણ ઇ૦ ગૃહકામ અને બાળકોના કામમાં જ તેઓ લાગી જાય છે. એ કામો કરતાં બચતો વખત બપોરે ઊંઘવામાં કે એક બીજાની કુથલી કરવામાં ગાળે છે. થોડું ઘણું ભણેલી બેનો પણ એજ રીતે જીવન ગાળતી થઈ જાય છે. ઘરનો પુરૂષ વર્ગ બૈરાંના કામમાં પડતો નથી. પુરૂષ વર્ગ ધંધાધાપામાં, દુકાન પેઢીમાં કમાવા જાય છે. ઘરની બહેનો કેવી રીતે વખત ગાળે છે તેની તેમને પડી પણ હોતી નથી. કામકાજથી પરવારી ઘેર આવતાં જમવા વગેરેની સગવડ સચવાય એટલે તેમને સંતોષ થાઈ જાય છે.

પણ આ યોગ્ય છે ? બહેનોનો આળસમાં જતો વખત જો તેઓ સારાં સારાં પુસ્તકો વાંચવામાં ગાળે તો ? થોડુંક ભણેલી બેનો આજકાલ ઘણી જોવામાં આવે છે. તેમને માટે ઘરનો પુરૂષ વર્ગ થોડાં સારાં પુસ્તકોની સગવડ કરી આપે તો જરૂર તેનો ઉપયોગ થાય. દેશપરદેશમાં કેવા કેવા બનાવો બની રહ્યા છે ? તેનું રહસ્ય શું છે ? બાળઉછેરની શાસ્ત્રીય પદ્ધતિ કયી ? માતાએ બાળકનું શિક્ષણ કેવી રીતે શરૂ કરવું જોઈએ ? બાળ શિક્ષણની પદ્ધતિઓ કયી કયી છે ? પોતાનાં બાળકોને સભ્ય, શિષ્ટ, વિવેકી અને વ્યવહાર કુશળ બનાવવા શી રીતે તેમને ઉછેરવાં તેમજ કેળવવાં જોઈએ ? આ બધું વિચારતી હોય એવી કેટલી બેનો મળી આવશે ? વાત એ છે કે આજે આપણી ઘણી ખરી બહેનો અજ્ઞાનમાં અને જડતામાં સડે છે, તેમને યોગ્ય કેળવણી મળે તો તેઓ સરસ માતા, સરસ ગૃહિણી અને સરસ સેવિકા થઈ પડે. પરણેલી અને બાળકોવાળી માતાઓને ઘર છોડી કેળવણી લેવા પરગામ બીજી સંસ્થામાં જવાનું બની શકે નહિ એ સ્વાભાવિક છે પણ ઘેર બેઠાં સારાં સારાં પુસ્તકો વાંચીને તેઓ પોતાનો અભ્યાસ વધારી શકે.

ગુજરાતી સાહિત્યનો સાધારણ પરિચય પણ ન હોય, નર્મદ કોણ ? હરિજન બંધુ શું ? નવજીવન શું ? દક્ષિણામૂર્તિ કે વિદ્યાપીઠ શું ? કાકાસાહેબ, કિશોરલાલભાઈ, ગિજુભાઈ કે નાનાભાઈ આ બધા કોણ છે ને શું કરે છે, તેની પણ જેમને માહિતી ન હોય એવી બહેનોએ શરમાવું જોઈએ.

'પ્રસ્થાન', 'ઊર્મિ' કે 'માનસી'ની વાત જવા દઈએ પણ 'શ્રીબોધ', 'ગુણસુંદરી' કે 'બાળમિત્ર' પણ જેમણે જોયું ન હોય એવી હજારો ભણેલી બહેનો મળી આવશે.

આ સ્થિતિમાં પરીવર્તન થવું જ જોઈએ. શિષ્ટ સાહિત્યનો અભ્યાસ બહેનોએ કરવો જોઈએ. સારા સંસ્કાર અને જ્ઞાન કોઈ સંસ્થામાં જવાથી જ આવે છે તેવું કંઈ નથી. ઘેર બેઠાં સારાં સારાં પુસ્તકોનાં વાંચન મનનથી ઉચ્ચ સંસ્કાર કેળવી શકાય છે. કોઈ નહિ તો બચતો વખત સારાં પુસ્તકો વાંચવામાં જશે તો નુકશાન કંઈ જ નથી, લાભ ઘણો જ છે.

જે બહેનો થોડું ઘણું ભણી હોય તેઓ જેઓ નિરક્ષર હોય તેમને અક્ષરજ્ઞાન આપી આપી શકે. મોટી ઉમ્મરના ભાઈબહેનો પણ વાંચતા લખતાં શીખી શકે છે. સાધારણ વાંચતાં લખતાં શિખતાં દોઢ કે બહુ તો બે માસ થાય છે. એને માટેની સાદી, સહેલી,

સસ્તી અને સુંદર ચોપડીઓ પણ બહાર પડી છે. જે બહેનો થોડુંક પણ ભણી હોય તેઓ જો એકાદ પણ અભણ બહેને અક્ષરજ્ઞાન આપે તો તેમનું ભણતર સાર્થક છે. વિદ્યાદાન જેવું બીજું દાન નથી. બાળ કેળવણીનો બધો ભાર બહેનોએ ઉપાડવાની તૈયારી કરવી જોઇએ. એ માટે અભ્યાસ અભ્યાસ અને અભ્યાસ એ જ ઉપાય છે. પોતે જ પોતાની મેળે સારાં પુસ્તકો વાંચી અભ્યાસ કરી શકાય છે.

ઘર કામ અને બાળકોનું કામ મૂકીને વાંચવા બેસવાનું અમારૂં કહેવું નથી. ઘર કામ અને બાળકોનું કામ તો સૌથી પહેલું કરવાનું હોય જ. પણ બચતો વખત ગપ્પાં કે કુથલીમાં ન વેડફી નાંખતાં સારાં પુસ્તકોનો અભ્યાસ કરવામાં વપરાય તો બહેનોનું સંસાર જીવન ઝળકી ઉઠે એની અમને ખાત્રી છે.

( શિષ્ટ સાહિત્ય પત્રિકામાંથી )

* ——————— *

## યૌવનઃ એટલે જીવનનો રસ

યૌવનકાળ એટલે માનવજીવનનો રસદાયક ને આનંદપૂર્ણ ભાગ.

જીવનકાળમાંથી યૌવન ભાગ લઇ લેવામાં આવે તો ?

તો !

એના વીના જીવનનિરસ અને આલ્હાદહીન લાગવાનું.

યૌવનકાળમાંજ ઘણુંખરૂં માનવી કે ને કે અશ્રુતપૂર્વ, અભૂતપૂર્વ પરાક્રમો કરી અમર નામના મેળવે છે.

યૌવન હોય ત્યાં સુધીજ અસીમ આશા, અદમ્ય ઉત્સાહ ને અવિરત જોમ હોય છે!

ને યૌવન એટલે જ સાહસોનો સમુદ્ર !

ત્હેમાંજ સહુયે હંકારવાનાં છે પોતપોતાનાં હોડકાં; ને કુશળ નાવિકની જેમ તારીને લાવવાનાં છે. જીવનને સામે પાર વૃદ્ધાવસ્થામાં થોડાંજ સાહસો ખેડાય છે ?

એ કાળે મનુષ્યને જીવનનો થાક નથી લ્હાગતો. જીવન ભારરૂપ નથી લાગતું. :

હા, તે કાળે પગ ખસતાં, ડગલું ભૂલાતાં પડવાના ઘણા પ્રસંગો આવે છે; ને પડાયે. છે અને પ્રયત્ન કરીએ તો ઉઠાયે છે.

યૌવન એટલે માનવ જીવનનો સુવર્ણયુગ છે; મધ્યાન્હકાળ છે.

માણસની ચડતી અગર પડતી, ઉન્નતિ અગર અવનતિનાં પગલાં પણ ઘણાંખરાં એમાંજ મંડાય છે.

એને જે જીત્યું તે સમગ્ર જીવન જીત્યું.

અમર રહો એ યૌવન.

શ્રી. દેવશંકર મહેતા

# નારી-જીવન [ એક શાબ્દિક ચિત્ર ]

લેખક
શ્રી નરોત્તમ મિસ્ત્રી

તે ગરીબ કુટુંબમાં ગરીબાઈની મુશ્કેલીઓ વચ્ચે જન્મી હતી ગરીબાઈમાં જે લાલન પાલન મળી શકે તે લાલનપાલનથી ઉછરી હતી

બાલપણુ પુરૂં થયુ ન થયુ ત્યાં તો વિવાહિતા થઈ, ગૃહસ્થાશ્રમનો ભાર શિર પર પડયો પોતાનુ દુઃખ ગળી જઈ અન્ય સ્વજનોને સુખી કરવાની લિપ્સાથી-લાનસાથી-ચિંતાથી દિવસે દિવસે ચીમળાવા લાગી

કોઈક વખત નારાજ કોઈક વાર ચિંતાતુર કોઈક વાર વડિલની બીમારીની ચિંતા તો કોઈક વાર બિમાર પતિની દવાદારૂની ચિંતા

પથારી વશ બિમાર પતિને દવા આપી પરવારી ત્યાં ઘરમાં કચરો વાળવાનો પડયો છે એઠાં વાસણો માંજવાના બાકી છે ઝટપટ ઉપસ્થિત ગૃહકાર્યોથી પરવારી નારી-ધોઈ ચૂલો સળગાવી રસોઈની તૈયારીમાં ગૂંથાઈ અર્ધી રસોઈ તૈયાર થઈ ગઈ છે ત્યાં બે મહેમાન આવ્યાના ખબર મળ્યા

બિચારી, મનમાં ને મનમાં વિચારતી હતી કે રસોઈ-પાણીથી પરવારી બિમાર પતિના અશક્ત શરીરને ચંપી કરી દુઃખમાં ભાગ પડાવીશ ત્યાં તો મહેમાનોનો બોજો

ઉજાગરાથી શરીર અસ્વસ્થ છે આંખોમાં અગન ઉઠે છે માથુ ભારેખમ છે બીજી બાજુ મહેમાનોને જમાડી ગાડીએ જવાની ઉતાવળ છે

મહેમાનોને જમાડી વિદાય કરી વાસણો માંજવામાં ગૂંથાઈ વાસણો માંજી પરવારી ત્યાં તો નાવણીમાં પલાળેલાં કપડાંનો ઢગ પડયો છે ! દુઃખતે હાથે તેનો જેમ તેમ નિકાલ કરી સુકાયેલાં કપડાંની ઘડી કરવામાં ગૂંથાઈ પતિના ધોતીઆની ઘડી કરતાં જોયુ તો તે ફાટેલુ છે જો તેને સમય સર સીવવામાં ન આવે તો વધુ ફાટી જશે ઝટપટ સીવવામાં પરોવાઈ

સાંજ થવા આવી આ બાજુ બિમાર પતિની પાસે બેસી દુઃખમાં ભાગ પડાવવા જીવ લલચાય છે બીજી બાજુ સાંજના ગૃહકાર્યોની ચિંતા વધે છે પૂંજો વાળવાનો છે શાક મૂકવાનું છે રોટલી-ભાખરી બનાવવાની છે પાછી તેજ પુનરાવૃત્તિ આમ પળની વિશ્રાંતિ વિના તેનું એક-ધારૂં જીવન વીતી રહ્યુ છે

પછી-પુત્રવતી બની સંતાનોની જવાબદારી વધી બચ્ચાંના લાલન-પાલનના વિચારમાં ને વિચારમાં દિવસ-રાત એક થવા લાગી બચ્ચાંને નવરાવવાં, કપડાં પહેરાવવાં, ખવડાવવાં સુવડાવવાં આમ એનું કામ વધતું જ ચાલ્યુ હું કેવી હતી અને કેવી બની ગઈ તે વિચારવાની પણ ફુરસદ ન રહી, કાંચન વર્ણું શરીર, ઓજસ્વી ચહેરો આશાની ઉમંગો, અંતરના કોડોનો આમ એક પછી એક ત્યાગ કર્યો

બદલામાં શું ?

એના નિઃસ્વાર્થ ત્યાગની કોઈના કાનને ખબર નથી તેના જીવન વ્યાપી બલિદાનના સમાચાર જગતના કોઈ પણ સમાચાર પત્રમાં છપાયા નથી તેનું નામ કોઈએ જાણ્યુ નથી. તેની પ્રસંશા કોઈના હોઠે આઈ નથી કોઈક વાર નિંદા-કુથલીની બદબો તેના પર ઉડાવવામાં આવે છે ત્યારે આંખોના ખુણામાં મોતીના બેચાર દાણા ચમકે છે અને ચુપચાપ માગી બેમાં મળી જાય છે

આમ નિંદા અને મુશ્કેલી વચ્ચેથી માર્ગ કરતી, ગૃહસ્થા-જીવનનો બોજ ઉઠાવી જીવન સીડીનું એક પછી એક પગથીયુ ચઢી રહી છે

ખરે, હિન્દુ કન્યા જન્મથી જ ત્યાગ કરતાં શીખે છે તે દેવતાને ચરણે ચઢેલી ફૂલની કળી સમાન છે તેનું સાર જીવન આત્મ સમર્પણ અને બલિદાનની સાક્ષાત્ મૂર્તિ છે ક્વચિત્ માતા પિતાના ચરણોમાં, ક્વચિત્ વ્હાલસોયા પતિ માટે અને તે કુટુંબ અને સંતાનોની હિત ચિંતામાં પોતાનું જીવન સર્વસ્વ અર્પણ કરીદે છે જેમ પારિજાતકનું વૃક્ષ એક એક કરી પોતાના સર્વ પુષ્પો ભૂમિ માતાને ચરણે અર્પણ કરે છે *

* હિંદી લેખ ઉપરથી

# બાળક શા માટે રડે છે ?

લેખક : શ્રી. ડૉ. એ. એચ. પટેલ,
ડી. પી. એચ. ઇત્યાદી
મેડીકલ ઓફીસર ઓફ હેલ્થ, સુરત.

[ ગયા અંકથી ચાલુ ]

૮ બહુ બંધબેસતા કપડા પહેરાવવાથી બાળક રડે છે કારણકે તેને લીધે તેના બધા અંગો છૂટથી હાલીચાલી શકતા નથી અને શ્વાસ બરાબર લેવાતો નથી. ખાસ કરીને ટુંકા કોલરવાળું ખમીસ કે પેરણુ બાળકને પહેરાવી બટન બંધ કરવા નહિ. જો નાડાવાળી ચડ્ડી કે લેંઘો બાળકને પહેરાવવામાં આવે તો ચડ્ડી બહુ ટાઈટ બાંધવી નહિ. આ બાબતો ઉપરથી નજીવી લાગે છે પરંતુ અનુભવથીજ લાગ્યું છે કે તે બહુજ અગત્યની છે જો બાળકની વાયુપ્રકૃતિ હોય, ખોરાક નહિ પચવાને લીધે પેટમાં પવન ભરાતો હોય અને તેના લેંઘા કે ચડ્ડીના નાડા ખેંચીને બાંધવામાં આવે તો પેટ ઉપર કાપો પડે છે અને બાળકને ઘણીજ અકળામણ થાય છે. બાળકનાં કપડાં હમેશાં તદ્દન ઢીલાં અને સુંવાળાં જ હોવાં જોઇએ.

૯ ઘણી બહેનો બાળકના લંગોટને કસથી બાંધવાને બદલે સેફટી પીનથી બાંધે છે. ઉતાવળમાં અથવા બેદરકાર નોકરની ગફલતીથી કોઇ વાર પીન પેટની ચામડીમાં ખોસાઇ જાય છે. આવા દાખલા ક્વચિત જ બને છે પરંતુ કેટલાક બાળકની જીંદગીના ઇતિહાસમાં આવા બનાવ નોંધાયલા છે આવા દાખલા હોસ્પીટલ અને પ્રસુતિગ્રહોમાં પણ બન્યા છે માટે સેફ્ટીપીન વાપરનારે જરા કાળજીપૂર્વક તેનો ઉપયોગ કરવો.

૧૦ અતિશય કમજોર બાળક તો હમેશા રડયાજ કરે છે તેના શરીરના કોઇપણ અવયવો બરાબર કામ કરતા નથી અને તેના જ્ઞાનતંતુઓ એટલા બધા નબળા પડી ગયા હોય છે, કે બાળક નજીવા બનાવ કે અવાજથી ચમકે છે અને રડે છે. આવું બાળક જે પડખે સુતું હોય તે પડખું ઘણાજ થોડા વખતમાં દુઃખવા આવે છે. કમજોર બાળકને પડખું ફેરવવાની શક્તિ પણ હોતી નથી એટલે બિચારૂં રડયા કરે છે. આનો ઉપાય એ છે કે બાળકના કાળજીપુર્વક સારવાર કરવી, તેને વખતોવખત પાસું બદલાવવું; તેની પથારી તદ્દન નરમ અને સુંવાળી રાખવી અને તેની કમજોરીનું કારણ શોધી યોગ્ય દવા કરવી.

૧૧ અતિશય પાવાથી બાળક અકળાઇને રડે છે અને ઘણા વખત તો તેને ઉલટી થઇ જાય અને દુધ બહાર નીકળી જાય ત્યારેજ રડતું બંધ થાય છે. ઉનાળામાં પાણીની તરશ લાગવાથી પણ બાળક રડે છે. અમુક ઉંમરના બાળકને કેટકેટલે સમયે ધવરાવવું અથવા દુધ પાવું તે દરેક માતાએ શીખી લેવુંજ જોઇએ.

૧૨ બાળકને પેશાબ કે ઝાડો ન થાય તો પણ રડે છે. આયાઓને સોંપાયલા બાળકો ક્યારે પેશાબ કરે છે કે ઝાડે જાય છે તેની માતાને ખબર પડતી નથી. આયા તો આની ખબર ભાગ્યેજ રાખે છે. નોકરોને સોંપાયલા બાળકોને ત્રણ ત્રણ દીવસ સુધી ઝાડો ન થયો હોય તેવા દાખલા આ લેખકે જોયા છે, જે

બાળકને એકલા ગાય કે બકરીના દુધ પર રાખવામા આવે છે તેને સખ્ત કબજીઆત થાય છે અને આવા બાળકનું પેટ પણ ઘણી વખત ફુલી જાય છે કૃત્રીમ ખોરાક ઉપર ઉછરનાર દરેક બાળકને કબજીઆત વિશેષ કરીને રહે છે ટુંકમાં બાળકને કદાપિ કબજીઆત રહેવા દેવી નહિ અને તે દુર કરવા ડૉક્ટરની સલાહ મુજબ ખોરાકમાં ફેરફાર કરવો અને દવાઓ આપવી બાળકનો જો પેશાબ બંધ થાય તો તાત્કાલિક ઈલાજ કરવાની જરૂર પડે છે ત્રણથી સાત વરસની ઉંમરના બાળકને કોઈ વખત પેશાબની કોથળીમા પથરી ઉત્પન્ન થવાથી પેશાબ થતો નથી આ રોગ બહુ જવલ્લેજ થાય છે પણ જ્યારે થય છે ત્યારે માબાપને સમજ પડતી નથી કે શું કરવું આવા સંયોગોમાં ડૉક્ટરની મદદ લેવી અત્યંત જરૂરી છે

૨૩ બાળક જીદ્દી હોય તો રડ્યા કરે છે બીજા બધા કારણોથી રડતા બાળકને રડતું બંધ કરવું બહુ સહેલું છે પણ જીદથી રડતું બાળક છાનું રાખવું તે એક કોયડો છે આને માટે બે શબ્દ વધારે લખવા જરૂરી છે બાળકની ઘણી કુટેવોમાં રડવાની કુટેવ સૌથી વધારે સામાન્ય છે બાળકને જો તદ્દન બચપણમાં કોઈ ટેવ પડે છે તો તે રડવાની પડે છે બાળક રડીને પોતાની શું ઈચ્છા છે તે બતાવે છે પણ બાળક રડવામા અનેક ઈચ્છાઓ પ્રદર્શિત કરે છે અને કાળજીવાળી માતા અનુભવ ઉપરથી જાણી શકે છે કે બાળક કયા ચોક્કસ કારણથી કયે સમય રડે છે બાળકને મનગમતી અમુક વસ્તુ ન મળે તો તે પોતાનો ગુસ્સો રુદન દ્વારા બતાવે છે
૧ જેમ જેમ બાળક મોટું થતું જાય તેમ તેમ તેની ઈચ્છાઓ વધારે વિસ્તારવાળી અને વિવિધ થઈ જાય છે અને પોતાની ઈચ્છા પુરી પાડવા અથવા પોતાને થતુ દુઃખ બતા-વવા બાળક રુદનથી માતાનું ધ્યાન ખેંચે છે પરંતુ હવે એમ પણ માન્યતા વધતી જાય છે આજકાલનું બાળક અગાઉના બાળક જેટલું રડતું નથી આનું મુખ્ય કારણ બાળકની સંભાળ વિષેનું અને તેના ખોરાક વધતું જતું જ્ઞાન છે ખોરાક આપવામાં ખામીઓ વૈદકીય કારણો સિવાયના બીજા બધા કારણોને લીધે રડવાની બાળકની ટેવ ખરું કારણ તેને ઉછેરવાની ખોટી રીત છે જે માતા બાળકના રડવાનું ખરું કારણ શોધી શકે છે તેને બાળકના રડવાનો પ્રશ્ન જરા પણ મુંઝવતો નથી પણ આ જગતમાં એવી સંખ્યાબંધ માતાઓ છે કે બાળકના રડવાના અવાજની સાથેજ બેબાકળી થઈ બાળકને ઉંચકીને છાતી સરસું દબાવે છે અને બાળકને શાંત કરવા ધવરાવે છે આવા અજ્ઞાન અને અધીરી માતા બાળકના રુદન વિષે એક વિચિત્ર અટકળો કરે છે બાળકની પાચનશક્તિ સારી હોય છતા તેને પેટમાં ગોળો ચડ્યો છે તેવી કલ્પના આવી માતા કરે છે બાળક નિયમિત રીતે વજનમાં વધતું જતું હોય છતા પોતાનું દુધ બાળકને પુરતુ પોષણ આપતું નથી તેમ તે માની લેય છે અને બાળક ભૂખથી રડે છે તેમ સમજી લેય છે ઉપરાંત દુનિયામા હસ્તી ધરાવતા દરેક રોગો બાળકના શરીરમાં છે તેમ પણ માની લેય છે પણ જો બાળક અતિશય માંદુ હોય તો જોરથી રડી શકે જ નહિ તે વાત તે ભુલી જાય છે આવા સંજોગોમાં અતિશય રડતું બાળક માતા ઉંચકી લેય છે અને બાળક માતા ઉપર જીત મેળવે છે માતા હારે છે અને બાળક તે પછી સદાને માટે સમજી જાય છે કે માતાનું ધ્યાન ખેંચવા માટે અથવા પોતાની જીદ પુરી પાડવા માટે જોરથી રડવું તે સબળ અને અસરકારક હથિયાર છે અને આ હથિયાર ઉગામવાની

સાથે જ માતા શિર ઝુકાવે છે અને બાળકને રડતું જ રહેવા દેવાની હીંમત પણ ધરી શકતી નથી. આવી રીતે બાળકને રડવાની કુટેવ લાગુ પડે છે. આ ટેવનો ખરો દુરૂપયોગ તો બાળક રાત્રે જ કરે છે. જે બાળક દીવસે થોડું રડતું હોય તે રાત્રે ઘણું જ રડે છે, આનું કારણ જાણવું તદ્દન સહેલું છે. ઉપર જણાવેલી પ્રકૃતિની માતા બાળકની દીવસે લગભગ બધો જ વખત સંભાળ લીધા કરે છે તેને જ્યારે જ્યારે તે રડે છે ત્યારે તેડે છે, ધવરાવે છે, રમાડે છે અને તે સીવાય બાળક જે જે કરવા માંગે છે તે કરવા દેય છે. રાત્રીના સમયે માતા ઉંઘે છે અને બાળક એકલું પડે છે. તેને આખો દીવસ માતાને પોતાની હાજરીમાં રાખવાની ટેવ પડી છે એટલે રાત્રે પણ તે એમ જ ઇચ્છે કે માતા તેની તહેનાતમાં જ રહે અને તેનું ધ્યાન ખેંચવા તે રડે છે. આવી રીતે જે બાળક ફક્ત, પોતાને ઉંચકીને ફરે તેટલા માટે જ રડે તેવા બાળકને ઉંચકીને **છાનું રાખવામાં જરા પણ લાભ નથી.** તેનાથી તો તેની કુટેવ દિન પર દિન વધતી જાય છે અને તેનો સ્વભાવ પણ ચીડીયો થતો જાય છે. જે બાળક વજનમાં નિયમિત વધ્યે જતું હોય, જેને કોઇ જાતનો રોગ ન હોય અને જે બરાબર દુધ પીતું હોય તે જો વગર કારણે રડે તો એમ સમજવું કે અધિરી માતાનું ધ્યાન પોતાના તરફ ખેંચવા અને પોતાને તેડીને માતા કે આયા ફરે તેટલા જ કારણસર રડે છે. જો આવા બાળકને એમ તેમ રડતું જ રહેવા દેવામાં આવે અને અધિરી માતા જરા હિંમત કરીને અને મન દૃઢ કરીને તેને રડવા જ દેય તો થોડા જ દીવસમાં બાળક આ ટેવ ભુલી જાય છે. જે કુટુંબમાં બાળકને બહુ જ લાડ લડાવવામાં આવે છે તે બાળકને પણ ઘણી જ રડવાની ટેવ પડે છે. કારણ કે આવા લાડકવાયા બાળકને કુટુંબના દરેક માણસ અવરનવર લઇ લઇને ફરે છે, બાળક તેડગરૂં થઇ જાય છે અને આખરે તે કુટુંબને અને **ખાસ કરીને માતાને જ ભારે પડે** છે. કારણ કે જ્યારે રાત્રે તે રડે છે ત્યારે માતાએ અને પિતાએ જ લઇને તેને અંધારી રાત્રે ફેરવવું પડે છે.

આ બધાં કારણોને જાણી લઇને આપણે રડતા બાળકને કેમ છાનું રાખવું તેનો સીધો અને સુતરો ઉપાય લઇ શકીએ છીએ. જ્યારે બાળક રડે ત્યારે તે ભુખ્યું છે કે કેમ, તેનાં કપડાં ભીના થયાં છે કે કેમ વગેરે અગાઉ બતાવેલા સામાન્ય કારણોને લીધે બાળક રડે છે કે કેમ તેનું અનુમાન કાઢી લેવું જો આવા કોઇ પણ સામાન્ય કારણની હસ્તી ન હોવા છતાં જ બાળક રડે તો તેને રડવા જ દેવું. જો બાળક ખોટા બહાના હેઠળ રડતું હશે તો તેને ઉચકો કે તરત જ તે રડતું બંધ થઇ જશે. આવું થાય કે તરત જ તેને પાછું સુવારી દેવું અને થાકે ત્યાં સુધી રડવા જ દેવું. એટલી તો સાદી સમજની વાત છે કે જો બાળકને પેટમાં દુઃખાવો થતો હોય તો તેને ઉચકી લેવાથી તે મટી જતો નથી જ. આટલા માટે, રડવાના સામાન્ય કારણોની ગેરહાજરીમાં બાળક રડે તો તેને રડવા દેવાની હિંમત માણસે બતાવવી. આ યુક્તિની ફતેહનો આધાર માતા અને પિતાની હિંમત અને કઠણ હૃદયપર છે. જીદ્દી બાળક પોતાના તરફ ધ્યાન ખેચવા માટે અને તેડવા માટે એટલું જોરથી રડશે કે માતા અને પિતા બન્નેની ધીરજ ખુટી જાય અને તેઓ દયાના આવેશમાં બાળકને ઉંચકી લેવાની ગંભીર ભુલ જો કરે તો **બાળક અને માતાપિતાના આ યુદ્ધમાં બાળક જીતી** જશે. આટલા માટે આવી ભુલ કદાપી કરવી નહિ. એવા

[ અનુસંધાન પૃ. ૧૮૭ ]

તો જૂદી જ થઇ ગઇ છે ને સુશીલા એને અણુકારે એવી નથી.

**કાશી** : બધાયે ખરેખરીયા છે. હવે તો બા કોઇને ક...સુ સીખવવું પડે એવું નથી. ચાલ બા, ચાલ, આચારજી દરસણ કરીને પછી બેસીએ.

[ દર્શન કરવા જાય છે. ]

( પડદો પડે છે. )

---

## પ્રવેશ ૨ જો

[ સમય સાંજના ૬ વાગ્યાનો, હંમેશની ટેવ પ્રમાણે પાનની પેટી લઇ ઉજમ ડોસી ઓટલે બેઠાં છે. વિજળીને ચંચળ રસ્તેથી જાય છે. ]

**ઉજમ** : અયલા એ વિજલીયાવી, કહાં જાય આવવા ?

**વિજળી** : પેલા અમૃતલાલની કુસુમની ખબર લઇ આવી.

**ઉજમ** : હવે કેમ છે એને ?

**વિજળી** : છે એવું ને એવું છે બા, કહે છે કે આજ રાત કહાડે તો કહાડે.

**ઉજમ** : હેં સુ કહો છો ? આ મારે ય એને જોવા તો જવું છે, પણ બા મેં તો સાંભળ્યું છે કે એ તો સંન્નિપાતને લીધે ભાયડાઓના દેખતાં ગમે એવી ગાળો દે છે, તે બા આપડે ઉલટા શરમાઇ મરીએ.

**વિજળી** : તે તુ સુ કામ ગભરાય છે ? બહુ બહુ તો એ તને તો ' રાંડ, ડોસી ' એવું કહેસે. ને એ તો તું છેજ ને ?

**ઉજમ** : હશે તારે કાલ જઇ આવીશ, ગયા બાકી કંઇ ચાલે ?

---

## પ્રવેશ ૩ જો

[ સમય સવારના સાડા નવનો, પ્રમીલા બારણે સાક વાળાની રાહ જુએ છે. બંસરી અને સુધા તેનું ધ્યાન ખેંચે છે. ]

**બન્ને સાથે** : Hearty congratulations, પ્રમીલા.

**પ્રમીલા** : Thanks. ઘરમાં તો આવો. કંઇ બહારથી તે જતાં રહેવાય.

**સુધા** : ના, ના, અત્યારે નહિ, સાંજે આવીશું.

**પ્રમીલા** : હવે આવો આવો, જવાય છે. બહુ માન ન માગીએ.

[ બન્નેને ઘરમાં લઇ જઇ પ્રમીલા તેમનું સ્વાગત કરે છે. બંસરી ને સુધા ટેબલ પર પડેલી ચોપડી ઉથલાવે છે અને બધાં ઉજમડોશીની શાકવાળા સાથે થતી રકઝક સાંભળે છે. ]

**શાકવાળો** : ( વેચતો વેચતો ) લીલું લસણ છે, ધાણાંને મરચાં છે, આ ગાંગડી ને વેગણ આવવાં.

**ઉજમ** : અયલા એ સાકવાલા, લીંબુ છે લીંબુ ?

**શાકવાળો** : ના બા,

**ઉજમ** : મ્હેર પાઘડીઅયલા, લીંબુ નથી રાખતો તે તારૂં સાક કોણ લેસે ?

**શાકવાળો** : બા, આ ભાઠાનાં વેગણ લેવાં છે ? તદ્દન બી વગરનાં છે.

**ઉજમ** : કેમ આપયાં ?

**શાકવાળો** : બે પૈસે શેર.

**ઉજમ** : બે પૈસે દોઢશેર આપવાં છે ?

**શાકવાળો** : ચાલો બા, બે પૈસે સવાશેર આપું.

**ઉજમ** : ના બા, દોઢશેર આપવાં હોય તો આપ. નહિં તો રહ્યું.

**બંસરી** : પ્રમીલા, આ બૈરાંઓ કએ દિવસે સુધરશે ? એક પાશેર માટે ગરીબ માણસ સાથે રકઝક ?

**સુધા** : ને બિચારાને કેવી રીતે treat કરે છે ? ' મ્હેર પાઘડીઅલ્યા ' તે જેને તેને કહેવાતું હશે ? એ તો એ બિચારો સારો તે સાંખી લે એવા શબ્દો. મારા જેવી હોયને તો તો એ ડોસીને પણ ખબર પડે.

**પ્રમીલા** : અરે એ તો એમજ દુનિયા

ચાલે. બધાં માણસ તે કંઇ સરખાં હોય ? આપણે મૂંગા મૂંગા શું થાય છે એ જોયા કરવાનું.

**સુધા :** હવે તમે M. A. નું વાંચવાનાં કે પછી બસ ?

**પ્રમીલા :** તે કંઈ અધુરૂં તે મુકાતું હશે ? તું ક્યાં સુધી ભણીશ ?

**બંસરી :** અરે એ તો અનુકૂળ સંજોગો હશે તો F. R. C. S. થવા ઇગ્લંડ જવાની છે.

**પ્રમીલા :** ( મજાકમાં ) હવે છોકરીઓને વળી ભણતરાં શાં ? ને અહિં નથી ભણાતું તે વળી છેક ઇગ્લંડ જવું છે ? છોકરીઓ તો જરા ભણાવીએ કે છાપરે ચઢી જાય ! આ હું એના બાપને ન્હોતી કહેતી કે એને ભણાવીશ નહિ. તો એ ભણાવી, તે લે કહીએ લેતો જા. હવે છોકરીને એફ. આર. સી. એસ. થવાના ઓરીયા થયા.

**સુધા :** પ્રમીલા, તું તો આબાદ ઉજમ ડોસી જેવું જ બોલે છે ! તને હવે અમે બધાં ઉજમ ફોઇજ કહીશું.

**ઉજમ :** તમને બધીઓને વાતોમાં ને વાતોમાં કંઇ ભાન છે કે નહિ ? પેલા છોકરાને ગાયે સીંગડું. મારયું તે રડતો રડતો ઘેર ગયો.

**બંસરી :** કોણ ?

**ઉજમ :** કોણ તે તારો ભાઇ, દિનેસ, સવારના પહોરમાં ભટકવા નિકળે છે તે કહેવા દે ને તારી માને...

**બંસરી :** ચાલ ભાઇ ચાલ જવા દે.

( પડદો પડે છે. )

---

[ બાળક શા માટે રડે છે ? અનુસંધાન પૃ. ૧૮૪નું ]

ઘણાંએ બાળકો છે કે જે વગર કારણે જ પા કલાકથી ત્રણ કલાક સુધી પણ રડયા કરશે પણ તેમ કરે છતાં પણ માબાપે જરા પણ નમતું આપવું નહિ. આમ કરવાથી બાળક દિવસે દિવસે રડવું ઓછું જ કરશે અને આખરે રડવું બંધ કરી દેશે. આવા જીદ્દી બાળકો હમેશાં દીવસે બહુ ઓછા રડે છે અને રાત્રે જ વધારે રડે છે તે ખાસ ધ્યાન રાખવું. એ વાત ખરી છે કે બાળકના જોરશોર અને લાંબા સમયના રડવાથી માતાના મગજ પર ઘણી ખરાબ અસર થાય છે પણ આ પ્રસંગે માતાએ ધીરજ રાખવાની જરૂર છે. અતિશય રડવાથી બાળક કદાપિ મરી જતું નથી. આ બધું જાણવા છતાં પણ જો માતાને બાળકને રડવું સાંભળવાની હિંમત ન રહે તો બાળકની કુટેવ સુધારવા ખાતર તેને બીજાને થોડા દીવસ સોંપવું. બાળકને રડવાની ટેવ સુધારવામાં લાગણી કરતાં સાદી સમજ અને ફરજને આગળ રાખવા. આમ જો થાય તો બાળકના રડવાના પ્રશ્નનો ઉકેલ દરેક માતા ઘણીજ સહેલાઇથી કરી શકશે

---

# ક્રાંતિના ધ્વજ તળે એકત્ર થાવ

લેખક : શ્રી. નરહરિપ્રસાદ સી. ભટ્ટ

સમાજના પાશવી અત્યાચારો સ્ત્રીઓ મુંગે મોઢે સહન કરતી આવી છે માટે જ સમાજ આપખુદી સત્તા જમાવી બેઠો છે. સ્ત્રીઓના ભોળપણનો, પાશવી અત્યાચારોનો સમાજે બરોબર લાભ ઉઠાવ્યો છે. સમાજના આજના કહેવાતા સુધારકો પુર્નલગ્ન અને સ્નેહલગ્નને બ્હાને દંભી આચરણો આદરે છે. સુધારાના ખોટા પ્રવાહમાં તણાઈ એ સુધારકોના હાથમાં ઘણીએ યુવતીઓ રમકડા જેવી બની ગઈ છે. સ્ત્રીઓએ પોતાની હાલતનો વિચાર કરવો ઘટે છે. જ્યાં અનેક બ્હેનો અજ્ઞાન અને અસંસ્કારી હોય, જ્યાં સમાજના આપખુદી શાસનનો નિર્દોષ બાળાઓ ભોગ બનતી હોય, ત્યાં સ્નેહ લગ્નની મહેફિલ ઉજવવી એ સ્ત્રીઓને શોભાસ્પદ છે ખરૂં કે ?

છતાંએ જો સિવિલ મેરેજ અને સ્નેહ લગ્નો હંમેશને માટે પોતાનું બળ જમાવે, યુવક અને યુવતીના માર્ગમાં એ લગ્નો કાંટારૂપ ન થાય, તો એવાં લગ્નો આવકારદાયક છે.

પરંતુ જે લગ્નોથી કેટલીક શારદા, તારા અને મણી બ્હેનની જીવન-વાડી ઉજ્જડ થતી હોય એવાં લગ્નોથી આપણને લાભ શું ? સ્ત્રી થઈ આપણે પુરૂષના મોહમાં આંધળા બની આપણી જ બ્હેનોનાં જીવનને દુ:ખી કરીએ તે શું આપણને શોભે છે ? સ્નેહ-લગ્નો એ સાચાં સ્નેહ લગ્નો ત્યારે જ બનશે જ્યારે યુવક અને યુવતી પરસ્પર બલિદાનની ભાવના કેળવશે. સ્નેહલગ્નો કરતાં તો આપણાં પ્રાચીન લગ્નો આપણને બલિદાનની વિશેષ ભાવના શીખવે છે.

એ પ્રાચીન લગ્ન પ્રથામાં ફેરફારો થાય તો આજે બબ્બે મહિને વર્ષે વર્ષે સ્નેહ લગ્નથી જોડાયેલા યુવક-યુવતીને જીવનથી છુટા પડવાનો પ્રસંગ આવે ? લગ્ન વિષયને બાજુએ રાખી, આપણે ઘડીભર સમાજના પાશવી અત્યાચારો પ્રતિ નજર નાંખીએ. વર્તમાન પત્રને પાને સુરતની એક સુસંસ્કારી બ્હેનના જીવનનો ઇતિહાસ વાંચી મારૂં દીલ કંપી ઉઠ્યું. એ ક્ષણે જ મને વિચાર આવ્યો છે કે જ્યાં સુધી આવી સુસંસ્કારી બ્હેનો આવા ઘોર નર્કાગારમાં સડતી હોય ત્યાં અગાઉ સમાજ કદી પણ પોતાની આંખ ઉઘાડશે નહિ ! હું તો હજુ કહું છું કે સુશિક્ષિત મહિલાઓએ ગામડે ગામડે ફરી અજ્ઞાન અને અસંસ્કારી બ્હેનોના જીવન-ઉત્કર્ષ માટે કંઈ કાર્ય ઉપાડી લેવું જોઈએ.

આજના યુગમાં પણ જ્યારે સમાજના જુલ્મ તળે જીવન સમાધિ લેતી બ્હેનોનો ઇતિહાસ આપણે સાંભળીએ છીએ ત્યારે કમકમાટી ઉપજે છે. આવા જુલ્મો માટે સમાજે આજ સુધી કંઈ કર્યું છે કે ? બેચાર વક્તાઓ અગર તો અપવાદરૂપ યુવકોએ પોતાના ઉભરા ઠાલવ્યા હશે ! પરંતુ તે છતાં એ જુલ્માટ-સીતમ અને અત્યાચારની અવધિ આવી રહી નથી આ જાતનાં જુલ્મમાંથી સ્ત્રીને મુક્તિ અપાવવા માટે તો પહેલાં સ્ત્રીઓએ કેળવણીનો પ્રચાર ગામડે ગામડે કરવાની જરૂર છે. તેથી મુંગે મોઢે અપમાન અને સીતમ સહેતી અજ્ઞાન બ્હેનોના હૃદયમાં આદર્શની ભાવના જાગે. કેળવણી વિના આર્થિક સ્વતંત્રતા નથી અને આર્થિક સ્વતંત્રતા વિના સ્ત્રીઓનો ઉદ્ધાર પણ નથી.

વર્તમાન યુગ એ ક્રાંતિયુગ છે. શહેરોમાં તો તેની ચીનગારીઓ ભભુકી ઉઠે છે. ગામડે ગામડે એ ક્રાંતિનાં આહ્વાનો જગાવી ગામડાની સ્ત્રીઓને જાગૃત કરવી એ આપણો ધર્મ થઈ પડે તેમ છે. ક્રાંતિની લડત સાચી હોવી જોઈએ, યુવકો તેમાં સાથ આપે અને ક્રાંતિના ધ્વજ હેઠળ વાસના, દંભ કે વિલાસને સ્થાન આપ્યા વિના આપણે એકત્ર થવું જોઈએ, આપણો ધ્વજ લઈ સાચી લડાઈના પંથે માર્ગ કાપીશું તો ભવિષ્યમાં સુરતમાં સમાજના જુલ્મની ભોગ બનેલી બાળાઓના દાખલા એક પણ સાંભળવા નહિ પડે. ક્રાંતિનો પવન ગામડે ગામડે ફુંકાશે તો આજનો સમાજ આપણા ક્રાંતિના ધ્વજ સમક્ષ જરા પણ જુલ્મ નહિ કરે. કિંતુ આપણે તે સમાજની સામે તત્કાળ માથું ઉચું કરશું.

# સ્ત્રી કેળવણી

લેખિકા શ્રી કનકલક્ષ્મી મોતીચંદ ઝવેરી

કેળવણી એટલે શું ?
પ્રાચીનકાળમાં સ્ત્રીકેળવણીનો પ્રચાર
અર્વાચીન કાળની સ્ત્રી કેળવણી
કેળવણીના અભાવથી થતાં નુકશાન
સ્ત્રી કેળવણીની અગત્ય
ઉપસંહાર અને બોધ

કેળવણી એટલે મનુષ્યમાં રહેલી કુદરતી, શારીરિક, માનસિક અને નૈતિક શક્તિની ખીલવણી વિદ્યા એ કેળવણીનું મુખ્ય અંગ છે માટે દરેક મનુષ્યે પહેલાં વિદ્યા સંપાદન કરવી જોઇએ વિદ્યાની દેવી સરસ્વતી વિદ્યા અને સરસ્વતી બંને નારી જાતિ છે માટે સ્ત્રીએ તો ખાસ કેળવાવું જોઇએ આ જમાનામાં કેળવણીનો પ્રચાર ઘણો ઓછો કહેવાય આપણે પ્રાચીન કાળની કેળવણી ઉપર નજર કરશું તો સહેજે જણાઇ આવશે, કે તે કાળમાં કેળવણી ઘણી જ આગળ વધી હતી હાલમાં તો ૫ કે ૬ વર્ષની ઉમર થાય એટલે કન્યાને શાળામાંથી ઉઠાડી લે છે પરંતુ તે વખતમાં તેવું નહતું સ્ત્રીઓને પણ પુરૂષના જેટલી જ છુટ હતી ગૃહ કેળવણી ઉપરાંત સંગીતકળા ચિત્રકળા, શસ્ત્રવિદ્યા વગેરે ઘણી જાતની કેળવણી મળતી હતી

જ્યારે રામ વનમાં ગયા ત્યારે વનમાં એક સુર્પણખા નામની રાક્ષસી રહેતી હતી તેણે રામની પાસે આવીને તેની સાથે લગ્ન કરવા કહ્યું ત્યારે રામચંદ્રજીએ કહ્યું કે, મારો ભાઈ ફુલ વીણવા ગયો છે તેની પાસે હું તને વાંસામાં લખી આપું, તે લઇને જા તેને વાંસામાં લખી દેવાનું કારણ એટલું જ કે બીજે કશે જો તે લખી આપે તો તે વાંચી જાય એટલે કે તે સમયે અનાર્ય પણ ભણેલા હતા તો આર્યોમાં કેળવણીનો પ્રચાર કેટલો હશે તેનો સહેજે ખ્યાલ આવશે

અને પ્રાચીન કાળની સ્ત્રીઓ એટલે સુધી ભણતી કે તેઓ મોટા મોટા પંડિતો સાથે વાદવિવાદ કરતી હતી જેમકે ગાર્ગી નામની સ્ત્રીએ યાજ્ઞવલ્ક્ય નામના સમર્થ પંડિત સાથે ટક્કર ઝીલી હતી અને મંડનમિશ્રની સ્ત્રી સરસ્વતીએ શંકરાચાર્ય નામના મહાન પુરૂષ સાથે વાદ કર્યો હતો અને મંડનમિશ્ર તથા શંકરાચાર્યના વાદમાં તે મધ્યસ્થ નિમાઇ હતી સ્ત્રીઓ આવાં કામ કરે તે બધા કેળવણીના જ પ્રતાપે અર્વાચીન કાળમાં પ્રાચીન કેળવણીનો લોપજ થઇ ગયો અને તેનું મુખ્ય કારણ મુસલમાનોનું આગમન છે મુસલમાનો કોઇ રૂપાળી સ્ત્રી દેખે તો તેને લઇ જતા એટલે સ્ત્રીઓને ઓઝલમાં રહેવું પડતું અત્યારે તો તે વખત ( મુસલમાનોનો ભય ) ગયો, પરંતુ સ્ત્રીઓથી બહુ બહાર ન નીકળાય તે તો કાયમ રહ્યું આ કારણને અંગે પ્રાચીન કેળવણીનો લય થયો છે પરંતુ હાલ એટલે અંગ્રેજી રાજ્ય દરમ્યાન આપણા લોકો કંઇક કેળવણીમાં સમજ્યા છે હાલમાં સ્ત્રીઓને કેળવણી મળે છે, નથી મળતી એમ નહિ, પણ તે ઘણી જ ઓછી કહેવાય. અને તે પણ પ્રાચીન કાળ જેવી નહિ હાલમાં સ્ત્રીઓને બે જાતની કેળવણી મળે છે (૧) સ્ત્રીઓને ઉપયોગી કેળવણી એટલે કે, ગૃહ કેળવણી, સંગીત ચિત્રકળા વગેરે (૨) પુરૂષોને મળતી કેળવણી, એટલે કે, ઇંગ્લીશ ભણવું અને ગ્રેજ્યુએટ થવું આવી બે પ્રકારની તેમને કેળવણી મળે છે સુધરેલા કુટુંબની કન્યા તો મોટે ભાગે ઇંગ્લીશ વધુ ભણતી હોય છે ઘણાં માણસો કહે છે કે સ્ત્રીઓને ભણાવીએ તો તે વંઠી ( ઉધરી ) જાય પરંતુ તેમની તે માન્યતા ભૂલભરેલી

છે, જે સ્ત્રીને પુરી કેળવણી મળી હશે, તે કદી પણ ખરાબ કામ કરશે નહિ. પરંતુ બીન કેળવાયલી સ્ત્રીઓ જ તેવાં કામ કરે છે. બીન કેળવાએલ સ્ત્રીઓ હશે તે બાળકને પણ બીકણુ અને નમાલા બનાવે છે. જો બાળક રડે તો કહેશે કે રડીશ નહિ નહિ તો સતરસિંગો આવશે. પરંતુ સતરસિંગો એટલે શું? ઉપરાંત આવી જાતની ધણીએ બીક બતાવે, અને નજીવી બાબતમાં બાળકને માર મારે. એટલે બાળક મૂંઢ જેવું બની જાય છે પરંતુ તેમ ન કરતાં જો તેનો વાંક આવે ત્યારે સમજાવીને તેની ભૂલ કબુલ કરાવશે, તો બાળક બીજી વખત ભૂલ કરશે નહિ. બાળકને શૌર્યવાન બનાવવાને બદલે બીકણુ બનાવે છે તે પણ કેળવણી ન હોવાનો જ પ્રતાપ છે.

સારાંશ એ કે જે દેશમાં સ્ત્રી કેળવણીને ઉત્તેજન નથી, તે દેશની ઉન્નતિની આશા રાખવી વ્યર્થ છે, અને નેપોલિયન પણ કહે છે કે:

કહે નેપોલિયન દેશને, કરવા આબાદાન,
સરસ રીત તો એજ છે, દો માતાને જ્ઞાન.

આ ઉપરથી પણ એમ જણાય છે કે, દેશને ચડતી સ્થિતિમાં લાવનાર સ્ત્રીઓ જ છે. અને પુરૂષોને પહેલાં તો સ્ત્રીઓ જ કેળવણી આપે છે, એટલે કે, બાળક નાનું હોય ત્યારે માતાના સહવાસમાં વધારે રહે છે. અને તે માતાના આચરણ પ્રમાણે ચાલે છે. ત્યારે જો માતા કેળવાયલી હશે તો બાળકને પણ સારૂં શિક્ષણ આપશે, એક કવિએ કહ્યું છે કે,

નારી નીચ મત કીજીએ, નારી રત્નોકી ખાન.
જીસ ખાનોમેં પેદા હુવા, ધ્રુવ, પ્રહલાદ સમાન.

શિવાજીને પણ માતાની કેળવણી સારી હોવાથી તે પણ મહાન કાર્ય કરી ગયા. આપણા દેશને આવી સ્થિતિમાં બચાવવા માટે સ્ત્રીઓને કેળવણી આપો, અને કેળવણી મેળવવા માટે સ્વતંત્રતા આપો. આમ ગોંધી રાખવાથી કેળવણી મળશે નહિ. દેશની ઉન્નતિ પણ થશે નહિ, અને તેની આશા રાખવી તે પણ વ્યર્થ છે.



# વિચિત્ર ત્રિકોણ

પ્રિય સુધા,

આ અણકલ્પ્યો અને અણચિંતવ્યો પત્ર જોઈ કદાચ તને આશ્ચર્ય ઉત્પન્ન થાય એ સંભવિત છે. કોઈ પ્રિયજનને પ્રથમ પત્ર લખવાનું હોય એટલે એક મહાભારત કાર્ય કરવાનું હોય એ પ્રમાણે જ લાગે. અનેકવાર ફરી ફરી લખાય છે; અનેક કાગળો ફાટે છે ત્યારે એક પત્ર લખી શકાય છે; અને તે પણ જ્યારે પોતાના પ્રિયજનને, એના હૃદયમાં ચાલી રહેલ મનોમન્થનનું ભાન કે કલ્પના પણ આવતી ન હોય ત્યારે તો આવો પત્ર લખવા કરતાં બીજું દુર્ઘટ કાર્ય હોઈ શકે એમ હું ધારી શકતો નથી. આટલું સત્ય જાણવા છતાં, હું આ પત્ર લખવાનું સાહસ કરૂં છું. આ પત્રનું જો કાંઈ કારણભૂત હોય તો તે મારૂં હૃદય જ છે. દેવ-દાનવોએ કરેલ સમુદ્રમન્થન કે કોઈક આહિરણના દધિમન્થનસમું મારૂં મનોમન્થન મહાન પણ કંઈક અજબ છે. આ પત્ર તે આ મનોમન્થનું જ પરિણામ. અગ્નિ ઉપર દૂધ મૂકી જો; એના નીચે પ્રચંડ અગ્નિ સતત રીતે પ્રજળવા દે, અને પછી જો કે એ દૂધનો ઉભરો આવરી શકાય છે ? દૂધનો ઉભરો આવરી શકાય તો હૃદયનો ઉભરો આવરી શકાય. હું અશક્ત છું; નિરાધાર છું-એ હૃદય ઉભરો દબાવવાને-આ પત્ર વાંચી તને આશ્ચર્ય ઉત્પન્ન ન થાય એટલા માટે આટલી પ્રાસ્તાવિક નોંધ બસ છે.

પ્રથમ તો હું, મારા મનમાં સતત ચાલી રહેલો એકજ પણ મહાન, ગંભીર પ્રશ્ન તારી સમક્ષ રજૂ કરૂં છું. તું મારી થઈશ ? આ એકજ પ્રશ્નના પરિણામ ઉપર મારૂં ભાગ્ય અને સુખ કે આનંદ અવલમ્બી રહ્યાં છે. જ્યારે હું મારા આત્મા વિષે વિચાર કરૂં છું ત્યારે મને મુરારીનું અવિભક્ત આત્મા કે પ્લેટોની સ્નેહમીમાંસા જ યાદ આવે છે. એમના વિચારોને હું પણ જાણ્યે-અજાણ્યે સંમત થાઉં છું અને મારા આત્માને બે શરીરમાં રહેલો કલ્પું છું. બે જુદા જુદા શરીરમાં રહેતા વિભક્ત આત્માને એક-અવિભક્ત કરવા તલસાટ જાગે છે ને કોઈક નિરાધાર, સકામ ભક્તની પેઠે પ્રભુને સંભારૂં છું-એની મદદ માગું છું. પ્રભુ પણ સ્ત્રીનું હરણ કરવામાં પુરુષાર્થ અને શૌર્ય સમાયલું દેખે છે; એને પણ સ્ત્રીનું હરણ કરવું પસંદ છે અને તેથી જ વિષ્ણુ ભગવાને કૃષ્ણરૂપે અવતાર લઈ રૂક્મીણિનું હરણ કર્યું અને સુભદ્રાનું હરણ કરવામાં અર્જુનને પ્રખર મુત્સદીની કલાથી મદદ કરી. કદાચ મને પણ પ્રભુ એવી મદદ કરે એ આશાએ પ્રેરાઈ મેં પ્રભુની સેવા આરંભી છે. પરંતુ એક વિચાર આવે છે. જે પોતે જ હરાયો છે તે કદિ બીજાનું હરણ કરી શકે ખરો ? તારૂં હરણ કરવાનો વિચાર કરૂં તે પહેલાં તેંજ મારૂં હરણ કર્યું. વિધિના હાથમાં મારી જીવનનૌકા ચાલી ગઈ છે. એ ક્યાં જશે ? ક્યાં થોભશે ? સુખ કે દુઃખને આરે ?

મને યાદ છે કે તું બરાબર બાર વર્ષની હતી ત્યારે મેં તને પહેલવહેલી બકુલના ઝાડ તળે ફૂલ વીણતાં દીઠી હતી. હું ભૂલતો ન હોઉં તો તે દિવસે તેં ગુલાબી ઘાઘરી અને લીલું પોલકું પ્હેર્યું હતું. તારૂં મોહક મુખ, ઇન્દ્ર ધનુષ્યની માફક વાંકા વળવાની છટા અને તારૂં નિર્દોષ સૌંદર્ય-એ બધાએ અજબ કાર્ય કર્યું. એ દિવસનો તારો દૃષ્ટિક્ષેપ ન ભૂલાય કે ન વિસરાય એવો સચોટ ને હૃદયવેધક હતો-એજ ક્ષણે મને લાગ્યું કે મને

આબુગઢ-ચંદ્રાવતીની અસલ ઐતિહાસિક વસ્તુ રજુ કરતી

વીર શૃંગાર અને કરૂણરસથી ભરપુર

રજવાડાના કાવાદાવા, અંતઃપુરની સ્ત્રીઓની રાજરમત
તથા અનેક ભેદભરમોથી ભરપુર

ઐતિહાસિક નવલકથા

# રાજયોગી

યાને

# પરમાર ધારાવર્ષદેવ

## ભાગ ૧-૨

જેની ત્રણ ત્રણ આવૃત્તિઓમાંની હજારો નકલો ખલાસ થઇ ગઇ છે.
અને આ ચોથી આવૃત્તિની જુજ નકલો બાકી રહી છે.

એક વખત વાંચવી શરૂ કર્યા પછી હાથમાંથી મુકવી નહી ગમે.
૫૦૦ પાનાનો દળદાર પોથો પાકું પુઠું છતાં મૂલ્ય

દરેક ભાગના રૂા. ૪-૦-૦

લખો :

લુહાણામિત્ર પ્રિ. પ્રેસ, ટાવર પાસે, વડોદરા.

પાસે બેઠા એમણે તારા શરીર ઉપર હાથ ફેરવ્યો કે તું ઉઠી બેઠી થઇ અને યોગીરાજને નમસ્કાર કર્યો યોગીરાજે મારી તરફ ફરી કહ્યું, 'બેટા, તું ચિંતા શા માટે કરે છે? તું જરા પણ ગભરાઇશ નહિ પ્રભુની કૃપાથી સૌ સારૂં થશે' હું એકદમ જાગી ઉઠયો. સ્વપ્નમાં શ્રદ્ધા કર્યાથી હેય? પણ ખરેખર તે દિવસથી તારી પ્રકૃતિ સારી થવા લાગી તું સાજી થઇ એટલે મે એક પછી એક એમ માનતાઓ ફેડી મારા હૃદયમાં બીજી આશા ઉદ્દભવી પ્રભુની કૃપા છે એટલે જરૂર તું મારી થઇશ એવી મને ખાત્રી થઇ. મને લાગ્યું કે સુકુમારને એના કાર્યમાં જરૂર યશ મળશે

એ વાતને ચારપાંચ વર્ષ વીતી ગયા એ દિવસે તું એક નિર્દોષ બાલિકા હતી આજ યૌવનના ઉંબરે ઉભેલી એક યુવતી થઇ છે તે દિવસનો સુકુમાર પે આજ રહ્યો નથી તે દિવસે જે ઉત્સાહથી એણે મારી પાસે વચન લીધું હતું તે ઉત્સાહ પણ એનો આજ રહ્યો નથી એ આજ બધું ભૂલી ગયો છે–ન ભૂલ્યો હોય તો ભૂલી જવા માગે છે એ વિસારી શકશે પણ હું શી રીતે વિસારી શકીશ? અત્યારે તો હું ઇશ્વર પર શ્રદ્ધા રાખી બેઠો છું છેવટનો પ્રયત્ન આદર્યો છે યશ તો વિધિના હાથમાં છે વિશેષ શું લખું? જે લખ્યું છે તે બસ છે વિશેષમાં પત્રની શરૂઆતમાં જે પ્રશ્ન તારી સમક્ષ રજૂ કર્યો છે એજ પત્રની અંતમાં પણ રજૂ કરું છું–તું મારી થઇશ? ઉત્તર લખજે, હું રાહ જોઉં છું

લી
તારો, શિરીષ

( ૨ )

બીજે દિવસે શિરીષ વિચાર કરતો ઓટલા ઉપર ઉભો હતો આજ એનો પત્ર સુધાને મળશે એ વાંચશે એ પર એકાદ મિત્રની માફક સુધાનું હૃદય પોતાના તરફ વાળશે એ આશાએ એનું હૈયું કુદવા લાગ્યું કોઇક વાર એના હૃદયમાં અજ્ઞાતપણે ધબકારો થતો પણ એના તરફ એનું લક્ષ ન હતું એ વિચારમગ્ન ઉભો હતો એટલામાં ટપાલીએ એના હાથમાં એક પરબિડીયું મૂક્યું એનું હૃદય જોરથી ધડકવા લાગ્યું એને અમંગળ શંકા આવી તરત જ પરબિડીયું ઉઘાડી એ વાંચવા લાગ્યો

પ્રિયમિત્ર શિરીષ

ઘણા દિવસ થયા તારા તરફથી કંઇ જ સમાચાર નથી અભ્યાસમાં બધો સમય જતો હશે એટલે પત્ર લખવા ફુરસદ ન મળે એ બનવાજોગ છે પરીક્ષા તો પૂરી થઇ હશે મે સાંભળ્યું છે કે આ વર્ષે બી એ ની પરીક્ષાના પ્રશ્નો બહુ સહેલા હતા, એટલે તારા જેવા માટે તો પહેલા વર્ગની જ આશા રાખી શકાય હું ઇચ્છું છું કે તારૂં નામ પહેલા વર્ગમા આવે બી એ પાસ થયા પછી આગળ તારો શો વિચાર છે તે લખી જણાવજે મને લાગે છે કે એમ એ માટે જવું વધારે યોગ્ય છે આજથી જ તારે નોકરીએ લાગવાની ખાસ જરૂર જણાતી નથી એટલે તારા જેવાએ તો વિદ્યા પ્રાપ્ત કરી શકાય તેટલી ઉત્તમ માટે જરૂર વિચાર કરી એમ એ ની ટર્મ્સ ભરવી શરૂ કરજે

તું ને હું સાથે મેટ્રીક પાસ થયા તે આગળ અભ્યાસ શરૂ કર્યો મે નોકરી સ્વીકારી *આર્થિક દ્રષ્ટિએ જોતા મારા કરતાં* તને અભ્યાસ માટે વધુ સગવડતાઓ હતી આજ તું બી એ ગ્રેજ્યુએટ થશે અને હું પણ મારા પ્રયત્નમાં સફળ થયો, એ ખરેખર આનંદદાયક વાત છે–ચાર વર્ષ થયાં મે હંગામી તરીકે કામ કર્યું ગઇ કાલે જ મને હુકમ કર્યો કે મને કાયમ કરવામાં આવ્યો

છે. આગળ ઉપર બહુ ફાયદો થવા સંભવ છે. જતે દિવસે રૂા. ૧૫૦) નો પગાર મળશે એવી આશા છે. સરકારી નોકરી છે એટલે પેન્શનનો પણ લાભ ખરો જ. પરંતુ એથીએ વધુ આનંદદાયક વાત તો બીજી જ છે.

હું નથી કવિ કે નથી વાર્તાલેખક એટલે કોઇ વસ્તુનું વર્ણન સચોટ રીતે ન કરી શકું. પરંતુ આજ તો હું એક વાર્તાલેખક જેવું તાદશ્ય વર્ણન કરવા પ્રયત્ન કરૂં છું. હૃદયમાં આનંદની ઘૂઘવાટ કરતી છોળો ઉડે છે અને એથી કવિ થવા ઊર્મિ જાગી છે.

બાલભાવને ધીમે ધીમે રજા આપતી, યૌવનના ઉંબરે આવી ઉભી છે; અર્ધ-ખીલી કળીની માફક એ તસતસે છે-પ્રફુલ્લે છે. શરીરે પાતળી પણ સુવર્ણરંગી છે. મુખચંદ્ર આહ્લાદક છે. ચંદ્રકલંકસમું ભાલ પ્રદેશ ઉપર કુંકુમ્ સોહાય છે. એની નાની પણ હરણી શી ચપળ આંખોમાં પુષ્પધન્વાના શરની તીક્ષ્ણતા ને તેજ ભરેલાં છે. એનું અણીયાળું નાક, કીરની ચંચૂનું ભાન કરાવે છે. અધર પર ગુલાબ ફરકે છે. એના રક્ત કપોલ ઉપર સંધ્યાનો ગુલાબી ગુલાલ છાંટયો હોય એમ લાગે છે. ઉરસ્થાન ભવ્ય ને વિશાળ છે. સૌંદર્ય નીતરે છે, એનાં અંગેઅંગમાં. તું કહીશ એ કોણ છે ? ના, ના. તું કરે તે પહેલાં હું જ તને જણાવીશ એ કોણ છે.

રામલાલની બીજી દિકરી, સુધાને તું ઓળખતો હોઇશ. ઉપરનું વર્ણન એનું જ છે. એમાં ક્ષતિઓ પણ હોય અને અતિશયોક્તિ પણ હોય, પરંતુ એના તરફ લક્ષ આપીશ નહિં. છોકરી સારી છે. સૌંદર્યની સાક્ષાત્ મૂર્તિમન્ત પ્રતિમા છે-હેમની વેલ છે. આ થઇ રૂપની વાત. સ્વભાવે પણ એ સદ્દગુણી છે-સુશીલ છે. અલબત્ત એની માતાનો પ્રધાન ગુણ કેટલેક અંશે એનામાં ઉતરી આવ્યો છે ખરો અને તેથી જ સ્વભાવે એ જરા તીખી છે; વાચાળતાને લીધે બીજાની ઠેકડી કરવામાં વધારે પડતી ઉસ્તાદ છે-બાકી સ્નેહ અને લાગણીનાં ઝરણાં તો એના હૃદયમાં અખંડ વહ્યાં કરે છે. એ રૂપ અને ગુણની ખાણ-સુધા સાથે મારો વિવાહ નક્કિ થયો છે. રામલાલ અને રાધાબેન સ્વભાવે જરા વિચિત્ર છે ખરાં. બંનેમાં વ્યવહારિક દષ્ટિ કે નિપુણતા જરાય જણતી નથી. એક નિર્માલ્ય-બેચિયું છે, બીજી પ્રચંડ અને તીખી છે. એટલા ભેદ સિવાય બંનેમાં સામ્ય છે. પરંતુ હું એમના સ્વભાવ તરફ જોતો નથી કેમકે મારે તો સુધા સાથે કામ છે. એ તો નભાવી લેવાશે.

હવે એક દુઃખદ પ્રસંગ જે થોડા દિવસ ઉપર બન્યો છે તે જણાવું છું. મારી બ્હેન કુમુદને કિશોર માટે સ્નેહ હતો અને એની સાથે જ લગ્ન કરવાનો એનો વિચાર હતો; એની તો તને ખબર છે જ. બકુલે કુમુદને કિશોર સાથે એક કરી આપવાનું વચન આપ્યું હતું. કિશોર બકુલના ફોઇનો દિકરો થાય છે એટલે બકુલ એ કાર્ય કરી શકશે એમ કુમુદને લાગ્યું અને તેથી એના મનમાં આશા જાગી. પરંતુ થોડા દિવસ ઉપર કિશોરે કોઇ સારી દેખાવડી છોકરી સાથે વિવાહ કર્યો. બિચારી કુમુદને એથી વધારે કારી ઘા કયો વાગવાનો હતો ! જ્યારથી એણે એ વાત સાંભળી છે ત્યારથી ખાવુંપીવું છોડી એ આખો દિવસ અને રાત રડે છે. અમે એને બહુ સમજાવીએ છીએ પણ એને સ્વાસ્થ્ય મળતું નથી. બકુલે કુમુદના જીવન ઉપર પાણી ફેરવ્યું. પ્રેમ કે સ્નેહ-એ તો એક પ્રકારનો રોગ છે. પ્રેમનો અંકુર ફુટે કે તરત જ એને બાળી મૂકવો વધારે શ્રેયસ્કર છે, કેમકે એને પ્રેરણા અને ઉત્સાહ આપવાથી એ અંકુરનું વિશાળ વૃક્ષ બને છે. એ વૃક્ષને કાપી નાંખવું સહેલ નથી. એને કાપવા જતાં વિષમ પરિણામ જ નીપજે. બકુલે કુમુદના સ્નેહને

પ્રોત્સાહન આપ્યુ ન હોત તો આજ આ કરુણ દિવસ આવ્યો ન હોત આશા આપવી નહિં અને આપી તો ઉચ્છેદવી નહિં. હશે. એ તો વિધિના લેખ મિથ્યા ન થાય પરતુ જગત કેટલુ સ્વાર્થી છે તે જોવા જેવુ છે બીજાના જીવનમા વિષ રેડી પોતે આનદ માને છે. પોતે સુખી થશે પણ બીજા બ્રેગી દિલનુ શુ થશે એની કલ્પના પણ એને આવતી નથી. પ્રભુએ આવુ સ્વાર્થી જગત શા સારૂ સરજ્યુ હશે ? આજ તો બન્નુય જાણે એમાંનુ કશુ ય જાણતી ન હોય એમ વર્તે છે.

એજ, વિશેષ લખવા જોગ કંઇ નથી. તુ વેકેશનમા આવીશ ત્યારે એને જરા સમજાવજે. વૈશાખ માસમાં લગ્ન કરી લેવાનો વિચાર છે તુ જરૂર આવજે. તારા વિના મારા લગ્નની શોભા અને મઝા અધુરી રહેશે. હમણા તો વડોદરામા સખ્ત તાપ પડતો હશે!

લી०

તારો, શશીકાન્ત

( ૩ )

શિરીષે પત્ર વાંચ્યો; ફરી વાંચ્યો. એ જ્યા આગળ ઉભો હતો ત્યાંનો ત્યાંજ ઠરી ગયો—ચિત્રવત્ બની ઉભો રહ્યો. પત્ર તરફ એક નજરે એ જોઇ રહ્યો. સુધાની મૂર્તિ એની નજર સમક્ષ આવી ખડી થઈ જૂના પ્રસંગો એના સ્મરણપટ ઉપર એક પછી એક, એમ તરવરવા લાગ્યા, જાણે ચિત્રપટ જ શરૂ થયું ન હોય! એ દિવસે એને ખાવાનુ પણ ભાવ્યુ નહિ ગમે તેમ બે કોળિયા મ્હોમાં મૂક્યા અને ઉઠયો પરીક્ષામાં પહેલો વર્ગ આવવાની આશાએ એને અપૂર્વ આનદ થયો હતો એ

આનંદ અને ઉત્સાહના આવેશમાં એણે સુધાને પત્ર લખ્યો. એના હૃદયમાં આશા જન્મી; અને ક્ષણવારમાં એ નષ્ટ થઈ. શિરીષ ગૂઢ ચિંતનમાં પડ્યો. સાંજના પણ એ ન ગયો ફરવા કે ન ગયો ક્લબમાં. એના કૉલેજના મિત્રો એને બોલાવી ગયા પણ એ દિવસે એ ઘેર જ રહ્યો. રાતના થોડું ખાધું ન ખાધું કરી ઉઠ્યો અને આરામખુરસી ઉપર, હાથમાં પત્ર લઈ બેઠો. ફરી એકવાર એ પત્ર વાંચ્યો.

" શશિકાન્ત સત્ય લખે છે. જગત્ સ્વાર્થી છે. જગતમાં માનવીઓ પોતાને અન્યાય થતો હોય કે પોતાનો સ્વાર્થ ડૂબતો હોય તો તે સાંખી શકતા નથી; પરંતુ પોતે બીજાનો સ્વાર્થ ડૂબાડતા હોય કે બીજાને અન્યાય આપતા હોય તો તે જોઈ શકતા નથી. પ્રભુએ એ જોયાની દિવ્યદૃષ્ટિ આપી હોત તો જગતમાં કેટલો સ્વાર્થ ઓછો થયો હોત! એ દિવ્યદૃષ્ટિ મેળવવા કોક વીરલા જ યત્ન કરે છે. શશિકાન્ત! તું તારી બ્હેનનાં વિપરીત ભાગ્ય માટે દુઃખ કરે છે-રડે છે; કિન્તુ તું નથી જોઈ શકતો કે તું પણ તારા મિત્રના જીવનમાંથી સુખ અને આનંદ છીનવી રહ્યો છે. તને કલ્પના પણ આવતી ન હોય કે જેનાથી તને આનંદ થાય છે તે જ મારા દુઃખનું બીજ છે. તું બકુલને દોષ દે છે; હું સુકુમારને શીરે દોષ ઢોળું છું, પરંતુ આપણે બંને અર્ધાં સત્ય છીએ, ખરું દોષિત તો આપણું ભાગ્ય જ છે. જે આશાએ મેં પ્રભુની સેવા આરંભી: જે આશાથી સુધાને પત્ર લખ્યો તે આશા, શશીકાન્ત, તેં ઉચ્છેદી હશે. તું મારો મિત્ર છે. મારો મિત્રધર્મ કહે છે કે તું સુખી તો હું સુખી. તારા સુખમાં કે આનંદમાં હું વિઘ્ન નહિ નાખું. તું સુખી થા-સુધાને સુખી કર. એજ મારી અંતિમ ઇચ્છા."

ઘડિયાળમાં બારના ટકોરા વાગ્યા અને શિરીષ સ્વપ્નસૃષ્ટિમાંથી જાગ્યો; એની વિચારમાળા તૂટી. " ઓહો! બાર વાગ્યા!" એ બડબડ્યો. ઉંચે આકાશ તરફ એની દૃષ્ટિ ગઈ. નક્ષત્રરાજ, ચંદ્ર પોતાના રસાલા સાથે મધ્યમાં આવ્યો હતો. રાત્રીની નિર્જનતા અને શાંતિમાં, આ સમયે એને આકાશ નિરીક્ષણ આકર્ષક લાગ્યું. અનિમેષ દૃષ્ટિએ આકાશ તરફ એ જોઈ રહ્યો. નરસિંહરાવની પંક્તિઓ એને યાદ આવી. અચાનક એના મુખમાંથી શબ્દો નીકળી પડ્યા:
" મને પ્રેરતા તારકવૃંદ આ હું આવ્યો રે."



# સુખ, સામર્થ્ય અને આનંદ

લેખક :

આજકાલ ઘણીખરી બ્હેનો શરીરથી અને મનથી જે સુખનો અનુભવ કરવો જોઇએ તે સુખ નથી અનુભવતી. કોઇને માથાનો દુખાવો, કોઇને કાનનું દરદ, કોઇને પેટનું દરદ, કોઇને કમરનું દુઃખ, કોઇને પગમાં કળતર, હાથમાં કળતર, છાતીમાં દરદ, અપચન, કબજીઆત, દ્રષ્ટિમંદતા, લોહીનું બગડવું, વાત, પિત્ત અને કફ વિકારથી ઉત્પન્ન થયેલા રોગો એવા અનેક રોગોથી પીડાયલી જ રહે છે. છતાં તે નિર્મૂળ કરવાના કુદરતી ઇલાજ કરવાને બદલે વૈદ્ય, ડોકટરોની દવા લેવા પાછળ સ્થિતિ મુજબ ઓછો વધુ દ્રવ્યનો વ્યય કરવા છતાં હંમેશ માટે રોગમુક્ત થવાનો સંતોષ પ્રાપ્ત કરી શકતી નથી, એટલે હમેશાં રોગમુક્ત રહેવાના કૃત્રિમ ઉપાયોને ત્યજી શ્રદ્ધાપૂર્વક કુદરતી ઉપાયો જાણીને અમલમાં મુકવાથી જ સર્વોત્તમ શરીર અને મનનું સુખ અનુભવી શકાય એ નિર્વિવાદ અને સચોટ સાધન છે.

## શરીર સ્વાસ્થ્ય અને કુદરતી ઉપાય

અત્રે ટુંકાણમાં સ્પષ્ટ શબ્દમાં કહેવા ઇચ્છું છુ કે, પંચભૌતિક સ્થુલ શરીર અને સૂક્ષ્મ શરીરરૂપી સાધનો પરમાત્માએ આપણને એટલા માટે આપ્યા છે કે વ્યાવહારિક અને પારમાર્થિક સાધનો વડે નિત્ય સુખને પ્રાપ્ત કરવા માટે, પરંતુ આપણે મુખ્ય સાધનરૂપ શરીર ઉપર બિનકાળજી રાખી રોગરૂપી દુઃખ ભોગવીએ છીએ. આ રોગો ઉત્પન્ન થવાના મુખ્ય કારણો અનેક છે એમાના થોડાં નીચે પ્રમાણે છે. અતિ બ્રહ્મચર્ય, તામસિક આહાર, શરીરના જુદા જુદા અવયવોને જુદી જુદી કસરતની ખામી, અને અંતઃકરણમાં ઉત્પન્ન થતા ખોટા વિચારો છે.

આપણું શરીર કુદરત (Nature)માંથી ઉત્પન્ન થયેલું હોવાથી આપણે જ્યાં સુધી અકુદરતી (બનાવટી) જીવનના સ્વાદ, નાટક, સિનેમા વગેરે બહારના દરયોમાં (સંક્ષેપમાં શબ્દ, સ્પર્શ રૂપ, રસ અને ગંધમાં) મોહિત થઇને એમાંથી સુખ મેળવવા પ્રયત્ન કરીએ તો કોઇ કાળે સુખ મળવું અસંભવ છે શાશ્વત સુખનો ઝરો આપણા પોતા પાસે છે પણ તે સુખ પ્રમાદમાં રહેવાથી ન મેળવી શકાય એ સુખને મેળવવા માટે તો સતત પ્રયત્નશીલ બનીએ ત્યારે જ મળી શકે. કહેવત છે કે 'પહેલું સુખ તે જાતે નર્યા' શરીર નિરોગી હોવું તે પ્રથમ સુખ છે ને તે નિરોગ રાખવા સાત્વિક આહારની જરૂર છે જેવા કે, ચોખા, ઘઉં, અડદ, તુવેર, મગ, દહીં, ઘી, સુકો મેવો, લીલાં ફૂટ વગેરે રૂચિ અનુસાર લેવાવાં જોઈએ. તીખા, તમતમા, ખાટા, વાસી, આંખમાંથી આંસુ નીકળે તેવા તીખા આહાર શરીર સ્વાસ્થ્ય રહેવા માટે વર્જ્ય ગણાવા જોઇએ.

સાત્વિક આહાર સાથે પવિત્ર જળનું સેવન, સ્વચ્છ અને સારા વસ્ત્ર, પવિત્ર સ્થળ, પવિત્ર વિચાર અને યોગ યૌગિક કસરત એ જીવનને પોષી આનંદ આપનાર છે.

મુંબઈ જેવા શહેરમાં વસનાર ઘણીખરી બહેનોને હમેશાં ડોકટર, વૈદ્યો અને હકીમના પાસે રોગ નિવારણના માટે દવા લેવા જવું પડે છે. કોઇ કોઇ બહેનો એવા હોય છે કે, એક અથવા બે દહાડા દવા બંધ કરે તો ત્રીજે દહાડે ચોક્કસ રીતે પથારી વશ થઇ

જવાનો સંભવ પણ હોય છે. જેમ જેમ દવાથી આરામ થશે એવી રીતે આશા રાખતા જશે તેમ તેમ વધારે ને વધારે અશક્તિ ને રોગનો પ્રભાવ વધશે એમ જાણતાં નથી.

હવેથી તમારે દવાનો ઘુંટડો પીધા વગર દરેક રોગનું નિવારણ કેમ થઇ શકે તેવી બીજી ખર્ચાળ અને તમારા ઘરમાં પણ કરી શકો એવી શરીર અને મનને આરોગ્ય રાખવાની અહીં આજ રીતે અવારનવાર શકય બતાવવામાં આવશે, તે મુજબ અભ્યાસ કરવા દૃઢનિશ્ચય કરી લેજો કે જેવી રીતે જમવાનો વખત થયો કે તુરત બીજા ગમે તે લાભનું કામ પણ મુકી દઇને જમવા બેસી જાવો છો તેવીજ રીતે ૨૪ કલાકમાં ૨૩॥ કલાક તમારા ગમે તે કામકાજના માટે વપરાશમાં લઇને ફકત અડધો કલાક અત્યંત મહત્ત્વનો જાણીને એ કસરતને માટે ઉપયોગમાં લેજો.

કુદરતના નિયમને અનુસરીને નાના બાળકો રમતગમતમાંજ દિવસો ગાળે છે ત્યારે જ તેમને માતાનું પયપાન પણ પચી શકે છે તો પછી આપણે શા માટે પોતપોતાને અનુકૂળ કસરત લઈ સુખી ન થઇએ ? ઘરનું કામકાજ ગમે એટલું કરીએ તો પણ દરેક અવયવોને જોઇએ તે પ્રમાણમાં કસરત નહીં મળવાના કારણે વ્યાધિગ્રસ્ત થવું પડે છે, માટે દરેક બ્હેને પોતાના ભલાના અર્થે જ સમજીને નિત્યનિયમ ઠરાવેલા વખતે જરૂર યોગીક કસરત કરશે એવી આશા રાખું છું.

કસરતનો વખત સવારે ઉત્તમ ગણાય પરંતુ સવારે બિલકુલ વખત ન મળે તો સાંજે પણ થઇ શકે છે. જમીને ૪ કલાક સુધી ન થઇ શકે. કસરત કરીને ૦॥ કલાક પછી જમી શકાય, કસરત કરવાની જગ્યા બને તેટલી ચોકખી અને હવા ઉજાસવાળી હોવી જોઇએ. સગર્ભા બહેનોએ કસરત કરવી નહિ.

### કસરત કરવાની પદ્ધતિ નં. ૧.

પ્રથમ જમણો પગ ડાબી જંઘા ઉપર અને ડાબો પગ જમણી જંઘા ઉપર બરાબર ગોઠવી દો, અને બન્ને હાથ બન્ને બાજુ જમીન ઉપર ટેકવીને શરીરને અદ્ધર-ઉંચકી રાખવું. જેટલું અદ્ધર રહે તેટલો લાભ અધિક જાણવો. આવી રીતે ત્રણ દિવસ સુધી ત્રણ મીનીટ સુધી કર્યા બાદ લગભગ પાંચ મીનીટ સુધી વધારી શકાય. આ કસરતથી હાથનું બળ વધશે. પેટ અને છાતીના સ્નાયુઓનું સારી પેઠે ખેંચાણ થતું હોવાથી તે સ્નાયુઓ શુદ્ધ થાય છે અને તેથી પેટ તથા છાતીનું આરોગ્ય વધે છે, વળી આથી અધિક લાભ થાય તે માટે ઉક્ત સ્નાયુઓનું મન વડે પણ ખેંચાણ કરવું.

### નં. ૨.

જમણો પગ ડાબી જંઘા અને ડાબો પગ જમણી જંઘા ઉપર એવી રીતે રાખવો કે તેની એડીઓ પેટની નીચેના ભાગમાં ચપોચપ બેસતી આવી જાય, પછી બન્ને હાથની પીઠ પાછળ આંટી દઇને જમણા હાથથી જમણા પગનો અંગુઠો પકડવો અને ડાબા હાથથી ડાબા પગનો અંગુઠો પકડી રાખવો. પશ્ચાત દાઢીને હૃદય ઉપર દબાવી રાખી નાકની અણી ઉપર દૃષ્ટિ સ્થિર કરી રાખવી. આ કસરત પાંચ દિવસ સુધી ૪ મીનીટ અભ્યાસ કર્યા બાદ શક્તિ અનુસાર ૮ મીનીટ સુધી કરી શકાય છે આ કસરતથી પેટના ઘણા રોગો દૂર થઇ જાય છે, આફરો, અપચો, પેટનો દુખાવો, આમવાયુ, બંધકોશ, ખાટા ઓડકાર આદિ સઘળા વ્યાધિઓ નષ્ટ થાય છે. અને કેડના સ્નાયુ તથા પગની નાડીઓ નિર્મળ થઇ જાય છે, તેથી તે ભાગની આરોગ્યતા વધે છે.

ઉપર બતાવેલી કસરત રોગી અને નિરોગી સૌ બ્હેનો કરી શકે છે.

# સુંદર વાળ

સ્ત્રીઓને અતિશય ગૌરવ આપે છે. વાળને સુંદર રાખવા માટે તમે લો તેટલી તસ્દી ઓછીજ છે છતાં તેના ઇલાજ માટે વધુ ખર્ચ પણ ન થવો જોઇએ. માટે તમે માત્ર તાતા કોકોનટ ઓઇલ શાંપુ વાપરો. આ સારો પ્રયોગ અજાયબ કામ કરે છે.



*Tata*



## તાતાની વાળશોભાની વસ્તુઓ

લગભગ બધી દુકાને તેમજ નીચેના સ્થળે
હમેશાં મળે છે.
ટોમકો સેલ્સ ડીપાર્ટમેંટ
પો. ઓ. બો. ૫૨૮, મુંબઇ.




**ધી તાતા ઓઈલ મીલ્સ કું. લી. તાતાપુરમ અને મુંબઈ.**



T. H. 807

# ભણેલી

લેખક : શા. 'પ્રમોદ', બી એ.

[ એપ્રિલ અંકના પાન ૯૬થી ચાલુ ]

## પ્રકરણ આઠમું

### મોહ !

કાન્તિએ અંદર આવતાં જ પૂછ્યું " અરે વિશ્વનાથ, હું તો તને શોધતો ફરું છું: તું તે દહાડે વાત કરી ગયો પછી તો એ વાત તેં જાણે પડતી જ મૂકી દીધી ? "

" કોઈ જવાબ નથી હજુ ! " યશોમતિ દેખતાં આ વાત કરવા જરૂર નથી એમ માની ટુંકો જવાબ દીધો.

" તો શું કરશું હવે ? "

યશોમતિને વચ્ચે બોલવા મન થયું, પણ કાન્તિની સામે જોતાં જ એ મુંગી થઈ ગઈ.

" આપણે ફરીને પત્ર લખી જોઈએ. કદાચ એઓને હીરાની ખૂંટની અરજી જોઈતી હોય; એ વિના એઓ વિચાર શાના ઉપર કરે ? " વાત આગળ ચાલવાની જ એમ માની ફરી જવાબ દીધો.

" એ તો જે ધોરણ હોય એ ખરું. શું ઉદ્દેશ વગેરે મને આપવાનો હતો ને ? "

" એ તો સબ ભૂલાઈ ગયું. ઘેર જ પડ્યા છે. હમણાં તો પરીક્ષાની ટાંગ માથે ફરે છે ને ! માથે માથું નથી રહેતું. "

" જરૂર આવશે જ. હું તો એ મંડળનું નામ પણ વારે વારે ભૂલી જાઉં છું. મતલબ સહકારીને બદલે સહાયક બોલાઈ જાય છે."

" આપણા મગજમાં દાનનો વિચાર ઘુસી રહ્યો છે એટલે, દાન, મદદ, સહાય—એ જાતના વિચારો વહેલા આવે, પણ એમાં માણસને ક્યારેક સરસાઈનો અને ઋણનો વિચાર ગળાવ્યા કરે છે. આમાં એ હળવો વિચાર જ નથી. પરસ્પર ઉપયોગી થવાની જ આ વાત છે. આમાં કોઈનો કોઈના ઉપર હાથ નથી રહેતો.

" મદદ કરનાર ગમે તેમ માને, પણ જેને મદદ મળે છે એણે હાથ નથી રહેતો એમ માનવું એ ખોટી સફાઈ નહિ તો શું ? ઉપકાર એટલે ઉપકાર જ; કરોડપતિ માણસ હોય, ધુતારાએ એને પકડી, બાંધી કોઈ પહાડની ખીણમાં નાખી દીધો હોય, અને એક કઠિયારો એને છોડી, ઉપાડી મારનાર કરી પાશેર પાણી કે નવટાંક અનાજ ખવરાવે, અને એ ગૃહસ્થ એને પચાસ રૂપીયા આપે એટલે એ ઉપકાર મુક્ત થઈ જાય ? ના, ના, મારી સમજ પ્રમાણે તો ઉપકાર કબુલ ન રાખવાની ગતિ કે ઉપકારનો બદલો વાળી દઈ ઋણ મુક્ત થઈ હમેશને માટે એ બંધનમાંથી મુક્ત થઈ

જવાની વૃત્તિ એ તો માણસનું સડેલું અંતર બનાવે છે. સહાયક હોય કે સહકારી નામ ગમે તે હોય, ઉપકાર થાય છે અને એનો બોજો તો ખસવાનો નહિં જ. "

વિશ્વનાથને લાગ્યું કે આ કાંઇક પોતા ઉપર આવનારો ઘા છેઃ સ્ત્રીની હાજરીમાં એ સાંભળી લેવું એને વાસ્તવિક ન જણાયું: " કાન્તિ, હું એ વાત નથી માનતો. એક કૃત્યને માટે માણસ જીવનભર દબાણમાં રહ્યા કરે એ ન બને એવી વાત છે. એ ગુલામીના દિવસો ગયા. આજે તો માણસ લક્ષાંસ સુધીના દશાંશ ગણી હિસાબ કરી શકે છે. "

" એટલે તું હવે હિસાબી માણસ થવા માંડયો કાં ? "

" હિસાબ વગર કયાં ચાલે એવું છે ?"

" ત્યારે આજે ઘણા દિવસે શું હિસાબથી અહિં આવી ચડયો. "

" આજે તો, મને યશોએ કોલેજમાં કહ્યું હતું કે આવજે. " તદ્દન શાંત થઇને વિશ્વનાથે કહ્યું.

" ઘણા દહાડા થયા, તને યશોમતિએ કહ્યું ત્યારે તું આવ્યોઃ તને પોતાને તો આવવાનું મન ન થયું ને ? "

" શું આવું ? હીરા અહિંથી ત્રિવેણીને ત્યાં ગઇ તે દહાડાનાં તમે મારી પછવાડે તો હતાં જ. તેમાં પટેલવાળો પ્રસંગ મારા ઉપર ઓઢાડીને તો તમે આંક વાળી દીધો. મારે અહિં શી રીતે આવવું ? "

" તું બધાને કાંઈ બચ્ચાં માને છે ! ઠીક છે. કદી તું અહિં આવવાનો કે ન આવવાનો ખૂલાસો આપીશ પણ ત્રિવેણીને ત્યાં જતો બંધ થઇ ગયો, અને પ્રભુલાલ કાકા ગુજરી ગયા છતાં કદી ન દેખાયો એનો શું ખુલાસો ? "

" એની એ વાત કેટલીવાર કરવી ! મેં એકવાર કોલેજમાંથી છૂટતાં એ વાત નથી કરી ? "

" કરી હતીઃ અને મેં તને જવાબેય આપ્યો હતો, પણ મારે ફરી કરાવવી છે. "

" એટલે તું મને દબાણ કરી શકીશ. "

" હા, દબાણ કરીને પણ કરાવીશઃ તું અહિં કયારે આવ્યો એ હું જાણું છું. તેં યશોમતિને શું કહ્યું એ મેં કાનોકાન સાંભળ્યું છે. તું હીરાને કઈ રીતે ફસાવવા માગતો હતો એ પણ મને ખબર પડયા છે. અને એ અત્યારે આ યશોમતિની આગળ—' ભોળી ' યશોમતિની આગળ કહી દેવા માગું છું. "

" તું ગમે તેમ કહેઃ મેં તો આજ સુધી સાચો જ માર્ગ લીધો છે. અને એ સિવાય બીજે માર્ગે હું જવાનો નહિં. "

" તેં જે રસ્તો લીધો એ તું સાચો માનતો હો તો એમાં મને વાંધો નથી, પણ એક કામ કર. ભેળાભેળી વાત પણ સાચી એટલે બની હોય એજ કહે; જુદી જુદી વાતો કરી માણસને ફસાવવાનું રહેવા દે. "

" આપ કહેશો એમ કરશું હવેથી ! " વિશ્વનાથે દલીલો અટકાવી દઈ વાત ઉડાવી નાખવા હસીને કહ્યું.

યશોમતિને પણ વિશ્વનાથ જીતી ગયો એમ લાગ્યું. અને એનું મ્હોં મરકયું.

કાન્તિના ગુસ્સાનો પાર ન રહ્યો. પણ એણે ખામોશ પકડી અને યશોમતિ તરફ વળ્યો.

" યશોમતિ, આ રમત નથીઃ તમને ખબર નથી કે આ શું કરી રહ્યો છે. તમારી રમતીયાળ વૃત્તિ કદાચ જાગૃત થઈ હશે. અને એ વૃત્તિને કદાચ આ માણસ પંપાળી ચકતો હશે.-હું જાણું છું કે એણે આવતાંવેંત જ એ શરૂઆત કરી છે પણ એનો શબ્દે શબ્દ માની લેવામાં તમે ભૂલ કરો છો. તમને આખી વાતની ખબર નથીઃ આ માણસે પહેલામાં પહેલું ત્રિવેણીનું ભયંકર અપમાન,

એનું ઘર તજીને, એના વડીલનું વાંકું બોલીને કર્યું છે. પ્રભુલાલ કાકા નબળા મગજના ન્હોતા. એટલી શાંતિથી અને મક્કમતાથી મરવું એ નબળા મનથી નથી થતું. મરેલાંનું બોલતાં મને શરમ આવે છે પણ જે દહાડે રામશંકર કાકા ગુજરી ગયા તે દહાડે આ ભાઈસાહેબ પણ હતાઃ અને પ્રભુલાલ કાકા પણ હતાઃ પૂછો તમે જ વિશ્વનાથને કે રામશંકર કાકાને એ નબળા મગજના માનવા તૈયાર છે ? નથી ને ? તો એ ગુજરી જતાં પહેલાં ત્રણ દિવસથી શું સ્થિતિમાં હતા. તને યાદ છે કે એ ચાર દહાડા પહેલાં—અવાચક થઈ ગયા પહેલાં—એ શું બોલ્યા હતા ? તને એ યાદ હોય તો પણ શું તો આજે લક્ષાંસ એમના દશાંશ કાઢી હિસાબ કરનારો જન્મ્યો. પટેલને શરતમાં પૈસા આપનાર તું એક જ. શરમ ન લાગી એ ત્રિવેણી, જેણે તને ભાઈ ગણી પાળ્યો, એના ઉપર અજમાવતાં ! યશોમતિ, પૈસા આપનાર આ એક જ. એમ કહો કે શરતને બાને આણે પૈસા હરાવ્યા. એ કહે છે કે હીરાની બાબતમા એના ઉપર હું ખોટું કલંક ચડાવું છું: અને તમે પોતે કદી એમ નથી કર્યું એમ કહી બચાવ કરો છો. પણ હીરાની પજવણી આ નાલાયક કરતો એ બીજું કોઈ ભાગ્યે જ કરી શકે હીરા તો શું કરે કે તમારી ઓશીઆળી હતી. અને તમારા ઘરનું એ વખતે એવું વાતાવરણ હતું. બીજી કોઈ હોત તો આજે પહેલી જ તકે એ ખૂસટ લાગી જાત અને ઘર છોડી દેત, અને એ શું કહે છે ? કહે છે કે હું પૈસાદાર છું એટલે પ્રભુલાલ કાકાનું કુટુંબ મને વળગ્યું છે. તમે જ યાદ કરો કે એ મારી પાસે અને વકીલ પાસે શું બોલ્યા ? વિશ્વનાથ, એ ડોસો ખરાવી ખરાવીને કહેતો ગયો છે કે પૈસે ટકે ત્રિવેણીને મદદ નથી જોઈતી. પણ તારે હાથે એ ડોસાની બદનામી ન થાય તો કોને હાથે થાય ? અને એક છેલ્લી વાત કહું ? તેં જે દહાડે મોનાને પૈસા આપ્યા અને પહેલી વહેલો એને મળ્યો ત્યારે તેં " લાયબ્રેરી " આગળ મોટર રાખી હતી ? પીસ્તાલીશ રૂપીયા ભાડું ઠરાવીને ? નં. ૫૧૪૮ વાળી ? ખોટું બોલવામાં સાર નથી ! તારો એમ કહેવાનો ઈરાદો કે કે હીરા એના વર પાસે જવાની હતી. પણ એ ખોટું કયાં નભશે. તેં હીરાના વરને જોયો છે ? હીરાનો વર તારે ત્યાં નથી ! એને ઘેર પણ નથી: એ તો છે આજે ત્રણ મહિના થયાં કલકત્તામાં ૪૬, હેરીસ્ટ્રીટ ' ભાનુલાલ ગીરજાશંકર ' સાથે પહેલી તો તારી દાનત સારૂ હીરાને અહિંથી ' નેશનલ રૂમ નં. ૩૫ 'માં લઈ જવાની હતી. પણ એનું અને તારૂં કિસ્મત પાધરૂં, કે મોના ભગતને સદ્‌બુદ્ધિ રહી. અને તારે નવી યોજનામાં ફેરવું પડ્યું, એ યોજના પણ કાગળ પત્ર વગર મ્હોંએ યાદ આવી એજ. તારે હીરાને ભગતની ઓરડીમાં એકલા મળવા વખત આવ્યો અને બતાવી દીધી. તેં કાગળ લખ્યો છે ? પ્રાણજીવન નાગરદાસને ? આર્ય સહકારી સમિતિ—જેવી એક મંડળી છે ખરી ? તારે ત્યાં એના ઉદ્દેશો વગેરે પડ્યા છે ? જુઠું નહિં બોલ, વિશ્વનાથ આ પ્રાણજીવન નાગરદાસનું નામ તો મુક્તાબેન અહીં હતાં ત્યારે એણે આપેલ. અને એ જ્યારે એના સ્વભાવ મુજબ આજના જમાનાની બડાઈ હાંકતા હતાં ત્યારે બોલેલ. મેં એ પણ તપાસ કરેલ અને મુક્તાબેનનો મારા ઉપર આવેલ કાગળ આ રહ્યો મારા ખીસામાં; એ ચોકખું લખે છે કે—એમણે કશી તજવીજ કરી નથી. યશોમતિ, પ્રભુલાલ કાકા કહેતા ગયા એ યાદ રહે તો સારૂં. તમે ગઈ કાલે આપણે હીરાને મોકલવાની ચર્ચા કરી ત્યારથી જ હું જોતો હતો કે આજે તમને વિશ્વનાથ ઉપર રાગ થશે. બપોરે તમે કોલેજમાં એને બે પળ મળ્યાં ત્યારે મને એની ખાત્રી થઈ ; અને , આજે , ત્રિવેણીને ત્યાં

ન જતાં હું અહિં જ આવ્યો અને આ ભાઇની રાહ જોતો બેઠો. તમે અરીસામાં જોઇ ફુલાંજ રહ્યાં એ પણ મે જોયું. અને પછી શું થયું એ પણ જોયું અને જાણ્યું. હું છતો તો તુરત થાત; પણ મારે જોવું હતું કે આ, આપણને સચ્ચરિત કહીપોતાને બદમાશ નામથી ઓળખનારો, શું શું તમારા કાનમાં ભરે છે. "

કાન્તિ એક શ્વાસે આમ બોલ્યે જ ગયો. એણે વિશ્વનાથના ગુસ્સાની પરવા ન કરીઃ એ ગુસ્સો કાઢી શકે એમ હતો જ નહિ. એકાદીવાર વિશ્વનાથે એની વચ્ચે બોલવા પ્રયત્ન કર્યો પણ એણે એને વાર્યે રાખ્યો. જે યશોમતિને એકાએક વિશ્વનાથ માટે માન થઇ આવ્યું હતું અને શરમ ઉપજી. અને નીચે જોઇ સાંભળવા કર્યું. વિશ્વનાથ જેમ જેમ સાંભળતોજ રહ્યો તેમ તેમ યશોમતિને એના ઉપર તિરસ્કાર આવવા માંડયો, અને સાથે સાથે પોતાની નબળાઇ ઉપર પણ એ ગુસ્સે થવા માંડી.

બોલ્યા ચાલ્યા વિના સૌ બે મિનિટ બેઠાં. અને વિશ્વનાથ એકાએક ચાલતો થયો. ન એને કોઇએ રોકયો, ન સાહેબજી કર્યા.

" યશોમતિ, ચાલવું છે ને, ત્રિવેણીને ત્યાં."

" ચાલો. "

બન્ને ત્રિવેણીને ત્યાં ગયાં.

રસ્તામાં કાન્તિએ યશોમતિને કહ્યું: " બેન, આ વાત કોઇને કરવાની નથી, હીરાના વર સંબંધની કે વિશ્વનાથ સાથે હું બોલ્યો એ. હું કાંઇ પણ બોલત તો નહિં પણ રૂબરૂમાં ન કહેત તો તમને વિશ્વાસ ન બેસત. લુચ્ચાઇમાં એવી તો મીઠાશ હોય છે કે ઘણીવાર મીઠાશનો થર દૂર ન કરો ત્યાં સુધી નીચેની કડવાશ ન દેખાય. "

યશોમતિએ જવાબ ન આપ્યો. એ તો વિચારમાં પાછી ડુબી ગઇ હતી ! એના બિચારીના કિસ્મતમાં જ ગડથોલીમાં મંડાયેલ ! એ કેમ મક્કમ નહિં રહી શકતી હોય ?

ત્રિવેણીને ઘેર એ પહોંચ્યાં ત્યારે એ મનમાં વિચાર કરતી હતી ! " લોકો કહે છે કે સ્વભાવનું ઓસડ જ નથી; એમેય કહે છે કે પ્રાણ અને પ્રકૃતિ સાથે જાય. પણ અભ્યાસથી સૌ જીતાય છે એ ખોટું હોય કાંઇ ? મારાથી અભ્યાસ થઇ શકશે ? "

યશોમતિ તો આજે અબોલરી જ બેઠી રહીઃ હીરા એની પ્રકૃતિ મુજબ આનંદમાં હતી; ત્રિવેણી અને અચલબા રોજના જેમ ગંભીર હતાં, કાન્તિ ગંભીર તો હતો પણ એ ગંભીર નથી એમ દેખાવા પ્રયત્ન કરતો હતો.

" હીરા, ત્યારે તો તું જવાની ! "

" જવાની જ તો ? શેઠીય ને ત્યાં બંગલો, ગાડીઓ, નોકર, ચાકર, શેઠાણી, છોકરાં–એમાં મારે શું કરવાનું હશે ? "

" એ અમે શું જાણીએ ? "

" એ લોકો મને ઘરનાંની પેઠે જ રાખવાનાં ! " હીરાથી બોલતાં બોલાયું પણ એ શરમાઇ ગઇ.

અચલબાએ મોં ફેરવી લીધું.

" યશો, આજ તું કાંઇ અમારા જેવી થવા માંડી ? " ત્રિવેણીએ કહ્યું.

" કેમ ? "

" આમ મોં ઉપર ભાર બાંધીને આવી છે તે ? "

" એ તો એમ લાગ્યું તને ? "

" અમને તો રોજ બહુ કહે છે ! "

" તું તો રોજ એવી હોય જ છે ! "

" યશુ મને ઘણીવાર તારી અદેખાઇ આવે છે ! "

"શાની ?"

"તારું મ્હોં હસતું જ હોય છે એની !"

આ ટીકા હતી કે સહજ હતું એ વિચાર પ્રથમ યશોમતિને આવ્યો પણ એણે તુરત જ માન્યું કે આજે પોતે વગર કારણે કાંઈનું કાંઈ ધારી લેવા સંભવ છે. એણે જવાબ દીધો ? 'લોકોને પણ અસંતોષ હોય છે ને ?"

"શાનો અસંતોષ ?"

"પોતા પાસે ન હોય એ મેળવવાનો !"

"એમ કેમ ?"

"હું આજે વિચાર કરતી હતી કે ત્રિવેણી કેવી ગંભીર અને ધૈર્યશીલ રહે છે ! જ્યારે તને આજે મારી અદેખાઈ આવી. હું ઉલટું તારે પગલે ચાલવા પ્રયત્ન કરું છું."

"બહેન, કાંઈ ન કરશો ! હસની ચાલવા જતાં આપણી પોતાની ભૂલાઈ જવાય છે, તમે છો એ બહુ મજાનાં છો. તમને આ પીડા પડી છે નવી ચાલ ચાલવા જવામાં મોટી બેનને સ્વાડે ચડતામાં. ખોટું ન લગાડતા હો !"

યશોમતિએ સાંભળ્યા કર્યું એને હીરાના બોલવામાં તથ્ય દેખાયું, પોતે જરૂર સુરતા આવ્યા પહેલાં નહોતી.

"હીરા સાચું કહે છે, યશુ." અચલબાએ કહ્યું.

"બા, હું સમજું તો છું પણ ભૂલાઈ જવાય છે."

"યાદ રાખી રાખીને સ્વભાવને વાળ. તું એવી મજાની ભોળી અને સારી છોકરી છો કે કુટુંબનો શણગાર થઈ પડીશ." અચલબાએ પ્રોત્સાહન આપ્યું.

હીરા અને ત્રિવેણી હસ્યાં.

યશોમતિ શરમે રાતી થઈ ગઈ પોતે કુટુંબનો શણગાર થવાની !

કાન્તિએ ટાપસી પૂરી ' બા, તમે સાવ સાચું કહો છો: એનો મૂળ સ્વભાવ એવો નિર્દોષ છે કે જ્યાં જાય ત્યાં એ આનંદ આનંદ પથરાવી દે '

"તમે બધાંએ શું ધાર્યું છે આજે ?" યશોમતિએ શરમાતાં શરમાતાં કહ્યું

"સૌ સાચું કહે છે," અચલબાએ જવાબ દીધો,

યશોમતિ ઘેર ગઈ ત્યારે એના કાનમાં ' કુટુંબનો શણગાર થઈ પડીશ ' એ શબ્દો ગુંજતા હતા

' કુટુંબનો શણગાર કેમ થવાતું હશે ? એ થવામાં શું શું કરવું પડશે ? કેટલાંનાં મન સાચવવાં પડશે ? તરવારની ધાર ઉપર ચાલવું પડશે ?

મોડી રાત્રે એને નિદ્રા આવી પણ એ પહેલાં તો બેચાર વાર સ્વપ્નમાંથી જાગી ઉઠી.

એક વાર એને જાણે પ્રભુલાલ કાકા પોતા ઉપર ગુસ્સો કરી નિરાશાભર્યાં પગલાંએ ચાલ્યા જતા દેખાયા.

એક વાર એણે ત્રિવેણીને જોઈ. જાણે એ પોતાને ઠપકો આપતી હતી.

એક વાર અચલબા દેખાયાં–એ જાણે, પોતે રડતી હતી અને માથે હાથ ફેરવી વિચારીને બોલવા ચાલવાનું કહેતાં હતાં

એક કાન્તિ કોઈકની સાથે પોતા માટે લડતો દેખાયો

એક વાર તો એણે જોયું કે ચારે સંપથી

રહેતાં હતાં; અને પ્રભુલાલ કાકા ખુરશી ઉપર બેઠા બેઠા વાતો કરતા હતા.

સવારે ઉઠી ત્યારે એ સ્વસ્થ હતી.

એ એ વખતે એમજ માનતી હતી કે હવે એ આગળની યશોમતિ નથી ! એ તો કાન્તિ, હીરા, ત્રિવેણી ત્રણેની બેન છે. પ્રભુલાલકાકા એને વડીલ દરજ્જે જે કરી ગયા એમજ એ કરવાની. એનું અત્યારે એક જ ધ્યેય હોઇ શકે–ભણવું,

પછી ? પછી શું હોય બીજું ? અચલબાએ કહ્યું એ ? કુંજનો શૃંગાર થવાનું !

પોતે થશે ? બીજાં શું કરે છે ? ભણેલાં કે અભણ અંતે કુટુંબી તો થાય છે જ ને ? જો એ થવાનું છે તો પણ શા માટે ન થાય ?

શું એ થવાથી સ્વાતંત્ર્ય છીનવાઇ જશે ? અને કદી સ્વાતંત્ર્યની જે માન્યતા અત્યારે મનાય છે એનું સ્વાતંત્ર્ય રાખીએ તો કુટુંબનો બોજો નથી પડવાનો ?

એ વિચારનો છેડો લાવવાનું આજે એને મન થયું. અને છેડો લાવી પણ ખરી. એ કરવામાં એને નવું દૃષ્ટિબિંદુ મળ્યું–કે જે આજ સુધી એને હાથ નહોતું આવ્યું.

ભોળી યશોએ આજે વિચારક થવાનું શરૂ કર્યું. વિચાર કરતાં પહેલ વહેલી જ મુંઝવણ થઇ ચાર જણાં સંપથી કેમ રહી શકે ? બે જણાં જોઇએ એનું શું ? પોતે એકલી એકલી શરમાતી; પોતે જેની સાથે લગ્નબંધીથી જોડાશે એ કોણ હશે. કેવો હશે !





## [૧] સ્ત્રી અને પુરૂષ

સ્ત્રીમા જે છે તે પુરૂષમા નથી અને પુરૂષમા જે છે તે સ્ત્રીમાં નથી એટલે એ બન્નેને એક કરી બન્નેમા જે છે તેનો લાભ બન્નેને મળે એ દષ્ટિયે સમાજશાસ્ત્રીઓએ 'લગ્ન' નામક પવિત્ર સંસ્થા ઉભી કરી, એ સંસ્થાના મૂળમા નીતિ અને ધર્મ મુક્યા અને સ્ત્રી અને પુરૂષ લગ્ન કરી નીતિ ધર્મ આચરે એ પ્રકારના આચારના સુચનરૂપે સ્ત્રી અને પુરૂષમા દાંપત્યભાવની સુંદર પ્રેરણા આપી

---

## [૨] સ્ત્રીઓ અને લગ્નપ્રથા

લગ્ન એ ખોટી વસ્તુ નથી પણ હાલ જેવી રીતે લગ્ન સંસ્થા ચાલુ રહેલી છે તેમા અલબત્ત સુધારા કરવાની જરૂર છે પ્રથમ તો લગ્ન એટલે છોકરીને આપી દેવી, કે જેમા ભાગ્યે છોકરી એ મીલકત હોય તેમ માબાપ જમાઇને સોંપે, એ વિચારનો જ જડમૂળથી નાશ થવો જોઇએ લગ્નમા બે વ્યક્તિ પોતાની જવાબદારી સમજી પોતાની પસંદગીથી એક બીજા સાથે રહેવાનું સ્વીકારે, તેમ થવુ જોઇએ. સાથે સાથે કાયદામાં પણ આપણું સ્થાન સુધારવુ જ જોઇએ, અને તેથી કાયદા બદલવાની જરૂર છે લગ્ન પછી સ્ત્રી અને પુરૂષ ( પતિ પત્ની ) એક પેઢીના બે ભાગીદાર ગણાવા જોઇએ એક ગૃહસંસારમા પતિ-પત્નીનુ સ્થાન સમાન ઠરાવવુ થવુ જોઇએ પતિ પત્ની એ ગૃહસંસારની પેઢીમા બે ભાગીદાર છે પત્ની કમાવા જાય નહિ અને ઘર સંભાળે, તો પણ પત્નીને પતિ આપે તેટલુ જ નહિ પણ પતિની કમાણી પર હક્ક છે, એવી જાતનુ કાયદામા નક્કી થવુ જોઇએ છોકરી માબાપની મીલકત નથી, અને પત્ની એ પતિની ભાગીદાર છે, આમ થશે તો આપણે ત્યાના લગ્નની પાછળ રહેલી સ્ત્રીઓની સ્થિતિ સુધરશે

ઉર્મિલા મહેતા B A

---

## [૩] સ્ત્રીઓ અને વૈધવ્ય

આના વૈધવ્યને કઇ રીતે સુરક્ષિત કરી શકાય ? દશ વર્ષની કન્યાને પરણાવનાર માબાપને વૈધવ્યના પુણ્યમા કઇ ભાગ મળી શકે ? જે કન્યા આજે પરણી આજે જ રાંડી તે વિધવા ગણાય ? વૈધવ્યની અતિશયતાને ધર્મનુ નામ આપી આપણે મહા પાપ નથી કરતા ? જો વૈધવ્યને સુરક્ષિત રાખવુ હોય તો પુરૂષે પોતાનો ધર્મ વિચારવાની જરૂર નથી ? જેનુ મન વિધવા નથી થયુ તેનુ શરીર વિધવા રહે ? આજ પરણેલી બાળાના મનને કોણ ઓળખનાર છે ? તેના પ્રત્યે બાપનો શો ધર્મ છે ? કે બાપે તો દીકરીના ગળા ઉપર છરી ફેરવી તેની પ્રત્યેના પોતાના ધર્મનુ પાલન કરી લીધુ ?

આધીર

---

## [૪] સ્ત્રીઓ અને સુવાવડ

આપણા દેશની કુલ વસ્તી જો લગભગ ચાલીસ કરોડ હોય તો તેમા સ્ત્રીજાતની સંખ્યા

વીસ કરોડની થઇ. તેમાંથી ઘરડી સ્ત્રીઓ, વિધવાઓ, કુમારિકાઓ અને છેક નાની બાળકીઓ બાદ કરીએ તો પરણેલી જુવાન અને આધેડ ઉમ્મરની, એટલે જેમને સુવાવડ આવી શકે એવી સ્ત્રીઓની સંખ્યા કેટલી હશે ? બેથી અઢી કરોડ હશે તેમાંથી બીજા રોગોથી મરણ પામે તે નહિ ગણવાનું. એટલે ક્ષય, તાવ, દમ, ન્યુમોનીઆ, અકસ્માત વિગેરે વિગેરે બીજાં અનેક કારણોથી મરણ થાય તે નહિ ગણવાનાં; માત્ર સુવાવડ વખતે અથવા કસુવાવડ દરમિયાન થયેલાં જ મરણ ૧૯૩૮ મા બે લાખ થયાં હતાં ! એટલે દર પચાસ સ્ત્રીએ એક સ્ત્રીનું મરણ સુવાવડમા થાય છે !

આ વાત કેટલી બધી ભયંકર છે ! આપણે સ્ત્રીઓ એટલું સમજતા નથી કે આમાં કેટલી ભયંકરતા છે. એક સ્ત્રીનું મરણ એટલે એની પાછળ કેટલી બધી જાતનું દુઃખ ઉભું થાય; તેના ધણીનું ઘર વેરણખેરણ થઇ જાય, છોકરાં નમાયા થઇને રઝળી પડે. છતાં આપણે ઉપરાછાપરી સુવાવડો આવવા દઇએ છીએ, સ્વચ્છતાના નિયમો પાળતા નથી, તંદુરસ્તીના નિયમો પાળતા નથી, અને જાનવરની કે વનસ્પતિની માફક જીંદગી ગાળીએ છીએ. નથી આપણા ધણી સમજતા કે સુવાવડમાં કેટલો ભય છે ? એ વખતે કેટલી સંભાળ લેવી જોઇએ ? અને નથી સમજતી સરકાર કે સ્ત્રીઓની જીંદગીનું શું ? ।

પ્રેમલીલા મહેતા





# સ્ત્રી જગત

શ્રી કુસુમબહેન દેસાઈ : વડોદરા રાજ્ય પ્રજામંડળની કારોબારીમાં સભ્ય તરીકે ચૂંટાયાં છે.

શ્રીમતી નાનીબેન ગજ્જર : મુંબઈ વનિતા વિશ્રામના સ્થાપક શ્રીમતી નાનીબેન ગજ્જર તથા સ્વ. બાળગૌરી બ્હેન હતાં. ગયા મહિનામાં મુંબઈ વનિતા વિશ્રામનો રજત મહોત્સવ ઉજવાયો હતો તે પ્રસંગે શેઠ કૃષ્ણગૌરી સેતલવાડના પ્રમુખપણા નીચે શ્રીમતી નાનીબેન ગજ્જરને માનપત્ર આપવાનો મેળાવડો યોજાયો હતો. માનપત્રમાં શ્રીમતી નાનીબેન ગજ્જરની નિ:સ્વાર્થ સેવાની કદર કરી હતી. ચાંદીના કાસ્કેટમાં માનપત્ર અને ચાંદીની પેટીમાં શાલ તથા જ્ઞાનેશ્વરી ગીતા તેમને અર્પણ કરવામાં આવ્યા હતા.

મીઠાઈ વ્હેંચી મેળાવડો વિસર્જન થયો હતો.

મુંબઈ વનિતા વિશ્રામનો રજત મહોત્સવ મદ્રાસના માજી વડા પ્રધાન શ્રી રાજાજીના પ્રમુખપણા નીચે ઉજવાયો હતો. હિંદુ વિધવા બેનોની ઉન્નતિ થાય એ હેતુથી આ સંસ્થા આજથી પચીસ વર્ષ ઉપર સ્થપાઈ હતી. સ્વ. ગં. સ્વ. બાળગૌરી બેન તથા શ્રી શિવગૌરી બેહેનની અતિશય મહેનતને લીધે આ સંસ્થા ઉભી થવા પામી હતી. હાલમાં આ સંસ્થામાં વિધવાઓ ઉપરાંત સધવા તથા કુમારિકાઓ પણ સારો ભાગ લે છે.

શ્રીમતી આલ્વા તથા શ્રી આલ્વા : મુંબઈમાં રાષ્ટ્રવાદી ખ્રિસ્તી પક્ષના નેતા છે. તે દંપતીએ સત્યાગ્રહ પ્રતિજ્ઞા પત્ર ઉપર સહી કરી છે.

શ્રીમતી સરોજીની નાયડુએ સત્યાગ્રહ પ્રતિજ્ઞાપત્ર ઉપર સહી કરી છે.

રાજકુમારી એલીઝાબેથની ચૌદમી વર્ષગાંઠ ઉજવી સમ્રાટ અને સમ્રાજ્ઞી વિંડસરથી લંડન ઉપડી ગયા છે.

શ્રીમતી જ્યોત્સ્ના શુકલે : તા. ૨૮-૪-૪૦ ને રવિવારે સાંજે મહાસભા ભવનમાં સમૂહ કાંતણનો કાર્યક્રમ રાખ્યો હતો. આ પ્રસંગે રેંટિયા તથા પૂણીઓ સૌને પોતપોતાને ઘેરથી લાવવાના હતા.

અમદાવાદમાં ચારસો સત્યાગ્રહ પ્રતિજ્ઞા પત્ર પર સહીઓ થઈ છે તેમાં ચાળીશ બેનોએ સહી કરી છે.

જાની શિકાર : આદિવાસી સ્ત્રીઓએ પુરુષોનો પોશાક પહેરી ઉત્સવ ઉજવ્યો હતો. બાર વર્ષે આ ઉત્સવ ઉજવાય છે.

શ્રીમતી લીલાવતી મુન્સીએ તથા શ્રી. નરહરી પરીખે મતભેદને લીધે શાળાઓ માટે નિમાયેલી પાઠ્ય પુસ્તકોની સમિતિમાંથી રાજીનામાં આપ્યા છે.

આ મહાયુદ્ધમાં અંગ્રેજ સ્ત્રીઓની કામગીરી : ઇંગ્લાંડની હજારો સ્ત્રીઓ મોટર ચલાવવાનું શિક્ષણ લઈ ફ્રાન્સના રણક્ષેત્ર પર ગઈ છે. કેટલીક સ્ત્રીઓ રેડક્રોસની મોટરો હાંકે છે. દરેક લડાયક ટુકડીમાં તાજી ખબરો પહોંચાડવી પડે છે ને કામ ટેલીપ્રીન્ટર પર બેસીને સ્ત્રીઓ જ કરે છે. એજ બંદર પર આગળ ઝૂકતા જ બધી ટુકડીઓના મથક પર બાતમી મોકલે છે. લશ્કરી છાવણીઓમાં ઝાડુ કાઢવું, રસોઈ કરવી, સ્વચ્છતા રાખવી વિગેરે મહત્વના કામો સ્ત્રીઓ જ કરે છે.

શેઠ વિદ્યાબેન નીલકંઠ : ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આશ્રય હેઠળ ગુજરાત પુસ્તકાલય મંડળની સ્થાપના થઈ છે, તેમાં કેટલાક કાર્યકર્તાઓમાં શેઠ વિદ્યાબેન એક છે.

શ્રી શારદાબાઈના પ્રમુખપણા નીચે હૈદ્રાબાદમાં પ્રાર્થના અને નમસ્કાર મંડળનો બીજો વાર્ષિક ઉત્સવ ઉજવાયો હતો.

કોંગ્રેસમાં મહિલા ખાતું ઉઘાડવામાં વર્કીંગ કમીટીમાં મંજુર થયું છે. આ ખાતું અગ્રગણ્ય મહિલા કાર્યકરના હાથમાં મુકાશે. આમાં સામાન્ય મંત્રી તથા પ્રમુખ દેખરેખ રાખશે. આ ખાતું સ્ત્રીઓની સંસ્થાઓના કાર્યનું સમીકરણ કરવા પર લક્ષ્ય આપશે.

શ્રી. જયવતી દેસાઈ વડોદરા સાહિત્ય સભાની વ્યવસ્થાપક મંડળમાં ચૂંટાયા છે

ક્યાંયથી ખબર મળે છે કે નવાબશાહ જીલ્લાના એક ગામમાં ભયંકર આગ લાગી હતી. આ વખતે પુરૂષો ખેતરમાં ગયા હતા, આ ભયંકર આગ બ્હેનોએ ત્રણ કલાકમાં બુઝવી નાંખી હતી. સ્ત્રીઓ ધારે તો શું નથી કરતી ?

**મુંબઇમાં સ્ત્રી કામદારો ઉપર જુલમ :** મુંબઇની મીલોમાં હડતાલ સખત હતી તે સૌ કોઇ જાણે છે. તેમાં બ્હેનોએ પણ સારો ફાળો આપ્યો હતો. તા. ૨૫ મી એપ્રીલ સુધીમાં મીલ મજુરોએ નોકરીએ ચઢી જવું તેવી નોટીસ મળી હતી. તેથી મીલ કામદારો નોકરીએ ચઢવા ગયા. આ વખતે લગભગ ૬૦૦થી વધારે કામદારોને પાછા વાળ્યા છે, આમાં વધારે સંખ્યા બ્હેનોની છે. આને માટે યોગ્ય પગલાં લેવાવાં જોઇએ.

**કોંગ્રેસ સ્વયંસેવિકા દળ :** મુંબઇ કોંગ્રેસ સ્વયંસેવક દળોની તપાસ કરવા મુંબઇમાં આવેલા શ્રી. આર. એમ પંડીતને સ્વયંસેવીકાઓએ કોંગ્રેસ હાઉસમાં સલામી આપી હતી.

કચ્છમાં કન્યા-કેળવણીનો વિકાસ કરવા માટે ગર્લ્સ હાઇસ્કુલ કાઢવાની જરૂર છે.

**પહેલે નવીન બાનુઓની પ્રવૃત્તિ :** તા. ૨૩-૪-૪૦ની સાંજે લાહોરમાં ખાકસાર પ્રવૃત્તિને અંગે નવ પડદામાં રહેનારી બ્હેનો બહાર પડી હતી. ત્રણ બહેનોના હાથમાં પાવડા હતા. પોલીસને દેખતાં મસીદમાં પાછાં ચાલ્યાં ગયાં હતાં.

**મુંબઇમાં એક ધીક્કારવા યોગ્ય લગ્ન :** રાજવૈદ હીરજી જીવરામ સાઠ વર્ષની ઉમરે પંદર વર્ષની બાળા સાથે સગાં સંબંધીઓની મરજી ઉપરાંત થઇને પરણ્યો. તે જ મહીનામાં મૃત્યુ પામ્યો, આ બનાવ ઔદીચ્ય જ્ઞાતિમાં બન્યો છે. જ્ઞાતિ મંડળે એકઠા મળી વિધવા બાઇને કુમારીકાના હકો આપ્યાં છે.

**કુ. સુશીલા હરમલકર :** બોરૂએ વીજીલન્સ એસોસીએશન તરફથી એક આશ્રમ ચલાવવામાં આવે છે. અનેક બાંજગરો તથા મુશીબતોમાં ફસાયેલી બ્હેનોને ત્યાં આશ્રય આપવામાં આવે છે અને મુશ્કેલીઓ દુર કરવામાં આવે છે. આ આશ્રમમાં કુ. સુશીલા હરમલકર સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે ઉત્સાહથી કામ કરે છે.

**જ્યોતિસંઘની ૧૯૩૭-૩૮ની કાર્યનોંધ અમદાવાદ :** જ્યોતિ સંઘમાં અક્ષરજ્ઞાનના શિક્ષણ ઉપરાંત ઉદ્યોગ, શીવણ, ભરત, સ્ટેપ્રીન્ટીંગ, ટાઇપ રાઇટીંગ અને આદ્ય વસ્તુ વિભાગના વર્ગો ચાલે છે. અહેવાલના વર્ષમાં કારીગરોને રૂા. ૩૧૧૫-૧૫-૬ ચૂકવાયા છે, ૧૯૩૭-૩૮ના વર્ષમાં વિદ્યાર્થિનીઓની કુલ સંખ્યા ૧૫૮ની રહી છે, સામાન્ય વર્ગોમાં પચ્ચીની સંખ્યા રહી છે. આજ સુધીમાં જ્યોતિસંઘે શીવણના ૨૫, ભરતના ૪૦, સ્ટેપ્રીન્ટીંગના 'છ' અને ખડી કામના ૬ કારીગરો તૈયાર કર્યાં છે.

આ ઉપરાંત વિકાસગૃહ પણ આ સંસ્થા તરફથી ચાલે છે, જેમાં બધા જ પ્રાંતની તરછોડાયેલી, ફસાયેલી, તિરસ્કારાયેલી, બેકાર બનેલી, એવી અનેક પ્રકારે દુઃખી બનેલી સ્ત્રીઓને કાયદેસર રક્ષણ આપવાનું અને બીજા અનેક પ્રકારે રાહત આપવાનું કામ થાય છે. આ વિકાસગૃહમાં ૧૯૩૭ થી ૧૯૩૯ સુધીમાં ૧૭૯ સ્ત્રીઓ રહી ગઇ, જેમાં બધાં જ પ્રાંત અને બધી જ કોમોની સ્ત્રીઓનો સમાવેશ થાય છે.

**ઉર્મિલા બ્હેન ત્રુહેતાના** પ્રમુખપદે કાઠિઆવાડના વિદ્યાર્થીઓનુ સંમેલન સફળ થયું છે. પ્રમુખશ્રીએ નિષ્ક્રિયતા ફગાવી આગે બઢવાની હાકલ કરી છે અને વિદ્યાર્થી બંધુઓને આઝાદીની લડતમાં ફાળો આપવા વિનતી કરી છે.

**મીસીસ એલકટવીડીનું અવસાન :** લંડનમાં જાણીતા લેખિકા અને કલાકાર મીસીસ એલીસ્ટવીડીનું અવસાન થયું છે.

**કુસાધના :** કુમકુમ અને હીટલર. એક વીનોદી લેખક કહે છે કે " કુ. સાધના બોઝ ને કુમકુમ ચીત્રપટ પર કામ કરે છે તેનો અને હીટલરનો જન્મ દીવસ એક જ દીવસે છે. બન્ને પોતાની લાઇનમાં સરમુખત્યાર છે. નૃત્યરમણીને જર્મની મોકલવામાં આવે અને હીટલરને નૃત્ય કરવા અહીં લાવે તો વિશ્વમાં શાંતિ સ્થપાય ખરી ! "




સોરઠપતિ : લેખક અને પ્રકાશક : શ્રી ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા, મૂલ્ય રૂ. ૧-૮-૦.

શ્રીયુત રાયચુરાએ સોરઠના ચુડાસમા રાજવીઓની સળંગ ઐતિહાસિક નવલકથાઓ લખવા માંડી ત્યારથી, એ પુસ્તકોએ ગુજરાતના નવલરસિકોને ઉત્કૃષ્ટ સાહિત્ય પૂરું પાડ્યું છે. એક બીજાને સાંકળતી છતાં સ્વતંત્ર જણાતી એ નવલકથાઓ નવલ-સાહિત્યમાં સુંદર ઉમેરો કરે છે. આ છઠ્ઠું પુસ્તક પણ એના અગલાંની જેમ એકી બેઠકે વાંચી પૂરું કરવા વાચકને ફરજ પાડશે. શ્રી. રાયચુરાની વાણી, તેમની વસ્તુગ્રંથણી, તેમનું પાત્રાલેખન અને તેમની કલ્પનાના ઓપ એવા પ્રકારના છે કે પુસ્તકને આકર્ષક બનાવી મૂકે છે. સોરઠના રા' નવઘનના સમયના ઇતિહાસને આ નવલકથામાં લેખકે ગુંથ્યો છે એ જ સમય મહમુદ ગીઝનીની સોમનાથની ચઢાઇનો છે. એ પ્રસંગે હિંદના ક્ષત્રિયોને પરદેશી દુશ્મન સામે એકત્ર કરવા જે પ્રયાસો થયા હતા, તેનું સુંદર ચિત્ર નવલમાં રજુ થાય છે. એ પ્રયાસોમાં ગુજરાત-કાઠિઆવાડની સ્ત્રી શક્તિએ કાંઇ ઉપયોગી ભાગ ખરેખર ભજવ્યો હતો કે કેમ, એ વસ્તુ ઐતિહાસિક સત્ય હો કે ન હો પરંતુ લેખકની કવિ-કલ્પનાએ તો એ વસ્તુ અત્યંત આકર્ષક સ્વરૂપે રજુ કરી છે અને તે માટે ગુજરાત-કાઠિઆવાડની અત્યારની સ્ત્રીશક્તિ લેખકને જરૂર આશીર્વાદ આપશે.

દુહાની રમઝટ : કરનાર : શ્રી ગોકુળદાસ દ્વા. રાયચુરા અને શ્રી. [illegible], મૂલ્ય રૂ. ૧-૮-૦.

ગુજરાત-કાઠિઆવાડમાં ભાગ્યે જ એવું કોઇ સ્થળ હશે જ્યાંની પ્રજાએ આ મિત્ર બેલડીની દુહાની રમઝટનો રસાસ્વાદ નહિ ચાખ્યો હોય. દુહા સોરઠી સાહિત્યનું એક અણમોલ અંગ છે, ચારણો એમની જુની ચારણી-ઢબે જ્યારે પ્રેમ-શૌર્યની વાતોની જમાવટ કરે છે ત્યારે દુહાથી એ વાતોને અજબ ઓપ ચઢાવે છે. આ પુસ્તકમાં એવાં ૫૦૦ અણમૂલ મૌક્તિકો વીણી વીણીને સંઘરવામાં છે. પ્રકાશકે એની ગોઠવણીમાં પણ પોતાની શક્તિનો પરિચય આપ્યો છે. રમઝટ કરનાર બે વ્યક્તિ સામસામા દુહા લલકારે ત્યારે એકના દુહાને મળતો છતાં ભિન્ન હોય. દુહાના વિષયની પરસ્પર સાંકળ રચાય એવા દુહા એક પછી એક ચાલ્યા આવે ત્યારે સાંભળનારને ઓર આનંદ આવે છે. અમને ખાત્રી છે કે પુસ્તક અત્યંત લોકપ્રિય બનશે અને કેટલાક દુહા તો મોઢે કરી લેવા લલચાશે.

ભદ્રંભદ્ર : લખનાર : મિ. અંબારામ વિ. કેવળરામ અવટંકે મોઢીઆ. પ્રસિદ્ધ કરનાર : (સ્વ.) સર રમણભાઇ મહીપતરામ નીલકંઠ. મૂલ્ય રૂ. ૨-૮-૦

ગુજરાતના હાસ્ય-સાહિત્યના પિતા સ્વ. સર રમણભાઇએ જુનવાણી લોકોના આચાર-વિચારની મીઠી મજાક ઉડાવતા લખેલું આ પુસ્તક ગઇ પેઢીના ગુજરાતના વાચકોમાં સુપરિચિત હતું. જુનવાણી આચાર વિચાર સાથે એ જમાનામાં ઇ. સ. ૧૯૦૦માં આ પુસ્તક પ્રથમ પ્રકટ થયું ત્યારે અને તે પછી વર્ષો સુધી-સંસ્કૃત યા સંસ્કૃત-મય ગુજરાતી સિવાયની ભાષા માટે-ખાસ કરીને અંગ્રેજી ( યાવની ) ભાષા માટે તિરસ્કાર બતાવાતો. આજે પણ ૫૦-૬૦ વર્ષના માણસો કહે છે કે અંગ્રેજી ભાષા નિશાળોમાં તે ભણતા ખરા પણ એ ભાષાનો એક શબ્દ-અરે, બારાખડીનો એક અક્ષર પણ ઘરમાં બોલાય તો પવિત્ર થવા માટે સ્નાન કરવાની ફરજ પડતી. એ જમાનામાં સુધારકોને પોતાના વિચારો ફેલાવતાં, પ્રકટ કરતાં યા તે પ્રમાણે વર્તન કરતાં કેટલી મુશ્કેલી નડી હશે, તેનો ખ્યાલ સહજ આવશે. સ્વ. રમણભાઇએ તો સુધારક વિચારો ગળથુથીમાં પીધેલા-પિતા પાસે વારસામાં મેળવેલા. એમના જેવાને

જુનવાણી લોકોના ધર્મને નામે ધતીંગ ચલાવતી, શાસ્ત્રના અનર્થ કરીને અંધશ્રદ્ધાની શૃંખલામાં જનતાને જકડી રાખવાના પાખંડ પેષતી બુદ્ધિગમ્ય ન થાય એવી રહેણીકરણી ન રુચે એ કુદરતી છે. એ રહેણીકરણીને સ્પષ્ટ સ્વરૂપમાં રજુ કરી જનતામાં હાંસીપાત્ર ઠેરવવાના હેતુથી આ પુસ્તક રચાયું. હંમેશ બને છે તેમ દલીલો ખુટે ત્યારે ગાળો દેવાય, એ સત્યને મૂર્તિમંત કરતા પ્રયત્નો આ પુસ્તકના જવાબરૂપે જુનવાણી લોકોએ કર્યાં અને બિભત્સ પુસ્તકો એક પછી એક પ્રકટ થયાં. એ પુસ્તકોનું નામ નિશાન આજે જડવું મુશ્કેલ છે, પણ ' અર્ધદગ્ધ ' તો જીવંત છે અને લાંબો સમય રહેશે. ખેદ એટલો જ થાય છે કે આવા પુસ્તકની છઠ્ઠી આવૃત્તિ ૩૯ વર્ષે થાય છે. હિન્દમાં જ અને ખાસ કરીને વ્યાપાર-પ્રધાન ગુજરાતમાં એ વસ્તુ શક્ય છે. પશ્ચિમના કોઇ દેશમાં આવું કોઇ યુગવર્તી પુસ્તક પ્રકટ થયું હોત તો અત્યારે તેની સો-બસો આવૃત્તિઓ થઇ હોત

**શ્રી. ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનાં પ્રકાશનો** : પ્રકાશક : સોસાયટીના આસિ સેક્રેટરી, શ્રી. રસિકલાલ છોટાલાલ પરીખ. સોસાયટી ગુજરાતી સાહિત્યના પ્રદેશમાં એક જીવન્ત સંસ્થા છે. એવી સંસ્થા ન હોત તો અત્યારના જમાનામાં કેટલાંક પુસ્તકો પ્રકટ થયા વિના જ રહેત અને તેટલે અંશે ગુજરાતી સાહિત્ય કંગાલ બનત. આજે સામાન્યતઃ પ્રજાને વાર્તાઓ યા રસસાહિત્ય જોઇએ છે એટલે પ્રકાશક-બુકસેલરો એવું સાહિત્ય જ માગે છે. અભ્યાસ અને અનુભવને પરિણામે રચાયલું સાહિત્ય, અધિકારીઓ જ પચાવી શકે એવું સાહિત્ય યા કાયદા કે વૈદક યા અર્થશાસ્ત્રના " શુષ્ક " મનાતા વિષયોનું સાહિત્ય પ્રકટ કરનાર ખોટ જ કરે છે. એવા સાહિત્યનું પ્રકાશન કરી, તે દ્વારા ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ રાખનાર સોસાયટીને ધન્યવાદ ઘટે છે. સોસાયટીએ અમુક પ્રસંગે યા કારણે જુદી કાઢેલી રકમો યા કેટલીક દાનવીર વ્યક્તિઓ તરફથી મળેલી રકમોના વ્યાજમાંથી સોસાયટી દર વર્ષે ૧૦-૧૨ પુસ્તકો પ્રકટ કરી પોતાના સભ્યોને ભેટ આપે છે. આ વર્ષે આપેલાં ૮ પુસ્તકો નીચે પ્રમાણે છે.

(૧) સાહિત્ય અને વિવેચન (ભાગ ૧) : લેખક : સ્વ. દિવાનબહાદુર કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, મૂલ્ય રૂ. ૧-૦-૦.

સ્વ. કરસનદાસ મૂળજી સ્મારક ગ્રંથમાળાના અંક ૧૯ તરીકે આ પુસ્તક પ્રકટ થાય છે. સ્વ. કેશવલાલ ધ્રુવની બાનીથી તેમણે કરેલા અનેક સંસ્કૃત કાવ્ય-નાટકના અનુવાદોના રસાસ્વાદથી વાચક વર્ગ સુપરિચિત છે. આ સંગ્રહમાં એમના કેટલાંક અનુવાદિત અને સ્વતંત્ર કાવ્યો સાથે સંશોધન-અભ્યાસના પરિપાક રૂપ લેખો પણ સંગ્રહાયાં છે. જે અભ્યાસી વાંચક વર્ગને અત્યંત ઉપયોગી થશે

(૨) કાવ્ય તત્વ વિચાર : લેખક : શ્રી. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, સંપાદક શ્રી. રામનારાયણ વિ. પાઠક અને શ્રી. ઉમાશંકર જોષી, મૂલ્ય રૂા. ૧-૦-૦.

સ્વ. લાલશંકર ઉમિયાશંકર સ્મારક ગ્રંથમાળાના અંક ૫ તરીકે પ્રકટ થયેલું આ પુસ્તક ગુજરાતના એવા એક પ્રખર વિદ્વાનની કૃતિઓનો સંગ્રહ રજુ કરે છે. જેમની પાસે ગુજરાત હજુ તરીકે વધુ સારા અને ચિરસ્થાયી સ્વરૂપમાં એમના અભ્યાસ અને ચિંતનનો પરિપાક માગી શકે, પરંતુ માંગ્યું હમેશાં મળતું નથી. એક યા બીજા કારણે આચાર્ય ધ્રુવ ગુજરાતની એ માંગણી સંતોષી શક્યા નથી. એમનાં લખાણો ' વસન્ત ' અને બીજાં કોઇ ભાગ્યશાળી સામયિકોમાં લેખ તરીકે યા કોઇ શુભ પ્રસંગે ' વ્યાખ્યાન ' તરીકે આપણને મળ્યાં છે. એમની વિદ્વતાને, એમના અભ્યાસ અને ચિંતનને શોભા આપે એવું એક પણ પુસ્તક હજી એમણે આપણને આપ્યું નથી. એટલે આ લેખ-વ્યાખ્યાન સંગ્રહથી જ હાલ તો સંતોષ માનવો રહ્યો. " સાહિત્ય-ચર્ચા " અને " ગ્રંથાવલોકન " એ બે વિભાગમાં એમના એ વિષય પરત્વેનાં લેખો સંગ્રહમાં છે. પ્રથમ વિભાગના લેખોનું અધૂરાપણું નવા લેખોથી પૂરવા જેટલું પણ શરીર-સ્વાસ્થ્ય આજે એમને નથી, એટલું આપણું વધુ દુર્ભાગ્ય.

(૩) નિબન્ધમાળા : સંયોજક : શ્રી. વિશ્વનાથ મગનલાલ ભટ્ટ, મૂલ્ય રૂ ૧-૦-૦.

સ્વ. ચંદ્રપ્રસાદ ગોવિન્દલાલ ઠાકોર ગ્રંથમાળાના અંક ૪ તરીકે પ્રકટ થતા આ પુસ્તકમાં સંયોજકે

કવિ નર્મદાશંકર અને નવલરામથી શરૂ કરી કુલ ૨૧ લેખક-લેખિકા અને ૨૨ માં લેખક-સમૂહ-'' સૌરાષ્ટ્ર '' તણી મંડળના નિબન્ધ-લેખોનો સંગ્રહ કરી અભ્યાસી વાચકને એક સરસ સરળતા કરી આપી છે. એ રીતે આ પુસ્તકમાં ગઈ પેઢીઓના અને ચાલુ પેઢીના લેખકોના લાક્ષણિક લેખોનું નવનીત મળી રહે છે.

(૪) આપણું વિવેચન સાહિત્ય : લેખિકા : બ્હેન હીરા કલ્યાણરાય મહેતા, પી. એ. મૂલ્ય રૂ ૧-૦-૦.

મજમુદાર મણિશંકર જટાશંકર કીકાણી-ગ્રંથમાળાના નં. ૮ તરીકે પ્રકટ થયું આ પુસ્તક લેખિકા બ્હેનના અભ્યાસના પરિપાક રૂપ કૃતિ છે. શ્રી. નાથીબાઈ સ્ત્રી વિદ્યાપીઠની પી. એ. ની ડીગ્રીની પરીક્ષા માટે-થીસીસ ( નિબન્ધ ) લખવા તેમણે આ વિષય પસંદ કરી, એ શાખા પ્રદેશનો અભ્યાસ કર્યો છે. પુસ્તક નં. ૩ માં જે લેખકોનાં નિબન્ધો આવે છે તેમાંના લગભગ બધા લેખકો શ્રી. હીરાબ્હેનના અભ્યાસ-પ્રદેશમાં આવી ગયા છે. એમનો આ પ્રયત્ન બીજા અભ્યાસીઓને ઉપયોગી થશે.

(૫) ભારતીય અર્થશાસ્ત્ર : લેખક : (અનુવાદક) : શ્રી ચીમનલાલ મગનલાલ ઠાકર, એમ. એ. એલ. એલ. બી. મૂલ્ય રૂ. ૧-૦-૦.

શેઠ સોરાબજી જમશેદજી જીજીભાઈ સ્મારક ગ્રંથમાળાના અંક ૩૧ તરીકે આ પુસ્તક પ્રકટ થયું છે શ્રી. ઠાકર પોતાને 'લેખક, કેમ કહે છે, તે અમને બરોબર સમજાતું નથી. એમણે પોતે પ્રસ્તાવનામાં જણાવ્યું છે તે મુજબ આ પુસ્તક તેમણે પ્રો. વી. જી. કાળેએ મરાઠીમાં લખેલા પુસ્તકની ઢબે લખ્યું છે. કદાચ એમણે પ્રો. કાળેના પુસ્તકનો અક્ષરશઃ અનુવાદ નહિ કર્યો હોય-પુસ્તક અનુવાદરૂપ નથી લાગતું એટલી વિશિષ્ટતા એમની ભાષામાં જરૂર છે-અને તે કારણે જ ' લેખક ' તરીકે પોતાને જણાવ્યા હશે એકંદરે આ પુસ્તક રહેલી અને સરળ ભાષામાં હોઈ અંગ્રેજી ન જાણનાર એ વિષયના અભ્યાસીઓને અર્થશાસ્ત્રના સિદ્ધાંતોનો અભ્યાસ કરવામાં જરૂર મોટી મદદરૂપ થશે.

(૬) ગુજરાતનો મધ્યકાલીન રાજપુત ઇતિહાસ (વિભાગ રજો) : લેખક: શ્રી. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી, મૂલ્ય રૂ ૧-૦-૦.

ગુજરાતના મધ્યકાલીન ઇતિહાસ માટેનાં જે સાધનો ઉપલબ્ધ છે તે સર્વનો અભ્યાસ કરી શ્રી. શાસ્ત્રીએ આ સાથે જે બે પુસ્તકો આપણને આપ્યાં છે તે ઇતિહાસના અભ્યાસીઓને અત્યંત ઉપયોગી થશે અને વધુ અભ્યાસ માટે તેમનો માર્ગ સરળ કરશે. ઉલ્લીખીત ગ્રંથોની સૂચી બીજાઓને માર્ગદર્શક થશે એટલું જ નહિ પરંતુ શ્રી. શાસ્ત્રીએ આ પુસ્તકો તૈયાર કરવામાં લીધેલા શ્રમની ખાત્રી આપશે. સંશોધન કરી આવાં પુસ્તકો તૈયાર કરવાનું કામ સહેલું નથી. કવિતા અને ગીતો ઘેરબંધ લખાતા જાય છે. દૈનિક અને અઠવાડિક વર્તમાન પત્રોમાં સેંકડો લેખો પ્રકટ થાય છે, એ સર્વ પાછળ ઊંડા અભ્યાસની અને શ્રમની બહુ ઓછી જરૂર હોય છે. પરિણામે આવા શ્રમસાધ્ય પુસ્તકો આપણને બહુ ઓછા મળે છે. શ્રી. શાસ્ત્રીને તેમના શ્રમ માટે અને શ્રમના સફળ પરિણામ માટે ધન્યવાદ.

(૭) સ્ત્રીઓના વિકાસમાં નડતાં કાયદાનાં બંધન : લેખક : શ્રી પ્રભુદાસ બાલુભાઈ પટવારી, બી. એ. એલ.એલ. બી મૂલ્ય રૂ ૦-૪-૦.

સ્વ. સૌ. લક્ષ્મીબાઈ પ્રાગજી હરિવાણી ઇનામી નિબંધ નં. ૪ તરીકે પ્રકટ થયું આ પુસ્તક ગુજરાતી સ્ત્રીઓની દૃષ્ટિએ ખાસ ઉપયોગી છે. સ્ત્રી અને પુરુષને સમાન અધિકારો સમાજ અને કાયદાની દૃષ્ટિએ મળે તે માટે ગુજરાતનો સ્ત્રી વર્ગ અને તેમનાં પુરુષ-સહાયકો આજે અનેક વર્ષોથી પ્રયત્નો કરી રહ્યાં છે, છતાં એ માર્ગે બહુ ઓછી સફળતા મળી છે. હજી કાયદાની દૃષ્ટિએ સ્ત્રીને કેટલાં બંધનો નડે છે તેની આ નાનકડા પુસ્તકમાંથી ઝાંખી થશે. શ્રી પટવારી ધારાશાસ્ત્રી હોઈ તેમણે ટૂંકમાં અને સરળ ભાષામાં સ્ત્રીવર્ગને નડતાં મુખ્ય બંધનોની ચર્ચા કરી છે, જે પ્રચાર-કાર્ય માટે અત્યંત ઉપયોગી થશે

(૮) દાયકે. દશ વર્ષ : વ્યાખ્યાતા : શ્રી કાંતિલાલ હ. જાની મૂલ્ય ૦-૪-૦

રા. બા. રણછોડલાલ છોટાલાલ ઇનામી ગ્રંથ-

માળા નં. ૨૬ તરીકે પ્રકટ થતા આ પુસ્તકના નામ ઉપરથી એના વસ્તુનો ખ્યાલ આવ્યે જ આવી શકશે. લેખકે જે વિષય ચર્ચ્યો છે તે હિંદની પ્રજાના ટુંકા આયુષ્ય સબંધી છે. એ આયુષ્ય મર્યાદા ( આવરદા ) વધારવાના તેમણે અનેક ઉપાયો-સંતતિનિયમન, ખચોળ અને પ્રજાજીવનને હણતા સામાજીક કુરિવાજોનું નિકંદન, આંધળા દયાધર્મથી થતી કરોડોની બરબાદી, યોગ્ય ખાનપાન, પશુ-ઉછેર, ગ્રામોદ્યોગોને ઉત્તેજન વગેરે બતાવ્યાં છે. યાદી એટલી લાંબી છે. જો કે તે સાચી છે કે અમને ભય રહે છે કે નસીબમાં માનતી આપણી પ્રજા એ માટે નસીબને જ દોષ દઇ બેસી રહેશે અને એ ઉપાયો અજમાવી પ્રયત્નશીલ નહિ બને, છતાં અમે માનીએ છીએ કે લેખકે પોતાની ફરજ બજાવી છે અને પુસ્તક સામાજીક કાર્યકર્તાઓને જરૂર માર્ગદર્શક થશે.



# નોંધ



**ધર્મ કે બળાત્કાર ?**

અમદાવાદ જૈન યુવક સંઘની ઓફીસમાં એવા સમાચાર મળ્યા હતા કે સરખેજ રોડ ઉપર આવેલી મહાલક્ષ્મી સોસાયટીમાં એક સગીર વયની બાળાને દીક્ષા આપવામાં આવનાર છે. સંઘના કાર્યકર્તાઓએ આ બાબત તપાસ કરી તો જણાયું હતું કે બાળા સગીર વયની જ હતી પરંતુ દીક્ષિત હતી. વધારે તપાસ કરતા એમ ખબર જણાયા કે તે બાળા તેણે રામવિજયના સંપ્રદાયના સાધ્વી દેવશ્રી અને કુમુદશ્રી પાસે દીક્ષા લીધેલી. પરંતુ આ ગુરુણીજીઓના ત્રાસથી ત્યાંથી નાસી છુટી હતી આ બાઇનું નામ કનકપ્રભા છે. એને પાછી લઇ જવા માટે સમજાવાય છે પણ ના કહે છે.

આવી પરાણે દીક્ષા લેવરાવ્યાથી શો ફાયદો ? જ્યાં સુધી ખરા અંતરનો વૈરાગ્ય ન આવ્યો હોય ત્યાં સુધી કપડાં વૈરાગ્ય શા કામનો અને તે શી રીતે ટકાય ? આ ધર્મ નહિં પણ જુલમ છે. આવી નાની કુમળી બાળાને દીક્ષા ન લેવરાવતા સમાજના બીજા કોઇ ઉપયોગી કામમાં રોકવી જોઇએ—જરૂર આવી બેનો સારૂં કામ કરી બતાવશે.

**દારૂબંધી ચાલુ :**

અમદાવાદના શેઠ ચીનુભાઇનો દારૂનો અકસ્માતવાળો કેસ પુરો થયો તેમાં જો કે હજારો રૂપિયાનું પાણી થયા પછી ચીનુભાઇની જીત થઇ છે પણ એ જીત હાર જેવી જ છે.

કોંગ્રેસ પ્રધાન મંડળે ચાલુ કરેલી દારૂબંધીની નીતિ જરૂરી તથા આવશ્યક હતીજ. કલાલો અને દારૂડીઆઓ સીવાયના તમામ લોકોને આશીર્વાદરૂપ હતી. ખાસ કરીને દારૂડીઆના કુટુંબીઓને તો એ વસ્તુ ખુબ આવકારદાયક હતી.

ચીનુભાઇનો કેસ છુટાયા પછી એમજ હતું કે હવે દારૂબંધી ( પ્રોહીબીશન ) રહ્યું નહિં. પરંતુ આપણને જણાવતાં ખુશાલી ઉપજે છે કે હાલના પ્રધાનોએ ચાલુ કરેલું પ્રોહીબીશન ના. ગવર્નરે માન્ય રાખ્યું છે. આ દારૂબંધી ચાલુ રાખવા માટે ના. ગવર્નરને હાર્દિક અભિનંદન

દારૂડીઆના કુટુંબો કેવાં દુઃખી ને પાયમાલ થઇ જાય છે તેનું દુઃખમય દૃશ્ય જેણે જોયું હોય છે તેને દારૂબંધી ચાલુ રહે તેથી અનેરો આનંદ થાય અને ના. ગવર્નરનો આભાર માન્યા વિના રહે નહિ

**લગ્નસરા :**

છેલ્લા કેટલાંયે વર્ષોથી નહિં થયેલાં એટલી મોટી સંખ્યામાં આ વર્ષે આ મહીને ગુજરાતમાં લગ્નો થયા છે

હજારો વર્ષોથી ચાલતી આવેલી પ્રથામાં કોઇ પણ જાતનો સુધારો થયો નથી. કેળવણી લીધા પછીનાં લગ્નો અને પહેલા થતા હતાં તેમાં એનું એજ રહ્યું છે.

કેટલાક બીનજરૂરી ખર્ચો ઓછા કરવા જોઇએ તેમાંનું એક એવું થયું નથી. કંઇક વધારે વધ્યું છે ખરૂં.

જમણવાર એટલે બગાડ. ખાવાં કરતાં જમણ બગાડવું એનું નામ જમણવાર ? નથી એક્કે ન્યાતોમાં બરાબર પીરસાતું કે નથી જમવા બેસવાની જગ્યાઓ બરોબર સાફ કરાતી. કેટલીક જગ્યાએ જમણવાર એટલે વેઠ જેવું કરે છે. આવી વેઠ ન ઉતારતા હોય તો સારૂં. કોઇપણ જાતનો રિવાજ

કાઢી નાંખ્યો હોય તો ટીકા સહન કરવાની સહનશક્તિ રાખવી જોઇએ. સ્વીતિ વગર સૌએ પંચ ઘેર પણ સ્વચ્છતા જળવાઇ રહે ને ખાનારાને આનંદ પડે એવું વ્યવસ્થીત જમણવાર થતું જ નથી.

જેવું જમણમાં છે તેવું જ ગીતોમાં છે. સાત પેઢીના દાદા દાદી પરણ્યાં હતાં તેજ જમાનાનાં ગીતો હજી ગવાય છે ગુજરાતમાં કવિઓની ખોટ નથી પરંતુ લગ્નનાં, જનોઇનાં વિ. ગીતો નવાં રચાતાં નથી-કારણ કે સારાં જોડાયાં નથી.

એનાં એ જુનાં ગીતો ગાવા અને સાંભળવાં એમાં મઝા નથી આવતી આશા છે કે આપણા હાલના કવિઓ કૃષ્ણ અને કુદરતનાં ગીતો અને જોડકણાંમાંથી જરા લગ્ન પ્રસંગે ગાવા માટે રસિક-સારાં, રુડાં ગીતો જોડવા તરફ તેઓ પોતાનું લક્ષ્ય દોરશે.

વરકન્યાને બેસવાનો મંડપ-એ પણ એની એજ રીતે-ચોરીના માટલા ઘણા ચીતરામણમાં આટલા આગળ આવ્યા પછી પણ એના લપેડા રહ્યા છે. લગ્નમાં જ્યારે ઓછી સંખ્યા હોય ત્યારે ઠીક ગમે તેમ પરવડે પરંતુ માનવમેદની મોટી હોય ત્યારે તો વરકન્યાની બેઠક માટે પ્લેટફોર્મ-ચોરો જરૂરી હોયજ.

સાજનને માટે પણ સુંદર કપડાં પહેરીને આવેલાં સાજનીઆંઓને બેસવા માટે સારી ચોકખી જગ્યા મળતી નથી. બે ચાર ઘર અપવાદરૂપે બાદ કરીએ તો ગુજરાતમાં બધેજ આવું છે.

મહાત્મા ગાંધીજીના અનેક ઉપદેશો છતાંએ એમનાજ ગુજરાતમાં લગ્ન પ્રસંગોમાં જે વિદેશી કાપડ વપરાય છે તે ગુજરાતને શરમાવે તેવું છે.

ખાદીનું તો લગ્નગાળામાં નામનીશાન નથી દેખાતું. પુરૂષોમાં કંઇક અંશે ધોળી ટોપી જોવામાં આવે છે. પરંતુ બહેનોમાં તો દેખાદેખી ખુબ વિલાયતી કપડાં પહેરેલાં જોવામાં આવ્યાં છે. આ અફસોસની વાત છે. જ્યાં સુધી બહેનોજ દેશી નહિ પહેરે ત્યાં સુધી સ્વરાજ્ય વેગળુંજ છે એમ સમજવું.

વિલાયતી કપડાં ઉપરાંત વિલાયતી બીજી અનેક વસ્તુઓ વપરાય છે. બેટાં ઘરેણાંનો શોખ ખુબ વધી ગયો છે જેને એકદમ બંધ કરવો જોઇએ: આપણા નિર્ધન દેશને આવી જાતના ખોટા ખર્ચી પરવડેજ નહિં.

"ગુણસુન્દરી"

# બાલવિભાગ

તન્ત્રી નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૦ : અંક ૬ પુસ્તક ૧૦ જુન : ૧૯૪૦

## સંતાકુકડી

અમે સંતાકુકડી દાવઃ રમવા દોડી-જઈએ,
સહુ ધરી અંતરે ભાવ રમવા દોડી-જઈએ

ભાઈબંધ સહુ ભેળા થાતા
હૈયામાં સર્વે હરખાતા
સહુ લેવા રમતનો લ્હાવ રમવા દોડી-જઈએ,
અમે સંતાકુકડી દાવઃ રમવા દોડી-જઈએ.

દાવ દેનારો અડવા આવે
એક ત્હેની આંખ દબાવે—
ને કહે બધાંને બતાવ ? રમવા દોડી-જઈએ
અમે સંતાકુકડી દાવ રમવા દોડી-જઈએ.

ખડખડ સર્વે હસતા જાતા,
છૂપી રીતે સહુ સંતાતા,
સૌ બોલે કે જલ્દી સતાવ ? રમવા દોડી-જઈએ,
બાજુ, કહે જા, પકડી લાવ ? રમવા દોડી-જઈએ.
અમે સંતાકુકડી દાવઃ રમવા દોડી-જઈએ.

શ્રી વ્રજલાલ ગૌરીશંકર પંડ્યા

# કુહાડાના હાથા

બહુ જૂના જમાનાની વાત છે.

જૂની એટલે મારા દાદાએ મને કહેલી. મારા દાદાને એમના દાદાએ કહેલી. એમ હજારો વર્ષોથી ચાલતી આવેલી.

એ વખતે માણસ કુદરતને ખોળે રમતો હતો. આજના જેટલો એ સુધર્યો નહોતો.

એણે મહામહેનતે એક કુહાડી બનાવી, ખાસી મઝાની ધાર કાઢી અને હાથાની જગ્યા રાખી. કુહાડી તો કરી. હવે એને હાથો જોઈએ. હાથો હોય તો એ કામ આપે.

એ તો ગયો જંગલમાં એક મોટા વડ પાસે. એની પાસેથી પહેલાં એ તીકમ માટે હાથો લઈ આવ્યો હતો.

'કેમ બાપ, શું જોઈએ છે ?' વડે પૂછ્યું. ઘેર ગંભીર એની ઘટા હતી, ઝાડોમાં એનો મોભો હતો.

'આ તો મેં કુહાડી બનાવી છે, એને સારૂ હાથો જોઈએ છે. નાનો સરખો કકડો હશે તો ચાલશે.' માણસે કહ્યું: 'તીકમ માટે તમે આપેલો હાથો સારો હતો.'

'વાહ ! તારી કુહાડી છે તો સારી. એનાથી પણ તીકમની માફક જમીન ખોદાય ખરી કે ?'

'નારે ના. જમીન ખોદવાનું કામ તો તીકમ ને કોદાળી જ કરી શકે. કુહાડીનું કામ તો કાપવાનું.' માણસે કહ્યું

'ઠીક, હું મારાં સાથીદાર ઝાડોને પૂછી જોઈશ, એ કહેશે તો તને હાથો આપીશ.' વડે જણાવ્યું. 'એક બે દિવસ પછીથી આવજે.'

'ભલે, પરમ દિવસે આવીશ.' એમ કહીને માણસ તો ગયો.

પેલા વડે પોતાના સાથીદારોને બોલાવ્યા અને જણાવ્યું:

'આજે મારી પાસે માણસ આવ્યો હતો. એણે એક ફક્કડ કુહાડી બનાવી છે, તેને સારૂ હાથો કરવા એને નાનો સરખો લાકડાનો કકડો જોઈએ છે.'

'તેની મને શી ખબર ! મારે તો ઘર બાંધવા સારૂ લાકડાં જોઇએ છે તે હવે હું કાપવાનો.' માણસે જવાબ આપ્યો.

એણે કાપવાનું ચાલુ રાખ્યું.

થોડીવારે ચીસ પાડતું સાગનું ઝાડ જમીન પર ઢળી પડયું, એનું દુઃખ જોઈ બીજાં ઝાડને આંસુ આવ્યાં, પણ શું થાય ! એમણે જ એને કુહાડીનો હાથો પુરો પાડયો હતો.

સાગની પછી આવ્યો સાદડનો વારો. એને પણ માણસે જમીનદોસ્ત કર્યું.

તે પછી સીસમ ને ખેરને પણ કાપી નાખ્યા. એ બધાની કાકલુદીની એણે દરકાર ન કરી.

મે ઘણુંયે ના કહ્યું હતું, પણ આ બધા માન્યા નહિ, એ બીચારાં જુવાનજોધ જેવાં જીવવાની લાંબી આશાવાળાં ઝાડને માણસે કાપી નાખ્યાં. એવો વિચાર કરીને વડે કહ્યું: 'એ માણસ ! મારા સાથીદારોને તો તેં મારી નાખ્યા ! હવે મને પણ કાપવા માંડ.'

'ના રે ના ! મારે તમારો ખપ નથી. તમારૂં લાકડું મારે કામ નહિ આવે. તમે સુખેથી ઉભા રહો.' માણસે કહ્યું.

'અરેરે ! મારા સાથીઓ ગયા ! કેટલા ભોળા ! કુહાડીનો હાથો એમણેજ પુરો પાડયો અને એ જ એનો ભોગ બન્યા !' વડ અફસોસ કરવા માંડયો. પણ એમ અફસોસ કરવાથી કંઈ વળે એવું હતું !

નાગરદાસ ઇ. પટેલ



## ઉંઘ આવે

ઉંઘ આવે, ઉંઘ આવે
મને તો ઉંઘ આવે રે,
છતાં ના ઘંટ વાગે રે !

ઉંઘ ન ઉડે, ઉંઘ ન ઉડે
હજી યે ઉંઘ ન ઉડે રે,
ત્યાં તો ઘંટ વાગે રે !

નલિન પંડિત

# ગોરખનાથ

નેપાલના રાજ્યમાં ગુરુ શ્રી મત્સ્યેન્દ્રનાથ દેવ ગણાય છે. એમનો પ્રભાવ જબરો મનાતો. એક વખત એ ત્રિયારાજ્ય તરફ જઈ ચઢ્યા. ત્રિયારાજ્ય એટલે તો સ્ત્રીઓનું જ રાજ્ય, ત્યાં પુરુષોનું કાંઈ ન ચાલે. મત્સ્યેન્દ્રનાથ યોગી હોવા છતાં એ એમનો યોગ ભૂલ્યા ! ત્યાંની રાણી સાથે એ રહેવા લાગ્યા. એ તો પોતાનો આશ્રમ ને શિષ્યોનેય ભૂલી ગયા !

એમને એક શિષ્ય હતો. ગુરુ ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખનાર એ શિષ્ય હતો. એની ગુરુ તરફની એકનિષ્ઠાથી એનામાં અપૂર્વ બળ આવ્યું હતું. એનું નામ ગોરખનાથ હતું.

ઘણા દિવસ થયા પણ ગુરુ આશ્રમે ન આવ્યા ! બધા શિષ્યો ભેગા થયા. એ વિચાર કરવા લાગ્યા, "હવે શું કરવું !"

ગોરખ કહે, "હું ગુરુની શોધને કાજે જાઉં છું." એમ કહીને એ ત્યાંથી ચાલી નીકળ્યો.

ટાઢ ને તડકો, ભૂખ ને દુઃખ વેઠતો વેઠતો એ ત્રિયારાજ્યમાં જઈ પહોંચ્યો. પણ હવે અંદર જવું કેવી રીતે ! બીજા પુરુષોથી ત્યાં હવે પ્રવેશ કરી શકાય એમ ન હતું.

એટલામાં એક ગવૈયો ત્યાં થઈને જતો હતો. એને એ મળ્યો. એ ગવૈયાને તબલા વગાડનારની જરૂર હતી, ને ગોરખને તબલા વગાડતાં આવડતા હતા. આથી એ એને યુક્તિથી પોતાને ઘેર લઈ ગયો.

બીજે દિવસે દરબારમાં ભારે ધામધૂમ થતી હતી. સંગીતનો જલસો હતો. સૌ કોઈ દરબારમાં જતું હતું. પેલી સંગીત મંડળીય દરબારમાં ગઈ.

જલસાની ધૂન જામવા લાગી. રાગરાગિણીઓ, ઠુમરી, દાદરો, ને પહાડી ઝીંઝોટીઓની ઝડી પડી. સૌનું ધ્યાન ગોરખના તબલાના ઠેકા ઉપર ગયું. એના તબલાનો ઠેકો કાંઈ ઓરજ હતો. એના ઠેકામાંથી અવાજ નીકળતા હતા: "ચેત, મચ્છન્દર, ગોરખ આવ્યો." "ચેત, મચ્છન્દર, ગોરખ આવ્યો."

રાણી આ બધું સમજી ગઈ. એણે જલસો બંધ કરાવ્યો. ગોરખના હાથમાં એણે બેડીઓ નંખાવી.

પણ ગોરખ કાંઈ કાચો શિષ્ય ન હતો. ગુરુને નમન કરીને એ બોલ્યો, " ગુરુના નામ પર આ બેડીઓ તૂટી જાઓ. "

તરતજ બેડીઓ તડાતડ તૂટી ગઈ !

રાણી ખીજવાઈ. એણે ઘંટીના પડ જેવો પુષ્કળ વજનદાર પથ્થર મંગાવ્યો. ઘણા માણસોએ ઉંચકીને એના ગળામાં એ પહેરાવી દીધો. પણ જ્યાં દૃઢ ગુરુભક્તિ હોય ત્યાં એનો શો હિસાબ ? " ગુરુના નામ પર ભૂકેભૂકા...." શબ્દો બોલતાં જ પથ્થરના ટુકડેટુકડા થઈ ગયા ! સૌના આશ્ચર્યનો પાર ન રહ્યો.

હવે ગુરુ મત્સ્યેન્દ્રનાથની આંખો ખુલી એમને ભાન આવ્યું શિષ્યની સાધના ને ભાવનાને બળે ગુરુ ને શિષ્ય બન્ને ત્યાંથી છૂટ્યા.

ગુરુ-શિષ્યનો ભાવ જોઈને સૌ ખુશી થયા.

ઉમિયાશંકર ઠાકર



# આ જગા ખાલી છે

આ જગા ખાલી છે.
પણ હવે ?
આ જગા ખાલી છે. ચાલોને ત્યારે હું જ વાપરું.
નલિનીકાંત, વાપરું છું હો, આ જગા વાપરું છું.
ખાલી પાન, વાપરું છું હો, આ પાન વાપરું છું હો.
પાછળથી કોઈ ગડબડ ના કરતા.
હજી વખત છે. વખત છે. વખત છે. ગયો વખત નહિ આવે.

ફરી પાછું નહિ બોલાય. બોલવું હોય તો બોલો. ના કહેવી હોય તો ના કહો. ત્યારે હા. ત્યારે રજા. ત્યારે હવે આ પાનું આપણું. આપણે એમાં લખવાના. મોટા મોટા લેખો લખવાના. મોટી મોટી વાર્તાઓ લખવાના. મોટા મોટા નાટકો અને મોટી મોટી કવિતાઓ બસ લખ્યાજ કરવાના. કોઈ રોકે તોયે લખવાના. કોઈ ટોકે તોએ લખવાના. દિવસ રાત લખવાના. લખ્યાજ કરવાના. આપણું શું જાય. આવું મજાનું પાનું મળી ગયું પછી શું ? ખબર નહિ શા માટે ખાલી હશે ? મારે માટે તો બીજું પાન હતું. કંઈ નહિ આપણે તો લખવાનું કામ છેના. ચાલો લખીએ. પણ અરે ! આ પાનું તો ખલાસ થયું ! હવે ?

ગિજુભાઇ

# સૂર્ય

સવાર પડે છે ને સૂર્ય આકાશમાં દેખાય છે સૂર્યનો ઉગવાનો વખત ઋતુ પર આધાર રાખે છે. ઉનાળામાં સૂર્ય વહેલો ઉગે અને શિયાળામાં સૂર્ય મોડો ઉગે છે.

જ્યારે સવારમાં સૂર્ય ઉગે ત્યારે જોશો તો તમને તે પૂર્વમાં ઉગેલો માલમ પડશે બપોરે જોશો તો છેક માથા પર આવશે અને સાંજના પશ્ચિમમાં દેખાશે; અને સંધ્યાકાળે તે ક્ષિતિજમાં છુપાઈ જવાનો પ્રયત્ન કરતો દેખાશે, ત્યારે તે લાલચોળ દેખાય છે. તમે તેને બરોબર જોઈ શકશો; કારણ કે તે વખતે સૂર્યનાં કિરણ બીજી દિશામાં વળ્યાં હોઈ તમને જોવા માટે જરા પણ તકલીફ પડશે નહિ, કારણ કે સવારે સૂર્ય જોતાં આંખો અંજાઈ જાય છે

આપણે બધા પૃથ્વી પર રહીએ છીએ. પૃથ્વી આપણને લઈને સૂર્યની આસપાસ ગોળ ફરે છે. સૂર્યની આસપાસ પૃથ્વીને ફરતાં બાર મહીના લાગે છે.

સૂર્ય તેના કિરણો વડે પૃથ્વીને ગરમ કરે છે દરેક પ્રાણી તેમજ વનસ્પતિને સૂર્યની જરૂર છે. જો સૂર્ય હોત નહિ તો પૃથ્વી બારે માસ ઠંડી હોત અને એક પણ માણસ પૃથ્વી પર જીવી શકત નહિ વળી વનસ્પતિઓના ઉગવામાં સૂર્યના કિરણોની ખાસ જરૂર છે. તેના વગર એકે વનસ્પતિ ઉગી શકેજ નહિ.

પૃથ્વી સૂર્યની એક દીકરી છે સૂર્યને અનેક સંતાનો છે. ગુરૂ, મંગળ, બુધ, શુક્ર, યુરેનસ, પ્લુટો વગેરે તેના સંતાનો છે તે બધા ગ્રહ કહેવાય છે. દરેક ગ્રહને ઉપગ્રહો હોય છે. પૃથ્વીને એક ઉપગ્રહ છે તે ચંદ્ર કહેવાય છે ગુરૂને તેવા ચાર ચંદ્ર છે. ખ્યાલ કરો કે એક ચંદ્રથી પૃથ્વીને આટલું બધું તેજ મળે છે તો ચાર ચંદ્રથી ગુરૂને કેટલું તેજ મળતું હશે ?

સૂર્યના દરેક સંતાનો તેમની ધરી પર સૂર્યની આસપાસ ફરે છે. ગ્રહ અને તારામાં ફેર છે. તારાઓ ખસતા નથી, જ્યારે ગ્રહ ખસે છે. તારાનાં તેજ ઝબુક ઝબુક ઝબકારા મારે છે, જ્યારે ગ્રહનું તેજ સ્થિર હોય છે. ખરી રીતે તેનું તેજ હોતું નથી. તે તેજ તો સૂર્યનું હોય છે.

પૃથ્વીની પાછલી બાજુમાં સૌથી વધારે પ્રકાશીત તારો શુક્રનો છે. શુક્ર સૂર્યની આસપાસ ફરે છે. તે પૃથ્વી કરતાં સૂર્યની વધારે પાસે છે. તે સિવાય બુધનો ગ્રહ છે. તે શુક્ર જેટલો તેજદાર નથી. કારણ કે તે આપણાથી પુષ્કળ દૂર છે. પૃથ્વી પછી થોડે દૂર મંગળ ગ્રહ છે. અને તે આપણી પૃથ્વી કરતાં નાનો છે. જ્યારે પૃથ્વી અને મંગળ એકજ લાઈન પર આવે છે ત્યારે તે ઘણો પ્રકાશિત લાગે છે.

પૃથ્વીની પાછલી બાજુએ સૌથી વધારે પ્રકાશિત ગ્રહ ગુરુનો છે. તે બહુ મોટો ગ્રહ છે. પરંતુ તે પૃથ્વીથી બહુ દૂર છે. પછી શનિનો ગ્રહ છે તે તો પૃથ્વીથી પુષ્કળ દૂર છે. શનિની આસપાસ દૂરબીનમાંથી ગોળાકાર લીટી લેવામાં આવે છે અને તે પુષ્કળ પ્રકાશિત હોવી જોઈએ તેમ દૂરબીનમાંથી લાગે છે.

દૂરબીનમાંથી જોતાં માલુમ પડયું છે કે મંગળ ગ્રહ પર માણસો વસતા હોવાં જોઈએ. તે ઉપર ઘણાં વિજ્ઞાનશાસ્ત્રીઓએ મોટાં મોટાં પુસ્તક બહાર પાડયાં છે.

સૂર્યમાં તાંબુ, રેડિયમ અને સોનું પુષ્કળ હોવુ જોઈએ તેમ મનાય છે.

હીરતનલાલ કડકીઆ

卐

## અડદ

અડદનો છોડ ઘણો નાનો હોય છે લગભગ એ દોઢ હાથ જેટલો ઉંચો ઉગે છે ને એના વેલા થાય છે. હિંદુસ્તાનમા એનો પાક સાધારણ છે

અડદના છોડને ફુલ આવે છે. એનાં પાન નાનાં અને ગોળાકારના હોય છે, ફુલો આવ્યા પછી શીંગો આવે છે. આ શીંગોમાં અડદના દાણા હોય છે.

શીંગો મોટી થયા પછી તેને સુકવવામાં આવે છે તેમાથી અડદના દાણા કાઢી લેવામાં આવે છે, આ દાણાને અડદ કહેવામાં આવે છે

અડદનો રંગ કાળો હોય છે અડદ દ્વિદળ હોય છે, એટલે કે તેની બે ફાડ થઇ શકે છે અડદ ઉપરનાં છોતરાં કાઢી નાંખ્યા પછી તેનો રંગ સફેદ અને કંઇક પીળાશ પડતો હોય છે.

અડદ પૌષ્ટિક અને ઠંડા છે. શક્તિને માટે લોકો અડદના લાડુ બનાવી ખાય છે. વળી તેનું શાક પણ થાય છે. અડદ પચવામાં ભારે છે.

ઢોરોને પણ અડદ ખવડાવવામાં આવે છે અડદ ખવડાવવાથી ઢોર તાકાતવાન અને પુષ્ટ બને છે. ગાય ભેંસોને ખવડાવવાથી તેઓ દૂધ સારા પ્રમાણમાં આપે છે.

અડદને ભરડીને તેનાં છોતરા કાઢી નાંખવામાં આવે છે એટલે અડદની દાળ બને છે. આ દાળને દળીને લોટ બનાવવામાં આવે છે. તેનાં લાડુ, પાપડ, વડાં વગેરે બનાવવામાં આવે છે.

અડદની દાળ ઘણી પુષ્ટિકારક છે. દવાના કામમાં પણ અડદનો ઉપયોગ થાય છે.

અડદ કઠોરમાં ગણાય છે.

શાંતિચંદ્ર મ દામકાવાલા



સ્તક ૭૪મુ જુલાઈ • ૧૯૪૦ અંક ૫ મો

# "વટ-વ્રત"

લેખક સૌ સવિતાલક્ષ્મી બુચ

( રાગ : " ન્હાની કાવડી ને ફુલડા એ ઘોડા " ).

ન્હાની બ્હેની ને કરે વ્રત તો મ્હોટાં,
પૂર્ણિમા પૂજવાને નિસરી રે લોલ !

વટ મહાવ્રત આદર્યાં ને ભાવે પૂજન કર્યાં,
સુતરના તારે વડ નાથીયો રે લોલ !— ૧

સોળે શણગાર ધરી, સેંથા સીંદૂરે ભરી,
અક્ષત-કુમ્ કુમ્-પુષ્પ-છાબડી રે લોલ— ૨

સો સો ફેરા ફરીને મગનાં નૈવેદ્ય ધર્યાં,
અર્પિયાં સુધર્મ જીવન વિશ્વને રે લોલ !— ૩

રૂમ-ઝૂમ ઘનરાજ વરસે, ચમકે ઝબૂક વીજળી,
સહિયરો સૌભાગ્ય-પૂજન ઉજવે રે લોલ !— ૪

સાત-સાત દીવડાની આરતી ઊતારતી,
જીવન-સાફલ્ય વ્રત યાચતી રે લોલ !— ૫

લે ખ ક ને પં તિ ને

( કટાક્ષકાવ્ય )

રાત ને દહાડા લખો ને વાંચો, થાકો નહિ પતિદેવ!
આંખે તમારી ઝાંખપ આવી, છતાં છોડો નહિ ટેવ.

વ્હેવારને તમે તજી દીધો છે, લખવાનું ગાજું કામ;
ખૂશ રહો જો, ટપાલ આવે, આવે છાપામાં નામ.

અમારી કિંમત કોડી જેવી, અમને રૂઠયા રામ;
કુટઠા થઈ તમે ફરો છો, ઓળખે આખું ગામ.

છાપાવાળા કદિએ તમને, પરખાવતા નથી દામ;
છતાં મગજનું દહીં કરીને, ફોગટ કરો એનું કામ.

કાગળ સાથે કામ તમારૂં, લખતાં ન આવે પાર;
ભૂખી બોલાવે, બાબુ આવે, સામું ન જુઓ લગાર.

ઘરમાં ચીજો ખૂટે ભલેને, ચિંતા નથી લવલેશ;
ગામ આખામાં ફર્યા કરો છો, ખુલ્લા મુકીને કેશ,

બેઠકમાં તો બેસવા તણો, મારગ નથી કયાંય;
છતાં કાગળના ડુચા લાવી, ભરોછો બેઠક માંહ્ય.

આખો દહાડો બેઠાબેઠા, વિચાર કરોછો બહુ;
સગા સબંધી જરૂર તમને, મૂઢ ગણે છે સહુ.

છ છોકરાના પિતા થયા છો, વિચારજો હવે કંઈ;
ધંધો કરીને ખૂબ કમાઓ, પહોંચો કાં મુંબઇ.

અર્ધી જીંદગી લખીને કાઢી, રે'વાને ઝુંપડી રહી;
પાડે શીને મ્હોટી મેડી, અમથી જોવાય નહિં.

છોકરાં હવે મોટાં થયાં છે, સબંધ કરવા પડશે;
દ્રવ્ય હવે તો ભેગું કરોને, નહિં તો પછી એ નડશે.

લખવાનું હવે છોડી દીઓને, શોધી લીઓ કંઇ કામ;
મારૂં કેવું માનો નહિ તો, લેશો ન મારૂં નામ.

શ્રી. વ્રજલાલ ગૌ. પંડ્યા

સૌ. હેમકુંવર હ. પંડ્યા

# ભાતૃ-પ્રેમ

લેખિકા : કુ. વનમાળા હરિપ્રસાદ દેસાઇ

વિશ્વમાં જ્યાં જ્યાં નજર કરો ત્યાં ત્યાં સચ્ચિદાનંદ છે જ તે પ્રમાણે પ્રેમ પણ છે. અરે ! જડમાં પણ પ્રેમ છે. પદાર્થ વિજ્ઞાન વાચતા જો આપણે તેના અણુપરમાણુનો વિચાર કરીએ તો તેમાં સહકાર અને સંવાદિતા દેખાય છે. તે અણુપરમાણુ એકત્રીત થઇ આખા પદાર્થને બનાવે છે અને પોતાનું કાર્ય કરે છે.

પ્રાણીઓમાં પણ પ્રેમ જેવી ચીજ છે. તે પણ પોતાના બાળકો ઉપર પ્રેમ રાખે છે પક્ષિઓ જુઓ, તે પણ પોતાના છોકરાનું કેવુ જતન કરે છે ?

આવા જડ અને ચેતન બન્નેમા પ્રેમ એ મુખ્ય ભાગ ભજવે છે, અરે ! તેમનામાં વાત્સલ્ય પ્રેમ છે તેટલું જ નહિ પણ દામ્પત્ય પ્રેમ પણ છે, આના પુરાવા આપણને પ્રાચીન તેમ જ અર્વાચિન સાહિત્યમાંથી મળે છે

જગપ્રસિદ્ધ પુરાણ મહાભારતમાં પાન્ડુ રાજાએ એક હરણને માર્યો તેથી અત્યંત વિરહાવેશોમા હરણીએ શ્રાપ આપ્યો, તે શ્રાપ પાન્ડુએ સહન કરવો પડયો હતો તે તેમના જીવનથી આપણે જાણી શકીએ છીએ.

હવે આપણે એ બનાવથી ઉચ્ચતર માનવી દેહમાં પ્રવેશ કરીએ. ઝીણવટથી તપાસતાં માલમ પડે છે કે આપણું શરીર અનેક કોષોનું બનેલુ છે તે પ્રત્યેક કોષો આખા દેહ માટે મરણીયા થઇ પોતાનું કર્તવ્ય સહકાર પ્રેમ અને સવાદિતાથી કરે છે, અને પ્રત્યેક એકબીજાના પૂરક છે.

આ પ્રત્યેક કોષ એક દેહ માટે આટલુ બધુ કરે છે તેનુ કારણ તેમને એકમેક વચ્ચે રાગ છે, તો આ કોષોના બનેલા સમગ્ર શરીરને પ્રેમ હોય એ તદ્દન સ્વાભાવિક છે

પ્રથમ જ આપણે કહ્યુ કે પ્રેમ સર્વવ્યાપક છે જ્યારે જડ અને ચેતનને આપણા સુક્ષ્મ તત્વ ઘટકોને બે પ્રકારના પ્રેમ છે ત્યારે આ માનવીને કેટલી બધી જાતના પ્રેમ હોઇ શકે છે ! શુ માનવી માત્ર એક જ પ્રેમ ઉપર જીવી શકે ? કદી નહિ તેને તો અનેક જાતનો પ્રેમ હોઇ શકે છે તેના સ્થૂલ શરીરને જેમ ખોરાકની ભૂખ લાગે છે તેમ મનને પણ પ્રેમ રૂપી ખોરાકની ભૂખ લાગે છે જ્ઞાનની ભૂખથી મનુષ્ય ઉચ્ચ કોટીએ પહોંચે છે તે પ્રમાણે પ્રેમના સામ્રાજ્યમાં પણ તે અધિપતિ થઇ શકે છે. ભગવાન બુદ્ધે વિશ્વપ્રેમનો બોધ આપ્યો અને આ વીસમી સદીના મહર્ષિ જેવા મેડમ મોન્ટેસોરી, તથા પૂ. ગાંધીજી શો આદર્શ આપે છે ? ગાંધીજી તો પ્રેમના સાગર છે મેડમ મોન્ટેસોરી પણ જગતના દરેક બાળકો તરફે પ્રેમ રાખે છે અને બાળકો પ્રેમના ભૂખ્યા છે એમ તે સહર્ષ સ્વીકારે છે જે બાળકને માતા પ્રેમનું પાન કરાવે છે તે ખરેખર મહાન બને છે. જન્મતાં જ બાળક પ્રભુપ્રેમ માટે કલ્પાન્ત કરે છે અને પછી તે માતાનો પ્રેમ મેળવે છે જ્યારે જગતની માયામાં લપટાય છે ત્યારે તેને અનેક માનવી પ્રત્યે રાગ થાય છે.

બાળક પ્રથમ માતાનો અને પછી પોતાના ભાઇ કે બહેનનો પ્રેમ સંપાદન કરે છે.

પ્રેમ ખરેખર ઘણો વિશાળ અને સર્વવ્યાપક છે, અરે ઇશ્વર પોતે જ પ્રેમ સ્વરૂપ છે, છતા આપણુ કનકાંો તથા સાહિત્-

કારોએ જો પ્રેમને કોઇ પણ રૂપમાં જોયો હોય તો તે માત્ર દામ્પત્ય રૂપે જ.

જુના કાલમાં ઇશ્વરના જ પ્રેમને-ભક્તિને સાહિત્યમાં સ્થાન હતું, તેમ અત્યારે દામ્પત્ય પ્રેમને જ સાહિત્યમાં સ્થાન આપ્યું છે. એ ઇશ્વરની ભક્તિમાં પણ નરસિંહ, મીરાં તથા દયારામે પ્રેમલક્ષણા ભકિત જ ગાઇ. એટલે કે ઇશ્વરને પતિ ભાવે જ પૂજ્યો. આથી તેમા માત્ર શૃંગાર રસને જ સ્થાન મળ્યું; અલબત તે શૃંગાર સ્થૂલ નહિ પણ સુક્ષ્મ છે. ખરેખરા જ્ઞાનિ માણસો જ આ સુક્ષ્મ શૃંગારને સમજી શકે છે. આ પ્રમાણે દૈવી પ્રેમને પણ સાહિત્યમાં દામ્પત્ય ભાવે જ ગાયો છે.

હવે સમાજ કંઈક આગળ વધ્યો છે. માત્ર ઇશ્વરી પ્રેમ જ છે. ભકિત તેજ જીવન વ્યાપાર નથી પરંતુ આ બ્રહ્માંડ તેજ બ્રહ્મ છે અને તેની સેવા કરવી, જીવનની ફરજો બજાવવી તે સાચી ભક્તિ છે તેમ સમજી સાહિત્ય આગળ ધપ્યું. આજે અનેક પ્રકારનું સાહિત્ય રચાય છે. નાટક, નવલકથા તથા કાવ્યો આ બધાએ સ્થાન લીધું છે. આ લલિત વાંગમય સાહિત્યમાં લેખકો નાયક નાયિકાનો જ પ્રેમ આલેખે છે. આ લેખકો મને લાગે છે કે પોતાની કલ્પને ઉચ્ચતમ કરવામાં બીજા કોઈ પણ પ્રેમને સ્થાન આપી શકયા નથી અગર આપી શકવા માટે શકિત માન નથી એમ ઘડીભર માની લઇએ. આ પ્રકારનું સાહિત્ય સમાજ ઝીલે છે એ સાચુ પણ એ સાહિત્યથી તેનો વિકાસ અટકવો જોઇએ નહિ, તે ખાસ જોવું.

આમ છતાં આજના પ્રખર સાહિત્કારો શ્રી. ન્હાનાલાલ, શ્રી બોટાદકર તથા કવિવર ટાગોર જેવાએ શુદ્ધ ભ્રાતૃપ્રેમ ચીતર્યો છે. તે ખરેખર પ્રશસંનીય છે.

બાળકના પ્રેમને વાત્સલ્ય પ્રેમ કહ્યો; સ્ત્રી પુરૂષના પ્રેમને દામ્પત્ય પ્રેમ તરીકે વર્ણવ્યો. ત્યારે ભાઇબ્હેનના પ્રેમને માટે એક અનોખો શબ્દ પણ આપણા પ્રખર સાહિત્યકારોને જડયો નથી.

ભાઈબ્હેનનો પ્રેમ એ દામ્પત્ય પ્રેમ કરતાં અનેક રીતે ચઢિઆતો છે. તેમાં નથી સ્વાર્થ, નથી વિકાર. બદલાની આશા રાખ્યા વિના આ પ્રેમ અવિરક્ત ઝરણાની માફક વહ્યો જ જાય છે, જો ઉદારતા, પરમાર્થ કર્તવ્ય પરાયણતા, વિકારહિનતા શાન્તિ અને આનંદ એજ પ્રેમના સાચા અંશ હોય તો તે બધા જ અંશ વીરવીરીના પ્રેમમાં જોવામાં આવે છે. સાચું કહીએ તો આ પ્રેમને વધુ વિશાળ અર્થમાં લઇ શકીએ છીએ. શું પતિપત્નીની જ કુટુમ્બની દેશની સમાજની અરે ઇશ્વરની ભકિત કરી શકશે ! ભાઇબ્હેન નહિ કરી શકે ? જરૂર કરી શકે. કવિ ન્હાનાલાલે તેના 'સંઘમિત્રા' નાટકમાં ભાઇબ્હેનનો પ્રેમ આલેખ્યો છે. અને તે ભાઇબ્હેન બૌદ્ધ ધર્મની સેવા કરે છે. ભાઇને બ્હેનની આંખમાં માતાનાં દર્શન થાય છે, ને બ્હેનને ભાઇના બોલમાં બાપુના બોલ સંભળાય છે. આ ભાઇબ્હેન તે ભાઈબ્હેન જ હતા એટલે તેમને બાપુના બોલ અને માતાના દર્શન એકમેકના હૃદયમાં થયાં. આના કરતાંએ આગળ ચઢી ટાગોરે તો દામ્પત્ય પ્રેમ ઉપર ભાઇબ્હેનના પ્રેમને જય અપાવ્યો છે. જીવનપર્યંત ભાઇ બ્હેનને હૃદયપૂર્વક સ્વીકારે છે. આ નવલકથાઓ વાંચતા વીરવીરીના પ્રેમનાં સાચાં દર્શન થાય છે. પરંતુ એમાં એ ભાઇબ્હેન તે ભાઇબ્હેન જ છે. એટલે એમાં વિકારને સ્થાન હોઇ જ ન શકે સગા ભાઇબ્હેન નહિ, પરંતુ જુદી જુદી જ્ઞાતિના અરે પ્રાન્તના યુવકયુવતિ પણ ભ્રાતૃભગીનીપ્રેમ સેવી શકે છે. તેમાં કદી વિકારને કે સ્વાર્થને સ્થાન હોતું નથી. તેમનો પ્રેમ પણ અવિરક્ત વહે જ જાય છે. ભાઇને બ્હેનનો ને બ્હેનને ભાઇનો વિયોગ સાલે છે. અને

એવા ભાઈબ્હેન પણ પોતાના જીવનને ધન્ય બનાવવા પ્રયત્નો કરે છે, આદર્શો સેવે છે અને તે પાર પણ પાડે છે આવા વીરલ દાખલાઓ આપણા સમાજમાં મોજુદ છે, સમાજની નજરે નથી ચઢતા તેજ તેની દયાજનક સ્થિતિ બતાવે છે આવા વિશાળ યુવકયુવતીના પ્રેમને સમાજ એક જ દૃષ્ટિથી જુએ છે તેને માટે સાહિત્યકારો ઘણેખરે અંશે જવાબદાર છે. કવિવર ટાગોર, બોટાદકર કે ન્હાનાલાલની માફક જો બધા લેખકોએ વીરવીરી પ્રેમનાં યશોગાન ગાયા હોત તો આ પ્રગતિશીલ સમાજ જરૂર એ પ્રેમને વધુ ને વધુ પિછાનત અને અપનાવત અને તેથી તેની દૃષ્ટિ વધુ વિશાળ ઉચ્ચતર અને દૈવી બનત

ભ્રાતૃભગીની પ્રેમમાં પણ દૈવી પ્રેમનો સાક્ષાત્કાર થાય છે મહેન્દ્ર અને સંઘમિત્રાએ એજ પ્રેમમાં ઈશ્વરની પ્રાપ્તિ કરી

આ ઉપરાંત હનુમાન, મીરાં કે જેણે ઈશ્વર સિવાય બીજા કોઈ પ્રેમને પિછાન્યો નથી, તેમ છતાં તેમનું જીવન ધન્ય બન્યું. આનું તાત્પર્ય એજ કે આપણા સાહિત્યકારો દામ્પત્ય પ્રેમમાં જ દૈવી પ્રેમને પિછાને છે તે સર્વાંશે સત્ય નથી

આપણા પર્વોમાં ભાઈબીજ, રક્ષાબંધન વગેરેને ઉચ્ચ સ્થાન અપાયું છે તે પ્રશંસનીય છે. પરંતુ આવા ઉદ્દામ પ્રેમને માટે આટલા પર્વોજ માત્ર બસ નથી પ્રત્યેક નવપ્રભાત ભાઈબ્હેનને માટે પર્વ સમાન જ છે શા સારૂ એ બેજ દિવસે બ્હેનનો ભાઈ ઉપર સંપૂર્ણ અધિકાર હોઈ શકે ? ને બીજા દિવસોએ નહિ ? પ્રેમને વળી પ્રસંગો કેવા ? એ નિસ્વાર્થ પ્રેમને તો હમેશાં પર્વ જ છે, 'રક્ષાબંધન' એ તો દરેક યુવતીનું ભ્રાતૃપ્રેમનું ઝરણું છે તે તેમના જીવનની કવિતા છે અને તે ' રક્ષાબંધન ' વીરવીરીને શુદ્ધ પ્રેમ અને સૌજન્યની ઝાંખી કરાવે છે, અને તે સાત્વીક પ્રેમને પિછાને છે.

હાલના સ્વાતંત્ર્ય યુગમાં આવા પર્વોને સ્થાન હોવું જ જોઈએ, અને આ જીવનના કાવ્યો બરોબર સમજાશે ત્યારે જ ભાઈબ્હેનના પ્રેમનાં યશોગાન ગવાશે અને સમાજ આજે છે તેના કરતાં વધારે ઉચ્ચ સ્થિતિને પામશે

આ વીરવીરીના પ્રેમથી હાલના યુવકયુવતીનો અનેક રીતે વિકાસ થાય અને દૈવી પ્રેમને પામે એવી નમ્ર ઇચ્છા આ નિબંધની છે એ સ્વાભાવિક છે



## સૂક્ષ્મના સામર્થ્ય

( ' ડુંગરીમાં બોલે છે મોર '—એ ઢાળ )

નાની નાની દીવડી એ જ્યોતિ દૂર ફેંકતી;
ઘેરા અંધાર નિશા એ જ ભેદે નાની દીવડીના તેજ
નાના નાના બાળુડાનાં પ્રેમ હેત ભાવતાં;
દુખિયા સંસારે નિજકૃત કાલા કાલા વેણુ રે અમૃત
ફૂલાં પર્ણું કુસુમ કળી ઓપતા વસંતમાં
નાનાં સુકૃત્યની સુગંધ ફોરે ફૂલે ફાલે અનંત.
અલ્પ અમૂલ જીવનમાં વિરાટ અતિ વિજ્ઞાન
વહ્યો વહ્યો જાય વળી કાળ એક દી એ આવે કરાળ,
તો બિન્દુ વિરાટની આ એક માયા જાળને
નાનુ નાનુ એક રામ નામ છેદી રહે પૂર્ણ એ તમામ

રણજીતરાય સાકરલાલ ઠાકોર

# પ્રયાગ

લેખક
ડૉ. હરિપ્રસાદ દેસાઇ

"પ્રયાગરાજ તો મ્હારે જવું જ જોઇએ" "પ્રયાગરાજ તો મ્હારે જવું જ જોઇએ" એમ કલકત્તેથી પાછા ફરવાની વખતે મ્હારા એક વૈષ્ણવ સાથી દિવસો અગાઉ બોલ્યા કરતા હતા. મેં અલ્હાબાદ જવાનું મારા કાર્યક્રમમાં નક્કી કરેલું તે મેં એમને બતાવેલું સુદ્ધાં, છતાં એમને ખબર નહીં કે અલ્હાબાદ એજ પ્રયાગરાજ હતું. એ સાંભળીને અમારા એક દક્ષિણી સાથી ગુસ્સે થઇ ગયા અને આપણા જ દેશની ભૂગોળનું આવું અપૂર્ણ જ્ઞાન બતાવવા માટે વૈષ્ણવ ભાઇને ચીડવવા લાગ્યા. એ કહે જોને, આ વાણિયો ક્યારનો પ્રયાગરાજ પ્રયાગરાજ કર્યાં કરે છે પણ એને ભાન નથી કે અલ્હાબાદ એટલે પ્રયાગ-પણ વૈષ્ણવ ભાઇ બિલકુલ ગ્હીડાયા નહીં, અને કહેવા લાગ્યા કે "પણ એમાં આ રાવસાહેબનું શું ખશી ગયું ?'

તેમ છતાં આખરે તો રાવસાહેબ કે વૈષ્ણવ ભાઇ બેમાંથી એકકે અમારી સાથે આવ્યા નહીં. ૮ માંથી માત્ર અમે બેજ જણ યાત્રાને રસ્તે ઘેર આવ્યા. અને તેમાં બીજાને, એ રસ્તે નોકરી સંબંધી સ્વાર્થ હતો. આમ સહેજ સહેજમાં યાત્રાના કે જોવાલાયક સ્થળોના લાભ મળે એવું હોય છે છતાં, આપણા લોકો જરાક અગવડ જેઇને આળસી જાય છે એ બધા સીધા કલકત્તેથી મુંબાઇને રસ્તે ઘેર ગયા. ખર્ચ તો ઉલટું કલકત્તેથી દીલ્હીને રસ્તે ઓછું હતું પણ પેલા રસ્તામાં ભીના જવાનું અને રસ્તે વચમાં વચમાં ઉતરવાનું હતું. વળી બધા ઘરના વિયોગથી પણ અધીરા થયેલા. માત્ર ૪-૫ દિવસ જેટલી ધીરજ ન રાખી શક્યા.

'પ્રયાગરાજ, ત્રિવેણી સંગમ પર આવેલું પવિત્ર ધામ છે, એમ ન્હાનપણથી સાંભળેલું એટલે એ જોવાનું મને બહુ મન હતું. પણ મારે કબુલ કરવું જોઇએ કે મારી કલ્પનામાં ઘડેલું પ્રયાગ, ખરા પ્રયાગ કરતાં બહુ જ ચઢિયાતું હતું. એટલે પ્રથમ દર્શને તો સંગમ આગળ મને ખુબ જ નિરાશા થઇ.

સરસ્વતીનો પ્રવાહ તો ગુપ્ત છે એમ ગોર લોકોએ કહ્યું એટલે ત્રિવેણીને બદલે બે વેણીઓ રહી અને તેમાંએ જમના કે ગંગા કંઇ મિલન વખતે બહુ જોસમાં આવીને ઉછળતી ન્હોતી।

પણ નિરાશ થવાનો મારો સ્વભાવ નથી. કલ્પના ચિત્રો ખરાં સ્વરૂપો સાથે ઘણીવાર બંધબેસતાં નથી થતાં. જમણી બાજુથી જમના આવતી હતી, અને ડાબી બાજુથી ગંગાજી. જમના ગોરી લાગતી હતી અને ગંગાજી કાળાં હતાં.

"ગંગા ને જમના બે બ્હેનો રે,
હીંડે છે। જોડા જોડ, વ્હાલા।"

એ લોકગીત મને સાંભર્યું. ગંગા-જમના, આપણા હૃદયમાં બહુ ઉંડાં ઉતરેલાં છે. અડધા, તાંબાના અને અડધા પીતળના લોટા કે ઘડાઓને આપણે ગંગાજમની કહીએ છીએ અને યાત્રાએ ન જવાય તો દરરોજ ગંગા જમનાની ભાવના એ લોટા કે ઘડાનાં પાણીમાં કરીએ છીએ। ટાઢમાં ન્હાનાં મુશ્કેલી થાય તો તે ઉડાડવા "જય ગંગા। જય જમના" એમ બહુ નાના હતા ત્યારે અમે બોલતા. એ બધું મને ત્યાં સાંભર્યું. વળી

"ગંગા યમુના સરસ્વતી
કાવેરી ગોદાવરી"

ઇત્યાદિ લગ્ન વિધિ વખતે સ્મરણ થતું હતું તે પણ મને યાદ આવ્યુ અને ધીમે ધીમે હું એ સ્થાનનુ સૌન્દર્ય મારા અંતઃકરણમાં ઉતરવા લાગ્યો

યાત્રાળુઓનો ભાવ જોઇને હું આશ્ચર્ય પામ્યો. આખા હિન્દુસ્તાનમાં હિન્દુઓને મે અહીં જોયાં. અને જે શ્રદ્ધાભક્તિથી સ્નાન તથા દર્શનનું સુખ એ લેતાં હતાં તે જોઇને હું મુગ્ધ થયો. એઓ આ ઘડીને પોતાના જીવનની ધન્ય ઘડી માનતાં હતાં.

કેટલાંક દક્ષિણી લોકો તો જમના નદીને રસ્તે, હોડીઓમા બેસીને વાજતે ગાજતે આવતાં હતાં અને દૂરથી પાણી ઉપર થઇને આવતા ઢોલ અને વાજીંત્રના સુરો માંગલિક લાગતા હતા હોડીઓમાં મ્હોટી ઉમ્મરનાં વર વહુ પણ છેડા ગાંઠીને બેઠાં હતાં અને સંગમ સ્થાને એ છેડા ગાંઠેલા વસ્ત્રે જ ઉતર્યાં અને ન્હાયાં પણ એ જ છેડા ગાંઠેલાં વસ્ત્રે

મ્હેં કારણ પૂછ્યું તો મ્હને કહેવામાં આવ્યુ કે "માત્ર આ જન્મ નહીં, પણ જન્મો જન્મ, જેવો આ યમુના અને ગંગાનો સંગમ અનંત કાળ સુધી છુટો થવાનો નથી તેમ અમારા બેના જીવ પણ છુટા ન થાય !" એ ભાવનાથી આ આર્ય દંપતિઓ અહીં સ્નાન કરે છે મ્હને એ કવિતા બહુ ગમી ગઇ અને ત્યાં જ મ્હેં સંકલ્પ કર્યો કે છેડા ગાંઠવા એ તો બાહ્યવિધિ છે પણ મ્હારી સ્ત્રીને એક વખત આ સ્થળે યાત્રા કરાવવા તો લાવુ જ. અને પછી બહુ વર્ષે ૨૦-૨૨ વર્ષે મ્હેં અને એણે, આ સ્થળે જાડે, યાત્રા અને સ્નાન કર્યાં હતાં

બધું મળીને ૬ વખત હું અલ્હાબાદ ગયો છુ અને દરેક વખતે આપણી સંસ્કૃતિ માટે વધરે ને વધારે અભિમાન ધારણ કરીને હું ઘેર આવ્યો છુ.

અત્રે કુંભનો મેળો થાય છે અને એવા કુંભ મેળાની રચનામાં જમાનાને યોગ્ય સુધારા વધારા કરીને તો આપણી કોંગ્રેસની બેઠકો કરાવવા માંડી છે. સંગમ પાસે કિલ્લો છે. એ કિલ્લામાં અશોકનો સ્થંભ અને શિલાલેખો જોયા. ત્યાં અક્ષયવડ જોઇને જદુનાથ સરકાર સાંભર્યા એમણે કહ્યુ છે કે "હિન્દુ જાતિ અક્ષય વડ જેવી છે અનેક પ્રહરો એને માથે પડયા પણ હજી એ જીવે છે ! જેટલા પરધર્મિઓ હિન્દુસ્તાન પર ચડી આવ્યા તેમણે આર્ય સંસ્કૃતિનો નાશ કરવાના જબરજસ્ત પ્રયત્નો કર્યાં હતા.

પ્રયાગરાજનો આ વડ અનેકવાર કાપી નાખવામાં આવ્યો હતો પણ દરવર્ષે વર્ષાસ્તુ આવતી અને પછી તરત જ એ વડ ફાલતો અને ફુલતો હતો છેવટે જહાંગીર બાદશાહે તો એનાં ડાળાં અને મૂળમાં ધીકધીકતું શીસું નંખાવ્યુ તો પણ બીજે વર્ષે એજ થડમાંથી નવી કુંપળો અને નવી ડાળીઓ ફુટી હોય ! ! "

યુરોપી પ્રજાઓએ પણ આપણી સંસ્કૃતિ રૂપી વૃક્ષનુ એજ રીતે છેદન કરવાધારેલું. પણ હિન્દુ ધર્મ અને સંસ્કૃતિનાં મૂળ ઉંડાં છે એનો હજી સુધી તો નાશ નથી કરી શકાયો. અને હવે તો એ ધર્મ અને તત્વજ્ઞાન, એ કળા અને સાહિત્ય એના સત્ય સ્વરૂપમા ખુલ્લાં થતાં જાય છે અને એની જરૂર માત્ર અહીં નહીં પણ પૃથ્વીના બીજા ભાગોને પણ લાગે છે. વડના રૂપમાં તો કંઇ નથી. ત્યાંની મૂર્તિઓ પણ જડ છે છતાં અક્ષયવડની ભાવનાએ મને ખુબ પ્રેરણા આપી

પછી ગંગા કિનારે, ખેતરો પાસે અને શહેરની અંદર તથા બહાર અમે બહુ ફર્યાં. કેટલાએ મંદીરો જોયાં અને ધર્મશાળાઓ જોઇ, પણ સૌથી સરસ દર્શન કરવા યોગ્ય તો અમને સ્વ. મોતીલાલ ન્હેરનુ "આનન્દ ભુવન" લાગ્યુ. જે રાજમહેલ જેવુ ભુવન એમણે દેશને અર્પણ કર્યું છે

પંડીત માલવિયાજી, સ્વ મોતીલાલ ન્હેરૂ અને જવાહરલાલજીના શહેરને અમે પ્રણામ કર્યાં જતાં જતાં કંકન બાગ પણ જોઇ લીધો અને રાષ્ટ્ર સેવામાં અલ્હાબાદે આપેલો ફાળો જેવો તેવો નથી એમ સંતોષ માનતા સ્ટેશન પર ગયા.

# હિંદભૂમિ

( ઢાળ : પ્રગટ્યા શ્રી કૃષ્ણ મન ભાવતા રે લોલ )

ધન્ય ! ધન્ય ! હિંદભૂમિ તુજને રે લોલ
દુનિયાનું પુણ્ય પુનિત ધામ જો—ધન્ય૦
ગગને સોહે છે શાણો ચંદ્રમા રે લોલ
ભુવને સોહે છે તારું નામ જો—ધન્ય૦
ધરતીમાં ગંજ જ્યાં સુવર્ણના રે લોલ
લૂંટયે ખૂટે ના લગાર જો—ધન્ય૦
કુદરત રાજે જ્યાં નવા રંગથી રે લોલ
ઝરણાં વહંત સ્નેહ ધાર જો—ધન્ય૦
દેવ સમાં પુણ્ય વસે માનવી રે લોલ
ભૂત દયા મંત્ર જ્યાં ગવાય જો—ધન્ય૦
કવિતા, વિજ્ઞાન, તત્વજ્ઞાનની રે લોલ
વાતો જ્યાં રાત દિવસ થાય જો—ધન્ય૦
રામ, કૃષ્ણ, બુદ્ધ તણી લાડિલી રે લોલ
સંતો મહર્ષિઓની માત જો—ધન્ય૦
આજે યે શાંતિ નવી સિંચતી રે લોલ
ગાંધી ટાગોર વિશ્વખ્યાત જો—ધન્ય૦

મનુ દવે

# શાકવાળી

લઇ લ્યો તાજી ભાજી લાવી—લઇ લ્યો તાજી ભાજી,
શાકવાળી આવી લાવી—લઇ લ્યો તાજી ભાજી.
દોડીએ બધેર ભાજી—લઇ લ્યો તાજી ભાજી.
સુરતી રવાણુ લાવી લાવી સુરતી પાપડી
મુંબાઇના પડોળા લાવી-લઇ લ્યો તાજી ભાજી.
મૂળા લાવી મારવાડના-
પરવળ લાવી વડોદરાના-
ભરૂચના હું બીડા લાવી-લઇ લ્યો તાજી ભાજી.
બબલા માટે બોર લાવી ખાસ અમદાવાદથી
તડબુચ ટેટી લાવી-હું તો લઇ લ્યો તાજી ભાજી.
ગવારફળી લાવી હું તો કુણાયે કુણાયે વેચવા,
ટામેટા ભીંડોરા લાવી લઇ લ્યો તાજી ભાજી.
દૂધી તુરીયા કાકડી કડવાં લાવી કારેલાં,
ચાખો બ્હેનો "મરવા" લાવી લઇ લ્યો તાજી ભાજી.

અવિનાશ

# છોકરા-છોકરીઓના સહચારનો કોયડો

હિંદીમા લેખક : શ્રી. રામસ્વરૂપ વ્યાસ

અનુવાદક : શ્રી. સેજ્યુઅલ ન્નાજકર

સ્ત્રીશિક્ષણ અને સહશિક્ષણનો પ્રચાર થવાથી હવે એ સામાજિક કોયડો ઉભો થાય છે કે, " શું છોકરા-છોકરીઓ સ્વતંત્રતાપૂર્વક એકબીજાની જોડે ભળી શકે ખરાં ? " એક સમય એવો હતો કે જ્યારે ૧૦-૧૧ વર્ષની છોકરીને ઘરની બહાર નીકળવાની પણ રજા ન હતી. તેથી તે પોતાના ઘરનો પુરૂષવર્ગ-પિતા, ભાઈઓ, વગેરે સંબંધી-સિવાય બીજા કોઇ પુરૂષ સાથે સંપર્કમાં આવતી નહિ. પણ હવે છોકરીઓ શાળામાં જાય છે, ને બહારના બીજા લોકો સાથે સંપર્કમાં પણ આવે છે. જે છોકરીઓ પડદાગાડી કે મોટરોમાં બેસીને શાળામાં જાય છે, તેઓ શાળાની બીજી છોકરીઓ કરતાં પુરૂષોના સંસર્ગમાં ઓછી આવે છે એ વાત ખરી; તો પણ પહેલાના સમયની છોકરીઓ કરતાં તો એ પુરૂષોના સંસર્ગમાં વધારે આવે જ છે. વળી જે છોકરીઓ સહશિક્ષણના સિદ્ધાંત પર ચાલતી શાળાઓમાં જાય છે, તે તો છોકરાઓની સાથે હરે ફરે પણ છે. એને પરિણામે ભણેલી છોકરીઓ વધારે સ્વતંત્ર બને છે, ને બીજી છોકરીઓ કરતાં તે પુરૂષોના સંસર્ગમાં વિશેષ આવે છે. તો પણ પોતના સાથી છોકરાઓને મળવાની પૂરી સ્વતંત્રતા હજી તેને મળી નથી.

જે પ્રાંતો શિક્ષણમાં વધારે આગળ છે, અને જ્યાં પહેલેથી પડદો નથી, ત્યાં શાળાઓમાં તથા સાધારણ વહેવારમાં છોકરા-છોકરીઓ વિશેષ સંસર્ગમાં આવે છે. મુંબઈ પ્રાંતમાં કેળવણી વધારે છે, તેમજ પહેલેથી પડદાનો રિવાજ પણ નથી, તેથી ત્યાં છોકરા-છોકરીઓ વધારે સ્વતંત્રતાપૂર્વક એકબીજાની સાથે મળી શકે છે. જાહેર બગીચા, નદી કે સમુદ્ર કિનારે અગર એવાં જાહેર સ્થળોએ પુરૂષો સાથે સ્ત્રીઓ પણ ફરતી જોવામાં આવે છે. પંજાબપ્રાંતમાં પણ આવો સંસર્ગ વધવા લાગ્યો છે. એમ દેખાય છે કે બીજા પ્રાંતોમાં પણ આવો સંપર્ક હવે વધશે.

સાધારણ ગર્લ્સ સ્કૂલો અને સહશિક્ષણના આધાર પર ચાલતી શાળાઓમાંથી બહાર નીકળતી છોકરીઓની મનોવૃત્તિમાં મોટો ફરક માલમ પડે છે. શિક્ષિત યુવતીના વિવાહનો સમય લંબાય છે. ૧૬-૧૭ વર્ષની ઉમર સુધીમાં તે પોતાનો અભ્યાસ પૂરો કરી દે છે. પરંતુ ૧૩ વર્ષથી ૧૭-૧૮ વર્ષની ઉમર સુધીમાં તેના જીવનમાં આશ્ચર્યજનક ફેરફાર થાય છે. તેના શરીરમાં તો પરિવર્તન થાયજ છે, એટલુ જ નહિ પણ તેનું માનસિક પરિવર્તન પણ થાય છે. પ્રથમ તો તેની કલ્પનાશક્તિ બહુ ખીલે છે, એટલે એ કલ્પનામાં તરંગી વિચારો કર્યા કરે છે. પહેલાના સમયની છોકરીઓનો વિવાહ આ ઉમર પહેલાં થઇ જતો હતો, તેથી તેમની કલ્પના એક સાકાર રૂપ ધારણ કરી શકતી હતી પરંતુ આજની શિક્ષિત યુવતીઓને એ ન જુક સમયમાં પુસ્તકોની મિત્રતા બાંધવી પડે છે, અને તેથી તેમની ભાવનાને સરળતાથી માર્ગ મળતો નથી.

આ સમયમાં છોકરા-છોકરીઓએ એક બીજાને ઓળખી લેવાની ખાસ જરૂર છે. એ

પરિચય માનસિક હોય છે, શારીરિક વિશેષ નહિ. આ સમયે તેમને એકબીજાને ઓળખવા સારૂ ખાસ અભિલાષા પ્રગટે છે, ને એકબીજા સાથે એક એવો દષ્ટિકોણ બંધાય છે, કે જે એક રીતે સ્થાયી થઇ જાય છે. જે છોકરીઓ બંધ વાડીમાં આવે જાય છે, તેઓ એવા સંબંધ અને અનુભવથી વંચિત રહી જાય છે. તે પુરૂષને ઓળખવાની બાબતમાં અજાણ રહી જાય છે; ને તેથી ચાલતી આવેલી માન્યતા મુજબ પુરૂષો પ્રતિ તે ભયની નજરે જુએ છે. દુરથી તો તે પુરૂષો તરફ લાલચની દષ્ટિએ જુએ છે, પરંતુ તે જ્યારે પુરૂષોના સંપર્કમાં આવે છે, ત્યારે તે તેમના તરફ અવિશ્વાસની નજરે જુએ છે. તે પછી પુરૂષ એને માટે અજાણ અને ભયાવહ થઇ પડે છે, ને એ દષ્ટિ કાયમની બની જાય છે. આથી ફેરી વાર સંકોચ વગર એ કોઇ પુરૂષના સહવાસમાં આવી શકતી નથી.

પરંતુ જે છોકરીઓ સહશિક્ષણ વાળી સંસ્થાઓમાં ભણે છે, તેમનો માનસિક વિકાસ બીજી દિશામાં સારી રીતે થાય છે. જ્યારે તેમની કલ્પનાશક્તિ જાગે છે, ને એકબીજાને સમજવાનો સમય આવે છે, ત્યારે તેમની કલ્પના કોઇ અંધકારમાં નહીં અટવાતાં યોગ્ય માર્ગે વળે છે. તેઓ એકબીજાની સાથે ખુલ્લી કિતાબની માફક રહે છે. છોકરાઓ તેમને માટે અજાણી વસ્તુ જેવા હોતા નથી, તેમ જ તેઓ તેમનાથી ડરતા પણ નથી. તેઓ એકબીજાની મનોવૃત્તિ સમજે છે, ને તેથી તેઓ એકબીજાને અનિચ્છનીય દષ્ટિએ જોતાં નથી. આવી છોકરીઓ નિઃસંકોચપણે પુરૂષોના સંસર્ગમાં આવે છે, ને કોઇ જાતના ભય વગર તેમની જોડે મળીને કામ કરે છે. વળી તેમનામાં વધારે પડતી લજ્જા પણ રહેતી નથી.

ઉપરનું વિવેચન સદાચારની દષ્ટિએ કરવામાં આવ્યું નથી, પરંતુ કેવળ મનોવિજ્ઞાન-માનસશાસ્ત્રની દષ્ટિએ કરવામાં આવ્યું છે. જે જે શિક્ષણ સ્ત્રીની લજ્જાને વધારે, તથા પહેલાંની પેઠે તેને પુરૂષોથી અજાણ રાખે, તે સાર્વજનિક હિતની દષ્ટિએ ઉપયોગી નહીં બની શકે. હા, નૈતિક દષ્ટિએ ભલે તેને ઉપયોગી કહેવામાં આવે. પણ એવા પ્રકારના શિક્ષણમાં નૈતિક દષ્ટિએ પણ એક મોટી કમજોરી રહી જાય છે; ને તે એ કે એવી છોકરીઓ જો કદી જીવનમાં પુરૂષોના સહવાસમાં આવે, તો તે પોતાની નબળાઇઓનો શિકાર બનવાનો અધિક સંભવ છે. પરંતુ સહશિક્ષણ પામેલી છોકરીઓના જીવનમાં એમ થવાનો સંભવ ઓછો છે.

તંદુરસ્ત મનોવૃત્તિની દષ્ટિએ એ સૌથી સારૂં છે કે છોકરા છોકરીઓને સંસર્ગમાં આવવા દેવા સામે રૂકાવટ ન થાય. પરંતુ આપણી આજકાલની નૈતિકતા એ સંસર્ગ અટકાવે છે. આથી આપણી પાસે હવે એનો મધ્યમ માર્ગ એ રહે છે કે, છોકરા છોકરીઓને સંસર્ગમાં તો આવવા દેવામાં આવે, પરંતુ માતાપિતા અને બીજા સંરક્ષકોએ તે પર નજર રાખવી. કોઇ કહેશે કે આવી સ્વતંત્રતાનું નૈતિક પરિણામ માઠું આવશે. સંભવ છે કે આરંભમાં આવું કંઇક બને પણ ખરૂં. જુની અને નવી વ્યવસ્થાની વચ્ચેના સંક્રાન્તિ કાળમાં જે પરિવર્તન થશે, તેમાં ભૂલચૂક થવાનો પણ સંભવ છે. પરંતુ એજ કારણે પરિવર્તન અને પ્રગતિ રોકી દેવાનું ઉચિત નથી. પરિવર્તનના સમય પછી સ્ત્રીપુરૂષ સંબંધ વધારે સ્વાસ્થ્યકર થશે, ને આજકાલના સંબંધ કરતાં તો તે વધારે સારો હશે જ.

સહશિક્ષણ મારફતે આ પરિવર્તન વધારે ખરાબ પરિણામ લાવ્યા સિવાય કરી શકાશે.

જે લોકો સહશિક્ષણ પ્રત્યે શંકાથી જુએ છે, તેઓએ એના વિષે જે જે દુષ્પરિણામોની સંભાવના કલ્પી હતી, તે તે સંભાવનાઓ સહશિક્ષણથી સાબિત થઇ નથી. તેમ જ એ વડે સ્ત્રીપુરુષ સંબંધ જેટલો સ્વાસ્થ્યકર નીવડ્યો, તેટલો બીજા કશાથી નીવડ્યો નથી. હવે એ વાત તો નક્કી છે કે ભવિષ્યમાં સ્ત્રીઓ પડદા રાખવાની નથી, ને તેથી એ પુરુષોના સંસર્ગમાં આવવાની છે. તો પછી તેને એવું શિક્ષણ આજથી જ કેમ ન આપવામાં આવે કે, જેથી પુરુષો સાથેનો તેનો સંબંધ સ્વાસ્થ્યકર નીવડે !

---

## ઝૂલે

'ધનાશ્રી-દાદરો.

આવો સખી ! ઝુલીએ ઝૂલે લગાર
ગીતો મીઠાં ગૂંજીએ ઝૂલે લગાર
ઝૂલે લગાર.

જોને પેલી આંબલિયે કોયલ ઝૂલે
સંગે મંદ મધુર હાસ્ય વેરી પલ્લવ ગૂંથે
ઝુલાવતો એ રસીયો શીતળ સમીર

આવો સખી ! હીંચો ઝૂલો ચડાનો ઉંચો
સૂર સંગીતના ઉર ખોલી સમીરે સિંચો
કલ્પનાને ઝોલે ઝૂલે હૈડું અધીર...

આભને હિંડોળે ધીરે ધરતી ઝૂલે
તેજ-આંખલડી ખોલી ધીરે તારલા ઝૂલે
ઝુલન્તો ચાંદલીઓ સરિતાને નીર...

આશા-નિરાશા-દોરે બાંધ્યા જીવન—ઝૂલે
ગૂંજી માયા—ગીત જોને માનવ ઝૂલે
વીંટન્તો પચરંગી માયાવી-ચીર...+

શ્રી. ત્રિલોક દેસાઇ

---

+ પંચ મહાભૂતે બનેલો દેહ



# ભૂલાઇ જતી લોક-કથાઓ



લેખક : શ્રી. ગણુલાલ કીરપારામ દેસાઇ

## ( ૧ )

## રાજા રૂપસિંહ અને મગી રાજકંન્યા

**પ્રાચીન** કાળમાં આબુ પર્વત અને મહી નદીની વચ્ચે આવેલો પ્રદેશ આનર્ત્ત એ નામથી ઓળખાતો હતો એ આનર્ત્ત પ્રાંતની રાજધાની વડનગર હતી. હાલમાં પણ એ વડનગર હયાત છે. વડોદરા રાજ્યના મહેસાણા પ્રાંતમાં એ આવેલું છે. પણ અત્યારે વડનગરની પ્રાચીન જાહોજલાલી નષ્ટ થઇ ગઇ છે. એ વડનગર ગુજરાતનું પ્રાચીન નગર છે. સ્તંભ તીર્થ ( હાલનું ખંભાત ) અને ભૃગુ કચ્છ ( હાલનું ભરૂચ ) કરતાં પણ વડનગર વધારે પ્રાચીન છે.

આનર્ત્ત પ્રાંતમાં પ્રાચીન સમયમાં એક વખત કૃષ્ણસિંહ નામનો એક રાજા રાજ કરતો હતો. એ રાજાને બે કુંવરો હતા. મોટાનું નામ ફુલસિંહ અને નાનાનું નામ રૂપસિંહ. કૃષ્ણસિંહ રાજા પોતાના શૌર્ય અને પ્રજા-વાત્સલ્યને લીધે અત્યંત લોકપ્રિય હતો. એ એકાએક મરણ પામ્યો એટલે તેનો પાટવી પુત્ર ફુલસિંહ બાપની ગાદીએ બેઠો. ફુલસિંહ પણ તેના પિતાના જેવો શૂરો અને પ્રજા પ્રેમી હતો. પણ તે લાંબા સમય સુધી રાજગાદી ભોગવી શકયો નહિ. ગાદીએ બેઠા પછી થોડા સમયમાં એ પણ મૃત્યુ પામ્યો. આ વખતે તેનો નાનો ભાઇ રૂપસિંહ તદ્દન બાળક હતો. ફુલસિંહને બીલકુલ સંતાન નહિ હોવાથી રૂપસિંહ ગાદીનો હકદાર હતો. ફુલસિંહની વિધવા રાણી ઇંદુમતીએ પોતાના પ્રિય પતિની પાછળ સતી થઇ બળી મરવાનો વિચાર કર્યો; પણ વડનગરના ડાહ્યા સ્ત્રી પુરૂષોએ અતિ આગ્રહ અને આજીજી કરી તેને સતી થતી અટકાવી. તેમણે રાણીને કહ્યું, " બાળરાજા રૂપસિંહની ઉંમર હજી ઘણી નાની છે. તેની સંભાળ લેનાર કોઇ કુટુંબીજન નથી, એનાં માતા પિતા મરી ગયાં છે. એને ભાઇ કે બહેન નથી. એના કુટુંબી જનોમાં માત્ર તમે એકલાં જ, હયાત છો. એ તમને પોતાની માતા જ સમજે છે. તમે પણ એને તમારો પુત્ર જ માની લો. એને ઉછેરી મોટો કરવાની જવાબદારી તમારે શીર છે. નાનાં બાળકોની માતાએ પતિની પાછળ સતી થઇ બળી મરવું નહિ પણ બાળકોને ઉછેરી મોટાં કરવા ખાતર તેમણે જીવતાં રહેવું એવી શાસ્ત્રની આજ્ઞા છે. રાજકુંવર રૂપસિંહને આ છેક જ નિરાધાર સ્થિતિમાં મુકી તમે દુનિયામાંથી ચાલ્યાં જાઓ એ ઠીક નહિ. " નગરજનોની આજીજીની અસર રાણી ઇંદુમતી ઉપર થઇ. તે પણ બાળ રાજકુંવર રૂપસિંહને અત્યંત પ્રેમથી ચાહતી હતી અને તેને પોતાના પુત્ર જેવો જ ગણતી હતી; તેથી તેને ખાતર તેણે સતી થવાનો વિચાર માંડી વાળ્યો, અને બાળરાજા રૂપસિંહને ઉછેરી મોટો કરવાની જવાબદારી સ્વીકારી લીધી.

વિધવા રાણી ઇંદુમતીએ બાળરાજા રૂપ-

સિંહને પોતાના પુત્ર જેવો ગણી તેને અતિ લાડથી ઉછેરવા માંડ્યો, તેમ એક ક્ષત્રિય રાજકુંવરને યોગ્ય કેળવણી પણ તેને આપવા માંડી.

વિધવા રાણી ઇંદુમતી મહાબુદ્ધિશાળી હતી, તેમ તે વિદુષી પણ હતી. અનેક લલિત કળાઓમાં પણ તે એટલી જ નિપુણ હતી. તેના ચાપલ્યમાં કંઈ મણા નહોતી. માથામાં તેલ કે ફુલેલ ઘાલવાની કળામાં તે એટલી બધી ચપળ હતી કે માથે તેલ કે ફુલેલ લગાડ્યા પછી તે એવી ખુબીથી વાળ નીચોવી નાખતી કે માથામાં તેલ ફુલેલની ચીકાશ બીલકુલ રહેતી જ નહિ.

દિવસો ઉપર દિવસો ચાલ્યા ગયા અને બાળરાજા રૂપસિંહ બાલ્યાવસ્થામાંથી યુવાવસ્થામાં પ્રવેશ કરવા લાગ્યો; પણ રાણી ઇંદુમતીને મન તો હજી તે બાળક જેવો જ લાગતો હતો. એક દિવસે મથ્થાને તાપ પુષ્કળ પડતો હોવાથી બાળ રાજકુંવર રૂપસિંહ તેની માતા સમાન ભાભીના ખોળામાં માથું મુકી ઉંઘી ગયો હતો. તેને ઠંડક આપવાના હેતુથી રાણી ઇંદુમતી બહુ નાજુક હાથે તેના માથામાં આમળાનું તેલ ઘસી રહી હતી. તેલ ઘસી રહ્યા પછી પોતાની હંમેશની ટેવ મુજબ વાળમાંથી ચીકાશ કાઢી નાખવા માટે તેણે રૂપસિંહના વાળ દબાવ્યાં. એવામાં અનાયાસે કુંવરનો એક વાળ તૂટી ગયો. વાળ ખેંચાયો એટલે કુંવરને સહેજ દરદ થયું એટલે તે એકદમ ઉંઘમાંથી જાગી ઉઠ્યો. દરદ થવાથી તેનો મીજાજ ગયેલો હતો તેથી તે કાંઈક ક્રોધમાં બોલી ઉઠ્યો, “ ઇંદુ બા, તારામાં હવે પહેલાના જેટલી ચપળતા જોવામાં આવતી નથી પહેલાં તો તું જ્યારે મારે માથે તેલ ઘસતી હતી ત્યારે મને બીલકુલ દુઃખ થતું નહોતું અને મારો એક પણ વાળ તુટતો નહોતો. પણ હવે તો તું તેલ લગાડે છે ત્યારે મારા વાળ ખેંચાય છે અને તુટી પણ પડે છે અને મને દરદ થાય છે.” ઇંદુમતીએ હસતાં હસતાં જવાબ દીધો, “ હા, ભાઇ, ખરી વાત છે હું તો હવે ઘરડી થઇ એટલે પહેલાં જેવું ચાપલ્ય હવે મારામાં રહેવું નથી, તેથી મારાથી તારા વાળમાં બરાબર તેલ ઘાલી શકાતું નથી અને તારા વાળ ખેંચાય છે અને તને દરદ થાય છે, હવે તને બીલકુલ દરદ થાય નહિ અને તારા વાળ સહેજ પણ ખેંચાય નહિ એવી ચપળતાથી માથે તેલ લગાડનાર તારે જોઇએ, તો તુ મગી રાજકુંવરી પુલપચીને પરણી લાવ. ”

રાણીએ તો હસતાં હસતાં પોતાના પુત્ર સમ દિયરની માત્ર મશ્કરી કરી હતી. પણ બાળરાજા રૂપસિંહને તો આ શબ્દો સાંભ-

## કોયલડી

અલી કોયલડી શું ટહુકે,
બેસી આંબલીઆની ડાળે
અલી શીદને હૈડાં બાળે,
બેસી આંબલીઆની ડાળે

કુહૂ કુહૂ કરતી ટહુકે,
સ્વર મીઠો તુ લલકારે,
બળતીને કાં બાળે ..
બેસી આંબલીઆની ડાળે

પતિ વિયોગે મારે,
છે જીવન આ અંધારે;
અંધારે પણ ટહુકારે ..
બેસી આંબલીઆની ડાળે

અલી, છાની રહે કોયલડી,
હું બળતી હું એકલડી,
ના, બહેની આવું છાજે...
બેસી આંબલીઆની ડાળે

શ્રી. દિવ્યરશ્મિ

ણીને હાડોહાડ લાગી ગઇ. આ વખતે તેનું વય તો માત્ર પંદર સોળ વર્ષનું હતું તો પણ તે એકદમ આવેશમાં આવી જઇ બોલી ઉઠયો, " ઇંદુ બા. તેં શું કહ્યું ? તું મને મગી રાજકુંવરી પરણી લાવવાનું કહે છે કેમ ? તો જરૂર હું તે રાજકુંવરી પરણી લાવીશ. મગી રાજકુંવરીને પરણી લાવી અહીં તારી સમક્ષ ખડી કરૂં તો જ હું રાજા કૃષ્ણસિંહનો પુત્ર; એ રાજકુંવરીને અહીંઆ લાવું ત્યાર પછીથી જ આ વડનગરનું અન્ન-જળ ગ્રહણ કરૂં. ત્યાં સુધી આ નગરનું અન્ન જળ મારે વર્જ્ય છે. " બાળરાજા રૂપસિંહના આ શબ્દો સાંભળી રાણી ઇદુ-મતી તો સ્તબ્ધ જ થઇ ગઇ. પોતાના ઉતાવળમાં બોલેલા શબ્દો માટે હવે તેને પુષ્કળ પશ્ચાત્તાપ થયો. તેનો આ હઠાગ્રહ છોડાવવા રૂપસિંહને તેણે બહુએ સમજાવ્યો, પોતાના સોગંદ ખાધા, ખોળા પાથરી તેને આજીજી કરી, પણ રૂપસિંહ એકનો બે ના થયો. તેનામાં બાળહઠ અને રાજહઠ બેનું મિશ્રણ થયું હતું. વળી તે અતિ લાડમાં ઉછરેલો હોવાથી પોતાનું જ ધાર્યું હમેશાં થવું જ જોઇએ એવો તે નિરંતર આગ્રહ રાખતો હતો. તેણે એકદમ લાંબી મુસાફરીની તૈયારી કરી દીધી, અને પોતાના અશ્વપાલને બોલાવી પોતાનો ઘોડો તૈયાર કરી લાવવાની તેને આજ્ઞા આપી.

લાંબી મુસાફરીને માટે સંપૂર્ણ રીતે તૈયાર થઇ નીકળતી વખતે તે ઇંદુમતીને પગે લાગવા તથા તેનો આશીર્વાદ લેવા તેની પાસે આવ્યો ને તેને પગે લાગી કહ્યુ, " ઇંદુબા, મગી રાજકુંવરીના નગરનો રસ્તો તું જાણતી હોય તો મને તે બતાવ, તને તે ખબર ના હોય અથવા મને તું તે નગ-રનો રસ્તો નહિ બતાવે તો પણ હું તો તે રાજકુંવરીની શોધમાં નીકળી પડવાનો જ છું. એને પરણી લાવ્યા પછીથી જ આ નગરમાં હું પ્રવેશ કરીશ. એના નગરની તને માહીતી હોય તો તેનો પત્તો મને બતાવી મારૂં કાર્ય સહેલું કર. " પોતાના નિર્દોષ હસવાનું આમ ખસવું થઇ ગયું અને માત્ર મશ્કરીમાં બોલાયલા શબ્દો ઉપરથી કુંવર આટલી બધી હઠ પકડે છે એ જાણી રાણી ઇંદુમતીને અત્યંત દુઃખ થયું હતું, પણ તે રૂપસિંહના હઠીલા સ્વભાવથી પુરેપુરી વાકેફ-ગાર હતી. કુંવર પોતાનો આગ્રહ હવે છોડશે નહિ માટે તેને સમજાવવો એ નિરર્થક છે એમ તેને ખાત્રી થવાથી હવે તો જે થાય તે થવા દેવું એવું તેણે નકકી કર્યું. તેને લાગ્યું કે મારે માટે ડહાપણ ભરેલો રસ્તો હવે તો એ છે કે મારે કુંવરને મગી રાજકુંવરીના નગરનો રસ્તો બતાવવો, તેમ રસ્તામાં નડતી અડચણોનું નિવારણ કેવી રીતે થઇ શકે તેની પણ એને સમજણ પાડવી. આમ તેણે નિશ્ચય તો કર્યો પણ તેની આંખો-માંથી નીકળતાં આંસુ તે ખાળી શકી નહિ. ડુસકાં ભરતાં ભરતાં તે બોલી, " ભાઇ, મગી રાજકુંવરીની શોધમાં નીકળી પડવાનું તેં નકકી જ કર્યું છે તો હું તને જે કહું છું તે અત્યંત ધ્યાનપૂર્વક સાંભળજે. કારણ કે એ નગર અહીંથી ઘણું દુર છે તેમ રસ્તામાં ભય પણ પુષ્કળ છે. તારે આખું સૌરાષ્ટ્ર ઓળંગી મગ લોકોના નગરમાં જવાનું છે. એ નગર સૌરાષ્ટ્રના છેક પશ્ચિમ કાંઠા ઉપર છે અને કુશસ્થલીના નામથી ઓળખાય છે. આપણા આ વડનગરની બહાર મોટું સરોવર છે એ તો તેં જોયેલું છે. એ સરોવરથી સીધા દક્ષિણ દિશાએ તારે ચાલ્યા જવું. ત્રણચાર દિવસની મુસાફરી પછી તું સ્તંભતીર્થ બંદરે પહોંચીશ. સ્તંભતીર્થથી તારે સીધો પશ્ચિમ દિશાનો રસ્તો લેવો. અને એ રસ્તે છેવટે તું દરીઆ કાંઠે પહોંચીશ છેક પશ્ચિમે દરિયા કાંઠે જે નગર આવે તે જ કુશસ્થલી–

એજ મગ જાતિનું નગર. રતંભતીર્થની પશ્ચિમે ત્રણ દિવસની મુસાફરીને અંતે તું એક ઘાડા જંગલ આગળ આવીશ બીલકુલ પણ ગભરાયા વગર હિંમત રાખી તું એ જંગલમાં પ્રવેશ કરજે. એ જંગલની મધ્યમાં એક સુંદર સરોવર તારી દૃષ્ટિએ પડશે. પણ એ સરોવરથી ચેતતો રહેજે. એમાં નહાવા પડીશ નહિ તેમ એ સરોવરના પાણીનું એક પણ ટીપું પીશ નહિ જો તું એ સરોવરના નિર્મળ જળથી લોભાયો અને તેમાં નહાવા પડ્યો કે એનું પાણી પીધું તો તારા બાર જ વાગી જશે. કારણ કે એ સરોવર તો ઇન્દ્ર રાજાની અપ્સરાનું છે, અને એમાં નહાનાર કે એનું પાણી પીનાર મનુષ્ય કદી પણ જીવતો રહી શકતો નથી. સરોવરને કાંઠે કાંઠે પશ્ચિમ દિશાએ તું ચાલ્યો જ જજે. સરોવરથી એક જોજન દૂર જઇશ એટલે એક પર્વત આવશે. એ પર્વત ઉપર ચડવાનું સાહસ બીલકુલ કરતો નહિ. કારણ કે એ પર્વત ઉપર એક ભયંકર જંગલી હાથી રહે છે. જો એ હાથીની તારા ઉપર દૃષ્ટિ પડશે તો તરત જ એ તને એના પગ નીચે ચગદી મારી નાખશે. પર્વતની તળેટીમાં થઇને તું ચાલ્યો જજે એટલે પર્વતથી એક જોજન દૂર ઠગપુર પાટણ નામનું એક નગર આવશે. એ નગરમાં રહેનારા બધા જ ઠગારાઓ અને લુચ્ચા લોકો છે. તેમનાથી ચેતતો રહેજે. એમાંના કોઇનો તું બીલકુલ વિશ્વાસ કરતો નહિ. જો એમના હાથમાં તું સપડાયો તો એ લોકો તારું સર્વસ્વ લુંટી લેશે અને તારો જીવ પણ લેશે. જો આ ઠગપુર પાટણના લોકોની ચાલાકીમાં તું ફસાઇશ નહિ અને એમને થાપ આપી એમના ગામની બહાર તું સહીસલામત નીકળી જઇ શકીશ તો ત્યાંથી બે દિવસની મુસાફરી પછી તું એક સુંદર વનમાં આવી પહોંચીશ. એ વનથી પણ તારે ચેતતા રહેવાનું છે કારણ કે એ વનમાં રાક્ષસો રહે છે અને તેઓ મનુષ્યોનો ભક્ષ કરે છે એ સુંદર વન ઓળંગી તું પશ્ચિમ તરફ ચાલ્યો જઇશ તો બે દિવસ પછી તું મગ જાતિના નગર કુશસ્થલીમાં આવી પહોંચીશ. એ જાતિના લોકો અસલ ઇરાન નામના દૂરના દેશમાંથી આવેલા છે. તેમણે સૌરાષ્ટ્ર જીતી લઇ ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું છે. એ મગ લોકોની સ્ત્રીઓ અતિ સુંદર અને નાજુક હોય છે. એ મગ જાતિના ક્ષત્રપની કુંવરીનું નામ પુલપંચી છે. એનું એવું નામ પાડવામાં આવેલું છે કારણ કે એ એટલી બધી હલકી અને નાજુક છે કે એના આખા શરીરનું વજન માત્ર પાંચ ફુલો જેટલું થાય છે. એ મગ જાતિની રાજકુંવરી પુલપંચીને પરણી તારે અહીં મારી દેરાણી તરીકે લાવવાની છે. એ મગ જાતિના ક્ષત્રપો બહુ જ ભયંકર હોય છે. એમના મનમાં સહેજ પણ વહેમ આવ્યો કે તું રાજકુંવરી પુલપચીને પરણવાના હેતુથી કુશસ્થલી નગરમાં આવેલો છે તો તને એ મારી નાખ્યા વગર રહેવાનો નથી. કદાચ એ ક્ષત્રપ તને મારી નંખાવે તો હું તને એક અમૃતથી ભરેલી નાની સીસી આપું છું. એ સીસીમાંથી કોઇ તારા મૃત દેહ ઉપર અમૃતનાં ત્રણ ટીપાં પાડે તો તું પાછો સજીવન થઇ શકીશ. ભાઇ, મગ જાતિની રાજકુંવરીને પરણી લાવવાનો પ્રયત્ન કરવામાં આવાં આવાં જોખમો રહેલાં છે. તેથી હું તો તારી આ નાની વયમાં આવું જોખમભરેલું સાહસ ખેડવાની તને ના પાડું છું. તેમ છતાં જો તારામાં એ સાહસ ખેડવાની હિંમત હોય તો ભલે તું જા. હું તને આશીર્વાદ આપું છું કે પ્રભુ તારા એ સાહસમાં તને વિજય અપાવે." આટલું બોલતાં બોલતાં ઇંદુમતીની

આંખોમાંથી આંસુ વહેવા લાગ્યાં. કારણ કે રૂપસિંહના ઉપર તો તેને પોતાના સગા દીકરા જેટલો પ્રેમ હતો. પછી રૂપસિંહને પળવાર થોભવાનું કહી તે ત્યાંથી ઉઠી અને પોતાના ખાનગી ઓરડામાં જઇ ત્યાંથી એક નાની અમૃતની સીસી લાવી તે.તેણે બાળરાજાના હાથમાં મુકી અને એ અમૃતની સીસીનું જીવની પેઠે જતન કરવાની તેને ખાસ સૂચના આપી. પછી ઇંદુમતીએ રૂપસિંહના માથા ઉપર હાથ ફેરવી તેને શુભાશિષ સાથે સાહસ ખેડવા જવાની રજા આપી. બાળરાજા રૂપસિંહ પણ પોતાની માતા તુલ્ય વડીલ ભાભીને પગે લાગ્યો અને પછી ઘોડે બેસી મગી રાજાની કુંવરીને પરણી લાવવા નીકળી પડયો.

(અપૂર્ણ)

---

## દાક્તર

: ઝુલણા :

પ્રોફેસરના કંઇક વર્ગ તો જાણતાં,
　　આજ દાકતર તણા કંઇક જાણો;
બિન ઉપાધી કંઇ, નિજને માનતા,
　　ધૂર્ત માનવતણો એ અખાડો. —૧

એ બધા વૈદ્ય ને દાકતરો દેશમાં,
　　મચ્છરો સરિખા શું ઊભરાયા;
ગરીબડા દેશમાં, ધૂર્તના વેશમાં,
　　એ સઉ દંભીઓ ખૂબ ફાવ્યા. —૨

રાજવૈદ્ય તાજવૈદ્ય યોગી હિમાલયી,
　　વૈદ્યભૂષણ લૂંટે જગતને;
ફેરફેરે અને શહેરશહેરે જઈ,
　　ઠગત કરી યુકિતઓ રમત રંગે. —૩

જા. ખ.નાં ફકત નીચ બળ ઉપર જીવતા
　　એ બધા દંભી કોણે વધાવ્યા ?
જાત નિર્મિત કંઇ પદવી છાપતાં
　　શીદ ગાવડી જનોને ઠગે ? —૪

ભારતી તંત્રીઓ ભૂલી નિજ ધર્મને,
　　પુનિત તમ પત્રને કાં બગાડો ?
પાંચ યા દસ રૂપરડી તણી લાલચે,
　　દુઃખીનાં દર્દને શેં વધારો ?* —૫

શ્રી. મીનુ બરજોરજી દેસાઇ

*શ્રી જેહાંગીર દેસાઇનાં 'પ્રોફેસર' કાવ્ય પરથી સૂચિત.

# આશા

( એક ભાવના )

લેખક : પ્રબોધ દેસાઇ

આશા ! કેટલો કર્ણપ્રિય ધ્વનિ ! હૃદયમાં ઉત્પન્ન થતાંજ જાણે ચેતનના ફુવારા પ્રગટાવે, સાહસની છોળો ઊછાળે, વીરત્વની નોબત વગાડે.

એવા એ નવપ્રાણસર્જક આશા શબ્દને નિરાશાના વાદળનું આચ્છાદન કરી કોઈ ભ્રષ્ટ કરશો નહિ. હૃદયઝરણાના એ નિર્મળ જળને નિરાશા રૂપી પંકથી કોઈ ડહોળુ બનાવશો નહિ. રાય અને રંક દરેકના હૃદય પર એનું સામ્રાજ્ય છે. એ સામ્રાજ્યને તોડી ભસ્મિભૂત કરવા કોઇ પણ યત્ન ન કરશો. એ સામ્રાજ્યનો નાશ માનવજીવન શુષ્ક બનાવશે. એથી ભગ્નાશ માનવ મૃત્યુને ખોળે જશે. એવું પરિણામ આપતા પૂર્વે આશાને જ તમારૂં સુકાન બનાવો. તેજ તમારી જીવનનૈયા સુખદુઃખ રૂપી મહોદધિમાંથી પાર કરશે.

" આશા " એ તો માનવ જીગરમાં જલતી જ્યોત છે. એ જ્યોતને જલવા દો. એ જ્યોતની ઝાંખી પણ માનવ આત્મામાં ઉત્સાહના પૂર વહેવડાવશે, આઝાદીની તમન્ના માનવહૃદયમાં જગાવશે, ગુલામીની બેડીમાં સડી આંસુ સારતી ભારતમાવડીના ભવ્ય ઉદ્યાને સ્વતંત્રતાની નોબત ગાજશે, કાયર માનવદેહમાં વીરત્વનું સિંચન થશે. એવી એ જ્યોત બુઝાવવી કોને ગમશે !

" આશા " એ તો માનવજીવનની જ્યોત્સ્નિકા છે. એની શીતળછાયામાં તો માનવરૂપી ચાતક સ્વર્ગનું સુખ પામે છે. તેનું પાન કરે છે અને જીવન આનંદથી વ્યતિત કરે છે. એવી એ આશારૂપી જ્યોત્સ્નિકાની શીતળ શય્યા પર નિરાશારૂપી ચાદરનું આચ્છાદન કોઇ ન કરશો. તેથી તો માનવજીવન કંટકમય બનશે.

" આશા " એ તો જીવનદોરી છે. એના આધાર વિનાનું જીવન શુષ્ક છે. અમુકવિ કલાપીના શબ્દોમાં કહીએ તો " આશા એ તો મધુર કડવો અંશ છે જિંદગીનો " એ મધુર રસનુ પાન કરી જીવનને ઉલ્લાસવંતુ બનાવવાનો દરેકને અધિકાર છે. તે અધિકારને છીનવી લેવામાં કોઈ મહત્તા ન માનશો.

" આશા " એ તો માનવઅંતરે જલતી દીપિકા છે. એના પ્રકાશે માનવજીવન આગળ ધપે છે. એનું પ્રકાશિત એકજ કિરણ માનવ જીવનમાં ચેતનના ફુવારા પ્રગટાવે છે. અભાગી આત્માઓને જીવનનો રાહ સમજાવે છે.

એવી એ આશાની જ્યોત જીગરમાં જલવા દો. સૃષ્ટિ સર્જકની આપેલી એ ભેટને હૃદયમંદિરના એક ખુણે વસવા દો. એમાંજ આનંદ છે-એમાંજ જીવનનો ખરો રાહ છૂપાયો છે

# અસહિષ્ણુતા એટલેજ અધર્મ

[ મળેલું ]

પૃથ્વીના આયુષ્ય દરમ્યાન એના ભૂતકાળમાં ઇતિહાસ જ્યાં સુધી નજર નાખી શકે છે, એ સમય સુધી આપણે એ ઇતિહાસના પ્રકાશમાં નજર નાખશું તો માલુમ પડશે કે મનુષ્ય જાતિએ હંમેશાં ધર્મ અને અધર્મના ભેદ પાડયા છે. ધર્મસ્થાપકોએ 'જગતના હિત માટે, મનુષ્યજાતિના કલ્યાણ માટે જાતે, અનુભવ કરી, પવિત્ર બની, ત્યાગ કરી, આદર્શરૂપી જગતને કહ્યું સુખ મેળવવાનો આ રસ્તો છે. આ ધર્મ છે. આ આચરશો એટલે સુખી થશો. એકે કહ્યું કે ' ત્યાગ ધર્મ મહાન છે' એ સિદ્ધ કરવા એક રાત્રિએ કોઈ ઇતિહાસ પરિવર્તન કરતી ક્ષણે, રાજમહેલ, સ્ત્રીપુત્ર, વિલાસ વૈભવનો ત્યાગ કરી તપ કર્યું. એકે કહ્યું કે ' ક્ષમા ' શીખ. એણે ક્ષમા ધારણ કરી. જરાયે ક્રોધ કર્યા સિવાય દુશ્મનની ક્રમ ખાતા, પોતાના સિદ્ધાન્તનું અડગ પરિપાલન કરતાં હસતે મુખે વધસ્થંભ ઉપર જડાઈ ગયા. એકે કહ્યું ' અહિંસા ' ધારણ કરો. અનેક વર્ષ તપ કરી, કાયાને દુઃખ આપી, અહિંસા ધારણ કરી બતાવી અને જગતને માનવતાનું કલ્યાણ શેમાં છે તે દર્શાવ્યું. આ મહાપુરુષો ભૂતકાળના અંધકારમાં અમર તેજે ઝળહળતા જ્યોતિ સમાન છે. એમણે કહ્યું શું ? ત્યાગ કરો. ધર્મનું કલ્યાણ કરો. અહિંસા પાળો.

જગત પરના માનવોએ સ્વીકાર્યું શું ? આ ન માને એનો તિરસ્કાર કરો. ધર્મ ના આચરે તે અધર્મી છે. પોતાની માફક ન વર્તે તે વિરોધી છે. પોતાનું શ્રેષ્ઠ છે માટે બીજા હલકા છે. માટે બીજાનો ધર્મ ખરાબ છે. તમે બીજાને ધિક્કારો એટલે તમારી મહત્તા શી રહી ? બીજા ધર્મને વખોડવાનું પ્રયોજન શું ? એમાં ધર્મનું પાલન ક્યાં છે? અને, છતાં જગત કયા પંથે વિચરે છે ? કલાપી કહે છેઃ

" અહો ! કેવા પંથે કુદરત કરે છે ગીત અને અરે કેવા પંથે કુદરત તણાં બાળક ભમે ?" પોતાનું શ્રેષ્ઠ છે એ દર્શાવવા મંદિરો ઉભાં કર્યાં. મસજીદો રચી. દેવળો બાંધ્યાં. પ્રાર્થના, પૂજા, ઉપાસના, વિધિ રચ્યાં. ત્યાં સુધી બધું ઠીક છે. પણ પછી ભાવનાએ વિકૃત સ્વરૂપ લીધું. " આર્ય નહિ તે અનાર્ય છે. દુષ્ટ છે. મુસલમાન નહિ તે કાફર છે. નાપાક છે. ખ્રીસ્તી નહિ તે હીન છે. " આ પરિણામ ઉત્પન્ન થયું. બીજાનું આવતા ભવમાં ભલું થાય ઇશ્વર તેમને સ્વર્ગમાં લે એવી ભાવના સેવી. કેમ જાણે પોતે ઇશ્વરના દેવદૂત બની બીજાનો ઉદ્ધાર કરવા ઇચ્છતા હોય. અધૂરો ઘડો છલકાય, એ કહેવત ખૂબ મોટા પ્રમાણમાં જગતમાં વ્યાપ્ત છે. માત્ર ધર્મમાં અસહિષ્ણુતા છે એવું દરેક બાબતમાં એક દેશનો માણસ બીજા દેશના માણસને ધિક્કારે. ગોરી ચામડી કાળી ચામડીનો તિરસ્કાર કરે. હિંદુઓ હરિજનોને અસ્પૃશ્ય ગણે. હરિજનો ભંગીને અસ્પૃશ્ય ગણે, આવી અનેક વિકૃત ભાવનાએ સ્થાન લીધું. મૂળ આદર્શ મૂકયો બાજુ પર અને કંઇક નવું અનઇચ્છનીય તત્ત્વ સ્વીકાર્યું. અખો કહે છે તેમઃ

" આંખનું કાજળ ગાલે ઘસ્યું
કયા સુણીને ફૂટયા કાન,
તેણે નાખ્યું બ્રહ્મજ્ઞાન '

એના જેવી વાત છે

ઇસુખ્રીસ્તે ' ક્ષમા 'નો ઉપદેશ આપ્યો. એના અનુયાયીઓએ શું કર્યું ? ત્રણસો વર્ષ સુધી આ ' ક્ષમા "ના સિદ્ધાન્ત પર પેલેસ્ટાઇનની ભૂમિને રક્તનું બલિદાન આપ્યું.

જગત પર બેકારી, ભુખમરો, દુષ્કાળ, ધરતીકંપ, રેલ, રોગચાળો, વિગેરે દુઃખોથી મનુષ્યને સંતોષ નથી. એણે એ દુઃખોને પહોંચી વળી એવાં દુઃખોનો ઉમેરો કર્યો. માનવસંહાર અર્થે વિનાશક યંત્રો શોધ્યાં લડાઇઓ કરી પરસ્પર બની શકે તેટલો સંહાર કર્યો ધરતીકંપથી નાશ પામેલાં નગરો કરતા માનવ-દાનવોએ બાળેલાં નગરોની અનેકગણી સંખ્યા થઇ જશે, રોગચાળાથી મરેલ મનુષ્યો કરતાં જુલ્મનો ભોગ થઇ પડેલા મનુષ્યોની સંખ્યા લાખોગણી વધી જશે.' એક 'નેપોલિયન કે જંગીસખાનની સ્વારીઓનો હિસાબ કરો. લાગે છે કે કુદરત કરતાં મનુષ્ય વધારે ભયાનક છે.

અસહિષ્ણુતા એ માનવસમાજનાં અંગે અંગે વ્યાપેલું ઝેર છે. એ ઝેરનો ઉતાર જગતને જોઇએ છીએ. જ્યાં સુધી એ ઝેર હશે ત્યાં સુધી જગતને માટે સુખની આશા મૃગજળ સમાન છે. આકાશ કુસુમવત છે.

એણે જગત પર અધર્મનીજ સ્થાપના કરી છે. અનેક દુઃખ ઉત્પન્ન કરે તેવાં તત્ત્વો જગત પર રેડ્યાં છે.



# ભ્રમણાનાં ભૂતો

લેખિકા :
શ્રી. ભારતીદેવી મહેતા

( ગતાંકથી ચાલુ )

**આ**જે લગભગ મુંબાઇ આવવાને મને પંદર દિવસ થયા. દેવકીની દોસ્તી મને ખરેખર ભારે પડી. રોજને રોજ કાંઇને કાંઇ ઉપાધિઓ ઉભી કરે અને મને પણ જોડે ઘસડે, લગભગ મારી બધી જ શાન્તિ દેવકીના સહવાસ પછી લુંટાઇ ગઇ એમ કહું તો ચાલે. હું મારા પિતાનું મફલર ગુંથતી ગુંથતી દેવકીના આ સ્વભાવથી ભવિષ્યમાં એની શું વલે થશે તેના ઉપર વિચાર કરતી એક ધ્યાન થઈ હતી, ત્યાં જ મારા નોકરે દેવકીના આવ્યાની ખબર આપી. ઓ બાપરે ! આજે વળી શાના ઉપર પીંજણ ચાલશે ? હું બબડી ઉઠી. દેવકીના લાંબા લાંબા ભાષણો આગળ મારે તો કોઇ મુંગા ઢોરની માફક એ જે કાંઇ બોલે તે માથુ હલાવી સાંભળેજ રાખવાનું. એની વૈખરીના નિરંકુશ પ્રભાવ આગળ મારૂં સ્થાન તો અબોલ ઢોર જેવું જ રહેતું. મને ઘણીવાર એમ લાગતું કે આમાંથીજ કોઇક વાર મારી શાન્તિ ખુટશે અને અમારી વચ્ચે જામેલી મૈત્રીના અંકોડા ઢીલા પડશે. આમ છતાં પણ જ્યારે હું દેવકીનું મ્હોડું જોઉં એટલે બધું જ ભુલી જતી અને એની તરફ સ્નેહભાવે ખેંચાતી. મારા અભ્યાસકાળ દરમિયાન ઘણી છોકરીઓના પ્રસંગમાં હું આવેલી પણ દેવકીના જેવો નમૂનો તો મેં કંઇ જ જોયો ન હતો. હજી હું મારા હાથનું કામ ઠીક ઠીક કરીને મૂકું છું ત્યાં તો દેવકી મારા બેસવાના ઓરડામાં આવી પહોંચી. આજનો એનો વેષ કાંઈ અજબ જ હતો. મારાથી બોલી જવાયું ' કેમ આજે કાંઈ પંજાબણ બની છું ? કાંઇ જવાની છે કે શું ? "

" પેલાને ત્યાં જ સ્તો. " ખુબ ખુશ મીજાજમાં આંખ નચાવતાં દેવકી મારી સામે જગા લેતાં બોલી.

" આજે મારે જે હોય તે નક્કી કરી નાખવું છે–ચાલતું આવે છે તેને જોઇને તે કદાચ બહુ ખુશ થશે. આજે તો એણે મને ચ્હાનું આમંત્રણ આપ્યું છે. જો બરાબર પાંચ વાગે તો આપણે પહોંચવું જ જોઇએ હોં ? કેમ આજે હું કેવી લાગું છું ? " મારી સામે નજર ઠેરવતાં દેવકીએ પૂછ્યું.

" ઓહો ! ઘણી જ સરસ. પણ આ વેશ પલટાનું કાંઇ કારણ ? " મેં પૂછ્યું.

" એ તો હું તને કહેવું જ ભૂલી ગઇ. હું જેને ત્યાં જવાની વાત કરૂં છું તે માણસ પંજાબનો છે. " દેવકીએ કહ્યું.

" ઓ ભાઇસાહેબ ! વળી તેં પંજાબી કર્યા ઝાલ્યો ! જો જે એના વિશ્વાસમાં પડતી " મેં જરા ભય વ્યક્ત કરતાં કહ્યું.

" ના ના તને ખબર નથી. એના જેવો ખાનદાન માણસ મેં કોઇ જોયો જ નથી. ખરેખર ! ! શું એની સુન્દર રીતભાત ! ધાર કે તેમ છતાં સારો ન નીકળે તોય શું " દેવકીએ કહ્યું.

" કેમ તોયે શું ? આખી જીંદગી દુઃખી થઇ મરવું પડે. " મે કહ્યું.

" એવું કાંઇ જ નહી. પરણ્યા પછી તો હું એને દબાવું એવી છું. જ્યાં મારા વીસ લાખ જોશે કે ' મેં તેરી ગૌવાં બની જવાનો. ' હું કાંઇ પ્રેમ બેગની પરવા કરૂં

તેવી માલુમ નથી. તેમજ લગ્નની મને બહુ પડી નથી. આ લગ્ન કરવાનો હેતુ મારે મારા પૈસા છુટા કરી મારીને ચાટ પાડવાના કામ પૂરતું જ છે." દેવકીએ કહ્યું.

"મારીને ચાટ પાડવા ખાતર તું સામાને ફસાવવાનો પ્રયત્ન સેવે છે! આમાં બીજુ કશું જ નહી પણ તું તારા વિકૃત માનસનું પ્રદર્શન કરે છે." મેં જરા ચીડ દાખવતાં કહ્યું.

"'હશે-ચાલ અત્યારે મને સંભાષણમાં ઉતરવાને જરાકે વખત નથી. ચાલ કેટલા વાગ્યા! પાંચ વાગે તો મારે જવું જ જોઇએ. નહિ તો એ તો એવો જબરો છે કે કાંઇ શંકાઇ બેસે તો મારે તો હાથમાં આવેલો શિકાર છટકી જાય. ચાલ ત્યારે તું આવે છે? ઘડીયાળ સામે જોતાં દેવકીએ અડધા ઉભા થતાં મને કહ્યું."

"ના ના! લગ્નની બાબતમાં આવા વિચારો ધરાવનારને હું કદી સાથ ન આપું." મારો ચંડ સ્વભાવ દેવકીની રીતભાત અને વિચારોથી ઉગ્ર થવા લાગ્યો. ફરી મેં કહ્યું "હું જાણતી હોત કે તું કેવળ સ્વાર્થી જ છે તો આટલો પ્રસંગ જ ના વધારત. તું તારી જાત શિવાય બધાને બેવકુફ માને છે. એમ કોઇ તારા પૈસાથી અંજાવાનું નથી. ઉચ્ચ સંસ્કાર વિનાનો પૈસો એ ગધેડા ઉપર અંબાડી જેવો દેખાય. માટે તારા પૈસાના મદમાં બધાને દબાવી દેવાની ઉમેદ છોડી દેજે નહી તો દુઃખી થઇશ."

કોઇ દિવસ ઉકળે નહી એવો મારો સ્વભાવ એટલી બધી તીખાશ બતાવશે એવું દેવકીએ કદી જ ધાર્યું નહી હોય. એ તો મારી સામું આંખો ફાડી ટગર ટગર જોવા જ લાગી. મને પણ એ જોતાં કોઇ બળવાન પશુને વશ કર્યાનો ગર્વ ચડયો હોય તેમ શૌર્યમાં આવી જઈ વગર વિચાર્યું બોલે જ રાખ્યું. "લગ્નની ઉંચી ભાવનાને પૈસાને કાટલે માપનાર તારા જેવા પૈસાવાળાઓ આ દુનિયામાં ના હોય તોજ સારૂં—સમજી ?" મને કદી બોલવાની ટેવ નહી એટલે આટલું કહેતાં કહેતાંમાં તો મારા શ્વાસોચ્છવાસની ધમણ એકદમ જોરમાં ચાલવા લાગી. આજનો પ્રસંગ જાણે કદી સાંપડવાનો ના હોય તેમ મને જાણે વાગ્દેવીની સિદ્ધિ પ્રાપ્ત થઇ ન હોય તેમ જોર ચડયું-વળી મેં ચલાવ્યું. "તારા આ જાતના વિ...ચા.—

બસ હવે બહુ થયું. મારે તો વખત થઇ ગયો. એમ અધવચ્ચ મને બોલતી અટકાવી કાંઇ બન્યું જ ન હોય તેમ દેવકી ઉભી થઇ ગઇ.

આ ઘમંડી છોકરીની મારા તરફની ઠંડી ઉપેક્ષાથી મારો શ્વાસ તો જાણે કોઇ ફુલીને દડો થએલી ધમણમાથી નીકળવા માંડે તેમ નીકળી ગયો. ખસીયાણા મુખે મારે તો એની આ વર્તણુંક સામે તાકીને જોવાનું જ રહ્યું. પણ આ સ્થિતિ લાંબો વખત રહે તે પહેલાં જ મારા બાજુની બેઠક ઉપર ટેલીફોનની ઘંટડી વાગી. હું હતાશ પગે ઉઠી. મારી બધી જ શક્તિ આ મહામાયાના તાપમાં હણાઇ ગઇ હોય એવી શિથિલતા લાગવા માંડી. દેવકી તો જાણે આજે જ રૂપીઆ વીસ પચીસ લાખના દલ્લાની માલીકણ બની હોય તેમ ગુમાનમાં મારી જરા પણ દરકાર કર્યા વિના ઝુલતી હાથણીની પેઠે ચાલી જવા લાગી. પણ ટેલીફોનમા વાત કરનાર વ્યક્તિને એનું કામ હતું, એટલે મરકટમાં જ મેં તેને "આ તારો ટેલીફોન છ," એમ કહી એક સોફા ઉપર લંબાવ્યું.

વાતચીત શાના ઉપર ચડે છે તે ઉપર મારૂં જરા પણ ધ્યાન ન હતું. થોડી વારે

દેવકી ટેલીફોન બંધ કરી ખૂશે પાગતી પાડતી મારી પાસે હતાશ થઇ હોય તેમ આવીને બેઠી. " જોયું કે નીલિ ! પેલો તો ત્હારા કહેવા પ્રમાણે બદમાસ નીકળ્યો. મને છેતરી–ખરો જબરો. એણે તો આજે એક છોકરી સાથે સીવીલ મેરેજ કર્યાં અને તેને લીધે જ મને ચ્હા ઉપર બોલાવી હતી. ખરો લુચ્ચો. મારી મશ્કરી કરનારો, છેક સુધી તેણે આ સંબંધી મને કશું જ જણાવ્યું ન હતું. હશે પણ એક રીતે સારૂં થયું. મારૂં પણ મન હચુપચુજ હતું. એક પાપ ટળ્યું." મીયાં પડયા પણ નથી પડયા જેવું એનું બોલવું અને ઘડી પહેલાંનો એનો દિમાગ એકદમ અદ્રશ્ય થતાં પડી ગયેલું તેનું મોઢું જોતાં હું મારૂં હસવું કેમે કરી ખાળી શકી નહી. મારાથી બોલી દેવાયું. " ખરો શિકાર છટકયો. જો કાલે તને ખબર પડી હોત તો મારા ઉપર વ્હેમ જાતને ? "

" ના ના–આ મારૂં ગોઠવેલું પાડી ભગાવવામાં જરૂર કોઇનો હાથ છે. અને તે વ્હેમ મને માશીના છોકરા વિમળભાઇ ઉપર જાય છે. સમજી ! એ પણ જેટલા બહાર તેટલા જ ભોંયમાં છે. " દેવકીએ મારા હસવા તરફ દુર્લક્ષ કરતાં કહ્યું.

મને પણ તેની નાસીપાસીથી જેમ કોવત આવ્યું હોય તેમ હું એકદમ ઉભી થઇ. એને મેં કહ્યું. " ચાલ ! હું ચ્હા નાસ્તો મંગાવું. ચીંત મા. એવો કોઇના ઉપર વહેમ ના લાવીએ. બનવા કાળ બને જ છે." આટલું કહી હું ચ્હા મંગાવવા અંદર ગઇ પાંચ દસ મીનીટ પછી મેં બહાર આવીને જોયું તો દેવકી કોઇ ઊંડા વિચારમાં જાણે કોઇ બીજા મુરતીઆની શોધમાં પડી હોય એમ એની આંખો સ્થિર થઇ ગઇ હતી. મારા આગમન તરફ એનું બીલકુલ ધ્યાન ન હતું. ફેરકે ચ્હાનો પ્યાલો મેં એના હાથમાં મુકયો ત્યારે જ એણે કંઇક મારા તરફ નજર માંડી. એક બે ઘૂંટડા ચ્હાના ઉતારતાં સાથે જ જાણે કોઇ નવા વિચારની મહાન યોજના ઘડી કહાડી હોય તેમ: દેવકી આનંદમાં આવી એકદમ બોલી ઉઠી.

" જો ત્યારે હું ચ્હા પીને જાઉ છું. કાલ પરમ દિવસે તને મળીશ. જે થાય છે તે ઠીક થાય છે. " મ્હેં પણ આ સાંભળી જેમ ભુલી ગયેલા દુઃખને તાજું કરાવી આનંદ લેવાનો માનવબુદ્ધિનો સામાન્ય નિયમ હોય તેમ ઠાવકું મ્હોઢું કરી કહ્યું. " કેવો ખરાબ છોકરો ! પારકી છોકરીને બનાવવામાં એના હાથમાં શું આવ્યું ? "

" અરે ના રે ના ! એ તો મને શું બનાવતો હતો મને પછીથી યાદ આવ્યું કે એ તો મારાથી બે વર્ષે નાનો હતો. અને જ્યારથી મે એ જાણ્યું ત્યારથી તો મારૂં મન એની તરફ ઉડી ગયા જતુંજ હતું. એ પણ બિચારો સમજી ગયેલો એટલેજ ખસી ગયો. ચાલ ત્યારે મારે હવે જલદી જવું જોઇએ. વળી પાછા બીજાની શોધમાં લાગીશું ને ?" આમ કરી દેવકી ઉઠીને ચાલી ગઇ.

ત્યારપછીના પાંચ સાત દિવસ સુધી દેવકીનો પત્તોજ નો'તો, તેમ તેનો ટેલીફોન પણ ન હતો. મેં પણ ખાસ તપાસ કરાવી નોતી, છતાં એના સમાચાર જાણવા કોણ જાણે કેમ, હું ઘણીજ ઉત્સુક રહેતી. આજ મને એના આવવાના ભણકારા વાગતા હતા અને બન્યુ પણ એમ, દેવકીની મોટરનું હોર્ન મેં સાંભળ્યું. થોડી વારમાં દેવકી ઘરમાં આવી પહોંચી. આજે તો એ ખુબ હાકમાં હતી. હોઠ ઉપર ઘેરી લીપસ્ટીક અને સફરજન જેવા એના ગાલ ઉપર ખુબ ગુલાબી રંગ ચડાવ્યો હતો. હાથ ને કાનમાં સાધારણ રીતે દેવકી પોતાની શ્રીમંતાઇ બતાવવા હંમેશાં મોંઘાનું

ઘરેણું પહેરતી, પણ આજે તો હીરાનો તમામ દાગીનો પહેર્યો હતો. આંખમાં જરા મેંશ આંજેલી તે પ્રસરી ગયેલી હોવાને લીધે એનું ફુલેલું ગોળ મોંડું પચીસવર્ષ બીલાડાનું ભાન કરાવતું હતું. જ્યારે જ્યારે એનું મગજ કોઇ ધૂન ઉપર ગયું હોય ત્યારે કશુંજ જોવાની કે વિચારવાની એને ફુરસદજ રહેતી નહોતી એટલે બીજું કાંઇ ન કહેતાં મેં એટલુંજ પુછ્યું કે "ક્યાં કોઈ લગ્નમાં જાય છે?"

"કેમ એમ પુછ્યું–આવા દાગીના તો હું નાનપણથીજ પહેરૂં છું. તું તો આટલી નાની ઉંમરે પણ છેક ડોશી જેવીજ ફરે છે. તને કાંઇજ પહેરતા હું જોતી નથી તારા સ્વભાવ પ્રમાણે તો તારે કોઇ ડોસાને પરણવાનો વિચાર રાખવો." ખુબ ખુશમિજાજમાં હોય તેમ દેવકી રાણી બોલી ઉઠયાં.

"અરે તું તો પહેલાં પરણ–પછી મારી ફીકર કરજે" મેં કહ્યું.

"જો સાંભળ–હું તને ખાસ કહેવા આવી છું–વીમળભાઇ છે ને તે ફ્લેટ કહાડી નાખવાના છે. ભાઇસાહેબની પ્રેકટીસ બીલકુલ ચાલતી નથી સમજીને? ક્યાંથી ચાલે? મારા નીસાસા કાંઇ ઓછા લીધા છે? એ ફ્લેટ કહાડી નાખે તે પહેલાં મારે મારા લગ્નનું પતાવી નાખવું છે. કાલેજ મેં ત્રણ ચાર છોકરાઓને ચ્હા ઉપર બોલાવ્યા હતા. આડકતરી રીતે મારો ઉદ્દેશ એ જાણવાનો હતો કે કોણ મારી સાથે પરણવાને તૈયાર થાય છે. પણ એમાંના બે તો તદ્દન બાઘલા નીકળ્યા, જાણે બીન્યા ના હોય તેમ ફરો મોઢુંજ બતાવવા ના આવ્યા. એમાંનો એક છોકરો મને ખુબ ગમ્યો છે, અત્યાર સુધી હું તારી પાસે નોતી આવતી તેનું કારણ જોને–અમે જરા સંવ...ન–આટલું વાક્ય પુરૂ કરતાંમાં તો જાણે શું એ યાદ આવ્યું હોય એમ દેવકી મોઢા ઉપર પોતાનો હાથ દાબીને ઉછળી ઉછળીને હસવા લાગી. પછી જરા શાન્ત થતાં બોલી. "તને ખબર છે, એ છોકરો મેં ક્યાંથી પકડયો. પેલાં અમારી બાજુમાં કમળાબ્હેન રહે છે તે એમનો ભાઇ થાય. જો કે કમળાબ્હેન બીચારાં વિધવા છે, મારા થોડા વખતના સહવાસથી મને લાગ્યું છે કે એ કુટુંબમા પૈસો ટકો હોવો જોઇએ. વળી છોકરો સીનીયર બી. એ. માં છે. એવો છોકરો મને ક્યાં મળવાનો હતો? તું'જ કહે ને."

આવા કાંઇક પ્રશ્નાર્થ દેવકીના વાક્યે વાકયે આવતા જ હોય એટલે એના જવાબ માટે માત્ર હા કે ના નું ડોકું ધુણાવીને જ આપવાના રહેતા. ફરી તે આગળ વધી. 'જો આજે એ કોલેજમાંથી બારોબાર અહીં આવશે. મે એને તારૂં ઠેકાણું આપ્યું છે બહુજ સરલ સ્વભાવનો છે, જેટલું હું કહુ એટલું જ કરે છે. તેમ દેખાવ પણ ખાસ કહાડી નાખવા જેવો નથી હોં કે!" હજી એની વાત આગળ વધે તે પહેલાં અમારા બારણાની ઘંટડી વાગી. "જોજે એ આવ્યો. જરા ચ્હા વીગેરેથી એનું સ્વાગત કરજે. બહુ જબરો છે હોં! તરત અપમાન લઇ લે" કોઈ નવવધૂની માફક દેવકીએ શરમાવાના ડોળ સાથે સ્વસ્થ થતા કહ્યું. થોડીવારે એક ધમધડા વિનાના કોટ પાટલુન અને મેલાં કોલરવાળા ખમીસ સાથે પરસેવો ટપકાવતાં આંખે ગોળ ફ્રેમના ચશ્મા ચઢાવેલા એક બિરાદર અંદર દાખલ થયા. "આવો આવો શશિભાઇ! અમે હમણાં તમારી જ વાત કરતાં હતાં." દેવકીએ આટલુ કહ્યા પછી મારી તરફ જોઇ અને કહ્યું "જો–આ શશિભાઇ, જેની હું તને વાત કરતી હતી તેજ." મેં એ બુલડોગ જેવા શશિભાઇને વિવેકથી સત્કારીને બેસાડયા,

શશિભાઇના રૂપ રંગ અને રીતભાતમાં મને કશી જ ખાનદાની ન દેખાતાં હું મનમાં બબડી. દેવકીની પસંદગીને પણ ધન્ય છે. પણ જેને મન લગ્ન એ લગ્ન જ નહી-માત્ર રૂ બજારનો મારવાડી સોદો જ હતો, તેને રૂપ રંગ જોવાનો ક્યાંથી અવકાશ હોય. મેં વાર્તાલાપની શરૂઆત કરતાં આવનાર બિરાદરને પુછ્યું. " આપનું નામ શશિકુમાર કે ? "

" નહિજી મ...મારૂ નામ શ...શશિચન્દ્ર." થોથરાતી જીભે શશિભાઈ બોલ્યા.

આ નામ જરા વિચિત્ર લાગતાં મેં પુછ્યું. " શશિ અને ચન્દ્ર એ બેનો મેળ ક્યાંથી ખવડાવ્યો ? "

આ મારા વ્યંગને ન સમજતાં શશિભાઇને આમાં કોઈ વખાણનો ભાસ લાગ્યો હોય તેમ ગર્વથી બોલી ઉઠયા. " મ...મારૂં નામ મૂળ તો શ...શશિર હતું પણ એમાં મને અર્થ ન જણાયો એટલે મેં રીસન્ટલી જ મારૂં નામ બદલીને શશિચન્દ્ર રાખ્યું છે. " શશિભાઇએ ખુલાસો કર્યો.

" ત્યારે તો તમારે ને દેવકીને મેળ ઠીક જામશે. " મેં ટોળથી કહ્યું. એને પણ નામ બદલવાનો બહુ જ શોખ છે. આ સાંભળી શશિભાઇ એકદમ ગેલમાં આવી જઇ અડધા ઉંચા નીચા થતાં ઠેકાણા વિનાનું હાસ્ય વેરતાં બોલી ઉઠયા. ' હા...હા...હા...અમને પણ એવું જ લાગે છે. જુઓને હમારો સ્નેહ પણ થોડા વખતમાં કેટલો બંધાઇ ગયો છે. " આ એમની કઢંગી રીતભાત ઉપર મને શંકા ઉપજતાં મેં કોઈ પરીક્ષકની અદાથી આગળ ચલાવ્યું.

" આપની જ્ઞાતિ કઈ " આ પ્રશ્નાર્થ સાથે જ શશિભાઇની જીભને જેમ લકવો થયો હોય તેમ થોથરાતા બોલ્યા. ' જ...જો...એ... એમાં એમ છે કે મૂળ તો અમે ગાંયજા, પણ અમે સાબીત કરી બતાવ્યું કે અમે નાયિ બ્રાહ્મણ છીએ. હવે અમે જનોઇ પણ રાખીએ છીએ.

આ જ્ઞાતિ ઉલ્લેખ થતાં જ દેવકીનું મોઢું જોવા જેવું થઈ ગયું. છતાં નીચું ન પડે તે માટે સ્વભાવ ઉપર કાબુ લાવતાં શશિભાઇની વારે ધાતી હોય તેમ બોલી, " ન્યાત જાતને અત્યારે કોણ પુછે છે, એ તો જુના જમાનાનાં ડોકરાંઓને શોભે. "

" બહુ જ સારી વાત છે. " મેં કરડાકીમાં દેવકીને વચમાં અટકાવી કહ્યું. પછી શશિભાઇની વધારે પરીક્ષાના ઉદ્દેશથી હું આગળ વધી. ' તમારી જ્ઞાતિમાં તો બાળપણથી લગ્નો થાય છે અને તમે ભલા કુંવારા રહી ગયા. તમારામાં તો કુળવાનનો દિકરો જલદી ઝડપાય, ખરૂં ને ? ખાસ કરીને બ્રાહ્મણોમાં તો એવું જ હોય છે. "

" હા, હા, અમારામાં એ રીવાજ ખરો જ. અમે પણ બહુ ઉંચા કુળના છીએ. " શશિભાઇ જોરમાં આવી વધ્યા, " અને હું પણ થોડીયામાંથી જ ઝડપાયો છું. મારાં પત્ની હાલમાં પીયર છે. "

" ત્યારે તો તમને કંઇ પ્રજા પણ હશે. " જાણે નિર્દોષ સવાલ કરતી હોઉં તેમ મેં પુછ્યું.

" એક છોકરૂં અને એક બે મરી ગયાં. " શશિભાઇ પોતાને કુળવાનની ગણતરીમાં મુકવામાં ને મુકવામાં બફાટ કરી બેઠા.

આ એમનો ઇતિહાસ સાંભળી હું તો અજાયબ બની ગઇ. આ મિયા મહાદેવનો જોગ કેમ કરીને ખાસે, એમ વિચાર આવતાં મેં દેવકી સામે જોયું ને કહ્યું ' દેવકી એમને તો પત્નીએ છે અને છોકરૂંએ છે. " પછી શશિભાઇ તરફ જોતાં હું બોલી " ત્યારે બીજું લગ્ન તમે કેવી રીતે કરી શકશો ?"

" ના ના મને બીજા લગ્નનો જરાપણ વાંધો નથી. અમારી જ્ઞાતિમાં તો અમને પુરુષોને ફાવે તેટલી વાર પરણવાની છૂટ છે. તેમાં હું રહ્યો જરા ભણેલો અને આદર્શ-વાદી માણસ. અણઘડ બૈરા સાથે જીવન કેમ વીતાવી શકું ? વળી દેવકીબાલાને મેં જ્યારથી જોયાં છે ત્યારથી એમના જેવી હોશીઆર બાલા તરફ મારૂ મન ઘણું આકર્ષાયું છે. એમના જેવી યુવતી મળે તો જીવન ધન્ય થઇ જાય." આટલું કહીને શશિભાઇ જેમ દેવકીના પ્રેમથી ઘાયલ થયા હોય તેમ એમનું દેડકા જેવું ફુલેલું મોં વધારે ભાવ પ્રધાન બનાવતા એની સામે વક્રદષ્ટિ કરી તાકી રહ્યા. પણ શશિભાઇના સ્પષ્ટીકરણથી, નાશીપાસ થયેલાં દેવકીબાલા એ વક્રદષ્ટિ તરફ પોતાની નજર ઠેરી શક્યાં જ નહિ. એમના મુખારવિંદ ઉપરથી શશિભાઇ સાથેનો સોદો બરાબર બેસતો નથી એની સ્પષ્ટ ખિન્નતા દેખાતી હતી. છતા આટલી બધી મહેનત પછી શશિભાઇ જેવું પ્રાણી લગ્ન કરવા તૈયાર થયું, તે છટકી જાય તો શું થાય, એ ધોળાધોળ અને મારા પ્રશ્નોની પરંપરાથી દબાયેલો ભ્રમ ખુલ્લો થયો તેની ચીડમાં તે મારા તરફ છેડાઇને બોલી ઉઠી. " તારામાં તો કંઇ રીત છે ? તું તો શશિભાઇને જાણે અરબસ્તાનનો ઘોડો સમજતી હોઉ તેમ પરીક્ષા કરતી જણાય છે. એ તો ઠીક છે કે એ બિચારા સારા માણસ છે. પણ બીજો જરૂર અપમાન લે. " આટલું કહી દેવકી શશીભાઇ તરફ વળી અને કોઇ પ્રૌઢ સ્ત્રીની અદાથી ચલાવ્યું. " જુઓ શશિભાઇ આપણો લગ્નનો નિશ્ચય છે એ હવે ફરશે નહિ. તમે પરણેલા હો કે છોકરાં હોય તેની મને કઇ જ હરકત નથી હું તો એક વખત બોલ્યુ તો કોઇ દિવસ ફરે નહી એવી માણસ છુ. કઇ નહી તમારાં પત્નીને હું સારી રીતે રાખીશ. અને તમારૂં છોકરૂં એ મારૂં જ છોકરૂં સમજીશ. માટે એવી મુંઝવણ મનમાં જરા પણ ન રાખતા, શું સમજ્યા ? "

" ના ના એમાં તો મને ખાત્રી જ છે. " આભારથી લચી પડતા શશિભાઇએ કહ્યુ.

" ચાલો હવે બીજી બધી વાત બાજુએ મુકીને મૂળ વાત ઉપર આવીએ. " દેવકીએ ધગશમાં ને ધગશમાં હાંકવા માંડયું. " જુઓ જાણે આપણાં લગ્નમાં મારા તરફથી કોઇ કરકરીયાવરની રીત નક્કી કરે તેવું નથી માટે મને તમારી વહુ ગણો, સાસુ ગણો કે વેવાણ ગણો તેમાં મને જ તમારે પુછવાનું. તમારા બેને મને પુછયુ હતુ કે રીત શું કરશો ? માટે બોલો, તમારે શું શું જોઇશે એ મને કહી દો એટલે પાછળથી તમને અસંતોષ ન રહે અને તમારી બેનને પણ ન રહે. કેમ નીલી ! ખરૂં કહુ છું ને ! ચોખ્ખી વાતમાં શરમ શી ? હુ તો ખરી વાત કહુ. "

" હા-હા હુ તમને કાલે બધું લખીને આપીશ. તા કાલિક શુ લેવુ ને શુ નહી તેની વિમાસણ કરતા શશિભાઇએ જવાબ આપ્યો.

" જુઓ ત્યારે આપણે પરમ દિવસે લગ્નનું ચોક્કસ બહાર પાડી દેવાનું છે, સમજ્યાને ! " જાણે નક્કી થઇ ગયું હોય તેમ દેવકીએ કહ્યુ.

હજી તો આ વાત પૂરી થઈ ના થઈ ત્યા તો ટપાલનો કાગળ મારા હાથમાં આવી પડયો ઓ હો ! " દેવકી આ તો તારા મારીમાનો મારી ઉપર કાગળ છે. " મેં કાગળ વાંચતાં કહ્યું.

" હં...આ મારા લગ્નનું જાણ્યું હશે એટલે ગભરાયા હશે મગજ જ ને રૂપીઆ વીસ લાખ હાથમાંથી સરકી જાય તે કોને ગમે. કેમ શશિભાઇ ખરૂંને ! " શશિભાઇ તરફ ગર્વથી હસતા દેવકીએ કહ્યુ

" ઠીક ત્યારે સાંભળ " મેં કાગળ વાંચ-વાની શરૂઆત કરતાં કહ્યું.

ચિ નિર્મેશ્વરી,

મારા તરફનો એકાએક કાગળ વાંચતાં તને કદાચ આશ્ચર્ય થશે. પણ ચિ. દેવકીની બાબતનો કેટલોક ખુલાસો તારી મારફતે થાય તો સારું એ આશયથી આ કાગળ હું તને લખું છું. ચિ. દેવકી રીસાઈને ત્યાં આવી છે. મારા સાંભળવા પ્રમાણે એને હવે મારામાં બિલકુલ વિશ્વાસ રહ્યો નથી. અને તેથી પોતાનો વર શોધવાનું પોતાની જાતે જ માથે લીધું છે. છતાં આ જાણવાથી મને જરાપણ ખોટું લાગ્યું નથી. કારણ કે હવે એ ઉમર લાયક છે. મારામાં એ ગમે એટલો અવિશ્વાસ લાવે તો પણ મારું તો એ છોકરું છે. જેને નાનપણથી મા ન હતી અને બાપની પાસે અઢળક દોલત, પણ કોઈ એવી પળે એ ધંધો કરી બેઠા કે બધું સાફ થઈ ગયું. પાસે મારી બેનના માત્ર જે કાંઈ થોડાક દાગીના હતા તે મને સાચવવા આપી ને પોતે સજ્જન માણસ એટલે પોતાની તમામ મિલ્કત દેવા પેટે આપી દીધી. છતાં આ બનાવથી એમને ઘણો જ આઘાત લાગ્યો અને થોડા વખતમાં દેવશરણ થયા. દેવકી એમને ઘણી જ વહાલી હતી. પણ એ કમનસીબ છોકરી પિતાનું સુખ પણ લઇ શકી નહી. મારે દિકરી નહી એટલે મારો તમામ સ્નેહ મેં એટલો એના ઉપર ઢાળ્યો છે. હજુ એના માટે મારો સ્નેહ ભંડાર અખૂટ છે. અત્યારે હું એને સ્વાર્થી લાગું છું, હશે! જ્યારે એને બરાબર ભાન થશે ત્યારે સત્ય શું છે તે સમજાશે. અત્યારે એણે જે રસ્તો લીધો છે તે અવ્યવહારું છે. બેન! તું જાણે છે કે મારી એ છોકરી દુનીયાદારીથી તદ્દન અજાણી છે. ક્યાંક આડે રસ્તે એ પટકાઇ ન પડે એટલું તું જરૂર ધ્યાન રાખજે. મારે તો એના કામમાં બોલવાનું રહ્યું નથી, પણ શું કરું એટલે એના ભાવિ માટે મને ચિંતા નથી. આ સાથે એના પિતાનો મરતી વખતનો કાગળ મોકલું છું. વીલ કરવા જેવું પાસે કશું જ ન હતું એટલે બે લીટી અને નીચે તેમના મિત્રની સાક્ષી તરીકેની સહી છે. જેમાં બે ત્રણ હજારના દાગીના શીવાય બીજી કશી જ મીલ્કત નથી.

આ અચાનક ઉલ્લેખથી દેવકી અને શશિભાઇ અબુધ પ્રાણીની પેઠે ઢગલા જેવાં થઇ ગયાં. મેં કાગળની ગડી કરવા માંડી અને અવ્યવહારૂ દેવકીની મૂર્ખતા ઉપર હું એટલું બોલી "લે? તેંનો ખોદયો ડુંગર અને કાઢયો ઉ......," હજુ આ મારૂ વાકય પુરૂં થાય તે પહેલાં જ આવજો કહેવાનો સામાન્ય શિષ્ટાચાર વિસરી ગયા હોય તેમ શશિભાઇ સિધ્ધાજ બારણું ઉઘાડી આડું અવળું જોયા વિના જ પલાયન થઇ ગયા.

# ગૃહાગમન*

લેખક :
શ્રી. કૃષ્ણરાવ મોહિલે

ફટિક ચક્રવર્તિ ગામના બાળકોનો સરદાર હતો. રોજ એ નવી નવી તોફાની રમત શોધી કાઢતો. આજ પણ એણે એક નવું તોફાન શોધ્યું. વહાણ બનાવવા માટે રાખેલું એક ભારે લાકડું નદીકાંઠે પડ્યું હતું. બધા ગોઠિયાઓ મળી એ લાકડું ખસેડી, ગબડાવી દેવાનો ફટિકે વિચાર કર્યો. લાકડું જગ્યા ઉપરથી ખસેડેલું જોઈ, એના માલિકને આશ્ચર્ય ઉત્પન્ન થશે-એ ગુસ્સે થશે એટલે બધા છોકરાઓને મઝા મળશે. એણે પોતાના ગોઠિયાઓને એ વિચાર જણાવ્યો. એ સૌ હતા તોફાનની વૃત્તિવાળા, એટલે સૌએ એકે અવાજે એ વિચારને વધાવી લીધો

જેવા બધા છોકરાઓ લાકડું ખસેડવા જતા હતા, એવામાં ફટિકનો ન્હાનો ભાઈ, માખણ એક પણ શબ્દ બોલ્યા સિવાય, ધીમે ધીમે આવ્યો અને સ્હામી બાજુએ લાકડા ઉપર બેઠો. એને જોઈ બધા છોકરાઓ વિચારમાં પડ્યા એક છોકરાએ ધીમેથી એને ધક્કો મારી ખસવા કહ્યું, પરંતુ એ તો શાન્તિથી બારસો બેસી રહ્યો, જાણે કોઈ સુજ્ઞાન તત્ત્વજ્ઞાની રમતની નિરૂપયોગિતા ઉપર વિચાર કરતો બેઠો ન હોય ! ફટિકને ગુસ્સો આવ્યો. " માખણ ! ઉઠ. નહિ તો ધક્કો મારી કાઢી મૂકીશ. " એ બોલ્યો.

માખણ બાપ સારી સગવડતા શોધી આરામથી બેઠો.

ફટિકને હવે પંચાત પડી. જો એને ગોઠિયાઓ આગળ પોતાનું સ્વમાન જાળવવું હોય તો એણે માખણને ધક્કો મારી કાઢિ મૂકવો જોઈએ, પરંતુ અણીના વખતે એની હિંમત તૂટી ભાગી. તરત જ એને એક નવી યુક્તિ જડી, જેનાથી પોતાનો ભાઈ હેરાન થાય અને બીજા બધાને વધારે ગમ્મત પડે. માખણની સાથે જ લાકડું ગબડાવવા એણે આજ્ઞા આપી. માખણે પણ બેસી રહેવાનો દઢ વિચાર કર્યો હતો પરંતુ ઋદ્ધિ કીર્તિ મેળવવામાં જેવી ભૂલ કેટલાક કરે છે તેવી જ ભૂલ એણે પણ કરી આ પ્રમાણે કરવાથી નુકશાન થશે એ વિચાર એની ખ્યાલ બહાર રહ્યો,

' એક, બે, ત્રણ " 'ત્રણ' બોલતાની સાથે છોકરાઓએ લાકડું ગબડાવ્યું. એની સાથે જ માખણની દિલસુરી, કીર્તિ અને બધું જ ગબડી ગયું

બીજા બધા છોકરાઓ, આનંદમાં આવી મોટેથી બૂમ પાડવા લાગ્યા, પણ ફટિક જરા ગભરાયો. હવે શું થશે એ તે બરાબર જાણતો હતો. ભાગતા સરખો અંધ અને જવાળાની પેઠે ભભૂકતો માખણ તરત જ જમીન ઉપરથી ઉઠ્યો, અને ફટિક તરફ ધસ્યો એને નખ દીધા, માર માર્યો અને ઉપરથી એક લાત લ્હોડી. એ રડતો રડતો ઘેર ગયો. આ પ્રમાણે નાટકનો પહેલો અંક પૂરો થયો.

ફટિકે મોં લુછ્યું; નદીના ઓવારા ઉપર પાણીમાં પગ મૂકી બેઠો ને ઘાસનું તણખલું મોંમાં મૂકી ચાવવા લાગ્યો. એક હોડી ઉતારૂને ઉતરવાના જગ્યાએ આવી થભી, એક અધેડ ઉમરનો માણસ એમાંથી ઉતર્યો. એના માથાના વાળ ધોળા હતા. અને મૂછો કાળી હતી. એણે ફટિકને બેઠેલો જોયો—એને પૂછ્યું. " ચક્રવર્તિ ક્યાં રહે છે ? " ફટિકે ઘાસ

* કવિવર ટાગોરની 'The Hom'Coming' ઉપરથી.

ચાવતાં ચાવતાં કહ્યું, " ત્યાં આગળ. " પરંતુ એણે કઈ જગ્યા દર્શાવી એ કહેવું મુશ્કેલ હતું. પેલા માણસે ફરી પૂછ્યું. ફાટિકે પોતાના પગ પાણીમાં આમતેમ હલાવ્યા અને બોલ્યો, " જાઓ અને શોધી કાઢો. " ફરી એ ઘાસ ચાવતો બેઠો. એટલામાં ઘરથી એક સેવક આવ્યો. " બા, બોલાવે છે. " એણે ફાટિકને કહ્યું. ફાટિકે ઘર જવા ના કહી. પરંતુ સેવક આ સમયે માલિક થયો. એણે ફાટિકને બાંધમાં ધર્યો અને માર મારતો ઘસડી લઈ આવ્યો.

" ફાટિક ! ફરી તેં આજ માખણને માર દીધો નહિં ! " ફાટિકે ઘરમાં પગ મૂક્યો કે એની માતા ગુસ્સામાં ઘુરકી.

" કોણે કહ્યું ? મેં માખણને માર્યો નથી. " ફાટિકે બેપરવાઈથી જવાબ આપ્યો.

" જુઠું બોલે છે !"

" હું સાચું કહું છું. મેં નથી માર્યો. માખણને પૂછી જો. " એ ગરજ્યો.

" હા, હા, બા, ફાટિકે મને બહુ માર્યો "

ફાટિકની ધીરજ ખૂટી. એનાથી અન્યાય સહન ન થયો. એ માખણ તરફ ધસ્યો અને બે ચાર એને ચ્હોડી, " લે, જુઠું બોલે છે ને ! તેનું આ ફળ. "

એની માતાએ માખણનો પક્ષ લીધો. ફાટિકને દૂર કર્યો અને માર માર્યો ફાટિકે તેણીને દૂર કરી કે એ તડૂકી, " અરે ! બદમાશ ! તારી માને તું મારીશ ! "

બરાબર આજ સમયે પેલો અજાણ્યો માણસ આવી લાગ્યો.

" શું છે ? " એણે પૂછ્યું. ફાટિક ગરિબડો થયો-શરમાયો. એની માતાએ જ્યારે પાછળ ફરીને જોયું ત્યારે તેણીનો ગુસ્સો આશ્ચર્યમાં પરિવર્તન પામ્યો. એ એનો ભાઈ હતો.

" કેમ, દાદા ! આમ અચાનક ક્યાંથી ?" એનાથી બોલી દેવાયું. પોતાના ભાઈને એણે નમસ્કાર કર્યો. બ્હેનનાં લગ્ન થયા પછી તરતજ ભાઈ મુંબઈ ગયો અને ત્યાં આગળ ધંધો શરૂ કર્યો. એ મુંબઈમાં હતો એ દરમ્યાનમાં એની બ્હેનના પતિ ગુજરી ગયા. હમણાં બિશામ્બર કલકત્તા આવ્યા હતા. કલકત્તામાં આવી એમણે પોતાની બ્હેનની ખબર કાઢી. એને મળવા આવ્યા.

ત્યાર પછી કેટલાક દિવસો આનંદમાં ગયા. એણે છોકરાઓના શિક્ષણ બાબત પૂછ્યું.

" ફાટિક તો નકામો ભારરૂપ છે; આળસુ છે. કોઈના કહેવામાં નથી; જંગલી જેવો છે. પણ માખણ સારો છે. સ્વભાવે પણ શાંત અને વાંચનનો પણ એને બહુ શોખ છે. " બ્હેને જણાવ્યું.

" બ્હેન ! તો ફાટિકને મારી સાથે કલકત્તા મોકલો. મારા છોકરાઓ સાથે એ ભણશે, સુધરશે અને હોંશિયાર થશે. " બિશામ્બરે પોતાનો વિચાર જણાવ્યો. વિધવા માતાએ તરતજ કબૂલ કર્યું. જ્યારે ફાટિકને પૂછ્યું ત્યારે ફાટિકના આનંદની સીમા ન રહી.

ફાટિકના જવાથી એનો છૂટકો થશે એમ એની માતાને લાગતું. ફાટિકના માટે એને અણગમો હતો. હંમેશાં એને ભય રહેતો કે એકાદ દિવસ ફાટિક માખણને નદીમાં ડૂબાડશે કે મારામારીમાં એનું માથું ભાંગશે કે કોઈ જોખમમાં એને નાંખશે. સાથે સાથે ફાટિકની ચાલ્યા જવાની વધતી જતી ઉત્કંઠાને લીધે એને દુઃખ થતું.

જવાનું નક્કિ થતાં, રોજ રોજ ફાટિક મામાને પૂછતો, " મામા ! ક્યારે જવું છે ! " કેટલાક દિવસ એને ઉંઘ પણ ન આવી. પોતાનો માછલી પકડવાનો ગળ, મ્હોટું પતંગ અને લખોટા, એણે માખણને આપ્યા. પ્રયાણ સમયે એણે માખણ પ્રત્યે બેહદ ઉદારતા દર્શાવી.

કનકત્તામાં જઇ ફાટિકે પહેલી વખતે જ મામીની મુલાકાત લીધી મામીના મનથી તો ફાટિકના આવવાથી ઘરમાં જરૂર વિનાનો વધારો થયો હતો એને તો એના ત્રણ દિકરા જ બસ હતા, તેમાં વળી આ ચોથો આ ગો–જગની એ બેવકુફ–આ ચૌદ વરસના ગામડિયા છોકરાને ઘરમાં લાવવાથી તેણીનો છત્ર ચકડોળે ચઢયો તેને લાગ્યુ કે એને લઇ આવતાં પહેલા બિશમ્ભરે દશ વખત વિચાર કરવો હતો

માનવી સમાજમાં ચૌદ વરસના બાળક સમાન બીજુ કઇ જ કામુ તે બારરૂપ નથી એ નથી શોભાનો કે નથી ઉપયોગનો નાના બાળક પ્રત્યે જેવી લાગણી દર્શાવી શકાય છે તેવી લાગણી એના પ્રત્યે દર્શાવી શકાતી નથી જો એ નાના બાળક સરખી વાતો કરે તો એની ગણતરી બાળકમા થાય છે અને માણસ જેવા ઉત્તર આપે તે ઉદ્ધત ગણાય છે એ પ્રમાણે તો એ બિચારાને કઇ પણ બોલવુ અહિત છે કેટલીક વખત નાના બાળકની જૂની આનદ આપે છે અને એની માફી સહેલાઇથી મળે છે જ્યારે ચૌદ વરસના છોકરાની નજીવી ભૂલો પણ સહન થઇ શકતી નથી–આ સૌથી દયાજનક વસ્તુ તો એ છે કે પોતાની દુ ખદ સ્થિતિનુ એને ભાન હોય છે, એ જીવનનો અણગમો આવે છે નાસી છૂટવાનુ મન થાય છે

છતાં જીવનના આજ ગાળામાં માનવી યશ કીર્તિ અને સ્નેહની ૫ ળ ભમે છે એને ચાહનાર મળતા એનો એ દાસ બને છે પરતુ કોઇ પણ એના પ્રત્યે પ્રગટ લાગણી દર્શાવવાની હિમત કરતુ નથી, કારણ એથી બાળકના મન ઉપર ખોટી અસર થાય આવી પરિસ્થિતિમાં પોતાના માલિકને ગુમાવેલા કુતરા જેવી એની સ્થિતિ થાય છે

ચૌ૰ વરસના છોકરા માટે તો પોતાનુ ઘર જ સ્વર્ગ છે અજાણ્યા ઘરમાં અજાણ્યા માણસો સાથે રહેવુ, એ પણ એક દુ ખ છે જ્યારે સ્ત્રીઓની દયાભરી દૃષ્ટિ સપાદન કરવી અને કોઇપણ દિવસ એમના કટુ શબ્દો સાંભળવા ન પડે–એજ પરમ આનદ છે

મામીના ઘરમા વણનોતર્યા મહેમાન બની રહેવુ, પ્રસગે પ્રસગે મેણા ટોણા સહન કરવા–એ ફાટિકને મોટુ દુ ખ આવી પડયુ કોઇ વખતે એની મામી કઇ કામ કહેતી તો એને એટલો બધો આનદ થતો કે આનદની ધૂનમા એ ઘણુ ય કરતો એની મામી એના ઉપર ગુસ્સે થતી અને કહેતી, “ ફાટિક ! વધુ ડાહ્યો ન થ તારા ૫ઠ વાચ ”

મામીના ઘરમાં નિત્ય અવગણનાથી તદ્દન નિર્જીવ વતાવરણમા રહેવાથી એને એટલુ બધુ દુ ખ થતુ કે એ એક પ્રકારની ગુગળામણ અનુભવવા લાગ્યો ખુલ્લી જગ્યામાં જઇ ગુગળામણમાંથી છૂટવા એને અનેક વાર ઇચ્છા થતી કલકત્તાના ઉચા ઉચા ઘરો વચ્ચે રાતોની રાતો એને એના ગામડાના ને ઘરના સ્વપ્ના આવતા ઘેર પાછા જવા એને ઉત્કટા થતી જૂના પ્રસગો એના સ્મરણપટ ઉપર તરવરવા લાગ્યા લીલાકુજ સરખા મેદાનમા એ પતગ ઉડાડતો નદીના વિશાળ કાઠા ઉપર, નિર્દોષ પખીની માફક એ ભમતો અને ફરતો, સ્નાન કરવા વ્હેળામા એ ડૂબકી મારતો તરતો ને રમતો–એ બધુ એને યાદ આવ્યુ બાળમિત્રો યાદ આવ્યાં માતા યાદ આવી માતાને મળવા માટે મૂક આક્રદ શરૂ થયુ ઘર તરફ વહેતી તીવ્ર લાગણીએ એ ન્હાનકડા કૃશ થયેલા ગરીબ બાળકના મનમાં ક્ષોભ ઉત્પન્ન કર્યો એના મનમાં સતત ચાલી રહેલ ક્ષોભની કોઇને કલ્પના સરખી પણ આવતી ન હતી

આવી સ્થિતિમા એ અભ્યાસ ઉપર પણ

લક્ષ્ય આપી શકયો નહિં અને તેથી નિશાળમાં એ સૌથી પાછળ પડયો. જ્યારે શિક્ષક એને કંઇ પ્રશ્ન પૂછતા તો એ ટગર ટગર એમની સામે જોતો અને શાન્ત ઉભો રહેતો. પીઠ ઉપર ભાર લાધેલો ગધેડો જેમ ડીકાનો માર સહન કરે છે તેમ એ પણ બિચારો શિક્ષકના હાથનો માર મૂંગે મોડે સહન કરતો. બીજા છોકરાઓ જ્યારે રમવા માટે બહાર આવતા, ત્યારે એ બારીમાં ઉભો રહી ઘણે દૂર દૂર આવેલાં ઝુંપડાં નિહાળતો અને જો કદાચ ત્યાં આગળ કોઇ છોકરાને રમતાં નિહાળતો તો એને ખુલ્લાં મેદાનમાં રમત રમવા ઇચ્છા થતી, અને એને અસહ્ય દુઃખ થતું.

એક દિવસ એણે પોતાની બધી હિંમત ભેગી કરી અને મામાને કહ્યું, " મામા ! હું ક્યારે ઘેર જઇશ ? "

" બેટા ! રજા પડશે ત્યારે. "

એક દિવસ ફ્રાંટિકનું પુસ્તક ક્યાંય ખોવાયું. પુસ્તકની મદદથી પણ એ પાઠો બરાબર તૈયાર કરી શકતો ન હતો. હવે તો પુસ્તક પણ ખોવાયું એટલે પાઠો ક્યાંથી તૈયાર કરે ? રોજ રોજ એ શિક્ષકના હાથનો માર ખાતો. હવે તો એની સ્થિતિ એવી થઈ કે એના ભાઇઓ પણ શરમાવા લાગ્યા. બીજા કરતાં એજ હવે ફ્રાંટિકને વધુ દુઃખ આપતા અને એનું અપમાન કરતા. છેવટે એ મામી કને ગયો અને મામીને કહ્યું,

" મામી ! મારૂં પુસ્તક ક્યાંય ખોવાયું છે. "

" ફ્રાંટિક ! તું તો જંગલીનો જંગલી જ રહ્યો. મહિનામાં પાંચ વખત તો તને પુસ્તક ખોવા જોઇએ. મારે પૈસા ક્યાંથી લાવવા ? " મામીએ પૈસા આપતાં કહ્યું.

તેજ રાતે, નિશાળથી આવતાં રસ્તામાં ફ્રાંટિકનું માથું ચડયું. ઠંડી વાગવા લાગી. એને લાગ્યું કે તાઢિયો તાવ થશે. એને બીજી ચિન્તા ન હતી પણ મામી હવે વઢશે.

બીજે દિવસે સવારે ફ્રાંટિક ક્યાંય દેખાયો નહિ. બધેય તપાસ ચલાવી પણ નિષ્ફળ ગઇ. રાતે મુશળધાર વરસાદ વરસતો હતો. છેવટે બિશમ્ભરને પોલિસની મદદ લેવી પડી.

આખા દિવસની તપાસ પછી પોલિસની ગાડી એક ઘરના દરવાજા સ્હામે આવી ઉભી. હજી વરસાદ વરસતો હતો, અને રસ્તા ઉપર પાણી પાણી થયું હતું. બે સિપાઇઓ ફ્રાંટિકને ઉંચકી લઇ આવ્યા અને બિશમ્ભર આગળ મૂકયો. એનાં કપડાં ભિંજાયાં હતાં; શરીર ઉપર કાદવ લાગ્યો હતો; તાવના લીધે આંખ ને મોં રાતાં થયાં હતાં; એનાં ગાત્રો ધ્રુજતાં હતાં. બિશમ્ભર એને ઉંચકી ઘરના અંદરના ભાગમાં લઈ આવ્યા.

" આ છોકરો તો નકામો ભાર છે. કેટલું બધું દુઃખ એણે દીધું છે આપણે ! એને ઘેર મોકલી દીધો હોત તો સારૂં. " મામીના આ શબ્દો ફ્રાંટિકે સાંભળ્યા.

" મામા ! હું ઘેર જવા નિકળ્યો હતો પણ આ લોકો મને પાછા ઘસડી લાવ્યા. " એણે જવાબ આપ્યો.

રાતે એને સખ્ત તાવ ભરાયો. બિશમ્ભર ડાકટરને તેડી લાવ્યા. ફ્રાંટિકે આંખો ઉઘાડી; એક નજરે જોઇ રહ્યો.

" મામા રજાના દિવસો આવ્યા ? હું ઘેર જાઉં ? " એ બોલ્યો.

બિશમ્ભરે પોતાની આંખમાંનાં આંસુ લુછ્યાં. ફ્રાંટિકના પાતલા પડેલા ને તાવથી ધખધખતા હાથ પોતાના હાથમાં લઇ આખી રાત સુધી બેસી રહ્યા. ફરી ફ્રાંટિકનો બડબડાટ શરૂ થયો. " બા ! મને માર નહિ. બા ! હું સાચું કહું છું. "

બીજે દિવસે ફ્રાંટિકને થોડો સમય ભાન

આવ્યું કોઈના આવવાની રાહ જોતો હોય એમ એણે ઓરડીમાં આમતેમ નજર નાખી પરંતુ કોઈ એને દેખાયું નહિ નિરાશામાં જ એણે ઓશિકા ઉપર માથું નાખ્યું એણે દિવાલ તરફ મુખ ફેરવ્યું અને ઊંડો નિશ્વાસ નાખ્યો

વિશ્વંભરે એના મનમાં ચાલી રહેલ વિચાર જાણી લીધા ધીમેથી નીચા નમીને એમણે ફાટિકના કાનમાં કહ્યું, ' ફાટિક ! તારી બાને તેડવા માટે મેં માણસ મોકલ્યો છે હમણાં જ એ આવશે

દિવસ વિત્યો ડાક્ટરે જણાવ્યું કે છોકરાની સ્થિતિ ભયંકર છે.

ફાટિક બડબડવા લાગ્યો, ' ત્રણ ફેધમ, ચાર ફેધમ " એણે ખલાસીઓને પાણીનું માપ કાઢતા સાંભળ્યા હતા આજ એ પણ અણતાગ મહાસાગરનો તાગ લઈ રહ્યો હતો

સંધ્યાકાળ થયો ફાટિકની માતા ઓરડીમાં એકદમ ધસી આવી, આમતેમ દોડવા લાગી મોટેથી બૂમો પાડવા લાગી એ રડતી હતી

વિશ્વંભર એનું સાન્ત્વન કરતા હતા પરંતુ એ તો આવી ને બેઠી પથારી ઉપર–ફાટિકની પાસે " ફાટિક ! ફાટિક !' એનું હૈયું ભરાયું.

ફાટિકે એક ક્ષણ હાથના ચાળા બંધ કર્યા ' આહ ! " એનાં મુખમાંથી શબ્દો નીકળી પડ્યા

" ફાટિક ! ફાટિક ! ' ફાટિકની માતા ફરી કલ્પાંત કરતાં બોલી.

ફાટિકે ધીમેથી પોતાનું મુખ ફેરવ્યું અને માતા તરફે ઘડી સુધી એક નજરે નિહાળી રહ્યા અને મુખમાંથી શબ્દો સરી પડ્યા—

" બા ! રજાના દિવસો આવ્યા "

---

## પડકાર

( કાળી કાળી વાદળીમાં એ ઢાળ )

ભક્તિની ભાવનાઓ ઝળહળતી જ્યોતથી
ઉરમાં ઉડન્તા ઉલ્લાસ,
પડશે ત્યાં પ્રભુનો પડકાર

મન જો ઉદાસી ગણું પામતા અકુલિતા
વરસે જ્યાં અમૃતની ધાર,
પડશે ત્યાં પ્રભુનો પડકાર

કામ, ક્રોધ, મોહ, લોભ છોડનું નિરાતના
ઐક્ય ને ઔદાર્યના ઉલ્લાસ,
પડશે ત્યાં પ્રભુનો પડકાર

રાગ, સ્નેહ સાત્ત્વિકતાની જ્યોત જ્યાં સુવેલી
ગણું સગો પ્યારો પરમાર્થ,
પડશે ત્યાં પ્રભુનો પડકાર

જીવનના પથ પ્રેમ પુષ્પથી મહેકતા
ઉઘડે જ્યાં મુક્તિના દ્વાર,
પડશે ત્યાં પ્રભુનો પડકાર

શ્રી મહેન્દ્રકુમાર મો. દેસાઈ

# સુરપાણેશ્વરના પ્રવાસે

લેખક :
શ્રી. મહેન્દ્રકાન્ત ચોકસી

પ્રકૃતિ સ્વયં સૌંદર્ય છે. એના પ્રત્યેક સર્જનોમાં સારાય સૌંદર્યની સૌરભ મ્હોરે છે. કલકલ કરતી વહેતી સરિતા લો, કે સાગરના ઘેરાં ગર્જનો લો તો તેમાંયે પ્રકૃતિ સૌંદર્ય સાચેજ આત્મપિછાણ આપ્યા વિના રહેતું નથી. આતુરતાથી ભેટવા કુદી પડતી સરિતા જ્યારે ધોધના સ્વરૂપે દર્શન દે છે ત્યારે તેનું સૌંદર્ય કંઈક ઓર જ ખીલી ઉઠે છે. સુરપાણેશ્વરના ધોધની સૌંદર્યસુવાસ અમને તેના પ્રતિ આવવા ક્યારની યે નિમંત્રણો મોકલ્યા કરતી. આખરે એ સૌંદર્ય સુવાસની ઘેનમાં અમે એ તરફ ખેંચાયા.

જવા માટે અમે પૂરતી તૈયારીઓ તો ક્યારની યે કરી લીધી હતી. પ્રભાતમાં અમે તે તરફ જવા તિલકવાડાથી હોડીમાં બેઠા. નાવમાં ભજન મંડળીની હાજરી વિશેષ ધ્યાન ખેંચતી. સૌએ ભજનની ધૂન મચાવી. પ્રભાતના શાંત વાતાવરણમાં તંબૂરાના ઝણુકાર ઉઠયા અને તે સાથે અમારાં હૃદય પણ થડકયાં—કોઈ મહાશક્તિ તરફ ભક્તિના ભાવે. ધીમે ધીમે અમારી નાવ આગળ ને આગળ સરવા લાગી. અને માંગરોળ, રામપરા વગેરે સ્થળો પસાર કરી ગરૂડેશ્વર આવી પહોંચી. ત્યાંનો આખોએ ઘટ પનિહારીઓના ઘડા અને બેડલાંઓના રણકારથી સંગીતમય બન્યો હતો. પનિહારીઓના મુખ પર ગ્રામ્ય સૌંદર્ય અને સરલતાનો ઠીક સુમેળ જામ્યો હતો. ગરુડેશ્વરમાં દત્તમંદિરમાં દર્શન કરી અમે ફરીથી જલવિહાર કરવા તત્પર બન્યા. તાપ તો વધ્યે જતો હતો, તાપથી કેટલાક નવયુવકોએ માથે હેટ મૂકી.

ગરુડેશ્વર પાસે આવેલા ભીમનાથના ઘાટ આગળ રસ્તો ભૂલભૂલામણી ભરેલો હોવાથી અને નાવડી પાણી ઉપર ચડાવવી મુશ્કેલ હોવાથી અમે સૌ 'ગોરા' સુધી એકાદ માઈલ ચાલ્યા. 'ગોરા' આરામ લીધો. અને ચાર વાગે ચાહપાણી કર્યા બાદ ફરીથી જલવિહાર શરૂ કર્યો. હવે પાણી ઘણાં ભયંકર અને ઉંડાં આવતાં હતાં. વચ્ચે વચ્ચે પત્થરોના ટોલા આવતા હોવાથી નાવ હંકારવા જરા મુશ્કેલ પડતું. 'ગોરા'થી અમે કાળભૈરવ આવી પહોંચ્યાં. અહિંઆં નર્મદાનાં નીર કાળાં અને ગંભીર છે. આ સ્થળે પત્થરની દિવાલો વચ્ચે, 'કણઝી'ના વૃક્ષ નીચે, કાળભૈરવની પ્રતિમા આવેલી છે. પ્રતિમાને નાળિયેર વધેરવાની પ્રણાલિકા મુજબ અમે નાળિએર વધેર્યું. લગભગ સવાપાંચ વાગે કાળભૈરવથી નાવડી હંકારાઈ કે તરત જ સૌએ 'કાળભૈરવ મહારાજકી જે'ના પોકારો કર્યા અને ભજનની ધૂન મચાવી મૂકી. હવે ધોધના પ્રતિધ્વનિ દૂર દૂરથી કર્ણપટ પર અથડાતા હતા.

પત્થરની કાળી દિવાલોસમ શિલાઓ વચ્ચે વહેતા ભયંકર લાગતા જલમાં વિહાર કરતી નાવડી 'હરણફાળ'થી ડાબી બાજુએ થઈ મોખડીના રળિયામણા ધોધ પાસે આવી પહોંચી.

ધોધ કાળી શિલાઓ પરથી સફેદ ફીણના ગોટા ઉડાવતો, સુસવાટા કરતો વહે છે. તેનું સૌંદર્ય અનૂપમ છે. અને સંગીત મધુર છે. વળી ધોધના મંજુલ સ્વરની સાથે મોર અને કોયલના ટહુકાર આપણાં મન રંજન કરે છે. 'મોખડા'નો ધોધ આવતાં સંધ્યારત થયો. પંડિતજીઓએ સ્નાન કરી નર્મદાના જલથી ખીચડી પકવી. આખાયે દિવસના થાકેલા તો હતા જ. હવે ધોધનો મૃદુલ ધ્વનિ અમારાં હાલરડાં બન્યાં. એ હાલરડાંની મીઠી હૂંફમાં

અમે પોઢયા. સુરપાણેશ્વર જવાનું હતું એટલે પ્રાતઃકાળમાં અમે સૌ જાગૃત થઇ ગયા. અને સ્નાનાદિ ક્રિયાઓ પરવાર્યા બાદ ઉપલી પનાઇમાં બેઠા. એક તરફ ધોધની ઉપલી બાજુએ નગ્ન બાળકો જળક્રીડા કરતા, કંઇ ઓર મસ્તી અનુભવતાં હતાં. ત્યારે બીજી બાજુએ બાલસૂર્ય પણ ધોધના પ્રવાહમાં નૃત્ય કરતો ઉષાનું સામ્રાજ્ય જમાવવામાં મસ્તી સેવતો હતો.

મોખડીથી સુરપાણેશ્વર થોડેક દૂર હોવાથી થોડાક વખતમાં અમે સુરપાણ આવી પહોંચ્યા. કિનારે આવતાં જ મેળાનો ઘોંઘાટ સંભળાવા લાગ્યો. અને ભાવિક યાત્રુઓનાં ટોળે ટોળાં ઉભરતાં. ટોળામાં કમખલના સુપ્રસિદ્ધ પોપટ વેચાતા હતા. અમે આખાયે મેળામાં ઘુમ્યા. સુરપાણેશ્વર અને રણછોડજીનાં દર્શન કરી ત્યાંના પવિત્ર જળમાં સ્નાન કર્યું. રાત્રે વિસામો લઇ મળસ્કે પાંડવ કૌરવ ને રામચંદ્રજીના વખતનાં ઐતિહાસિક સ્થળો જોવા ચાલી નિકળ્યા.

અમારા માર્ગમાં અણિશુદ્ધ પત્થરો અને ખીચોખીચ ઝાડી આવતી. પ્રથમ તો અમે ભાનુમતિ કુંડ આવ્યા. ત્યાં કેટલાક ભાવિકો માથે પાણી ચઢાવી પુણ્ય લૂંટતા. ભાનુમતિ કુંડ ગિરિની ત્રણે બાજુના નિમ્ન ભાગમાં હોવાથી સુશોભિત લાગે છે. આ રમ્ય કુંડને વિલોકી અમે સીતાવાડી જવા આગળ પ્રયાણ કર્યું. માર્ગમાં ભીલોની પર્ણકુટિઓમાં બંદીના ઘોર મારી રહ્યા હતા. પ્રભાતમાં મૃદુલ અને ઠંડા અનીલની લહેરીઓ વાતી. થોડીકવારમાં તેજસ્વી તારાનાં ઝુમખાં બુઝાઇ ગયાં કે સત્વર સીતોપવન અમારી આંખ આગળ ખડું થયું. સીતાવાડીમાં કુદરતી વનસ્પતિ આવેલી છે. આ ભાગમાં ઉંચા શિખર નીચે સીતામાતાનું સ્થાનક છે અને બાજુમાં સીતા-કુંડ આવેલો છે. આ સ્થળે બપોરે ભમરા ઉડ્ડયન કરતા હોવાથી પ્રભાતમાં જવું સુગમ છે. સીતાવાડીથી અમે 'મામા ડોકરી' આવ્યા. આ સ્થાનમાં કુદરતી સૌંદર્ય પિછાનવા જેવું છે. આવાં દશ્યો, તથા ત્યાંના પત્થરના ભેદી માર્ગો જોઇ આપણને આશ્ચર્ય થયા વિના રહેતું નથી. 'મામા ડોકરી'માં ઘણા જ પાણીના કુંડ અને રમ્ય ઝરણાં વહી રહ્યાં હોય છે. આ સ્થળે કુંડમાં એક મોટા આકારની બખોલમાંથી ભાવિક યાત્રાળુઓ પ્રવેશ કરી, સ્વર્ગ મળશે એવી અભિલાષા સેવે છે. પછી અમે ઐતિહાસિક સાત કુંડ જોયા. આ સાત કુંડ અનુક્રમે આવેલા છે. આ કુંડમાં સ્નાન કરતાં, લોકો લક્ષ્મણ લોટેશ્વરમાં લોટે છે. આ બધું નિહાળી અમે ઘર તરફ જવા નિકળ્યા. ખરેખર સુરપાણમાં સાતપુડાની ગિરિમાળાનું તથા કાળી શિલાઓનું તલસ્પર્શી સૌંદર્ય અમારી આંખથી દૂર થઇ શકે તેમ નથી.

---

## કષ્ટસાધ્યરોગ નિવારણ માટે મુંબાઇમાં તાલીમ અપાય છે

શ્રી. રામતીર્થ યોગાશ્રમ ( પ્રાર્થના સમાજ સેન્ડહર્સ્ટ રોડ, આર્યપથીકાશ્રમ લોજની સામે શેખસરીના બીલ્ડીંગમાં મુંબાઇ ૪ ) માં દર રવીવારે સવારે ૮॥ થી ૧૦ (સ્ટા. ટા.) સુધી જૂના તથા કષ્ટસાધ્યરોગ નિવારણ માટે નેતિ, ધોતિ, બસ્તિ, નૌલી, ત્રાટક, કપાલ-ભાતિ, આસનો, પ્રાણાયામ, મસાજ, જલોપચાર, સૂર્યકિરણ ચિકિત્સા, તથા માનસિક ઉપચાર આપવામાં આવે છે, બહેનો માટે જુદો ઇલાજ કરે છે.




લેખક : રા. 'પ્રમોદ', બી. એ.

[ જુન અંકના પાન ૨૦૪થી ચાલુ ]

## પ્રકરણ નવમું

### દંભ !

બી. એ.ની પરીક્ષા પૂરી થઇ; પણ હીરાનો ગાડી અને નોકર ચાકરવાળા બંગલામાં જવાનો અને ત્રિવેણીનો વનરાઇ કહિ આવેલી સ્ટેશન માસ્તરની ઓરડીઓમાં જવાનો મનોરથ તુટી પડયો. પ્રાણજીવન નાગરદાસ સામા આવ્યા: અને વૈદરાજ પણ આવ્યા. અચલજા હવે ઘર છોડી કયાં જાય ?

પ્રાણજીવન શેઠે એક આલીશાન બંગલો રાખ્યો હતો. એમની સાથે એમનાં વહુ, એક ભાઇ, અને બે દીકરીઓ હતી. એમણે હાલમાં અહિં રહેવા નક્કી કર્યું હતું.

એમની રહેણી કરણી ઉમદા પ્રકારની ગણાતી. એમને ત્યાં એકાદ બે મહારાજાઓ ઉતરતા: અને ઠાકોરો અને શેઠીઆઓથી તો એના મિત્રમંડળની રચના થઇ હતી, એમ કહેવાતું.

એમનો ભાઇ મુકુંદલાલ આ વર્ષે જ બી. એ.માં બેઠો હતો.

ડાકતર પટેલ વહેલા જ પ્રાણજીવનદાસની ઓળખીતાઓની સંખ્યામાં વધ્યા; એમને મન ઓળખીતાઓમાં અને મિત્રોમાં ફેર ન હતો. એ તો એક વાર મળ્યો કે તુરત મિત્રમાં જ ગણતરી કરી નાખતા.

ડાકતર મળ્યા ત્યારે નામ સાંભળતાં જ એમણે પૂછ્યું: "આપના ચિરંજીવીનું નામ ?"

" કાન્તિલાલ ? "

" ત્યારે શું ? આપણે કયાં નવી ઓળખાણ કરીએ છીએ. આપણે તો પરિચિત ગણાઇએ જ. "

" હું ન સમજ્યો ! "

" આપને ખ્યાલ ન આવ્યો: આપના ચિરંજીવી સાથે તો મારે પત્ર-વ્યવહારનો સંબંધ છે. "

" એ તો કંઇક કામ પ્રસંગમાં થયેલો."

" તેથી શું ? સંબંધ કેમ બંધાતો હશે ? કાગળ પત્રમાં પણ જીવ મળી ગયો એટલે લખવા જેવું જ થઇ જાય. એ બહુ સરકારી દેખાયા ! એમનું હૃદય ખરેખર કોમળ. મને એવા લાગણીવાળાં માણસો ઉપર માન થાય છે, સાંજે આપ પધારો ત્યારે એમને અહિં લેતા આવજો ને ! આ સંસારમાંથી સહાનુભુતિ જેવી વસ્તુ જ ઉઠવા માંડી છે. માફ કરજો. આપને મારે

બાદ કરવા પડે. આપનો તો ધંધો જ એમય છે. નહિં તો બીજે બહુ વિરલ છે. શું થયું પછી એ કંઈક પૂછાવતા હતા એનું શું ?"

"એમને તો સહજ ખબર મળ્યા ઉપરથી પૂછાવેલું ?"

"ભલે, પણ કોઈક એવું એમના ધ્યાનમાં હોવું જોઈએ."

"એ તો એક બહેન અમુક સ્થળે રહે છે. એને કોઈ સ્ત્રીઓએ તમારી વાત કહેલ, એ ઉપરથી એ બાઈએ કાન્તિને જાણ કરી એટલે એણે તપાસ કરાવી. પણ એ બહેનને પેલા ન જવા દે."

"શી દશા માણસની ? બહુ કામ પડતું હશે બિચારીને ? નોકરી મૂકી દે એવું વેંચાણ થયું કેમ પોસાય ?"

"એમ નથી શેઠ સાહેબ, એ તો એક રિટાયર્ડ ઓફીસરને ત્યાં માત્ર મા દીકરી જ છે એની સાથે રહે છે. પગારથી નહિં જ. ઘરનાં માણસ તરીકે જ. બે બેનો અને એક મા હોય તેમ ! નોકર તો જૂદા છે"

"અતિ સુંદર ! અલબત્ત, છે—પણ વિરલ છે. જનસમૂહમાં આવાં પરાર્થી માણસો વિરલ છે. આપણે એઓને મળવું પડશે. ક્યારે મેળવી આપશો. એ વૃદ્ધ માતાને વંદન નહિં કરીએ તો કોને કરશું ?"

દાક્તરને આ અતિશયતા ન ગમી ? એમાં શું વખોડવું ? અભિમાન કે દંભ ?

દાક્તરે જવાબ આપ્યો ! "આપને વખત હોય ત્યારે ?"

"સાંજે જઈશું ત્યાં ?"

"આપની ઈચ્છા."

દાક્તર સીધા ત્રિવેણીને ત્યાં આવ્યા; અચલબા, મામા, વૈદરાજ અને ત્રિવેણી બેઠાં હતાં, દાક્તર પણ આવી બેઠા, ખબર અંતર પૂછી. ત્યા હીરા યાદ લઈ આવી.

"બહેન, હું એક ખબર આપવા આવ્યો છું ?"

"શું છે ? દાક્તર સાહેબ !" અચલબાએ કહ્યું.

"આ હીરા જવાની હતી એ પ્રાણજીવનદાસ અહિં આવ્યા છે. મને બોલાવ્યો હતો એટલે હું ગયેલો, ત્યાં આપણે પ્રથમ કાગળ લખાવેલો એ વાત ઉપરથી કોને માટે હતું એ પૂછ્યું. મે કહ્યું કે ખાસ કોઈ માટે હતું જ નહિં. પણ તમારી વાત તો તેમાં આવી જ. એટલે એણે કહ્યું કે એ મળવા માગે છે તમને."

"મને શું કરવા ? અહિં એ શોભે ?"

"માણસ ભલો દેખાયો એકાદ પાસળી વધારે હશે પણ મળવા તો આવશે જ."

"ક્યારે ?" ત્રિવેણીએ પૂછ્યું.

"સાંજે મારી સાથે આવશે."

"ઠીક. હું તો ત્યારે ભાગી જ છુટું અહિંથી."

"કેમ ?"

"એ વૃદ્ધ હોય કે આધેડ—શ્રીમંત હોય કે ગરીબ, એનો વાંધો નથી પણ આપે કહ્યું ને કે પાસળી કદાચ વધુ હોય. આપને એમ લાગ્યું હશે તો. આપ તો દાક્તર ઠર્યા, સાચું જ નિદાન કર્યું હશે ? એની સાથે આપણે ન ચાલે ?"

"એ ચાલે કાંઈ ? હું ઘરની ઉઠીને ચાલી જાય એ કેમ પાલવે ? કાન્તિ પણ ફસાવાનો છે. એ પણ સાંજે મળવાનો છે."

"દાક્તર સાહેબ, એના મગજમાં સહકારીતાનું ભૂત ભરાયું હશે અને હેરાન કરી નાખશે"

"તો સાભળજો એ બોલે એ."

"દાક્તર સાહેબ, એટલેથી પતે તો સારું, અમે તો એ સહકારી સમિતિ માટે

કાંઈનું કાંઈ સાંભળ્યું છે. હંમેશની પંચાત થવાની છે હો ! "

" જોઈએ હવે. "

" બહેન, તમે શું કરવા મુંઝાઓ છો. હું છું ને આડી. ભોગ તો મારા લાગશે." હીરાએ વચ્ચે કહ્યું.

" હીરા, એ સાચું છે હો ? તું તો મુઇ પડી છો. " દાક્તરે હસીને કહ્યું. અને રજા લેતાં ઉમેર્યું. " ચાર પાંચ જણ હશે ?"

દાક્તરે ઘેર જઈ કાન્તિને પણ એ ખબર આપ્યા, અને પોતાને જે વાત થઈ હતી એ કહી.

સાંજે પ્રાણજીવનદાસ, મુકુંદલાલ, દાક્તર અને કાંતિ આવ્યા.

યશોમતિ આવી ગઈ હતી; અને ત્રિવેણીએ જવા ન દીધી એટલે રોકાઈ ગઈ હતી.

મામા બહાર જ રહ્યા, એને આ મ્હોટી મંડળીમાં ફાવે જ નહિં એમ એ માનતા હતા.

દાક્તરે સૌની ઓળખાણ કરાવી.

પ્રાણજીવનદાસે બેસતાં બેસતાં ત્રિવેણીના ટેબલ ઉપર પડેલી એક છબી હાથમાં લઈ ધારી ધારીને જોઈ અને પાછી મૂકતાં શરૂ કર્યું: " આ વડીલ કે ? "

" જી. " દાક્તરે જવાબ આપ્યો.

" ચ્હેરો જ અનુકમ્પા ભર્યો દેખાય છે."

" બહુ સંસ્કારી પુરુષ હતા ! "

" એ વિના સન્માર્ગે ક્યાંથી રહેવાય ? "

ત્રિવેણી અને હીરા હસવું ખાળી શકતાં નહોતાં.

" આ યશોમતિ બહેન કાં ? એ..."

" સુંદરલાલ શેઠનાં પુત્રી. "

" સમજ્યો, સમજ્યો, મુકતાબાઇનાં બહેન કે નહિં. "

" હા. જી. "

" ત્યારે, એવાં જ લાગે છે, પણ બહેન તમે બહુ પાછળ રહી જાઓ છો અહિં. "

યશોમતિએ રહેજ નીચું જોયું.

" ક્ષોભ થાય છે તમોને આગળ આવવામાં; અહિંના આપણા જટિલ, સંકુચિત વિચારોભર્યાં વાતાવરણમાં રહેવાનું એ પરિણામ છે. બહેન, તમારે આગળ પડવું પડશે. "

વૈદરાજે કંઈક ભવાં ચડાવ્યાં, પણ પ્રાણજીવનદાસને એ તરફ લક્ષ કરવા કારણ જ ન હતું. એ તો જુના જમાનાના, કહેવાતા આયુર્વેદવાળા, ઓસડીયાં દેનારાઓ. એનો નોંધ પણ માણસે શું લેવો ?

કોઈએ જવાબ ન દીધો.

" આ હીરા બહેન મોટાં નહિં ?..."

" હા જી, સવારે આપણે વાત થયેલી એ આ બહેનને લગતી હતી. "

" મી૦ કાન્તિલાલ, તમે એ વાત પડતી કેમ મૂકી દીધી ?" વિશ્વાસ ન બેઠો કે શું ?"

" ના. ના, જરાયે નહીં: ઉલટું જાણીને ખુશી થયાં. પણ એ કરવાનું હતું જ નહિં."

" કેમ ? બહેનની ઇચ્છા ન હતી. "

" કોઇની ઇચ્છા હતી જ નહિં. અમોને તો એવા ખબર મળ્યા એટલે ચોક્કસ રીતે જાણવું હતું કે એવી કોઇ સંસ્થા છે કે નહિં !"

હીરાએ જાણ્યું કે સૌએ એને બનાવી હશે કે શું ? એ બહાર ચાલી ગઇ અને ખૂબ હસી !

" હં. એ તો બરાબર મેં એમ માન્યું કે કાંઈ કારણથી એ વાત મૂકી દેવાઈ. પછી બ્હેન હોય, બા હોય કે ગમે તે હોય. કેમ બા, શું હરકત આપને ! હીરાબ્હેન ભલેને મારી સાથે રહે. "

" પણ અહિંથી એ શા માટે જાય ! "

" આપને એટલો બોજો..."

" શેઠ સાહેબ, અમારે ત્યાં ગરીબોને એવી મજુરી નથી હોતી: સારું ઘર તો

અમે ત્યારે બનાવી શકીએ કે જ્યારે અમે અમારું ઘર દુબળું માનીએ ! "

" માફ કરજો. મારો એમ કહેવાનો ઉદ્દેશ નથી. "

" તો બીજો શું ઉદ્દેશ હોય ? અમે ગરીબ છીએ પણ એ તો અમારા ઘરનું છોકરું થઈ ગઈ છે. હું તો આ ત્રિવેણીને અને એને બે બ્હેનો જ માનું છું. "

શેઠને એ ન ખબર પડી કે આતે બલાઇ છે કે તંત !

" આપની ઇચ્છા. હું આપને દુઃખ લગાડવા નથી બોલ્યો. હું તો એ જાણી ખુશી થયો કે આપ એના ઉપર વધુ પડતો ઉપકાર કરો છો. આપની એ હંમેશની ઉપકારી રહેશે."

" કાંઇક જોવામાં ફેર થાય છે. ઉપકાર કરવાની નજરે જ આ કામ નથી થતું. હું આપને અમારી સમજણ નથી સમજાવી શકતી. "

ડાક્તર વચ્ચે પડ્યાઃ " બ્હેનનું કહેવું એવું છે કે જે કામ પોતાનું નથી, પણ પારકું છે, અને પોતે ઉપકાર કરવા, કે સેવા કરવા, કે બદલો મેળવવા એ કરે છે એવી માન્યતા એમનામાં નથી. બ્હેન એમજ ને ?"

" એમજ કાંઇક. "

" તો શું ? સેવાની પણ દૃષ્ટિ નહિ ?"

" હું એ નથી કહી શકતી. "

" બા, માઠું ન લગાડશો. મને આ એક નવું દૃષ્ટિબિંદુ મળે છે. "

" વૈદ્યરાજ, બોલશો કાંઇ–હું તો આમાં મુંઝાઇ ગઇ. " અચલબાએ વૈદ્યરાજ ઉપર બધો ભાર નાખ્યો.

શેઠને આ વાત કાંઇ રુચિ નહિં. એમને બીક લાગી કે વૈદ્યરાજ કદાચ સંસ્કૃતમાં જ બોલશે.

" અચલમાનું માનવું એવું છે. સેવા કરવા નીકળો ત્યારે પણ પોતે અને કોઇક બીજું–એવો બે જુદી જુદી વ્યક્તિનો ભાવ છે–બે વચ્ચે જૂદાઇ રહે છે. અને એ બે પૈકી આપ જણાવો છો એવા કિસ્સામાં પોતે સશક્ત, હાથ પહોંચતુ કે બીજી કોઇ રીતે સરસાઇ ભોગવી શકે એવુ છે, જ્યારે સામું કાંઇક સહાયતા વગર અટકી પડયુ છે અને પોતા વિના એ ચાલી શકવાનું નથી આવી દૃઢ માન્યતા હોય છે. આવી જૂદાઇ જાણતાં છતાં માત્ર વિવેકને ખાતર પોતાની સરસાઇને સેવા નામથી વર્ણવી બતાવવી એમાં એ માનતાં નથી. એ તો એમ માને છે કે જમવું એટલે જમવુ–એમાં જેમ કોઇના ઉપકાર નથી કે કોઇની સેવા નથી ! એમ પ્રસંગ આવ્યે એક બીજાએ વર્તવુ એમાં પણ ઉપકાર કે સેવા નથી. "

શેઠને એમ લાગ્યુ કે અતિ સરળતા કરતા તો આ બૂઢાએ પોતા ઉપર કાંઇક પ્રહાર કર્યો.

" વારું. ત્યારે એમજ કહોને કે પોતાથી થાય એ પોતાને ત્યા કર્યા કરવુ. "

" એમજ એમજ, શેઠ સાહેબ. આ ચર્ચા જ આપણે નકામી કરીએ છીએ આ પણ શબ્દની અને અર્થની, અથડામણી છે–અને એટલી એમાં હેતુની અને માન્યતાની પણ અથડામણી છે. "

" જવા દો એ વાત, કાન્તિલાલ, તમે તો આ અથડામણી ઉભી કરી. અમારું કામ નહિ. આવી ચર્ચાઓ તમારે અને મુકુન્દે કે યશોમતિએ અને ત્રિવેણીએ કરવાની રહી. બ્હેન, તમે બધાં તો એક કલામમાં ભરાવાનાં આ વરસ. "

" થાય એ ખરું. પરિણામ આવે ત્યારે સાચે. " ત્રિવેણીએ જવાબ દીધો.

" એમ કેમ ? અમારો મુકુન્દ તો વિશ્વાસથી કહે છે કે એ તો ફર્સ્ટકલાસ માર્કજ લેવાનો. શું કહે છે મુકુન્દ ? "

" મોટાભાઇ, અત્યારથી શું કહી શકાય ? પેપર લખીને આપણે તો ગમે એમ કહીએ."

" સાચું કહે છે. પરિણામ ઘણી વેળા ધાર્યા કરતાં જુદાં આવી પડતાં હોય છે." દાક્તરે કહ્યું અને ઉમેર્યું: " પણ તમે બહુ સારૂં લખ્યું હશે એમ તો ભાઈના બોલવા ઉપરથી લાગે છે. હું ઇચ્છું છું કે આપને ક્લાસ મળે."

" ઉપકાર. પણ ઇચ્છા એ તો ઇચ્છા જ ને ?"

" ઇચ્છા એટલે પોણું કાર્ય ?" દાક્તરે જવાબ દીધો.

" બહુ આશાવાદી લાગો છો દાક્તર સાહેબ ?" મુકુન્દે જરા ટીકા કરી.

" અમે ન હોઇએ તો ચાલે કેમ ? શું કહો છો આપ. આપણે નિરાશા બતાવીએ તો આપણને કોઈ પૂછે ખરૂં ?" દાક્તરે વૈદરાજ સામે જોઈ કહ્યું.

" સાચી વાત છે. આજનું શાસ્ત્ર તો ઇચ્છા ઉપર જ બધો ભાર મુકી દે છે."

મુકુન્દને તોછડાઈ સુઝી: " એ તો ઈચ્છા –શક્તિ."

" ઇચ્છા પોતે જ નામ છે. એની પાછળ શક્તિ શબ્દ ન લગાડો તો ચાલી શકે." વૈદરાજે પણ એમ જ તોછડો જવાબ આપ્યો.

ત્રિવેણી મુંગાં મુંગાં જ હસી રહી, મુકુન્દનું મોં ચડયું.

" શેઠ સાહેબ, આજે આપણે કોઇ એવે શુકને ભેગા થયા છીએ કે વાત વાતમાં મતભેદ થઈ જાય છે," વૈદરાજે કહ્યું.

" જુનાં નવાંના સંગમ જેવું છે એટલે એમ થાય છે. થોડા દહાડા જશે અને પરિચય પામી જઇશું પછી હરકત નહિ આવે." શેઠે બહુ ઠંડા થઇ જવાબ આપ્યો.

થોડીવારે એ પાછા બોલ્યાઃ " યશોમતિ બહેન મુક્તા બ્હેન આવવાનાં છે કે નહિ ?"

" કાંઇ સમાચાર નથી એવા ચોક્કસ !"

" આવશે કદાચ, મેં લખ્યું છે. તમે ક્યારે આવશો બંગલે સહુ ?" અચલબા સામે જોઇ સમગ્રને આમંત્રણ કર્યું.

" હું તો બહાર નથી નીકળતી. છોકરાં આવશે."

" જરૂર આવજો. વૈદરાજ તમે જરૂર આવજો હો. મને તમારી વાતમાં રસ આવ્યો. બહુ સચોટ બોલી નાખો છો."

" આવશું જરૂર."

સૌ ઉઠયાં અને પરસ્પર નમસ્કાર કર્યા.

શેઠે ફરી ફરી ત્રિવેણીને, રાધાને, યશોમતીને, કાન્તિને, વૈદરાજને બંગલે આવવા આમંત્રણ કર્યું. અને દાક્તર સાથે એ તથા મુકુન્દ ગયા.

મોટર ચાલી ન ચાલી ત્યાં તો ઘરમાં હસાહસ થઇ રહી.

" પાંસળી વધારે તો ખરી." ત્રિવેણીએ કહ્યું.

" તમે બધાંએ બનાવીને મને !" હીરા દોડતી ઘરમાં આવી અને જે વાત મ્હોંએ આવી રહી હતી એ કહી.

બધાં પાછાં હસ્યાં.

" તને આમંત્રણ અપાઇ ગયું છે. તારે જવું હોય તો." અચલાએ કહ્યું.

" અરે, ત્યાં તો પોસાય. જટાજૂટ સાંકડા વિચારોવાળાંને તે ?"

" સેવાભાવી થઇને જ ને." ત્રિવેણીએ કહ્યું.

" દંભ ! દંભ !" વૈદરાજે ટીકા કરી.

" એઓની બોલી એવી ! દંભ અને મ્હોટાઇ ! ભાઇ ફર્સ્ટ ક્લાસમાં આવવાના છે !" યશોમતીએ કહ્યું:

" તે સાચું છે. મુકુન્દ ખરેખર બહુ હોંશિયાર છે ?" કાન્તિએ જવાબ આપ્યો.

" તે હશે ! ભલે આવે ફર્સ્ટ ક્લાસમાં ! પણ અમારે વાંધો તો એમના મોટાભાઇ કહેતા હતા એ સામે છે "

" એમ વાત ન કહે ? "

" તું પણ બગલાની દવા લઇ આવ્યો લાગે છે. " યશોમતીએ કહ્યું અને બા સામે જોઇ ઉમેર્યું; " બા, હીરાને ન જવા દેતાં હો, નહિ તો એતો વાત વાતમાં લડી પડશે ક્યાંક ! "

" વૈદ્યરાજ ! તમે ભારે કરી પણ ! તમે ધરાર શક્તિ કાપી નાખી. " ત્રિવેણીએ કહ્યું.

" મને તો બહુ ગુસ્સો આવતો હતો. મર્યાદામાંથી હાથ જ ન કાઢે. " વૈદ્યરાજે કહ્યું.

" ગુસ્સો એક કાન્તિને ન આવ્યો " યશોમતિએ કટાક્ષ કર્યો.

" એમાં શું ગુસ્સો કરવો ? એઓનો એ સ્વભાવ ! " મને તો બગવે પણ અનુભવ થયો'તો ! બહુ ચાવળા ! એ તો પહેલેથી બા સાથે બોલવું થયું એમાં કાંઇક ટાઢા થઇ ગયા, નહિતર તો શેઠાણી અને મુકુન્દની બહુ વાત કરત. "

" પહેલેથી બહાર આવી કહેવું'તું ને મને. એ વાત કઢાવત આપણે. " હીરાએ કહ્યું " મને એની શેઠાણી જોવા મન થયું છે. મુક્તાબહેનને એ સગાં થાય કેમ ? "

" મુક્તાબહેનનાં સાસરામાં થાય. હવે મને ખ્યાલ આવ્યો મુક્તાબહેન વારે વારે ચંપાબહેન, ચંપાબહેન કર્યા કરતાં એ "

" કોણ એ ? " કાન્તિએ પૂછ્યું.

" મુક્તાબહેનના દોસ્ત ! આ શેઠની વહુ—મુક્તાબહેન ન કહેતાં કે ચંપાબહેન બી એ માંથી છૂટી ગયાં છે. જ્યારે ને ત્યારે એનો ઉલ્લેખ થયા કરતો એ ?

" એ તો યાદ છે, પણ . "

" પણ, બણ નહિ, એણે પૂરી વાત જ નથી કરી કરીએ ચોક્કસ એજ. માબાપ સાથે લડ્યાં ! સ્વયંવર કર્યો: લગ્ન વિચ્છેદનાં અને સ્ત્રીઓના વારસા હકના પૂરાં હિમાયતી છે એજ એ મુક્તાબહેનનાં-દોસ્ત જ, બીજું શું કહેવાય ? "

" ભારે કામ થયું ત્યારે તો ! ઘેર બેઠાં ગંગા આવી તમારે તો ? " વૈદ્યરાજે ટકોર કરી

" હા, વૈદ્યરાજ તમારૂં સંસ્કૃત હવે કામ નથી લાગવાનું. આ સમાજ તમારા જુલ્મથી ઉકળી ઉઠ્યો છે, એ સ્વતન્ત્રતા માગે છે. એને માટે નવા કાયદા રચાશે અને તમે મોં વિકાસી જોઇ રહેશો " ત્રિવેણીએ જવાબ દીધો

" સારૂં સારૂં એવો વખત આવશે તો અમે એમ વર્તીશું બીજું શું "

" તમારે મજા છે વૈદ્યરાજ, તમારે એટલા બધા લાંબા ગાળામાં લખાયેલાં પુસ્તકોનો આધાર દેવાની સગવડતા છે કે ધારો એ એમાંથી કાઢી શકો ? " કાન્તિએ બહુ જ હળવી રીતે રમુજ કરી.

વૈદ્યરાજ માત્ર હસ્યા, પણ એના કપાલ પર કરચલીઓ પડી.

" વૈદ્યરાજ, એમાં હરખશોક કાંઇ ન કરવો આપણે તો એક જ વાત માનીએ છીએ ને કે કાળની ગતિ ગહન છે અનેક વિરોધક થઇ ગયા છે આપણા ઉપર અને હજી બીજા થશે ! આપણે ક્યાં બધું જોવાનું છે ? "

" એમ જ તો "

" એમ શું હારી જાઓ છો ? એઓ લડે—આપણે લડીએ. પછી તો જેનું જેવું બળ ! સત્યની જ્યાં જ્યાં લડત હશે ત્યાં વહેલા મોડા પણ જય થવાનો " ત્રિવેણીએ કહ્યું.

" બેટા, તું ધાર તો કાંઇક કરી શક. તું

પ્રવાહને ખાળી દે એટલી તારામાં શક્તિ છે."

"વૈદ્યરાજ, શું આદર્યું છે આ?" ત્રિવેણીએ કહ્યું.

"સાચું કહું છું."

"ફૂલી જશે ક્યાંક?" યશોમતિએ ટકોર કરી.

"એ ફૂલાય એવી નથી."

"વૈદ્યરાજ, મને એક વાક્ય યાદ આવે છે. ક્યાંક એવા અર્થનું લખાયું છે કેઃ— "સત્યનો હમેશાં જય થાય છે—જ્યારે એ જોનારું કોઇ ન હોય ત્યારે; અને પાપનો હંમેશાં નાશ થાય છે—જ્યારે એણે પૂરી ખરાબી કરી નાખી હોય છે ત્યારે!" ત્રિવેણીએ વાત બદલવા કહ્યું.

"સમાજને માટે એ સાચું નથી! માણસ માટે ભલે લાગતું હોય: ખરું કહું તો માણસ માટે પણ નથી. માણસની આયુષ્ય અમે લોકોના અનેક જન્મથી માનીએ છીએ."

"એ વળી પુનર્જન્મનો જટિલ પ્રશ્ન થઇ ગયો."

"તો રહેવા દો. આ જન્મનો કોઇ કુટિલ પ્રશ્ન હાથ પર લ્યો."



## ચન્દા

મન્દ મન્દ હળતી હળતી આવી ચન્દા,
        આવી ચન્દા એ મંન્દ ચાલી ચન્દા        મન્દ મન્દ૦

ક્યાંથી આ રંગલીની આવી રસીલી?
ક્યાંથી અનંગરંગ લાવી મદીલી?
        કોની સુરજ્ય સાડી ચોરી ચન્દા?        મન્દ મન્દ૦

ક્યાંના સુહાગપુંજ લાવી વિલાસી?
ક્યાંના પરાગપુષ્પ લાવી ઉલાસી?
        કોની આ તેજ-છાંય છાંદી ચન્દા?        મન્દ મન્દ૦

કોનાં અન્તળી ઉર આવી છપીલી?
કોનાં ઉજાળી આત્મ આવી છબીલી?
        દીઠી ન એવી મીઠી કોણે ચન્દા?        મન્દ મન્દ૦

રસિક ચિ. ત્રિપાઠી



## [૧] સ્ત્રીઓ અને વ્યાયામ

કુમારિકાઓ અને પ્રૌઢ સ્ત્રીઓએ પણ આ કસરત કરવી અને તેનાથી તેમને ઘણો ફાયદો થાય છે. તેમના ઘરના માણસોને થયેલા પ્રત્યક્ષ ફાયદા પરથી તેઓ બીજાને આ માર્ગસૂચન કરે છે. અને તેથી સ્ત્રી સમાજમાં પણ આ વ્યાયામનો પ્રચાર થયેલો છે

પહેલાના સમયમાં સ્ત્રીઓને ઘરના કામકાજને લીધે જે શારીરિક શ્રમ થતો હતો તે હવે આ યાંત્રિક યુગમાં થતો નથી અને શરીરને આવશ્યક એવી કસરત ન મળવાથી તેઓના શરીર દિવસે દિવસે કમકોવત થતા જાય છે. તેમના શરીરની સ્થિતિ આ પ્રમાણે થવાથી તેમની સંતતી પણ તેવીજ થાય તેમાં નવાઇ જેવુ બિલકુલ નથી, અને તેથી તેમના શરીરને આવશ્યક એવા વ્યાયામની અત્યારે ઘણીજ આવશ્યકતા છે અને તેમના માટે સૂર્યનમસ્કારનો વ્યાયામ યોગ્ય છે

આપણા સમાજની સામાજીક અને આર્થિક સ્થિતિનો વિચાર કરતાં, નમસ્કારનાં વ્યાયામનો પ્રચાર આપણા સ્ત્રી સમાજમાં થવાની અત્યંત આવશ્યકતા છે તે એક ખર્ચ વગરનો થોડા સમયમાં વધુ શ્રમ આપનારો, અને ઘરની અંદરજ કરી શકાય તેવો વ્યાયામ છે વળી આ એકજ કસરત થતી હોવાથી, શરીરના જુદા જુદા અવયવો માટે, જુદી જુદી કસરત કરવાની જરૂર રહેતી નથી અને તેથી જ તેને સર્વ શ્રેષ્ઠ વ્યાયામ ગણવામાં આવે છે

---

## [૨] સ્ત્રીઓ અને રાજદ્વારીવાદી પ્રશ્નો

પુના ખાતે ગઇ તા. ૧ લીએ મહારાષ્ટ્ર મહાસભાવાદી મહીલા પરિષદની પહેલી બેઠક શ્રીમતી લીલાવતી મુનશીના પ્રમુખપદે મળી હતી તે પ્રસંગે સ્વાગતાધ્યક્ષ શ્રીમતી લક્ષ્મીબાઇ ઠુસે એમ. એલ એ પ્રતિનિધિઓને આવકાર આપતાં પરિષદનો આદર્શ સમજાવ્યા હતા. મહાસભાની બહાર રહીને સ્ત્રીઓની ઇલાયદી સંસ્થા ઉભી કરવાની સુચનાને શ્રી લક્ષ્મીબાઇ ઠુસેએ વખોડી કાઢી હતી શ્રીમતી લીલાવતી મુનશીએ પ્રમુખપદેથી ભાષણ કરતાં જણાવ્યુ હતુ કે હવે સૌ કોઇ કબુલે છે કે એકલા સામાજીક પ્રશ્નો હાથ ધરી શકાય નહીં સામાજીક પ્રશ્નોને રાજદ્વારી પ્રશ્નો સાથે નિકટ સબંધ રહેલો છે આપણે હાલમાં જે અસહાય સ્થીતિમાં છીએ તેના કારણે મહાત્મા ગાંધીજીની નેતાગીરીને અનુસરવાની આપણી ફરજ છે જનસમુહને પહોંચી વળવાનો સૌથી સરળ અને અસરકારક માર્ગ મહાસભાનો રચનાત્મક કાર્યક્રમ છે

મહાસભાનો ચતુર્વિધ કાર્યક્રમ ખાદી અને ગ્રામોદ્યોગનો પ્રચાર, અસ્પૃશ્યતા નિવારણ, નિયમીત કાંતણ અને હિંદુ મુસ્લીમ એકતા પાર પાડવા મહારાષ્ટ્રની મહીલાઓને હાકલ કરતો ઠરાવ પરિષદે પસાર કર્યો હતો ઠરાવમાં જણાવવામાં આવ્યુ હતુ કે સ્વતંત્રતા માટેની લડતનું વાતાવરણ એ કાર્યક્રમથી તૈયાર કરી શકાશે સત્યાગ્રહીઓ તરીકે નામો નોંધાવવાની પણ સ્ત્રીઓને વિનંતી કરવામાં આવી હતી.

---

## [૩] નિરંકુશ ફુરસદનાં જોખમો

આપણી આજુબાજુ જે કંઇ સામાજિક બદી દેખાય છે, તે ફુરસદનો યોગ્ય ઉપયોગ કરતાં ન આવડવાનું સીધું કે આડકતરું પરિણામ છે. નિરંકુશ ફુરસદવાળા તથા ખીસામાં પૈસાવાળા લાખો લોકોને તે પૈસાનું કે ફુરસદનું શું કરવું, તે વિષે કશી વ્યવસ્થિત સમજ ન હોવાને લીધે જ, લોકોમાં નવી નવી વસ્તુઓની ઇચ્છા ઊભી કરવાની આખી કળા ધૂર્ત લોકોને હાથે ખીલે છે; અને તેને પરિણામે શારીરિક, બૌદ્ધિક કે નૈતિક અનિષ્ટો મોટી સંખ્યામાં ઊભાં થાય છે કાંઇક નવાં સર્જન માટે અવકાશ આપવાના અર્થમાં ફુરસદના કલાકો જરૂર 'નિરંકુશ' હોવા જોઇએ; અને એ અર્થમાં તો કામકાજના કલાકો પણ નિરંકુશ હોવા જોઇએ. પરંતુ 'નિરંકુશ'નો અર્થ જો એ થતો હોય કે, તે સમય દરમ્યાન કોઇ પણ કાયદાનો અમલ જ રહેવાનો ન હોય, કે બુદ્ધિના અંકુશો પણ રદ થવાના હોય, તેમજ ડહાપણ અને ગાંડપણ વચ્ચેનો ભેદ પણ ભૂંસાઇ જવાનો હોય, તો તો એ જાતની 'નિરંકુશ' ફુરસદથી ભૂતકાળમાં કેટલીય સંસ્કૃતિઓ નાશ પામી છે, અને આપણી સંસ્કૃતિ પણ અંતે એ જ કારણથી નાશ પામશે. ફુરસદનો ઉપયોગ કરતાં આવડવાની કેળવણી આજના જમાનાની સૌથી પ્રધાન આવશ્યકતા છે.

હું ભારપૂર્વક તમને ઠસાવવા માગું છું કે, મજૂરી વિષેનો જે કોઇ સિદ્ધાંત મજૂરી અને ફુરસદને એકબીજાની સામે તથા એકબીજાના વિરોધી તરીકે રજૂ કરે છે, તથા એકને આશિર્વાદ આપી બીજા ઉપર શાપ વરસાવે છે, તે વસ્તુતાએ જ ખોટો છે. મજૂરી એ તો શાપિત વૈતરું છે, અને ફુરસદ એ સ્વર્ગીય બેકારી છે, એ સિદ્ધાંતની સામે હું એ સિદ્ધાંત રજૂ કરવા માગું છું કે, બંનેની અંદર કંઇ ને કંઇ કામ કરવા-પણું રહેલું જ છે; તથા તે રીતે બંને તત્ત્વતઃ એકરૂપ જ હોઇ, તે બંનેની પાછળ ઉત્તમ રીતે કામ કરવાનું ધ્યેય રહેવું જ જોઇએ. ડાહ્યો માણસ મજૂરીને બદલે ફુરસદને પસંદ કરવાનું એક જ કારણ આપી શકે, અને તે એ કે, ફુરસદના સમયમાં તેને ઉત્તમ રીતે કામ કરવાની, અર્થાત્ વધારે સારું કામ કરવાની તક વધુ મળે છે. અલબત્ત, કળાકાર વગેરે, જેમને કામકાજના સમયમાં જ વધારે કુશળતા દાખવવી પડતી હોય છે, તેવા માણસોને ફુરસદના સમય કરતાં કામકાજના સમયમાં જ સૌથી વધુ આનંદ મળતો હોય છે.

મજૂરી એ શાપ છે કે વરદાન છે, એ વસ્તુ તો તમે કઇ જાતની મજૂરી કરો છો, તથા તે કરવામાં કયા હેતુઓ અને ભાવનાઓ સેવો છો, તેના ઉપર આધાર રાખે છે. પરંતુ એ જ નિયમ ફુરસદને પણ લાગુ પડે છે, એ ભૂલવું ન જોઇએ. જડ મજૂરી, અર્થાત્ અંગત કુશળતા દાખવવી ન પડે તેવી મજૂરી ખરેખર શાપરૂપ છે. તેના બદલામાં ગમે તેટલું મહેનતાણું મળતું હોય, તોપણ તે મજૂરી કરનારનાં શરીર અને મન તેનાથી તવાઇ જ જાય છે. પરંતુ જડ—અર્થાત્ કુશળતાના ઉપયોગ વિનાની—ફુરસદ પણ તેવી જ હોય છે. જડ મજૂરી અને જડ ફુરસદ, એ બંને અનિષ્ટો આજે ચારે બાજુ ફેલાયેલાં છે. તેમાંથી બીજાને હું પહેલા કરતાં વધુ વ્યાપક તથા વધુ પાવરધું ગણું છું, એટલું જ નહિ, પણ તેને તો હું તે બેમાંથી મૂળભૂત અનિષ્ટ પણ ગણવા તૈયાર છું.

( શિક્ષણ અને સાહિત્યમાંથી )

---

## [૪] હિંદની આશા

અમારે અમારા આંગણે કોઇ નવો પરદેશી રાજ્યકર્તા ખપતો નથી. હુમલો લઇને જર્મન આવે, કે રશીયન આવે કે જાપાની આવે: અમે તેની સાથે અમારી તમામ શક્તિ ખર્ચી

લડી કાઢીશું અને હુમલાખોરોને અમારા દેશને દરવાજેથી પાછા કાઢીશું. હિન્દના બચાવના પ્રશ્ન ઉપર તમામ હિન્દીઓની આ મનોદશા છે. અમે માનીએ છીએ કે હિન્દની આ મનોદશાથી ચીન વાકેફ છે.

*

પરંતુ, આ બધા પછી, સવાલોનો સવાલ એ છે કે હિન્દીઓમાં હુમલાખોરોનો સામનો કરવાની તાકાત, તાલીમ અને તૈયારી કેટલી છે? ૧૮૫૭ પછી હિન્દીઓને નિઃશસ્ત્ર બનાવવામાં આવ્યું છે. છેલ્લા પોણોસો વર્ષમાં હિન્દીઓને ખરી લશ્કરી તાલીમ જ આપવામાં આવી નથી. આજે હિન્દીઓમાં દેશના દરવાજાઓ રક્ષવાની નથી તાલીમ, નથી તાકાત, નથી તૈયારી. ચીન આ જાણે છે.

હિન્દીઓ શસ્ત્રહીન છે એ હિન્દના નવા ઇતિહાસનું એક શ્યામ પ્રકરણ છે. હિન્દીઓ જાતની અને વતનની રક્ષા કરી શકે તેમ નથી, એ આ જમાનાની મોટામાં મોટી દુઃખકથા છે. જો હિન્દીઓને-૩૫ કરોડ હિન્દીઓને લશ્કરી તાલીમ આપવામાં આવી હોત, તો આજે ચીનની સ્થિતિ જૂદી હોત. તો આજે ચીન અને હિન્દ સાથે ઉભી આખી દુનિયાના હુમલાખોરોને દંડાવી અને હરાવી શકત.

*

પણ એ જુની વાત જવા દઈએ: આજના સવાલો આજની જ દૃષ્ટિએ વિચારી કાઢીએ. હિન્દને તૈયાર કરવાનું હજી પે બની શકે તેમ છે. જો ચીન અને હિન્દી સરકાર નક્કી કરે, તો થોડાં જ અઠવાડીયામાં હજારોની સંખ્યામાં હિન્દી જુવાનોને જર્મનોને હંફાવતા સૈનિકો અને સેનાપતિઓ તરીકે તૈયાર કરી શકાય તેમ છે.

ચીન એ કરશે? ચીન તેના ઉપરની વિપત્તિની ઘડીએ આ નવાં પગલાં ભરવાની ચતુરાઈ બતાવી શકશે?

*

વડી ધારાસભાના મહાસભાવાદી સભ્ય ડૉ. જી વી. દેશમુખે મહાત્માજીને સેવાગ્રામ નીચેની મતલબનો તાર કર્યો છે:

" આપણી તમામ વિદ્યાપીઠોમાં લશ્કરી કોલેજો કાઢવા અને હિંદી વિદ્યાર્થીઓને હુરકી, તરી અને હવાઈ સૈન્યોના લશ્કરી અમલદારો તરીકે તૈયાર કરવા આપ બ્રીટીશ સરકાર અને વાઇસરોય ઉપર દબાણ લાવો.

" રક્ષણ માટે બુદ્ધિશાળી હિન્દીઓની તાલીમ એ આજના કટોકટીના સમયની સર્વોપરિ જરૂરિયાત છે."

(નવ સૌરાષ્ટ્રમાંથી)

---

## [ ૫ ] અંગ્રેજ સ્ત્રી વિમાનીઓ

યુદ્ધ શરૂ થયું ત્યારથી અંગ્રેજ સ્ત્રીઓ કોઈ ને કોઈ રીતે યુદ્ધ-સંચાલનમાં સહાયકર્તી બની રહી છે. આ અંગે ઇંગ્લાંડમાં જુદી જુદી શાખાઓ સ્થાપીને તે દરેકને જુદાં જુદાં કામ સોંપવામાં આવ્યાં છે.

આ રીતે યુદ્ધ શરૂ થયું ત્યારથી ઈંગ્લાંડમાં વિમાનવ્યવહારસહાયક દળ સ્થાપવામાં આવ્યું છે. આ સહાયક દળમાં માત્ર સ્ત્રીઓ જ કામ કરે છે અને તેના વડા તરીકે પણ સ્ત્રીજ કામ કરે છે. તેનું નામ છે મીસ પોલીન ગોવર. મીસ પોલીને અત્યાર સુધીમાં ૨૦૦૦ માઈલનું વિમાન-ઉડ્ડયન કર્યું છે અને તેણે યુદ્ધ થતાં પહેલાં ધંધાદારી વિમાની તરીકે પણ કામ કર્યું છે.

આ મહીલા વિમાન-વ્યવહાર દળના વિમાનીઓને લંડન પાસે આવેલ વિમાન કારખાનામાં બનતાં વિમાનો શાહી વિમાની દળના જુદા જુદા નિયત સ્ટેશનોએ પહોંચાડવાનું કામ સુપ્રત કરવામાં આવ્યું છે અને તેઓ તે કામ અવિરતપણે ખૂબ હર્ષપૂર્વક કરી રહેલ છે.

વિમાની દળના આ વિમાનીઓ હંમેશાં સવારમાં લંડનથી ૨૨ માઈલ દૂર આવેલી

તેમની છાવણીએ પહોંચી જાય છે. અને ત્યાંથી તેમને મળતી સુચના પ્રમાણે તેઓ સેંકડો માઇલની મુસાફરીએ ઉપડી જાય છે અને વળી સાંજે તો પાછા લંડન પણ આવી જાય છે.

તેઓ સવારે તેમની છાવણીએ પહોંચે છે ત્યારે તેમને ક્યાં જવાનું થશે તેની કશી ખબર નથી હોતી. પરંતુ તેમના વડા અફસર સાથે વાત કરતાં જ તેમને ક્યાં જવાનું છે તે કહેવામાં આવે છે. કોઈ વખત યોર્કશાયર તો કોઇ વખત સ્કોટલૅન્ડ જવાનું કામ તેમને સુપ્રત કરવામાં આવે છે, ત્યાં તેઓએ તૈયાર થયેલાં વિમાનો સુપ્રત કરવાનાં હોય છે.

આ વિમાની દળ સ્થાપવાનું કારણ એ છે કે આ કામમાંથી મુક્ત થયેલ પુરુષ વિમાનીઓને યુદ્ધ અંગેનાં બીજાં વધુ મહત્વનાં કાર્યમાં રોકી શકાય.

આ દળમાં દાખલ થનારે ઓછામાં ઓછા ૨૫૦ કલાકનું વિમાની ઉડ્ડયન કર્યું જ હોવું જોઇએ તેવો નિયમ રાખવામાં આવ્યો છે.

તેમને સારો પગાર પણ આપવામાં આવે છે. આવો કોઈ પણ જાતનો પગાર લેવાની આ સ્ત્રીઓ ના પાડે છે પરંતુ તેમની તે માંગણીઓ સ્વીકારાતી નથી. આ વિમાની દળમાં બાવીસ વર્ષની કુ. જેન અને દક્ષિણ આફ્રીકાના લાખોપતિની ૫૦ વર્ષની પત્નિ લેડી બેની પણ છે, એ એની વિશિષ્ટતા છે.

---

## [૬] જીવન ગુંગળાઇ રહ્યું છે

[ શ્રી. પુષ્પાબ્હેન મહેતાએ સામાજીક સુધારાની જરૂર એ વિષેના ધોળા વ્યાયામ વર્ગમાં આપેલા ભાષણમાંથી. ]

આપણે કદી લગ્નમાં કજોડાં, વૃદ્ધ લગ્ન, અયોગ્ય લગ્ન, બહુપત્નીત્વ વગેરે પર વિચાર કરી તે કાઢવા હૃદયથી પ્રયત્ન કર્યો છે ? આપણી કુરૂઢી અને કુરિવાજોનો સામનો કર્યો છે ખરો ? લગ્ન પાછળ-વૃદ્ધ લગ્ન પાછળ કેટલાકનાં જીવન વેડફાય છે તે વિચારી તેને નાબુદ કરવા પગભર થયાં છીએ ખરાં? મને લાગે છે કે આ માટે જ્યારે જ્યારે યુવાનોને કહેવામાં આવે છે ત્યારે એકજ જવાબ મળે છે 'અમારૂં નામ બહાર ન આવે! અમે એમ કરવા ઇચ્છતા નથી.' આ માનસથી સ્પષ્ટ થાય છે કે નૈતિક બળ આવ્યું નથી.

સમાજનો મુખ્ય પ્રશ્ન લગ્ન અને સંસાર છે. લગ્નના સુધારા માટે સ્વેચ્છીક લગ્ન માટે બધા જાણે છે પણ આચરતા નથી. પણ એથીયે ચર્ચાસ્પદ પ્રશ્ન છુટાછેડાનો છે. આ વિષે ખુબ દલીલો થાય છે. અને તેના વિરૂદ્ધમાં સમાજ રચના, પ્રેમ અને આદર્શ એવી ઘણી ઘણી બાબતો રજુ થાય છે. પણ એ દલીલો પાછળ રહેલું વાસ્તવિક સત્ય કદી કોઇએ વિચાર્યું છે ? અને વિચાર્યું છે તેનામાં એ સત્ય છે એ કહેવાની-સ્વીકારવાની હિંમત છે ! અમુક રીવાજ હાનીકારક છે છતાં એ બદલતાં દુઃખી શા માટે થવું જોઇએ? આજે કહેવાતા આદર્શ પાછળ કેટલાં હોમાઇ રહ્યાં છે-કેટલાં દુઃખી થઇ રહ્યાં છે-તેની આપણને કલ્પના છે; પણ 'મરી મટવું' એ આપણો જીવન સંદેશ છે અને જ્યારે જગતના બીજા દેશો સ્વતંત્રતા માટે મરી મટે છે ત્યારે આપણે આપણું ઘર અને સ્ત્રી અને કુટુંબ અને આબરૂ વધીને નાતના રક્ષણ પાછળ-વિચાર પાછળ જીવન વેડફી રહ્યાં છીએ, અને એ નાની વસ્તુઓ જેમાંથી માર્ગ નીકળી શકે તેમ છે તેને માટે 'મરી મટવા' જીવન ગુંગળાવી નાખવા તૈયાર થયાં છીએ.

આજે આપણી સમક્ષ એકજ પ્રશ્ન છે અને તે એ કે જો સ્વેચ્છાનાં લગ્ન અને છુટાછેડાની વાત આવે તો સમાજમાં અંધાધુંધી થશે, સમાજમાં વિકૃતિ આવશે એવી વાત કરવામાં આવે છે અને એ માન્યતા માટે દાખલા દલીલો દેખાડી સત્ય છે તે સંતાડવા પ્રયત્ન થાય છે. પણ જો સમાજ

સંક્રાન્તિ કાળમાંથી પસાર થાય છે, જે સમાજને નવું દાખલ કરવું છે તે સમાજમાં કદી એવી અથડામણો પણ થશે અને એ અથડામણો અને નિંદા સહન કરવાની આપણી શક્તિ આપણે કેળવવી પડશે આ શક્તિ કેળવવાથી આપણા પ્રશ્નો આપોઆપ ઉકેલાઇ જશે.

આપણે રાષ્ટ્રિય જાગૃતિ ઇચ્છીએ છીએ. આપણે સ્વરાજ–સ્વાધીનતા માટે લડવાનાં છીએ અને લડીએ છીએ. અને આપણા પ્રયત્નો અને વિચાર આપણે એ તરફ દોરી રહ્યા છીએ પણ આ બધામાં આપણી એક અંશે પોકળતા છે. સમાજનો અર્ધો સમુદાય જેને સ્વતંત્રતા શું એ પણ ખબર નથી–જેનામાં જાગૃતિ નથી, જેનામાં વ્યક્તિત્વ નથી તે સમુદાયને પાછળ મુકી રાષ્ટ્રમાં જાગૃતિ શી રીતે લાવી શકાશે? એક એવો પણ અભિપ્રાય છે, કે સ્વરાજ આવશે એટલે કાયદાથી સમાજ સુધારો સત્વર થશે આ પોકળ દલીલ છે સ્વરાજ આવે–આપણે કાયદા ઘડીએ અને પછી સામાજીક સડાઓ માટે વિચારીને કાયદા ઘડી તેનો નાશ કરાએ! આ બધું શા માટે? સ્વરાજ આવે ત્યાંસુધી આપણે નિષ્ક્રિય બેસી રહેવું ને ત્યાં સુધી વૃદ્ધલગ્ન ને બાળલગ્ન થવા દેવાં? ત્યાંસુધી છૂટાછેડા ને સ્વેચ્છાનાં લગ્ન માટે ન વિચારવું? વગ ને વરઘોડા કરવા? વરસી ને દહાડાની નાતો કરવી! અને એક સ્ત્રી ઘરમાં હોય તેને વિના વાંક હડસેલી બીજી સ્ત્રીને પરણીને આનંદ પામવો? સ્વરાજ આવે ત્યાં સુધી બેસી રહેવામાં નથી સમાજનું શ્રેય, નથી રાષ્ટ્રની ઉન્નતિ. પણ ખરી રીત તો એ છે કે સ્વરાજ લાવવા માટે–રાષ્ટ્રીય ઉન્નતિ માટે જે વસ્તુ કરવા માટે આપણે સ્વતંત્ર છીએ–જે કરતા કાયદો કે કોર્ટ હેરાન કરી શકતી નથી, જે કરતાં જેલમાં જવું પડતું નથી, તે સામાજીક સુધારા કરવા જોઇએ જે વ્યક્તિ કે સમુહ નૈતિક હિંમત કેળવી નિંદાનો ભય ત્યજી સહેજ પણ આગળ આવી શકતાં નથી તે રાષ્ટ્રની ઉન્નતિમાં કે સત્યાગ્રહની લડતમાં શી રીતે ટકવાનાં હતા? કારણ કે સત્યાગ્રહની લડતમાં તો શારીરિક ને નૈતિક બેય બળની જરૂર પડશે

આ બળ કેળવવા માટે સામાજીક સુધારા કરવા જરૂરના છે. જ્યારે આખો સમાજ જાગૃત થશે–આખો સમાજ પોતાનાં માની લીધેલાં દુખ–વઢ અને મુશ્કેલીમાંથી બહાર નીકળશે ત્યારેજ તેને આગળ ધપવાનો–જાગૃતિનો અને રાષ્ટ્રિય ચળવળ ને સત્યાગ્રહનો વિચાર કરવાની તક મળશે અને કલ્પી શકાય છે કે આવો જાગૃત સમાજ એકજ હાકલે તૈયાર થશે,

આ બધું કરવા માટે એકજ વિચાર કરીને કામ ઉપાડવાની જરૂર છે પહેલાં અક્ષરજ્ઞાન જ્યાં સુધી દેશમાં નિરક્ષરતા છે–અજ્ઞાનતા છે ત્યાં સુધી સત્યાગ્રહ અહિંસા અને રાષ્ટ્રિય જાગૃતિ માટે પ્રજા વિચારી શકવાની નથી જેને પોતાનો અભિપ્રાય નથી, જેનામાં વિચાર કરવાની શક્તિ ખીલી નથી તે નિરક્ષર પ્રજા સ્વરાજના માર્ગમાં શો ફાળો આપશે? અને કદાચ જુસ્સાદાર વાણીથી–પ્રચારકો તૈયાર કરી હશે તો પણ તે કેટલું ટકશે! જ્યાં સુધી કોઇ બીજા પ્રચારકો તેની પાસે પહોંચ્યા નથી ત્યાં સુધી તે કેવું સાંભળશે આ દુખદ સ્થિતિ હિન્દની છે. તેમાંથી તેને કાઢવા માટે દરેક શિક્ષિત વ્યક્તિએ કંઈ નહિ તો પોતાનાં પાડોશી કુટુંબની સ્ત્રીઓ અને જેને શીખવી શકાય તેવી શક્યતા હોય તેને અક્ષરજ્ઞાન આપવાનો નિર્ધાર કરવો જોઇએ.

આ સાથે કુરીતિ, કુરીવાજો, હરિજન પ્રવૃત્તિ, વરા, દગ, છૂટાછેડા અને સ્ત્રીઓ ને કન્યાઓનો થતો વેપાર આવાં આવાં સામાજીક બંધનો અને અનિષ્ટો માટે લડી કાઢવાની બધાનીજ ફરજ છે અને અહિં આવેલા યુવાનો અને યુવતિઓ આવો વિચાર કરી રાષ્ટ્રિય જાગૃતિમાં પોતાનો ફાળો જરૂર આપશે અને શરીરના વ્યાયામ સાથે, મનના વિકાસ સાથે અડગ શ્રદ્ધા ને ધૈર્યથી આ પરત્વે વિચારશે તો જરૂર દેશની સ્થિતિ સુધરશે અને રાષ્ટ્રિય જાગૃતિમાં મહત્વનો ઉમેરો થશે.



# સ્ત્રી જગત

મુંબઈથી સર ચીમનલાલ સેતલવડ જણાવે છે કે ઈંગ્લાંડ માટે નાલેશીની વાત છે કે ૧૫૦ વર્ષના તેના શાસનમાં હિંદને જમીન ને દરિયા પર તથા હવાઈ રક્ષણ કરવા સારૂ સ્વાશ્રયી બનાવાયું નથી.

**બ્રીટીશ સ્ત્રીઓ :** યુદ્ધ દરમિયાન પડઘમ વગાડે છે અને પલટનને આગળ લઈ જાય છે.

**નામદાર શહેનશાહુ બાનુ :** આ લડાઈના ભયંકર કટોકટીના વખતમાં એશ-આરામમાં બેસી ન રહેતાં જુદી જુદી રીતે સૈનીકોને અને પ્રજાજનોને પ્રોત્સાહન આપે છે. તેઓ સ્કોટલાંડના શ્રી સૈનીકોની મુલાકાતે ગયાં હતાં ત્યાં કેટલીક વાતચીત કરી હતી. આ ઉપરાંત ફ્રાન્સની વીરાંગનાઓને તેઓના વીરત્વને માટે રેડીઓ બ્રોડકાસ્ટથી અભિનંદન પાઠવ્યાં હતાં. ફ્રેન્ચ સેનીકોની વીરતાની પ્રશંસા કરી હતી.

**યૂરોપની સ્ત્રીઓ :** યુદ્ધ દરમીઆન યુરોપમાં બ્હેનો ઘણું કામ કરે છે. નર્સીંગનું કારકુનમાં રસોઈ પર દેખરેખ વિ. ઉ. દારૂગોળો બરાબર ઢાંકેલો છે કે નહિ તે માટે ઢાંકણાં તપાસે છે. આવી અનેક રીતે બ્હેનો યુદ્ધમાં મદદ કરે છે.

**શ્રી રંજનબ્હેન દેસાઈ :** અમદાવાદમાં સાંકડી શેરીમાં શ્રી રંજનબ્હેન દેસાઈએ બાલ-મંદીર ખોલ્યું છે. આ બાલમંદીરનું ઉદ્‌ઘાટન શ્રી. પ્રાણલાલ કીરપારામ દેસાઈને શુભ હસ્તે થયું હતું.

**કરાડી ગામની વૃદ્ધ બ્હેનો :** દાંડી પાસે કરાડી ગામમાં ભાઈ દીલખુશ દીવાનજી રહે છે. આ ગામમાં આ ભાઈએ એક ખાદી કેન્દ્ર ચલાવ્યું. આમાં મોટા ભાગે ડોશીઓ પણ ભાગ લે છે. આ ઉપરાંત બાળકો તથા બીજાંઓ પણ ભાગ લે છે. કેટલીક બ્હેનો ૫૦ થી ૮૦ સુધીની હોય છે. દરેક જણ સુતરનું પોટકું લાવે છે. તેની સાથે નોંધપોથી રાખે છે. જ્યાં સુતર સંબંધી તમામ વિગત નોંધે છે.

આ ખાદી કેન્દ્રમાં ૧૯૩૯ માં નીચે પ્રમાણે મજૂરી ચૂકવાઈ છે.

| | માણસોની સંખ્યા | રૂપિયા |
|---|---|---|
| કપાસ સાફ કરનાર | ૧૧૭ | ૪૯-૧૪-૬ |
| કપાસ લોઢનાર | ૪ | ૧૭-૧૧-૦ |
| પીંજનાર | ૨૨ | ૧૦૭૪-૧૨-૯ |
| કાંતનાર | ૬૯૯ | ૭૧૫૬- ૬-૯ |
| વણકર | ૮ | ૧૮૩૬- ૧-૩ |
| બીજા | — | ૯૫૮- ૫-૩ |
| કાર્યકર્તા | ૭ | ૬૫૪- ૦-૦ |

**કુ. ગોદાવરી લક્ષ્મણ ગોખલે :** સરવન્ટસ ઓફ ઇન્ડીઆ સોસાઇટીનાં સભ્ય છે. તેમને કલ્યાણ મેજીસ્ટ્રેટે સરકારના હિંદી સંરક્ષણ ધારા અન્વયે અપાયેલા હુકમનો ભંગ કરવા માટે ૭ માસની સજા કરી છે.

**શ્રી મીનાક્ષી કરાડકર :** સોલાપુરનાં વતની છે અને મજુર કાર્યકર્તા છે તેમને ૧૮ માસની કેદની સજા થઈ છે.

**શ્રી ચંદ્રીકા પાઠકજી :** સુરતના મહિલા વિદ્યાલયનાં પ્રિન્સીપાલ નીમાયાં છે.

**કન્યાઓ માટે કોલેજ :** પતિયાળા નરેશે પતિયાળામાં કન્યાઓ માટે કોલેજ ખોલવાનું ઠરાવ્યું છે.

**શ્રી શૈલબાળા દિવાનજી :** આ બ્હેન સુરતનાં રહીશ છે. તેઓ એમ. બી. બી. એસ. ની પરિક્ષામાં પાસ થનાર પ્રથમ નાગર બ્હેન છે.

**શ્રી. હીરાબેન ઘાંચી :** પાલણપુર મ્યુ. સેનેટરી કમીટીનાં ચેરમેન નિમાયાં છે. આ બનાવ પહેલો જ છે.

**સૌ. સરલાબેન મહેતાના** હસ્તે શ્રી આર્ય કન્યા મહા વિદ્યાલયના મહોત્સવને પ્રસંગે હસ્તકલા પ્રદર્શન ખુલ્લું મુકાયું હતું.

**ડૉ. મીસ વસંત એચ ત્રીવેદી :** રાજકોટની સ્ત્રીઓ,મારતી ઝનાના હોસ્પીટલના લેડી ડોક્ટર તરીકે નીમાયાં છે.

**અરવીંદા એલ. ભટ્ટને** બી. એ. માં પાસ થયા બદલ મગનગૌરી ગોકાણી પ્રાઇઝ મળ્યું છે.

**શ્રી મંગળા એલ. જાની :** બી. એ. ની પરીક્ષામાં પાસ થયાં છે. તેમને સોશીઓ-લોજી પ્રાઇઝ મળ્યું છે.

**ગોઘા :** ભાવનગરની વડનગરા જ્ઞાતિની સ્ત્રીઓની સભા મળી હતી. જ્ઞાતિ હીતમાં પુરૂષોના જેટલો જ સ્ત્રીઓને હક્ક મળે એવી માંગણી કરી છે.

**શ્રી. રમીલા મુન્શી :** અમદાવાદની બ્રહ્મક્ષત્રિય જ્ઞાતિનાં છે તેઓ ગુજરાત કોલેજમાં ફર્સ્ટ ઇયર આર્ટસની પરીક્ષામાં ફર્સ્ટ ક્લાસ ફર્સ્ટ આવ્યાં છે.

**શ્રી. ઇન્દીરા મદનલાલ ગજ્જર :** બી. એસ. સી. ની પરીક્ષામાં ફર્સ્ટ ક્લાસ ડીસ્ટીંક્શન સાથે પાસ થયાં છે.

**મૃદુલાબેન સારાભાઇના** પ્રમુખપદે અખિલ કચ્છ વિદ્યાર્થી પરિષદ ભરાઇ હતી.

**માતુશ્રી અરવિંદ આશ્રમ :** આ માતુશ્રીએ ફ્રેન્ચ હિંદના ગવર્નર મારફતે ફ્રેન્ચ રાષ્ટ્રિય સંરક્ષણ ફંડમાં દશ હજાર ફ્રાંક આપ્યા છે.

**લીલાવતી મુન્શીના** પ્રમુખપદે પૂનામાં મહારાષ્ટ્રના મહાસભાવાદી બ્હેનોની પરિષદ ભરાઇ હતી. ખાદી, ગ્રામઉદ્યોગ, પ્રચાર, અસ્પૃશ્યતા નિવારણ, કાંતણ, હિંદુ-મુસ્લીમ એકતા, વિ. બાબતના અમલ કરવાના ઠરાવો થયા હતા.

**શ્રી. માણેકબેન તથા શ્રી. નાનાલાલ** કવિના લગ્નને પચાસ વર્ષ પુરાં થયાં, તે બદલ અમદાવાદ અને બીજાં કેટલાક સ્થળોએ સુવર્ણ મહોત્સવ ઉજવવામાં આવ્યો હતો.

આ પ્રસંગે અમદાવાદમાં શ્રી. માણેકબેનને શ્રી. જયપ્રભા પંડયાને હસ્તે સૌભાગ્ય ચિન્હોનું સમર્પણ થયું હતું. આમાં કંકણ, ચુંદડી, કંકાવટી અને મંગળસૂત્ર અર્પણ કર્યાં હતાં.

**શ્રીમતી મણીબાઇ મોરારજી તન્ના :** ભાવનગર સ્ત્રી મંડળના પ્રમુખ હતાં. સ્ત્રીઓ સંબંધી અનેક પ્રવૃત્તિમાં ભાગ લેતાં હતાં. ગયા યુદ્ધ પ્રસંગે સ્ત્રી સમુદાયને વિગ્રહને લગતી હકીકતથી વાકેફ કરતાં હતાં. પ્લેગ અને દુષ્કાળ પીડીતો માટે એમણે જમનાબાઇ સકકઇ સાથે ઘણું કામ કર્યું હતું. ૧૯૮૬માં તેઓએ મુખ્ય લોહાણા સ્ત્રી મંડળ સ્થાપ્યું હતું. અને તેનાં પ્રમુખ નીમાયાં હતાં. લોહાણા મહિલા પરિષદનાં પ્રમુખ હતાં. છેલ્લાં દશ વર્ષથી તબીયત સારી ન હતી. તેથી કાંઇ પણ પ્રવૃત્તિ કરી શકતાં નહિ. એવાં એક બેનના અવસાનની નોંધ લેતાં ખેદ થાય છે.

**શ્રીમતી રત્નાવતી શર્મા :** પટનાના પંડિત રામાવતાર શર્માનાં પત્નિ હૃદય બંધ થવાથી દેવલોક પામ્યા છે. સ્ત્રી ઉન્નતિના તમામ કામોમાં તેમના પતિની માફક તેઓ પણ ભાગ લેતા હતાં. એમનાં મૃત્યુથી સાર્વજનીક અને સામાજીક કામોમાં સ્ત્રી કાર્યકર્તાની મોટી ખોટ પડી છે.

**શ્રી દ્વારકાંબાઇ તેલંગને** બરોડા ફીમેલ ટ્રેઇનીંગ કોલેજની બોર્ડીંગના સુપ્રીન્ટેન્ડન્ટ તરીકે કાયમ કર્યાં છે.

**ભરૂચ કેળવણી મંડળ** તરફથી અંગ્રેજી પાંચ ધોરણ સુધીની કન્યાશાળા શરૂ થવાની છે. આ નિશાળમાં નિશાળના અભ્યાસક્રમ ઉપરાંત ઘરકામ, વ્યવસ્થા, શારીરિક શિક્ષણ, શીવણ

ભરત, સંગીત, ચીત્રકળા, તથા હિંદી શીખવવામાં આવશે. મોટે ભાગે સ્ત્રી શીક્ષીકાઓ રાખવાંમાં આવશે.

**સ્ત્રીઓ અને મદ્રાસ સરકાર :** આજથી વીસ વર્ષ પહેલાં સ્વ. મી. પી. જે. મેઇડ ( Mead ) જેઓ તે વખતે ચીફ સેક્રેટરી હતાં, તેમણે સ્ત્રીઓને ટાઇપીસ્ટ તરીકે કામે લગાડયાં હતાં. મુંબઇને આ વસ્તુ નવી નથી. મુંબઈ સેક્રેટરીએટમાં પરીણીત તથા કુમારી સ્ત્રીઓ ટાઇપીસ્ટ તરીકે કામ કરવામાં કુશળ નીકળ્યાં છે એમાંના બે ત્રણનો એસીસ્ટન્ટ સુપ્રીન્ટેન્ડેન્ટ તરીકે કામ કરે છે. આ વસ્તુનું અનુકરણ મદ્રાસ સરકાર કરશે. આ ઉપરાંત ટેલીફોન ક્લાર્કસ અને સેક્રેટરીઅટ ક્લાર્કસ તરીકે પણ બેનોને લેવામાં આવશે.

**વ્યાયામ વિદ્યાલયનો મેળાવડો :** અમદાવાદમાં મ્યુ. હસ્તક ચાલતા વ્યાયામ વિદ્યાલયના વર્ગોમાં ચાલુ સાલ પસાર થનાર પ્રાથમિક શાળાના શિક્ષકોને પ્રમાણપત્ર આપવાનો મેળાવડો થયો હતો. આ પ્રસંગે ૧૩૪ શિક્ષિકાઓએ છેલ્લાં ત્રણ વર્ષ દરમિયાન ભાગ લીધો હતો.

**શ્રી. જયશ્રીબેન રાયજીને** હસ્તે માટુંગામાં પ્રીમીયર કન્યા વિદ્યાલયની સ્થાપના થઇ છે.

**વિદ્યા ભાનુશંકર ત્રીવેદી :** બી. એ. માં ફર્સ્ટ ક્લાસ આવ્યાં છે.

**મીસીસ કેમ્પબેલ :** સાહિત્ય જગતમાં પોતાના નામને અમર બનાવનાર પ્રખ્યાત નટી ૭૫ વર્ષની ઉંમરે અવસાન પામ્યાં છે.

હાલમાં દુનીઆમાં અગીઆર બેનો એવી છે કે જે એક સમયે ઐશ્વર્યને ખોળે રમતી રાણીઓ હતી. પણ આજે કાં તો પતિઓએ ત્યજી દેવાથી અથવા તો રાજ્ય, ક્રાંતિથી તેઓ તદ્દન સામાન્ય સ્ત્રીઓ તરીકે પરદેશમાં ફરે છે. તેઓનાં નામો અને દેશની વિગત નીચે પ્રમાણે છે.

(૧) વીલ્હેલ્મીના (હોલાંડ), (૨) હર્માઇન (જર્મની), (૩) ઝીટા (ઓસ્ટ્રીયા), (૪) વીકટોરીઆ (સ્પેઇન), (૫) એમેલી (પોર્ટુગલ), (૬) એલીઝાબેથ (ગ્રીસ), (૭) હેલન (રૂમાનીઆ), (૮) ગેરલ્ડાઇન (આલ્બેનીઆ), (૯) મેનન (એબીસીનીઆ), (૧૦) સોપો (અફઘાનીસ્તાન) (૧૧) રામ્બબોની (સિયામ).

અનાવિલ પરિષદ સુરત અનાવિલ વિદ્યાર્થી આશ્રમમાં શ્રી મહાદેવ હરિભાઇ દેસાઇના પ્રમુખપદે તા. ૨ જી ડીસેંબર ૧૯૪૦ ને રોજ મળી હતી. તેમાં જ્ઞાતિના કુરિવાજો વગેરે સામાજીક પ્રશ્નો અંગેના ઠરાવો, વિવેચનો, ભાષણો વગેરે થયું હતું. એ પ્રસંગે શ્રી. અનાવિલ મહિલા મંડળ સુરતનો મનોરંજક કાર્યક્રમ યોજાયો હતો, અને સંગીતસરખા 'આદર્શભાવના' નામક એકાંકિ નાટક એ બધું બોધપ્રદ અને મનન કરી જીવનમાં એમાંના આદર્શ ઉતારવા જેવું હતું. એ માટે શ્રી મહાદેવભાઇએ મંડળના કાર્યકર્તાઓને ધન્યવાદ આપ્યો હતો.

તા. ૩ જીએ અનાવિલ મહિલા મંડળના પુસ્તકાલયની ઉદ્દઘાટન ક્રિયા શ્રી મહાદેવભાઇએ કરી હતી. તે પ્રસંગે બ્હેનોને આગળ બે બોલમાં ઘણુંક કહી નાખ્યું હતું. મુખ્યત્વે કૌમાર્ય સેવી આદર્શ ને ઉન્નત જીવન જીવી સેવાક્ષેત્રની ઉણપ પુરી પાડવાની ધગશ અને કુરિવાજોના નાશ માટે કુમારિકાઓને બંડખોર થવા સુચન હતું. પ્રો. કાળીદાસ દેસાઇએ પ્રસંગોચિત વિવેચન કર્યું હતું.

મંડળના મંત્રી સૌ. પદ્માવતી દેસાઇએ પણ એનો હેવાલ, ઉદ્દેશ ભાવિ આશાનું ટુંકમાં નિવેદન કર્યું હતું.

# નોંધ



## યુરોપનું યુદ્ધ

ગુણસુંદરીના ગયા અને આ અંક દરમીયાનના એક માસના ગાળામાં ન માની શકાય તેવા મહાગજ્યો ઉથલાવનારા બનાવ બન્યા છે. મે માસના બીજા પખવાડીઆમાં ફ્રેન્ચ સૈન્યની હરોળને તોડી, જરમન સૈન્યે સેડાય-ગ્યુસ મોરચા પર એક બાજુ પેરીસ તરફ અને બીજી બાજુ અંગ્રેજી ખાડીના બંદરો તરફ જબ્બર ધસારો કર્યો. અંગ્રેજ ફ્રેન્ચ સૈન્યો જુદાં પાડી નાંખ્યા અને બન્ને સૈન્યોના કચ્ચરઘાણ કહાડ્યા. અને ફ્રાન્સની સ્થીતિ દયજનક થઈ પડી. એક અઠવાડીઆ પહેલાનું મજબુત રાક્ષસ સમુ ફ્રાન્સ ગરીબ ગાય જેવું દેખાવા લાગ્યું. જરમન લશ્કરનો સામનો જરા પણ કરવા જેવી સ્થીતી રહી નહિ ફ્રાન્સના હિંમતવાન સૈનીકો સજ્જ પ્રજાજનો નાસભાગ કરવા લાગ્યા.

હિન્દુસ્થાનના એક ન્હાના પણ નાણાંથી સદ્ધર ગણાતા કોઈ ગામડામાં ધાડ પડે, ધાડપડુઓ લુંટ ફાટ કરે, ગરીબ ગામવાસીઓ તેમની માલ મીલકત જે બચે તે બચાવી છુપાઈ જાય સામનો કરવાનો વિચાર સરખો ન આવે નિઃશસ્ત્ર પ્રજા બીજું શું કરે! પણ આવી બહાદુર સશસ્ત્ર, સુસજ્જ સ્વતંત્ર પ્રજા પણ આટલી બધી નાહીંમત થઈ ગઈ તેનું કારણ શું એ વિચાર સ્હેજે આવે છે? આ ચંકાનું નિવારણ કેવી રીતે થાય. ધરતી મહેત એ જ જવાબ સુઝે છે. ૧૯૧૪-૧૮ ના વિગ્રહ પછી મિત્ર રાજ્યની મજબુતાઈ, જર્મન સેનાની આર્થિક સ્થિતિનો વિચાર કર્યા પછી ફ્રાન્સનું આમ કેમ થયું, જરમની આટલું મજબુત ક્યાંથી થયું. વરસેલ્સના કરારો પ્રમાણે જરમની સૈન્ય પણ અમુક જ રાખે એમ ઠરેલું તે તરફ આટલું બધું દુર્લક્ષ મિત્ર રાજ્યોએ કેમ કર્યું એ જ ગુંચવણનો પ્રશ્ન છે ફ્રાન્સ પર ઉતરેલી કમનશીબ હોનારતનું કારણ ગમે તે હોય પણ એક વાત જરૂર જણાય છે કે મેગીનોટ લાઈન જેવો લશ્કરી બચાવ, મોરચો, અખુટ લશ્કરી સામાન અને સંપૂર્ણ મનાતી તૈયારી એમાંનુ કંઈ ફ્રાન્સને ન બચાવી શક્યું ઉલટું એ સાધનો સામે વિપરીત સરંજામ ઉભો કરી જરમનીએ ફ્રેન્ચ પ્રજાને નિર્માલ્ય બનાવી મૂકી.

આ સર્વ બાબતોમાંથી એક વસ્તુ જરૂર શીખીએ કે પ્રજાની સ્વતંત્રતા સાચવવા શસ્ત્રો જ માત્ર ઉપયોગી છે. પુ. મહાત્મા ગાંધીજીનું સ્વતંત્ર-માનસ, સવિનય સત્યાગ્રહ કદાચ ફ્રાન્સને જરૂર બચાવી શકત અને આટલો બધો સંહાર અને નિર્માલ્યપણું તો જરૂર બચત. સવિનય સત્યાગ્રહના સિદ્ધાંત સમજાવવાનો ઉદ્દેશ નથી. મહાત્મા ગાંધીજીએ છેલ્લા પચ્ચીસ વર્ષથી તેનો ઉપદેશ કર્યા જ કર્યો છે. યુરોપની અને દુનિયાની પ્રજાઓ એ શસ્ત્ર અજમાવે અને એ શસ્ત્રથી સજ્જ થવા સર્વ જાતના પ્રયત્નો થાય એજ ઉમેદ.

**વર્ધાનું વિદ્યામંદિર બંધ !.**

વર્ધાનું વિદ્યામંદિર બંધ થયાના સમાચાર જાણી બહુ જ આશ્ચર્ય થયું. દેશને જ્યારે ખરી ભણતરની ભુખ લાગી છે, અથવા તો ભણતરનો સાચો માર્ગ સુઝ્યો છે તેવા વખતે ભણેલાઓ દેશને અનુકુળ શિક્ષણની યોજનાનો પ્રયોગ શરૂ કરે છે.

આ પ્રયોગ ફત્તેહમંદ થાય તો હિંદનું ભાવિ ઘડવામાં મદદરૂપ નીકળે. દેશની ઇમારતના મજબુત પાયા નંખાય.

આને માટે હજી તો શિક્ષકોને શિક્ષણ અપાતું હતું, તેવે વખતે સરકારને શું થયું તે આ મંદિર બંધ કરાવ્યું ?

ભણતર જો ફાવે તેમ ભણવાની છુટ ન હોય તો આનાથી અધીક ગુલામી બીજી કઇ હોઈ શકે ? સારા ભણતરનો અક્ષરે કાનમાં ન પેસે એવી તજવીજ સરકારે કરી.

આવે પ્રસંગે એક કોળીની વાત યાદ આવે છે. કોળી એટલે પહેલાના વખતમાં જુઠું બોલનાર, ચોરી કરનાર, અત્યાચાર કરનાર, ગુન્હો કરનાર, મારફાડ કરનાર ગણાતા. તે કોળી લોકોની પ્રજાને કોળી તાલીમ આપતા તે વીશે વાત છે.

પોતાના છોકરાંને રખેને કથા વાર્તાના સારા સરકાર પડશે એ બીકે છોકરાંને નાનપણથી જ કહેલું કે ભાઇ કથાવાર્તા કહેવાતી હોય ત્યાં દુરથી જોઇએ એટલે કાનમાં આંગળાં ખોસવાં, અને બને તો એ તરફ જવું જ નહિં અને ન છુટકે જવું પડે તો આંખો બંધ કરી ચાલી જવું.

એક દિવસ એવુ થયું કે એક કોળી માથે પોટલું લઇ સાંકડી ગલીમાંથી જતો હતો. એ સાંકડી ગલીમાં ભારે દમામથી ગાનતાન સાથે કથા કહેવાતી હતી. જેને સાંભળવી હોય તેને છુટ હતી.

આ સ્થળે જ કોળીને પગમાં શુળ ભોંકાઇ. એટલે કાનમાં આંગળાં ખોસેલાં હતાં તે કાઢી નાખી આંખ ઉઘાડી કાંટો કાઢવો પડે. તેજ વખતે કથામાં ચોરી ન કરવા વિષે, જુઠું ન બોલવા વિષે, વ્યાસજી સમજાવતા હતા. વ્યાસજીની વાણીનો રસ અને શ્રોતાજનોનો સમાગમ એ બધું એવું રમણીય સ્વર્ગસમું લાગ્યું કે વડીલોની આજ્ઞાનું ઉલંઘન કરી કોળી તો સાંભળવા બેસી ગયો.

કથા સાંભળતાં જ સંસ્કારી થયો અને બને તેટલા કોળીઓને સંસ્કારી બનાવવા પ્રયાસ કર્યો.

તે પ્રમાણે આપણે અત્યાર સુધી કારકુનો તૈયાર કરવા અને જે ચોપડીઓ સરકારે મંજુર કરી તે હોવાથી ભણ્યા. પણ કેળવણીમાં આપણે શી ખામી છે તે સુધારીને ભણવા માંડી તે પહેલાં તો કાનમાં આંગળાં ઘાલવાં જેવું થયું ને સરકારે બંધ કરાવ્યું એ ખોટું કર્યું છે.

"ગુણસુન્દરી"
# બાળવિભાગ
તંત્રી : નાગરદાસ ઈ. પટેલ, મલાડ

વર્ષ ૧૦ : અંક ૭ | પુસ્તક ૧૦ | જુલાઇ : ૧૯૪૦

## ધોબી ઘાટે

અષાડ મહિને વીજ ઝબકે,
વીજ ચમકારે મેઘ ધડૂકે;
છલકાયા સરિતા ઘાટે,
પાણી આવ્યાં પૂર ઝપાટે.

નિર્જન વાટે, બળદની સાથે,
ગાંસડા પોટલા લઇ સંગાથે;
મેલું કપડું બાંધીને માથે,
આવ્યો ધોબી સરિતા ઘાટે.

બે ત્રણ કપડાં એકઠી સાથે,
એ ઝીંકે પત્થર પર હાથે;
પેટનો ખાડો પૂરવા માટે,
ધોબી ઉભો સરિતા ઘાટે.

નર્મદાશંકર લી. દવે

# શત્રુંજય

'આવું લીલું કચ જેવું પાણી શી રીતે પીવાય ! નટવર !' પંડિતજીએ કહ્યું.

'બધેબધ એવું છે ભા !' પાણીવાળી બોલી.

'ભારોભાર લીલ !'

અને ખરેખર ! પાણી ખાસ્સું રગડા જેવું લીલું હતું. માથે ઉનાળો તપતો હતો. મે મહીનાનો તાપ હતો. તરસ પણ લાગી હતી એટલે એવું પાણી ગાળીને પીધા સિવાય છૂટકો ન હતો.

'સમેવર્તે સાવધાન ! પંડિતજી !' મેં સૂચના કરી. 'બે ગળણે ગાળીને પી જાવં. બીજું શું !'

સોનગઢનાં હવા પાણી સુંદર છે. પાસે જ ઉતાવળી નદી છે, અને ઉનાળામાં પણ એના ધરાઓ પાણીથી ભરપૂર હોય છે. એમાં તરવાની અમને ખુબ મઝા પડતી.

એકલિયા મહાદેવ તરફ એકાદ માઇલ દૂર 'પ્રેમજીનો પાટ' નામનો સુંદર ધરો છે અને તેમાં માણસપૂર કરતાં વધારે પાણી રહે છે, અમારો એ માનીતો ધરો હતો, પંડિતજી એ ધરામાં જ તરતાં શિખ્યા.

અમને એક ઠેકાણે બેસી રહેવું ગમે એમ ન હતું એટલે અવારનવાર ચારે તરફનો જોવાલાયક પ્રદેશ અથવા સ્થળો જોવા જવાની ગોઠવણ કરતા. એ રીતે અમે ભાવનગર અને શિહોર જોયાં તથા ત્યાંનાં જાણીતાં સ્થળોની મુલાકાત લીધી.

તે પછી અમે પાલીતાણા જવાનું ઠરાવ્યું. શત્રુંજયનાં જૈન મંદિરો આટલાં નજીક હોવા છતાં ન જોઇએ તે કેમ ચાલે ?

રેલ્વે રસ્તે અમને ઘટતી અનુકૂળતા ન લાગી એટલે મોટરની ગોઠવણ કરી. સોનગઢથી પાલીતાણા જવાની પાકી સડક છે.

સવારે ચાર વાગે નીકળવાનું નક્કી કર્યું હતું છતાં છેક પાંચ સવા પાંચે મોટર આવી.

અમે પણ અંદર ખીચોખીચ બેસીયે એટલાં માણસો હતાં. પંડિતજી, શ્રીમતી કાલિકાદેવી, સુમન, વસુબહેન, દાસભાઇ વગેરે નહિ નહિ તોયે સાત આઠ જણ હતાં.

સવાર પડતાં અમે પાલીતાણા પહોંચ્યા. પાલીતાણા પાસે આવ્યું ત્યાં મોટરમાંથી બે જણને ઉતરી જવાની સૂચના થઇ. અમે વધારે માણસો હતા એટલે પોલિસ મોટર રોકશે. આમ હોવાથી હું અને પંડિતજી ઉતરી પડયા.

હજી તો દુકાનો ઉઘડી પણ ન હતી. લોકો ઉઠયા હતા અને અવરજવર ચાલુ થયો હતો અમે ખાસ્સા દોઢેક માઇલ ચાલ્યા ત્યારે તળેટીએ પહોંચ્યા.

'ઉપરથી પાછા ક્યારે ફરશો ? તે મુજબ હું મોટર પાછી લઈ આવું.' મોટરવાળાએ પૂછ્યું.

'અમને ખબર નથી કેટલો વખત લાગશે તેની !' મેં જવાબ આપ્યો. 'સાધારણ રીતે કેટલો વખત ચઢતાં ઉતરતાં જાય છે ?'

'ચઢવાનો કલાક અને કલાક ઉતરવાનો. એકાદ કલાક ઉપર થાય.' એણે જવાબ દીધો.

'તો પછી અમે દશ વાગે પાછા ફરીશું, ત્યારે મોટર લાવજો.'

'ભલે, મારે ગામમાં મળવા જવું છે તે જઇને દસ બજે હાજર થઇશ.'

અમે સાત સવાસાત વાગ્યે શત્રુંજયનો ડુંગર ચઢવા લાગ્યા. ભગવાન આદિશ્વરનો જન્મ દિવસ હોવાથી પુષ્કળ માણસો ડુંગર ચઢતાં હતા.

સાધુઓ, યતિઓ, આરજાઓ, પુરૂષો, સ્ત્રીઓ, બાળકો અને મોટી ફાંદવાળા શેઠિયાઓ ને શેઠાણીઓ સૌ કોઇ ડુંગર ચઢતું હતું. શક્તિ હોય તે પોતાના પગે નહિતર ડોળીમાં, નાનાં બાળકો માણસની ખાંધ ઉપર

ભારે ધમાલ હતી.

તળેટીથી ઠેઠ શિખર સુધી ચઢવાના પગથિયાં હતા સુંદર ચણતર કામનાં નહિ પણ સામાન્ય પથ્થરો ગોઠવીને કરેલા.

અમારી સાથે ભારખાનું હતું. કાલિકાદેવીથી ચઢાતું ન હતું. સુમન પણ એમને સાથ આપતી હતી. અશોક અને વસુ અમારી ગતિ રોકતા હતા. ઘોડા થનગની રહ્યા હતા પણ ગાડી ભારખાનાની હતી.

ઉપર ચઢતા ગયા તેમ શરૂઆતમા તો મઝા પડતી ગઇ પણ વારેવારે થાક ખાધા સિવાય છૂટકો થતો ન હતો. આમ અમારે મોડું થતુ ગયું.

અને તાપ થયો. તરસ લાગી પાણી ડુંગર ઉપર જોઇએ તેટલું મળી રહેશે એમ અમને નીચે કહેવામા આવેલું એટલે અમે સાથે રાખેલું ન હતું. રસ્તામાં વિસામો આવ્યો ત્યાં પંડિતજી પાણી પીવા ગયા અને પાણી તદ્દન લીલા રંગનું ભારોભાર લીલવાળુ જોયું.

ના છૂટકે એ બે ગળણે ગાળીને પીવું પડ્યુ.

ગરમ કરીને ઠારેલું પાણી પ્રમાણમાં સારૂં હતું. તે ચૂસ્ત જૈનો અને સાધુઓ માટે રાખવામા આવ્યું હતું.

'ઉપર કંઇ ખાવાનું મળશે ?' પંડિતજીએ પૂછ્યું.

'આપણે પૂછી જોઇએ.'

અમે તપાસ કરી તો માલમ પડયું કે દૂધ કે દહિં વખતે મળે એ સિવાય ખાવાપીવાની એક પણ ચીજ ઉપર નહિ મળે. ' વહેલા જશો તો દૂધ મળશે બાકી ખલાસ થઇ જશે. '

હવે શું થાય !

અમારી પાસે તો થોડાક ગાંઠિયા હતા. ' બધે ઠેકાણે ખાવાપીવાનું મળે અને અહીં જ નહિ ! અરે ભગવાન ! અજાણ્યા અને આંધળા બરાબર ' પંડિતજીએ કહ્યું.

' એમ જ. '

દિવસ ચઢતો હતો, અમે પણ ઉપર ચઢતા હતા. આ દેખાય, પેલું દેખાય કરતાં ચઢતા હતા. ઉંચે અને ઉંચે નજીક દેખાતું દહેરા જેવું શિખર તો વિસામાનો ઘાટ નીકળ્યો ને ત્યાંથી દહેરાંઓ તો કેટલાય ઉંચે ચઢીયે ત્યારે આવે એમ હતાં.

( અપૂર્ણ ).

નાગરદાસ ઇ. પટેલ

卐

# મને

મને હતે જો, સુંદર પાંખ;
 અમ્બર ઉડવાને.
તો ઉડત ઉંચે આકાશ,
 નવું નવું જોવાને. મને.

નિહાળી લઇ ખાતે,
છે કેવા બધાંના વેશ,
 નિરખત નિરાંતે. મને.

ત્યાં જતે ચાંદાની પાસ,
 વાતો કરવાને.
જઇ તારાની સંગાથ,
 લાગત ફરવાને. મને.

એ અમર ભુમિ માંહી,
 જતે હું ફરવાને.
ને ત્યાંના બાળક સાથ,
 લાગત રમવાને. મને.

મંજુલાલ ગૌરીશંકર પંડ્યા

# કુતુબ મિનાર

'કુતુબ મિનાર' આજે આલમની એક અજાયબી તરીકે ગણાય છે. એ 'કુતુબ મિનાર' કોણે બંધાવ્યો હશે ? તે તમે જાણો છો ? દિલ્હીની ગાદી પર કુતુબુદ્દીન નામનો બાદશાહ રાજ્ય કરતો હતો. તેણે દિલ્હી શહેરની નજીક, પોતાના નામની યાદગીરી કાયમ રાખવા માટે એક મિનારો બંધાવ્યો, અને તેનું નામ પોતાના નામ ઉપરથી 'કુતુબ મિનાર' રાખ્યું છે.

બાદશાહ કુતુબુદ્દીન જાતનો તુર્ક (મુસલમાન) હતો. અને તે બાળપણમાં નિશાપુરના એક સોદાગરને ત્યાં ગુલામ તરીકે વેચાયો હતો. કુતુબુદ્દીન નાનપણથી જ ચાલાક અને હોંશિયાર હતો. તે અરબી અને ફારસી ભાષા શીખ્યો હતો. તે જ્યારે ઉંમર લાયક થયો ત્યારે તેનો માલિક સોદાગર મરી ગયો. અને તેના વારસોએ કુતુબુદ્દીનને બીજા વહેપારીને ત્યાં થોડાક પૈસામાં વેચી દીધો.

પહેલાંનાં વખતમાં ગુલામો રાખવાનો રિવાજ હતો. ગુલામ હોય તે આખી જીંદગી સુધી પોતાના માલિકની સેવાચાકરી કરે ! ગુલામ કુતુબુદ્દીન જુવાન થયો. તે બહાદુર અને નિડર દેખાવા લાગ્યો, તેથી તેના શેઠે તે વખતના બાદશાહ શાહબુદ્દીન ઘોરીને કુતુબુદ્દીન ભેટ તરીકે આપી દીધો. બાદશાહ શાહબુદ્દીન એ હોશિયાર ગુલામ ભેટ મળવાથી ખુશ થયો. અને તેને પોતાના લશ્કરમાં દાખલ કર્યો. ત્યાં રહીને કુતુબુદ્દીન લશ્કરી કવાયત શીખ્યો. અને થોડા વખતમાં તો તે લશ્કરનો ઉપરી અમલદાર થયો. કુતુબુદ્દીને પોતાના બાહુબળથી, બાદશાહ શાહબુદ્દીન ઘોરીને કેટલાક મુલકો જીતી આપ્યા. અને તેથી બાદશાહ શાહબુદ્દીન ઘોરીએ તેની વફાદારી પર ખુશ થઈ તેને ભરતખંડનો સુબો બનાવ્યો. બાદશાહ શાહબુદ્દીન ઘોરી મરણ પામ્યો, એટલે કુતુબુદ્દીન સ્વતંત્ર થયો.

કુતુબુદ્દીન બાળપણથી જ ગુલામ હતો. તેથી તે 'ગુલામ વંશ'નો પહેલો રાજા ગણાયો. અને તેના પછીનો વંશ 'ગુલામ વંશ' તરીકે ઓળખાવા લાગ્યો. એના વખતથી જ દિલ્હીમાં રાજગાદી સ્થપાઇ. બાદશાહ કુતુબુદ્દીન ઇસ્વીસન ૧૨૦૬ માં દિલ્હીની ગાદી પર બેઠો. તેણે ગીજનીના સુબા એલદોજની પુત્રી સાથે લગ્ન કર્યું. પછી તેણે 'મિનાર' બંધાવવાની શરૂઆત કરી, પણ તે 'મિનાર' પુરો કરાવતાં પહેલાં, એટલે ઇસ્વીસન ૧૨૧૦ માં ફક્ત ચાર જ વર્ષ રાજ્ય કરીને બાદશાહ કુતુબુદ્દીન મરણ પામ્યો. તે ઘણો ઉદાર, ડાહ્યો, ભલો, બહાદુર, નિડર ને કાબેલ હતો પણ તે હિંદુઓ તરફ ઘણું ઘાતકી રીતે વર્ત્યો હતો. તેણે 'કુતુબ મિનાર' બંધાવવા માટે ઘણાં હિંદુ દેવળોનો નાશ કર્યો હતો. અને તેના પત્થરો 'કુતુબ મિનાર'માં

ચણાવ્યા હતા. તેના મરણ પછી તેનો છોકરો આરામ દિલ્હીની ગાદી પર બેઠો. પણ તે કુતુબુદ્દીન જેવો ચાલાક અને બહાદૂર નહતો. તેનામાં રાજ્ય ચલાવવા જેટલી આવડત પણ ન હતી. એટલે તેને ફક્ત એક જ વર્ષ રાજ્ય કરવા દઇને ગાદી પરથી ઉઠાડી મુકયો, ને તેની જગ્યાએ તેના બનેવી અલ્તમશને ગાદી પર બેસાડવામાં આવ્યો. અલ્તમશ પણ કુતુબુદ્દીનનો ગુલામ હતો પણ તે બુદ્ધિશાળી હતો. તેથી તેને કુતુબુદ્દીને પોતાની પુત્રી પરણાવી હતી.

બાદશાહ અલ્તમશે પછી કુતુબુદ્દીનનો અધુરો રહેલો ' કુતુબ મિનાર ' પુરો કરાવી દીધો. એ ' કુતુબ મિનાર ' હાલ પણ દિલ્હી શહેરની નજીક, ગુલામ વંશના પહેલા રાજા કુતુબુદ્દીનની યાદ આપતો, ૨૫૦ ફીટ ઉંચો ઉભો રહીને ગગનમાં વાતો કરી રહ્યો છે !

' દિવાકર '

卐

## સંધ્યાના રંગ

સંધ્યાનાં તેજ અને રંગ સંકેલાઇ ગયાં હતાં. આકાશેથી રાતની પાંખ ધીમે ધીમે પૃથ્વી ઉપર પથરાતી હતી.

એકાન્ત શાંત તળાવને કિનારે બેઠો હતો.

ઉંચે આકાશમાં જોયું તો બે ત્રણ તારા ધીમા પ્રકાશે ચમકતા હતા. હજી તે હમણાં જ જન્મ્યા હતા. બાળકના મધુર હાસ્ય જેવો તેનો ચમકારો હતો.

દૃષ્ટિ ઉપાડી નીચે તળાવ ઉપર ફેંકી. તારાના ઝાંખા તેજને તળાવનાં સ્થિર પાણી પોતાના હૃદય ઉપર ઝીલતાં હતાં. કોઇ વાર મંદમધુર પવન આવી પાણીને હલાવતો હતો ત્યારે તારાનાં તેજ તળાવને પારણે ઝુલતાં હતાં.

દૃષ્ટિ ઉપાડીને દૂર દૂરની ઘટા તરફ ફેંકી: અંધકારના એક ઓળા નીચે અદૃશ્ય બનેલા એક મંદિરના ઉંચા થાંભલા પર પડી. તેની ઉપરની ધોળી ધજા કોઇ પક્ષીની પાંખ જેમ હવામાં ફડફડતી હતી.

આંખને પાછી ખેંચી લીધી. સાંજ પછીની સુંદરતાને આંખના પોપચામાં બીડી દીધી. ધીમે રહી સુંદરતાને સાથે લઇ હું ઘેર આવ્યો.

ગિજુભાઇ

# ચાલાક ઘેટો

ઘેટાં અને બકરાં એક મોટા વાડામાં જુદાં જુદાં રહેતાં હતાં. બન્નેની વચમાં એક મોટી વાડ હતી, પરંતુ ચરવા તો બધાં ભેગાં જતાં હતાં.

તેમાંનાં એક ઘેટાને અને એક બકરાને ગાઢી ભાઈબંધી તેથી સાથે પાણી પીએ, જંગલમાં સાથે ચારો ચરે અને પહાડો, નદીઓને જે કંઈ વટાવવાનું હોય તે સાથે જ વટાવે.

એક દિવસ બકરાએ ચારો ચરતાં કહ્યું ' દોસ્ત ઘેટા, આપણો માલિક આપણુને બહુ પજવે છે અને બહુ હેરાન કરે છે. માટે આપણે નાસી છુટીએ તો ? '

' પણ કેવી રીતે ? ' ઘેટાએ પૂછયું.

' મને કુદતાં આવડે છે. પહેલાં તું મારા પર ચડી વાડ કુદી જજે. ' બકરાએ કહ્યું.

' પણ હું તો જુદા વાડામાં રહું છું. ' ઘેટાએ કહ્યું.

' હા, હું રાતનો છાનોમાનો તારા વાડામાં આવીશ. ' બકરાએ કહ્યું.

' તો ઘણું સારૂં ' ઘેટાએ કહ્યું, અને સાંજ પડવાથી રખવાળે ઠાંગ લઈ બધાયે ટોળાંને હંમેશ મુજબ વાડાની અંદર પૂરી દીધાં, નક્કી કર્યા પ્રમાણે રાતના વખતે બકરો ઘેટાના વાડામાં ગયો. અને પછી બેઉ જણાં વાડામાંથી બહાર નીકળી ગયાં.

તેઓ માલિક આવી પકડી ન જાય માટે ખુબ દોડતાં દોડતાં જંગલમાં ગયા અને સવાર થતાં એક મોટી નદી પાસે આવ્યા.

નદી કીનારે બે કલાક સુધી લીલોતરી ચર્યાં.

ત્યારબાદ આગળ મુસાફરી શરૂ કરી, રસ્તે જતાં ઘેટાએ પૂછયું.

' વાઘ મળશે તો ? '

' તો શું કરીશું ? ' બકરાએ સામું પૂછયું. એટલામાં સામેથી દોડતો દોડતો એક સસલો આવ્યો. સસલો કહે, ' ભાઈ ! આગળ ન જશો ત્યાં તો મોટી બીક છે ' કહી સસલો ઝપાટાબંધ દોડી ગયો.

' બકરાભાઈ ! પાછા જઈશું તો માલિક પકડીને લઈ જશે ને મારશે માટે હવે તો આગળ ચાલવા દે. વાઘ આવશે તો મર્યા નહિતર એક બખોલ શોધી કાઢીશું.' ઘેટાએ કહ્યું.

થોડે દૂર ચાલ્યા તેવામાં જ ઘુરઘુર ગર્જના કરતો સામેથી વાઘ મળ્યો. વાઘે બે શિકાર મળતાં જ તરતજ તરાપ મારી પકડી લીધા.

ઘેટાએ મોત પાસે જાણી પેલા સસલાની વાત કહી. ' નામદાર ! આગળ ન જતા, આગળ તો બીક છે. '

'એ વળી બીક કેવી ?' વાઘે પૂછયું.

'કોણ જાણે અમને તો સસેલાંએ કહ્યું, ને અમે તે જ શોધવા જતા હતા.'

'વારૂ, ત્યારે તો હું શોધી આવ્યો પછી તમને બન્નેને ખાઇશ.' કહી બકરા અને ઘેટાને એક બખોલની અંદર પુરી દઇ એક મોટો વજનદાર પત્થર આડો ઢાંકી દઇ બીક શોધવા ગયો.

કલાક થયો ને વાઘ પાછો ફર્યો. તેણે કહ્યું. 'બીક કયાં છે ? મેં તો કંઇએ દેખી નહિ.'

ઘેટો કહે, 'નામદાર ! આ વખતે અમે બન્ને સાથે આવીએ. અમે તમને બીક શોધવામાં કામ લાગીશું.'

એટલે એ ત્રણે જણા ઉપડયા, રસ્તામાં જતાં જતાં ઘેટાના જોવામાં વીંછીનું દર આવ્યું, એટલે ઘેટો એકદમ બોલી ઉઠયો.

'જુઓ નામદાર આ બીક.'

વાઘે તો હસતાં હસતાં મોં ફાડી, જીભ બહાર કાઢી પગ વતે દર ખોતર્યું એટલે અંદરથી વીસ ત્રીસ વીંછીઓ બહાર આવ્યા ને કોઇ પગે, કોઇ હાથે, કોઇ નાકે ને વળી કેટલાક જીલે ચોંટી પડયા ને ચટકા ભરવા લાગ્યા.

વાઘ તો મોટી ગર્જના કરતો કરતો કુદવા લાગ્યો ને ઘેટા બકરાને ભૂલી જઇ એકલો ને એકલો ત્યાંથી નાસી ગયો.

ને ઘેટાભાઇ અને બકરાભાઇ તો દોટ મૂકતા એવા નાશી ગયા કે ઘડીવારમાં જોયા જોવાયાં પણ નહિ.

હીરતનલાલ કડકિયા

卐

## જાણો છો ?

—એમ કહેવાય છે કે જગતમાં પહેલા મનુષ્યનો જન્મ મોંગોલિયામાં થયો હતો.

—દુનિઆમાં સૌથી મોટું સીનેમાગૃહ ન્યુયોર્કમાં છે. જેની અંદર પાંચ હજારથી વધુ પ્રેક્ષકો બેસી શકે છે.

—ઢેલને ઉડવાનો શોખ હોતો નથી.

—ઉંદરનું આયુષ્ય ત્રણ વરસનું હોય છે.

—દુનિયામાં દર વરસે આશરે બે લાખ પુસ્તકો પ્રગટ થાય છે.

—હિંદમાં બે હજાર માણસોએ ફક્ત એક મોટર છે.

—હિંદમાં એક કરોડ કરતાં વધુ માણસો બેકાર છે.

—કાચબો સો વરસ કરતાં વધુ જીવી શકે છે.

શાંતિચંદ્ર દામકાકર



સૌ. શારદાબ્હેન દીવાન એમ. એ.

જેઓ ફરીથી એકવાર ઇન્ડીયન વીમેન્સ યુનીવર્સીટીના રજીસ્ટ્રાર નીમાયાં છે.



**સૌ. સગજુબા દેસાઈ**

શ્રી. ચીમનાભાઈ સ્ત્રી સમાજે તેમની અમૂલ્ય
સેવાઓની કદર કરી તા. ૭મી જુલાઈએ
માનપત્ર અર્પણ કર્યું છે.




પુસ્તક ૭૪મું ઑગસ્ટ : ૧૯૪૦ અંક ૬ ઠ્ઠો

# પ્રાર્થના

કરીએ પ્રેમપ્રણામ, પ્રભુજી કરીએ પ્રેમપ્રણામ.
પ્રાત કાળે વ્હેલા ઉઠીને, સ્મરીએ શુભ તુજ નામ પ્રભુજી.
માતપિતાની સેવા કરીને, કરીશુ રૂડાં કામ પ્રભુજી.
પાપ હરો ને દુઃખ હરો પ્રભુ, દો નિજ ચરણે ઠામ પ્રભુજી.
નિર્મળ ચિત્તે નિશદિન રહિએ, દેજો એ વરદાન પ્રભુજી.
અપરાધો સૌ ક્ષમા કરીને, દો મુક્તિનું ધામ પ્રભુજી.
શરણુ તમારે આવ્યા અમે સહુ, કૃપા કરો ઘનશ્યામ પ્રભુજી
કરીએ પ્રેમપ્રણામ, પ્રભુજી કરીએ પ્રેમપ્રણામ.

શ્રી શાન્તારામ કૃષ્ણરાવ ભાગવતે



# જગત જનની ઉવાચ

મારા જનમ વેળા થાળી ન વાગી, દાયણનું મુખ ગ્લાન,
બ્હીતાં બ્હીતાં એણે ખબરો સુણાવી, ના'પ્યું દાદાજીએ ધ્યાન.
વડ માતાએ મુખ મચકોડયાં,
મૂંગાંશર - જનની શું છોડયાં !

નયણાં ઢાળીને ના કોઇએ નિહાળી, ના'પ્યાં નિશાળે ઇનામ,
બે પગ લઇ કોઇ ના'વ્યું વધામણે ના'પ્યું લુખું સુકું માન.
ઉમળકો ના ઉરમાં આણ્યો,
જનમનો ના ઉત્સવ જાણ્યો !

વીરાને ખેલન વિવિધ ખિલોનાં, મારે પાંચીકા બે પાંચ,
આંગણીએ વીરો પત્થર રોડવે, વાગે ઠેશ્યો આવે આંચ.
ખમ્મા મારા વીરને કહેવું,
વાગે એનું દુઃખના લેવું !

એંઠાં જૂઠાં ટાઢાં શીળાં આરોગી, ઢાંકયાં ફાટયે તૂટયે અંગ,
કોઈક અજાણ્યાને પાલવડે વીંટી, બાંધ્યા -સમાજો એ બંધ.
એવા કોઇને આશરે આવી,
અનુકૂળ જાત બનાવી !

એની પખાલણ, એની હું ધોબણ, એની મજુરણ, દાઇ;
એના શ્વાસે મારા શ્વાસોને ઘુંટયા, એનાથી જૂદું ન કાંઈ.
છતાં સ્થિતિ ભેદની કેવી ?
ભૂલાવે અછૂતો ને એવી !

અભરે ભર્યા એના ખાલી કટોરા મેં, કલ્પતરૂ શીળી છાંય;
આવ્યું મૃત્યુ. એની આંખ મીંચાણી, સેવેલાં સ્વપ્ન ભુંસાય.
ગબડાવી ઝુલાઓથી નીચે,
વૈધવ્યોની વેદના વિષે !

વહુ ને બેટો આવ્યાં પરણી આંગણીએ, પોંખણ પરાયાંને સ્થાન !
એવી હતી જો હું એબ લગામણી, જન્મી શાને ભગવાન ?
સલાટેં ઘા સાંભળી બૂરી,
કાળે કાળે પાછુકે પૂરી !

જગત જનનીનું બીર્દ ધરી હું તો, બેઠી છું મંદિર માંહ્ય,
એજ નગુણીઓ શિષ નમાવી, મા ! મા ! કહી ગુણ ગાય !
ઝણણણ ઝાલરી વાજે,
પત્થર પેઠી એટલા કાજે !

શ્રી, દેવકૃષ્ણ પીતાંબર જોશી

# ધૂળી ધૂળ ધોઇ

લેખિકા
સૌ. જયવતી દેસાઇ

## [ આંતરજાતિય લગ્નો અને પુનર્લગ્નોની જરૂરીઆત ]

છીંક-છીક= 'મોઇ ધૂળીનુ' નશીબ જ એવુ છે. બે ત્રણ રોટલીઓ હાકી હતી તે પણ બીલાડી તાણી ગઇ" બીલાડીને હાંકવા જતાં બા બોલ્યાં. હમણાંના બા રોજ ગાય કુતરાંની અને બીજી વધારેની રોટલીઓ રાખી મુકતા અને સ્હાંજે ધૂળીને આપતા, ગાય કુતરાં કરતા ખાવાનુ માણમને મોઢે જાય તે વધારે સારૂ એમ સમજી ધૂળીને ખાવાનુ આપતી.

ધૂળી રોજ સ્હાંજે હાથમાં ન્હાની ટોપલી, ન્હની સાવરણી અને ન્હાની સુપડી લઇને પોળમાં આવતી દરેક ઘર પાસે થેડુ વાળતી, ધૂળ ઝાડતી અને પાછળો વજનદાર કચરો ટોપલીમાં નાખી વીણતી એમાંથી એને કઇ ન કઈ મળતું. અમે રહેતા હતા તે પોળમાં સોનીની વસ્તી વધારે હતી પહેલાના વખતમાં સોનીના ઘરનો કચરો ઢેડ લોકો વેચાતો લેતા તેમાંથી કઇ ને કઇ નીકળતું હતું હાલમા ધૂળી તો કચરાના બદલામાં સોપો આપતી હતી

ઘણા લોકો તો કચરો ઉડે તે પાપે ધૂળીને વઢીને ઉઠાડી મુકતા હતા પણ બા દયાળુ હતાં તેથી એમ ન્હોતાં કરતાં. ધૂળી રોજ વખતસર આવતી હતી ને બા રોજ ખાવાનુ આપતી હતી હમણાં હમણા તે કચરો ઝાડતી જાય ને છાની છાની રોતી જાય પાછી વાત હસતે મોઢે કરે પણ એના ઉપર કઇ ભયંકર દુખનું દાવાનળ છવાઇ રહ્યું હતુ તે સ્પષ્ટ દેખાતુ હતુ

બાનો સ્વભાવ એવો હતો કે પોળમાં આવતી રાવળીઅણ, દાતણવાળી, દૂધવાળી, શાકવાળી, ધોબણ, ઘાયણ, ભંગડી, આ ધૂળી. ઉપરાંત કોઇ પણ ગરીબ ભીખારૂ પોળમાં આવ્યું હોય તેની જોડે વાત કરે તેઓના સુખ દુખની વાતો પૂછે અને પોતાની કહે આ લોકોને મન બા તે વિસામો ખાવાની જગ્યા હતી.

અમે બધાંએ ધૂળીને રડતી જોઇ તે બાને કહ્યુ કે બા " ત્હારી બેનપણી રડે છે. " બા નદાર આવ્યાં ને ધૂળીને રડવાનું કારણ પૂછ્યુ અમે કહ્યુ કે " બા તમે રોજ ખાવાનુ આપો છો તે ખાઇને રડે છે. " ' અલી ખાઇને રડે છે શુ કામ ? ' બાએ પૂછ્યુ. " બા તમે મારી આંતરડી ઠારો તેમાં હુ રડુ શુ કામ ? હુ તો રડુ છુ મારા નશીબને " એમ કહી ધૂળી ખુબ રડી.

' તારે નશીબ કેવુ ! તારી જાતમાં તો અમારા કરતાં સારૂં કે સૌ સૌનુ ફોડી લે. પાંચ સાત વર્ષનું છોકરૂં એ તેનુ ગુજરાન ચલાવી શકે જેવાં કપડાં હોય તેવાં ચાલે બધાંજ ગરીબ એટલે બીજા કશાં મોટાં ખરચો કરવાનાં નહિ તારે શુ કામ રડવુ પડે ? "

' બા, મારા કરમની કહાણી ભૂંડી છે. સાંભળવા જેવી નથી સાંભળાવતા પહેલાં મોત આવે તો સારૂં ! " એમ કહી ધ્રુસકે ધ્રુસકે રડી પડી બાએ ધૂળીને છાની રાખી ખુબ સમજાવી, અને કહ્યુ કે ગમે તેમ થાય પણ તારે સત્ય હકીકત કહેવીજ પડશે.

' બા અત્યારનો જમાનો થોડા વર્ષો પહેલાં આવ્યો હોત તો ખુબ સારૂં થાત મહાત્મા ગાંધીજી થોડાંક વર્ષો વહેલાં જન્મ્યા હોત તો મારી જીંદગી આટલી દુખી ન થાત. "

"તારો વર શું કરે છે? તારા છોકરાં શું કરે છે?' 'મારે વર કેવો ને છોકરાં કેવાં? મારે તો ઉપર આભ અને નીચે ધરતી. રહેવા ઘર નહીં અને ખાવા બાજરી નહીં. જ્યાં મળે ત્યાં વીણી ખાઉં, અને રાત પડે ગમે તેના ઓટલા પર સુઇ રહું. પણ બા મારી આ સ્થિતિ મેં મારી મેળેજ ઉભી કરી છે. મારા કર્મનાં ફળ હું અહીં જ ભોગવું છું."

બા ધુળીના મોં સામુ જોઇ રહ્યાં. "તું ધૂળી, કર્મ અને ફળમાં સમજે છે? તું જો તારી બધી ખરી વાત કહી દે તો જે દુઃખ હોય તેનું નિવારણ થાય."

ધૂળી તો રડતી જાય ને કહેતી જાય. "બા જીભ ઉપડતી નથી. તમે મારી વાત જાણી આટલાં બોલો છો તે નહિં બોલો. બા તમારે ત્યાં બધાં છાપાં વાંચે છે તે હું બહાર બેઠી બેઠી સાંભળું છું તેથી જ મને મારી હકીકત કહેવાનું મન થાય છે. ને બા, મોટાભાઇ તો પ્રભુના અવતાર છે તે મારું દુઃખ ટાળવા માટે જરૂર મદદ કરશે."

"તું છાની રહે અને બધી વાત કહે."

"હા, ત્યારે સાંભળો. દુઃખ પડવાનું હતું તેટલું પડી ગયું છે. આનાથી વધારે તો નથીજ પડવાનું માટે સાંભળો."

"હું ખુબ ન્હાની હતી. પાંચ વર્ષની ઉમ્મરે મારું ગૌરી કન્યાદાન દઈ મારાં માબાપે ખુબ પુણ્ય લીધું. હું જાતે બ્રાહ્મણ, તમે માનશો? મારાં માબાપ ખુબ સુખી, મારાં લગ્ન ખુબ ધામધુમથી કર્યાં હતાં. મને તો યાદ પણ નથી. પણ મને એટલું યાદ છે કે કન્યાચુડો બાર મહીના પહેર્યો હતો અને ઘણી વખત રમકડાં તરીકે કાઢીને રમતી હતી. હું સાત વર્ષની થઇ ત્યારે ઓચિંતાની કાળોત્રી* આવી. વાંચીને રોકકળ થઇ ગઇ. મારાં માબાપ ખુબ રડ્યાં. મને તો કશુંજ ભાન નહિ. મને લઇને મારાં બા બીજે ગામ ગયાં. ગાડાની મુસાફરી કરવામાં મને ખુબ મઝા પડી! જે ગામ લઇ ગયાં હતાં ત્યાં મારું સાસરું હતું. ત્યાં જતાં વાર તો મારું નામ લઇને લાંબે સાદે વિલાપ થાય ને છાજીયાં લેવાય તે મને યાદ છે. મારી ચુડી ભાગવામાં આવી. પણ પછી તરત સોનાની બંગડી× પહેરાવી એટલે તો હું ખુબ ખુશ થઇ. પછી તો રોજ ખુબ કુટે-રડે. મારી બા અને સાસુ સામસામી ખુબ રડે. એમ કરતાં તેરમું આવ્યું. કેશ કાપવાનો કારમો દિવસ કેવો કઠણ હોય છે તે તો જેણે જોયું હોય તેજ જાણે. આ દિવસે પણ મને કશી અસર નહોતી-માત્ર વાળની શોભા ન જતી રહે તેને માટે રડતી હતી. અમે બ્રાહ્મણ એટલે બજારના સેવમમરા ખવાય નહિં પરંતુ કોઇક વખત ખુબ જીદે ચઢી જાઉં તો બહાર બેસીને ખાવાની છુટ મળતી. હું જો ડાહી થઇને બેસીને વાળ કપાવું તો આખેલા મમરાસેવ ખાવા મળે એવી લાલચ આપી. એટલે મેં તો ખુશીની સાથે વાળ કપાવ્યા. મારા વાળ ન ઉતારે ત્યાં સુધી સુતક ઉતરે નહિં! અને તેરમું બ્રાહ્મણો જમે નહિ! આ પ્રસંગે મા, સાસુ, આડોશી પાડોશી ખુબ કલ્પાંત કરતાં હતાં. તેઓને વૈધવ્યના દુઃખની ભયંકરતાનું ભાન હતું. મારાં મા બીચારાં બાવીસેક વર્ષનાં અને સાસુ વરસેક મોટાં. મારી માને હું એક જ બાળક હતી જ્યારે સાસુને બીજા ચાર છોકરા હતા. અત્યારના જમાનામાં તો બા, એ લોકોની જ પરણવાની ઉંમર!!

* અશુભ સમાચાર લખેલો પત્ર.

× હિંદુ વિધવાને સોનાની બંગડી, વીંટી, અછોડો વિ. સૌભાગ્ય શણગાર વિધવા અવસ્થામાં પહેરવાની સમાજે છુટ મુકેલી છે.

નહાડો પાણી થઈ રહ્યા પછી મારી બા રડતી કકળતી ઘેર આવી. મને તો કશું જ રડવા જેવું લાગતું ન હતું. મારા બાપા તલાટી અને યજમાન વૃત્તિ હતી એટલે કોઈ જાતનું દુઃખ ન હતું. ગામડામાં તલાટી એટલે સારી સ્થિતિનો ગણાય.

ઘરમાં છોકરો હોય તોય ન પામે એવાં લાડ હું પામતી. ગામ લોકોએ મારી ખુબ દયા ખાતા. ગામમાં કોઈને ઘેર જમણવારો હોય તો મારે જમવા જવાનું હોય જ. સાતથી વીસ વર્ષ સુધી તો કશું જ દુઃખ જોયું નહિ. કોઈ મને જોઈ વિધવા તરીકે દયા ખાય તો મને કશું જ લાગતું નહિ.

ઓચિંતાનો કોલેરા ફાટી નીકળ્યો ને મારી માનું મૃત્યુ થયું. આ વખતે મારી મા પાંત્રીસેક વર્ષની હતી અને બાપુ પણ એટલા જ હતા. બાપાજીનું મગ ફાવાન એટલે બાર વર્ષની બાળકી સાથે વિવાહ થયો ને સ્મશાનમાં જ ચાંલ્લા થયા ! થોડે વખતે લગ્ન થયાં. બીજી વખતની પત્ની એટલે ઘરની રીતે આણું પણ તરત વળાવ્યું. ને માતાજી ઘેર આવ્યાં. વરસેક દિવસ તો સીધું ચાલ્યું.

મારા પિતાની પ્રેમ ચેષ્ટાઓ અને નવી માની સાથેનાં ઉઘાડાં વર્તનો જોઈ મારામાં એ કામ વાસના ઉભી થઈ. તે વખતે હું નાની તો ન જ કહેવાઉં. પરંતુ કામ દેવનો કોપ ઉમ્મર ક્યાં જુએ છે!

મારા બાપ તલાટી એટલે ઘેર પટાવાળો ખરો. પટાવાળો મુસલમાન હતો; પણ ગામડાંમાં હિંદુઓ અને મુસલમાનો સંપીને રહે છે. અમારા ઘરનું બધું જ કામ એ કરતો. રસોઈ અને પાણી એ બેને એને ફક્ત નહોતાં અડકાડતાં. એ અમને ઘરના માણસ જેવો જ લાગતો.

મારા બાપાજી અને નવી મા એક જ ખંડમાં સુઈ જાય એટલે હું તદ્દન એકલી પડી જાઉં, હું ને મહંમદ ઉંઘ આવતા સુધી વાતો કરીએ, અત્યાર સુધીનો અમારો વાર્તાલાપ નિર્દોષ રહેતો.

પાડોશીઓ આ વાર્તાલાપને શંકાની નજરે જોવા લાગ્યા. અને ન્હોતી વાસના તે ઉભી થઈ. મન ફરી ગયું અને અનીતિમાં પડયાં. કામદેવનો સપાટો પડયો.

એક વખત એવું બન્યું કે મારાં નવા માના પિયેરમાં કંઈ શુભ પ્રસંગ હતો. તે વેળા મારા બાપાજી ને બા એકલાં ગયાં. હું તો અપશુકનીઆળ ગણાઉં એટલે મારું ત્યાં કામ પણ નહોતું ને આમંત્રણે નહોતું. હું ને મહંમદ એકલાં પડયાં. તે પરણેલો ન હતો એટલે અમે નેકા કરવાનો નિશ્ચય કર્યો.

એ નેકા મનના હતા. વિધિસર નહોતા. તળાવની બાજુએ મહંમદની ઝુંપડીમાં અમે સુખેથી રહેવા લાગ્યાં. બાપાજીનું ઘર મહંમદ સાચવે ને હું નાકળી પડી. માબાપ ઘેર આવ્યાં ને જુએ તો હું નહિ. ખુબ શોધી. મહંમદ રોજ એમને ઘેર જાય એટલે એના તરફ તો વહેમ સરખોય ન આવ્યો. ગામડામાં કોઈ ગૃહસ્થ તળાવ કીનારે પટાવાળાને ત્યાં જાય એ રીવાજ ન હતો. અને વળી બાપાને મારા ગૃહત્યાગની વાત એણે જ કરી હતી.

આ પરિણીત જીંદગી પણ પાંચ વર્ષ સુખમાં ગઈ. મહંમદ કામ કરનાર જબરો હતો એટલે કામના બદલામાં ખુબ ખાવાનું મળતું અને મારા જ બાપના ઘરનું ખાવાનું મળતું.

મુસલમાની પોશાક પહેરી ઉપર બુરખો ઓઢી મહંમદની બીબી તરીકે ફરતી. અમારી નજીક તળાવીઆની અને ધારાળાની વસ્તી હતી એટલે, મારી વાત ખાનગી રહેશે તે માટે નિશ્ચિંત હતાં.

મારે કેવો સરસ છોકરો થયો. પણ તે

બે વર્ષનો થયો ને મરી ગયો. મહમદ નોકરી પર ન ગયો. મારા બાપ ઓચિંતાના દીલાસો દેવા આવ્યા. મને તરત ઓળખી. ખુબ આઘાત થયો. મહમદને રજા આપી અને ગામ છોડી જતાં રહેવાની સૂચના કરી.

બાપાજીનો હુકમ માથે ચઢાવ્યો. અમે બીજે ગામ ગયાં ત્યાં મજુરી કરી ખાતાં હતાં. પણ મારા પર પ્રભુજ રૂઠયો ત્યાં બાકી શી ? મહમદ પણ મરી ગયો. હવે હું એકલી પડી. મુસલમાનોએ મને સ્વીકારી નહિં.

અમદાવાદ શહેરમાં આવી. હરીજનોના વાસમાં રહી. તુલસીની પૂજા કરૂં ને પ્રાયશ્ચિત કરૂં. હાથ ચાલ્યા ત્યાં સુધી તો કડીઆમજુરી કરી. હવે તો તે કામ મારે પણ અશક્ત છું.

હવે તમારાં જેવાં બે ચાર દયાળુની રોટલી પર જીવું છું. મળે છે તો ખાઉં છું નહિં તો ભુખી પડી રહું છું. મને રડવું તેથી આવે છે. મેં આ શા સારૂં આવું કર્યું ? મન કેમ વશ ન રાખ્યું ! વિધવા બ્રાહ્મણી તરીકે કોઇનું બારમું, તેરમું, શ્રાદ્ધ, સંવત્સરી, વ્યતિપાત, વૈધરત બારૈયુ પુનેમ મહિનામાં લગભગ વીસ દહાડા ફરતા ફરતી ખાવાનું મળતું. સંયમના અભાવે જીંદગી ધુળધાણી કરી. આજે રોટલીનાએ સાંસાં પડે છે તો ઉપર ભાજી કે મિષ્ટાન્ન કેવું ! આ મારી અભાગણીની કર્મ કથા છે." મારૂં નામ સૂરજ 'સુરજી શીદે મુસલમાન થઇતી' એટલું બોલી તે બેભાન થઇને નીચે પડી.

મોટાભાઈ ને અમે બધાં આ વાત સાંભળવા ઉભાં રહ્યાં હતાં. મોટાભાઇએ આને મહીપતરામ રૂપરામ અનાથાશ્રમમાં કામે લગાડવાનું કહ્યું. બાને અને ધુળીને બન્નેને આ વાત ગમી ગઈ.

તે દિવસે અમારે ઓટલે સુવાડી. બીજે દિવસે અનાથાશ્રમમાં લઇ ગયાં. ત્યાં એને એની ખરી હકીકત કહેવી પડી. એનું ખરૂં નામ બાઈ સુરજ અમથારામ પંડયાની દીકરી ગામ ઉંઝામ લખાવ્યું.

તેજ અરસામાં ડેંગામના અમથારામ પંડયાની વિધવા, વિધવા અવસ્થામાં ગર્ભવંતી થવાથી સુવાવડ માટે અનાથાશ્રમમાં આવી હતી. બે ચાર દિવસ વિચાર કર્યા પછી સુપ્રીન્ટેન્ડન્ટે બે બાઈઓને એકઠી કરી. બેમાંથી એકકેએ એક બીજાને ઓળખ્યાં નહિં. બંનેની સાચી હકીકત સુપ્રીન્ટેન્ડન્ટ પાસે હતી તે કહી.

બંનેએ એકબીજાને ઓળખ્યાં. "કોણ સુરજ ! કોણ નવી ! જીવી !" બન્ને આભાં બન્યાં. થોડો વખત બંન્ને મુંગાં રહ્યાં. મા દીકરી ભેટી પડી ને ખુબ રડયાં. હિંદુ કાયદાના કેટલાંક બંધનો કેટલાની જીંદગી ધૂળધાણી કરી નાંખે છે ?

આપણા કાયદાના ઘડનારાઓએ સ્ત્રીઓ માટે સ્ત્રીની દૃષ્ટિએ કદીજ વિચાર નથી કર્યો. તેઓને તો કચડીજ નાખ્યાં છે. વિધવા થઇ તેના તો ભોગજ લાગ્યા

સુરજે પોતાની સત્ય હકીકત માને કહી. તેજ વખતે નવી માને ખ્યાલ આવ્યો કે પંડયા મરી ગયા ત્યારે સુરજી-સુરજી કરતા મરી ગયા હતા. અને તેજ દિવસે મહમદને રજા આપી હતી. સુરજ અને મહમદનો સંબંધ જોઇ તેમને ખરો આઘાત પહોંચેલો. સુરજની મા પણ પરણીને થોડાજ વર્ષે વિધવા થઈ હતી.

નાની ઉમર અને તરંગોથી ભરેલું મન વશ ન રહેતાં કોઇ પુરૂષની સંગમાં પડતાં જીવીની આ દશા થઈ ગઈ હતી. તે પુરૂષે તો ફરી સામું પણ નહોતું જોયું.

અમથા પંડયાએ ઘણી વખત અનાથાશ્રમની વાતો કહેલી તે આધારે જીવી ઘરમાંથી રૂ. જસો લઇ અનાથાશ્રમનો આશ્રય લેવા આવી હતી.

આ વાર્તાલાપ મોટાભાઇ તથા સુપ્રીન્ટેન્ડન્ટના દેખતાં થયો હતો. તેમણે સલાહ આપી કે " નવી છુટી થાય તે પછી છોકરું લઇને તમારે બંન્ને જણાએ તમારે ગામ જવું. જગતને બતાવી આપવું કે જે ભુલ કરી છે તેનું ફળ છે. જગતને બતાવજો ને શીખવજો તેઓની આંખ ઉઘાડજો. જે કાયદાનાં બંધનો કર્યાં છે તે જેમ સમય બદલાય છે, જમાનો બદલાય છે તેમ બદલાવાં જોઇએ. જગતને ઉપદેશ કરજો કે આંતરજાતીય લગ્નો અને પુનર્લગ્નની આ જમાનામાં આવશ્યકતા છેજ. વૃદ્ધ-યુવતિ લગ્નોથી તથા બાળલગ્નોથી કેવાં નુકસાનો થાય છે તે તમારા અનુભવથી દુનિઆને કહેજો. તેમ કરતાં જરાએ શરમાશો નહિ આ કામ તમે મા-દીકરી તન-મન અને ધનથી કરજો. "



## આવજે લીમડા ડાળ !

( રાગ : પ્રેમલ જ્યોતિ તારો દાખવી, મુજ જીવનપંથ ઉજાળ )

મારા ઘરની એ સામે લીમડો ફાલ્યો
હિસે છે સુનો અપાર, કોયલ બેની
આવજે લીમડા ડાળ..........આવજે.

લીમડે બાંધ્યો હિંચકો મેં તો, હિંચું હિંચું ને ગાઉં
કોયલ બેની, આવજે લીમડા ડાળ—આવજે.

હિસે સુનો હિંચકો મારો, સુનું સુનું રે મારું ગાન—
કોયલ બેની, આવજે લીમડા ડાળ—આવજે.

લીમડા ડાળે કરજે કોયલડી, મીઠા મીઠા ટહુકાર
કોયલ બેની, આવજે લીમડા ડાળ—આવજે.

તારે ટહુકે લીમડો ગાજે, ગાજે અવની આકાશ—
કોયલ બેની, આવજે લીમડા ડાળ.

આશે બેઠી છું હું તારી, કરીશ નહિ નિરાશ
કોયલ બેની આવજે લીમડા ડાળ—
આવજે લીમડા ડાળ કોયલ બેની,

શ્રી જયંતિકા મહેતા

# દીપક જ્યોત જગાવ

દીપક જ્યોત જગાવ, દયામય દીપક જ્યોત જગાવ.
ચાંદો પ્રકાશ્યો, સૂરજ પ્રકાશ્યો, તારા પ્રકાશ્યા આભ;
ચમકે છે કંઇ વીજળી પેલી, ના ચમકે ઉર-ભાવ—દયામય

અવનીમાં સઘળે પ્રગટાવી, તેજની પૂરણ જ્યોત;
વરસ્યા વરસ્યા તેજકિરણ કૈં, તોય રહ્યું અંધાર—દયામય.

ઘોર અંધારે ચૂડ ચૈતાવી, ફરતાં જન વનમાંહ્ય;
ઘરઘર દીવા સળગે એથી, ઉર ઉજાશ ન થાય—દયામય.

સાગર ઘૂઘવે, મેઘ ધડૂકે, થાતા વીજ ચમકાર;
અટવાયું છે તોફાને આ, મ્હારૂં જીવન-નાવ—દયામય.

ભવાટવીમાં ભમતાં ભમતાં ભૂલ્યો મારગ આજ;
ઉભો પંથે સાથી વિહોણો મારગ તું દરશાવ—દયામય.

વન અંધારૂં, ઉર અંધારૂં, અંધારૂં જગમાંહ્ય;
અંધારે અથડાતો આજે, દીપકને પ્રગટાવ—દયામય.

શ્રી. કૃષ્ણરાવ મોહિલે

卐

# ટાણું આવ્યું રે

ટાણું આવ્યું, ટાણું આવ્યું, ટાણું આવ્યું રે;
માતા મુક્તિ કાજે મરવા ટાણું આવ્યું રે.

જાગો જાગો રે...
જાગો જાગો રે...
જાગો નિંદર ત્યાગો રૂડું વ્હાણું વાયું રે;
માતા મુક્તિ કાજે મરવા ટાણું આવ્યું રે.

આજ રેલવવા રે...
આજ રેલવવા રે...
આજ રેલવવા ધાર રૂધિરની ટાણું આવ્યું રે;
માતા મુક્તિ કાજે મરવા ટાણું આવ્યું રે.

ખપ્પર ભરવા રે...
ખપ્પર ભરવા રે...
ખપ્પર માતા રૂધિર ભરવા ટાણું આવ્યું રે;
માતા મુક્તિ કાજેનું એંધાણું આવ્યું રે.

શ્રી. પ્રબોધ દેસાઇ

# ભારતીપૂજન*

## [ એકાંકી નાટિકા ]

લેખક :
શ્રી. રમણલાલ મ. જોષી

: પાત્રો :

१ કલાકુમારી........આશ્રમની અધિષ્ઠાત્રી
२ મીસ ચારૂસ્મિતા...કૉલેજની વિદ્યાર્થિની-કલાની મોટી બહેન
३ મીસ સરોજ......સ્ત્રી સ્વાતંત્ર્ય ચળવળની નેત્રી
४ શ્રીમતી પદ્મા......' લલિતા ' માસિકપત્રની તંત્રી
५ લેડી લિલાવતી...' ગુ. સ્ત્રી સમાજ 'ની મંત્રી

### દશ્ય પહેલું

સ્થળ : જયાદેવીનું મંદિર, કલાનો બંગલો.

સમય : સવાર.

પાત્રો : કલાકુમારી, જયાની પ્રતિમા, મૂર્તિમંત થતી ભારતીદેવી-તેજસ્વી પોષાક-મુખકાન્તિમાં પુણ્ય પ્રભાવ-

વાતાવરણ : મૂર્તિ સમક્ષ કલા બેઠી છે, પાસે અગરબત્તી, ધૂપ, દીપ, પુષ્પ-અને પુષ્પમાળ વગેરે-પૂજનથાળ છે. જયા દેવીની નિર્મળ પ્રતિમા, આરસની સફેદ-(પૂઠા ઉપર ધોળું ચિત્ર)

[ 'જયા' શ્રી નાનાલાલના 'જયા જયંત' ની જયા......]

[ પડદો ઉપડે છે ]

' જયાદેવી 'ની પ્રતિમા સમક્ષ.

કલા : (પંથનોને અંતે નિરાશા અનુભવતાં-નિર્બળ મુખભાવ.)

( ભૈરવી )

ગહન ઘન અંધાર જીવન નભ
ગહન ઘન અંધાર.
ગંભીર ઘન અંધાર !
ખંડિત......વીજળીના ચમકાર !

[ મૂર્તિ તરફ હસ્ત લંબાવી દષ્ટિ કેન્દ્રિત કરે છે. ]

જીવન નભ ગહન ગન અંધાર !...

[ સ્વપ્નનું ઝોકું આવે છે દેહલતા ઢળે છે. ]

' ભગવતી ' મૂર્તિમંત થાય છે, જયાની પ્રતિમા પાસે ઉભાં રહી.

ભગવતી :

કલા, કલા ! પૂરી થઇ તારી પૂજા,
જયાની પુણ્ય પ્રતિમાની;
બની નવયુગની દ્રષ્ટિ જયા,
તારે જીવન કલા વિકસાવવાની,
હવે કર આરાધના ભગવતી ભારતીની

[ જયાની પ્રતિમા પાછળથી ભારતીની પ્રતિમા આગળ આવે છે-જયાની જોડે. ]

ઉછળતી હૃદય રસ ગંગા એ ઉર વહી,
જીવનના પૂજન થાળ ચરણે ધરી,
કોઇ અનેરી આત્માની કલા કરી.
કલા !
જાગ જગાવો મંગળ ગાન,
અમરોના છે આશિર્વાદ ?

[ ભગવતી અદશ્ય થાય છે-પ્રતિમા પાછળ. ]

કલા : ( પ્રબુદ્ધ થતાં ) શું...સ્વપ્ન આવ્યું...? જયાદેવીનો જીવન આદેશ સ્વીકાર્યો ?

---

* પ્રસિધ્ધ થનાર ' રંગલહરી 'માંથી

હવે ભારતીનાં પૂજન...? એટલે પ્રવૃત્તિનાં પૂજન...? સમજી દેવી, સમજી તામારો શુભ સન્દેશ !

મૈયા ભારતી, હવે તારે ચરણે મારાં જીવન, (પ્રતિમાને સંબોધી) દેવી, સ્વીકારજે ક્ષુદ્ર સેવાઓ.'

જયા તું તો જરાયે દૂર નથી મારા હૃદયથી...(પ્રતિમાઓને પુષ્પહાર ચઢાવે છે )

મંગળ મૂરતિ મારી માવલડી !
અંગે અંગે એને ઉરપ્રીત ઉભરેને
અમર ભૂમિ શો એનો ચંદ્ર રે,
મંગળ મૂરતિ મારી માવલડી,
એરે ઉછંગની મીઠલડી છાંયડી,
ભરત જીવન જંગ રંગ રે.
મંગળ મૂરતિ..................

પડદો

## દૃશ્ય બીજું

સ્થળ : ગુજરાત સ્ત્રી સમાજની ઓફીસ.

સમય : બપોર.

પાત્રો : ચારૂસ્મિતા, લિલાવતી, પદ્મા, સરોજ, શાન્તા.

વાતાવરણ : સ્ત્રીઓનાં ચિત્રો, ગોળ ટેબલને ફરતી ખુરશીઓ ગોઠવેલી, ટેબલ ઉપર બે ત્રણ વર્તમાનપત્રો, માસિકપત્રો વગેરે, બાજુ પર જુદી ખુરશી અને ટેબલ તથા રેડીઓ, સામેની ભીંત ઉપર 'ગુજરાત સ્ત્રી સમાજ 'નું પાટીયું.

[ ઓફીસમાં ચારૂ, લિલા, પદ્મા, સરોજ વિગેરે પેપર વાંચતાં બેઠાં છે, શાન્તા પ્રવેશે છે, એક શીશી ચારૂને આપે છે. ]

ચારૂ : કેમ શાન્તાબહેન, બરાબર તો કર્યું છે ને ?

શાન્તા : હા, કાંઈ વાંધો નહિ આવે,

ચારૂ : હવે તમે સ્વતંત્ર.

[ સ્ત્રી પ્રવેશે છે. ]

સ્ત્રી : લિલાવતી બહેન, આ આજનું ફોર્મ.

[ કાગળ બતાવતાં. ]

લિલા : ભરી દીધું......! વાંચો જોઉં કેટલો નંબર છે... ?

સ્ત્રી : ( વાંચતાં ) લગ્નવિચ્છેદ ૨૦૩, વૈધવ્ય ૧૫, પુનર્લગ્ન ૧૦૫, અને ત્રણેક રીપોર્ટ બાકી છે.

સરોજ : લિલાબહેન, વિચ્છેદનું પ્રમાણ બહુજ વધ્યું.

લિલા : આપણે આગળ વધીયે છીએ એટલે એય વધેને ?

ચારૂ : આપણા સભ્યોનો કુલ નંબર કેટલો થયો ?

સ્ત્રી : ( વાંચી ) ૨૫૫૨૭.

[ જાય છે. ]

પદ્મા : ( પેપર વાંચતાં વાંચતાં ) અરે મીસ ચારૂ ? તમારી બહેને તો મહાન કાર્ય ઉપાડયું છે. ?

ચારૂ : શું કલાએ ?

પદ્મા : હા, હા જુઓ ? [ વાંચે છે. ]

શ્રી ધનવન્તલાલ સુખડવાળાનાં પુત્રી કલાકુમારી કન્યાકેળવણી માટે ઉચ્ચ આદર્શવાળા 'ભારતી કન્યાશ્રમ'ની સ્થાપના કરનાર છે.

શ્રીમતી ભાગીરથીદેવીના શુભ હસ્તે આશ્રમની ઉદ્ઘાટન ક્રિયા થશે.

ભવ્ય તૈયારીઓ ચાલી રહી છે.

ચારૂ : ( હસી કાઢતાં ) અરે એ તો સનાતનીઓના ઢોંગ, એ શું કરવાનાં હતાં.

સરોજ : હા, આપણે ત્યાં એની આમંત્રણપત્રિકા આવી છે ખરી !

લિલા : એમનું ધ્યેય શું હશે ?

પદ્મા : એમનું ધ્યેય બીજું શું હોઈ શકે ? કેળવણીનું,

ચારૂ : આપણે એને અસ્તિત્વમાં ન આવવા દેવી જોઇએ ( સંસ્થાને ), નહિ તો એ આપણા માર્ગમાં આવશે !

સરોજ : એ બી વાત ખરી છે !

લિલા : ( વિચારમગ્ન બની ) હા, એનો બને તેટલો પ્રોટેસ્ટ કરો. એવી સંસ્થાને તો થતીજ અટકાવવી ઠીક છે.

[ ચાર પાંચ વિદ્યાર્થિનીઓ પ્રવેશે છે ]

વિદ્યા : લિલાબ્હેન, હમારાં નામ અહિંથી કમી કરો, હમારે ભારતી કન્યાશ્રમમાં જોડાવુ છે.

લિલા : શું ભારતી કન્યાશ્રમમાં ? ગાંડાં થયાં છો કે શુ ?

વિદ્યા : ઘણી જ વિદ્યાર્થીનીઓ એમાં જોડાવાની છે. મીસ મેહ્તા પણ કલાદેવીને અભિનંદન આપે છે અને બધાને ત્યાં જોડાવા સૂચવે છે.

ચારૂ : ( ટેબલ પર હાથ પછાડી ) નૉન સેન્સ...! જોઉં છું કે કેવા આશ્રમ થાય છે તમારા

વિદ્યા : હમોને તો હમારા ગાર્ડીયનોએ કહ્યું છે એટલે જઇશુ જ

[ જાય છે, બેલ વાગે છે ]

લિલા : કોણ...? અંદર આવો

[ પોલીસ પ્રવેશે છે, હાથમાં કાગળ લઇ ]

પોલીસ : શાન્તા સુનેકર કયાં છે ? તેમના પર વૉરંટ છે ?

લિલા : વૉરન્ટ શાનુ !

પોલીસ : તેમણે આજ રાત્રે તેમના પતિને પોયઝન આપ્યું છે

લિલા : ( ગંભીર ભાવે ) જનર હમણાં સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબને મળી પાંચમા નંબરની પોલીસ ચોકીએ મળીએ છીએ

[ પોલીસ જાય છે ]

લિલા : શાન્તા, તમે તો બહુ સાહસ કર્યું ! ગભરાવ નહિ ભીમ રમાને અને સુપ્રીન્ટેન્ડેન્ટ સાહેબને બહુ સારાસારી છે રમાને મળી એનો કેમનો લાહીશુ ચલો

[ ચારૂ સિવાય બધા જાય છે, ચારૂ પેપર વાંચે છે, કલા પ્રવેશે છે ]

કલા : ચારૂબ્હેન, તીજોરીની ચાવી આપોને ?

ચારૂ : (ક્રોધથી) શાની ચાવી ? ચાવી બાવી કાંઇ નહિ મળે ચાલી જા ..

કલા : મારે પૈસા નથી કાઢવા મારે મારી એક બુક જોઇએ છે.

ચારૂ : એટલે શું તારે પૈસા ઉડાવી નાખવા છે એમ !

કલા : ઉડાવવાના શાના ? મારા પૈસા મને જયાં યોગ્ય લાગશે ત્યાં વાપરીશ તમારા જેવો તો હું દુરૂપયોગ નહિ જ કરૂં.

ચારૂ : ( કટાક્ષમાં ) આશ્રમ સ્થાપવો હશે ! ચાલ જા છાનીમાની

કલા : ચારૂબ્હેન પિતાજીના અંતિમ શબ્દો ન ભૂલો વારસાની હું યે અર્ધી હકદાર છું

ચારૂ : એ આશ્રમ બાશ્રમ સ્થાપવાના વિચારો છોડી દે તો હું તને ચાવી આપુ, નહિતર એક પાઇ પણ નહિ મળે અને ભરણુ પોષણુ કરવુ પણ ભારે થઇ પડશે

કલા : ચારૂબ્હેન એવી બધી ધમકીઓ ન પહોંચો હું આશ્રમ તો સ્થાપવાની જ એ તો નિર્વિવાદ છે હું મારા બળપાને જ આશ્રમમાં ફેરવી દઇશ અને બાના અનંતકાળની સંપત્તિમાંથી આશ્રમ ચલાવીશ પૈસા વિના મારે ચાલશે

ચારૂ : અરે કલા, કલા ! આમ ગુસ્સે શું થઇ જાય છે ? હું તને પૈસા આપવા

તૈયાર છું, પણ બધી લક્ષ્મી વેડફી શા માટે નાખ છ ?

મારી માફક વિલાસ ભોગ માણુ એ જ સંપત્તિનો સદુપયોગ છે.

[ સાંભળ્યા વિના કલા જાય છે, ટેબલપર હાથ પછાડી સ્વગત ]

બહુ દુઃખદ થયું આ તો... !

રામી ?......

[ ઓ નોકરને બોલાવે છે, રામી આવે છે. ]

એક શરબત અને હાથી લઈ આવ.

[ રામી જાય છે. ]

ચારુ ઊભી થઈ રેડીઓ ઉપર નંબર મેળવે છે,

[ રેડીઓનું સંગીત, શરબત આવે છે પીતાં પીતાં સાંભળે છે, નેપથ્યે સંગીત અને ગીત. ]

( ' સાજન સુન સપને કી બાત '-એ રાહ )

વીરલા,...હો ભારત માત તણો પૂકાર,
જગાવો જંગ માંહે હો આજ;
ક્રાન્તિ ફેરા ચારે પાસ,
થાપે નૃત્ય નૂપૂર ઝણકાર;
તાલે તાલ મિલાવો આજ,

[ ચારુ સીગારેટ સળગાવી પીતાં-ધૂમ્રની સેર કાઢે છે. ]

· વીરલા,......હો......

ચારુ : ટેબલપર હાથ ઠોકે-હં-નોનસેન્સ આ શું ? ભારત ભારત... !

[બંધ કરે છે, રેકાર્ડ ચઢાવે છે, નેપથ્ય ગીત]

( જવમરને ચલી હાં દુનિયાં રે, એ રાહ. )

ઉર ઉરમાં :હું જ્યોતિ જગાવું રે,
ગેમાં દેખાને નમને નચાવું રે.

[ સંગીતમાં મગ્ન બને છે-પુલકીત અંગો અનુભવે છે, ચિત્ત નાચે છે. ]

ચારુ : ઓનુ...ફે... !

શ્રી નોકર : એ તો રમેશચંદ્ર !

ચારુ : એમ ?...પલ કમીન.

[ સ્મિત છલકે છે, હસ્તધુનન કરે છે અને બને અંદરના રૂમમાં. ]

ચારુ : રામી ? કોઈને એલાઉ ના કરીશ.

પડદો.

⁂

## દૃશ્ય ત્રીજું

સ્થળ : ભારતી કન્યાશ્રમ

સમય : બપોરના અગીઆર

પાત્રો : કલાકુમારી, વિદ્યાર્થિનીઓ, પદ્મા, સરોજ.

વાતાવરણ : મહાપુરુષોના ચિત્રો મધ્યમાં ગાંધીજીનું ચિત્ર.

ધ્યાનસ્થ કલાકુમારી પ્રબુદ્ધ થઈ ઘડીઆળ તરફ જોઈ

[ પાસે બાળાઓ ગ્રંથવાંચન કરે છે ]

કલા : કમુ બહેન ! સમય થયો જરા ઘંટ વગાડો.

[ ઘંટ વગાડે છે. વિદ્યાર્થિનીઓ તેમ શિક્ષિકાઓ હારમાં પ્રવેશે છે. બધાં અર્ધ વર્તુલમાં ઉભા રહે છે. એક વિદ્યાર્થિની નાની છોકરીને લઈ આગળ આવે છે.

વિદ્યા : કલાબહેન, આ બહેનને આપણા આશ્રમમાં આવવું છે.

કલા : ( મીઠુ હાસ્ય વેરી ) તારું નામ શું બહેન ?

છોકરી : (જરા શરમાતાં, નીચું જોઈ) રામી.

કલા : જો હરરોજ આવવું પડશે, આવીશને ?

છોકરી : હા.

કલા : કાલિન્દીબહેન, પત્રકમાં એનું નામ દાખલ કરી દેજો.

[ બીજી ગાડી આગળ આવે. )

છોકરી  અરે બહેન ! એ તો મોચીની છોકરી છે

કલા  કેમ બહેન મોચીની છોકરી સાથે બેસતા તુ અપવિત્ર થાય છે ? કેમ ગઇ કાલનું બાપુનું હરિજનમાંનું વ્યાખ્યાન ભૂલી ગઇ ?

છોકરી ( ભૂલનો સ્વીકાર કરતા ભાવે ) ભૂલી ગઇ બહેન !

કલા  ચાલો ગઇ નહિ સભાળજો હવે ન ભૂલાય ( બધાને સબોધી ) જુઓ બહેનો તમારે આ નાની બહેનને સભાળ વાની, બધાએ એને 'રમા' કહી બોલાવવી આવ બહેન ચાલ હારમાં ઉભી રહે

[ સર્વે ગાયે ]

वन्देमातरम् । सुजलाम् सुफलाम्
मलयज शीतलाम् शस्य श्यामलाम्
मातरम् वन्दे मातरम् ॥
शुभ्र ज्योत्स्नाम् पुलकितयामिनीम्
फुल्लकुसुमिताम् द्रुमदल शोभिनीम्
सुहासिनीम् सुमधुर भाषिणीम्
सुखदाम् वरदाम् मातरम् वन्दे

[ પડદો ઉતારી પાડે છે ]

કલા  સગીત અને સીવણ વિભાગ વાળી બહેનો કાલિન્દી બહેનના વર્ગમાં જાય બાળઉછેરવાળી બહેનો માણેકના વર્ગમાં જાય અક્ષરજ્ઞાનવાળી બહેનો રમા બહેનના વર્ગમા જાય, આધ્યાત્મિકવાળી બહેનો અહિ બેસે

[ બધા જાય છે, થોડી બાળાઓ તથા કલા ત્યા રહે છે ]

કલા  (વર્ગની વિદ્યાર્થિનીઓને સબોધી) કાવ્યકણિકા પછી થોડી વાર મૌન રહી એકાગ્રતા સાધવી

[ બધા હારમા ઉભા રહી—ગાયે ]

અસતો માહિથી પ્રભુ પરમ સત્યે તુ લઇજા, ઉંડા અધારેથી પ્રભુ, પરમ તેજે તુ લઇજા મહા મૃત્યુમાંથી અમૃત સમીપે નાથ ! લઇજા, હમે તુહીશું! તો તુજ દરશનાં દાન દઇજા

[ બધા મૌન સાધે છે—બ જુ પરથી પદ્મા અને સરોજ પ્રવેશે છે ]

સરોજ  અરે મીસ પદ્મા, સનાતની ઓના મદિર જેવુ આય સુ છે ?

પદ્મા  આપણે જે જોવા આવ્યાં છીએ તે જ આ કુમારી કલાવતીનો આશ્રમ

સરોજ  સુ એજ આ ભારતી કાશ્રમ !'

પદ્મા  હા જી !

સરોજ  પેલા મુનિ જેવા આગળ બેઠાછ એજ કલાવતી ને. !

પદ્મા  હા એજ ચારૂસ્મિતાના બહેન કલાકુમારી

સરોજ  કલાકુમારી તો તપસ્વિની જવા લાગેછ ! ચાલો મળીએ તો ખરા

સાહેબજી મીસ કલકુમારી !

કલા  ( આસન આપતાં ) પધારો બહેન ! (કન્યાઓને સબોધી) પેલો સ્ત્રી અને સસ્કૃતિવાળો લેખ વાચો

સરોજ  આપ તમારા આશ્રમમા બાલા ઓને સુસુ સિકસન આપોછ ?

કલા  ગૃહઉદ્યોગ બાળઉછેર, અક્ષરજ્ઞાન અને થોડુ ઘણુ આધ્યાત્મિક જ્ઞાન અને થોડુ નૃત્ય રાસ વગેરે આપ ક્યાંથી આવો છો વારુ ?

પદ્મા  હુ લલિતા માસિકની તત્રી છુ આ સરોજબહેન ગુજરાત સ્ત્રી સમાજના અગ્રેસર કાર્યકર છે આપની બહેન ચારુસ્મિતાને અને તેમને બહુ સારો સબધ છે

સરોજ  હા ! , એ તો અમારે સ્ત્રી સમાજની કોસાધ્યક્સ છે એથી સ્ત્રી

સુધારનામાં ઠીક ફાલો આપેછ, એ તો રાજ-કારનમાંબી ઠીક ઠીક ભાગ લેછ. અરે પદ્મા પેલા રમેસ સાથે એ લવમાં ઉતી એનું સુ થીયું...?

**પદ્મા** : ત્યાંથી તો એને છોડી દીધું... હવે તો એણે પ્રોફેસર ચાલેં જોડે સંબંધ સાધ્યો છે.

**સરોજ** : પેલા કૉલેજના મેલાવડા વખતે રમેશ સાથે એને રંગભૂમિ ઉપર જુલીયેટનો પાઠ બી ઠીક ભજવ્યો'તો.

**પદ્મા** : કેમ સ્ટેજપરના ફોટા પણ પડાવ્યા'તા.

**સરોજ** : ખરી એ તો પ્રેમઘેલી !

[ કલાને સંબોધી ]

તમે કંઇ તમારી બ્હેનના જેવા રોગમાં પર્યાં છ કે નહિ ? અવિનય ન ગણતાં હોં આવું પુછવાનો તો કૉલેજની યુવતીઓમાં ચાલ છે, અયોગ્ય હોય તો માફી માગું છું.

**કલા** : બહેન હું તો કૌમાર્યવ્રત પાળું છું.

**સરોજ** : એટલે સુ...(સવિસ્મય) ?

**કલા** : હું આખું જીવન કુમારી રહેવાની છું.

**સરોજ** : એટલે કુંવારાં રહીને જીવન માણસો એમને ? ઇલીઝાબેથની માફક ?

**કલા** : અરે ના, ના બહેન એવું નહિ. હું તો બ્રહ્મચર્ય પાળવાની છું.

**સરોજ** : હેં એવું શા માટે ?

**કલા** : સેવા માટે !

**સરોજ** : પણ એમાં એ સુખ કેમ ત્યજો છો ?

**કલા**: (૧) સુખનો સ્વાર્થ ને સેવા,
સાથે શી રીતે સંભવે ?

**સરોજ**: અરે ? એ સુખ તો માણવુંજ જોઇએ, Life is to enjoy ! you see!

**કલા** : (૨)
કારાગારે અમતન પડ્યાં શૃંખલાને પથારે,
આજે જુદી પ્રણયરજની માણવાની અમારે!

**સરોજ** : અરે, તમે આવું બધું સિક્સન ક્યાંથી મેલવ્યું ?

**કલા** : બ્હેન, હું તમારી માફક કૉલેજોમાં ગઇ નથી. મેં બધુંજ શિક્ષણ મારાં વૃદ્ધ માજી અને તેમનાં પસંદ કરેલાં પુસ્તકો-માંથી લીધું છે...અરે આ ઘોંઘાટ શાનો ?

**સરોજ** : કોઇ સરઘસ નીકળ્યું લાગે છ!

[ ચાર પાંચ કન્યકા પ્રવેશે છે ]

**કન્યકા** : કલાબહેન, ચારુસ્મિતાબહેને કૉલેજ છોડી દીધી. અને એમણે મોટું સર-ઘસ કાઢ્યું છે.

**કલા** : (સવિસ્મય) સરઘસ શાનું ?

**કન્યકા** : બધી હાઇસ્કૂલની છોકરીઓ છે એમાં. હમે જઇએ બહેન ?

**કલા** : એમ રજા ન મળે...જાવ શાનું સરઘસ છે, એ પહેલાં જાણી લાવો.

**સરોજ** : હા,...!!! (સ્મૃતિ તાજી કરતાં) આજે તો સ્ત્રી સ્વાતંત્ર્ય દિન...કેમ પદ્મા-બહેન તે દિવસે કાર્યવાહીમાં પસાર કરિયુંઉતું ને ?...તેનું જ આ સરઘસ !

**પદ્મા** : સરોજબહેન, (ઘડીઆળમાં જોઇ) બાર થયા. ' શિક્ષિત સ્ત્રી સંઘ 'ની મીટીંગ છે ચાલો મોડું થશે.

(૧) શ્રી અંબારાંકરના 'આરાધનામ લોકસ્ય' ખંડ કાવ્યમાંથી.

(૨) શ્રી ' સુન્દરમ્ 'ના સોનેટમાંથી.

( કલાને સંબોધી ) ઠીક ત્યારે બ્હેન રજા લઈશું.

કલા : (હસ્ત જોડી) જય જય !

## દશ્ય ૪ થું

સ્થળ : પ્રવીણા ચોક.

સમય : બપોરના બાર.

વાતાવરણ : યુવતીઓનું ટોળું.

[ સરઘસ આવે છે, ઝંડા સાથે ચારૂસ્મિતા કુચગીત ગાતી આગળ ધપે છે, કુચગીત, યુવતીઓ ઉત્સાહથી ઝીલે છે. ]

તોડો બંધન તોડો બેડી,
તોડો સુકી સમાજ તણી;
જીર્ણું સમાજની ભસ્મની માંહિ,
સ્વ તં ત્ર તા ની સે જ રૂ ડી.
વન્દેમાતરમ્..........! ! !

ચારૂ : બ્હેનો.... ! ! !

ગુજરાત લેડી સોસાયટી એટલે ગુજરાત સ્ત્રી સમાજ તરફથી આજે સ્ત્રી સ્વાતંત્ર્ય દિન ઉજવવાનું નક્કી થયું છે. તો સાંજે સાડા પાંચ વાગે અહિ પ્રવીણા ચોકમાં લેડી લિલાવતીને પ્રમુખપદે મહિલાઓની મોટી સભા મળશે.

તેમાં દરેક બહેનને હાજર રહેવા વિનંતી છે.

વંદેમાતરમ્......! ! !
ઇન્કીલાબ ઝીન્દાબાદ......

## દશ્ય પાંચમું

સ્થળ : ગુજરાત સ્ત્રી સમાજની ઓફીસ.

સમય : બપોરના ત્રણ ચાર.

પાત્રો : સરોજ, પદ્મા, લીલા, ચારૂ.

વાતાવરણ : સ્ત્રીઓનાં ચિત્રો, નોટીસ બોર્ડ, [ ટેબલની આસપાસ ખુરશીઓમાં ચારૂ, લિલા, પદ્મા સરોજ વિ. બેઠાં છે. ]

સરોજ : (કાગળ આપતાં) લ્યો પદ્મા-બ્હેન, આ રીપોર્ટ 'લલિતા'ના આ અંકમાં પ્રસિદ્ધ કરજો.

પદ્મા : હું અક્ષરશઃ તો નહિ જ છાપી શકું.

સરોજ : કેમ કંઇ વાંધો છે ?

પદ્મા : આપણી આ ચળવળ માટે જનતામાં બહુ ઉહાપોહ જાગ્યો છે. આ ચળવળની વિરૂદ્ધમાં સખત લખાણવાળા ચાર પાંચ વિદ્વાન બહેનોના લેખો આવ્યા છે.

લિલા : એ તો હોય સનાતનીઓ... આપણે સુધારાવાદીઓએ એવામાં ધ્યાન આપવું જોઇએ ?

પદ્મા : લિલાબહેન, એક લેખ તો દાખલા દલિલો સાથે આવ્યો છે. એ જણાવે છે કે, આ ચળવળની અસરથી પેલી શાન્તાએ એના પતિને વિષ આપ્યું, વીણાએ સુધરેલી ગણાવા મમ્મદ સાથે પિતાથી વિરૂદ્ધ જઇ લગ્ન કર્યું. અરે એવાં એવાં તો અનેક પરિણામો એમાં છે.

આ ચળવળથી સમાજમાં અસહ્ય અવ્યવસ્થા આવી ગઇ છે. એ તો હું યે કબુલ કરીશ.

[ એક સ્ત્રી પ્રવેશે છે. ]

સ્ત્રી : અરે પદ્મા બ્હેન.

[ આંસુ સારતી, હસકાં લેતી. ]

પદ્મા : કેમ માજી...! ગભરાવ નહિ શું છે ?

સ્ત્રી : શું તમારૂં કપાળ. તમે તો બધાંની છોડીઓને વંઠેલ કરી મૂકી. શાના સુધારા કરવા બેઠાં છો !

પદ્મા : કેમ પ્રમીલા નથી માનતી કે...?

**સ્ત્રી** : અરે એ તો છતે ધણીએ ફરીથી પરણવાનું કહે છે. હાય બાપ એતો કુળનું નાક કાઢવા બેઠી છે !

**સરોજ** : એ શા કારનથી ફેરથી પરનવા માગે છે ?

**સ્ત્રી** : એને વર નથી ગમતો !

**પદ્મા** : માજી, ફીકર ના કરો હું સમજાવીશ એને.

**સ્ત્રી** : બેન, ઘેર ઘેર એવા ઝગડા જાગ્યા છે. પેલી મારા જેઠની છોરી ખ્રીસ્તી જોડે પરણવા હઠ લઇ બેઠી છે.. તમે તો પ્રલય લાવવાનાં છો બાપ !

પદ્મા બહેન, જરૂર પ્રમીલાને હમજાવજો.

[ જાય છે. ]

**પદ્મા** : જોયું લિલાબહેન, આ આપણી ચળવળનું પરિણામ. અરે આવા આવા તો ઘેર ઘેર ઝઘડા જાગ્યા છે.

**સરોજ** : હા, કાલે સરસ્વતી હાઇસ્કૂલનાં હેડ શિક્ષિકાએ પણ આપણી વિરુદ્ધમાં લેક્ચર આપ્યુંઉતું, અને વિદ્યાર્થિનીઓને આપણી ચળવળમાં ભાગ લેવાની ના કહી છે.

**લિલા** : ( ચિન્તામગ્ન બની ) તો શું હવે આપણે આ પ્રવૃત્તિને તિલાંજલી આપવી ?

**પદ્મા** : ના, ના, લિલાબહેન, મારું તો કહેવું છે કે આપણે આપણી પ્રવૃત્તિનો પંથ બદલવો જોઇએ.

**લિલા** : ( નિરાશ બની ) પણ હવે આપણે પંથ કેવી રીતે બદલી શકીએ ?

**પદ્મા** : એક ઉત્તમ વિચાર છે !

**લિલા** : કહો તો ખરાં, શું છે એ વિચાર?

**લિલા** : આપણે કલાવતીની પ્રવૃત્તિઓ સાથે જોડાઇ જવું.

**ચારૂ** : શું કલાવતીની સાથે? નૉનસન્સ !

**પદ્મા** : ચારૂ બહેન તમારી ગંભીર ભૂલ થાય છે.

**સરોજ** : ( વિચાર કરતાં ) હા, એથી ઠીક છે.

**લિલા** : પણ એની તો ખાસ પ્રવૃત્તિઓ કેળવણીની છે, એ કંઇ જાહેરમાં ભાગ લેતી નથી.

**પદ્મા** : કાલે હું એમને મળવા ગઇ હતી અને મારે એમની સાથે એજ વિષય ઉપર ચર્ચા ચાલી હતી. એમણે જણાવ્યું હતું કે સેવા માટે જાહેરમાં આવવાની જરાયે જરૂર નથી.

**લિલા** : આપણું ધ્યેય ત્યાં સિદ્ધ કેવી રીતે થશે ?

**પદ્મા** : આપણું ધ્યેય સ્ત્રી સમાજની ઉન્નતિ, સ્ત્રીશક્તિને જ્વલંત કરવી અને એમના દ્વારા નવું રાષ્ટ્ર રચવું, અને એમનું પણ એવું જ ધ્યેય છે. તેઓ માને છે કે, નવું ઇચ્છિત રાષ્ટ્ર રચવામાં કન્યા કેળવણી ઉત્તમ પગથિયું છે. એ શિક્ષણના ફળરૂપે મહાપુરુષો જન્મશે અને માતાઓ, બહેનો અને પત્નીઓની પ્રેરણાઓ પી–પામી કાર્ય સિદ્ધ કરશે.

તેઓ એવો સ્ત્રી સમાજ ઘડવા ઇચ્છે છે કે જે ભાવિના રાષ્ટ્ર વિધાયકોને સર્જે એમને પ્રેરે, અને નવું ઇચ્છિત રાષ્ટ્ર સર્જાય—નવી સંસ્કૃતિ જીવંત બને.

સાચી સેવાઓ તો ભારત વર્ષની ગૃહિણીઓને ઘડવામાં સમાઇ છે. અને ગૃહિણીઓ ઘડાશે એટલે પ્રજા ઘડાશે અને હળે હળે નવું રાષ્ટ્ર રચાશે.

**લિલા** : હા, ચારૂબહેન, તે માર્ગ તો ઉત્તમ છે !

સરોજ : તો આજે આપણે એ વસ્તુ સામાન્ય સભાને જાહેર કરીએ.

પદ્મા આપણે આપણા બંધારણમાં થોડો ઘણો ફેરફાર કરવો પડશે એક તો પોષાકની સાદાઈનો અને જીવનની સ્વચ્છતા

એમણે મને એના ઉપર ખાસ ભાર દઈ કહ્યું હતું કે અમારા આશ્રમમાં મોજ-શોખ ત્યજવા પડે છે અને પોષાકની સાદાઈ સ્વીકારવી પડે છે

લિલા હા, એ તો આપણે કરીશું

પદ્મા સામાન્ય સભાને જાહેર કર્યા પછી આપણે સાંજે કલાબહેનને મળવા જવું, ત્યાં બધાએ સાદા પોષાકમાં જવું

સરોજ સાંજે ચાર વાગે રાખો

લિલા હા એમ રાખો

પદ્મા બસ ત્યારે જઈએ ચારુબહેન, તમે તો જરૂર આવજો .

❀

## દૃશ્ય છઠ્ઠું

સ્થળ ભારતી કન્યાશ્રમ જયા ચોક

સમય સાંજના સાડા ચાર

પાત્રો કલાકુમારી, વિદ્યાર્થીનીઓ (મોટી) સરોજ લિલા ચારુ, પદ્મ કાલિંદી સાદા પોષાકમાં સર્વ વિદ્યાર્થીનીઓ

વાતાવરણ પુસ્તકો અને બાગનો દેખાવ બાજુપર ગાંધીજીની પ્રતિમા બાજુપર પાટલીઓ

[ ઘંટ વાગે છે બાળાઓ હારમાં પ્રવેશે છે ]

કલા રાસ માટે વર્તુલમાં ગોઠવાઈ જાવ

કુમુ ! ગીતાનાં ગોરસાં રાસ ગવડાવો

[ કમુ અગ્રેસર વિદ્યાર્થિની રાસ ગવડાવે છે ]

( લલિત ગતિ )

મીઠડાં પાન ગીતાનાં ગોરસાં,
દોહ્યાં શ્રીકૃષ્ણચંદ્ર ઉપનિષદ નિર્ઝરી
દિવ્ય એ સુધારસ પામજો જરી
પૃથિવી પારખિયે મીઠડાં

સિંચજો નવ શક્તિઓ દેહીને પોષજો,
ગીતારસ ગોરસાં પીને સખે !
બ્રહ્મના મર્મ એ મીઠડાં.

શસ્ત્રો સુધર્મ પ્રેમ સત્ય કર્મયોગી રે,
જીવનના જંગમાં ઝુકાવજો સખે !
પ્રગતિના પંથ એ મીઠડાં

ઉરપ્રીતે ખેલજો પૃથિવીને ખેમને
બ્રહ્મને હિન્ડોળે હિન્ડોલજો હવે
બંસીના ગીતડે મીઠડાં

ભાવભર્યાં ઊર્મિગીત નિર્મળ નિર્ઝર્યાં
પ્રભુને ચરણે રેડ રાસ ગીતડાં,
ભક્તિની ભાવના મીઠડાં.

[ બાળાઓ હારમાં બેસી જાય છે મોટરનું ભૂંગળું વાગે છે, કલા સ્હામી જાય છે પદ્મા સરોજ લિલા વિગેરે પ્રવેશે છે ચારુ હેઠી સંકોચ સાથે છે સ્ટેજ ઉપર આવે છે સંકોચ બાજુ પર મૂકે છે ]

કલા : પધારો બ્હેનો

[ મોટી પાટલીનું આસન આપે છે ]

સરોજ : શાનો પીરીઅડ હતો ? |

[ સસ્મિત ]

કલા મોટી બાળાઓનો રાસ હતો (સસ્મિત) શું સન્દેશ લાવ્યાં છો ચારુ ?

લિલા બ્હેન તમારી ઉચ્ચ ભાવનાવાળી પ્રવૃત્તિ આગળ હમારી સ્ત્રી સ્નાત મંની પ્રવૃત્તિ હમોને ક્ષુદ્ર લાગી છે તેથી હમે હમારો ગુ–સ્ત્રી–સમાજ આપના ભારતીકન્યાશ્રમ સાથે જોડવા ઇચ્છીયે છીએ અને હવે સમાજની સાચી સેવા કરવા ઇચ્છીયે છીએ !!!

કલા બ્હેનો તમારા પ્રથમ પરિવર્તનથી મને અતિ આનંદ થયો છે

હું આપને વધાવી લઉં છું હવે આપ જ મારાં અને મા ! આશ્રમનાં સંચાલક બનો અને સેવાનું કાર્ય આગળ ધપાવો,

હમારાં માજી પણ એવું ઇચ્છે છે. હવે આપણે આશ્રમનો વિસ્તાર વધારીએ અને તમો પણ તમારા યોગ્ય કામ ઉપાડી લો જેથી કામનો બોજો ઓછો થાય અને બાળાઓને સર્વ પ્રકારનું શિક્ષણ આપી શકાય...

જુઓ આ આશ્રમનું સાચું ધ્યેય કન્યાઓને સાચી ગૃહિણીઓ બનાવવાનું છે.

(૧)ગૃહિણીઓ ગૃહવિષે તપ આદરો,
ગૃહિણીનાં સર્વ ક્રીડાંગણુ ગૃહરે.
મંગળ મંત્ર જગાવો એ મન માંહરે,
સાધો સિદ્ધિ ગૃહ આંગણિયે સર્વરે.
સિદ્ધિઓ સૌ આર્યની ગૃહ આંગણે.

આપણે શિક્ષિકાઓએ પણ આદર્શ ગૃહિણી બનવું જોઇએ. આપણે બાપુજીના આદર્શો જીવનમાં ઉતારવા પડશે.

કમુબહેન, ધ્વજવંદનનો સમય થયો જાવ ઘંટ વગાડો.

[ ઘંટ વાગે છે, બીજી બાળાઓ તેમ શિક્ષિકાઓ દ્વારમાં પ્રવેશે છે. અર્ધવતુંલમાં હસાં રહે છે.]

કલા : બ્હેનો, ગુ. સ્ત્રી સમાજ આપણા આશ્રમ સાથે જોડાઇ ગયો છે. તે અતિ આનંદની વાત છે.

શ્રી લિલાવતી બહેન આપણો ધ્વજ ફરકાવશે.

[ લિલાને ધ્વજની દોરી આપે છે, ધ્વજ ફરકાવે છે. ]

(૨)તારે કયારે કૈંક દુલારે દિલનાં શોણિત પાયાં,
પુત્ર વિજોગણુ માતાઓનાં નયનઝરણુ ઠલવાયાં.
ઝંડા, અજર અમર થાશે,
વધ વધ આકાશે જાજે.
સાતસિંધુની અંજલી વ્હેતો, સમીરણુ તુજને ભેટે
ખંડ ખંડની આશિષ છોળો ઉદધિ તરંગો છાંટે.
ઝંડા, થાકેલા જગનો,
દિસે છે તું આશા દીવડો.
નીલ ગગનથી હસ્ત ઝુલાવી વિશ્વ નિમંત્રણુ દેતો.
પીડિત જનની બાંધવતાના શુભ સંદેશા કહેતો,
ઝંડા, હરજે જગ તેડાં,
પ્રજા સઘળીના અહિ મેળા.
ચ્યારે પોર ફૂંફાડા કરતો જાગ્રત રહે ભુજંગી,
સાવધ રહેજે–પેહેરો દે જે અમે ન રહીએ ઉંઘી,
ઝંડા સ્વરાજ્યના સંત્રી !
રહો તુજ ઝાલર રણુ ઝણતી...!!
વન્દેમાતરમ્......!!!

પડદો.

(૧) 'હૃદયરણકાર'માંથી–મંગળ સ્મરણોમાંથી (શુદ્ધપત્નીનાં મંગળ સ્મરણો).

(૨) શ્રી મેઘાણીના 'ધ્વજવંદન'માંથી– ('યુગ વંદના'...માંથી)



## મહાત્માજીનો સંદેશ !

હું આશા સેવું છું કે પ્રત્યેક ગુજરાતી સ્ત્રી પુરૂષ અહિંસાને વળગી સરદારને વિશ્વાસ આપશે કે પોતે કદી હિંસક બળનો પ્રયોગ નહિ કરે, અને હિંસક પ્રયોગ કરતાં જય મેળવવાની આશા હોય તો પણ તે જતો કરી પોતે અહિંસક બળનો ત્યાગ નહિ કરે. ભૂલો કરતાં જ ભૂલો ન કરતાં શીખીશું. જેટલી વાર પડશું તેટલી વાર ઊભા થઇશું.

# રેસ્ટોરાં

લેખિકા
કુ. રમા દેસાઈ

ઉષા, ભાર્ગવી, વિણા, દક્ષિણા અને પ્રતિક્ષા એ પાંચની એક જબર જસ્ત ટોળી હતી. પાંચે જણાં વિશ્વવિદ્યાલયનું ઉચ્ચ શિક્ષણ લેતાં હતાં. વિણા અને પ્રતિક્ષાના વિચારો ઘણા ઉચ્ચ અને આદર્શ હતા. પરંતુ લોક નિંદા સાંખવાની શક્તિ તેઓમાં નહોતી જ્યારે ઉષા અને દક્ષિણા ખૂબ જ બહાદુર છોકરીઓ હતી. લોકોના બોલની તેઓને પરવા નહોતી. જો કે પ્રકૃતિએ તેઓ પાણીદાર હતી પરંતુ તેઓ આગળ પડતી સુધરેલી નાગર અને ક્ષત્રીયની છોકરીઓને ટપી જાય એવી હતી. ભાર્ગવી બીચારી દુધમાં અને દહિંમાં બન્નેમાં પગ રાખતી. આવી પાંચની ટોળી કોલેજમાં આનંદ કરતી.

બીજા વર્ષમાં તેઓ હતાં. એક દિવસે રવિવારે તેઓને કોલેજમાં વધારાના અવર માટે જવાનું હતું. અવર ભર્યા પછી ઉષા અને દક્ષિણાએ રેસ્ટોરામાં જવાનું નક્કી કર્યું. વિણા અને પ્રતિક્ષા ગભરાયાં. વિણા તો ના જ કહેવા માંડી અને પ્રતિક્ષાનો પણ જો કે વિચાર નહોતો પણ તે બોલી શકી નહિ. જેમ વિણા અને પ્રતિક્ષા ગભરાય તેમ ઉષા અને દક્ષિણા હસે અને એ લોકોની મશ્કરી કરે. આખરે રેસ્ટોરામાં બધાંયે ગયાં.

જેવાં એ બધાં રેસ્ટોરામાં ગયાં તેવાં જ પાસેની બોર્ડીંગના અને બીજા વર્ગના છોકરાઓએ તેઓને જોયાં. બસ! હવે થઈ રહ્યું. છોકરાઓ પણ અંદર આવ્યા. ચ્હાનો હુકમ કર્યો અને પીધી. આ બાજુ બધી છોકરીઓએ પણ ચ્હા મંગાવી અને સાથે નાસ્તો પણ મંગાવ્યો. વિણા અને પ્રતિક્ષા બીતે બીતે ચ્હા તો પી ગયાં, પણ નાસ્તો તો તેમણે ના જ લીધો. બધા છોકરાઓનું બહાર ટોળું થયું જાણે નાટક કે સિનેમાના ખેલ જોતા હોય તેમ. આવી રીતે રેસ્ટોરામાંથી બધાં છુટાં પડ્યાં.

બીજે દિવસે વિણાએ તો એક દિવસ કોલેજ જવાનું જ માંડી વાળવું એવું નક્કી કર્યું. પણ છેવટે તે ગઈ. છોકરાઓનું તો પૂછવું જ શું? જ્યાં જુઓ ત્યાં પાંચના નામ અને રેસ્ટોરા એમ લખેલું. અને વર્ગના બોર્ડ ઉપર તો પાંચ છોકરીઓ અને વચમાં ટેબલ અને પાંચે જણીને ચ્હા પીતાં ચીતર્યાં. ત્રણ અવર સુધી છોકરાઓએ ખૂબ ધમાલ કરી અને વિણાનો પીત્તો ઉછળ્યો. ચોથા અવરમાં પ્રોફેસરની રજાથી ઉભી થઈ અને ભાષણ આપવા માંડી.

એ ઉભી થઈ અને છોકરાઓએ તાળીઓ પાડવા માંડી. વિણા બીલકુલ ગભરાઈ નહિ. જ્યારે છોકરાઓ શાંત થયા ત્યારે એ બોલી ભાઈઓ! કાલે અમુક જણાં જ્યારે રેસ્ટોરા પાસે ભેગાં મળ્યાં ત્યારે અમને લાગ્યું હતું ખરૂં કે કાલે કાંઈ ધમાલ થશે. પરંતુ તમારી પાસેથી અમે આટલી બધી આશા નહોતી રાખી. અમે કાંઈ આટલાથી ગભરાતાં નથી એનું કારણ એટલું જ કે અમને ખાત્રી છે કે અમે રેસ્ટોરામાં ગયાં તે કાંઈ ખોટું કામ કર્યું નથી કે આડે રસ્તે ગયાં નથી. માત્ર અમને આ બધું જોઈને દુઃખ થાય છે કે ભાઈઓ! અમે ત્ર રેસ્ટોરામાં જઈ ચ્હા અને નાસ્તો લઈએ તે પણ તમે સહન નથી કરી શકતા? અમે એવો તો શો મ્હોટો ગુન્હો કર્યો કે અમને આટલી બધી શિક્ષાની જરૂર પડે! શું સ્ત્રીઓને રેસ્ટોરામાં જઈ

રહા પીવાની પણ છુટ નહિ ? આ બોર્ડ ઉપરનું જોઇને પણ લોકો કોનો વાંક કહાડશે ખબર છે ? તમારો જરા પણ નહિ. અમારોજ નિકળશે. કોલેજમાં બોર્ડ ઉપર અમારૂં નામ આવ્યું તે આખું ગામ જાણશે. એનું કારણ કોઇને યાદ નહિ રહે. અને છેવટે એમજ થવાનું કે "કોણ જાણે શું એ કર્યું હશે કે બોર્ડ ઉપર નામ આવ્યું. હશે કાંઇ. આજની છોકરીઓ જ એવી. છોકરીઓને ભણાવવામાં કાંઈ જ માલ નથી !" આ બોલ ના આવે તો અમને કહેજો. તમે તો મશ્કરીમાં ગમે તે કહો પણ તેનું ફળ તો અમારે જ સહન કરવું પડે છે. ગમે તેવું લખો તમે અને એની શિક્ષા અમને. આ સમાજશાસ્ત્રી કોણ હશે? કોઇ પુરૂષ જ હોવો જોઇએ. હજી પણ હું કહું છું કે મારા આટલા શબ્દોથી તમને પશ્ચાતાપ થતો હોય તો જેણે આ બોર્ડ ઉપર ચીતર્યું છે તે મહેરબાની કરીને લુછી નાંખો. (કોઇ ઉઠતું નથી) ધિક્કાર છે ભાઇઓ તમને અને તમારી કેળવણીને ! તમે ભણ્યા પણ ગણ્યા નહિ. પણ તમને શા માટે દોષ દેવો ? દોષ આ કેળવણીનો. કેળવણી કેટકેટલો ગેરફાયદો કરે છે ? હું જ પહેલાં એનો ત્યાગ કરૂં. હું ફાવે તે કરીશ. હું ભણવાનું છોડીશ તો પણ લોકો શું કહેશે તેનો ખ્યાલ છે ! કોલેજમાં એ સખણી ના બેઠી. કોલેજ ના છોડવી પડે તો બીજું શું થાય ! પણ કાંઇ નહિ આટલું સહન કર્યું તો એટલું વધારે.

હા ! આજે મારો વિદ્યાર્થીજીવનનો છેલ્લો દિવસ. ભાઇઓ અને બ્હેનો બોલ્યું ચાલ્યું માફ કરશો. હું જાઉં છું. તકદીર હશે તો જીવતની કોઇક ઘડીએ મળશું. બાકી રામ રામ ! (વિણા ચાલી નિકળી. એની રોણીની છોકરીઓની આંખોમાંથી અશ્રુનાં બીંદુઓ ટપકે છે).

વિણા ઘેર ગઇ. મન અસ્થિર હતું. અઠવાડીયું આમ વિત્યુ. કોલેજમાંથી સર્ટીફીકેટ મંગાવ્યું. અને તે સાથે પ્રીન્સીપાલનો કાગળ આવ્યો કે જો કે વિણા હજી બીજી ટર્મનો એકજ મહીનો કોલેજમાં ગઇ હતી, તો પણ તેણે આખી ટર્મની ફી આપવી પડશે. વિણા તો એકદમ ગુસ્સે થઇ ગઇ અને એ તો પ્રિન્સીપાલ પાસે ગઇ.

ત્યાં જઇને કહ્યું: "સાહેબ ! ભુખ્યાં, તરસ્યાં અને પૈસા વગર દુઃખી થતાં ગરીબોની છાતી ઉપર બેઠેલા ધનિક પ્રોફેસરોને પૈસા આપવા માટે હું તમને ભણીશ નહિ છતાં પણ ફી આપીશ એમ માનો છો ? હું નહિજ આપું. દિવસના બે કલાક જેવું તેવું કામ કરી મહીને આઠસો અને હજાર રૂપિયા લેતા પ્રોફેસરોના ખજાના ભરવા એના કરતાં બ્હેતર છે કે ગરીબોમાં ફીના રૂપિયા વહેંચી દેવા. હું ફી તો નહિ જ આપું. પ્રીન્સીપાલ ડરાવે છે, ધમકાવે છે, અને દાવો માંડવાની વાતો કરે છે. વિણાનાં માતાપિતા પણ ફી આપી દેવા સમજાવે છે પરંતુ વિણા એકની બે ના જ થઇ અને કશાથી પણ ગભરાઇ નહિ. છેવટે ફીના એક મહિનાના રૂપિયા આપે છે અને બાકીના અડતાલીસ રૂપિયા કોલેજના નોકરોમાં વહેંચી દે છે પરંતુ તે કોલેજની ફી તરીકે નહિ પરંતુ પોતાના તરફથી ભેટ આપે છે.

આખરે વિણાની જીત થઇ.

રૈસ્ટોરા પુરાણ પૂરૂં થયું, અને એનેજ પરિણામે વિણાનું કોલેજજીવન પણ પુરૂં થયું.

---



# ભૂલાઇ જતી લોક-કથાઓ



લેખક શ્રી પ્રાણલાલ કીરપારામ દેસાઇ

## ( ૨ )

## રાજા રૂપસિંહ અને મગી રાજકન્યા, ફુલપંચી

( જુલાઇના અંકના પાન ૨૩૦ થી ચાલુ )

વૃદ્ધનગરથી નીકળેલો બાળરાજા રૂપસિંહ કોઇ પણ જાતના વિઘ્ન વગર ચોથે દિવસે સદીસનામત રત્નભતીર્થ બંદરે આવી પહોંચ્યો. એ દિવસ રત્નભતીર્થમાં વિસામો લઇ તેણે ફરી પાછી પોતાની મુસાફરી શરૂ કરી અને પશ્ચિમ દિશા તરફ સૌરાષ્ટ્રનો રસ્તો લીધો. ટાઢ તડકો તેમ મુસાફરીની બીજી અગવડોની બીલકુલ દરકાર કર્યા વગર મગી રાજકન્યા ફુલપંચીને પરણી લાવવાની હોમમાં ને હોંસમાં તેણે કુશસ્થની તરફ પોતાનો ઘોડો મારી મુક્યો. ત્રણ ચાર દિવસની મુસાફરી પછી તેણે એક ઘાડા જંગલમાં પ્રવેશ કર્યો. જંગલમાં આવી રહેલા અસંખ્ય ઝાડોના સૌંદર્ય અને તેમની શિતળ છાયાથી તેને ઘણો જ આનંદ થયો. એકાએક જાણે જમીન ઉપર રૂપેરી ચાદરી પથરાઇ ગઇ હોય એવું સુંદર દૃશ્ય તેની નજરે પડ્યું. જેમ જેમ એ દૃશ્યની વધારે ને વધારે નજદીક તે આવતો ગયો તેમ તેમ તેને સમજણ પડવા લાગી કે આ તો એક સરોવર છે. સરોવરના સૌંદર્ય અને નિર્મળ જળથી તે એટલો બધો મુગ્ધ થઇ ગયો કે તેની ભાભીએ આપેલી ચેતવણીનું તેને પળવાર વિસ્મરણ થઇ ગયું. તેણે પોતાના ઘોડાને સરોવર તરફ દોર્યો. ઘોડો પણ એ સરોવરનું નિર્મળ જળ જોઇ આનંદમાં આવી ગયો અને તેમાં પેસી હર્ષથી પાણી પીવા લાગ્યો. ઘોડાએ એકાદ બે ઘુંટડા પાણી પીધું હશે એટલામાં તો રૂપસિંહના કાન ઉપર પંખીના ફડફડાટ જેવો અવાજ પડ્યો. તેણે ઉંચું જોયું તો તેની નજરે ઉડતા ઘોડા ઉપર બેસીને આકાશ તરફથી જમીન ઉપર આવતી કેટલીક સુંદર અપ્સરાઓ પડી. અપ્સરાઓને સરોવર તરફ આવતી જોઇ રૂપસિંહને બીક લાગવા માંડી. તેણે ઘોડાની લગામ ખેંચી અને ઘોડાને એડી મારી તેને દોડાવી સરોવરમાંથી ધોરી રસ્તે લઇ જઇ નાસી જવાનો પ્રયત્ન કર્યો. પણ ઘોડાના પેટમાં તો આ સરોવરનું ઝેરી પાણી પડ્યું હતું. તેથી તેનાથી રાજાએ મારેલી એડીના પ્રત્યુત્તરમાં ઝાઝો સમય સુધી દોડી શકાયું નહિ. તે લથડીયાં ખાવા લાગ્યો. એકાએક તે જમીન ઉપર પડ્યો અને પળવારમાં તો તેનો પ્રાણ નીકળી ગયો. સમયસૂચકતા વાપરી રૂપસિંહે એકદમ ઘોડાનો તંગ છોડી નાખ્યો, તેની પીઠ ઉપરનું જીન તથા બીજો સામાન પોતાની પીઠ ઉપર નાખી તે એકદમ નજદીકના એક ઝાડ ઉપર ચઢી ગયો. સુભાગ્યે અપ્સરાઓએ હજી સુધી તેને જોયો નહોતો. એટલે સરોવરને કાંઠે આવતાંજ અપ્સરાઓએ પોતાના ઘોડાઓ નીચે ઉતાર્યા, પછી તેઓ પોતે પણ ઘોડાઓ ઉપરથી નીચે ઉતરી પડી. ઘોડાઓને નજદીકના ઝાડોએ બાંધી તેઓએ પોતાનાં

કપડાં કાઢી નાંખ્યાં અને સરોવરમાં નહાવા પડયાં. સરોવરનું પાણી નિર્મળ હતું, અપ્સરાઓ ખરેખરી આનંદ અને ઉલ્લાસમાં હતી તેથી તેમને નહાવામાં અને એક બીજા તરફ પાણી ઉરાડવામાં એટલી બધી મઝાહ પડતી હતી કે કાંઠા ઉપર શું બને છે તે જોવાની કે જાણવાની તેમણે બીલકુલ દરકાર કરી નહિ. અપ્સરાઓને આવી રીતે આનંદથી નહાવામાં તલ્લીન થઇ ગયેલી જોઇ રાજા રૂપસિંહ ઝાડ ઉપરથી ધીમે રહી નીચે ઉતર્યો. અપ્સરાઓની રાણીના ઘોડાની પીઠ ઉપર પોતાના ઘોડાનું જીન તથા બીજો સામાન નાખી દીધો, અને ઝાડને બાંધેલું ઘોડાના ગળા ઉપરનું દોરડું છોડી નાખી એકદમ ઘોડા ઉપર સ્વાર થઇ ઘોડો મારી મુકયો.

અપ્સરાઓએ તો બે ત્રણ કલાક સુધી આનંદમાં ને આનંદમાં સરોવરમાં નાહ્યાજ કર્યું. છેવટે તેઓ થાકયાં ત્યારે નાહીને બહાર નીકળ્યાં. કાંઠે આવીને પોતાનાં કપડાં બદલ્યાં અને ઝાડે બાંધેલા ઘોડાઓને છોડવા લાગ્યાં. હવે તેમને ખબર પડી કે રાણીનો ઘોડો ત્યાં નથી. કેટલીકવાર સુધી તો આમ તેમ ઘોડાની તપાસ કરી પણ ઘોડાનો કાંઇ પત્તો લાગ્યો નહિ. એટલે રાણીએ બીજી અપ્સરાઓને તેમના પોતપોતાના ઘોડા ઉપર બેસાડી વિદાય કરી દીધી અને પોતે એકલી પોતાના ઘોડાની શોધમાં નીકળી પડી. ઘોડાનાં પગલાં શોધતી શોધતી અને એ પગલાંની પાછળ પાછળ ચાલતાં ચાલતાં દુરથી રાણીએ જે પર્વત ઉપર ભયંકર જંગલી હાથી રહેતો હતો તે પર્વતની બાજુમાં ઘોડો દોડાવતો રૂપસિંહ તેની નજરે પડયો. રાણીએ એકદમ પોતાના ઘોડાને ઓળખી કાઢયો. તેણે એકદમ મોટી ચીસો પાડી પર્વત ઉપર રહેતા જંગલી હાથીનું ધ્યાન પોતાના તરફ ખેંચ્યું અને પછી આંગળીને ઇસારે પોતાનો ઘોડો ચોરી નાસી જતા રૂપસિંહને તેણે હાથીને બતાવ્યો. હાથીએ એકદમ રૂપસિંહની પૂંઠ પકડી અને રૂપસિંહની છેક જ નજદીક આવી પહોંચ્યો. લાગ્યું કે હાથી હવે મને તથા ઘોડાને સુંઢમાં પકડી લઇ પગ તળે ચગદી મારી નાખશે. પહેલાં તો એ ભયથી થરથર ધ્રુજવા લાગ્યો. પરંતુ તેની નસોમાં ક્ષત્રિયનું લોહી વહેતું હતું. તેનામાં એકદમ હિંમત આવી ગઇ. પોતાનામાં જેટલું જોર હતું તે બધું કાઢી ચાલાકીથી તેણે એકદમ પોતાનો ભાલો હાથીના કુંભસ્થળમાં ઘોચી દીધો. કુંભસ્થળમાં ભાલો વાગતાંજ હાથીએ દરદને લીધે ભયંકર ચીસ પાડી અને રૂપસિંહ તથા અપ્સરાની રાણીના ઘોડાને છોડી તેણે પર્વત તરફ નાસવા માંડયું.

હાથીના ભયમાંથી પોતે મુક્ત થયો છે એ જાણી રૂપસિંહને હવે વધારે હિંમત આવી. તેણે પણ અપ્સરાની રાણીની ચીસો સાંભળી હતી અને દુરથી તેને જોઇ પણ હતી એટલે તેનાથી નાસી છુટવા પોતાનો ઘોડો મારી મુકયો. અને ઠગપુર પાટણની ભાગોળે આવી પહોંચ્યો. ત્યાર પછીથીજ તેણે થાક ખાવાને ઘોડો થોભાવ્યો.

ઠગપુર પાટણ નગરમાં પેસવાના દરવાજાના ઓટલા ઉપર તેણે એક વૃદ્ધ પુરુષને બેઠેલો જોયો. રૂપસિંહને દુર ઘોડા ઉપર બેઠેલો અને ઘોડો થાક ખાવાને ઉભો રહ્યો છે એ જોઇ આ વૃદ્ધ પુરુષને લાગ્યું કે ખરો શિકાર હાથ લાગ્યો છે. રૂપસિંહના ઘોડાનો દેખાવ, ઘોડા ઉપરનું કિંમતી જીન, રૂપસિંહની ભવ્ય અને સુંદર કાંતિ તેમ તેનો કિંમતી પહેરવેશ જોઇ આ વૃદ્ધ પુરુષને ખાત્રી થઇ કે આ શિકાર કાંઇ જેવો તેવો નથી. માટે તેને જવા દેવો નહિ પણ ગમે તેવી યુક્તિ પ્રયુક્તિ વાપરી તેને પકડી લેવો જોઇએ. આવા વિચારથી એ વૃદ્ધ પુરુષ નગરના

કિલ્લાના ઓટલા ઉપરથી ઉઠયો અને ધીમે ધીમે રૂપસિંહની નજદીક આવ્યો. ઘોડાની ગરદન પંપાળતા પંપાળતા પોતે જાણે ગળ-ગળો થઈ ગયો હોય એવો તેણે દેખાવ કર્યો. પોતાને અને રૂપસિંહને જાણે ઘણી જૂની ઓળખાણ હોય અને રૂપ-સિંહ તેનો ઘણો નિકટનો સગો હોય એવો દેખાવ કરીને રૂપસિંહ સાથે વાત ચીત કરવા લાગ્યો. તેણે કહ્યું, " ઓહો ! ઠાકોર આખરે તમે આવી પહોંચ્યા ખરા, ભલે આવ્યા, મારા બાપલીઆ, અમે તો તમારી વાટ જોઈજોઈને થાકી ગયા હતા, અને થાકી છેવટે હું પોતેજ તમારા ઘર તરફ તમારી ભાળ કાઢવા આવવાનો વિચાર કરતો હતો. તમને ખબર તો પડી હશે કે તમે જ્યારે પાંચ છ વર્ષના હતા ત્યારે તમારા પિતાએ તમારાં લગ્ન મારી દીકરી સાથે કર્યાં હતાં. તમેએ ખરા કે આટલા બધા વર્ષો વીતી ગયાં તો પણ તમે તમારી પરણે-તર ઓની કાંઇ ખબરઅંતર પુછાવવાની બીલકુલ દરકાર કરી નહિ અને આણું કર વાનું પણ તમને સુઝયું નહિ." આ વૃદ્ધ પુરૂષના શબ્દો સાંભળી રૂપસિંહ એકદમ સમજી ગયો કે હવે હું ઠગપુર પાટણમાં આવી પહોંચ્યો છું અને આ વૃદ્ધ પુરૂષ આ નગરમાં રહેતો કોઇ ઠગ હોવો જોઇએ. મારા સસરા બનવામાં તેનો કાંઈ ખાસ મુદ્દો હોવો જોઇએ. રૂપસિંહ નાનો હતો પણ ચતુર હતો અને બુદ્ધિમાં ભલભલાને પણ પાણી પાયે એવો હતો. તેથી તેણે પણ આ ઠગની સાથે સ્પર્ધામાં ઉતરવાનો વિચાર કર્યો. ભલે એ ઠગપુર પાટણનો ઠગ રહ્યો. હું પણ એને બતાવી આપીશ કે હું પણ તેનાથી ચાર ચંદા ચઢી જાઉં એવો છું. એ એક ઠગ છે તો મને પણ કોઠઠગ થતાં આવડે છે, આનર્તનો રાજા કાંઇ સૌરાષ્ટ્રના ઠગથી ગાંજ્યો જાય એવો નથી, એટલે રૂપસિંહે પણ એ વૃદ્ધ પુરૂષને એટલી જ મીઠાશથી જવાબ દીધો.

" શું કરૂં ભાઇ, મારા પિતા મને છેક નાનો મુકી ગુજરી ગયા. મારાં લગ્ન થયાની વાત તો એમણે કદી મને કરી જ નહોતી અને હું પાંચ છ વર્ષની નાની વયે પર-ણેલો એટલે મને પણ કાંઇ એ વાત સાંભરે ? પણ થોડા દિવસ ઉપર મારી ભાભીએ મને કહ્યું કે મારાં લગ્ન તો છેક નાનપણમાં સૌરાષ્ટ્રના પાટણ ગામમાં થઇ ગયાં છે. એ ખબર સાંભળી હું એકદમ આ તરફ વહુને આણું કરવા નીકળી આવ્યો. ચાલો ઠીક થયું કે ગામને દરવાજે જ તમે મને મળી ગયા એ પણ શુભ સુકન તો ખરા જ ને ? નહીં તો તમારૂં ઘર શોધી કાઢતાં મને કેટલી બધી મહેનત પડત ! ચાલો ત્યારે હવે ઝડપ કરો. તમે એકદમ ઘેર જાઓ. હું દરવાજે બેઠો છું. સાસર વાસાની તૈયારી કરો. સાસર વાસાના ગાડા સાથે તમારી દીકરીને અહીંઆ લાવો, ઘડી બે ઘડીમાં મારે અહીંથી મારી ઠકરાણીને લઇને નીકળી પડવું છે તે ધ્યાનમાં રાખજો. હોકે, ચાલો હવે ઝડપથી તૈયારીઓ કરો."

પેલા વૃદ્ધ પુરુષે જવાબ દીધો, " ઠાકોર, એ શું બોલ્યા, આજે તો મારે ઘેર દીવા-ળીનો દિવસ છે. મારા જમાઇરાજ ગામની ભાગોળે આવે અને મારે ઘેર જમ્યા વગર પાછા ફરે તો મારી એકોતેર પેઢીઓ લાજી મરે ! વળી આ તો તમે ખાસ પહેલું આણું કરવા આવ્યા છો તો તમને આમ બારોબાર જવા દેવાય ? આપણે ઘેર ચાલો, તમારી સાસુ તમારા સાળા બધાં તમારાં દર્શન કરવા અધીરાં બની ગયાં છે. આપણે ઘેર બેચાર દિવસ નિરાંતે રહો. પેંગડે પગ ને પ્રસ્થાન જેવી શું વાત કરો છો ? કુલીન માબાપની દીકરીને આમ ઉતાવળે સાસરે વળાવાય ખરી ? સૌરાષ્ટ્રના સાસરીઆઓની મહેમાનગીરી તો બે દિવસ ચાલે. પછી

નિરાંતે જવાનું તો છે જ ને. તમારા જેવા રાજવી થોડા ઘર જમાઇ થઇ અમારે ઘેર હંમેશને માટે રહેવાના છે ?

આ વૃદ્ધ પુરુષના આગ્રહ આગળ રૂપસિંહનું કાંઇ ચાલ્યું નહિ. અને તેને એની સાથે ઠગપુર પાટણ ગામમાં પ્રવેશ કરવો પડયો. જાણે પહેલેથી જ સંકેત કરી રાખ્યો હોય તે મુજબ ડોસાના ચાર દીકરાઓ પણ રૂપસિંહ સાથે જૂની પીછાન હોય તેવી રીતે વર્તવા લાગ્યા અને એ તેમને બનેવી હોય એવી રીતે તેને માન આપવા લાગ્યા. ડોસાની સ્રીએ પણ જાણે રૂપસિંહ તેનો જમાઇ હોય તેવી રીતે પ્રેમથી વાતો કરવા માંડી અને તેનો બીજી રીતે આદર સત્કાર કર્યો. તેમ તેને અતિ આગ્રહથી ઘુઘરી અને કંસારનું જમણ જમાડયું. રાત્રે સુવાનો વખત થયો ત્યારે ડોસાએ તેમ તેના ચાર દીકરાઓએ રૂપસિંહને કહ્યું, "આપને માટે ઉપલે માળે પથારી તૈયાર કરી રાખી છે માટે આપ ત્યાં સુવા પધારો." રૂપસિંહને વહેમ પડયો કે મને ઉપર સુવા મોકલવામાં આ લોકોનો કાંઇ મુદ્દો હોવો જોઇએ. કદાચ હું ઉંઘી જાઉં તો આ ડોસો અને તેના ચાર દીકરાઓ મળી મને ઉંચકી બારીએથી ફેંકી દે તો ? હું ઉપર મેડીએ સુવા જાઉં તો અહીં આ મારા ઘોડાની શી વલે થાય ? ડોસો પોતે કે એનો એકાદ દીકરો આ મારો ઘોડો ચોરી નાશી જાય તો પછી હું પગે ચાલીને કુશસ્થલી શી રીતે જઇ શકીશ ? બધી બાબતોનો વિચાર કરી રૂપસિંહે જવાબ દીધો, "મારાથી મેડા ઉપર તો સુઇ શકાશે જ નહિ. હું તો મેડે બફાઇને મરી જાઉં. હું તો ઓટલા ઉપર જ પડી રહીશ. મારે તો રાત્રે પવન જોઇએ જીએ. ડોસાએ તેમ તેના દીકરાઓએ મેડા ઉપર સુવા જવાનો રૂપસિંહને બહુજ આગ્રહ કર્યો. શરમ મુકી એક છોકરાએ તો સ્પષ્ટ શબ્દમાં રૂપસિંહને કહ્યું પણ ખરૂં કે "મારી બેન તમને મળવાને તથા તમારી સાથે વાતચીત કરવાને અધીરી થઇ છે માટે તમે મેડે જ જાઓ. ઉંઘ ન આવે તો ઘડી બે ઘડી પછી નીચે પાછા આવતા રહેજો." પણ રૂપસિંહ એકનો બે ના થયો. છેવટે થાકી તેમણે ઓટલા ઉપર રૂપસિંહનો ખાટલો ઢાળ્યો. પાસે ડોસાનો ખાટલો પણ ઢાળ્યો. અને ડોસાના ચાર દીકરાઓ નજદીકમાં જ મકાનના નીચેના ખંડમાં સુતા. થોડીવાર પછી ડોસો તથા તેના દીકરાઓ તો ઘસઘસાટ ઉંઘી ગયા. પણ ઠગપુર પાટણના સંબંધમાં એની ભાભીએ રૂપસિંહને ખાસ ચેતાવેલો હોવાથી તેમ રાતમાં જરૂર કાંઇ દગો થશે એવો તેને વહેમ પડેલો હોવાથી તે ખાટલા ઉપર જાગતો જ પડી રહ્યો.

અપ્સરાઓની રાણીએ હજી રૂપસિંહનો કેડો છોડયો નહોતો. તે ઘોડાના પગલાની ભાળ કાઢતી કાઢતી ઠગપુર પાટણે સુધી આવી પહોંચી અને ઘોડાનાં પગલાં તપાસતી તપાસતી મધરાતે તે ડોસાના ઘેર પણ આવી પહોંચી. ખાટલા ઉપર સુતેલા રૂપસિંહને તેણે પોતાના ઘોડાના ચોર તરીકે એકદમ ઓળખી કાઢયો. ધીમે રહી તે રૂપસિંહના ખાટલા પાસે આવી પહોંચી .અને ધીમે રહીને રૂપસિંહના પગને અંગુઠે એક રેશમની દોરી બાંધી દીધી. પછી કળથી તેણે તબેલાનું તાળું ઉઘાડી નાખ્યું અને પોતાના ઘોડાને બહાર લાવી તે ઉપર ચઢી બેઠી. રૂપસિંહ તો જાગતોજ હતો અને શું બને છે તે જોયા કરતો હતો જેવી રાણી તબેલામાં પેઠી કે તરતજ તે ખાટલા ઉપર બેઠો થઇ ગયો. પોતાના પગના અંગુઠા ઉપર જે રેશમનો દોરો અપ્સરાની રાણીએ બાંધ્યો હતો તે ઝપાટાબંધ છોડી નાખ્યો અને નજદીકના ખાટલા ઉપર સુતેલા ડોસાના પગના અંગુઠા



# 'સુંદર ચામડી માટે

## આટલી નજીવી કાળજી પુરતી છે

સૌંદર્ય માટે સ્વચ્છ અને મુલાયમ ચામડી આવશ્યક છે, અને આ આકર્ષણ ઘણી સ્ત્રીઓ મેળવી શકે છે નીયમીત રીતે નજીવી કાળજી લેવાથી તમારી ચામડી તાજગી અને ચમકદાર બનશે અને કદી ન હોય તેવી સુંદર દેખાશે

દરરોજ સવારે અને રાત્રે પોન્ડ્ઝનું થોડુંક 'કોલ્ડ ક્રીમ' લઈને ચામડી પર મસળો. ચામડી પરની ચીકાશને દૂર કરીને છિદ્રોમાં ઊંડે પ્રસરી એ તમામ કચરો સાફ કરે છે—મુલાયમ કપડાથી કે પોન્ડ્ઝના 'ટીસ્યુ' કાગળથી લૂછી નાખી ફરીવાર આ પ્રમાણે અખતરો કરવો—રાત્રે સુતી વેળાએ થોડુંક ક્રીમ ફરીથી ચામડી પર ચોળો અને સવાર સુધી એને લગાડેલું જ—એમને એમ—રહેવા દો

દિવસે, સૂર્યના પ્રખર તાપ અને ગરમ લૂથી ચામડીને બચાવવા પોન્ડ્ઝનું 'વેનીશીંગ ક્રીમ' વાપરો. એ જરાયે ચીકણું નથી અને પાવડર લગાવવા માટે અત્યંત અનુકૂળ છે.

પોન્ડ્ઝ ક્રીમથી તમારી ચામડીની આજથી જ કાળજી લેવા માંડો. બે અઠવાડીયામાં જ ચામડીને મુલાયમ અને તાજગી ભરેલી, ચકચકાટ મારતી જોઈને તમે જરૂર 'ઘેલા' બની જશો.



પોન્ડ્ઝ કોલ્ડ ક્રીમ ચામડીને સ્વચ્છ અને મુલાયમ બનાવવા માટે રાત્રે અને સવારે વાપરવું.



પોન્ડ્ઝ વેનીશીંગ ક્રીમ' સુસવાતી લૂ અને સૂર્યના પ્રખર તાપથી ચામડીને રક્ષવા માટે વાપરો.

# પૉન્ડ્સ 'ક્રીમ'

* * * 'સુન્દર ચામડી માટે

P. 720 I

ઉપર બાંધી દીધો અને નજદીકમાં એક ઝાડ હતું તેના ઉપર ચઢી શું બને છે તે નિરાંતે જોવા લાગ્યો. થોડીવારમાં અપ્સરાઓની રાણી પોતાના ઘોડાને લઇ તબેલાની બહાર આવી અને તેણે પગને અંગુઠે બાંધેલા દોરાની નિશાનીવાળા માણસને ઉપાડી પોતાની જોડે ઘોડા ઉપર નાખી દીધો. ડોસો એકદમ જાગી ઉઠ્યો પણ અપ્સરાની રાણીએ તો ઘોડાને પુરપાટ દોડાવી મુક્યો. ડોસાએ ચીસો પાડવા માંડી, પણ અપ્સરાની રાણીએ તો આઘુંપાછું જોયા વગર ઘોડો દોડાવે જ રાખ્યો. જે પર્વત ઉપર જંગલી હાથી રહેતો હતો ત્યાં અપ્સરાની રાણી આવી પહોંચી અને રૂપસિંહના બનાવટી સમરાને જ્યાં હાથી બેઠો હતો તે જગ્યાએ ધક્કો મારી ઘોડા ઉપરથી ઉથલાવી પાડ્યો અને પોતે મારતે ઘોડે આગળ વધી. હાથીએ જાણ્યું કે મારા કુંભસ્થળમાં ભાલો મારનાર આ જ માણસ છે, અપ્સરાની રાણીએ એને પકડી લાવી મને સોંપી દીધો છે, એટલે તેણે અત્યંત ક્રોધમાં ને ક્રોધમાં એ હગપુર પાટણના ડોસાને પોતાના પગ તળે કચડી મારી નાખ્યો.

અપ્સરાની રાણી પોતની જોડે ડોસાને ઘોડા ઉપર બેસાડી ઘણે દુર ચાલી ગઇ છે તેની ખાત્રી થતાં રૂપસિંહ ઝાડ ઉપરથી ધીમે રહી નીચે ઉતર્યો. એટલાની નજદીકમાં જ તેના કપડાં તથા બીજો સરસામાન તેમ ઘોડાનું જીન વગેરે હતાં તે લીધાં અને તબેલામાં જઇ ડોસાના જ ઘોડા ઉપર જીન નાખી તેણે કુશસ્થળીનો રસ્તો લીધો. ( અપૂર્ણ )

## આરાધના *

[ શાર્દૂલ વિક્રિડિત ]

ના, ના હું કંઇ ચિત્રકાર, ચિતરૂં દેવી છબી તાહરી,
ના, ના શિલ્પકલા પ્રવીણ, ઘડવા ત્હારી પ્રતિમા જરી;
ના, ના હું કવિ, કીર્તિગાન રચવા શબ્દો નહિં મંગલ,
કે દેવી ! કરવા પ્રસન્ન તુજને એકે નથી સાધન.

દેવી ! ના કંઇ હું બન્યો તપસી છું, હૈયે ભરી ભાવના,
એથી આદરી ભક્તિભાવ ભરિયાં, હૈયે જ આરાધના;
સ્વાર્થી હું બની આવિયો તુજ કને, માને ભલે એમ તું,
કિન્તુ સ્નેહની ધૂનવે સરિતા આ, એમાં તણાયો હું છું.

શાને જાગી હશે ઉરે વિમલ આ, ભક્તિ ન જાણું કંઇ,
શાથી ક્રન્દન આ ઊંડું ઉરમહિં, ના જાણું હું એ કંઇ;
ત્હારાં આ નયનો મનોહર મહિં, છે શું ભરી મોહની !
ખેંચે છે મનને જ એ બળ કરી, રે, દેવી ! ત્હારા ભણી

નિસ્વાર્થી તુજ ભક્ત હું હૃદયથી, શું કેવું એ શબ્દમાં ?
ભાવી એ વરશો દયા ભરી હવે, દૃષ્ટિ જ સો ત્યાં લગી,

શ્રી. કૃષ્ણરાવ ભોસલે

* મરાઠી ઉપરથી.

# ઉદેપુર

લેખક
ડૉ. હરિપ્રસાદ દેસાઇ

ચિતોડગઢ, નાથદ્વારા, કાંકરોળી અને ઉદયપુર જોવા હું અને મ્હારા મિત્ર ચિત્રકાર રવિશંકર રાવળ સાથે ગયા એ મારૂં સદ્‌ભાગ્ય ગણું છું.

કારણ, રવિભાઈની આંખ જ, અદ્‌ભુત, રસિક અને સુંદર પ્રસંગો શોધ્યા કરે છે. અને એમની આંગળીઓ, તેનાં રેખાચિત્રો દોર્યા કરે છે.

રસ્તામાં એક સ્ટેશન હતું. ત્યાં એક ગરીબ મજૂર જેવો માણસ, પરદેશ જવા અમારી ગાડીમાં બેસવા આવતો હતો. એની સ્ત્રી અને બાળબચ્ચાં, સ્ટેશન પર એને મૂકવા આવ્યાં હતાં. પણ છેક ગાડી સુધી આવી શકે એટલા "પાસો"ના પૈસા એને ખર્ચવા પરવડે એમ ન હતું. તેથી મૂકવા આવનાર બધાં, સ્ટેશનની લાકડાની વાડની બ્હાર ઉભાં રહ્યાં; ગાડી ઉપડવાની જરા વાર હતી એટલે મજૂર એમની પાસે ગયો.

આંખ આંસુથી ઊભરાતી હતી અને બબ્બે ચચ્ચાર પૈસા છોકરાંને આપતો હતો.

રવિભાઈને એ પ્રસંગ હૃદયવેધક લાગ્યો અને તે એમણે પોતાની 'નોટ'માં દોરી કઢાડયો !

ચિતોડગઢ રાત્રે પહોંચ્યા. સ્ટેશન પરની ધર્મશાળાની એક ઓરડીમાં રાત પડી રહ્યા અને વ્હાણું વાતામાં ગઢ પર જવાનું એક ગાડું કરી આવ્યા. રાત્રે વર્ષાદ આવવાથી રજપૂતાનાની શુષ્કભૂમિ ઠંડી અને સુગંધીત બની હતી.

અમારાં મનક્ષેત્ર પણ આજે લીલાં બન્યાં હતાં, મહારાણા પ્રતાપનો સમય અત્યારે અમારાં ચક્ષુ સમીપ ખડો હોય એમ અમને લાગ્યું; એ વીર સમયનાં હજારો સ્મરણોથી અત્યારે અમારૂં હૃદય ઉભરાઈ જતું હતું.

" ગઢ મેં ગઢ ચિતોડ ગઢ
ઓર સબ ગઢૈયા. "

એ ચિતોડગઢના પગ પાસેની એક ન્હાની નદીમાં પણ અત્યારે પૂર આવી ગયાં હતાં.

ધીમે ધીમે ગાડું ચાલતું હતું તે સારૂં હતું. કારણ કે એ વીરભૂમિનાં સ્થળો અને એ ઇતિહાસના પ્રસંગોની સાથે અમારો સહવાસ જામતો જતો હતો.

ઉંચો ઢોળાવ ચઢીને, ડબલ કિલ્લા અને દરવાજે ઓળંગીને અમે ચિતોડગઢમાં પેઠા.

પહેલું જે સ્થળ અમે જોયું તે શિયળની રક્ષા કરવા, સતી પદ્મિની અને એમની સાથે અનેક વીર રમણીઓએ, જ્યાં ચિતામાં પડી પોતાના જીવનનો ભોગ આપ્યો હતો તે હતું. એ જગાએ અમારાં અંતઃકરણ ઉપર બહુ જ અસર કરી. ત્યાં અમે બહુ વાર ઉભા રહ્યા. પછી એ સ્થળની પ્રદક્ષિણા કરી અને ત્યાંની રજ થોડી લઇને અમે મસ્તક પર અને કપાળે લગાવી.

પછી કુંભારાણાના કીર્તિસ્તંભ પર અમે ચડયા. એ સ્તંભ ચોખંડો છે અને વચમાં ગોળ સીડી છે. આખો સફેદ આરસનો બનાવેલો છે અને ઉપરથી ઠેઠ સુધી હિન્દુ ધર્મના દેવ દેવીઓ અને કથા પ્રસંગોની મૂર્તિઓ છે.

છેક ઉપર ગયા પછી ઝરૂખામાં બેસીને ચારે તરફ નજર નાખતાં આખો ચિતોડ

અને આસપાસનો માઇલો સુધીનો દેખાવ નજરે પડે છે.

અમે ત્યાં બેઠે બેઠે મહારાજા પ્રતાપનું સ્મરણ કર્યા કર્યું. સ્વદેશની રક્ષા માટે આ સ્થળે એમણે અનેક પ્રકારના અસહ્ય દુ ખો વેઠ્યાં હતાં. તે બધાં એક પછી એક અમે સંભાર્યાં.

"મરે ભૂખે ભાવે વનપતિ કદી ના તૃણુ ચરે,
તપે તાપે તોયે, સુખડ ન સુગંધી પરહરે !"

એવો મહારાણા પ્રતાપ હતોઃ

કીર્તિસ્તંભ ઉપર સનાતન હિન્દુ ધર્મની કલા અખંડ છે. મૂર્તિ વિધાનના અભ્યાસીઓને અને દેવદેવીઓના સૂચનોને ક્રમવાર સમજનારને જ્યાં સુધી આ સ્તંભ ઉભો છે ત્યાં સુધી નિરાશ થવાની જરૂર નથી.

ગઢની અને રાજ્યની રક્ષા કરનાર તોપો પછી અમને બતાવવામાં આવી. દર દશેરાને દિવસે એ તોપોની આજે પણ પૂજા થાય છે!

મીરાંબાઇના દ્વારકાધીશનું ચીત્તોડમાં મંદીર બંધાવવામાં આવ્યું છે ત્યાં બેસી અમે જે ભક્તની ઉદેપુર જીવતાં તો કદર ન્હોતી કરી પણ મરણબાદ એમનું સ્મરણ રાખવા કૃપા કરી છે એ જાણ્યું.

અમારૂં ચિત્ત આજે વ્યગ્ર અને ઉશ્કેરાયલું હતું રાજસ્થાનના રાણા રાજસીંહ, સાધુ ચરિત્ર સમરસિંહ પદ્મિનિ, વીરમાળા, ઇત્યાદિ વીર અને વીરાંગનાઓનાં તેજસ્વી જીવનો અમારી આંખ આગળ અત્યારે તરવરતાં હતાં

અમને લાગ્યું કે આ ભૂમિની ધુળ શરીરે ચોપડીએ. પછી અમે તે ચોપડી અને ભગવાનની પ્રાર્થના કરી કે

" હતું સ્વાધીન, પ્રભુ ! જેવું
ફરી ભારત બનાવી દે "

" હલદીઘાટ " " રાગ બાવીસ હજાર " ઇત્યાદિ વીરરસના કવિત્વમય પ્રસંગો ગાતા ગાતા અમે રૂચ્યું ત્યાં સુધી ગઢ પર ફર્યાં.

શ્રીનાથજી જતાં જે પહાડો આવે છે તે આખા પ્રદેશે અમારાં હૃદયમા અદ્દભુત રસનો સંચાર કર્યો

પરધર્મીઓના આક્રમણમાંથી બચાવવા માટે શ્રીનાથજીની મૂર્તિ આ સલામત સ્થળે લાવવામાં આવી હતી. તે વખતે શ્રીજી માટે લાખો અને કરોડો રૂપીઆની કિંમતનાં ઘરેણાં હતાં સમાધાનીજી ગુજરાતી હતા એમણે શ્રીજીના પૂજા પ્રસંગોની અઢળક ધનદોલતની અને પ્રેરક પૂજા અર્ચાની અમને ઘણી વાતો કહી મેહેલો જેવી અનેક ધર્મ-શાળાઓમાંથી એકમાં અમે ઉતર્યાં હતા

રાતનાં ગોસ્વામીજીની અગાશીમાં બેન્ડ વાજાં વાગતા હતા દામોદરજીલાલવાળો અને ભક્તોની અનેક નિર્લજ્જ અને લજ્જા સ્પદ રહેણી કરણી વિષે અમે ત્યાં ઘણું સાંભળ્યું.

સવારે મંદીર ગયા તે વખતે દર્શન ઉઘડયા નહતાં બહાર હજારો કબુતરો આનંદમાં આવીને નાચ કરતા હતા અને દાણા ખાતા હતાં એ દેખાવ અમને બહુ ગમ્યો.

યાત્રા અર્થે આવેલી, ગુજરાતી બ્હેનો ગીતો ગાતી હતી એનો સાર એ હતો કે —

' ભગવાન ! જે સુખ ઉદ્ધવને આપ્યાં
જે સુખ ગોપીઓને આપ્યાં
તે સુખ અમને આપો "

દર્શન પછી અમે નાથદ્વારાના ચિત્રકાર ઘાસીરામને મળવા નીકળ્યા એમનાં ઘણાં ચિત્રો વૈષ્ણવોના ઘરમા અમે જોયા હતા, એ કઇ કલાના દૃષ્ટિએ ઉત્તમ નથી પરન્તુ એમનાં બે ચિત્રો મ્હને એક વખત બહુ ગમ્યા હતાં, અમદાવાદ વીસની કોન્ગ્રેસ વખતે, કલાપ્રદર્શનનો હું સેક્રેટરી હતો ત્યા સ્વામી આનંદે અમને પ્રદર્શનમાં મૂકવા એ આપ્યાં હતાં એક હતું

" પ્રાત ભયો યદુ નંદન જાગો " એ વિષયનું

સરોવરની વચમાં બેટ છે. બેટ ઉપર સુંદર બગીચામાં શ્રીકૃષ્ણજી સૂતા છે અને સાથે સુતેલા પરમસખા જેવા એક આચાર્ય, પ્રાતઃકાળ થતાં વ્હેલા ઉઠે છે અને શ્રીકૃષ્ણજીને ઉઠાડે છે.

બીજું ચિત્ર હતું રાધાકૃષ્ણનું. યમુનાનો સુંદર તટ છે. પૂર્ણિમાનો ચંદ્ર ઉગ્યો છે. યમુનાનાં જળ ચંદ્રના રૂપેરી પ્રકાશથી ચળકી રહ્યાં છે.

રાધા જાણે કુદરત છે, કૃષ્ણ કુદરતમાં રહેલા ભગવાન છે. બન્ને જરા છુટાં-વળી જરા ભેગાં-એમ ઉભાં છે.

રાધા બહુજ સુંદર છે. ઝીણો સુનેરીકોરનો એણે સાળુ પ્હેર્યો છે. કૃષ્ણજીના હાથમાં બંસરી છે. જાણે એ રાધાજીને સંસાર કેટલો બધો સુંદર છે એમ કહે છે.

આ બે ચિત્રો માટે મુબારકબાદી આપવાનો મારો વિચાર હતો અને રવિલાલના તો એ ધંધાભાઈ રહ્યા એટલે એમનો ઉમળકો જુદી જાતનો હતો. પરન્તુ ધાસીરામ અમને મળ્યા નહીં. એ કંઈ બહાર ગયા હતા. અને એમને મુબારકબાદી આપવાનું કામ હજી મારૂં બાકી છે.

કાંકરોળી મને નાથદ્વારા કરતાં વધારે સારૂં લાગ્યું. બાર માઇલના ઘેરાવાના રાયસાગર તળાવને કિનારે એ આવેલું છે. ધર્મશાળાઓ વિશાળ અને સવડવાળી છે. એની બારીઓ તળાવ કિનારે ઉઘડે છે અને આખો દિવસ ઠંડો પવન આવ્યા કરે છે. ઘણા વૈષ્ણવો અહીં હવાફેર માટે આવે છે. તેઓ તળાવનું મનોહર દૃશ્ય જુએ છે અને ઠાકોરજીનાં દર્શનનો લાભ લે છે. મંદીરમાં ગવૈયા તથા બજવૈયા છે અને સમાસમાંનાં દર્શન વખતે સંગીત સાથે ભજનો ગવાય છે.

પરંતુ પ્રસાદ પાછળ અહીં વિનાકારણ બહુ ખર્ચ કરવામાં આવે છે. અસલના ધોરણે સમય બદલાયો અને પ્રસાદ ખાનાર ઓછાં થયાં છતાં જુની રૂઢી પ્રમાણે અમુક ઉત્સવે અમુક વજનનો પ્રસાદ તો થાયજ. એ કબાટોમાં ભરી મૂકવામાં આવે છે અને બગડે છે.

સ્વ. રામતીર્થ કહેતા હતા કે આપણી પડતીનું મુળ કારણ સાધારણ અક્કલનો અભાવ શિવાય બીજું કંઇ નથી. "કોમન સેન્સ" જે આપણે વાપરતા નથી એથી આપણું જેટલું બગડે છે એટલું બીજા કશાથી નથી બગડતું.

રાયસાગર એ રાણા રાજસિંહે બંધાવેલું છે. રાયસાગરને દક્ષિણ કિનારે મંદીર છે અને પશ્ચિમ કિનારે મહેલ અને નવ ચોકીનો ઓવારો છે.

નવ ચોકીનો ઓવારો જોવા અમે વરસતે વર્સાદે નીકળ્યા હિમાલયના ઉંચા ઉંચા પહાડો ચડેલા એટલે ઉદેપુરના પહાડોનો અમારે મન બિલકુલ હીસાબ નહોતો. એટલે ધોરી રસ્તે જવાને બદલે અમે ટુંકો પહાડી રસ્તો લીધો.

એ પહાડની નવ ચોકીના ઓવારાની બાજુએ અડધા ઉતર્યાં હોઇશું, અને વાઘ જેવું ન્હાર ઉભેલું જોયું. પગ થરથરવા માંડયા અને કઇ બાજુએ નાસવું એનો વિચાર કરતા હતા એટલામાં સાથે ભોમીઓ હતો તેણે કહ્યું કે આ વાઘ નથી, ન્હાર છે. એ માણસને કરડતાં નથી. પાસે થઇને ચાલ્યા જાવ. પછી અમે હિંમત રાખીને ચાલી ગયા. પરંતુ નિશ્ચય કર્યો કે પહાડોમાં અજાણ્યે રસ્તે જવું હોય તો પાસે ઓછામાં ઓછી પાંચ છ બારની પીસ્તોલ તો જોઇએજ.

નવ ચોકીનો ઓવારો બહુજ સુંદર છે. આખો ઓવારો સફેદ આરસનો બનાવેલો છે અને ૯ ચોકીઓ એટલે મંડપો છે. મંડપો ઉપર સુંદર કોતરણી છે અને એ કોતરણી દેલવાડાનાં દેવળોનું સ્મરણ કરાવે છે. ગૂજ-

રાતના સોમપુરા શિલ્પિઓ, છેક રજપૂતાના, માળવા સુધી પહોંચી જતા હતા. ઉદેપુરના " માસ્ટર આર્કીટેક્ટ " એટલે મુખ્યસ્થપતિ શિલ્પાચાર્ય મંડન કરીને હતા એ સોમપુરા બ્રાહ્મણ હતા. એમના ઇષ્ટદેવ, વિશ્વકર્મા હતા આ સોમપુરાઓનો ઇતિહાસ ગૂજરાતને ગૌરવ અપાવે એવો છે. રાજ્યમહેલો, કિલ્લા, મંદીરો, મૂર્તિઓ ઈત્યાદિ જે જે ઉત્તમ કલાકૌશલ્યનાં સુપ્રસિદ્ધ કામો રજપૂતાના, માળવા, ગૂજરાત અને કાઠીઆવાડમાં છે તે બધા સોમપુરા મીસ્ત્રીઓએ કરેલાં છે.

નવચોકીના ઓવારાની પાસે રાયસિંહનો મહેલ પણ છે. આ મહેલ, નવચોકીનો ઓવારો અને રાયસાગર, જે વખતે ઔરંગઝેબની સાથેની લડાઇઓમાં રાણા રાયસિંહ પૈસે ટકે ખુવાર થઇ ગયા કહેવાતા હતા તે વખતે કરાવેલો છે, એટલે કે અઢળક ધન તે વખતે દેશમાં એટલું બધું હતુ કે બહુ ખર્ચ થયા પછી પણ આવા ઓવારા અને સરોવરોની શોભા રાજાઓ કરી શકતા.

વળી તે વખતના એન્જીનિયરની પણ એક વાત મેં સાંભળી. રાયસાગરને નૈઋત્ય ખુણે અને વાયવ્ય ખુણે બે ગામો હતાં. એન્જીનિયરે બન્ને ગામના લોકોને બોલાવીને પુછ્યું કે " બોલો તમારા બેમાંથી કોનો વિચાર બારેમાસ લીલા ફળદ્રુપ પ્રદેશમાં રહેવાનો છે ? " વાયવ્ય ખુણાના ગામવાળાઓએ વિનંતી કરી કે અમારે એવો પ્રદેશ જોઇએ. નૈઋત્ય ખુણાવાળાના ગામ લોકે એન્જીનિયરની વાત હસી કહાડી અને તમે પરમેશ્વર ખરાને ? તે ધારો તેને લીલા ને ધારો તેને સુકા રાખી શકો !

એન્જીનિયરે વાયવ્ય ખુણાના ગામને જ સદા કાળ લીલું કુંજ બનાવી દીધું. તળાવમાં આવનાર ઝરણાં, અને નદીઓ બધાં એ

## મજુર-રૂદન

જીવના ભુંગળ વાગ્યા ભાઇ, મોતના ભુંગળ વાગ્યા
ગરીબ મજુરોના રક્ત ચુસતા મોતના ભુંગળ વાગ્યા
ભાઇ ! મોતના ભુંગળ વાગ્યા.

શેઠને કાજે જીવન દેતા પાઇ ન રાતી મળતી
ખાલી બાજુરા નગ્ન નિરખતા ઘરમાં દારા રડતી
ભાઇ ! ઘરમાં દારા રડતી

રાત દીનના ઉજાગરા ને દુબળી થઇ છે કાયા
શેઠને દીઠે તાડુક મારે અમ દીસે અંગારા
ભાઇ ! અમ દીસે અંગારા.

શેઠ તણા સૌ જુલ્મો દેખી હૈયે જલતી જ્વાળા
કરડી આંખો એની નિરખી જળે વેરની જ્વાળા
ભાઇ ! જળે વૈરની જ્વાળા.

સુખી બાળ બીજા નિરખતા રડે કલેવર અમારૂં
પણ દુઃખી માનવને માટે કોણ બન્યું છે સહારૂં ?
ભાઇ ! કોણ બન્યું છે સહારૂં ?

ઉઠેલા ભુંગળ વાગ્યા ભાઇ મોતના ભુંગળ વાગ્યા
દીલ મહીં આરામ નહીં રૂડા એના તાંડવ લાગ્યા
ભાઇ ! એના તાંડવ લાગ્યા.

શ્રી પ્રબોધ દેસાઇ

બાજુથી રાયસાગરમાં વાળ્યાં અને નૈરૂત્ય ખૂણાનું ગામ આજે પણ સુકું અને રેતાળ રહી ગયું છે.

ઉદેપુરની સરહદમાં જેમ જેમ ગાડી થતી ગઇ તેમ તેમ અમારાં મન પાછાં અદ્‌ભુત અને વીર રસમાં સંક્રમણ કરવા લાગ્યાં.

ખાઇ, કોટ, કીલ્લા, અને બેવડા દરવાજાઓમાં થઇને નગર પ્રવેશ કરાતો હતો. બહાર જૈનોની ધર્મશાળા ખાલી હતી પણ અમે જૈનો છીએ એટલું કહીએ તો એમાં સવડ મળે એમ હતું. વ્યવસ્થાપકે એટલું જાુઠુ બોલવા અમને ભલામણ સુદ્ધાં કરી પણ અમે એ લાભ જતો કરી ગામમાં છેક અંદરના ભાગમાં નાની સરખી વૈષ્ણવ ધર્મશાળા હતી ત્યાં મુકામ કર્યો.

રાજ્યમહેલના દ્વારે, હાથી ઝુલી રહ્યા હતા ! અંદર રંગ રંગના મોર આરસની પગથીઓવાળા લીલા બગીચાઓમાં ફરતા હતા. ધોળા અને આપણા મોર હોય છે એવા શુદ્ધ ગોરો હતા અને એ બે વર્ણોના લગ્નથી બીજા ચિત્ર વિચિત્ર રંગના મોરો પણ ત્યાં ઘણા ફરતા હતા. આરસ સિવાય અહીં બીજાું હલકા પત્થરોનું નામ નહતું. કારણ ઉદેપુરના તમામ પહાડો આરસના છે.

મહેલ ઉપરથી દૂર દૂરનાં સુન્દર વનો અને ગિરિ પ્રદેશની શોભા એક બાજુ જોવાતી હતી તો બીજી બાજુ તળાવ અને તળાવની વચમાંનો આરસ મહેલ જણાતો હતો.

રાજમહેલમાં એક દિવાનખાનાની ભીંતો ઉપર કીંમતી, રંગીન આરસના પથ્થરો જડીને વેલો પુષ્પો અને પશુ પંખીઓની સુન્દર શોભા કરવામાં આવતી હતી. પરંતુ અમને એ શોભા યુરોપિયન ઢબની લાગી અને તે અમને આવા ઐતિહાસિક ગૌરવવાળા સ્થાને ખુંચી. રાજ્યના ડાક્ટર ગૂજરાતી હતા. એમની આગળ અમે આ સ્વદેશનો દ્રોહ કેમ થઇ રહ્યો છે એમ પૂછ્યું. ત્યારે ડાક્ટરે અમને આશ્વાસન આપ્યું અને કહ્યું કે રાણાજી ( જેઓ હવે નથી ) માં હજી સ્વદેશાભિમાન છે, એઓ દરરોજ એકલિંગજી-દર્શન કર્યા વગર જમતા નથી અને દીલ્હી શહેરમાં એમના પૂર્વજોની પ્રતિજ્ઞા છે તે અનુસાર હજી પગ મૂક્યો નથી. એમની પ્રતિજ્ઞા દીલ્હી લઇશું ત્યારે એમાં પ્રવેશ કરીશું એવી છે.

આ કારીગીરી તમે જાુવો છો તે બધા પથ્થર ઉદેપુરના છે અને કારીગર પણ કુંદનલાલ નામનો અમારા જ રાજ્યનો એક શિલ્પિ છે. એની બુદ્ધિ જોઇને મહારાણાએ એને ઇટાલી મોકલ્યો હતો. આ બધું જડીત કામ એના હાથથી થઇ રહ્યું છે.

મર્હુમ મહારાણા વિષે બીજી પણ એક વાત મારા મિત્ર સ્વ. મણીલાલ કોઠારીએ મને કરી હતી. એ કહે " હું મહારાણાને એક રાજદ્વારી કેદી બાબતમાં મળેલો. મળ્યા કે તરત હું તો રાણાને પગે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી બેઠો. મને એ ગાદીને માટેજ કંઇ એવો સ્વાભાવિક ભાવ થઈ ગયો. આંખમાં આંસુ આવી ગયાં અને મેં રાણાજીને કહ્યું કે આપ તો દેવરૂપ છો !......"

મહારાણા કહે—" હા ! અત્રે રૂખભદેવ હે (કેસરિયાજી) એકલિંગજી હે ! શ્રીનાથજી-દ્વારકાધીશ સબ હે ! ભૂમિ તો દેવભૂમિ ! લેકીન મેં દેવ કેસો ? "

રાજ્યમહેલની પાછળના સરોવરમાં એક જાુના જમાનાની રંગીન દરબારી હોડી હતી.

પણ અમે તો એક વિહાર નૌકામાં બેસીને આરસમહેલ અને બાગ જોવા ગયા. એ પણ જોવાલાયક અને સુંદર છે.

પછી સાહેલી બાગ, જ્યાં હજારો ફુવારા છે અને રાણીઓના મહેલ છે તે જોયા. આ બાગ અમુક દિવસે ફક્ત સ્ત્રીઓને જ માટે ખુલ્લો રાખવામાં આવે છે

બીજે દિવસે સવારથી એકલિંગજી જવા નીકળ્યા બધા પહાડ વર્ષાઋતુને લીધે લીલા છમ થઇ ગયા હતા પક્ષિઓના ગાન, મધુર પવન અને ગીરિપ્રદેશની રમણિયતા અનુભવતા ધીમી ગતિથી અમે જતા હતા. ઘોડાગાડી-વાળો મીયાં હતો પણ સંસ્કૃત ધાતુરૂપાવળી, અમરકોષ વગેરે ભણેલો હતો અને મહાદેવ-જીની પણ અનેક કથાઓ અને એકલિંગજીનું મહાત્મ જાણતો હતો.

માર્ગમાં ગોવાળ જાતીના યુવક યુવતિના સવનન પ્રસંગો જોયા સ્વતંત્ર ખુલ્લી હવામાં રહેનારાંનાં જીવન કુંઠીત નથી થતાં. વાંસ-ળીઓ વાગતી હતી. સુવસ્ત્ર ધારીણી યુવ-તીઓ વચમાં મદોન્મત થઇને ફરતી હતી. વર્ષાઋતુનો કેફ વસંતઋતુ કરતાંયે ચડી જતો હતો.

અને આ ભૂમિ પણ શૌર્યની—એટલે પ્રેમ અને શૌર્ય સાથે સાથે જ હોય છે.

મેવાડ એ મારવાડથી જુદો જ છે. સુરત અને ચરોતરમાં સંસ્કાર તથા જીવન સ્વાતંત્ર્યમાં જેવો તફાવત છે તેવો અમને મારવાડ અને મેવાડમાં લાગ્યો.

અહીંની સ્ત્રીઓ વધારે સ્વતંત્ર અને રસિક લાગી પુરૂષો પણ સાંજના ફૂલની માળાઓ પહેરીને નીકળતા હતા.

જગદીશના મંદીરમાં અમે દર્શન કરવા ગયા હતા ત્યાં પુરૂષો અને સ્ત્રીઓ સાથે બેસીને કિર્ત્તનો કરતાં હતાં.

મેવાડી ભાષા પણ વધારે મીઠી અને મોહક લાગી ગુજરાતીની એ વધારે નજદીક હોય એમ લાગ્યું મારવાડી ભાષા જાડી, મારવાડ વધારે ગ્રામ્ય અને ઉદેપુરને મુકાબલે મારવાડ વધારે સ્થૂળ લાગતું હતું.

દેશ ફળદ્રુપ, નદી નાળાંથી ભરપૂર અને આખી રિયાસત પહેલાંના પ્રજાપ્રેમી રાજાઓના પ્રતાપે મોટાં સરોવર અને નહેરોને લીધે રસાળ લાગી. કેરીઓ ખુબ મળતી હતી અને ફુલ અને શાકભાજી પણ પુષ્કળ હતાં.

એકલિંગજી જવાનો આખો રસ્તો બહુજ રળિયામણો અને મોહક છે.

એકલિંગજીના મંદીર પરની આકૃતિઓ, જોઇ. પણ વધારે આકર્ષક તો આ જ્યોતિ-લિંગની હ્રદયથી ભરેલી પૂજા હતી.

ચોઘડીઆં વાગતાં હતાં અને એના મધુર સ્વરના પડઘા દૂર દૂર પહાડોમાં ગાજી ઉઠતા.

એકલિંગજીની પાછળ કમળનું સરોવર છે ત્યાં અમે સ્નાન કર્યું અને જમ્યા. સરોવર બહુ સુંદર છે.

એકલિંગજી સૂર્યવંશી ક્ષત્રિઓના ઇષ્ટ દેવતા છે. એમણે એ ટેકીલા અને રણઘેલા-ઓને ખૂબ પ્રેરણા આપેલી છે

કેસરીઆજી કે ઘેબર સરોવર જેમાંથી સાબરમતી નદી નીકળે છે તે જોવાની અમને બહુ ઇચ્છા હતી પણ સમયને અભાવે એ માંડી વાળવી પડી.

હજી સમય મળે તો ઉદેપુર મારે ફરી જવું છે, એના હળદીઘાટનાં દર્શન કરવાની મનોકામના સેવી રહ્યો છુ

જય ચિતોડ ! જય એકલિંગજી ! એવી ધુનો હજી જાણે જાગૃત સ્વપ્નામાં કોઇ કોઇ વાર સંભળાય છે.

# અર્ધાંગના

લેખિકા : સૌ. કપિલાબ્હેન ત્રીવેદી

અર્ધાંગના એ હિંદુ સમાજનો ધણો નીકટતા સાધનારો પરિચીત શબ્દ છે. પરિણીત જીવનો આ શબ્દને સારી રીતે પીછાણે છે. અર્ધાંગનાના' કહેવાતા આડંબરી વિશેષણનાં પડદા પાછળ કેટલીએ ગરીબ ગાયોના ભોગ અપાય છે. સુકુમાર કળીઓને કચરી નાખે છે. રંક અબળાનાં બલિદાન દેવાય છે. એ રોમાંચક કરૂણ દશ્યો પુરૂષ વર્ગથી અજાણ નથી. કારણ એ સીતમો ગુજારનાર દેવતા એ પોતે જ છે. શાસ્ત્રાજ્ઞાનુસાર વર્તવું એ માનવ-ધર્મ છે. તેમ નિયમનું પાલન કરાવવા પુરૂષો જ મથી રહ્યા છે. છતાં એમને આ નિયમ સ્પર્શી શકતો નથી. શાસ્ત્રકર્તાએ પુરૂષોને દેવતાની પદવી અર્પણ કરેલી છે એમ તેઓની માન્યતા છે. આ સ્વાર્થીય માન્યતાની જડ એટલી ઉંડી ઉતરી ગઇ છે કે જાણે શેષનાગને માથે ચોટી. અર્ધાંગના પદ સ્રીઓને આપવાથી માનવ દેવોનું દેવતા પદ સરી પડતું હોય કે પછી અર્ધા અંગને દાસત્વના જંજીરથી જકડવામાં અધમતા લાગતી હોય. પણ એમણે શાસ્રોએ આપેલું સ્થાન લાત મારી પાતાળમાં સમાવી દઇ સગવડીયા શાસ્ર રચી કહાડયું. જેમાં સ્રી એટલે ગુલામ પશુવૃત્તી પોષવાનું સાધન, આજ્ઞાધારક અંતરવિહોણું અબોલ પ્રાણી. દેવતા ક્રોધીત થઇ લાકડીથી વાંસાને સત્કારે તો એ સત્કારની પુર્ણાહુતી થતાં દાસીએ દેવતાના ચરણે પડી ક્ષમા માગતાં એમના કોમળ હસ્તને શ્રમ પડેલો હોવાથી તેની સેવા કરવાની યાચના કરવી. એની નિર્દોષતા સાબીત કરવાનો એને અધિકાર નથી. કદી કોઇ હિંમત કરે તો તેને વધુ શિક્ષા સહન કરવી પડે એવો આપખુદીથી થઇ બેઠેલા દેવતાઓનો નિયમ છે. તેનું પ્રતીપાદન સારી રીતે કરે છે. કોઇ આ નિયમ ના પાળે તો તેને કાયર ( બાયલા )નું વિશેષણ ગળે છે. અર્ધાંગના શબ્દ ઉપર એમને અંતરથી ભારે તિરસ્કાર હશે. સમુદ્રમંથનથી દેવદાનવોને શ્રમ પડેલો તેનાથી અધીક મગજમંથનમાં એમને પડેલો. આખરે સત્ય સંશોધનથી એમની વિચારની કડીઓ બરાબર ગોઠવાઇ ગઇ. જ્યારે એમને દેવતાનું સ્થાન આપવાનું લખ્યું તે વખતે મહર્ષી .આંખમાં સુરમો આંજી ખુલ્લી આંખે બેઠેલા હતા પણ નિંદ્રાના પાસમાંથી તો પ્રભુ પણ મુક્ત નહોતા તો બીચારા મુનીદેવનું શું ગજું ! તેથી સ્રીઓનું સ્થાન નીયત કરતી વખતે નિંદ્રાદેવીએ પોતાનો અમલ ચલાવ્યો અને તેથી દાસી નહિ લખતાં અર્ધાંગના લખાઇ ગયું. ઉંઘમાં લખાએલું તે સાચું મનાતું હશે ? બળાત્કારે થઇ બેઠેલા દેવોએ પોતાનું સચોટ સાચવી રાખ્યું છે કે સાચા દેવતા પણ સાચવી શકતા નથી. પણ આ તો દેવ નહિ, માનવદેવ ખરા ’ને ! પુરૂષો એટલે સ્વાર્થની પ્રતિમુર્તી, અન્યાયનો અવતાર, લોહિ તરસ્યા વરૂ.

એમની આંખમાં અમી હોત-હૃદયમાં દયા હોત-તો સ્રીસમાજની દુર્દશા કદી થાત નહિ. સ્વાર્થનો પડદો દુર કરી અર્ધાંગનાનો અર્થ જીવનમાં ઉતારે તો દીવા જેવું દેખાતું જ છે કે એક અંગની બને બાજુને સરખો અધિકાર હોય. ડાબી જમણી બે આંખ. તો એક બંધ રાખવી અને બીજીને ખુલ્લી રાખવી. એવો નિયમ નથી, બંન્ને સરખું જ કાર્ય કરે. તેમ દેહના પ્રત્યેક અંગના ભાગ છતાં અધિકાર સરખા હોય છે. અર્ધઅંગને સમાન હક્ક પ્રાપ્ત થાય એમ હિંદુશાસ્રને માનનારા ભારત વીરોએ નિઃસંદેહ સ્વીકારવું જોઇએ. પણ સત્તાધારીના હાથમાંથી અમલશાહિ સરી જતી જોઇ એમનું સ્વમાની માનસ ધવાય છે. પ્રાચીન કાળથી ચાલતી આ પ્રણાલિકા અદ્યાપી પર્યંત ટકી રહી હતી અને છે. તેમાં સારાયે પુરૂષ સમાજને અન્યાય આપવો એ ધટીત નથી. એમાં કેટલા વિરલ રત્નો પડ્યા હશે પણ વધુ પ્રમાણ પાષાણોનું હોય છે.

આ ચેતન યુગમાં સ્ત્રીઓની ઉન્નતીને ચ્હાનારા ઘણા વિરો છે, લેખક બંધુઓ તો સ્ત્રી જીવનના ઉંડા અભ્યાસી હોય તેમ એમની મનોદશાનું ચિત્ર ઉત્તમ આલેખે છે છતાં શંકા તો રહે છે કે, શું ! એ, ભારત વિરો સાચા સ્ત્રી ઉદ્ધારક હશે ! " દુધથી દાઝેલા છાશ ફુંકીને પીએ " એ કહેવત પ્રમાણે, અસહ્ય જુલ્મ ગુજારનાર પુરૂષ જાતી, સ્ત્રીઓ પ્રત્યે અત્યંત આદર, આંતરીક દયા, પુજ્ય ભાવના ધરાવે છે ! પુરૂષોનું આ સત્ય પરીવર્તન હોય તો ભારત માતાનો ઉદ્ધાર સમીપમાં જ છે. રમણીઓનું અપમાન એ પુરૂષોનું અપમાન. જે માતાનું પયપાન કરી દેહ પોષ્યો તે સ્ત્રી જાતીનું અપમાન કોણ સહિ શકે ? માતા, પુત્રી, ભગીની, બધી જાતી એકજ છે, તેમ પત્ની એ સ્ત્રી જાતી છે તો તેનો અનાદર કરવો શું મહાન પાપ નથી ! માતા, પુત્રી, ભગીનીને કષ્ટ આપતા જોઇ તમે આનંદીત થાઓ તો પત્નીને કષ્ટ દેતાં જરૂર દર્દ થાય. પ્રત્યેક પુરૂષને પ્રભુએ બુદ્ધી આપેલી છે તો તેનો સારો ઉપયોગ કરે તો જરૂર સ્ત્રી સમાજનો સડો દુર થાય.

હિંદ માતાની દીન દુહિતા દુઃખી હૃદયે અશ્રુના સાગર ઉછાળતી રહી હોય, સમાજની સળગતી વેદીમાં પ્રાણની આહુતી અર્પણ કરતી હોય, ત્યાં જનુનીની આંખ ઠારી શાની હોય ! જનેતા પુત્ર, પુત્રીને સમાનભાવથી જુવે છે પુત્રો સાચા શુરવીર બનશે અને રણચંડી સમી પુત્રીઓ પોતાનો પ્રભાવ પ્રસરાવશે, ગુલામીની બેડીને તોડી નાખશે ત્યારે જ ગરવી ગુર્જર ભુમીના ભાગ્યનો અરૂણોદય થશે શક્તી વિના શૌર્ય ક્યાંથી ! એક હાથે ભાર કેટલો ઉપાડાય સ્ત્રી શકતી અને નર તેજની એકતાથી હિંદ માતાના ઉદ્ધારનાં દ્વાર આપોઆપ ખુલશે અને અનંત આનંદની છોળો ઉડશે.

---

## ગૌરી–પૂજન

[ રાગ—લીંબી રે ડાળી ઘાવડણની—તો ]

આવ્યો રે અષાઢ બ્હેની, ગૌરી પૂજવા ચાલી,
ઘનઘોર મેહુલો વરસે, વીજ ઝબુકે ભારી.—આવ્યો રે૦

જવારા વાવું આંગણે ને, હાથી ઝુલે બારણે,
અણુંલાં પુત ભાવણીયાં, બ્હેની ઉજવીએ.—આવ્યો રે૦

ભાલે ચંદ્ર ચાંદલો ને, મંગળ માળ કંઠે,
નાકે નથ હીરલાની, ત્રિલોક નિહાળે.—આવ્યો રે૦

ઓઢણીમાં આભલાં ને, ઘાઘરી ઘુઘરી વાળી,
શેરીએ શેરીએ રમતી 'મા' સોહે મતવાલી —આવ્યો રે૦

નાચે કુદે ફરે કુંદડી, દીસે બ્હેની ઘેલડી,
રાસ રંગ રેલ ચાલી, ધુન મચાવી.—આવ્યો રે૦

ઉજવું ઉત્સવ આનંદ મંગળ ભારી,
સહીયર આવે આંગણે, શોભા દીસે ન્યારી.—આવ્યો રે૦

કુલડાંનો થાળ ભરી, વર્ષા વધાવી,
માત કેરાં વારણીયાં લેઉં, ઉર ઉત્સાહ ભારી.—આવ્યો રે૦

સૌ. સવિતાલક્ષ્મી હ. બુચ

# જય શ્રી કૃષ્ણ

લેખિકા :
શ્રી. કોકીલાબ્હેન ન. ત્રીવેદી

અગીઆર વાગ્યાનો સુમાર થયો. રસોઇથી પરવારી બાલકોની અને સાહેબની વાટ જોતી, જરા હિંચકે બેસવા ઉપર આવી. શ્રાવણ મહિનાની શરૂઆત હતી. વરસાદ અને વાદળી તાપ વારાફરતી પડતાં હતાં, દાદરમાં કોઇનાં પગલાં વાગ્યાં. ને બારણાં ભણી જોઉં છું ત્યાં તો " બા, જે શ્રી કૃષ્ણ !" હમારા એક પીછાનવાળાએ દર્શન દીધાં અને ઉપરનું વાક્ય બોલતાં હાથ જોડ્યા. પણ એટલામાં તો તેમની જોડાજોડ બીજા મહાશય, પાછળ ત્રીજા એમ પાંચ જણે વારાફરતી " બા, જેશ્રીકૃષ્ણ " કરવા માંડ્યા. સામટા નમસ્કારો ઝીલતાં મને ક્ષોભ થયો. પણ મોં પર હાસ્ય રાખી મેં આવકાર આપ્યો. હેઠળ દાળની તપેલીમાં પાંચ નરકેસરી સમાય તેમ નહોતું. " આવો, આવો. ક્યારે આવ્યા, " મેં પુછ્યું.

" બા, ગાડીએથીજ આવીએ છીએ. " તેમણે પોટલીઓ મૂકી બેસતાં કહ્યું.

" એ...મ ? ત્યારે તો ગાડી આજ મોડી લાગે છે ! " મેં હાવકે મોંયે પૂછ્યું.

" ના રે, બા...આ. સાહેબનું ઘર કાંઇ પારકું હતું. એટલે વડોદરું જોતાં જોતાં આવ્યા. વાહ, અહીંના રસ્તા કેવા મઝાના છે ! " તેમણે ખુલાસો કર્યો.

" ઠીક, બેસો. હું સાહેબને ખબર આપી આવું " આમ કહી હું ત્રીજે માળ એમની ઓફીસના રૂમમાં ખબર આપવા ગઈ. સાહેબ હજી કપડાં ઉતારતા હતા. પણ ત્યાં તો એના એજ શબ્દો માગ કર્ણપુરે અથડાયા.

" બા, જે શ્રી કૃષ્ણ ! બા, જે શ્રી કૃષ્ણ. " આવ, ગગા. જો આ આપણાં બા. અને કાન્તા, લલિતા બાને જે શ્રી કૃષ્ણ કરો. આ શું ! ચાર પાંચ સ્ત્રીઓ, ચારેક બાલકો ને એક વૃદ્ધ ગ્રહસ્થ જે આ પહેલાંના ગામે અમારા મહોલ્લામાં રહેતા હતા તેમને મેં દીઠા. અને પરાણે સ્વાસ્થ્ય જાળવી, ઉતરેલે ચહેરે બધાંને " જે શ્રી કૃષ્ણ " કર્યાં.

મને નરમ જોઇ, તેમણે જ વાતની શરૂઆત કરી, " કેમ, બા, મઝામાં ને ! સાહેબનું ઘર પુછતા પુછતા આવ્યા. બા, તમારું હેત કાંઈ ભૂલાય. - અને સાહેબ જેવું માણસ તો કાંઈ થવાનું છે ? બા, આટલા મુન્સફો આવ્યા, પણ સાહેબની અમીદ્રષ્ટિ જ જુદી. "

તેઓએ સાહેબનાં વખાણ કરવા માંડ્યાં. ડગલે ડગલે "બા" શબ્દથી સંબોધાતી મેં કંઇક સ્વસ્થતા મેળવી લીધી. હવે તો " માથે પડી વિ[illegible]વદેવા " કરવાની હતી. આ બધાએ કોઇ કોઇ વખતે કરેલાં કંઇક કામો સંભારી, મારી આર્યવૃત્તિ શાંત પડી." મેં કહ્યું હજી નવું નવું છે. તમારી બધાંની વસ્તી ને કાળજી અહિં શહેરમાં ક્યાંથી મળે ? ઠીક થયું આવ્યા તે. ઉપર કેમ બેસી રહ્યા નહિ. "

" જુવોને બા, માણસને સાહેબનું નામ દેતાં તેણે અહિં બેસાડ્યાં. હાવકે મોંયે તેમાંના વૃદ્ધે કહ્યું.

" ચાલો ત્યારે હું રસોઇની તજવીજ કરૂં. " એટલામાં તો નીચેની મંડળી ઉપર આવી પહોંચી ને દરેક જણે સાહેબને " જે શ્રી કૃષ્ણ કર્યાં.

મેડી ભરાઈ ગઈ હતી. બધાંને સામટાં જોતાં સાહેબે આરામચેર પર બેસતાં પૂછ્યું " કેમ, કાંઈ એકાએક આવવું થયું ? " અને સર્વના નમસ્કાર ઝીલ્યા. " આ અમને

થયું કે સાહેબની બદલી વડોદરે થઈ છે. તો ઘણાં વર્ષ થયાં તે મળી આવીએ અને આ બેરાં છોકરાને વડોદરા જોવાનું મન હતું તે દેખાડતા આવીએ " એક જણે જરા ઉમંગમાં આવી જઈ કહ્યુ.

એ લોકોએ કહ્યુ કે ચાલોને તમે પણ. એકલા કરતા બધાં હોઈએ તો મઝા પડે ને સાહેબનું ઘર મોટું છે. એટલે અમે પણ વિચાર કર્યો. બીજા પાડોશીએ કહ્યું.

" ઠીક થયું. ચાલો, તમારા બાને અહિં એકલાં ગમતું નહોતું. " સાહેબ મારા તરફ જોઈ સસ્મિત બોલ્યા. મને દાદર ઉતરતી જોઈ છગનભાઈ બોલ્યા જુવો બા આ જરા ચા...આ મૂકાવી દો ને! અને મસાલો નંખાવજો. શરદીના દા...ડા છે. અને આ છોકરાંને તો હમણાં નાસ્તો આપી દેશો એટલે રમતાં થઈ જશે. પરસાદની મગજની ગોળી ને ચેવડો હશે તો ચાલશે. રાતની પુરી, કે ચોપડું હશે તોયે બારી. એટલામાં રસોઈ પણ તૈયાર થઈ જશે " પણ ત્યાં તો નાનો ગગો હું ચોપડું નહિ ખા...ઉં, શીરો બાઉ ખાઈશ. કરી રડવા લાગ્યો, ને સાહેબે તરત જ ગગાને માટે શીરો કરવાને પણ કહ્યું. " ઠીક. " કહી તેમણે પાડેલી સમજનો અમલ કરવા હું નીચે ઉતરી. અને ઉમરામાં જ છગનભાઈના ભાણેજ જે પાછળ બાકી રહી ગયા હતા, તેઓ આવતાં " બા, જે શ્રી કૃષ્ણ " કર્યા. મને ખરેખરા ચક્કર આવી ગયા. " ઓહો! કેમ છો બા! બધાં આવી ગયા ને! " ભાણેજે બેસતાં પુછ્યું. મેં પણ સામા જે શ્રી કૃષ્ણ કરીને પુછ્યું. " હા, ભાણાભાઈ. ઉપર બધાં બેઠાં છે. તમે કેમ આટલા બધા મોડા આવ્યા ? "

" હું તો કમાટીબાગનું મ્યુઝીઅમ ને રાજમહેલ જોવાનો પાસ લેવાની તપાસ કરવા ગયો'તો. આજ કંઈ પત્તો લાગ્યો નહિ. " તેણે કહ્યું.

" ઉપર સાહેબને મળજો, એટલે તજવીજ કરી આપશે. " મેં કહ્યું.

એને દાદર દેખાડી નાની ઉમરમાં વૃદ્ધોની " મા " થવાનો લ્હાવો લેતી હું નીચે ગઈ. હાળમાં ચણાનો લોટ ડહોળી, મસાલો નાખી, બે મોટાં તપેલાં બનાવ્યાં. બીજી બાજુ કંસાર, ભાત, વિ. તૈયાર કરવા માંડયું. અને ચ્હા નાસ્તો વિ નોકર જોડે ઉપર મોકલાવ્યું વગર કાગળના મ્હેમાનોની જેને વીતી હોય, તે જાણે. આખુ ઘર એ લોકો પોતાનું સમજી જે તે જ્યાં ત્યાં નાખતા હતા. છોકરાં પણ ધમાધમ કરતાં, રમકડાંઓ, ખાવાનુ વેરતા, ભાગતા હતાં. આ પ્રમાણે ઉતાવળ કરતાં છતાંયે બધું પરવારતાં સાંજના ચાર વાગ્યા અને કપડા બદલી માથુ હોળવાનું લઈ, એ લોકોની પાસે બેસવા ગઈ, તો બધાં બ્હાર જવાના કપડાં પહેરતાં હતા અને જોઈ કમળાબેન બોલ્યાં કાન્તા, લલિતા, જાઓ મારી પાસે માથું હોળાવી લ્યો.

હું તમારાં કપડાં કહાડું છું. બંને છોકરીઓ મારી પાસે આવીને બેઠી. હું આ માથી સારી થતી, કેવાએ શુકનમાં રસોઈમાંથી હિંચકે બેસવા આવી હતી, તે ચાર વાગતાં સુધી બેસવા પામી નહોતી. કમ્મર અને વાંસો દુખતો હતો. તો પણ ધીરજ રાખી, બન્નેના માથાં હોળ્યાં અને આ લોકો બહાર જશે, પછી જરા સુવાનો વિચાર કર્યો.

" કેમ જમવાનું તો ફાવ્યુ ને! " મે સાંજનુ ચોકસ કરવા માટે પુછ્યું.

" હાસ્તો, તમારી રસોઈની મીઠાશ જ ઓર છે પણ જુવો રમાબેન, અમે બને તો શ્રાવણ મહિનામાં એક જ વખત જમીએ

છીએ, એટલે સાંજે દુધનું કોરું જ ખાઇશું. અને આ કમળા બ્હેનને ગુરુવાર છે એટલે ઘીમાં કરેલા બટાકા ખાશે. અને આ કાન્તાના બાપાને રાત્રે પચતું નથી એટલે દુધ કે સાબુદાણાની કાંજી જે હશે તે ચાલશે. આ ભાણો ને છોકરાં માટે બહુ તરખડ ના કરશો. સમજ્યાં......ને...તમારે બધાંને માટે જે કરો તેજ એ લોકો તો ખાશે. વહેલાં મોડાં આવીએ તો તમારી રસોઇ બગડે ને ? આપણે એવું નહિ કે જ્યાં જઇએ તેમને હેરાન કરવા." એટલામાં છગનભાઇ ગાડી લઇને આવ્યા ને બધાં ગયાં.

આટલું બધું લાંબુ જુદાં જુદાનું મને યાદ રહેશે કે કેમ તેજ વિમાસણ થઇ. રસવારની બેસવા તો પાગી જ નહોતી, વળી મોડું ભારે જમ્યાં હોવાથી, અવીને તરત જ ચાહ નાસ્તો કરેલો તેથી રાત્રે પંચાત કરવી નહિ પડે, તેમ હું ધારતી હતી.

ઘર ધર્મશાળા જેવું થઇ ગયું હતું. કચરો નવી દબનું હોવાથી વારે વારે સાફ કરાવવું પડતું હતું. વડોદરા શહેર મોટું જોવાનું ઘણું અને સાહેબના સ્વભાવની વિપુલતા એ લોકોને ફાવી ગયાં હતાં. જોત જોતામાં તેમનું અઠવાડીયું નીકળી ગયું. અને અંદર અંદર આગ્રહ કરતાં, અમને હવે જવા દો, એમ પુછવા લાગ્યાં.

બીજા ચાર દિવસ સુધી પણ ગાડી વખતે કોઇ જવાનું હોય તેમ લાગ્યું નહિ. નોકરો પણ કંટાળ્યા હતા. સાહેબની જોડે "કેમ છો !" પુછવાનો પણ વખત મને મળતો ન હોતો. અને જતે આવતે યતા "જય શ્રી કૃષ્ણ" થી બાલકોને નિશાળે જતાં, ફરવા જતાં "બા જે શ્રી કૃષ્ણ" કહેવાની ટેવ પડી હતી. અત્યારે તેઓ નજરઆગ જેવા ગયાં હતાં, અને ત્યાંથી "ગોપાળ કૃષ્ણ"ની રીસમ જોઇને આવવાનાં હતાં, એટલે ગૃહ શાંત ને સ્વચ્છ લાગતું હતું." પણ ત્યાં તો "બા જે શ્રી કૃષ્ણ'નો શબ્દ મેં સાંભળ્યો, ને હું જરા ચીડાઇ. પણ પાછું જોઉં છું ત્યાં તો સાહેબ જ છગનભાઇની હબે ઉભા રહી, હાથ જોડી "જે, શ્રી કૃષ્ણ" કરતા જોયા, ને હું હસી પડી. "હવે તમને પણ બરાબર આવડી ગયું છે. જો, જો, કચેરીમાં પણ "બા, જે શ્રી કૃષ્ણ બોલી જવાય નહિ." મેં ગમ્મત કરતાં કહ્યું, "જે થાય તે ખરું. સહવાસનું પરિણામ છે. તમારે પણ શ્રાવણ મહિનામાં ભગવાનનું નામશ્રવણ અનાયાસે થાય છે." તેમણે કહ્યું "હું તો રાતની ગાડીમાં અમદાવાદ જવાનો વિચાર કરું છું." મેં જરા ગંભિર થતાં જણાવ્યું. તેઓ હિંચકે બેઠા. "કેમ ! કાંઇ એકાએક. તમારાં બ્હેન તો મઝામાં છે ને ?" મેં પુછ્યું. "હા રે, બ્હેનને શું થયું છે ? હું જ માંદી પડી ગઇ છું. દસશેર વજન ઉતરી ગયું છે. તે જરા હવાફેર થશે ને હમણાં ઘરમાં વસતી હોવાથી તમને ન ગમે તેમ છે નહિ !" મેં રોળ કરતે કહ્યું. "ત્યારે તો એમ છે. આ બાબતમાં જેમ તમને અનુકુળતા પડે તેમ કરો." સાહેબે હસતે હસતે કહ્યું.

ખરેખર ! તેમના જેવા પતિ પામી હું પૂર્ણ સદભાગી બની હતી. તેઓ કોઇનો જીવ દુભાવી શકતા નહિ. પોતાની નોકરીમાં ન્યાય અને સત્યને પંથે ચાલી તેઓ ઉન્નતિના પદે પહોંચ્યા હતા, અને પ્રભુએ આપણને આપ્યું છે તે તેના જ જગતના જીવો માટે વાપરતાં મનમાં સંકોચ થવો તેને તે પાપ માનતા. પણ મારાથી હંમેશાં તેમને પગલે ચલાતું નહિ, અનેક સ્વાર્થસાધુ મનુષ્યો તેમની ભલમનસાઇનો ગેરલાભ લેતાં જોઇ, મારાથી બને તેટલું બચાવવા પ્રયત્ન કરતી.

આ વખતના મહેમાનોથી હું પણ થાકી ગઇ હતી.

એક દિવસ સવારનાં તેઓ બધાં મકરપુરા જોવા ગયાં હતાં ત્યારે નોકરોને સમજાવી, રસોઇ બધાની તૈયાર કરી, ઘરનાંને જમાડી લીધાં. સાહેબ ઓફિસે ગયા અને હું બાળકોને લઇ પાડોશીને ઘેર ગઇ અને બારી અધખોલી રાખી, ઘર તરફ નજર રાખવા માંડી.

એક દોઢને સુમારે એક ગાડીમાં થોડાંક આવ્યાં. થોડીવાર બ્હાર હિંચકે, ગાદી ઉપર આડાં પડયાં. પણ ઘરમાં કોઇ હોય તેમ લાગ્યું નહિ. જમવાની ઉતાવળ કરાવનાર પણ કોઇ નહોતું. સુમસામ જોઇ, કમળાબેન બોલ્યાં ' રામા ..બા કયાં ગયાં છે ? જમવાની વાર છે ? " " બા તો અમદાવાદ ગયાં છે ' રામાએ કહ્યું. ' કેમ કોઇ માંદુ છે સવારે તો કાંઇ વાત ન કરી ? ' કમુબેને બેઠાં થતે કહ્યું, ' અમને ખબર નથી પણ તેમણે કહ્યું છે કે મારા બેનનો કાગળ આવવાથી મારે જવું પડયું છે. ને તમને મળવાનો વખત રહ્યો નથી. ઘરમાં રામો તમને બધું બતાવશે, માટે કશી હરકત વેઠશો નહિ. રસોઇ કરીને ગયાં છે ! હું પીરસવા માંડું ? ' રામે માનપૂર્વક પુછ્યું. " હા, તૈયારી કર, હજી બીજી ગાડી આવી નથી " રામો જમવાની તૈયારી કરવા ગયો. ' અરે, ઓ કાન્તાના બાપા. તમે એટલામાં ઉંઘી ગયા. બહુ રૈયા જેવા. જરા હળવા પહેર્યા તો ધારણા બોલાવશે " કમળાબેન હીચકીહું મ્હોં કરી, જરા ઉંચ અવાજે એકાંતનો લાભ લેતાં બોલ્યાં.

અને છગનભાઇને સવારના અમદાવાદથી થાકને લીધે જરા ઝોકું આવી ગયું હતું. તે સફાળા બેઠા થતા પુછવા લાગ્યા ' કેમ શું થયું ?' આ બા, તો અમદાવાદ ગયાં છે અને અત્યારે તો બધું તૈયાર છે પણ પછી આપણાથી કશું બનવાનું નથી. કોઇ કોઇને માથે નહિ ને જમવા વખત વીસ જણ તૈયાર. હું તો બહુ બહુ થાકી ગઇ છું " કમળાબેન છણકો કરી બેસતાં બોલ્યાં. આ વિચાર અત્યાર લગી તેમના મગજમાં આવ્યો નહોતો. છગનભાઇ પત્નિનો સ્વભાવ જાણતા હતા. તેમને શાંત કરતા બોલ્યા ' ત્યારે શું કરવું છે ? ' " તમારે ફાવે તે કરો. ' તેઓ છણકાઇ હિંચકે બેઠાં. ને દાદરમાંથી " બા, જે શ્રી કૃષ્ણ. કરતાં બીજા બધાં આવી પહોંચ્યાં. સામી બારીમાં ઉભેલાં ' બા અને પાડોશણને આ દ્રષ્ય જોઇ ખડખડાટ હસવું આવ્યું. ને જરા બારી બંધ કરી દીધી.

બધાએ ઉપર આવતાં, બા ને બદલે મોં ચડાવીને બેઠેલા કમળાબ્હેનને જોયાં ને ખસીઆણાં પડી ગયા.

છેવટે છગનભાઇએ સાંજની જ ગાડીમાં જવાનું નક્કી કર્યું. તેમને હવે આગ્રહ કરનાર કોઇ નહોતું. હાથે હાથ પીરસીને પછી નિયમથી છુટાં રખડતાં કપડાં તેઓ ભેગાં કરવા લાગ્યા ને પોટલાં બાંધવા લાગ્યાં.

ગાડી ... મંગાવી, સામાન મૂકાવી દીધો. જતે જતે છગનભાઇ બોલ્યા, ' રામા, સાહેબને અને બાને અમારા જે શ્રીકૃષ્ણ કહેજે હવે બધું જોવાઇ રહ્યું છે એટલે જઇએ છીએ " રામાએ સામા ' જે શ્રીકૃષ્ણ ' કર્યાં.

ગાડી દેખાતી બંધ થઇ ત્યારે રમાબ્હેને ધીમેથી નિઃશ્વાસ મૂકયો. બસ ને હેજની મોટરનું હોર્ન વાગ્યું ને રામાએ આવીને સલામ ભરી, હવે તો નાટક પૂરું જ ભજવવું એમ વિચાર કરી બાળકોને ઘેર જતાં રોકી રાખ્યાં. ઘરમાં સુમસામ જોઇ સાહેબ વિચારમાં પડયા. ' રામા, બધા બહાર ગયાં છે ?' સાહેબે પુછ્યું. મહેમાનો તો સાંજની ગાડીમાં તેઓને ગામ ગયાં છે. આપને

" જે શ્રી કૃષ્ણ " કહેવાના કહ્યા છે. અને આ સાહેબ અમદાવાદ ગયાં છે. " રામાએ અચકાતા કહ્યું અને ચાની ટ્રે મૂકી. "

" એમ...ત્યારે તો બધું ટે...બ્સો થઇ ગયું. ઠીક, રા...મા. હું પણ વહેલો કલબમાં જઇશ. અને રાત્રે જમવું નથી હોં...કે. " સાહેબે પૂર્ણવિરામ જેવું મોં કરી કહ્યું. અને આરામ લેવા હિંચકે સતા. ત્યાં તો ખડખડાટ હાસ્યનો ધ્વની તેમને કર્ણે પડયો. બાળકોએ આવી કોલાહલ કરી મૂક્યો. " કેવી ગમ્મત કરી, પપ્પાજી...અમે અમદાવાદ જઇ આવ્યાં હોં કે ! " મોટા છોકરાએ કહ્યું. ને બધાં તાળીઓ પાડવા લાગ્યાં. " શું ત્યારે તમે બધાં અહિં જ છો. " સાહેબે વિસ્મય પામતાં પૂછ્યું. " હા, હા, તમને મૂકીને જઇએ તો પાછા રાત્રે જમો નહિ ને ? આજે તો બધાં જોડે જ ફરવા જઇએ. " રમાબહેને ઉલ્લાસમાં કહ્યું. " આખરે આમ જ કર્યું ને ! " સાહેબનો આત્મા જરા દ્રવ્યો. પણ ત્યાં તો બાળકોએ, રમાબહેને અને રમાએ પણ " સાહેબ જે શ્રીકૃષ્ણ " કહી મોટર તૈયાર છે ની વરદી આપી " અને સાહેબ આનંદમાં આવી મોટરમાં બધાં જોડે બેઠક લીધી



# જીવન પરીચય

લેખિકા :
શ્રી. જયવતી દેસાઇ

(૧)

## સૌ. સમજુબા ગોવીંદભાઇ હાથીભાઇ દેસાઈ

સૌ. સમજુબાનો જન્મ ઈ. સ ૧૮૯૦ માં થયો હતો. તેમના પિતા મોતીભાઇ અમીન વિરસદના રહીશ હતા. તેઓ જાતે પાટીદાર છે. વીરસદના અમીન કુટુમ્બના મોતીભાઇ શીવાભાઇ તે વખતમાં ઘણી જ પ્રતિષ્ઠા પામેલા હતા. સરકારી નોકરીને અંગે ઘણો વખત તેઓને મોટા શહેરોમાં ફરવુ પડ્યુ હતુ. તેને લીધે જુદી જુદી જાતીના સહવાસમાં આવ્યા હતા.

જેણે ફરવાની નોકરી કરેલી હોય છે તે સારી રીતે જાણે છે કે ફરવાની નોકરી કરનારનાં છોકરાંને કેળવણીમાં ઘણો વખત બગડે છે ને કંઇક એનો ધોકો લાગે છે. પરંતુ શ્રી. મોતીભાઇ અમીને તેમનાં પુત્રી સૌ. સમજુબાને ગુજરાતી ૭ ચોપડીઓનો અભ્યાસ કરાવ્યો હતો. તેમના જમાનામાં એનાથી વધારે કેળવણી કોઇ બ્હેનો લેતા પણ નહિ

તેર વર્ષની નાની ઉમ્મરે તેઓનાં લગ્ન નડિઆદના વતની ગોવિંદભાઈ હાથીભાઇ દેસાઇ સાથે થયાં. તે વખતે ગોવિંદભાઇ વડોદરા રાજ્યના પોલીસ કમીશનર હતા. તેમની નોકરી ક્રમે ક્રમે જુદા જુદા ખાતાઓમાં થઇ, નિવૃત્ત થતી વખતે નાયબ દિવાન સુધી ચઢ્યા હતા, અને હજી પણ શ્રીમંત ગાયકવાડ સરકારનું પેન્શન મળે છે. શ્રીમંત ગાયકવાડ સરકાર સાથે એમનો સબંધ મીઠો રહ્યો છે તેમને બ્રીટીશ સરકાર તરફથી રાવબહાદુરનો ખિતાબ મળેલો છે.

सत्संगतिः कथय किं न करोति पुंसाम् । શોભતે અસર એ પ્રમાણે સૌ. બા. ગોવિંદભાઇના સહવાસથી તેઓ જે જે ગામ ફર્યાં ત્યાં સૌ સમજુબાએ સ્ત્રી ઉપયોગી કંઇ ને કંઇ કામ કર્યું જ છે.

શરૂઆતમાં વડોદરાની લેડીઝ કલબમાં મેમ્બર થયાં હતા. ઇ. સ. ૧૯૦૯ વડોદરામાં લોર્ડ અને લેડી મીન્ટો આવ્યાં હતાં તે પ્રસંગે બહેનોએ ભવ્ય ફેન્સીફેર કર્યું હતું સૌ. સમજુબાએ વડોદરા જેલના સ્ટોલની તથા નડીઆદ જનાના કલાસના સ્ટોલની જવાબદારી માથે લીધી હતી.

ઇ. સ. ૧૯૧૦ માં નવસારી બદલી થતાં ત્યાંની બેનોમાં પણ સારી રીતે હળતાં મળતાં ત્યાં સ્ત્રી હુન્નર ઉદ્યોગ પ્રદર્શન તેઓને હાથે ખુલ્લું મુકાયું હતું. પ્રદર્શનની પૂર્ણાહુતિ તથા ઇનામ સમારંભ પણ તેમને જ હાથે થયો હતો

ઇ. સ. ૧૯૧૨ માં તેઓની બદલી અમરેલી થઇ હતી. તે પ્રસંગે માતુશ્રી ચીમનાબાઇ મહારાણી સાહેબ અમરેલીની મુલાકાતે ગયાં હતાં અમરેલીની બહેનોની સાથે રહીને સૌ. સમજુબાએ સ્ત્રીઓનો મોટો મેળાવડો ભરી મહારાણી સાહેબનો સારો સત્કાર કર્યો હતો આ પ્રસંગથી તેઓ અમરેલીની બહેનોના નીકટ સબંધમાં આવ્યા હતાં.

અમરેલીથી કડી અને કડીથી મહેસાણા બદલી થઇ મહેસાણા તે વખતે ઘણું જ પછાત હતુ. પુરૂષોની ક્લબ હતી પરંતુ સ્ત્રીઓના વિકાસ માટે કશું જ સાધન નહતું, ત્યાંની ઘણીખરી બહેનોને ઘેર ઘેર ફરી બહેનોને બહાર કાઢી. સ્ત્રીઓ માટે મહિલા સમાજ કાઢી અને દર બુધવારે

સાંજે સાર્વજનિક લાયબ્રેરીમાં મળવાનું રાખ્યું. આ બહેનોને એકઠું કરવાનું કામ બહુ જ અઘરૂં હતું. ઘરની બ્હાર કોઇ જ નીકળવા તૈયાર નહતું. પરંતુ થોડીક બહેનોના સહકારથી મહિલા સમાજ ઉભી કરી શક્યાં, અને તે સમાજ તેઓ ત્યાં રહ્યાં ત્યાં સુધી તેમના જ પ્રમુખપણા નીચે ચાલતી હતી. તે વખતે ગયું વિશ્વયુદ્ધ ચાલતું હતું. તેમણે મહિલા સમાજ તરફથી રૂપિયા ઉઘરાવી વડોદરાના વૉર રીલીફ કમીટીના પ્રમુખ પર વૉર ફંડમાં મોકલ્યા હતા.

આટલું કર્યાં પછી રા. ગોવિંદભાઇ સાહેબ સૂબા તરીકે વડોદરે આવ્યા. તે વખતે મોટી ઉમ્મરની બહેનો માટે અંગ્રેજી ભણવાની જરૂરીઆત જણાતાં, કેટલાક ઓફીસરોનાં બહેનો થોડું ઘણું અંગ્રેજી શીખ્યાં હતાં. તેમાં સૌ. સમજુબા પણ હતાં. આ ઇંગ્લીશ ક્લાસ માતુશ્રી મહારાણી ચીમનાબાઇના કંમ્પેનીઅન અંગ્રેજ બાનુ ચલાવતાં હતાં. કારણ કે માતુશ્રી મહારાણીનીજ ઈચ્છા બહેનોને ઇંગ્રેજી શીખવાડવાની હતી.

ઇ. સ. ૧૯૨૦ માં ગર્લ્સ ગાઇડના વ્યવસ્થાપક મંડળમાં નીમાયાં હતાં.

તે પછી ઇ. સ. ૧૯૨૧ વડોદરાની લેડીઝ ક્લબના ટ્રેઝરરનું જવાબદારી ભરેલું કામ સૌ. સમજુબાને માથે આવ્યું. વડોદરામાં તે વખતે સામાન્ય વર્ગનાં બહેનો માટે શ્રી. ચીમનાબાઇ સ્ત્રી સમાજ નામની સ્ત્રીઓની સંસ્થા ચાલતી હતી. તેમાં તેઓ પહેલેથી જ મેમ્બર હતાં. તે ઇ. સ. ૧૯૨૨ સુધી તેના ઉપપ્રમુખ તરીકે મુકાયાં.

પાંચ ૭ વર્ષ ઉપપ્રમુખ તરીકે કામ કર્યા બાદ સમાજના પ્રમુખ લેડી ધનવંતા બેન મનુભાઇ મહેતા વડોદરેથી જવાના હર્યાં તે ગયાં એટલે તેમની જગ્યાએ ઇ. સ. ૧૯૨૭ માં સૌ. સમજુબાને પ્રમુખ તરીકે ચૂંટ્યાં. શ્રી. ચીમનાબાઈ સ્ત્રી સમાજના પ્રમુખ, ઉપપ્રમુખ થતા પહેલાંએ સૌ. સમજુબાને ઘણે ઘણે ઠેકાણે સ્ત્રી ઉન્નતિની સસ્થાઓમાં કહેલ હતું જ, એટલે શ્રી. ચીમનાબાઇ સ્ત્રી સમાજે તેઓના પ્રમુખ તરીકે યોગ્ય જ વરણી કરી હતી.

ઇ. સ. ૧૯૨૭ થી તે ૧૯૩૯ સુધી લગભગ તેર વર્ષ સુધી સૌ. સમજુબા પ્રમુખપદેથી નિવૃત્ત થયાં છે.

વચમાં કેટલીક વખત તેઓની તબીયત નાદુરસ્ત રહેતી હતી, અને ઘણી વખત તેઓએ પ્રમુખ તરીકે નિવૃત્ત કરવા માંગણી કરેલી, પરંતુ સમાજનાં બી વાવવામાં એમનો મોટો હિસ્સો હતો. અને એમની માયાળુ દેખરેખ નીચે સમાજ ફૂલી, ફાલી વીકસી હતી. તેનો રજત મહોત્સવ એમને જ હાથે ઉજવાય તો સારૂ એમ ધારી તેમના પ્રમુખપદને ફેરફાર થવા ન્હોતો દીધો.

સમાજના પ્રમુખ તરીકે સમાજની કીંમતી સેવા સૌ. સમજુબાએ બજાવી છે. શ્રી. ચીમનાબાઇ સ્ત્રી સમાજને ઘણી કુનેહથી ચલાવી તેઓએ તેને આજની સદ્ધર સ્થિતિમાં મુકી છે. તેઓ સમાજની દરેક પ્રવૃત્તિમાં ઉત્સાહ પૂર્વક ભાગ લેતાં હતાં. સમાજમાં શાંત, સ્નેહાળ ને હસમુખા સ્વભાવથી અને નાનામોટાના ભેદ સીવાય દરેક સાથે મીલનસારપણાથી વર્તન રાખી તેમણે સર્વ બહેનોની પ્રીતિ મેળવી છે.

સમાજના ભંડોળ વખતે કૉન્સર્ટ કર્યું હતું તેમાં અને રજત મહોત્સવમાં તેઓની તબીયત બહુ સારી નહિં છતાંએ ઉત્સાહપૂર્વક ભાગ લીધો હતો.

તેમના કામની કદર કરી ફુલ નહિં તો ફુલની પાંખડી સમાજના સભાસદોએ ગયે મહિને તા ૭-૭-૪૦ ને દિવસે મોટો સ્ત્રીસમારંભ કરી સૌ. સમજુબાને ચાંદીના કાસ્કેટમાં રેશમી કપડા પર છાપેલું માનપત્ર અર્પણ કર્યું હતુ.

સૌ. સમજુબાને માનપત્ર આપ્યું તે વખતે ઘણી બેનોએ તેમને અભિનંદન આપ્યાં હતાં, અને એમના જીવન પરથી આપણે એટલું તો કહી જ શકીએ કે આપણી બહેનો કામ ન કરવા માટે અનેક બ્હાનાં કાઢે છે. જો બ્હાનાં કાઢવાં હોય તો સમજુબા પાસે અનેક હતાં. એક તો એ બહોળી વસ્તારી. પાંચ પુત્રીઓ અને ત્રણ પુત્રો એ

બધાંને ઉચ્ચ શિક્ષણ આપ્યું છે ને આપે છે. બીજું જાતે માંદાં સાજાં ચાલે. તે ઉપરાંત કાઢ્યાં હોત તો અનેક બ્હાનાં કહાત.

કેટલાંક હું બહુ ભણેલી નથી કહીને ઉભાં રહે છે. સૌ. સમજુબાએ નીશાળનું ઉચ્ચ શિક્ષણ નહિં લીધેલું છતાં એ પોતાના વિદ્વાન પતિના સહવાસથી જે કુનેહ ને કૌશલ્ય દેખાડયું છે અને જે સેવાબુદ્ધિથી કામ કર્યું છે, તે કોઇ પણ વધારે ભણેલી બ્હેન કરતાં ઓછું નથી.

સૌ. સમજુબાના જીવન પરથી એટલું તો આપણે જરૂર કબુલ કરવું જ પડશે કે જે બ્હેનોને તેઓના પતિ તરફનો સંપૂર્ણ સહકાર હોય છે તે બ્હેનો ધારે તે કામ ગમે તેવા સંજોગોમાં સારી રીતે પાર પાડી શકે છે. સૌ. સમજુબાના પોતાના ખંત અને ચીકસ ઉપરાંત રા. બા. ગોવિંદભાઇ તરફથી દરેકે દરેક જાતની સગવડ એમની કાર્યસિદ્ધિમાં મોટામાં મોટી મદદ હતી. જો દરેક ભાઇ રા. બા. ગોવિંદભાઇ માફક તેમની પત્નિને સહકાર આપે તો જરૂર બ્હેનો મોટા જથામાં કામ કરતાં થઈ જશે એમાં સંદેહ નથી.

(૨)

## સૌ. શારદાબ્હેન દીવાન એમ. એ.

હીન્ડીઅન વીમેન્સ યુનીવર્સીટીનાં સૌ શારદાબ્હેન ફરીથી એકવાર બે વર્ષ માટે રેજીસ્ટ્રાર તરીકે નીમાયાં છે. છેલ્લાં કેટલાંક વર્ષોથી તેઓ એ યુનીવર્સીટીનાં રેજીસ્ટ્રાર હતાં જ. તેમના પાછલા કામના સંતોષથી ફરીથી તેઓ રેજીસ્ટ્રાર તરીકે ચૂંટાયાં છે.

સૌ. શારદાબ્હેન દીવાન બ્રહ્મક્ષત્રિય જાતિમાં પહેલાં બે ત્રણ ગ્રેજ્યુએટોમાંના ગ્રેજ્યુએટ અને પ્રથમ એમ. એ. ની પદવી ધરાવનાર બ્હેન છે.

ઇ. સ. ૧૯૨૪ માં ગુજરાતમાં " ધી પોપ્યુલેશન પ્રોબ્લેમ ઓફ ઇન્ડીઆ " ઉપર થીસીસ લખી એમ. એ. થનાર એ સૌથી પહેલાં હતાં.

આ ઉપરાંત કેટલાંક વર્ષો સુધી મુંબઇ વનિતા વિશ્રામની હાઇસ્કુલના પ્રીન્સીપલ તરીકે તેમણે સારૂં કામ કર્યું હતું.

જાહેર સંસ્થાઓમાં એમની સેવાઓનો સારો ફાળો છે. ભગિની સમાજ, સેવામંડળ વિ. સંસ્થાઓમાં મેમ્બર હોઇ સારી મદદ કરે છે. સેવા મંડળનાં તો તેઓ પ્રમુખ જ છે.

મુંબઇના સર ચીમનલાલ સેતલવાડનાં પુત્રી અને અમદાવાદના રા. જીવણલાલ દીવાનનાં પુત્રવધુ છે. બંન્ને તરફથી સારી અનુકુળતા છે. છતાં મોજશોખમાં રચ્યાંપચ્યાં ન રહેતાં જેવું કોલેજનું ભણતર પુરૂં થયું કે તરત જ સૌ. શારદાબ્હેને સેવાનું કામ ઉપાડયું છે.

શરૂઆતમાં થોડો વખત તેઓએ અમદાવાદના વનિતા વિશ્રામમાં માનદ પ્રીન્સીપાલ તરીકે કામ કર્યું હતું તે પછી મુંબઇની જુદી જુદી સ્ત્રી સંસ્થાઓમાં તેઓ ઉત્સાહથી કામ કરી રહ્યાં છે.

એમને હિન્દી વિમેન્સ યુનીવર્સીટીના રેજીસ્ટ્રાર તરીકે નીમ્યાં છે તે યોગ્ય જ છે.

આશા છે એમના વખતમાં તેઓ આ યુનીવર્સીટીનો ખુબ વિકાસ કરશે અને સંખ્યાબંધ બ્હેનો આનો લાભ ઉઠાવશે.

એમની આ સેવાઓ માટે અને રેજીસ્ટ્રાર નીમાયાં તે માટે અમારાં હર્દિક અભિનંદન.

આની જ રીતે ઉચ્ચ કુટુંબના ઉચ્ચ શિક્ષણ લીધેલાં બધા જ બ્હેનો કંઇ ને કંઇ સેવાનું અને શિક્ષણનું કાર્ય ઉપાડશે તો હિંદુસ્તાનની પ્રગતિ થતાં વાર નહિં લાગે. આપણામાં હજુયે એક વર્ગ એવો છે કે જેઓ ખાઇપીને મોજશોખ જ કરે છે, તેમણે સૌ શારદાબ્હેનના જીવન પરથી ધડો લઇ કોઇ ને કોઇ કામ શરૂ કરવું જોઇએ




લેખક : ર. 'પ્રમોદ', બી. એ.

[ જુલાઈ અંકના પાનાં ૨૫૪થી ચાલુ ]

## પ્રકરણ દશમું.

### ચંપા અને મુકુન્દ

બીજે જ દહાડે ત્રિવેણી યશોમતિ, હીરાને બોલાવવા ગાડી આવી અને એઓ ગયાં.

પ્રાણજીવનદાસ એમને પહેલો મળ્યો. અને શેઠાણી પાસે લઈ ગયો.

ચંપા શેઠાણી ઠસ્સાથી સાતઆના કોચ રોકીને બેઠાં હતાં. એમણે આવનારાંઓ ઉપર ઉપકાર કરવા ઉઠવા તસ્દી લીધી, નમસ્તે કર્યાં અને બેસવા જગ્યા બતાવી. પોતાની બાજુમાં પડેલું ભારત નજીક કર્યું. યશોમતિને કોચના પાંચ આના મળ્યા.

મુકુંદ એક ખુરશી ઉપર બેઠો હતો. એમણે પણ આવનારાંઓને વિવેક બતાવ્યો. શેઠે તો કામનું કારણ બતાવી, અહીંનાં પાછળ રહી ગયેલાંઓને આગળ વધારવા માટે મળતી સગવડતામાં આડે ન આવવા રજા લીધી.

ખબર અંતર પુછાયા. અભ્યાસની વાતચીત થઈ, મુકુન્દે પ્રોફેસરોની હકીકત પુછી, પણ વાતચીતમાંથી પાંગળાપણું ન હટ્યું.

ચંપાએ બગાસું ખાધું.

" કેમ, ભાભી અત્યારમાં. "

" સહેજ. નવરાં બેઠાં, બિલકુલ આઈડલ."

" તમને અહીં કેમ ગમશે ? આજથી આમ ઢીલાં થવા માંડ્યાં છો તે ? "

" હું પણ એજ વિચાર કરૂં છું. અહીં તે કાંઈ સોસાયટી છે. મુંબઈમાં આવું ઉદાસી નહિ. "

હીરા તો સાંભળી જ રહીઃ અહીંની પ્રજા ઉપર મુકાયું તહોમતનામું. અને જોયા જ કરીઃ નાકનું ટીચકું, ઢળેલી આંખો, કસાણું મ્હોં અને આળસ મરોડવું સ્થૂળતા તરફ ચાલવાની તૈયારી કરી ચૂકેલું શરીર.

ચંપા આગળ વધી. " મુકુન્દ, તમારૂં શું થશે ? સોબત મળશે તમને તુરતમાં ? "

યશોમતિ અને ત્રિવેણી તદ્દન રસ વગર સાંભળતાં હતાં ! એમને આ ટીકાથી જરા પણ ગુસ્સો ન આવ્યો. પોતે એ મંડળીમાં ભળી શકે એવાં પોતાને માનતાં જ ન હતાં.

" જોઈએ. કોઈને કોઈ મળી રહેશે. "

" મને શંકા છે. ત્રિવેણી બહેન, તમે શું માનો છો ? આ હંમેશાં વર્ગ લેનારા, છૂટથી હરેલ ફરેલ, સ્વતંત્ર વિચાર કરેલ–

" એમ કેમ ચાલે, ભાઈ ? "

" શું થાય બીજું ? "

" ત્રિવેણીબ્હેન, આ ગાડું કેમ ચાલે ? મેં અતિકૂટ લીધી છતાં તમારાં મોં ન ખૂલ્યાં. " ચંપાએ વાતમાં ભેળવવા ત્રિવેણીને આમંત્રણ કર્યું.

" તમે સમજી તો ગયાં છો. પછી નકામું શા માટે પૂછો છો. હું અને યશોમતિ—અને આ હીરા પણ—આજ સુધી લગભગ એકાકી વાતાવરણમાં જ ઉછર્યાં છીએ. હું તો તદ્દન સ્થિતિચુસ્ત માતાપિતા ભેગી જ રહી છું અને સ્થિતિચુસ્ત સ્વભાવની છું. યશોમતિ અને હીરા મારા કરતાં સ્વતંત્ર રહ્યાં છે અને ફર્યાં છે અને હમણાં હમણાં એઓ મુકતા બ્હેનનો પરિચય પણ પામ્યાં એટલે કદી એઓ તમારી સાથે તાત્કાલિક ભાગી શકે તો સંભવે ! મારે માટે બહુ અવકાશ નથી, અને હોય તો પણ એ લાંબા પરિચયને અંતે મારા સ્વભાવમાં પલટો આવે ત્યારે. "

" આ જવાબ સત્યઘટના-પૂર્ણ-વિષયક છે. બહુ પંચાત છે ગુજરાતી બોલવામાં—અંગ્રેજીમાં કહેવાય છે એ ગુજરાતીમાં નથી કહેવાતું '—ઘેટર-ઓફ-ફેકટ રીપ્લાય-શું થાય એનું ગુજરાતી ? " યશોમતી તરફ ફરી ચંપાએ પૂછ્યું.

" મને એ લાગુ ન આવડે. વાસ્તવિક છે; ખરો જવાબ છે. બીજું શું. "

." આપણી ભાષામાં શબ્દો કાંઈક ઓછા અને જૂદા જૂદા ભાવ બતાવી શકે એવા છે."

" હશે કદાચ. " યશોમતિએ જવાબ આપ્યો.

મુકુન્દ વિચાર કરતો હતો: આ યશોમતિ કાંઈ બોલતી નથી પણ બહુ સરળ ન હોય.

" યશોમતિ, તમે પણ સમજીને બોલતાં નથી જ ! તમે પણ સ્થિતિચુસ્ત જ હશો કે ?"

" હું ! હું શું કહીશ, ત્રિવેણી ? "

" તારી સાથે વધારે તો હીરા વસી છે."

- " હું શું કહી શકું એમાં ? " હીરાએ જવાબ દીધો.

-" મતલબ કે કોઈ યશોમતિ બહેનને સ્થિતિચુસ્ત કહેવા તૈયાર નથી. "

" બીજાં કહે એ શું કામ આવે ? એણે પોતે કહેવું જોઈએ ને ? " ત્રિવેણીએ કહ્યું.

યશોમતિને સહજ કહેવાનું મન થયું. " હું, મને લાગે છે કે નવા વિચારની ચમકમાં એકાદવાર અંજાઈ જઈ જૂના વિચારના સ્થિર પ્રકાશ તરફ વળનારી છું. "

" અંજાઈ જઈ, એટલે ? " ચંપાએ પુછ્યું

" અંજાઈ જઈ એટલે અખતરો કરી " મુકુન્દે અર્થ કર્યો.

" ના. ના, ભૂલ્યા તમે. અંજાઈ જઈ એટલે વિસ્મયતાપૂર્વક જોઈ. " યશોમતિએ સ્પષ્ટતા કરી.

" એટલે તમને એ તરફ આકર્ષણ રહે ખરું. "

" હું કાંઈક એવા સ્વભાવની છઉં: પહેલવહેલું દીવા પાસે બાળક જતાં, મા ના પાડે છતાં, એ હાથમાં લેવા પ્રયત્ન કરે એવા."

" એટલે તમને એકાદી વાર દાઝી જવાનો સંભવ ખરો ! "

" પણ એને થોડું પ્રશંસનીય ગણી શકાય છે ? અંતે તો દાઝવાનું—પાછા પડવાનું આવે છે ને ? "

" હવે સમજી. આ તો તમે તમારા સ્વભાવનું કહેવા કરતાં નવા સંસ્કારોની નિરાશીનનું વધુ કર્યું. "

" આ ઉપમા આગળ ચાલ જઈએ તો ? " મુકુન્દે પૂછ્યું.

"તો શું તારતમ્ય નીકળે, આપની ગણતરીએ" યશોમતિએ માગ્યું પૂછ્યું.

"નવા સંસ્કાર પ્રકાશ પાથરે છે" મુકુન્દે જવાબ દીધો.

"હું એમ નથી માનતી, માણસ દીવો જોવા દીવો નથી કરતું. એનાથી બીજી વસ્તુઓ જુવે છે—તપાસે છે. નવા સંસ્કાર દીવા જેવા હોય તો ભલે હોય; મને તો એ અજવાળું થયે જુના સંસ્કારની કિંમત થતી દેખાય છે.

"એ પણ ઠીક." ચંપાએ જવાબ દીધો. "પણ અંતે પ્રકાશ એ પ્રકાશ!"

"ચોક્કસ, પ્રકાશ એ તો પ્રકાશજ ને. એ વિના અંધકારમાં પડી રહેલું ઝવેરાત કયાંથી જોઇ શકાત." યશોમતિએ પોતાની માન્યતાનુસાર ટેકો આપ્યો.

"મુકુન્દ, મારી ભૂલ જ થઇ હોં! આપણને અહિ મંડળી મળી રહેશે"

"ભાભી, તમે તમને દુનિયાનું મધ્ય બિંદુ માનતા લાગો છો?" ચંપાનું મો ભારે થઇ ગયું.

"કદાચ તમે એમ કહેશો કે સૌ પોતપોતાને એમ માનતું હોય છે એમ ભલે હોય પણ બીજાઓને શું લાગે?"

ત્રિવેણીને અને યશોમતિને એમ લાગ્યું કે ચંપાનો સ્વભાવ આપ કેન્દ્રિત છે એ સાચું, પણ મુકુન્દ બહુ આક્રમણાત્મક લાગે છે.

"મુકુન્દ, તમે ચાહીને મને આમ હલવી પાડવાનું કરો છો" ચંપાએ એકદમ કચવાટથી કહ્યું.

"ભાભી, મારો એવો ઉદ્દેશ નહોતો, પણ મને એમ લાગ્યું કે આ મહેમાનોની હાજરીમાં શરૂઆતથી જ, એઓની હાજરી ન હોય અથવા એઓની હાજરી કાંઇ વિસાતમાં ન હોય એમ બોલતા આવ્યા છો અને છેવટ પણ તમે એમ જ બોલ્યાં કે આ બહેનો અને એવાં બીજાઓ તમારા સદ્દના કોઇ અનોખા ધોરણમાં ચાની શકે એવા તરીકે ગળી રહેશે. આપને કોઇને દુ:ખ લાગાડવાનો હક્ક નહિ?"

"બ્હેન, તમને ખોટું લાગ્યું છે? લાગ્યું હોય તો મારો એવો ઉદ્દેશ હતો જ નહીં હું ઘરમાં જેમ મુકુન્દભાઇ સાથે વાત કરતી હોઉં એમ જ કરી છે મ્હારો આશય તમને દુ:ખી કરવાનો કે તમને ગણતરી બહાર કાઢવાનો હતો નહિ એ જરૂર માનશો.' ચંપાએ વિવેક કર્યો.

"ના ના, એવું કાંઇ છે જ નહિ!" ત્રિવેણીએ જવાબ દીધો.

"તમને એ મ્હોંએ જ કહે કાં?" મુકુન્દે પોતાની વાત પકડી રાખી.

'એ તો નકામું હવે એ વાત મૂકી દોને આ તો પછી ખરેખર દીયર ભોજાઇ જેવું જ થઇ ગયું!' હીરાએ વાતને હળવી કરી નાખવા વચ્ચે પડવાનું કર્યું.

"જવા દો ત્યારે, નકામું કયાંક મારા ઉપર આળ આવશે કે ભાભી સાથે હું આમ જ વર્તતો હઇશ?" મુકુન્દે પણ વાતને હળવી કરવા હીરા સાથે ભળવું ઉચિત માન્યું.

"એ તો એમ જ રહ્યા કરવાનું! દીયર ભોજાઇ આમ વિના કારણ અને પરિણામ વગર લડવાનાં! અને નણંદ ભોજાઇ વિના કારણ અને પરિણામ સાથે લડવાનાં! દેરાણી જેઠાણીનું જરા જૂદું—મીઠું શું?"

'હીરા, તું આપણા સંસારની વાત કરે છે?' ત્રિવેણીએ ટીકા કરી.

"તે અમારો કાંઇ જૂદો હશે?" ચંપાએ આશ્ચર્ય બતાવી પૂછ્યું.

"હોવો તો જોઇએ જ ને! આપના

સંસારમાં દેરાણી-જેઠાની ભેળાં થાય જ ક્યાંથી ? "

" એ વાત સાચી માનો છો, ભાભી ? "

" એ તો તમારા ઉપર રહ્યું. "

" મારા ઉપર કે તમારા ઉપર ? "

" કે કોઇ ત્રીજાં જ ઉપર." હીરાએ પૂરૂં કર્યું.

" ખરેખર, હીરાબેન-તમારી વાતમાં મજા આવે છે. "

" વળી તમે લડવાનાં થયાં છો-બન્ને. "

" કેમ ? "

" મને કોઇ કહેશો તો આ બન્નેને દુ:ખ નહિં લાગે ? "

' કોને ? ત્રિવેણીબ્હેનને અને યશોમતી બ્હેનને ? તમારા ત્રણમાં એવી ભેદ-ભાવના નથી દેખાતી. "

" હીરા, તું હવે પાછી નિશાળ શરૂ કરે તો ? "

" કેમ ? હું શું ઓછી દેખાઉં છું ? અને કદી હવે વધુ દેખાવાનું કરૂં તો શા કામનું ? "

" દુનીયામાં તું ભડાકા કરવા માંડે ને ? " યશોમતીએ કારણ બતાવ્યું.

શું આ નવા સંસાર ઉપર ટીકા છે ? ચંપાને થયું.

" કેવી રીતે ? " હીરાએ પૂછ્યું.

" છૂટાછેડા માટે પ્રવૃત્તિ કરાયને ! " યશોમતિએ તદ્દન બેદરકારીથી કહ્યું.

" યશોમતિ બ્હેન ! " હીરા એકદમ કડકી ઉઠી.

" હીરા, ગુસ્સે ન થા. એ તને પોતાને નથી કહેતી, આ એક સામાન્ય વાત છે. માથે ઓઢવાનું નહિં, બ્હેન. " ત્રિવેણીએ વડીલના જેવો ભાવ બતાવતાં, વાંસે હાથ મૂકી કહ્યું.

" ના. બ્હેન, આ વધુ પડતી મશ્કરી છે."

" હીરા, તને ખોટું લાગ્યું ? " યશોમતિએ નરમ થઇ જઇ પૂછ્યું.

" બ્હેન, લાગે નહિ-આમ વાત કરો તે ?"

" હશે ચાલ. ભૂલી જા એ વાત ! " ત્રિવેણીએ સૂચવ્યું.

ચંપા અને મુકુન્દ તો એક બીજા સામે જોઇ જ રહ્યાં.

" ચંપાબ્હેન ! આ જોયું ? અમે લોકો કેવાં સ્થિતિચૂસ્ત છીએ એ ! અમારા લોકોમાં એક નાની સરખી ટીકા, મશ્કરી રૂપે પણ, અમારી માન્યતા સંબંધમાં થાય તો અમારાથી ખમાતું નથી: અમારા લોકોએ અમારી સામાજીક માન્યતાઓને ધર્મ સાથે સાંકળી દીધી છે. એટલે અમને ધર્મ ઉપર ઘા થઈ જતો દેખાય છે. " ત્રિવેણીએ વાત બદલવા પ્રસંગનો ખૂલાસો આપ્યો.

" માફ કરજો કોઇને માઠું લાગે તો ! પણ મને પોતાને હજુ આ બધી ધાર્મિક માન્યતાઓનો બુદ્ધિસિદ્ધ પાયો નથી મળતો."

" શ્રદ્ધાની વાત આવી એટલે બધે બુદ્ધિથી સિદ્ધ કરાય એવું ન હોય એમ લાગે છે. છતાં પ્રયત્ન કરીએ તો સિદ્ધ નથી થતું એમ નથી: પણ આ કરવામાં એટલું બધું અપ્રત્યક્ષમાં ઘુમવું પડે છે કે એ વાત જો મન પર ઠસાવવા નક્કી કર્યું હોય તો ન જ ઠસે-કારણ કે તર્કને અંત નથી આવતો. "

" ગમે એમ પણ આપણે કયારેક આ ચર્ચા તો કરવી છે. " ચંપા બોલી.

" હીરા, તું હાજર રહીશને એ વખતે ?" ત્રિવેણીએ પૂછ્યું.

" મને શું હરકત ! "

" આજે કડકી પડી એમ ક્યાંક આડી ફાટે તો ક્યાં જવું ? "

" બ્હેન, એમાં મારા ઉપર વાંક રાખો

છો ને ! અંગત વાત થઈ જાય તે મને લાગે નહિં ? "

" ગાંડી, પણ યશોમતિ કોઈ દિવસ ગંભીર થઈ વાત કરે છે ? "

' તો મારી ભૂલ થઇ માનો. હું એટલી નબળી છું. એ મારી આળી જગ્યા છે, એ તમે ક્યાં નથી જાણતાં ! "

' મને તો થયું કે તું રડી પડીશ ક્યાંક !"

" હા, રડાઇ પણ જાય; જો હું છૂટથી વાત ન બોલી શકું તો. "

" પત્યું ત્યારે. હીરાની પણ હાજરી હશે તો મજા પડશે. "

" પણ કહી દઉં ! કોઈના ઉપર અંગત આક્ષેપ નહિ. "

" કોઇના ઉપર એટલા તારા ઉપર જને ? "

" ગાળો કાંઇ નહિ. બોલવું હોય એમ બોલો. હું હારી. હવે છે કાંઇ ? "

" વળી, મિજાજ ખોયો કે ! " ત્રિવેણીએ કહ્યું.

" ત્રિવેણી, હવે તો આપણે પણ ક્યાંક અંદર અંદર લડી પડીશું ! " યશોમતિ બોલી.

" સારું ને ? ચંપા બહેનને જે વજન થઇ ગયું હશે એ ઉતરી જશે. "

" અમે તો એ વાત ભૂલી ગયાં હતાં નહિ મુકુન્દભાઇ ! " ચંપાએ કહ્યું.

" તે એ થોડું કોઇને યાદ રહેતું હશે. " હીરાએ કહ્યું.

" પણ મજા આવી હો. " ચંપાએ હર્ષપૂર્વક કહ્યું.

" વળી ક્યાંક કોઇ બોલી નાખતાં નહિં. " મુકુન્દે કહ્યું.

" તમે બેઠાં છો ને મને લગામમાં રાખવાવાળાં ? "

" વાહ, ત્યારે તો મોટાભાઇને બહુ ઓછું કામ થઇ જશે ? " મુકુન્દે મશ્કરી કરી.

" એની તાકાત છે કે ? "

" તો કોની ? "

" હું મારી મેળે મરજીમાં આવે તેમ વર્તી શકું છું. એમાં દખલગીરી નહિ. ! "

" વાહરે ! દખલગીરી નહોવાળાં; રહેવા દોને ? બીજે દહાડે રડતાં આવશો ક્યાંકથી છેતરાઇ આવીને. "

" ડહાપણ બધું તમારા ભાઇમાં અને તમારામાં જ હશે ! "

" છે જ તો ! "

" હોયાં, હોયાં; અમે છીએ તે સારૂં છે; નહીં તો તમારા તે શું હાલહવાલ થાય તે ખબર પડે. "

" શું ખબર પડે ? "

" શું ખબર પડે ! રહેવા દોને હવે. કાંઇક કહેશું ને પાછા નાસી જશો અહીંથી ! "

" કહી નાખોને ! બહુ દમ મારો છો તે ! "

" કહી દઇશ હો ! "

મુકુન્દને થયું કે વળી કોણ જાણે શું કહેશે અને વાત કોણ જાણે ક્યાં અટકશે. કદાચ આવેલાંઓએ ન જાણવાની–અથવા તો પહેલી મુલાકાતે ન જાણવાની–અંગત વાત કરી નાખે તો ! એણે વાત પડતી મેલી; " કાંઇ નહીં હવે; તમારે લીધે અમે; અમારે લીધે તમે નહીં પછી કાંઇ ? "

" તો ઠીક ! ત્રિવેણીબ્હેન, તમને એમ નથી લાગતું કે આ પુરૂષોની જાત જ કોઇ ઢીલી છે ! "

" સાવ એમ તો કેમ કહેવાય. સ્ત્રીઓ ઢીલી નથી હોતી ! "

" એ તો એઓએ દબાવી રાખી એટલે. "

જોઇએ, કે જેથી તેઓ જીવનમાંના વિકટ પ્રશ્નોમાંથી પણ સંયમપૂર્ણ ભાવનાથી પસાર થઇ શકે.

કન્યા, એટલે ઘરમાંની એક કિંમતી વસ્તુ હોઇ, તેના તરફ સુંદર યુવાનો આકર્ષાય, તેનાં વિવાહનો પ્રશ્ન સહેલાઇથી ઉકલે, એવી માતાપિતાની કલ્પના થવાથી કાચની પુતળી પ્રમાણે તેને સંભાળવામાં આવે છે. નિશાળમાં અથવા તો સામાજીક સમારંભોમાં તેને મળેલા થોડા ઘણાં યશ બદલ તેની બહુ જ પ્રશંસા કરે છે. તેથી આ ક્ષણિક યશ એટલે જ સર્વસ્વ છે એવી છોકરીઓની ગેરસમજૂત ઉત્પન્ન થાય છે. માતાપિતાની આ વૃત્તી અજ્ઞાનની દ્યોતક છે અને તેનું પરિણામ કેટલું ખરાબ આવે છે તે સર્વ કોઇ જોઇ શકે છે! જીવતમાંના અનેક ગંભીર પ્રશ્ન ઉકેલવાની દૃષ્ટિએ આ શિક્ષણ નિરૂપયોગી ઠર્યું છે.

છોકરીને ત્રાસ પડે નહિ, તેનું સૌંદર્ય નષ્ટ થાય નહિ, તેથી મોટા અને શ્રીમંત કુટુંબમાંની માતાઓ તેને, "મારા પ્રમાણે તું મૂર્ખ બનીશ નહિં." એવો ઉપદેશ આપે છે. "છોકરાઓના લાંબા લપસિંદરથી મારૂં જીવન નિરસ બની ગયું છે, મારી જુવાની નાશ પામી, હું અકાળે વૃદ્ધ બની ગઇ છું, તો છોકરાઓની જવાબદારી તારા ઉપર ન આવે તે પ્રમાણે વર્તજે." એવા પ્રકારની સુખલોલુપતાની કલ્પના છોકરીઓનાં મનમાં ભરાવવામાં આવે છે અને તેની અસર એ થાય છે કે, તેઓને બે જવાબદારીનું વર્તન પસંદ પડે છે અને તેથી તેઓ પત્નિત્વ અને માતૃત્વ તરફ દુર્લક્ષ કરવા માંડે છે, કવચિત જ ધ્યાન આપે છે. તેઓને વિવાહની કલ્પના ગમે તેટલી રમ્ય ભાસે તો પણ, તેની સાથે સાથે પોતાના પર આવનાર જવાબદારીઓનો સ્વીકાર કરવાની તેઓની ઇચ્છા હોતી નથી.

કેટલીક સશક્ત અને સ્વરૂપ સુંદર બાલિકાઓને ભ્રમર વૃત્તીવાળું આયુષ્ય વિતાવવાનું પસંદ હોતું નથી. એકાદ સુંદર અને શ્રીમંત પતીની પ્રાપ્તી કરી લેવી એટલી જ કૃતકૃત્યતા તેઓ માનતી નથી, તેમજ માતૃત્વની સ્વાભાવિક જવાબદારી ઉપાડવાની તેઓની તૈયારી હોય છે. એવી જ બાલિકાઓ તાર, રાષ્ટ્રની શકિતનાં અને સ્થિતીનાં આધાર તરીકે રાષ્ટ્ર જુએ છે,

યુવાન સ્ત્રી પુરૂષોની વિવાહ પહેલાંની પ્રેમલીલા અથવા તો વિવાહ થયા પછી વિતાવવામાં આવતો મધુચંદ્ર ( Honey Moon )નો સમય વિગેરે બાબતો ન હોવી જોઇએ એમ કોઇ કહેતું નથી. આ બાબતોને પણ જીવનમાં આવશ્યક સ્થાન છે, પરંતુ તેનો ઉદ્દેશ કેવળ આનંદ કરવાનો ન હોઇ, તેમાં એક પ્રકારનો વિશિષ્ટ હેતુ સમાયેલો છે. આ હેતુ એટલે, વંશરક્ષણ અને તેનું સાતત્ય ટકાવી રાખવું એ છે. દરેક સ્ત્રી પુરૂષે, દરેક પ્રકારે પોતાની ઉન્નતિ થાય તે માટે પોતાનું કર્તવ્ય પૂર્ણ કરવું જોઇએ જ. પત્નિત્વ અને માતૃત્વમાં જવાબદારી રહેલી છે પણ સ્ત્રીઓએ તેનો સ્વીકાર આનંદથી કરવો જોઇએ. તમારા ઘરમાં પ્રફુલ્લિત થનાર દરેક માનવી-પુષ્પ, તમારો આનંદ દ્વિગુણીત જ કરશે.

દરેક બાલિકા કયારેક તો સ્ત્રી બનવાની છેજ, પણ તેને બલવાન, સુંદર અગર કદ્રુપી, નિરૂત્સાહી અને રોગી બનાવવી તે આપણાં હાથની વાત છે. તેને તેની યુવાનીનાં સમયમાં જેવા પ્રકારનું માર્ગદર્શન થશે, તે ઉપર આ બધી બાબતો વધારે આધાર રાખશે.

પુરૂષોને અશક્ત-નિર્બળ કહેવાથી જે પ્રમાણે ગુસ્સો ચડે છે, તેજ પ્રમાણે સ્ત્રીને પણ પોતાની દુર્બલતા બદલ ગુસ્સો ચડવો જોઇએ. તેઓએ શરીરે મજબૂત અને નિરોગી બનવું જોઇએ, એટલે માતૃત્વની અને પત્નિત્વની જવાબદારી ઉપાડવા માટે લાયક બનશે અને તેની સાથે સાથે જ સુખ, આનંદ અને ઉલ્હાસની ઘરેઘેર સમૃદ્ધિ રહેશે.

—કિશોરીકલ કકચર

---

## [૩] લગ્નપૂર્વેની દાક્તરી તપાસ

જેઓ ભણેલા છે તેઓ પશ્ચિમનું જોઇ જોઇને વિચારમાં તો એટલું મંજુર રાખતા થયા છે કે લગ્ન પહેલાં વરકન્યાની તપાસ થવી જોઇએ. પ્રજનન એ લગ્નનો મુખ્ય હેતુ છે એ સ્વીકારીને જાતિનિય દૃષ્ટિએ વરકન્યા પરસ્પરને અનુકુળ છે કે નહિ એનો તાગ લેવાની પ્રથા યુરોપ અમેરિકામાં તો લગભગ સ્થપાઇ ચૂકી મનાય. પણ સામાન્ય આરોગ્ય અને શરીરના અવયવો ખોડખાંપણરહિત

છે કે નહીં એ જાણવા પૂરતી પ્રાથમિક શારીરિક તપાસ પણ આપણે ત્યાં થતી નથી એટલે જ થોડાક દિવસ પર દાહોદની એક વણિક કન્યાએ પોતાને ધામધુમથી લગ્ન કરીને પરણવા આવનાર શ્રીમંત વરરાજાની સંપૂર્ણ દાક્તરી તપાસ થાય તો જ પોતે એને પરણશે એવી હઠ લીધી તે સમાચાર નવાઈભર્યા લાગ્યા કરે છે જે મૂગી મૂગી, ચોરીમાં કોઈની પધરાવી બેસે છે તે જ ઊઠીને પોતાનો વિરોધ નોંધાવે એ જેટલું નવાઈભર્યું છે તેટલું જ જે પ્રથા હજી અસ્તિત્વમાં નથી તેનો આચરણ લેવાની એ હિમાયત કરે એ નવાઈભર્યું છે આવો આગ્રહ અચરજ પમાડે છે પણ આવો આગ્રહ રખાતો નથી એ સ્થિતિ અચરજ પમાડતી નથી એ આપણા સંસારની વિચિત્રતા છે કુળની, સંપત્તિની, હવે ભણતરની, જન્માક્ષર મળ્યા ન મળ્યાની ને બીજી અનેક રીતે ચોખાને ચોકસું કરવાની દરકાર રાખનારો આપણો સમાજ એક અતિશય મહત્ત્વની બાબતમાં ઢાંક પિછોડો કરવાની વૃત્તિ દાખવે છે

બહુ જ નસીબ પર છોડી દેવાની ટેવવાળા આપણા સમાજમાં પ્રયત્ન કર્યા વિના આ પ્રથા સ્થાપી શકાય એમ નથી છોકરાનો કે છોકરીનો સામાન્ય દેખાવ અને આરોગ્ય વિશેની અછડતી ને અહીંતહીંની વાતોથી મન વાળવાની ટેવ હવે વિસારે પડવી ઘટે છે, પણ જ્યાં સુધી કાયદો નહીં થાય ત્યાં સુધી આ પ્રથા અમલમાં આવે તેમ લાગતું નથી એક તો કન્યાના માવતર ગરજવાન ને ઓશિયાળા હોય એવી આજની સ્થિતિ છે. પોતાની કન્યાને પરણવાની જે કૃપા કરતો હોય તેના આરોગ્ય વિશે શંકા કરવી એ તો એની ખફગી વહોરવા જેવું થયું કહેવાય, ને કન્યાના માવતર આ આગ્રહ રાખતા થાય તેવી આશા રાખવા જેવી જ નથી. જો વ્યક્તિગત રીતે આ પ્રશ્નને લેવામાં ન આવે ને સામાજિક દૃષ્ટિથી એને તપાસવામાં આવે તો શારીરિક તપાસનો આગ્રહ બન્ને પક્ષને લાભકર્તા છે જ્યારે એમાંથી એકમાં કશુંક વાંકું હોય ને ઢાંક રાખવા ખાતર લગ્ન લેવાના હોય ત્યારે જ આ પ્રશ્ન વ્યક્તિઓને સતાવી શકે, પણ એવા લોકોની દયા ખાવાની જરાયે જરૂર નથી એટલું જો લગ્ન નોંધવામાં આવે, પરણનારાની વય અને દાક્તરી અભિપ્રાય પણ નોંધાતો રહેતો હોય તો રાજ્યની ચાંપતી દેખરેખ નીચે થતા લગ્નો અનારોગ્યને અટકાવી શકશે

( પ્રજાબંધુમાંથી )

## [૪] સુધરેલા દેશોને શરમ છે

Everything is fair in Love and War એવી એક વ્યવહારપટુ ઉક્તિ છે પ્રેમમાં એનો જો વિનિયોગ થાય તો જરૂર ઠમકમાં આવે, પણ યુદ્ધમાં એનો વિનિયોગ થાય ને થાય છે જ તો એ સમજી શકાય એવું છે. યુદ્ધ પોતે જ એક અનીતિ છે એટલે એના સાજસરંજામમાં અનીતિનાં અનેક ઉપકરણો હોય જ. લશ્કર સાથે જોડાયેલા કૂટણખાના એવું એક ઉપકરણ છે. પત્નીઓ અને પ્રેયસીઓથી અનિશ્ચિત સમય સુધી વિખૂટા પડી જવાનું જેમને ભાગે આવ્યું છે એવા સિપાહીઓને માટે લશ્કરમાં આમોદ-પ્રમોદનાં સાધનો ફેરવવા પડતા હોય છે નાચગાન, નાટકો, મિજલસો, વગેરેથી એમને રાહત આપવાનો પ્રયત્ન થાય ત્યાં સુધી તો ઠીક છે, પણ એમના જાતિય આવેગોને ટાઢા પાડવા માટે વેશ્યાઓને પણ રોકવામાં આવે છે મળેલા અહેવાલો જો સાચા હોય તો પોલેન્ડ પર વિજય મેળવ્યા પછી કેટલીયે પોલિશ યુવતીઓને જર્મન સૈનિકોનો આનંદ બુઝાવવા માટે પશ્ચિમ અને ઉત્તર મોરચાઓ પર મોકલી આપવામાં આવી હતી વેશ્યાસંસ્થા એ માનવજીવનનો કમનું પરાજય છે, ઉપભોગીવૃત્તિ એ વિરૂપ સંતાન છે ને એ અનિષ્ટ રાજમાન્ય ન બનવું જોઈએ, પણ વિજય એ જ જેની નીતિ છે એવું યુદ્ધ અનિષ્ટોને સંઘરે ને પંપાળે એવું બનવાનું જ. છતાં જોસેફાઈન બટલર અને ફ્લોરેન્સ નાઈટિંગેલ જેવી શિષ્ટ સુરુચિ ધરાવતા બ્રિટિશ નરનારીઓનો સાથ મેળવીને લશ્કરોના કૂટણખાનાંની વિરુદ્ધ જબરી જેહાદ જગાવી હતી પરિણામે બ્રિટને આજથી આશરે સાઠ વર્ષ પહેલાં લશ્કરી કૂટણખાના કાઢી નાખ્યા હતા. સૈનિકોની નીતિની ભાવનાને જ નહિ પણ તંદુરસ્તીને પણ એ ભયરૂપ છે એ બ્રિટને સમજાયું તે માટે એ અભિનંદનનું અધિકારી છે પણ ફ્રાન્સે આ દૂષણને ઉત્તેજ્યું

હતું તેની પણ હમણાં જ જાણ થઇ ફ્રાન્સની થોડીક કેથોલિક સંપ્રદાયની સ્ત્રીઓએ કાર્ડિનલ આર્કબિશપ હિન્સ્લી પર એક પત્ર લખીને એવાં કૂટણખાનાં બંધ કરાવવાની માગણી કરી તેથી આ હકીકત વધારે જાહેરમાં આવી. ફ્રાન્સના લશ્કરમાંથી એને નાબૂદ કરવાને જે પ્રયાસો તે પછી ઉપાડી લેવાયા તે પાંગરે તે પહેલાં તો ફ્રાન્સની શરણાગતની કરૂણ કથા સાંભળવાની મળી છે.

( પ્રજાબંધુમાંથી )

---

## [૫] યુદ્ધ અને અનાચાર

મેડમ પેસોં નામની સ્ત્રીજાતિની પવિત્રતા માટે કાળજી રાખનાર એક બાઇએ ફ્રેંચ કાર્ડીનલ હિન્સલેને એક પત્ર લખ્યો છે અને તેમાં યુદ્ધ વખતે સૈનિકો તરફ ચલાવવામાં આવતા અનાચાર ઉપર આંસુ વરસાવ્યાં છે. યુદ્ધભૂમિ પર લડતા સૈન્ય માટે ફ્રાન્સમાં પરવાના આપીને વેશ્યાગૃહો ઉઘાડવામાં આવ્યાં છે તેની સામે મેડમ પેસોંની ફરિયાદ છે.

જાતીયવૃત્તિ એક સામાન્ય ભૂખ છે એવી માન્યતામાંથી ફ્રેંચ સરકાર સૈનિકોને માટે આ સગવડ કરી આપે છે. જાતીયવૃત્તિ એ ભૂખ છે અને જો તેને ન સંતોષવામાં આવે, તો માણસો રોગી અને ગાંડા થઇ જાય એ ખરૂં છે, છતાં એ વૃત્તિ બજારૂ રીતે સંતોષવાની સગવડ કરી આપવી તે જુદી જ વાત છે. જાતીયવૃત્તિ સંતોષવા માટે સૈનિકોને અમુક અમુક દિવસને અંતરે નિયમિત ઘેર જવાની પરવાનગી આપવી જોઇએ, પરન્તુ તેમને માટે નજીકમાં જ વેશ્યાગૃહો ઉઘાડી આપવાં એ તો અનાચારને આંમણે બોલાવવા જેવું છે. એ વૃત્તિ સગવડ આગળ બીનજવાબદાર બને છે અને તે નિર્બંધને લલચાવે છે; પરન્તુ સગવડને અભાવે તે સંયમમાં રહે છે

આવાં વેશ્યાગૃહોમાં છોકરીઓને અનેક લાલચો આપીને પરવાનાદારો રોકે છે અને એવાં ગૃહોમાંથી તેમને મુક્ત કરાવનારા પરોપકારી જનોનો અભિપ્રાય એવો છે કે સરકારી વેશ્યાગૃહોમાંથી છૂટેલી છોકરીઓ તદ્દન ચીંથરા જેવી અને કમતાકાત બની જાય છે. તેઓનું બાકીનું જીવન ઉત્સાહહીન અને અનેક રોગોથી પીડાતું પસાર થાય છે. મેડમ પેસોં કહે છે કે પરદેશમાંથી આવી સ્ત્રીઓની ભરતી કરવામાં આવતી હોય તો પણ એ પરદેશી સ્ત્રીઓ પણ અમારી બહેનો છે અને તેમની એવી દુર્દશા અમારાથી જોઇ જતી નથી.

કાર્ડીનલે આ પત્રનો જવાબ સહાનુભૂતિથી વાળ્યો છે અને એ પત્ર ફ્રાન્સના વડા પ્રધાન પર મોકલીને તેમને એ વેશ્યાગૃહો બંધ કરવાની વિનતિ કરી છે. ( બહુરૂપી )

---

## [૬] મીસ મેયોના દેશમાં અમેરીકાની દારૂબાજ સ્ત્રીઓ

બોસ્ટન મ્યુનીસીપલ કોર્ટના ન્યાયાધીશ ફ્રોટોલેએ થોડા દીવસ પહેલાં એમ સીધ્ધ કર્યું છે કે જેલખાનાં ને ગાંડાની ઇસ્પીતાલોમાં વધારે કેદીઓ ને દરદીઓની ભરતી થવાનું કારણ વધતી જતી શરાબખોરી છે. અમેરીકાના જેલખાનામાં જેટલા કેદીઓ આવે છે તેમાનાં સેંકડે ૮૪ ટકા જેટલા લોકોએ ગુન્હા દારૂના કેફમાં કરેલા હોય છે. ગાંડાની ઇસ્પીતાલમાં દાખલ થયેલા લોકોમાંથી અરધા લોકો દારૂબાજ હોય છે. અમેરીકામાં દારૂનું પ્રમાણ હવે એટલું બધું વધી પડ્યું છે કે જુવાન છોકરીઓ અને સ્ત્રીઓ પણ પુરૂષોના જેટલીજ દારૂ પીને બેસંન બને છે.

દારૂની દુકાનોમાં દારૂ વેચવાનું કામ પહેલાં પુરૂષો કરતા હતા, પણ હવે તેમનું સ્થાન સ્ત્રીઓએ લીધું છે. દારૂના ધંધામાં અત્યારે અમેરીકામાં દસ લાખ સ્ત્રીઓ કામ કરે છે. ડેટ્રોઇટમાં તો સાંજે હજારો જુવાન છોકરીઓ અને તરૂણ માતાઓ મદિરા-ગૃહમાં આરામ લેવા આવે છે. એ સ્ત્રીઓ પોતાનાં ધાવણાં કે નાનાં બચ્ચાંને ઘેર રડતાં મૂકી આવી રીતે સહેલ કરવા નીકળે છે. નાનાં છોકરાંની તેમને લગારે ચિંતા હોતી નથી. કોઇ પાડોશી જો પોલીસને જણાવે તો પોલીસ રડતાં બાળકોને લઇ જાય છે, ને તેની માતાને સોંપે છે. માતાઓની આવી જાતની બેદરકારીને લીધે અમેરીકામાં ગુન્હાનું પ્રમાણ વધવા લાગ્યું છે. માતાઓએ રેઢાં મુકેલાં બાળકો નાનપણથીજ ગુન્હા કરવા પ્રવૃત્ત થાય છે. ચિકાગોનમાં ૧૯૩૭ માં બાળ ગુનેગારોની સંખ્યા ૫૮૧૩ હતી. સુધરેલી અને ફેશનેબલ સ્ત્રીઓની દારૂબાજીની અસર ભાવિ પેઢીના ઉપર થયા વિના રહેતી નથી.

( ચિત્રમય જગતમાંથી )



**શ્રીમતી રાહીનાબેન તૈયબજી :** મુંબઈ પ્રાંતીય હિંદુસ્તાની બોર્ડનાં સભ્ય અને મંત્રી તરીકે નીમાયાં છે.

**મીસ ગ્રેસી એલન :** અમેરીકામાં જાણીતા સીનેમા અભિનેત્રી છે. તેમણે અમેરીકામા પ્રેસીડન્ટની ચૂંટણીમાં પ્રમુખ રૂઝવેલ્ટ સામે પ્રમુખ તરીકેની ઉમેદવારી નોંધાવી છે.

**શ્રી. વીરમતી મહેતા :** સુરત સાર્વ.-ગર્લ્સ હાઇસ્કુલના શિક્ષીકા બ્હેને પુનામાં ગર્લ્સ ગાઇડ વર્ગમાં તાલીમ લીધી છે.

**બ્હેન મહાકિતી દવે :** (સુરત) એમ. એ પરીક્ષામાં પાસ થયાં છે.

**બ્હેન કુસુમ દુર્ગારામ મહેતાએ** (સુરત) પીસીક્સમાં એમ. એ. ની ડીગ્રી મેળવી છે.

**શ્રીમતિ ઉમાબાઈ કુન્ડેપુરની** દેખરેખ નીચે મુંબઇમાં અને ગામડાઓમાં પુખ્ત ઉમરની સ્ત્રીઓમાં અક્ષરજ્ઞાનનો પ્રચાર કરવા માટે ખાસ ખાતુ ખોલવામાં આવ્યુ છે. આ બ્હેન પ્રૌઢ શિક્ષણ પ્રાંતિક બોર્ડનાં એક સભ્ય છે.

**સીંધ સરકારે** સરકારી નોકરીઓને અંગે કર્વે યુનીવર્સીટીના ડીગ્રીઓને માન્ય રાખવામા આવશે એવું જાહેર કર્યું છે.

**સૌ. ચંદ્રમણીબેન છોટાલાલ દ્વારકાંદાસ પરીખે** નડીઆદમાં હરીદાસ હોસ્પીટલના મકાનમા ખડાયતા વણીક સ્ત્રીઓને પ્રસુતિ સમયના ઉપયોગ સારૂ હોલ બંધાવી આપ્યો છે.

**બર્માની પૂજારિણી :** બાહ્મી સાધ્વી હોય છે. બર્મામાં હજી નાગપૂજા થાય છે. સાધ્વી પૂજારીણી ચમત્કારીક રીતે જોખમ ખેડીને નાગને ચુંબન કરે છે. કેટલાક લોકો આને જાદુ માને છે પરંતુ જાદુ નહિં પણ હિંમતને લીધે આ કાર્ય થાય છે.

**અમેરીકાની દારૂબાજ-સ્ત્રી મીસ મેયેનાદ:** દેશમાં સ્ત્રીઓ કેટલા મોટા પ્રમાણમા દરૂ પીએ છે ને કેવી અવસ્થા ભોગવે છે તે આ પત્રમા ફુલવેણીમા આપ્યું છે.

**શ્રી કુસુમાવતી મથુભાઈ ત્રીવેદી :** તેઓ અમદાવાદની ઉદીચ્ય સહસ્ર બ્રાહ્મણ જ્ઞાતિનાં છે તેમની જ્ઞાતિમાં તેઓ પ્રથમ ગ્રેજ્યુએટ થયાં છે. અભિનંદન

**૧૧ વર્ષની બાળા પેપરની તંત્રી :** વાસસેસ ઓરેગામ નામના ગામમા "વાલસેઝ સ્ટાર" નામનું દૈનિક પેપર આ નાની બાળા ચલાવે છે. આ બાળાનું નામ ડોરોથીઆન હોબસન છે. અમેરીકામા એનું દૈનિક ખુબ પ્રચાર પામ્યું છે. યુરોપમાં પણ એના ઘણા ગ્રાહકો છે. આ બાળાના અભિપ્રાયોની નોંધ લેવાય છે. જ્યારે એણે તંત્રીપદ શરૂ કર્યું ત્યારે માત્ર નવ વર્ષની હતી.

**યુરપ અમેરીકાની વધતી જતી ફેશનો :** આજકાલ યુરોપ અમેરીકા જે દેશોને આપણે સુધરેલા ગણ્યા અથવા તો આપણા મગજમા સુધરેલા મનાવ્યા તે દેશોની સ્ત્રીઓની વધતી જતી ફેશન તરફ નજર નાખીશું. કોઇ સ્ત્રી રબ્બરના કપડા કરાવે છે. કોઇ કાચનાં કપડાં કરાવે છે. મર્સીડસ રેકસાસ નામની મીસ વર્જીનીઆ વીન નામની યુવતીએ ૬૦ હજાર દાણાની એક જોડ કપડાં કરાવ્યાં છે. આ કપડાંનું વજન ૪૦ રતલ થાય છે. હિંદુસ્તાનની બ્હેનોને એટલી જ વિનંતી કે ખાદીના કપડાનું આટલું વજન નહિં થાય માટે જરૂર ખાદી પહેરશો જ.

**કુ. હેમલતા મહેતા :** સુરતના મહેતા હીરાલાલ સોલીસી-ટરની પુત્રી કુ હેમલતા સોલીસીટર થયા છે.

**સૌ. સમજુબા દેસાઇને માનપત્ર :** વડોદરામાં ચાલતી શ્રી. ચીમનાબાઇ સ્ત્રી સમાજના પ્રમુખ તરીકે તેર વર્ષ સુધી સેવા બજાવી નિવૃત્ત

થયાં છે. પ્રમુખ તરીકે બજાવેલી સેવા બદલ સમાજ તરફથી તેઓને માનપત્ર આપવામાં આવ્યું છે. મેળાવડો વડોદરાના દિવાન સાહેબનાં પત્નિ શ્રી રંગામલ કૃષ્ણમાચારીના પ્રમુખપદે થયો હતો. આ પ્રસંગે તેજ સમાજનાં મંત્રી સૌ અવન્તીકાબ્હેન આચાર્યને અભિનંદન આપવામાં આવ્યું હતું. સૌ. અવન્તીકાબ્હેને એજ સમાજમાં એક વર્ષ સુધી મંત્રી તરીકે સેવા કરી હતી. તેઓની વરણી હવે પ્રમુખ તરીકે થઇ છે.

સૌ. શારદાબેન દીવાન એમ. એ. હીન્દી વીમેન્સ યુનીવર્સીટીના ફરીથી બે વર્ષ માટે રેજીસ્ટ્રાર નીમાયાં છે.

સુભદ્રાદેવી ખુન કેસ ; હાપૌરા નામના સંયુક્તપ્રાંતમાં આવેલા દેશીરાજનાં રાણી સુભદ્રાદેવીનું ગોળીબ્હારથી ખુન કર્યાના આરોપસર એમના પતિ હાપૌરાના રાજા તથા એમના સાસુ રાજમાતા બંનેને વીશ વર્ષની સખ્ત કેદની સજા થઇ છે.

સાર્વજનિક કન્યા વ્યાયામ મંદીરનો છઠ્ઠો વાર્ષિક ઉત્સવ : પેટલાદમાં કન્યા વ્યાયામ મંદીરનો વાર્ષિક ઉત્સવ શ્રી રૂદ્રકાન્ત દિવાનજીના પ્રમુખપદે થયો હતો. આ વ્યાયામ મંદીર શ્રી કમુબ્હેન મજમુદાર તથા શ્રી શૌરીકાબ્હેન દેસાઇના ખંતથી પ્રારંભાયું છે.

રાજકુમારી અમૃતકુંવર : તથા એમનાં ભાઇએ એન્ડ્રુઝ સ્મારક ફંડમાં રૂ. ૧૦૦૦) અર્પ્યા છે.

શ્રી. કુલરાણી ઓરીસ્સાનાં હરીજન બાળા છે. તેમનાં લગ્ન ત્યાંનાજ આબકારી સબ ઇન્સ્પેક્ટર શ્રી રાધા માધવ ચિત્રે સાથે થયાં છે.

વિજાપુરમાં મહિલા પુસ્તકાલયનું મકાન બાંધવાનું કર્યું છે.

શ્રી. હેમપ્રભા મજમુદાર : બંગાળ ધારાસભાનાં સભ્ય છે. તેઓના મકાનની ઝડતી લેવામાં આવી હતી. રાષ્ટ્રીય ચળવળને અંગે ઝડતી લેવાઇ હતી.

શ્રી. ઉષાબાઇ ડાંગે : મુંબઇના મજુર કાર્યકર્તા ને આગેવાન છે. તેમને ઉશ્કેરણીના આરોપસર ત્રણ વર્ષની કેદ ફરમાવી છે.

શ્રી. જયોત્સનાબ્હેન શુક્લના પ્રમુખપણા નીચે સુરત મહિલા ક્લબની વાદસભા (ડીબેટ) થઇ હતી. તેનો વિષય "હિંદુસ્તાન માટે ગ્રામ્યજીવન લાભદાયક છે." એ હતો.

શ્રી. હીરાબ્હેન બાબુલાલ નાણાવટીના પ્રમુખપણા નીચે શ્રી. ચીમનાબાઇ સ્ત્રીસમાજ વડોદરાનો ગૌરી ઉત્સવ થયો હતો.

લેડી કૃષ્ણમાચારીના પ્રમુખપણા નીચે વડોદરામાં લડાઇ માટે પૈસા એકઠા કરવા માટે સ્ત્રીઓની સમિતિ નીમી છે. કોન્સર્ટ તથા બીજી અનેક રીતે પૈસા ઉપરાવવામાં આવશે.

૩૨૮ બ્હેનોએ વડોદરા રાજ્યમાં ગયે વર્ષે શરૂ કરેલા પ્રૌઢ શિક્ષણ વર્ગમાં લાભ લીધો છે ૪૮૯૫ પુરૂષોએ લાભ લીધો છે અને ૧૪૨૩ વિદ્યાર્થીઓ સાક્ષરતા પ્રાપ્ત કરી વર્ગમાંથી છુટા થયા છે. આમાં ૬૩ બ્હેનો હતી.

શ્રીમતી વિજયાલક્ષ્મી પંડીતને મેડમ ચાંગ-કાઇ-શેક તરફથી પત્ર મળ્યો છે. આ પત્રમાં તેઓ હિંદ મહિલાઓના પ્રતિનિધિ મંડળને દક્ષિણ આવકારની ખાત્રી સાથે ઓક્ટોબર માસમાં આમંત્રણ આપે છે.




**લલમણી**—લેખક અવીનાશ વ્યાસ; મૂલ્ય ૧–૮–૦ નવરાત્રી અને અન્ય ઉત્સવો પ્રસંગે ગાવાને માટે ઉપયોગી રાસ ગરબા વિગેરેથી ભરપૂર છે કેટલાક ઋતુને અનુકુળ રાસ–ગરબા છે. ગરબાના રાગ, સાથે અને તાલ રહે એટલા સારૂ સામે પાને દરેક ગરબાનું સ્વરદર્શન આપ્યું છે, ઋતુઓ ઉપરાંત ગરબામાં કુદરતને પણ સારૂ સ્થાન આપ્યું છે આ ઉપરાંત સામાજીક અને પૂજનના ગરબાઓ સારા પ્રમાણમાં છે.

કૃતિમાં સાહિત્ય ઉચ્ચ પ્રકારનું છે અને રસીક પણ છે સંગીત એવું છે અને સંવાદ પણ સારા છે. લલમણી પુસ્તક પ્રસિદ્ધ કરી લેખકે ગુજરાતના ગરબાનું ગૌરવ વધાર્યું. ગુજરાતણો આ પુસ્તકમાંના ગરબા જરૂર ગવરાવશે એવું કહીએ તો ખોટું નથી આ ઉપરાંત કાગળ અને છાપકામ બંને સારા છે. મૂલ્ય કાંઈક વધારે છે.

**ગોળીબારની મુસાફરી**—સંપાદક અને પ્રકાશક, સૌ હંસાબેન મહેતા કીંમત રૂ ૧–૮–૦ અંગ્રેજી પુસ્તક ગુલીવર્સ ટ્રાવેલ્સનો પાકો ફેર અનુવાદ છે એની આ બીજી આવૃત્તિ છે એ જ બતાવે છે કે બાળકોમાં તે પુસ્તક પ્રિય થયું છે આ પુસ્તકમાં સાહસિક વાતો ખુબ છે.

**સૌભાગ્ય**—સંપાદિકા અને પ્રકાશિકા સૌ ધનિષ્ઠા મજમુદાર, પ્રકાશક સ્વાશ્રયી લેખક મંડળ. વાડી, ડી, રૂપિઓ એક આમાં બધા જ લેખો બહેનોના હાથે જ લખાયેલા છે અને મોટે ભાગે સ્ત્રીજીવનના પ્રશ્નોને ચર્ચતા જ લખાણો છે સાત વાર્તાઓ ઉપરાંત પાત્રીસ ગીતોનો સમાવેશ છે આમાંના થોડાક હીન્દીમાં પણ છે.

**રાસજ્યોતિ**—લેખિકા સૌ ધનિષ્ઠા બેન મજમુદાર. ગરબા સહેલાઈથી ગાઈ શકાય એવી સહેલી ભાષામાં રચાયેલા છે. આ નાનકડું પુસ્તક પુસ્તક નવરાત્રીમાં ને નાની બાળાઓની કન્યા શાળાઓમાં ઉપયોગી થઈ પડે એવું છે કિ. ફક્ત દોઢ આનો જ છે

**સુવર્ણમોહિની**.—લેખિકા દીવાળીબેન વાલજીભાઈ ભટ્ટ, આ નાનકડું કાવ્ય પુસ્તક ગુર્જર સાહિત્ય ભંડાર તરફથી પ્રસિદ્ધ થયું છે, "આર્દલાન્ડા રેમ"ના કાવ્ય પરથી આ બધા ખંડ કાવ્યો લખાયા છે કી ૦–૧–૦

**રસજ્યોત**—પ્રકાશક ધૈર્યચંદ્ર ર બુદ્ધ, કુલ અગીઆર કાવ્યો પરંતુ વિવિધ વિષયોનાં છે અને હૃદયસ્પર્શી છે કીંમત ફક્ત એક જ આનો છે, તેના પ્રમાણમાં પરંતુ ખુબ સારી છે.

**ગૃહજીવન શાસ્ત્ર**—પ્રકાશક કૃષ્ણાજી રામચંદ્ર સહ. બી. એ બી. ટી. એસ. સી. અને દત્તાત્રય રામચંદ્ર જોગરેકર બી. એ ડી. ટી. એસ. સી કેમેસ્ટ્રીક સાયન્સના સતત અભ્યાસ પછી આ પુસ્તક તૈયાર કરવામાં આવ્યું છે. આ પુસ્તકમાં ગૃહવ્યવસ્થા, પોશાક, આહાર, આરોગ્યના નિયમો શરીરશાસ્ત્રોના મૂળતત્વો, બાળઉછેર તથા માંદા માણસોની સારવાર આ વિષયો સારી રીતે વર્ણવ્યા છે.

આ પુસ્તકને શાળામાં સ્થાન અપાયું છે તે બરોબર છે. જરૂરી આકૃતિઓ પણ આપી છે ઉપરાંત એમાંના બે પ્રકરણો અનુભવી ડૉ. હર્ષદરાય સાકરલાલ ઠાકોર એલ એમ એન્ડ એસ તથા તેમના વિદુષી પત્નિ સૌ કુમુદબેન ઠાકોર બી એ એસ. ટી સી ડી ને હાથે લખાયા છે, ને તે પ્રકરણો માંદાની સારવાર અને બાલઉછેરના છે

આ પુસ્તક લોકોપયોગી થશે જ.






## યુરોપીય યુદ્ધ અને હિન્દી સ્ત્રીઓ :

ફ્રાંન્સના પતન પછી યુરોપનું યુદ્ધ હાલ થંભ્યું છે. બન્ને પક્ષો પોત પોતાની તૈયારીઓ કરી રહ્યા છે. છુટા છવાયા વિમાની તથા નૌકા હુમલા થાય છે. આ હુમલા સામા પક્ષની તૈયારી જાણવાના હેતુથી થાય છે. ઉગ્ર સ્વરૂપના ભણકારા રૂપે છે. કોઇ જાણી શકતું નથી ઇગ્લાંડ પરનો હુમલો કયારે પડશે, કેવો પડશે અને એનું શું પરિણામ આવશે. જર્મનીએ પંદર દિવસમાં પોલાંડ, બે દિવસમાં નોર્વે, પાંચ દિવસમાં હોલાંડ અને તેર દિવસમાં ફ્રાન્સ કબજે કર્યાં. આ વિજળીક યુદ્ધ દુનિયાના ઇતિહાસમાં અજોડ છે. ફ્રાન્સ જેવો પ્રચંડ દેશ જે ગયા યુદ્ધ પછી અતિશય બળવાન થયો હતો તે આટલો બધો ઝડપથી મહાત થશે એ કોણ કલ્પી શકે ? ન માની શકાય તેવું અઠવાડીઆ–પખવાડીઆમાં બન્યું. આ ઝડપી બનાવોથી આપણે શીખામણ લઇએ ? કે દૈવ પર છોડીએ ? મનુષ્ય પ્રયત્ન ઇશ્વર કૃપા એ સુમેળ ન્યાયે વર્તવામાં ડહાપણ છે. આપણે બહેનોએ આ પ્રયત્નમાં ફાળો આપવો જોઇએ. હિન્દી મહાસભાએ સ્વયંસેવક દળ–અરાજકતા સમયે ઉપયોગી–સ્થાપવા આરંભ કર્યો છે. આમાં આપણે જોડાઇ યોગ્ય ફાળો જરૂર આપીએ. મહાસભાના આગેવાનો અમારી શકિતનો પૂરો ખ્યાલ કરતા હોય તેમ જણાતું નથી. દરેક પ્રાન્તોમાં પુરૂષોને લગતી પ્રવૃત્તિ આદરાઇ છે. સ્ત્રીઓને આમંત્રણ અપાયેલું હોય એમ અમારા જાણવામાં આવ્યું નથી. ૧૯૨૦–૧૯૩૦–૧૯૩૨ ની અસહકારની અહિંસાત્મક લડાઇમાં સ્ત્રીઓનો ફાળો મેળવ્યા પછી હાલ તેમને વિસરી જવાય છે.

*

## હિન્દુ શકિત :

ગુજરાત પ્રાંન્તિય મહાસભાનું મુખપત્ર ' હિન્દુ શકિત ' સાપ્તાહિક પત્રનું તંત્રી પદ ગુજરાત પ્રાન્તીય હિન્દુ મહાસભાના પ્રમુખ, અમદાવાદ અને મુંબાઇના અગ્રગણ્ય કેળવણીકાર રા. પ્રાણલાલ કીરપારામ દેસાઇએ લીધું છે. રા. પ્રાણલાલ દેસાઇને અમે ઘણા વર્ષોથી ઓળખીએ છીએ. તેઓ કોલેજમાં ભણતા હતા ત્યારથી રાષ્ટ્રીય ભાવના ધરાવે છે અને ઉદ્દામ–વીનીત વિચારના છે. સન ૧૯૨૦–૨૨ માં અમદાવાદ મ્યુનીસીપાલીટીમાં તેમણે કોંગ્રેસ પક્ષની કેળવણીની નીતિને ટેકો આપ્યો હતો અને સરકારી નોકરીનું રાજીનામું આપી અમદાવાદ મ્યુનીસીપાલીટીના કેળવણી ખાતાના વડા તરીકે કાયમ થયા હતા. તેઓ ધર્માંધ નથી. ધર્મના ઝઘડામાં ઉતરે એટલી કોઇ પણ ધર્મ તરફ એમની લાગણી હોય એમ હવે માનતા નથી. અત્યારનો હિન્દુ-મુસલમાન પ્રશ્ન પંજાબના મુખ્ય પ્રધાન સર સીકંદર હયાતખાન કહે છે તેમ–ધાર્મિક પ્રશ્ન નથી એ રોટલીનો આર્થિક પ્રશ્ન છે. હિન્દુ અને મુસલમાન એક રાષ્ટ્રની બે મોટી કોમો, જુથ છે. તે દેશના સર્વ ભાગમાં ખુણે ખુણે પથરાયેલાં છે. દેશના રાજ્ય કારભારમાં, દેશની કુદરતી દોલતની વ્હેંચણીમાં આ બે કોમો વચ્ચે હરિફાઇ ચાલી આવી છે અને ચાલે છે. દરેક દેશમાં આવા જુથો છે અને હરિફાઇ પણ ચાલે છે જ. આવા એક જુથ હિન્દુ મહાસભાને મુખપત્રની ખાસ જરૂર હતી તે હિન્દુ-શક્તિ પૂરી પાડે છે. " કોમી કે સાંપ્રદાયિક મતાંતાથી આ પત્રને વિમુખ રાખવામાં આવશે. કોમી કડવાશ વધે કે કોઇ પણ કોમની ધાર્મિક લાગણી દુભાય એવા લખાણોને આ પત્રમાં

બીલકુલ સ્થાન આપવામાં આવશે નહિ. બીજા બધા પક્ષોની ઉપયોગી પ્રવૃત્તિઓની અવગણના કરી માત્ર એક પક્ષનું પ્રચાર કાર્ય કરવાની નીતિ આ પત્રે સ્વીકારી નથી."

હિન્દુ જુથ પોતાનું લોબીઈંગ કરે તો? અને કદાચ બીજી કોમની સ્પર્ધાનું સાધન બને તેમાં ખોટું શું છે? સર્વ રાષ્ટ્રોમાં જુદા જુદા જુથો પોતાની ઉન્નતી માટે પગલાં લે છે અને એમ સૌ જુથો ઉન્નતી સાધતાં દેશને ઉન્નત કરે છે. અમે હિન્દુ શક્તિની ફતેહ ઇચ્છીએ છીએ

*

## વિધવાનો વાંક?

સમાજમાં બાળ વિધવાની તરફ નાના મોટા સ્ત્રી પુરુષની નજર હોય છે જ. જાણે કે વિધવા એ એક ગુનો અથવા રાક્ષસ ન હોય! એ રસ્તામાં નીકળે, દેવદર્શને જાય, હસીને બોલે, હસીને આવે તો સમાજને એમ લાગે કે રાંડ કાં તો કોઈને ફસાવશે કે પોતે કોઈમાં જરૂર ફસાએલી હશે. આવી આવી ખોટી શંકાઓ ઘણાને આવે છે.

આપણા સમાજના એ કલંકતાનો બિચારી બાળાઓનાં નાનપણમાં લગ્ન કરે અથવા પૈસાની ખાતર ઘરડા વરની સાથે લગ્ન કરે અને એ મહાપાપ તેમનું જીવન બરબાદ કરી એ નિર્દોષ બાળાનો ભવ બગાડી તેનો જવાબ દેવા પરમાત્માને ત્યાં જાય ત્યારે એ બાળાનો એકે આરો ન હોય અને યુવાન વય થતાં એ પારણાને લાયક થાય, લગ્નના ગાઢા સ્વપ્નો જોવાને મન લલચાય, ત્યારે એને ખબર પડે કે પોતે વિધવા છે. એ વખતે એના દુખોનો બીચારીને કંઈજ પાર રહેતો નથી અને એ યુવાની કાં તો તેને કુવો બતાવે અથવા તો વેશ્યાવાડો. તેના કરતાં તેવી વિધવાઓને ફરીથી લગ્ન કરવાની છુટ મળે તો?

*

## સ્ટવ યુવતિનો ભોગ

પાલડીમાં રહેતા બ્રાહ્મણ મગનલાલ લક્ષ્મીશંકરની આશરે અરાઢ વર્ષની સ્ત્રી દેવકુંવર ગયા મહીનામાં સ્ટવથી દાઝીને મરણ પામ્યા છે.

આ અને આવા સમાચાર અઠવાડીક-પેપરે અને દેનીકોમાં હમેશા આવેજ છે. કોઈને કોઈ ગામમાં આવા અકસ્માતો થાય છે અને પેપરમાં એક પેરીગ્રાફ આવા કરૂણ બનાવ બતાવતો હોય છે.

મોટે ભાગે સ્ટવનો ભોગ બહેનોજ થાય છે. એક તો સ્ટવ સળગાવવાનું કામ મોટે ભાગે બહેનોનેજ કરવાનું હોય છે અને બીજું આપણી બહેનોનો પહેરવેશ. આ બન્ને કારણોને લીધે બહેનો સ્ટવનો ભોગ થઈ પડે છે.

સ્ટવ વેચનારાઓને અને ઘરમાં ઉપયોગ કરનારાઓને એટલું જ કહેવાનું કે સ્ટવ તમે લેઓ છો અને રાખો છો તેને તમે બરોબર સળગાવતા શીખજો અને સારો પહેલેથી જ ખરીદો.

ઘેર લાવી તમારી વહુ દીકરીઓને બરોબર સળગાવતા શીખવો. પ્રથમ પીન કરો પછી કાકડો મુકો વધારી પછી પંપ આપો. આમ કર્યાથી સ્ટવનો ભડકો ન થતાં બરોબર થશે.

કેટલાકને ખુબ પંપ કરવાની જ ટેવ હોય છે. કેટલી વખત કેરો નીકળી જવાથી મોટો ભડકો થાય છે અને તેના સળગાવનારનો ભોગ લે છે.

વળી સ્ટવ સળગાવવા કરતાં તેને મુકવાની ખાસ વ્યવસ્થા કરવી જોઈએ. આપણે ચોકપર બેસીને રાંધીએ છીએ પરંતુ સ્ટવ માટે ઉંચી જગ્યા રાખવી જોઈએ. દરેક ઘરમાં પાણીઆરૂં હોય છે. તેવી જગાનો ઉંચો પથરો રાખી તેના ઉપર સ્ટવથી કામ લેવું.

જો સળગાવવામાં અને મુકવામાં સાવચેતી રાખવામાં આવશે તો સ્ટવથી કોઈ જાતનું નુકશાન નહિ થાય અને દુકાનદારે વેચતી વખતે તેને સળગાવવાની પૂરી માહિતી આપવી જરૂરી છે, તેમ થશે તો સ્ટવના ભોગ થતા અટકશે.

કેટલાક આ જાતના કેસો થાય છે. તે સ્ટવથી દાઝયા કરીને ઢાકપીછોડ થાય છે પણ જો બહેનો સ્ટવથી દાઝવાનું બંધ કરશે તો ઢાક પીછોડા ઓછા પડશે. આ તો દાઝયા ઉપર ડામ જેવું થાય છે અને મરી જાય છે અને સ્ટવ વગોવાય છે. બીન આવડત મણાય તે જુદું. માટે ઉપલી બાબતો લક્ષમાં લઈ જેમ બને તેમ સ્ટવથી દાઝવાના કેસ નીકળી જાય એવી તાલીમ લેવી જોઈએ

**લશ્કરમાં કૂટણખાનાં :**

કુલવેણીમાં આ બાબતના બે ફકરા વાંચક સમક્ષ મૂકયા છે.

આપણને વાંચીને એક વિચાર તો જરૂર આવે જ છે કે લશ્કરીઓ એ પ્રજાજન જ છે. એ લોકો કંઇ જંગલના ઢોર નથી હોતા. દેશના સંરક્ષણ માટે પ્રજાજનોમાંના કેટલાંક લશ્કરી ખાતામાં જાય છે. વળી યુદ્ધ દરમિયાન કેટલાકોને ફરજીઆત જવું પડે છે.

સ્ત્રીઓ તરફ અનાચાર–અત્યાચાર જે થાય છે તે આજ ભાઇઓ તરફનો છે. લડાઇ શરૂ થયે પુરૂં વર્ષ પણ નથી થયું. શું આ પુરૂષો એટલા અધમ છે કે સ્ત્રી વગર થોડા વખત પણ ન ચાલે? કેટલાંએ દમ્પતિ ઘણો વખત છુટાં રહે છે માટે આવાં કૂટણખાનાં તો ન જ હોવાં જોઇએ. અત્યાર સુધી પશ્ચિમના સુધારા જોયા પરંતુ ત્યાં પણ સામાજીક સડા કેવા છે તે જ્યારે આવો કટોકટીનો સમય આવે છે ત્યારે માલુમ પડે છે. જાતિય વૃત્તિ સંતોષવામાં ન આવે તો ગાંડા થઇ જવાય કે રોગી થઇ જવાય એ ભયંકર ભૂલ છે.

આપણે ન છુટકે એટલું જ કબુલ કરીશું કે આવી વસ્તુ એ માનવ જીવનનો કરૂણ પરાજય છે. પરંતુ એ પરાજય પર જીત મેળવવી એ કામ આપણું જ છે. પ્રત્યેક મનુષ્યે યાદ રાખવું જોઇએ કે વિશ્વભરની બ્હેનોની લાગણી આપણી બેનો જેવી જ હોય છે.

આ પ્રશ્ન સ્રીજાતિનો છે માટે તમામ જાતિની બ્હેનોએ એકઠાં મળી આ સુધરેલા જમાનામાં શરમરૂપ, કલંકરૂપ વસ્તુનો સદંતર નાશ કરવા સતત પ્રયાસ કરવા જોઇએ.

**ગ્રાહકો નોંધી લે :**

ચાલુ ઑગસ્ટના અંક સાથે ગુણસુન્દરી ૧૭ વર્ષ પૂરાં કરી સપ્ટેમ્બરથી ૧૮મા વર્ષમાં પ્રવેશ કરે છે. દરેક ગ્રાહક બંધુનો તેમણે આપેલા સહકાર બદલ આ તકે આભાર માનીએ છીએ. ગ્રાહક તરીકે આવતા વરસે આપ ચાલુ રહેશોજ એવી ખાત્રી છે તથા એ ઉપરાંત આપને વિનંતી કે આપ આપના મિત્રમંડળ તથા સ્નેહીવર્ગમાં ગ્રાહક થવા ભલામણ કરી અમોને અમારા કાર્યમાં સહાય આપશો. લડાઇના વખતમાં પણ અમે અમારું આ સેવાકાર્ય લવાજમમાં કોઇ પણ વધારો કર્યા વગર ચાલુ રાખ્યું છે. તેમાં ગ્રાહક બંધુઓ અમારી આ વિનંતી ધ્યાનમાં લઇ જરૂર સહકાર આપશે.

જે જે ગ્રાહકોનાં લવાજમ ચાલુ માસ આખરે પૂરાં થાય છે. તેઓએ પોતાનાં લવાજમ ઑગસ્ટની તા ૨૫ મી સુધીમાં મનીઑર્ડરથી રૂ. ૪-૬-૦ મોકલી આપવા વિનંતી છે લવાજમ મોકલતી વખતે ગ્રાહકો પોતાનો ગ્રાહક નંબર લખવો કૃપા કરે. જેઓનાં લવાજમો મનીઑર્ડરથી મળી ગયાં હશે તેઓને નવા વર્ષનું ભેટ પુસ્તક સપ્ટેમ્બરમાં રવાના કરવાની વ્યવસ્થા કરવામાં આવશે.

જે ગ્રાહકોને કોઇપણ સંજોગોમાં ગ્રાહક તરીકે ચાલુ રહેવા ઇચ્છા ના હોય તેઓએ પોતાના ગ્રાહક નંબર સહ તા. ૨૦ ઑગસ્ટ સુધીમાં ખબર આપવા તસ્દી લેવી જેથી કરીને કાર્યાલયને નાહકનું વી. પી. ખર્ચ કરવું ના પડે

જે ગ્રાહકો તરફથી તા. ૨૦ ઑગસ્ટ સુધીમાં લવાજમ મનીઑર્ડરથી નહીં મળે તેઓને આવતો અંક વી. પી થી રવાના કરવામાં આવશે તો તે સ્વીકારી લેવા વિનંતી છે મનીઑર્ડર કે પત્રવ્યવહાર નીચેના સરનામે કરવા ખાસ નોંધી લેશો

વ્યવસ્થાપક : 'ગુણસુન્દરી'
C/o લુહાણામિત્ર પ્રેસ, રાવપુરા, વડોદરા.



ફ્લીસ્ટ

ફ્લીસ્ટ છે ફ્લીસ્ટ છે ફ્લીસ્ટ છે રે
કહો ક્યારે રૂડેરી ફ્લીસ્ટ છે?

મહિનો તો થઇ ગયો
વારો તો વહી ગયો
મનડું હવે તો અધીર છે રે
કહો ક્યારે રૂડેરી ફ્લીસ્ટ છે?

નલિન પંડિત

# ચપટી ચાપુ

એનું નામ તો ખાસ્સું ભગવાનદાસ હતું, પણ બધા એને ભગો કહીને જ બોલાવતા.

કોઇક જ એને ભગાભાઇ અથવા ભગાશેઠ કહેતું.

એને ભગો કહીને બોલાવવાનું પણ કારણ હતું. એનામાં મૂળથી જ અકકલની ખામી હતી, ત્યાં અધૂરામાં પૂરું કરવા એને સાસરેથી કાગળ આવ્યો કે ભગાશેઠને ચાર દહાડા રહેવા મોકલજો.

એ વાંચીને એના બાપ મગનશેઠને વિચાર થઇ પડયો કે ભગાભાઇ સાસરે જઇને શું નું શું કરી આવશે! એની સાથે અમથા રાતના કાળાને મોકલીએ તો કામ પાર પડે. કાળામા જરા યે કવણુ ન હતુ.

મગનશેઠે બીજે દિવસે કાળા રાત સાથે ભગાને સાસરે મોકલ્યો.

ભગાભાઇનાં સાસુ ભારે માયાળુ. એમણે જમાઇ માટે સેવો રાંધી હતી.

બાજુ કાળા રાતને એમણે જમવા બેસાડયા.

ફૂલવાડી, મજાની ફૂલવાડી, ફરવા જાઉ ગાભાઇને સેવનું નામ ખબર નહિ
ગોળ ને ચોરસ દીસે છે કયારા, પાસે છે પાવડો–કો
દૂરથી દોડતું આવે ત્યાં પાણી, પાણી બધું ચૂસવાવાળો ભા.'
સાસુએ પૂછયું:
વૃક્ષોની ઉપર ચઢેલી વેલીઓ, જાણે? ઓઢી લીલી સાડી–ફૂ
સુંદર મજાનાં ફૂલડાં ખીલે, ઝાડનાં ઝુંડની ઝુકી ઝાડી–ફૂલવાડ. ભર્યાં,
મીઠાં ફળો ત્યાં પાકે મઝાનાં, ફળ નિત અમને આપે માળી–ફૂલવાડી૦
ફૂલડે ફૂલડે બેસે પતંગીયાં, ઉડતાં એ અમને ભાળી–ફૂલવાડી૦
બાબુને ગમતાં બહુ પતંગીયાં, પકડીને મૂકતો ઉડાડી–ફૂલવાડી૦
આગળ પતંગીયાં પાછળ બાબુ, જાણે એ રમતાં સાતતાળી–ફૂલવાડી૦
ઉડીને ફૂલ પર બેસી જતાં એ, ફૂલડાં દે એને સંતાડી–ફૂલવાડી૦
વાડીમાં સોહતી લીલી લીલોતરી, જમીન ભાસતી હરિઆળી–ફૂલવાડી૦
ગમે મને ખુબ એ ફૂલવાડી, આનંદ દે છે, દુઃખ ટાળી–ફૂલવાડી૦

મજલાલ ગૌરીશંકર પંડ્યા

## ફીસ્ટ

ફીસ્ટ છે ફીસ્ટ છે ફીસ્ટ છે રે
કહો ક્યારે રૂડેરી ફીસ્ટ છે?

મહિનો તો થઇ ગયો
વારો તો વહી ગયો
મનડું હવે તો અધીર છે રે
કહો ક્યારે રૂડેરી ફીસ્ટ છે?

નલિન પંડિત

ફીસ્ટ છે ફીસ્ટ છે ફીસ્ટ છે રે
તા. પેલીની માર્ચે ફીસ્ટ છે.

લાડવા ને ભજીયાં દાળ ને ભાત
ચટણી ને રાયતાં સાત સાત શાક
પાક મંદિરમાં ફીસ્ટ છે રે ભાઇ
૧લીની માર્ચે ફીસ્ટ છે.

જમવાને આવજો લોટાજ લાવજો
ગાન ભોજનનાં મંદિર ગજાવજો રે ભાઇ
તા. ૧લીની માર્ચે ફીસ્ટ છે.

ફીસ્ટ છે ફીસ્ટ છે ફીસ્ટ છે રે
ભાઇ તા. ૧લીની માર્ચે ફીસ્ટ છે.

ભિખુભાઇ

# ચપટી ચાપુ

એનું નામ તો ખાસ્સું ભગવાનદાસ હતું, પણ બધા એને ભગો કહીને જ બોલાવતા.

કોઇક જ એને ભગાભાઇ અથવા ભગાશેઠ કહેતું.

એને ભગો કહીને બોલાવવાનું પણ કારણ હતું. એનામાં મૂળથી જ અક્કલની ખામી હતી, ત્યાં અધુરામાં પૂરૂં કરવા એને સાસરેથી કાગળ આવ્યો કે ભગાશેઠને ચાર દહાડા રહેવા મોકલજો.

એ વાંચીને એના બાપ મગનશેઠને વિચાર થઇ પડયો કે ભગાભાઇ સાસરે જઇને શુંનું શું કરી આવશે! એની સાથે અમથા રાતના કાળાને મોકલીએ તો કામ પાર પડે. કાળામાં જરા ચે કવણુ ન હતું.

મગનશેઠે બીજે દિવસે કાળા રાત સાથે ભગાને સાસરે મોકલ્યો.

ભગાભાઇનાં સાસુ ભારે માયાળુ. એમણે જમાઇ માટે સેવો રાંધી હતી.

એક બાજુ ભગાભાઇ ને બીજી બાજુ કાળા રાતને એમણે જમવા બેસાડયા.

તાંસળીમાં સેવ લાવીને બેઉને પીરસી. ભગાભાઇને સેવનું નામ ખબર નહિ એટલે એણે પૂછયું:

'કાળા રાત, કાળા રાત, આ શું?'

કાળારાતે ગમ્મત કરવાનો વિચાર કરીને કહ્યું: 'બાચકો બોઆં.'

પછી આવી ખાંડ. બબ્બે ચપટી બેઉનામાં પીરસાઇ ત્યાં ભગાભાઇએ પૂછયું:

'કાળારાત, કાળારાત, આ શું?'

રાત કહે: 'ચપટી ચાપુ.'

ઘીની વાટી વતી સાસુએ ઘી પીરસ્યું ને બીજું કંઇક લેવા રસોડામાં ગયાં, ત્યાં તો ભગાભાઇએ કાળારાતને પૂછયું:

'કાળારાત, કાળારાત, આ શું?'

રાતે હસતાં હસતાં જવાબ આપ્યો: 'તારા દાદાનું કપાળ!'

ભગાભાઇને સેવો ખૂબ ભાવી. જેટલી પીરસી હતી તેટલી બધી એણે તો સફાચટ કરી. બીજી સેવો જોઇતી હતી અને દરેક ચીજનાં પોતે કાળારાતને નામ પૂછી લીધાં હતાં એટલે એણે તો મોટેથી કહ્યું:

'એ....બાચકો બોઆં, ચપટી ચાપુ અને આટલું તમારા દાદાનું કપાળ લાવજો.'

એ સાંભળીને સાસુ બિચારી વિચારમાં પડી ગઇ. એને લાગ્યું કે ભગા શેઠ આમ કેમ બોલે છે!

છતાં મૂંગે મોઢે એણે સેવ લાવીને પીરસી. ખાંડ ને ઘી પણ પીરસ્યાં.

ભગાભાઇએ સેવો પર સારી પેઠે હાથ માર્યો.

ભગાભાઇની સાસુને જમાઇએ બાચકો ભોબાં ને ચપટી ચાપુ કહ્યું તેનો ખુલાસો જોઇતો હતો, તે એણે મોડેથી કાળારાત પાસે માગ્યો. 'ભગાશેઠે બાચકો ભોબાં, ચપટી ચાપુ, ને મારા દાદાનું કપાળ, એમ કેમ કહ્યું ?'

કાળારાતમાં તે કૈં કવણુ હોય ! એણે વાત ફેરવી અને ખુલાસો કર્યો :

'બા; તમે એનો ભેદ ન સમજ્યાં ? અમારે ત્યાં ઝીણી માથાના વાળ જેવી સેવ કરે. તમારી સેવ તો જાડી–જાડી હતી, અને તમે બાચકો ભરીને પીરસી હતી; તેથી એમણે બાચકો ભોબાં કહ્યું. અમારે ત્યાં સેવ તાંસળીમાંથી તવેથા વતી પીરસવાનો રિવાજ છે. પછી તમે ચપટીએ ચપટીએ ખાંડ પીરસી, તે એમણે ચપટી ચાપુ કહ્યું. અને ખાંડ પછીથી ઘી પીરસ્યુ, એટલે તમારા દાદાનું કપાળ કહ્યું. અમારે ઘેર ખાંડની વાડકી જ મૂકી દે, કે જેથી મહેમાન જોઇએ તેટલી ખાંડ લે. ખાંડ પીરસતાં પહેલાં ખુબખુબ ઘી પીરસે, અને તે પછીથી જ ખાંડ આપે. ખાંડ પહેલી પીરસે તો સેવોમાંથી પાણી છૂટે અને ઘી ઓછું વરે એટલે એ એવું બોલ્યા.'

સાસુએ બિચારીએ બીજે દિવસે ઝીણી માથાના વાળ જેવી સેવ કરીને બેઉને સારી રીતે જમાડયા. કાળારાતે ભગાભાઇને અક્કલ આપી હતી એટલે બધું યે સાંગોપાંગ પાર પડયું.

ઘેર આવીને કાળારાતે આ બધી વાત કરી, અને તે લોકોએ જાણી, ત્યારથી જ બધા એને ભગો કહીને બોલાવવા લાગ્યા.

નાગરદાસ ઇ. પટેલ

卐

## જાપાનનો હજામ

કોઇ બાલ બનવા લો, મેં નાવી હું જાપાનકા; (ધ્રુવ)
અરમન મુંડી, જરમન મુંડી ઔર મુંડી જાપાન;
મુંડ મુંડ કે આયા હિંદુસ્તાન–કોઇ. (૧)

× × ×

ઝાંઝીબારસે લવીંગ ખરીદે, કોકોનટ મોમ્બાસેસે;
ડારેસલામ સે સાયકલ ખરીદકે આયા હિંદુસ્તાન–કોઇ (૨)

તુલસીદાસ મોહનલાલ સંઘવી

# શત્રુંજય

[ ગયા અંકથી ચાલુ ]

'નટવર ! આ દહેરાં કોણે બંધાવ્યાં હશે ?' પંડિતજીએ સવાલ કર્યો.

'કેટલાંક પહેલાં હતાં. એ કોણે બંધાવ્યાં તે મને ખબર નથી પણ મોટે ભાગે વસ્તુપાળ અને તેજપાળે ઘણાં દહેરાં બંધાવ્યાં છે. એ બેઉ ભાઇઓ કુટુંબ સહિત જાત્રાએ નીકળ્યા હતા ત્યારે પોતાનું ધન સુરક્ષિત રાખવા એમણે એક જગ્યાએ ખાડો ખોદવા માંડયો. એ જગ્યાએથી એમને અઢળક ધન મળી આવ્યું. આ બધા પૈસાનું શું કરવું તેનો એમને વિચાર થઇ પડયો.

'તેજપાળની સ્ત્રી અનુપમાદેવીએ સૂચના કરી કે આ બધું ધન શિખર ઉપર રાખો કે જેથી સૌ કોઇ જુએ પણ લઇ જઇ ન શકે. એ બધાં જૈનધર્મ પાળતાં હતાં એટલે એમણે શત્રુંજય, આબુ અને દેલવાડા ઉપર જૈન મંદિરો બાંધવામાં એ પૈસા વાપર્યા.'

'અરરર ! આ શું ? તમને તે કંઈ ભાન છે ?' એક આરજા સુમન તથા કાલિકાદેવીને સંભળાવતી હતી 'આજે આદિશ્વર દાદાનો જન્મ દિવસ છે અને એકકેક પગલે અનેક જન્મનાં પાપ ધોવાઇ જાય છે ત્યારે તમે આ પવિત્ર ડુંગર ઉપર ચંપલ પહેરીને ચઢો છો ?'

અરે તારી ! હવે સમજાયું કે, એનો રોષ અમારા ઉપર નહિ પણ અમારાં ગરીબ બિચારાં ચંપલો ઉપર હતો.

'એમાં શું ? પેલા ડોળીવાળાએ શું પહેર્યું છે તે તો જુઓને !' સુમને કહ્યું.

'એ તો લોક છે.' આરજા બોલી

એટલામાં તો બે યતિ, પાંચ સાત યાત્રિકો વિગેરે એકઠા થઇ ગયા. સૌને આ બોલાચાલીમાં મઝા પડી.

'ત્યારે અમે પણ લોક છીએ.' સુમને ઠંડે કલેજે જવાબ આપ્યો. 'અમે જૈન નથી.'

'અને અમને ખબર હોત તો જોડા કાઢીને આવત ! બાકી આવા ઉનાળામાં ઉઘાડે પગે તપેલા પથરા પર શેકાતે શેકાતે ચાલવાનું પૂણ્ય અમારે નથી જોઇતું !' પંડિતજી બોલી ઉઠયા.

'ના ભાઈ ! અમારાથી બધાને એવો આગ્રહ ન કરાય.' એક વૃદ્ધ યતિએ કહ્યું, 'જૈનેતર માટે છુટ છે. તમને ખબર નહિ એટલે શું થાય ! બાકી કંતાનના જોડા નીચે મળી શકે છે.'

'મેં તો તમને જૈન ધારીને કહ્યું.' આરજાએ ખુલાસો કર્યો.

'હરકત નહિ. અમને ખબર નહિ એટલે શું કરીએ.'

અને એ પ્રકરણ બંધ થયું.

અમારૂં ભારખાનું ચઢતું હતું: ઉંચે ઉંચે પણ ધીરે ધીરે.

'ઓહો ! હજી તો તમે આટલે જ આવ્યાં !' એક ભારેખમ શેઠાણી ડોળીમાં બેઠી હતી. એ અમારી સાથે નીકળેલી તે ડોળીમાં ચઢીને ઉતરતી હતી. એણે અમને કીડીને વેગે ચઢતાં જોઇને સુમનને કહ્યું.

'હાસ્તો બ્હેન ! તમે તો પારકે પગે ચઢયાં ને પારકે પગે ઉતરશો છો !'

'શું કરીએ ! ચઢવાની શક્તિ જોઇએ ને ! આ તો આદિશ્વર દાદાની કિરપા છે તે આ વરસે આઠમી વાર ચઢી '

'પોતાને નહિ તો પારકે પગે પણ જાત્રા કરવામાં યે પૂણ્ય છે !'

આમને આમ અમારૂં ઉંચે ચઢવાનું ચાલુ રહ્યું.

રસ્તો ફંટાતો હતો.

અમે ટુંકો રસ્તો પસંદ કર્યો.

એ રસ્તે અમે જઇ ચઢયા એક દરગાહમાં, શત્રુંજય ઉપર, જૈનોની કિલ્લેબંધીમાં પણ દરગાહ !

'નટવર ! આનું શું કારણ ?' પંડિતજીએ પૂછયું.

'અંગ્રેજી રાજ્યઅમલને તો દોઢ સદી થઇ તે પહેલાંનું હિંદુસ્તાન કેવું હતું તેનો તમને ખ્યાલ છે ?'

'મુસલમાનોએ કેટકેટલાં મંદિરો તોડયાં હતાં ? એમાંથી બચવા માટે આટલી દૂરઅંદેશી વાપરી હોય તો ના નહિ.'

'એમજ હશે.'

અમે દરગાહમાં ગયા પીર ઉપર લોકોને ભારે શ્રદ્ધા જણાતી હતી. સેંકડો ઘોડિયાં પારણાં ચઢાવ્યાં લાગતાં હતાં.

ત્યાંથી અમે મંદિરોમાં ગયા.

શત્રુંજય એ દેવોનું નગર છે. દેવોને માટે એ બંધાયું છે. માનવો કરતાં દેવોની તથા એમનાં મંદિરોની સંખ્યા ત્યાં વધારે છે.

એકંદર ૮૬૩ નાનાં મોટાં દહેરાંઓ છે.

એના બે મુખ્ય વિભાગો છે અને એ બન્નેની વચ્ચે ખૂબ ઉંડી ખાઇ છે. ખાઇ પુરીને એકબીજામાં જવા આવવાના રસ્તાની સગવડ કરી છે. એ આખા નગરને ફરતો મજબુત કોટ છે.

શત્રુઓ સામે ટકી શકે એવી એની કિલેબંધી છે. એને એક મુખ્ય દરવાજો છે અને અંદર નાના મોટા ૧૯ દરવાજા છે. એ દરેકને જુદાં જુદાં નામ આપ્યાં છે. રામપોળ, હાથીપોળ એવાં એના નામો છે. દરેક દરવાજાની અંદરની બાજુ એકકેક મુખ્ય દહેરૂં અને તેની આજુબાજુ નાનાં મોટાં અનેક દહેરાં છે.

આખુ નગર નવ જુદી જુદી ટુંકોમાં વહેંચાઇ ગયું છે. એનાં પણ જુદાં જુદાં નામ છે. મોતીશાની ટુંક જાણીતી છે.

છેક ૧૧ મી સદીથી એ બંધાવાં શરૂ થયેલાં. મુસલમાનોના વખતમાં શરૂઆતમાં એ તોડાયેલાં પણ પંદરમી સદીમાં જૈનોએ બાદશાહોને રાજી કરી સનદો મેળવી ને મંદિરો સમરાવ્યાં ને કંઇ નવેસરથી બાંધ્યાં.

એક બીજાથી ચઢિયાતાં, અઢળક નાણું ખરચીને બંધાવેલાં આ દહેરાંઓ કારીગિરીના સુંદર નમુના રૂપ છે. જૈનોએ એની પાછળ ખર્ચ કરવામાં મણા નથી રાખી!

એ જોતા જોતા અમે આગળ ચાલ્યા.

અનેક મંદિરો, એક જોઇને બીજું ભૂલી જઇએ. એટલાં સુંદર, એમની બાંધણી, બેનમૂન કારીગિરી અને પ્રફુલ્લ વાતાવરણ જોઇ મંદિરો બાંધવાને આ સ્થળની પસંદગી સાર્થક લાગી.

' આ ભીમની બહેન. ' શિખર ઉપરથી મળી ગયેલા અમારા ભોમિયાએ કહ્યું ' એ રીસાઇને આ ગોખલામાં સંતાઇ ગઇ છે. '

' એ ત્તારી નટવર ! તેં કંઇ વાંચ્યું છે ? ' પંડિતજીએ પૂછ્યું ' ભીમને બહેન હતી ? '

' નારે ભાઇ ! ' મેં કહ્યું ' વખતે ભોમિયાની ભૂલ થતી હશે ! '

' ખરી વાત છે ! ' ભોમિયે કહ્યું. ' એ ભીમની બહેન છે. ભીમને બહેન હતી '

અને છેક સાડાઅગિયારે નીચે મુખ્ય દરવાજે પહોંચ્યા. દૂધ કે દહીં બધું ખલાસ થઇ ગયું હતું. અમે તો બધાં ભૂખ્યાં થયાં હતાં.

માથે મે મહિનાનો સૂરજ તપતો હતો.

અમે નીચે ઊતરવા માંડયું.

નીચે ઊતરતી વખતે વધારે સાવચેતી રાખવાની હતી પથરા ઉપરથી પગ લપસે તો સો યે વરસ પૂરાં !

સુમન અને કાલિકાદેવીની હેરાનગતિનો પાર ન હતો એમને ચક્કર આવતાં હતાં એટલે હાથ પકડીને ઊતાર્યા સિવાય છુટકો ન હતો

ચઢવા કરતાં ઉતરવામાં ઓછો વખત લાગ્યો.

સાડાબારે અમે ઉતરી રહ્યા.

નીચે પણ કંઇ વેચાતું મળતું ન હતું.

જૈનો માટે કણીના લાડુ અને ગાઠિયાનું સદાવ્રત હતું પણ કે શિરા માટે શ્રાવક થવાય ! મને તો મન થઇ ગયું પણ પંડિતજી જેવા શુદ્ધ સનાતની બ્રાહ્મણે વાંધો ઉઠાવ્યો.

' હું તો દસ વાગ્યાનો રાહ જોઉં છું. ' મોટરવાળો બોલ્યોઃ તમને તો ઘણું મોડું થયું.

' શું કરીએ ! અમારૂં બારખાનું ચાલે ત્યારેને ! ' મેં કહ્યું.

બધા બેસી ગયા. મારે ને પંડિતજીને બીજા નાકા સુધી ચાલવાનું હતું.

રસ્તે બજારમાં મોટરને ઉભી રાખવા સૂચના આપી હતી. કોઇ સારી હોટલ કે દુકાનમાંથી ખાવાનું લેવું હતું.

' આઠ કપ ચહા લાવજો. ' ત્યાંની આગેવાન હોટલમાં મોટરમાં બેઠાં બેઠાં ઓર્ડર આપ્યો.

'બાપુના હુકમથી ચહા બધે બંધ છે.' હોટલમાંથી જવાબ મળ્યો. 'બીજું કાંઇ મંગાવો. આઇસક્રીમ તૈયાર છે.'

અમે આઇસક્રીમ ખાધો.

બીજા નાકા સુધી ચાલીને અમે બેઉ મોટરમાં બેસી ગયા.

અને દોઢ વાગે અમે સૌ સોનગઢને રસ્તે પડયા. *

( સમાપ્ત )

નાગરદાસ ઇ. પટેલ

卐

# વિજ્ઞાન વિહાર

**પવન કેટલા વેગથી દોડે છે ?**

પવનનો વેગ છ માઈલથી માંડીને સાઠ માઇલ સુધીનો હોય છે. સાધારણ પવન વાતો હોય છે ત્યારે તેની ગતિ કલાકના આશરે છ માઇલની હોય છે. જરા જોરથી આવતો હોય તો તેની ગતિ કલાકની આશરે બાર માઇલની હોય છે. જો પવન ફુંકાતો હોય તો તેની ગતિ કલાકના આશરે વીસ માઇલ હોય છે. જો વંટોળિયો કે એવું હોય તો પવનની ગતિ કલાકના આશરે ચાળીસ માઇલની હોય છે, અને જો ખરેખર પવનનું તોફાન જ હોય તો તેની ગતિ કલાકના લગભગ સાઠ માઇલ સુધી પહોંચી જાય છે.

× × ×

**વીજળી અને મેઘગર્જના એકી સાથે થાય છે છતાં આપણે કેમ એકી સાથે જોઇ અને સાંભળી શકતા નથી ?**

વીજળી અને મેઘગર્જના ખરી રીતે તો એકી સાથે જ ઉત્પન્ન થાય છે; છતાં આપણે વીજળી પહેલાં જોઇએ છીએ અને ગડગડાટ પછી સાંભળીએ છીએ. વીજળી અને ગડગડાટ જ્યારે ઘણે દૂર ઉત્પન્ન થાય છે ત્યારે આપણે વીજળીનો ચમકારો જોયા પછી કેટલીક વારે ગડગડાટ સાંભળીએ છીએ. આમ થવાનું કારણ વીજળીની અથવા પ્રકાશની અસાધારણ ગતિ છે. પ્રકાશની ગતિ એક સેકન્ડના ૧,૮૬,૦૦૦ માઇલની છે, જ્યારે અવાજની ગતિ ઘણી જ ધીમી છે, અને તે એક સેકન્ડના ૧૧૦૦ ફુટની છે. આ ઉપરથી એટલું તો ચોકકસ સમજાશે કે ઘણે દૂરથી પણ પ્રકાશ આંખના પલકારામાં આવી જશે, જ્યારે અવાજને આવતાં બહુ જ વખત લાગશે. વીજળી અને ગડગડાટ જ્યારે આપણા માથા ઉપર કે પાસે જ હોય ત્યારે વીજળીનો ચમકારો અને ગર્જના લગભગ એકી સાથે આપણે જોઇ અને સાંભળી શકીશું. જો કોઇ વખત તમે દૂર પર્વત ઉપરથી અથવા તો દરિયામાં દૂર વહાણ ઉપરથી કોઇને બંદૂક ફોડતાં જોયો હશે તો તમને બંદૂક ફૂટયાનો પ્રકાશ પહેલાં દેખાયો હશે અને તે પછીથી થોડી વારે બંદૂક ફૂટયાનો અવાજ સંભળાયો હશે. આમ થવાનું કારણ ઉપર પ્રમાણે છે; એટલે કે પ્રકાશની ગતિ અવાજની ગતિ કરતાં અસાધારણ વધારે છે અને તેથી જ આંખો કાનના કરતાં પ્રકાશને વહેલો જોઈ શકે છે અને કાન ઘણો મોડો અવાજ સાંભળી શકે છે.

પુરૂષોત્તમ હ. પટેલ બી; એચ. સી.

---

* તાજેતરમાં પ્રકટ થનાર ' પ્રવાસકથાઓ 'માંથી

આ માસિક વડોદરા-રાવપુરામાં ધી લુહાણામિત્ર પ્રિ. પ્રેસમાં અંબાલાલ વિઠ્ઠલભાઈ ઠક્કરે પોતાને માટે છાપી અને તેજ ઠેકાણેથી પ્રસિદ્ધ કર્યું. તા. ૩૧-૭-૪૦

હિન્દુસ્તાન સીનેટોન કૃત

## સૌભાગ્ય

ફિલ્મના સુમધુર ગાયનોની

જી પી { ચંદ્રમુખી દેખ તુમ્હે
૧૦૩૪ { જાદુભરી બાંસુરિયા

જી પી. { આશાકા ઝૂલા ઝૂલે
૧૦૩૫ { અબ તો લગન હરિસે લાગી

જી પી { પીયલમે ઘર સે મેરા
૧૦૩૬ { રૂપ લુટાને વાલે કિરણો

જી પી. { કલીને ભુલાયા મુઝે કયો ?
૧૦૩૭ { જગકી એક કહાની

રેકર્ડ્ઝ બહાર પડી ગઈ છે

સત્વરે સાંભળો

## યંગ ઇન્ડીયા




## ઑગસ્ટ ૧૯૪૦

નવી રેકર્ડ્ઝ

ત જ્ઞાનેશ્વર * વાયદા * આદમી
ચિત્રોના ગાયનોની રેકર્ડ્ઝ સાંભળો



ખાસ પર્યુષણ માટે જૈન સ્તવનો—
મા. બાબુ મહેતા
ડી એ. ૬૦૫૦
" આતો લાખેણી આંગી કહેવાય
અને
દેખી શ્રી પાર્શ્વતણી મૂર્તિ "

" ઈ બાયડીનો વિશ્વાસ નહીં "
કોમીક ભા. ૧-૨
રંગભૂમિની અભિનેત્રી
હીરાબાઇ
ડી એ ૬૦૪૯ રેકર્ડ પર
ચંદુ દરૂ પાર્ટી સાથે
રજુ કરે છે.

શ્રાવણ માસ નજીક આવતો હોઇ
**ભોળાનાથ-શંકરની આરતી**
ધી ગુજરાત મ્યુઝીકલ સોસાયટી સીન્ડીકેટ
રજુ કરે છે
" શ્રી હરિહરની આરતી " ભા. ૧-૨
ડી. એ. ૬૦૪૭

કાન્તિલાલ બરોડીયા અને
બાલમિત્ર
ડી એ. ૬૦૪૮
"આવ્યો મદારી પોળમાં"
ભાગ ૧-૨

કાન્તિલાલ

પ્રકાશ પીકચર્સ કૃત
" ભગત
નરસિંહ "
ના ગાયનોની રેકર્ડ્ઝ
સાંભળવા માટે
તૈયાર રહો

સચિત્ર ગરત કેટલોગ માટે અમારા ઓથોરાઇઝડ ડીલર્સને મળો અથવા લખો—

**ધી નેશનલ ગ્રામોફોન રેકર્ડ મેન્યુ. કંપની લી.**